

| | | |
|---|---|---|
| જન્મ સુરતમાં<br>ઇ સ ૨૩ મી આગષ્ટ<br>૧૮૫૪ | ઈચ્છારામ સૂ - દેસાઈ. | અવસાન મુંબઈમાં<br>ઇ. સ ૫ મી ડીસેમ્બર<br>૧૯૧૨ |

# CHANDRAKANT

## TREATISE ON THE PRINCIPLES OF VEDANT

VOL. II


BY

**ITCHARAM SURYARAM DESAI**

*LATE EDITOR "GUJARATI"*

&

*Prop "Gujarati" Press*


SEVENTH EDITION


**THE "GUJARATI" PRINTING PRESS**

SASSOON BUILDINGS, CIRCLE, FORT,

BOMBAY

1924

Price Rs. 4-8-0

# ચન્દ્રકાન્ત

વેદાન્ત જ્ઞાનનો સુખગ્રંથ

## તૃતીય પ્રવાહ—અચ્યુતપદારોહણ

ભાગ બીજો

કર્ત્તા

ઇચ્છારામ સૂર્યરામ દેશાઈ

'પંચદશી'પર ટીકા લખનાર, 'ગુજરાતી'ના આદ્ય તંત્રી,
"ગુજરાતી" પ્રેસના માલીક, ઇ૰

સપ્તમ આવૃત્તિ

"ગુજરાતી" પ્રિન્ટીંગ પ્રેસ
સાસુન બિલ્ડીંગ્સ, સર્કલ, કોટ–મુંબઈ

સંવત્ ૧૯૮૧ ઈ. સ. ૧૯૨૪

મૂલ્ય રૂ. ૪–૮–૦

| | | | |
|---|---|---|---|
| પ્રથમાવૃત્તિ | ... | ૧૯૦૦ | મુદ્રિત |
| દ્વિતીયાવૃત્તિ | ... | ૧૯૦૨ | પુનઃ મુદ્રિત |
| તૃતીયાવૃત્તિ | ... | ૧૯૦૯ | શોધિત વર્ધિત |
| ચતુર્થાવૃત્તિ | ... | ૧૯૦૯ | પુનઃ મુદ્રિત |
| પંચમાવૃત્તિ | ... | ૧૯૧૩ | શોધિત વર્ધિત |
| છઠ્ઠીઆવૃત્તિ | ... | ૧૯૨૦ | પુનઃ મુદ્રિત |
| સપ્તમાવૃત્તિ | ... | ૧૯૨૪ | પુનઃ મુદ્રિત |

રા. રા. મનઃસુખરામ સૂર્યરામ ત્રિપાઠી,

નડિયાદ.

પરમ સ્નેહી,

આપ મારાપ્રતિ સદા પ્રેમદૃષ્ટિથી જોતા આવ્યા છો; મારા શ્રમની યોગ્ય રીતે પ્રશંસા કરી, મારા ઉત્સાહમાં નિત્ય વધારો કરતા રહ્યા છો; તથા ચંદ્રકાન્ત મણિ સાથે થયલા પ્રબોધચંદ્રાંશુના સંયમથી માનવ-જીવનના કલ્યાણાર્થે અચ્યુતપદારોહણરૂપ મોક્ષામૃતને ઝરતા આ તૃતીય પ્રવાહના ઉદ્ભવને આનંદપૂર્વક વધાવનારા છો, વગેરે દર્શાવવા આ મણિ પ્રેમપૂર્વક સમર્પું છું, તે આપ સ્વીકારશો.

દેવશયની એકાદશી,
સંવત્ ૧૯૫૭.

તમારો સદાનો સ્નેહી
ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ

# વિવેક

## ( પ્રથમાવૃત્તિ )

સાયકાળનો 'પ્રકાશ' સદા વિલક્ષણતાથી ભરપૂર હોય છે, અને એ 'પ્રકાશ'ની પ્રભામાં અનંત રંગો તરંગિત થતા જણાય છે. ઓગણીશમી ને વીશમી સદીના સંધિકાળમાં દષ્ટિસમીપ વૈલક્ષણ્ય જ તરવરી રહ્યું છેઃ–સર્વમય ચૈતન્યાત્માનું વિવેચન કેવળ જ જડભૂમિકાની ભાષામાં અનુપમેય સ્વરૂપે કરવામાં આવે છે; અને અદ્ભુત અદ્વૈતદર્શન, જે વિશ્વના વિશ્વનો વેદ છે, પ્રેમૈક્યનો ગૂઢ મંત્ર છે, ને જેના સહવાસથી નવીન દિવ્ય દષ્ટિ જ પ્રગટી નિકળે છે, જે સ્વરૂપના અવલોકનથી વિશ્વનું વિશ્વ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય પ્રાપ્ત થઈ શકે છે, તેવા અદ્વૈતદર્શનને જડવાદીઓએ–પ્રેમના તત્ત્વને નહિ સમજનારાઓએ અરુચિકર જડ, આનંદરહિત, નીરસ બનાવી મૂક્યું છે! અદ્વૈતદર્શનના અનધિકારી જનો, જે દુરુપયોગ કરી પ્રતારણા ને પાપની જ વૃદ્ધિ કરે છે, તે શબ્દ માત્રના ભ્રમથી જે કુતાર્કિકતા જન્મે છે, તેનું જ ફળ છે. આ કુતાર્કિકતાએ મનુષ્યના જીવનને પારમાર્થિક ભૂમિકાથી ભ્રષ્ટ કરીને કેવી સ્થિતિને પમાડ્યું છે, એને માટે શબ્દો નથી! અદ્વિતીય બ્રહ્મનો–પ્રેમ બ્રહ્મનો સ્પર્શ કરો, સ્પર્શ માત્રથી વિપુલ વિશ્વૈક્ય અનુભવાશે–'જગદ્બંધુ'ના શબ્દવૈભવથી નહિ; ચેતનને જાણો, કર્તવ્યમાં નવું ચેતન આવશે; શબ્દોના મિથ્યા વ્યાપાર ત્યજો, નવા જીવનની સ્થિતિમાં ઉતરાશે–સ્વાર્થ સાથે પરમાર્થ કેવો નિકટનો સંબધ ધરાવે છે, તે જણાશે. આ સનાતન છે કે, અભેદની પ્રમામાં ઓગળી જનાર જ ભેદના ભ્રમના પારને પહોંચી વળે છે; અલંધ્ય પ્રેમના પારને પામનારો જ અદ્વિતીય પ્રેમના સત્યસ્વરૂપનું દર્શન પામી શકે છે. આ ગ્રન્થનો ઉદ્દેશ અનંતભેદતાની અભેદતા દર્શાવવાનો છે. ભેદતાના આદર્શમાં અભેદતાનું દર્શન કરાવવાનો છે.

વિશ્વનો પ્રેમ એવી અભેદતામાંથી ઐક્યનું જ્ઞાન કરાવે છે. જો સૂક્ષ્મ દષ્ટિપાત ચોપાસ કે એકપાસ નિપુણતાથી કરીશું, તો અવિલોકાશે કે, રાજ્ય કે વ્યવહાર, ધર્મ કે કર્મ, એ સર્વમાં અદ્વિતીય–પરબ્રહ્મનું દર્શન છે! પણ એનું રહસ્ય જાણનાર પણ જાણી શકતો નથી, તો અજાણનું શું ગજું? પરતુ આવું સત્ય, જે સાદું ને કશી પણ ટાપટીપ વગરનું છે, તે જાણવાને, અહુણાની પ્રવૃત્તિપ્રકૃતિ સમર્થ નથી–તે તો કંઈ નવા નવા તરંગમાં મોજ માને છે; તે રાગદ્વેષમાં રસળે છે; તે જગતમાં કંઈ નવું ને સત્ય જોય છે–વિશ્વમાં તેથી જાુદું જ! પુરાણ તે અસત્ય! દુનિયાંદારીના દોઢચતુરો દૈવીસંપત્ માટે નિર્માણ થયેલી ઉત્કૃષ્ટ

અભિલાષાને, પારમાર્થિક ઉદાર અને ઉત્કર્ષકારક વાતોને તુચ્છ અને ઠંડા પહોરની ગપોમાં ગોઠવી દે છે. આવી દોઢડાહી ચાતુરી કદાચ વ્યવહારમાં ઠીક ગણાય; પરન્તુ તે અહિત કરનારી, સુવર્ણની થાળીઓમાં લોઢાની મેખરૂપે છે। વ્યવહારકુશળ મનુષ્ય, કનક, કાંતા ને કીર્તિને ભલે ભજે, અનેક ખટાટોપ કરીને ભલે બાદશાહી ભોગવે; પણ અદ્વૈતમાં લીન પરમ રહસ્યના જ્ઞાતાની આનંદી દુનિયાં તેની પોતાની છે, ને તેમાં તે આનંદનાં લહરીયાં લે છે. આવી આનંદી લહરમાં લીન થતાં પ્રાણી માટે, જેઓને દુનિયાં જલ જાઓ, મર જાઓ, ધર જાઓ–તેની તમા નથી, તેવાઓને માટે, અને જેઓ પ્રેમનું શુદ્ધ સ્વરૂપ સમજે છે તેવાઓને માટે આ દ્વૈતમાં અદ્વૈતરૂપે ભાસતો તૃતીય પ્રવાહ છે. આ પ્રવાહ અભેદતાના વિશાળ અને ઇન્દ્રિયાતીત સ્થાનમાં વહી ગયો છે. મારી સાથે તમે આવો, ત્યાં (ક્યાં ? બ્રહ્મધામમાં) તમોને મણિમાણિક્યમય અમર સુંદર તીર દૃષ્ટિએ પડશે, સહજાનંદનો સાગર દૃષ્ટિએ પડશે, પરમાણુનું વિશ્વ દૃષ્ટિએ પડશે। લૌકિક તીક્ષ્ણ સ્પર્શવાળાં રત્નો ત્યાં નથી, તેપર તો ક્ષણભર બેસી શકાય જ નહિ–બેસતાં જ તાપ થાય। પણ ત્યાંનાં રત્નનાં આસનો કોમળમાં કોમળ ને સુખદમાં સુખદ છે, તે દૃષ્ટિએ પડશે; સમષ્ટિભાવનાથી વ્યષ્ટિસ્વરૂપનો લય થતો દૃષ્ટિએ પડશે। મારા જેવા થાઓ, ત્યાં તમને નિત્યના સુખદ સરોદ સંભળાવીશ–વાસનાથી મોહિત કરનારી નહિ, પણ વિશ્વૈક્યના વિપુલ હૃદયહારક ગાનના મંત્રનો અશ્રાવ્ય ધ્વનિ સુણાવનારી અપ્સરા દર્શાવીશ ! ત્યાં હું તમોને બતાવીશ કે, જે આનંદ આ વિશ્વમાં છે તે આનંદ ત્યાં નથી. ત્યાંનો આનંદ પ્રકાશથી ઝળહળતો ને નિત્ય છે–નેત્રને દુઃખદ નહિ, પણ સુખદ છે. જે આનંદમાં વ્યવહારચતુર મોજ માને છે, તે અલ્પકાળી છે; પારમાર્થચતુરનો આનંદ અદ્વિતીય અને અમર છે ! પ્રવાહના પારનો આનંદ ચિર સ્થિર છે; સુવા કે જરા રહિત છે–મન અને શરીરની પારનો અમર પ્રેમમય છે. અભેદમાં વિજય પામ્યાથી જે શાન્તિમય આનંદ પ્રાપ્ત થાય છે તે, પ્રેમ–જીવન ને સત્તાના પરમ ફળનો દાતા છે. એ ફળ વાસનાક્ષયથી પ્રાપ્ત થાય છે. વાસના રહિત થવું, એ જ મોક્ષ–દિવ્ય પ્રેમી થવું એ જ મોક્ષ. જન્મ મરણરહિત થવું, એ જ મોક્ષ; અને ત્યાં જ બ્રહ્મ ! એ બ્રહ્મ ક્યાં ? વાસનાક્ષયથી જન્મમરણને પાર પહોંચી, પરબ્રહ્મ સ્વરૂપ જોવા માટે ધન્વંતરિએ કહેલાં દિવ્ય નેત્ર લાવો. હું તમને બતાવીશ કે તે બ્રહ્મ આ રહ્યું !*

* સ્વર્ગના વૈદરાજ ધન્વન્તરિ, આ લોકમાં આયુર્વેદનો પ્રચાર થવા માટે, કાશીના રાજાને ત્યાં જન્મી, ઐશ્વર્યસુખ સંપાદન કરી, વનવાસમાં વસ્યા ત્યારે તેમની સંગે અનેક શિષ્યો હતા. તેઓને આયુર્વેદનું સંપૂર્ણ જ્ઞાન થયું; તે પછી એક સમયે સર્વે શિષ્યમંડળે પૂછ્યું "હે દેવ ! આપે અમોને વનસ્પતિ આદિના ગુણદોષ બતાવ્યા,

આવા અભેદપણાનો માર્ગદર્શક આ ગ્રંથ છે. રચના મેં નવીન કરેલી જણાશે. અદ્વૈતવાદીઓને શંકા થશે; પરંતુ ગૂઢતામાં સતત અભ્યાસનો પ્રકાશ જણાવાથી સાધકને 'સત્ય' તત્ત્વનું દર્શન થશે. તે છતાં હું જાણું છું કે, એ દર્શનની મારી કૃતિમાં ક્યાં મેં ઠોકર ખાધી છે; હું જાણું છું કે, ક્યાં ન્યૂનતા રહી છે; હું જાણું છું કે, મારો બચાવ નથી; અભેદ જ–નિત્ય છે, છતાં એવા અભેદને મેં ભેદવાળું બતાવી અભેદપણાનું અવલંબન કર્યું છે! અને આ પણ જાણું છું કે, ભેદમાંથી અભેદતાનું–અનંત લીલામય અભેદતાનું જ દર્શન કરાવવાનો પ્રયાસ પણ કીધો છે. આ પ્રયાસનું સ્ફોટન કરવાને માટે વિવેચકની જરૂર છે. જ્યાં મારાથી બન્યું છે ત્યાં હું પંડે જ વિવેચક થયો છું. પણ ગ્રન્થવિસ્તારના ભયથી ને એવા વિસ્તારવાળા વિવેચનપ્રતિ વાચક–જિજ્ઞાસુનો ભાવ બરાબર થાય કે ન થાય, એ શંકાથી, મેં કેટલુંક લખી દીધું છે. છતાં જો હજારે એક પણ જિજ્ઞાસુનો એ ઉપર પ્રેમ થશે, લાખે એકાદને પણ ગંભીર વિચાર કરવા જેટલી વાત પ્રાપ્ત થશે, તો માનીશ કે, મેં કંઈ કીધું છે, ને એ જ મારો સંતોષ–એ જ મારો આનન્દ–એ જ પુરુષાર્થનું ફળ!

ચન્દ્રકાન્તનો પ્રથમ ભાગ બહાર પડ્યાને આજે દશ વર્ષ પૂર્ણ થાય છે. પૂર્ણ કરવા ઇચ્છા અસીમ હતી, પણ કાર્યવશાત્ કેટલોક સમય તેપર લક્ષ દેવાયું નથી. થોડુંક લખાયું, યંત્રમાં મૂકાયું, પાછું વિઘ્ન નડ્યું; અને તેમ થવાથી કોઈ કોઈ સ્થળે દોષો રહી ગયા છે–ખેદપ્રદ દોષો છે, તેને માટે વાચક ક્ષમા આપશે. છતાં લાંબે સમયે પણ આ અદ્વૈતદર્શન પ્રગટ થાય છે, તે પ્રસંગે મારી એટલી જ પ્રાર્થના છે કે, વૃત્તિમાં ભોળા ને રાગમાં ઘેલા–પ્રેમલાઓએ, પ્રેમ, મૃદુતા ને સર્વમયતાથી લદબદ અભેદ–અદ્વૈત પ્રેમને, સૂકી ગાંઠ જેવું કરી મૂક્યું છે. તેઓ આ પ્રેમનું રહસ્ય સમજે તો મારી કૃતિની સફલતા જ છે! શાંતિ

દેવશયની એકાદશી
સંવત્ ૧૯૫૭

ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ

---

શરીરમાં રહેલી શિરાઓ કઈ કીયા સ્થાનમાં રહે છે, તે સ્થાન પણ બતાવ્યાં, કીયા સ્થાનમાંથી રોગનો ઉદ્‌ભવ થાય છે તે સ્થાનો બતાવ્યાં; વાયુનાં સ્થાન, કફનાં સ્થાન, પિત્તનાં સ્થાનો બતાવ્યાં, પણ જે જીવવડે આ આખું શરીર સર્વ વ્યાપાર કરી શકે છે, તેનું સ્થાન બતાવ્યું નથી!" ઋષિદેવ તે સાંભળી બોલ્યા, "તે સ્થાન જોવા માટે દિવ્ય ચક્ષુ જોઇએ; તે લાવો, હું તમોને તે સ્થાન બતાવીશ!"

# પ્રણય

—ઃ૦ઃ—

પ્રાચીન પરમાર્થવીરજ્ઞાની મહાત્માઓએ, શાસ્ત્રવચનથી, ગુરુના આદેશથી અને સ્વાત્માનુભવથી, જે પરમભાવનાનું દર્શન કરાવ્યું છે, તેમાં વ્યવહાર અને પરમાર્થ, સંસાર અને મોક્ષના તત્ત્વોનું દર્શન કરાવી, પરમ સત્ય જે અદ્વૈતાત્મદર્શન, તેના અનિર્વચનીય ભવ્ય પ્રકાશમાં જગતના જીવોને આણી મૂક્યા છે, અને તેના સામર્થ્યમાં મોહિત થઈ, મોક્ષ, મુક્તિ, પરમધામ, નિર્વાણ, કૈવલ્ય, એવા ભિન્ન ભિન્ન નામથી બોલાતાં પદ પામવાની આતુરતામાં મોહિત થયેલા જીવોને–મૂકેલા છે. એને પરમપદ કહો કે સત્ય જ્ઞાન કહો–તેનું સ્વરૂપ બહુ સાદાઇથી ને સીમારહિત દર્શાવાયલું છે. ધર્મની આજકાલની ચાલુ થયેલી પ્રવૃત્તિ સુસ્પષ્ટતાથી દર્શાવે છે કે, આ જગતના જીવોને કલ્યાણની પરમ ઇચ્છા છે. જીન્દગી ક્ષણભંગુર છે. ક્યાં સુધી ટકનારી છે, તે કોઈ જાણતું નથી. જીવન એવું ક્ષણિક છે કે, ક્ષણ માત્રમાં આ દેહ નિરતેજ થઈ જશે, પરંતુ પછી તે ક્યાં જશે, ને ત્યાં શી ગતિ થશે, તે સર્વ અંધકારમાં છે. છતાં તે જાણવાને પ્રાણી માત્ર આતુર છે–એમાંએ, પ્રત્યેક પ્રાણી–અથાક પ્રવૃત્તિમાન પ્રાણી પણ જન્મમરણની જંજાળમાંથી છૂટી મુક્તિ જ મેળવવાને આતુર રહે છેઃ–કોઈ સામીપ્ય મુક્તિનો તો કોઈ સાયુજ્ય મુક્તિનો, કોઇ સાલોક્ય મુક્તિનો તો કોઈ સારૂપ્ય મુક્તિનો અભિલાષી છે. એમ પ્રભુસેવનમાં જ આસક્તિ બતાવે છે–એટલા જ માટે કે, પ્રાણીમાત્રે સંસારની પ્રવૃત્તિ દુઃખદાયી માની નથી, પણ જે અગોચર–અદૃશ્ય છતાં સત્તાધારી છે, તેમાં જ સુખ માન્યું છે.

જીવને કોઈ જણાવે છે કે, એ જ સુખ સત્ય છે. પરંતુ એ સુખ એકાંત વનની પર્ણકુટીમાં રહેવાથી પણ મળે તેમ નથી, પર્વતની એકાંત ગુહા–જ્યાં ચંદ્ર સૂર્ય કે તારાઓનો પ્રકાશ પ્રવેશ થવા પામતો નથી ત્યાં સમાધિગ્રસ્ત રહેવાથી પણ પ્રાપ્ત થતું નથી, અથવા દેવળે દેવળે ફરી, ઘંટાનાદ બજાવી, પાપેનો પરિતાપ કરી, ગાલપર તમાચા મારી, નાક નિસરણી કરવાથી પણ મળતું નથી; પરંતુ સમષ્ટિરૂપ પરમ સ્વરૂપથી આકર્ષાઈ, જે જીવ ઇશ્વરમાં નિષ્કામ પ્રેમ પ્રયોજે છે, તે જ તેને પામે છે–ફળની આશારહિત બની ભજે છે–વાસનારહિત બની ભજે છે, તેને જ તેનું ફળ કાળક્રમે મળે છે. એ ફળ અદ્વૈત મંત્રથી મળે છે, પરમ પ્રેમથી પ્રાપ્ત થાય છે–વિશુદ્ધ પ્રેમથી અનુભવાય છે, અને તે જ પરમ સુખનું સ્થાન છે. આ સ્થાન કલ્પિત નથી, પણ સત્ય છે; ને તેને પરમ પુરુષાર્થનું અભિમાન રાખનાર નહિ, પણ સ્વાત્મતત્ત્વનો અનુભવી પ્રેમી જ ભોગવવાને ભાગ્યશાળી બને છે.

આવું ભાગ્ય ભોગવવાને અનેક જીવો આતુર છે, એ આ મણિની સેવાથી સમજાય છે. અનેક જીવોની આતુરતા પૂર્ણ થવા, જીવન અને પ્રેમનું ઐક્ય અપરોક્ષ ભોગવવાને ભાગ્યશાળી બને, તે માટેનું સત્ય આ ગ્રંથમાં દર્શાવ્યું છે. આત્મા માત્રની એકતા પરમાત્મામાં અનુભવવાથી આ કાર્ય સફળ થાય છે. અહં પ્રત્યયની નાસ્તિ જ આ સર્વ સુખપ્રાપ્તિનું મૂળ છે. નિષ્કામ-અનન્ય ભક્તિ જ પ્રભુ સામીપ્ય કરે છે. એવું સુખ મેળવવાને અનેક પ્રાણી તલસે છેઃ પરંતુ સાધનરહિત, પ્રયત્નરહિતને તે પ્રાપ્ત કેમ થઈ શકે? તથાપિ કંઈ કંઈ પ્રયત્નો થવા લાગ્યા છે, એ આનંદદાયી છે. પરમાત્મામાં પૂર્ણ પ્રેમ કરી એકતા કરવી, એ જ સર્વ સાધનમાં શ્રેષ્ઠતમ સાધન છે, એવું સાધન આ ગ્રંથમાં સધાવ્યું છે, તેથી જ તેના પ્રતિ લોકોની સારી ભાવના થવા પામી છે. તેને માટે તેને જ પ્રણામ કરો, કે જે સૌની સન્મતિનો દાતા છે.

આ દ્વિતીયાવૃત્તિમાં અસાધારણ ફેરફાર કરવામાં આવ્યો છે, ઘણો વધારો કરવામાં આવ્યો છે, રચનામાં પણ થોડોક ફેરફાર થયો છે. ઘણાકોની ઈચ્છા એવી પણ જાણવામાં આવી છે કે, એપર સંપૂર્ણ ટીકા થાય તો બહુ યોગ્ય થાય. એ માટે અવકાશ જોઇએ. આ ગ્રંથના ત્રીજા ભાગનો પ્રારંભ કરવા માંડ્યો છે, જે કાર્ય પૂર્ણ કરવાનું છે, તેથી મારા કરતાં કોઈ બીજી જ વ્યક્તિ આ ગ્રંથપર ટીકા કરે તો તે વધારે યોગ્ય ગણાય, ને ટીકા વધારે સારી થાય, એમ પણ મારું માનવું છે-બીજો પુરુષ વધારે સ્વતંત્રપણાથી ટીકા લખી શકે-આવાં કારણોને લીધે ટીકાનું કાર્ય મેં પડતું મૂક્યું છે; અને જે કાર્ય મેં આરંભ્યું છે, તેનેજ પૂર્ણ કરવામાં હું ગુંથાયો છું.

આ ગ્રંથમાં દર્શાવેલા કેટલાક સિદ્ધાંતના સંબંધમાં, કેટલાક જીવો, જે મતાંધતાથી મુક્ત નથી, તેઓના તરફથી (પત્રદ્વારા) આક્ષેપ થયો છે. તેવા સંશયાત્માઓને મારે જણાવવું જોઇએ કે, 'દૈવીસંપતને વિજયવતી દર્શાવવામાં, સ્વરૂપાનુસંધાનથી જ પરમ લાભ છે અને અભેદાનંદના તાન વગર-પરમ પ્રેમ વગર-મુક્તિ જ નથી, એ દર્શાવવામાં જ મારો આગ્રહ છે. કારણ કે આત્મોન્નતિમાં એ જ પ્રધાન કારણ છેઃ અને તે સિદ્ધ કરવા માટે જ મેં કેટલાક સિદ્ધાંતો દર્શાવ્યા છે. કંઇ મતમતાંતરવાળાઓપર આક્ષેપ કરવાના હેતુથી નહિ-કે કોઈ મતવાદી ઉન્માર્ગગામી થઇ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થવા પામે, તેવા હેતુથીએ નહિ. જે એક દેવના પ્રેમનો ભોગી હશે, પરંતુ અભેદાનંદનો ભક્ત ન હશે, પ્રેમાનુભવી ન હશે, જેણે સ્વાનુભવના પ્રેમનો અનુભવ કર્યો નહિ હશે તેવા-અભેદ પ્રેમના રસને ન જાણનાર મુગ્ધ મનુષ્યો માટે આ મારો પ્રયત્ન નથી. પરંતુ આ પ્રયત્ન તો તેને માટે છે કે સર્વાકાર, સર્વમય,

એકરસ પરમાત્માના ઉચ્ચ સ્થાનમાં જે પ્રેમનો ભોગી બન્યો છે અને જેણે અનન્યતામાં જ સર્વ અર્પણ કર્યું છે. શ્રીમદ્ ભાગવતમાં કહ્યું છે કે, सर्वदेवनमस्कारः केशवं प्रतिगच्छति । તેમ કોઈ પણ દેવ, પંથ, મત, કે દર્શન-પ્રતિ મારો ભેદભાવ નથી. એ ભેદ કેવળ અજ્ઞાનમૂલક છે. તેથી યોગ્ય અધિકારીએ તેમાં નહિ પડતાં આખી દુનિયાંના એક છેડાથી તે બીજા છેડા સુધીના મહાત્માઓએ જે અનન્યભક્તિ–અભેદતાને પરમ શ્રેષ્ઠ ગણ્યું છે, તે જ ભક્તિમાં વિલીન થવું, એ જ પરમ સાધન છે. એવી જેની વૃત્તિ નહિ બની હોય ને જે ભેદભાવ અનુભવતા હોય, તેઓને મારી વિનતિ છે કે, આ ગ્રંથના બંને ભાગોનો સારી રીતે અભ્યાસ કરવો, કે જેથી તેઓની 'સ્વ' એવી અભિમાનગ્રથિનો નાશ થાય. શ્રી ગીતામાં પણ જણાવ્યું છે કે स तया श्रद्धया युक्तस्तस्याराधनमीहते । लभते च ततः कामान्मयैव विहितान् हि तान् ॥ એ પ્રમાણે જેઓ અન્ય દેવોના ઉપાસકો છે, તેઓ તે તે દેવનું ઉપાસન કરે છે, જેનું ફળ તો તેઓને મળશે, પણ જેમ મહારાજાની સભામાં બિરાજ-નાર, મંત્રી, અમાત્ય, સેનાધિપતિ, પંડિતજી વગેરે જૂદા જૂદા મનુષ્યોની સેવાનું જૂદું જૂદું ફળ હોય છે, પરંતુ રાજાની સેવાનું ફળ તે સર્વ ફળ કરતાં શ્રેષ્ઠ હોય છે. તેમ જ આ વિશ્વના રાજાની સેવા પણ સર્વોત્તમ એવા મુક્તિફળને આપનારી છે. શિવગણ પુષ્પદંતે પણ કહ્યું છે કે नृणामेको गम्यस्त्वमसि पयसामर्णव इव । જળ માત્ર જેમ એક સમુદ્રમાં જ જાય છે, તેમ જ સર્વ માર્ગ, પંથ, સંપ્રદાય, વગેરેમાં રહેલા જીવોને, અધિકાર પ્રાપ્ત થતાં જણાય છે કે, માર્ગ માત્રનો ઉપાસ્ય તું જ એકનો એક છે—એમ પરમાત્મા એક જ, બે પ્રભુ નથી. છતાં મારી વાણીના સંબંધમાં કોઇને કોઇ પણ પ્રકારની ભેદવૃત્તિ જણાય, ટીકાયોગ્ય જણાય, શંકાયોગ્ય જણાય, તો તેવા પંડિતંમન્યોને માટે મહા કવિ ભવભૂતિના આ વચનથી જ હું સંતોષ માનીશ કે, यथा स्त्रीणां तथा वाचां साधुत्वे दुर्जनो जनः ॥

દેવશયની }
૧૯૫૮. }

ઈ. સૂ. દેસાઈ

# બુદ્ધિયોગ

## તૃતીયાવૃત્તિ

વિનાશી મોહ, માયા, મમતાથી ભરપૂર કષ્ટદાયી છતાં આપાતતઃ રમણીય લાગતા ખટપટીયા જગતમાંથી, ઉચ્ચતમ સ્થિતિપર લઈ જનારા અને જ્યાં ગયા પછી પુનઃ પાછું ફરવાનું-પડવાનું થતું નથી, એવા અક્ષરધામની કામના કરનારા, અચ્યુતપુરના પ્રવાસીના સ્વરૂપાનુસંધાન માટે રચાયેલા, ચંદ્રકાંતના બીજા ભાગની આ ત્રીજી આવૃત્તિ જનસમૂહ સમક્ષ મુકતાં, એ શબ્દ ઉચ્ચારવા અનુચિત ગણાશે નહિ. જીવિત એ એક યાત્રા છે અને એ યાત્રામાં અનેક પ્રકારની પ્રકૃતિ વિકૃતિનો અનુભવ થાય છે. પ્રવૃત્તિમય જીવિતને કોઇવાર, કોઈ ક્ષણે, ચાલુ સ્થિતિ કરતાં ઉચ્ચતર સ્થિતિની અપેક્ષા થયા વગર રહેતી નથી. એવા પુરુષની જિજ્ઞાસા તૃપ્ત કરવાના હેતુથી, આ ગ્રન્થની રચના કરવામાં આવી છે. જીવિત માયિક કે મિથ્યા છે, એમ માનવાનું કંઇ ખાસ કારણ નથી; એમાં અનંત શક્તિઓ સમાયલી છે, પરન્તુ તેને જાણવા-ખીલવવા માટે, સાધારણ મનુષ્યની બુદ્ધિ પહોંચી શકતી ન હોવાથી, તેવાઓને માટે આ પ્રયત્ન થયો છે; અને તેવા જીવો યથાશક્તિ ગ્રહણ કરી શકયા છે, એ સંતોષની વાત છે.

તત્ત્વવેત્તાઓ કોઈ પણ વ્યવહારની, સમાજની કે અભિપ્રાયની પરવા કરનારા નથી; તેઓ મોટી મોટી પદવીઓ મેળવવાની ઇચ્છા ધરાવનારા નથી; મંડળીઓ અને મીજબાનીઓ, મોજમજાહો અને કંચનીઓના નાચો કરાવી લોકસમુદાયમાં સારું નરસુ કહેવડાવવાની હોંશ ધરાવનારા નથી; દુનિયાં કેટલા અશ્વના બળથી કેટલી આગળ વધે છે, તેની દરકાર કરનારા નથી; પરન્તુ આત્મસ્વરૂપમા મસ્ત બનીને ઉન્નત જીવન ગાળે છે-અને મોટા રાજ્યદ્વારી પંડિતંમન્યોની કલ્પનાશક્તિની મંદતા અને અલ્પતા વિચારી તેને હસી કહાડે છે. લોકો આવા તત્ત્વવેત્તાઓની ચેષ્ટા કરે છે, પણ જ્યારે એ તત્ત્વવેત્તા ડાહી ડમરી દુનિયાંના વ્યવહારકુશળ મનુષ્યની દોઢડાહી ચાતુરીને છેદી ભેદી ભૂકો કરી નાંખે છે, ત્યારે દુનિયાં ચિત્રવત્ થઈ ટગર ટગર જોયા કરે છે! આ ગ્રંથ સાંસારિક મોજમજામા રચીપચી રહેલાઓ માટે નથી, પરંતુ માનવી જીવિતને દૈવી જીવિત બનાવવાની-પરમતત્ત્વની જિજ્ઞાસા ધરાવનારાઓને માટે છે. આંખમાં આંજેલા કાજળને જેમ આંખ જોઈ શકતી નથી, તેમ જ અજ્ઞાનીઓની અજ્ઞાનથી ઢંકાયલી બુદ્ધિ, જગતની પરિણામે કાળાશ મારતી, પણ વર્તમાન કાળમાં ઝગઝગતી દેખાતી વસ્તુઓને જ કલ્યાણકારી જુવે છે-કાળાશને તે જોઈ શકતી

નથી. માયાના ઉપાસકો ભલે તેનું સેવન કરે; અજ્ઞાન, આળસ, જડતા, પ્રમાદ, મૂઢતા વગેરે તામસ સૃષ્ટિમાં તેઓ ઉંધણસીની માફક ભલે રાચે; પણ તેમાંથી સમયપ્રાપ્તિ વિના જાગ્રત થઈ શકશે નહિ. એમાંએ કર્મનો વિપાક સાધન છે, શુદ્ધ કર્મો જ પુરુષને જીવાત્માનો અને પરમતત્ત્વનો શોધક બનાવે છે અને એવા માટે પણ આ ગ્રન્થ આદર કરવા યોગ્ય જણાયો છે.

આ જગતમાં બે પ્રકારની સંપત્તિ છે: દૈવી અને આસુરી. ગમે તેવો પંડિત અને સૂક્ષ્મદર્શી હોય, પરંતુ આવરણરહિત શુદ્ધ સત્ત્વગુણી બુદ્ધિ વિના દૈવીસંપત્તિ જાણવાને ભાગ્યશાળી બનતો નથી. વિક્ષેપ અને આવરણશક્તિ, બુદ્ધિપ્રસારમાં ગ્રહની પેઠે અવરોધ કરનારી છે; તેથી રાજસ અને તામસ જીવ દૈવીસંપત્તિથી વિમુખ જ રહે છે; અને તેવા જીવોને નિવૃત્તિ પામવાનું સાધન હોતું નથી. દૈવીસંપત્તિ પ્રાપ્ત કરવાને નિર્માનીપણું, યમ, નિયમ, ભક્તિ, સ્વસ્વરૂપનો અનુભવ, પરમ શાંતિ અને પરમાત્મામાં દઢ નિષ્ઠા, એ જ શ્રેષ્ઠ છે; એ જ આનન્દરસની પ્રાપ્તિ કરાવે છે. જ્યાં સુધી મનુષ્ય "હુંપણા"નો ત્યાગ કરતો નથી, ત્યાં સૂધી તે વિવેક-વિજ્ઞાનનો અધિકારી થતો નથી.

આ લોકના જીવ આંબાના વૃક્ષનો ઉપભોગ કરનારા પેઠે ત્રણ પ્રકારના છે: આંબાનો વાવનાર, તેના ફળનો વેચનાર અને ફળના રસાસ્વાદ લેનારને જેમ, જૂદી જૂદી ફળપ્રાપ્તિ થાય છે; તેમ જૂદી જૂદી રુચિના જીવોને જૂદુ જૂદું ફળ તત્ત્વજ્ઞાનમાથી મળે છે. પણ જેમ આંબાના ફળનો સ્વાદ લેનાર જીવ ખરી ખૂબી-ખરો આનંદ-ખરો રસાસ્વાદ ચાખવા-ભોગવવાને ભાગ્યશાળી બને છે, તેમ તત્ત્વજ્ઞાનનો ખરો આનંદ ભોગવવાને તો તે જ જીવ ભાગ્યશાળી થાય છે કે, જે તત્ત્વના ખરા સ્વરૂપની લહેજત ચાખે છે.

આ ગ્રન્થની પ્રથમ આવૃત્તિ પ્રગટ થયા પછી કેટલાક મતવાદીઓ તરફથી શંકાસમાધાન માટે, કેટલાએક તરફથી ઉહાપોહ માટે અને કેટલાએકના તરફથી વિવાદ માટે પત્રો મળ્યા હતા. તેમાંથી જિજ્ઞાસુનાં સમાધાન કરવામાં આવ્યાં છે, અને વિવાદબુદ્ધિથી કે મતાંધપણાથી આવેલા પત્રોને નમસ્કારથી જ વધાવી લીધા છે. લોક ભિન્નરુચિના હોય છે. કોઇને ટાઢું સહેવાય તો કોઇને ઉષ્ણ, પરન્તુ અબાધિત તત્ત્વ તો એક જ સ્વરૂપમાં રહે છે. અલ્પજ્ઞ જીવ તેના સ્વરૂપથી અજ્ઞાન હોય છે. તેવા અજ્ઞાની જીવોને તત્ત્વના સ્વરૂપનું જ્ઞાન કરાવીને સદ્ગુણને માર્ગે લાવવાનું કામ મહાત્મા પુરુષોનુ છે, પણ અલ્પજ્ઞ જીવનું તે કાર્ય નથી. પરંતુ જો આ ગ્રન્થમાંનું થોડું પણ થોડાઓને આદરણીય થઈ પડ્યું છે, તો તે મારે માટે ઓછું આનંદજનક નથી.

આ ત્રીજી આવૃત્તિમાં કેટલેક સ્થળે વિષયનું સ્ફોટન કરવામાં આવ્યું છે, અશુદ્ધિદોષ પણ સુધારવામાં આવ્યો છે, તથા ચંદ્રકાંતના ઉપાસકોને વિશેષ

સરળ થઈ પડે તેવો યોગ્ય સુધારો કરવામાં પણ આળસ રાખવામાં આવ્યું નથી. અસ્થિર જીવનમાં લોકકલ્યાણના હેતુથી જે કંઇ અલ્પ સેવા મારાથી બની આવી છે, તે મેં બજાવી છે, સારા નરસાની પરીક્ષા કરવાનું કામ વિદ્વાનોનું છે.

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ॥

એ ભગવદ્‌વાક્ય પ્રમાણે જે પરમાત્મા સર્વની બુદ્ધિના પ્રેરક છે, તેમની ઇચ્છાનુસાર મનુષ્યજાતિને સદ્‌ગુણના માર્ગ ગ્રહણ કરવા માટે તથા તેમનાં મનમાં ઉચ્ચભાવનાઓનાં બીજ રોપવા માટે, આ પ્રયત્ન મારાદ્વારા થયો છે. એ સફળ કરવાનું કાર્ય તો તે જ પ્રભુના હાથમાં છે કે, જે ભક્તજનોને બુદ્ધિયોગ–સન્મતિનો યોગ આપવાની સત્તા ધરાવનાર છે. તે પ્રભુને પ્રેમપૂર્વક પ્રણામ !

મુંબઈ
સંવત્ ૧૯૬૫. કાર્તિકી પૂર્ણિમા } ઇચ્છારામ સૂર્યરામ દેસાઈ

---

## પ્રકાશકો તરફના બે બોલ

આ ચન્દ્રકાન્ત નામનું પુસ્તક અમારા સ્વ. પૂજ્ય પિતાશ્રીનું રચેલું છે, અને તે જ્યારથી છપાઈ પ્રકટ થયું છે ત્યારથી એક સરખું લોકપ્રિય થઈ પડેલું છે. તેની લોકપ્રિયતા અને એક ધાર્મિક ગ્રન્થ તરિકેની ઉપયોગીતા તેની ૨૫ વર્ષમાં થયેલી સાત આવૃત્તિઓથી જ સિદ્ધ થાય છે. વળી તેની હિન્દીમાં પણ એક આવૃત્તિ થઈ છે, અને મરાઠી ભાષામાં આ બીજા ગ્રન્થનો અનુવાદ અમારા તરફથી છપાય છે. એટલે તેની પ્રસિદ્ધિ આખા દેશમાં થઈ ગઈ છે. મૂળ કર્તાએ પોતાના જીવનકાળમાં દરેક આવૃત્તિએ એમાં યોગ્ય લાગ્યો તેવો સુધારો વારંવાર કર્યો હતો. છાપવાનાં સાધનોની મોંઘવારી અને મજુરીમાં થયેલી વૃદ્ધિને લીધે તેની કીંમતમાં ફેરફાર કરી શકાયો નથી. આ પુસ્તકના ત્રણ ભાગો છે, પણ તે ત્રણે ભાગો એક સટમાં મળી શકતા નહોતા, તે હવેથી મળી શકશે. ઈશ્વર કૃપાએ આ વર્ષમાં જ તેની એક એક આવૃત્તિઓ છાપવાનો સુયોગ થયો છે. આશા છે કે આ ત્રણે ભાગો પૂર્વની માફક લોકોના જીવન વહેવારમાં સુધારો કરતા રહેશે તો કર્તાના આત્માને શાંતિ થશે.

મુંબઈ
વિ. સં. ૧૯૮૧
દત્તજયતિ } લી.
પ્રકાશકો

# અનુક્રમણિકા



## તૃતીયપ્રવાહ—અચ્યુતપદારોહણ

## પીઠિકા

## બટુક ઉપદેશ અથવા બ્રહ્માગ્નિનું મંડાણ

## મહાલહરી–પરમપદ

# मङ्गलम्

मंगलं भगवान्विष्णुर्मंगलं गरुडध्वजः ॥

मंगलं पुंडरीकाक्षो मंगलायतनं हरिः ॥ १ ॥

અર્થ—શ્રીભગવાન્ વિષ્ણુ, ગરુડધ્વજ, પુંડરીકાક્ષ અને હરિ એ ભગવાનના માંગલિક નામો મંગળ કરો!

शक्यं यन्न विशेषतो निगदितुं प्रेम्णैव यों िर्न्

मृद्वङ्गीवदनेन्दुमण्डलमिव स्वान्ते विधत्ते मुदम् ।

यन्मुग्धानयनांतचेष्टितमिवाध्यक्षेऽपि नो लक्षितं

तत्तेजो विनयादमन्दहृदयानन्दाय वन्दामहे ॥ २ ॥

અર્થ—જે તેજનું વર્ણન કોઈ પણ પ્રકારે વિશેષતાથી કરવું અશક્ય છે, સુંદરીના મુખરૂપી ચન્દ્રમણ્ડળ પેરે જે તેજનું પ્રેમપૂર્વક ચિંતન કરવાથી જે અંતઃકરણમાં આનંદ આપે છે, અને સમીપમાં છતાં પણ મુગ્ધા સ્ત્રીઓના નેત્રના છેડાના ચેષ્ટિત પેરે જે તેજ જાણવામાં આવતું નથી, તે તેજને, હૃદયના અપાર આનંદ માટે સવિનય વંદન કરીએ છીએ.

ध्यानाभ्यासवशीकृतेन मनसा तन्निर्गुणं निष्क्रियं
ज्योतिः किंचन योगिनो यदि परं पश्यंति पश्यंतु ते।
अस्माकं तु तदेव लोचनचमत्काराय भूयाच्चिरं
कालिंदीपुलिनेषु यत्किमपि तन्नीलं महो धावति ॥ ३ ॥

અર્થ–યોગીઓ ધ્યાનના અભ્યાસથી વશ કરેલા મનવડે ગુણરહિત અને ક્રિયારહિત અનિર્વચનીય એવા તેજોમૂર્તિ પરબ્રહ્મને જોતા હોય તો તેઓ ભલે જુવે! પરતુ યમુનાના તીરો ઉપર અનિર્વચનીય શ્યામ રંગરૂપ જે તેજ દોડ્યા કરે છે, તે તેજ લાંબા વખત સુધી અમારાં નેત્રને નિરવધિક આનંદ આપો.

ब्रह्मानंदं परमसुखदं केवलं ज्ञानमूर्तिं
द्वन्द्वातीतं गगनसदृशं तत्त्वमस्यादिलक्ष्यम्।
एकं नित्यं विमलमचलं सर्वधीसाक्षिभूतं
भावातीतं त्रिगुणरहितं सद्गुरुं त्वां नमामि ॥ ४ ॥

અર્થ–પરબ્રહ્મરૂપ, આનંદરૂપ, પરમ સુખ આપનાર, એક મૂર્ત્તિ, જ્ઞાન મૂર્ત્તિ, સુખદુઃખરહિત, આકાશની પેઠે નિરૂપાધિક, तत्त्वमसि એ મહાવાક્યથી જાણવામા આવનારા, એક, નિત્ય એટલે નાશરહિત, મળરહિત, અચળ, સર્વની બુદ્ધિના સાક્ષીભૂત, ઉત્પત્તિરહિત, ત્રણ ગુણોથી રહિત અને સદ્ગુરુ એવા તમને હુ નમું છુ

मृद्वीका रसिता सिता समशिता स्फीतं च पीतं पयः
स्वर्यातेन सुधाऽप्यपायि कतिधा रम्भाधरः खण्डितः ।
सत्यं ब्रूहि मदीयजीव भवता भूयो भवे भ्राम्यता
कृष्णेत्यक्षरयोरयं मधुरिमोद्गार क्वचिल्लक्षितः ॥ ५ ॥

અર્થ–હે જીવ ! તેં પૃથ્વીપર વારંવાર ભટકતાં ઘણો વખત દ્રાક્ષનો સ્વાદ લીધો છે, સાકર ખાધી છે, સ્વાદિષ્ટ દૂધ પીધું છે, સ્વર્ગમાં ગયા પછી અમૃતનો સ્વાદ પણ લીધો છે અને રંભા નામની અપ્સરાના અધરનું પાન કર્યું છે, પરન્તુ ખરું કહે, કે તને કોઈ પણ પદાર્થમાં કૃષ્ણ એવા બે અક્ષરનો મધુર ઓટકાર આવ્યો છે?

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ।
लक्ष्मीकांतं कमलनयनं योगिभिर्ध्यानगम्यं
वंदे विष्णुं भवभयहरं सर्वलोकैकनाथम् ॥ ६ ॥

અર્થ–શાંત આકૃતિવાળા, સર્પની શય્યાપર પોઢનારા, નાભિમાં કમળવાળા, દેવોના ઈશ્વર, વિશ્વના આધારભૂત, આકાશની પેઠે અલિપ્ત, મેઘ જેવા શ્યામ રંગના, કલ્યાણરૂપ અંગવાળા, લક્ષ્મીના પતિ, કમળ જેવા નેત્રવાળા, યોગીઓએ ધ્યાનથી જણાય તેવા, ભવના ભયને હરનારા, સર્વ લોકના એક નાથ એવા વિષ્ણુને હું વંદન કરું છું.

किं तीर्थं हरिपादपद्मभजनं किं रत्नमच्छा मतिः
किं शास्त्रं श्रवणेन यस्य गलति द्वैतान्धकारोदयः ।
किं मित्रं सततोपकाररसिकं तत्त्वावबोधः सखे
कः शत्रुर्वद खेददानकुशलो दुर्वासनासञ्चयः ॥ ७ ॥

અર્થ–શ્રીહરિનાં ચરણકમળનું ભજન તે જ તીર્થ છે, નિર્મળ બુદ્ધિ તે જ રત્ન છે, જેના શ્રવણથી દ્વૈતરૂપ અંધકારનો નાશ થાય તે જ શાસ્ત્ર છે, તત્ત્વજ્ઞાન એ જ નિત્ય ઉપકાર કરવામાં પ્રેમાળ મિત્ર છે અને દુઃખ દેવામાં કુશળ એવો દુષ્ટ વાસનાનો સમુદાય, તે જ શત્રુ છે.



# चन्द्रकान्त

## तृतीय प्रवाह–अच्युतपदारोहण



## पीठिका

वेदस्याध्ययन कृतं परिचितं शास्त्रं पुराणं श्रुतं
सर्वं व्यर्थमिदं पदं न कमलाकान्तस्य चेत्कीर्त्तितम् ।
उत्खातं सदृशीकृतं विरचितस्सेकोऽम्भसा भूयसा
सर्वं निष्फलमालवालवलये क्षिप्तं न वीजं यदि ॥

અર્થ–ક્યારાને ખોદી, ચારે તરફથી સરખી પાળ કરીને તેમા પુષ્કળ પાણી રેડવામાં આવે, તોપણ તેમા જો બીજ વાવવામાં આવે નહિ તો સર્વ પરિશ્રમ નિષ્ફળ થઈ પડે છે, તે જ રીતે વેદનુ અધ્યયન કર્યુ હોય, શાસ્ત્રોનો પરિચય રાખ્યો હોય અને પુરાણો શ્રવણ કર્યાં હોય, તોપણ કમળાકાન્ત જે વિષ્ણુ, તેના ચરણનું જો કીર્તન (ગુણગાન) કર્યું ન હોય તો વેદાધ્યયનાદિ સર્વ પરિશ્રમ વ્યર્થ થઈ પડે છે



### [illegible] દર્શન

દિવસ ઘણો [illegible] ચઢ્યો હતો; વનમાં પશુ તથા પક્ષીઓ પોતપોતાને કામે લાગી ગયાં હતાં; આમ્રલતાઓપર ઝઝૂમી રહેલી પક[illegible]ખોનો મધુર સ્વાદ લેવાને પોપટો તથા કોકિલાઓ મીઠા લાગતા શબ્દો સાથે જ્યાં ત્યાં ઊડાઊડ કરી રહ્યાં હતાં; સુંદર અને વિશાલ સરોવરોનાં કાંચન સરખાં નિર્મળ જળપર વિચિત્ર અને સુગંધવાળાં કમળપુષ્પો ખીલવા માંડ્યાં હતાં; પ્રફુલ્લિત થતાં વિવિધ જાતિના સુવાસિત પુષ્પોના પરાગ લેવાને શ્યામ ષટ્પદો સર્વત્ર ગુંજારવ કરતા ફરવા લાગ્યા હતા; હિમગિરિ ઉપરથી હિમ પીગળીને થયેલાં સ્વચ્છ જળનાં ઝરણો, ખળખળાટ શબ્દ કરતાં વહી રહ્યાં હતાં; સદાકાળ પુષ્પ



# વરેપ્સુવૃત્તાંત

## राजपुत्रवत् तत्त्वोपदेशः ।

### પંથી ઋષિઓની વાતચિત

જે દિશા ભણી આ અદ્ભુત બાળક અદૃશ્ય થઈ જતો જણાયો, — તેજ દિશાભણી લાંબી દૃષ્ટિ કરતાં, અંતરિક્ષમાં જતા કપોતવર્ણા ધૂમ્રના ગોટ દેખાતા હતા. વધારે નજીકમાં જતાં એ ધૂમ્રવાળી જગ્યાએ અનેક ધ્વજા તથા પતાકાઓ ફરકતી જણાતી હતી. એ દેખાવ તે માર્ગે થઈ જનાર પંથીના મનમાં, 'ત્યાં શું થતું હશે?' એવો પ્રશ્ન ઉત્પન્ન કરતું હતું. થોડીવારમાં તે માર્ગે થઇને કેટલાક પવિત્ર મનવાળા અને ગમે તેવા દુષ્ટ હૃદયને પણ દર્શન માત્રથી સુમાર્ગે વળવાની ઈચ્છા કરાવનારા, પુણ્યરૂપ બ્રહ્મર્ષિઓ જતા જણાયા. તેઓનું ચલન પેલી પવિત્ર ધૂમ્રવાળી જગ્યા ભણી જવાનું હોય, એમ જણાતું હતું. તેઓ પરસ્પર ધર્મસંબંધી, કર્મસંબંધી, યજ્ઞાદિસંબંધી ને તેવડે થતી સ્વર્ગાદિક લોકની પ્રાપ્તિસંબંધી, અનેક વાર્તાલાપ કરતા ચાલ્યા જતા હતા. તેમની વાતચિત ઉપરથી એમ જણાતું હતું કે ત્યાંથી થોડેક છેટે કોઇ એક રાજા મોટો યજ્ઞ કરતો હતો, ત્યાં આ સર્વ મંડળ, તેનાં દર્શનાર્થ જતું હતું. તે પ્રસંગે તેઓમાંના એકે એવું પ્રશ્ન કર્યું કે, "વારુ દ્વિજવર્યો! આ યજ્ઞ કરનાર વરેપ્સુ રાજા, આવડો મોટો યજ્ઞ, કે જે અપાર દ્રવ્ય તથા સત્તા વિના થઈ શકે નહિ, તે કોઈ અમુક દૃઢ કામનાને અર્થે જ કરે છે, એવું જે મે સાંભળ્યું છે, તે શું સત્ય છે? જો તેમ હોય તો એવી શી તેની સબળ કામના છે, તે આપ કોઇના જાણવામાં આવ્યું છે?" એ સાંભળી તે ઋષિમંડળમાંથી એક વૃદ્ધ ઋષિ બોલ્યો; "વત્સ! યજ્ઞાદિક મહત્ કર્મો નિષ્કામપણે કરી ભગવદર્પણ કરવાં, એવી શાસ્ત્રની મહાત્મા જનોને આજ્ઞા છે. તેવા યજ્ઞોનું પરિણામ જો કે અતિ શ્રેષ્ઠ છે, પરંતુ તે

પ્રમાણે લૂખાં એટલે કામના વિનાનાં કર્મો કરવાં, એ પ્રત્યેક જનને પ્રથમ પ્રીતિકર લાગતાં નથી; તેવી મનોવૃત્તિ તો કોઈ ભાગ્યશાળી અધિકારી પુરુષની જ હોય છે. આ લોકમાં તેવા તો વિરલ જ. જનવર્ગનો મોટો ભાગ સઘળાં કર્મો કામનાને વળગીને જ કરનારો છે ને તે જ પ્રમાણે આ રાજા પણ યત્ન કરે છે. એના મનમાં એ માટે એક સુદૃઢ કામના છે, પણ તે કેમ ઉત્પન્ન થઈ, તે જાણવા સારુ તેનો આખો ઇતિહાસ જાણવાની અગત્ય છે, તે તું સાંભળ હું કોઇ કોઇવાર એના પ્રસંગમાં આવેલો છું, તેથી એ રાજાની પૂર્વ સ્થિતિનો ઇતિહાસ મારા જાણવામાં છે."

## વરેપ્સુ રાજર્ષિ તે કોણ?

એટલું કહી તે વૃદ્ધ ઋષિ ક્ષણવાર પછી બોલ્યા; "રાજા વરેપ્સુ બાળપણામાં ઘણી જ નિકૃષ્ટ સ્થિતિમાં હતો. એનાં માતપિતા એને ઘણો નહાનો મૂકીને સ્વર્ગવાસી થયાં હતાં, તેથી એને વનમાં વસનારા એક ઋષિને આશ્રયે રહેવું પડ્યું હતું. અગિયાર વર્ષનો થયો ત્યારે એને ઉપવીત સંસ્કાર પણ તે ઋષિએ જ કર્યો. ત્યાર પછી તેને અધ્યયન કરાવવા માંડ્યું. ઋષિ પરમ દયાળુ હોવાથી વરેપ્સુને પોતાના પુત્રોના સરખો જ ગણતા, ને તેનાં માતપિતા મરી ગયાં છે, એવું કોઈ વાતે તેના મનમાં ઓછું આવવા દેતા નહિ. પોતાના પુત્રોની સાથે તેને પણ ઋષિએ થોડાક કાળમાં વેદ, વેદાંગ અને તેના પૌરુષોપયોગી એવી ધનુર્વિદ્યા ભણાવી. વળી ઋષિના ઘરમાં શ્રૌત અગ્નિહોત્ર હોવાથી તે સંબંધી દર્શ પૌર્ણમાસાદિ ઇષ્ટિઓ અને બીજી સઘળી ક્રિયાઓ પણ તે જાતે જ પરિપૂર્ણ શિખી ગયો. એક સમયે ઋષિના શિષ્યો અને પુત્રોની સાથે વનમાં દર્ભ સમિધાદિક લેવાને એ ગયો હતો, ત્યાં, કેટલાક બાળકો ખેડેલી જમીનમાં ઉગેલા કુમળા દર્ભ ઊખેડવા માંડ્યા; કોઇએ પીપળો, ખાખરો, ઊંબરો, આકડો, ઇત્યાદિક વૃક્ષોનાં કાષ્ઠો ભાંગી ભારોટીઓ કરવા માંડ્યો; ને વનફળ લેવા સારુ વૃક્ષોપર ચઢી ગયા; કેટલાકો કેટલાંક પુષ્પ વીણવા મંડ્યા; ને કેટલાકે આસપાસનાં કાપણી કરી લીધેલાં ખેતરોમાંથી ડાંગર, જવ, ઇત્યાદિક અનાજનાં કણુસલાંનો સલો કરવા માંડ્યો. કેટલીકવારે પોતપોતાનું કામ કરી તૈયાર થયેલા તે બાળકો, એકઠી કરેલી વસ્તુઓ લઇને આશ્રમ ભણી ચાલતા થયા. મધ્યાહ્ન થવા આવ્યો હતો, તાપ પુષ્કળ પડતો હતો ને વનમાંથી સ્વાદિષ્ટ ફળો ભક્ષણ કર્યા હતાં, તેથી તેઓમાંના કેટલાકને તૃષા લાગી. આશ્રમ છેટે હતો ને નદી તો વળી આશ્રમથી પણ વધુ છેટે હતી. આથી જળની આકાંક્ષાવાળા

તે બાળકો બહુ અકળાવા લાગ્યા ને પરસ્પરને ઉતાવળા ચાલવા માટે કહેવા લાગ્યા. ચાલતાં ચાલતાં ક્ષત્રિયપુત્ર વરેપ્સુ, કે જે ઘણો જ તરસ્યો થયો હતો તે બોલ્યો; "અહો! આવે સમયે આપણને જળ લાવીને પાય, તેને કેટલો મોટો આશીર્વાદ મળે!" એ સાંભળી એક ઋષિપુત્ર બોલ્યો; "વાહ! કેટલી બધી ઉલટી વાત છે ને સંગતની કેટલી બધી અસર થાય છે! અમો બ્રાહ્મણો તો આશીર્વાદની વાત કરીએ ને કોઈ પાણી લાવીને પાય, એવી વાંછનાવાળું વચન બોલીએ; પરંતુ આ ક્ષત્રિય-પુત્ર પણ એ પ્રમાણે વદે છે, એ મોટું આશ્ચર્ય છે! ખરેખર એ માત્ર અમારી સંગતિનું જ પરિણામ છે. જો એના હાથમાં એકાદ નહાનું મોટું રાજ્ય હોય તો એને આવો પ્રસંગ આવે જ નહિ ને કદાચ આવે તો પોતાની પાસે આજ્ઞા ઉઠાવનારા અનેક સેવકો હોય, તેને આજ્ઞા કરીને એ ઇચ્છિત વસ્તુ મંગાવે અને તેઓ પણ પ્રસગોપાત્ત કદાચ સાથે ન હોય તો, બીજા કોઇના ઉપર આશા ન રાખતાં સ્વાત્મબળથી ગુરુસેવા કરીને અભ્યાસેલી વિદ્યાના બળથી તે જોઇતી વસ્તુ પ્રાપ્ત કરે!" આ વાત સાચી હતી. માત્ર ઘણા કાળના સગને લીધે જ પોતાનો જાતિ-સ્વભાવ વરેપ્સુના સ્મરણમાં નહોતો. તે ઋષિપુત્રનાં એ વચનો સાંભળતાં જ, જેમ કોઇ જન્મતાં વેત જ પકડાઇને મનુષ્યોના સહવાસમાં આવી પડેલું સિંહનું બચ્ચું, નિરંતર મનુષ્યોની પેઠે પક્વામિષનું સેવન કરી નિર્બળ, અક્રૂર અને ગાયના જેવું શાત બની ગયેલું હોય છે; પરંતુ એકાદવાર તેના સાંભળવામાં સિંહનો નાદ આવે, કિંવા રુધિર કે-કાચાં માંસાદિકનો સ્વાદ ચાખવામાં આવે કે તેને તત્કાળ જ પોતાની જાતિનું સ્મરણ થઈ આવે છે ને તે એકદમ મહાભયંકર અને ક્રૂર બની જાય છે તથા મનુષ્યોનો સંગ મૂકી દઈ તત્કાલ અરણ્યમાં નાસી જાય છે, તે જ પ્રમાણે વરેપ્સુના સંબંધમાં પણ બન્યું. ક્ષાત્રધર્મનું સત્ય અભિમાન તેના હૃદયમાં એકદમ જાગૃત થઈ આવ્યું. બ્રાહ્મણનો સાત્વિક સ્વભાવ મટી, એકા-એક રાજસી ક્ષાત્રપ્રકૃતિએ તેનામાં પ્રવેશ કર્યો ને ગુરુકૃપાથી પ્રાપ્ત થયેલી ધનુર્વિદ્યાનું સ્મરણ કરી તે બોલ્યો; "હે દ્વિજવરો! હે ગુરુપુત્રો! ક્ષમા કરો, ધીરજ રાખો! હું અત્યારે રાજા નથી, પણ ભવિષ્યમાં રાજા થાઉં, એવો આશીર્વાદ આપો. હું બ્રાહ્મણબાળ નથી, પણ ક્ષત્રિયબાળ છું, એનું આપે મને સ્મરણ કરાવ્યું છે, તો હું હવે આપ સર્વેની સેવા કરુ છું. શું કરું? હાલમાં મારી પાસે કશું શસ્ત્રાસ્ત્ર નથી, નહિ તો ગુરુચરણ-કૃપાથી મળેલી વિદ્યાનો આજે અનુભવ કરત પણ ચિંતા નહિ, અસ્ત્રની

કંઈ અગત્ય નથી." એમ કહી તુરત પોતાની બગલમાં રહેલી દર્ભની પૂળીમાંના બે ચાર દર્ભ ખેંચી કાઢી, પછી તેના સીધા કટકા કર્યા. તેમાંથી એક સળી આંગળીમાં ભરાવી, તેમાં મેઘાસ્ત્ર બાણનો મંત્ર યોજ્યો ને પછી તે સળી આકાશ ભણી ફેંકી. સઘળા બાળકો એકેકના મુખ સામું જોઈ વિચારમાં પડી ગયા છે, એવામાં તો નિર્મળ આકાશ ચોમેરથી ઘસડાઈ આવતાં વાદળાંથી ઘેરાઈ ગયું ને મોટી ગર્જના સાથે તત્કાલ ત્યાં મૂશળધાર વૃષ્ટિ થવા માંડી! તરસથી પીડિત તે સર્વ બાળકોએ આનંદ અને આશ્ચર્યપૂર્વક તે અમૃતસમાન જળ પીને તૃષા શાંત કરી અને સર્વ ઋષિબાળો વરેપ્સુને ઉપરાઉપરી આશીર્વાદ આપવા લાગ્યા કે, "તારું કલ્યાણ થાઓ! તારી અભ્યાસેલી વિદ્યા સફલ થાઓ! તને તારા પિતાની પરહસ્ત ગયેલી રાજ્યસમૃદ્ધિ પાછી પ્રાપ્ત થાઓ!" થોડીકવારમાં વૃષ્ટિ બંધ થઈ ગઈ ને સૌ બાળકો વરેપ્સુની પ્રશંસા કરતા અને તેનું કલ્યાણ ઇચ્છતા ત્યાંથી આશ્રમ ભણી ચાલતા થયા.

પછી સૌ ઋષિપુત્રો અનેક પ્રકારની વિદ્યા સંબંધી વાતો કરવા લાગ્યા. પરતુ વરેપ્સુનું મન આ વેળાએ જૂદા જ તરંગોના સમુદ્રમાં ઝોંકા ખાતું હતું. આજની ઘડી સૂધી તેનું મન બ્રાહ્મણોનાં શ્રૌત સ્માર્તાદિક કર્માનુષ્ઠાનોમાં, અનેક વ્રત નિયમોમાં અને તપશ્ચરણમાં તથા અનેક શાસ્ત્રો, તેમજ વિદ્યાઓની ઉપાસનાઓમાં રમ્યા કરતું હતું. હવે તેની તે વૃત્તિ બદલાઈ ગઈ. હમણાં તે વૃત્તિ રાજ્યસુખ ભણી વળી; અને જેમ બને તેમ રાજ્યસમૃદ્ધિ સપાદન વહેલી કેમ કરાય, તેના વિચારોમાં તે વિલીન થઈ ગયો છે. થોડીકવારે આશ્રમ આવ્યો, ત્યારે સર્વે પોતપોતાની આણેલી વસ્તુઓ ગુરુને નિવેદન કરીને ભિક્ષાર્થે ગયા; પણ વરેપ્સુ ગયો નહિ. તેને હવે ભિક્ષા કરવી સારી લાગી નહિ. તેણે પોતાના ગુરુ, વૈશ્વદેવ કરીને યજ્ઞશાળાની બહાર ભૂતબલિ આપવા સારુ ગયા, ત્યારે યજ્ઞશાળામાં જઈ અગ્નિહોત્રના કુણ્ડમાં પ્રજ્વલિત થયેલા અગ્નિદેવને પ્રણામપૂર્વક વિનતિ કરી કે, "હે યજ્ઞનારાયણ! સર્વ દેવના મુખરૂપ અને પ્રાણીમાત્રના જઠરમાં નિવાસ કરનારા હોવાથી સર્વના સાક્ષી અન્તર્યામી, તું ઈશ્વર તથા કલ્યાણરૂપ છે, માટે મારા અંતઃકરણમાં ઉદ્ભવ પામેલી ઊર્મિ શીઘ્ર સત્ય અને સફળ થાય, એવી કૃપા કર!" એટલું કહી ગુરુ આવી પહોંચવાની તૈયારી હોવાથી તે બહાર નિકળી ગયો ને ભોજન કર્યા બાદ પાઠશાળામાં આવી બેઠો. ત્યાં તેને એકલો અને વિચારમાં પડેલો જોઈ ગુરુએ પૂછ્યું; "વત્સ વરેપ્સુ! આજે તું કંઈક ઉદા-

સીન જેવો કેમ દેખાય છે? શું તને કોઇએ કંઈ કહ્યું છે, કે કંઈ માઠું લગાડ્યું છે? જે હોય તે કહી દે, હું તેનો સત્વર ઉપાય કરીશ." પુનઃ પુનઃ પૂછવાથી જ્યારે વરેપ્સુ મુખેથી કશું પણ બોલી શક્યો નહિ, ત્યારે ગુરુદેવે પુનઃ પૂછ્યું; "વત્સ! તું તારા મનમાં વધારે અકળાતો જણાય છે, તેથી શું તને કોઈ કઠિન પાઠ લક્ષમાં બેસતો નથી? કિંવા તને તારા પિતા કે માતા સાંભરી આવેલાં છે? પણ તેમ થવાનો સંભવ નથી; કારણ કે અદ્યાપિ પર્યંત મે તને કશું ઓછું લાગે ને તેઓ સાંભરી આવે, એવો પ્રસંગ કોઈ રીતે આવવા દીધો નથી. તેમ તેઓ તને કોઈવાર સાંભરી આવે તેવું પણ નથી; કેમકે તેઓ તને લાડ લડાવે, તે પહેલાંજ સ્વર્ગપ્રતિ સિધાવી ગયાં હતાં. શાંતપણે વિશ્વપુરીના રાજ્યકર્તા તારા પિતાને દુષ્ટ વિદેશી રાજાએ યુદ્ધમાં માર્યો, ત્યારે તારી માતા તને લઈ અહીં આવીને રહી; થોડા કાળમાં તે પણ કાળધર્મને પામી, જેથી તું એકલો પડ્યો. પણ ઈશ્વરકૃપાથી અહીં તારું સારી રીતે રક્ષણ પોષણ થયું છે. જો કે મે તને તારી જાતિનું સ્મરણ પણ થવા દીધું નથી; છતાં તારે ભવિષ્યમાં કામ લાગે ને તારા પિતાનું રાજ્ય તું પાછું મેળવી તેનું રક્ષણ કરી શકે, એ સારુ, યત્ન કરીને, તને ધનુર્વિદ્યા ભણાવી છે. હવે બીજી કોઈ વિદ્યાની તને અપેક્ષા નથી. વળી તું વયે પણ યોગ્ય થયો છે, માટે તને મારુ મન, મારી ભણાવેલી વિદ્યાનો સદુપયોગ કરતો જોવા ઇચ્છે છે. તેથી હે પુત્ર! તું ગભરાઇશ નહિ અને શા માટે ઉદાસ છે, તે તું મને કહે."

ગુરુનું એવું ભાષણ સાંભળી વરેપ્સુએ પોતાની મનોકામના ઘણે અંશે પૂર્ણ થયેલી જાણી. પછી તે મનમાં હર્ષિત થઈ બોલ્યો; "પિતાજી' (વરેપ્સુ તે ઋષિને પિતાજી જ કહેતો, કારણ તેણે પિતારૂપે એમને જ જોયા હતા,) આપ જે કહો છો, તે જ વિચાર મારા મનમાં રમણ કરી રહ્યો છે ને તેથી મને હવે કોઈ પણ કાર્યમાં કે કોઈ પણ સ્થળમાં ચેન પડતું નથી. મારુ મન એટલું બધું ઉતાવળું થઈ ગયું છે કે, તે માટે આપ આજ્ઞા આપો, એટલો જ વિલંબ છે!" ગુરુએ કહ્યુ; "સર્વથા ઉત્તમ. એમ હોય તો હું બહુ પ્રસન્ન છું. પરંતુ તેમ થવા સારુ તારી પાસે હજુ સાધનોની ખોટ છે, તે પૂરી પાડવા સારુ તારે એક મોટો ઉપાય કરવો પડશે ને હું ઇચ્છું છું કે, પ્રભુ તેમાં તને સહાય કરો."

એ સાંભળી વરેપ્સુ પૂછવા લાગ્યો; 'એવા કયા ઉપાયની મારે હમણાં અગત્ય છે?" ગુરુએ કહ્યું; "તું એકલો છે, રાજનીતિથી અજ્ઞાત છે ને યુદ્ધ પણ હજુ કોઇ સાથે કરવાનો તને પ્રસંગ પ્રાપ્ત થયો નથી;

માટે તારે તે સારુ કોઈ રાજાની અથવા તેના કેટલાક સૈન્યસહાયની આવશ્યકતા છે. તે માટે મારો સ્નેહી સકામદેશનો રાજા છે, તેની પાસેથી હું તને સહાય મેળવી આપવાની યોજના કરીશ!" વરેપ્સુ બોલ્યો; "પિતાજી! એટલી બધી ખટપટ શા માટે જોઈએ? આપના આશીર્વાદની જ માત્ર મારે અપેક્ષા છે, બીજું સર્વ તો આપની કૃપાવડે મને પ્રાપ્ત થયેલું જ છે. આપે ભણાવેલી વિદ્યા મને યથાકાળ સહાય થાય, એટલે ઘણું છે!" ગુરુ બોલ્યા; "ધન્ય છે, વત્સ! તારા આવા દૃઢ ઠરાવથી મને ઘણો જ સંતોષ ઉપજે છે ને હું ધારું છું કે, તું તારુ ઇચ્છેલું અવશ્ય પ્રાપ્ત કરીશ. તારી આવી યોગ્યતા જોઈને તારુ બળ સર્વ અંગે પૂર્ણ કરવાનાં મારી પાસે જે અમૂલ્ય સાધનો છે, તે તને આપવા માટે હું ક્ષણભર પણ અચકાઈશ નહિ. માટે જા, ગંગામાં સ્નાન કરીને ભરેલા કમંડળ સહિત શીઘ્ર આવ. હું યજ્ઞશાળામાં બેસું છું!" એમ કહી ગુરુદેવ ઉભા થયા અને વરેપ્સુ તત્ક્ષણે ગંગા તટપર સ્નાન કરવા સારુ ચાલ્યો.

થોડીવારમાં સ્નાનથી શુદ્ધ થઈ તે પાછો આવ્યો. ગુરુ યજ્ઞશાળામાં કૃષ્ણાજિનપર વિરાજેલા હતા. વૈશ્વદેવનો હોમ કરે ઘણીવાર નહોતી થઈ, માટે અગ્નિદેવ પણ ભાગ્યા વગરનો પ્રજ્વલિત હતો. અંદર જતાં જ, ગુરુજીએ વરેપ્સુને અગ્નિદેવની સન્મુખ પૂર્વાભિમુખે બેસવાની આજ્ઞા કરી. તે પ્રમાણે એક દર્ભાસનપર બેસીને તેણે યજ્ઞભસ્મનાં લલાટાદિક અંગોમાં ત્રિપુંડ્ર કર્યાં. પછી ગુરુએ કહ્યું; "હે સુપુત્ર! આચમન પ્રાણાયામ કરી ચિત્તને સ્થિર કર, દૃષ્ટિ એકાગ્ર કર ને યજ્ઞનારાયણને વંદન કરી, તેના પ્રસાદરૂપ હું જે મંત્રો બોલું, તે તું યથાર્થ લક્ષમાં ઉતાર." એમ કહી ઋષિએ અનેક અસ્ત્રો, કે જેના પ્રયોગોને જાણનાર યોધો, એકકે સમયે આખી પૃથ્વીનું મહાન્ ભયથી રક્ષણ કરવા સમર્થ થાય, તેના મંત્રો, ઋષિઓ, છંદો અને દેવતાઓ સહિત તેને આપ્યાં (શિખવ્યાં); તેમ તે તે અસ્ત્રો છોડ્યા પછી તેને પાછાં વાળી લેવાના પ્રયોગો પણ શિખવ્યાં. પછી તે મંત્રાદિકોનો ત્યાં જ બેઠાં બેઠા જપ કરાવી, ઋષિએ તેને બાણથી ભરેલો એક ભાથો, ઘણા બળથી પણ ન ભાંગે એવું એક ધનુષ અને વજ્રની પેઠે શત્રુઓનાં ગાત્રને ચૂર્ણ કરી નાંખે તેવી એક ગદા, એ ત્રણ આયુધો આપીને કહ્યું; "પુત્ર! સજ્જ થા, આ ચાલતા શુભ-કલ્યાણમય સમયમાં આ આયુધોને ધારણ કરવાનું મુહૂર્ત સાધી લે. તારું કલ્યાણ થાઓ ને તું તારા સ્વાત્મબળથી તારુ તેમ જ તારા અનુયાયી વર્ગનું-પ્રજા તથા સેવક વર્ગનું-રક્ષણ કરવાને સમર્થ થા."

બાણના ફણા સાથે બાંધ્યું, ને ધનુષ, ખેંચી તે બાણ તેણે તે રાજાની પાસે મોકલવાના ઉદ્દેશથી છોડયું ધનુષમાંથી છૂટીને મંત્રના બળથી તે બાણ તત્ક્ષણ આકાશમાર્ગે થઈ રાજસભામાં ગયું, ને સર્વ સભાજનોના આશ્ચર્ય વચ્ચે, સિંહાસનપર બેઠેલા રાજાની દૃષ્ટિ સામું પડ્યું, સાયંકાળ થઈ ગયો હોવાથી સભા વિસર્જન થવાની તૈયારી હતી, પણ એકાએક આવી પડેલા બાણને જોઈ સૌ આશ્ચર્ય પામ્યા, ને તેની સાથે બાંધેલી પત્રિકાને જોઈને તો સૌના મનમાં અનેક તરંગો ઉઠવા લાગ્યા. તુરત રાજાની આજ્ઞાથી પ્રધાને તે બાણ હાથમાં લઈ પત્ર છોડ્યું, ને ઉઘાડીને જૂએ છે તો માંહે આ પ્રમાણે લખેલું હતુંઃ-"વિશ્વપુરીને પોતાનું કરી પડેલા અલ્યા વિષયસેન! તને જણાવું છું કે, વગર કારણે મારા પિતાને અસ્વસ્થપણામાં હણીને તેની રાજ્યસમૃદ્ધિ હસ્તગત કરી છે, તે શીઘ્ર આવીને મારે સ્વાધીન કર, નહિ તો યુદ્ધાર્થે સજ્જ થા. લિ૦ વિશ્વપાલસુત વરેપ્સુ."

પત્રમાંનો આ વૃત્તાંત સાંભળતાં આખી સભા ઠરી ગઈ. રાજાના અંતરમાં પણ ઊંડો ધ્રાસકો પડ્યો. પરંતુ પ્રસિદ્ધપણે એમ બોલ્યો કે, "અઃ એમાં શું! રાજ્યની લાલચે એવા તો કંઈક ચોરટાઓ ફિતુર કરતા ફરે છે. પણ શું રાજ્ય કંઈ એમ માર્ગમાં પડ્યાં છે?" એમ કહી સભા વિસર્જન થવાની આજ્ઞા કરવાનું કરે છે, એટલામાં સામે પડેલું બાણ વારંવાર ઊંચું થઈ થઈ નીચે પછડાવા લાગ્યું એ જોઈ પ્રધાને કહ્યુ, "રાજાધિરાજ! આ બાણ પત્રનું ઉત્તર માગે છે, તેને શું જણાવવું છે?" તે સાંભળી એકદમ રાજાએ ઉદ્ધતપણાંથી નીચો વળી તેને હાથમાં લીધું, ને તે બીજા હાથવડે મરડીને ભાંગી નાંખવા પ્રયત્ન કરે છે, તેટલામાં વીજળીના ચમકારાની પેઠે તેના હાથમાંથી તે બાણ એવું જોરભેર છટકી ગયું, કે તેના આંચકાથી રાજા લથડી પડ્યો ને બાણની પૂંખ લાગવાથી તેનો મુકુટ નીચે ઢળી પડ્યો. આથી તે રાજા, મનમાં જો કે લજ્જિત થયો, તો પણ પ્રકટ કશું ન જણાવતાં, સભા વિસર્જન કરીને અંતઃપુરમાં ચાલ્યો ગયો.

### વરેપ્સુનું યુદ્ધ

અહીં વરેપ્સુ સમાચારની વાટ જોતો ઉભો હતો, એટલામાં તેનું મોકલેલું બાણ, કશા પણ સમાચાર વિના જેવું ને તેવું જ પાછું આવીને પ્રાપ્ત થયું. પોતાના પત્રનો અનાદર થવાથી તે અત્યંત ક્રોધે ભરાયો, ને હવે શું કરવું, તેનો વિચાર કરવા લાગ્યો. તેટલામાં નગરમાંથી કોઈની

સ્વારી આવતી હોય તેમ જણાયું. બે ઘોડેસ્વારો આગળ દોડી, "હટો, હટો, માર્ગ આપો, કુંવરીબા પધારે છે," એમ બોલતા આગળ આવી પહોંચ્યા. સ્વારી કેટલેક દૂર હતી, તેટલામાં માર્ગમાંના લોકોને પૂછતાં વરેપ્સુના જાણવામાં આવ્યું કે, 'આ પાસેના ઉપવનમાં જગદંબાનું ધામ છે, ત્યાં દર્શનાર્થે રાજપુત્રી પોતાની સખીઓ સહિત જાય છે.' આપોઆપ લાગ મળ્યો, એવું ધારી તે મનમા બહુ જ હરખાયો ને સાથે સાથે પોતે પણ જગદંબાના દેવળ સૂધી શાંતપણે ચાલતો ગયો. રાજકન્યા દેવીના મંદિર આગળ જઈ સુખપાલમાંથી હેઠી ઉતરી. પછી બે મુખ્ય સખીઓને સંગે લઈ મદિરમાં ગઈ. તુરત વરેપ્સુએ પોતાનો લાગ સાધવાનો વિચાર કર્યો, પણ તેને સ્મરણ થયું કે, 'અરે! હજુ હું બ્રહ્મચારી છું, મને સમાવર્તન સંસ્કાર પણ થયો નથી, તો મારાથી આ રાજકન્યાનુ હરણ કેવી રીતે થાય? તેમ કરવા માટે એને સ્પર્શ કરવો પડે ને તેથી તો મારુ બ્રહ્મચર્ય વ્રત ખંડિત થાય' ક્ષાત્રધર્મ પ્રમાણે બળાત્કારે પણ કન્યા હરણ કરી શકાય છે, તેથી વરેપ્સુની આ શંકા ખોટી ગણાય. વરેપ્સુ ક્ષત્રિયપુત્ર હતો, પણ બ્રાહ્મણોમાં ઉછરેલો હોવાથી જ તેને એવી શકા થઈ હતી 'પણ આ યોગ ઘણો સારો આવ્યો છે, ને એ કન્યા સ્પર્શ કર્યા વિના જ મારા તાબામાં થઈ શકે એમ છે,' એમ ધારી તેણે લાગલાં જ મંદિરનાં દ્વાર ભડાભડ બંધ કરી દીધાં ને પોતાનું રક્ષણ કરવા સારુ હાથમાં ગદા લઈ સજ્જ થઈ ઉભો રહ્યો.

એકાએક આ તોફાન થયેલું જોઈ કન્યાની સાથેના સ્વારો હેબક ખાઈ જઈ, દ્વાર ઉઘાડવાનો પ્રયત્ન કરવા લાગ્યા, પણ તે પ્રત્યેકને વીર વરેપ્સુએ એકલે હાથે કોરે હઠાડી દીધા અને વધારે ધામધૂમ કરનારાઓને ત્યાં જ પૂરા પણ કરી દીધા. કેટલાક સ્વારો તુરત નગર ભણી દોડ્યા. તેઓએ જઈ રાજાને જાણ કર્યું કે, "રાજકન્યા દેવીનાં દર્શને ગયાં હતાં, ત્યાં એકાએક કોઈ તપસ્વી સરખા યુવાન્ પુરુષે તેને મદિરમાં પૂરી દ્વાર બંધ કર્યા છે ને સાથેના સેવકોને પણ પુષ્કળ માર માર્યો છે!" આ વાત સાંભળતાં જ રાજા તો દિઙ્મૂઢ બની ગયો. તત્કાળ પ્રધાનને બોલાવી એક નાની સેના સાથે રાજકન્યાને છોડાવી લાવવા માટે ત્વરાથી જવાની આજ્ઞા કરી. તુરત રણતૂર ફૂંકાયું. અનેક કાર્યમાં ગૂંથાયલા સૈનિકોના મનમાં ફાળ પડી. શખ અને શિંગડાંના ઉપરાઉપરી નાદ થવારૂપ સૂચનાથી સેનાનીઓ સર્વ કામ છોડી દઈને, પોતાનાં વાહનો, વસ્ત્રો ને આયુધો સજ્જ કરવા માંડ્યા. પછી પરસ્પર શું છે?

છોડી દઇને, માત્ર આપણે યુદ્ધની સંપૂર્ણ તૈયારી કરી લેવાની આવશ્યક છે.' પછી તેઓએ નગરમાંની સઘળી સેનામાં સૂચના કરી કે, દિવ ઉગતા પહેલાં સર્વ યોધાઓએ રણાંગણ ઉપર તૈયાર રહેવું. હા મા કરતાં અરુણોદય થવા આવ્યો, રણતૂર વાગ્યાં ને બાકી રહેલું તમામ સૈન્ય સજ્જ કરીને રાજા પોતે રણભૂમિપર આવી ઉભો રહ્યો અને મંદિરના દ્વાર આગળ આવી દૃષ્ટિ કરી તો ત્યાં વરેપ્સુ ધનુષ્યનો ટેકે કરીને તૈયાર જ ઉભો હતો. આગલા દિવસનું એણે ભોજન કર્યું નહોતું દશ કોશ પગે ચાલીને આવ્યો હતો ને આખી રાત્રિ અથાગ શ્રમ લ યુદ્ધ કર્યું હતું, છતાં તે કિંચિત્ પણ વિશ્રાંતિ ન લેતાં, રાજાના આવવાની વાટ જોઇને જ ઉભો હતો. રાજાને આવતો જોતા જ, વિકરાળ સિંહના સરખી ગર્જના કરતો તે બોલ્યો, "રે વિષયાંધ વિષયસેન! પ્રાતઃકાળને અમૃત સમાન અને સર્વ મહાત્મા જનોએ ઈશ્વરોપાસના માટે જ નિયત ગણેલો એવો શુભ સમય, વિષયસેવનમાં જ ખોઈ નાખનાર અને તેના અંદર માત્ર સૂર્યને અર્ધ્યપ્રદાન કરવાની પણ કાળજી નહિ રાખત મિથ્યા ક્ષત્રિય નામ ધરાવનાર તારા સરખો બીજો કોણ મૂર્ખ હશે? તો ઠીક; કંઈ ચિંતા નહિ. સૂર્યોદયને હજુ કેટલીક વાર છે. અર્ધ્યપ્રદાનને સમય થતાં સૂધીમાં તો હું તે સર્વ સાક્ષી સવિતાદેવને, તારા મસ્તકરૂ કમળપુષ્પવાળો અને તારા જ રક્તથી ભરેલી અંજલિવાળો ઉત્તમ અર્ધ્ય આપીશ! ચાલ, થા સાવધ અને સંભાર પ્રભુને!" એ સાંભળી, વિષય સેન રાજા તેનો કશું પણ ઉત્તર આપે, તે પહેલાં તો તેણે આખા સૈન્ય ઉપર અસ્ત્રની વૃષ્ટિ ચલાવી દીધી તેણે ક્ષણભરમાં સર્વ યોધાઓને ગભરાવી નાંખ્યા. એ જોઈ રાજાએ યોધાઓને ધીરજ આપીને વરેપ્સુને બાંધી લેવા સારુ નાગપાશનો પ્રયોગ યોજ્યો, પણ તે પહેલાં તો તેણે નાગાસ્ત્ર મૂકી આખા સૈન્યમાં મોટા મોટા ભુજંગો જ ભુજંગો કરી દીધા એ ભુજંગો યોધાઓ અને અશ્વાદિ વાહનોના પગોમાં વીંટાઇને ડંખ કરવા લાગ્યા. એ જોઈ રાજાએ તત્કાલ ગરુડાસ્ત્ર બાણ મૂક્યું. જોતા જોતામાં અસંખ્ય ગરુડ પક્ષીઓ ઉડી આવી સર્પમાત્રનો નાશ કરવા તથા વરેપ્સુને પીડા કરવા લાગ્યાં. પણ વરેપ્સુ કંઈ શાંતપણે ઉભો ન હતો તેના ધનુષમાંથી નગાસ્ત્ર બાણ છૂટતાં જ અંતરિક્ષમાથી મોટમોટા *નગો આવીને ધડાધડ પછડાવા લાગ્યા, જેથી તમામ ગરુડો ઉડી જવા ઉપરાંત વિષયસેનના ઘણાક સૈન્યનો ઘાણ વળી જવા માંડ્યો. રાજાએ ઘણુંક

* નગ એટલે પર્વત, પહાડ.

મારવા છતાં સેના દશોદિશ મુઠ્ઠીવાળી નાઠી. રાજાનો રથ પણ ભાંગી ગયો. પછી રાજા બીજા રથમાં બેઠો. પણ આ ગરબડમાં વરેપ્સુએ છલંગ મારી રાજાના રથમાંનો પાશ ખેંચી લીધો ને રાજા યુદ્ધનો આરંભ કરે તે પૂર્વે જ, તેના જ પાશવડે તેને બહુ ત્વરાથી બાંધી, નવા રથમાંથી હેઠો નાંખ્યો!! થયું! રાજા પરવશ થયો ને વીર વરેપ્સુની જિત થઈ. વરેપ્સુએ બંધાયેલા રાજાને કહ્યું; "હે અન્યાયી! જો કે તેં તો વગર કારણે મારા પિતાના પ્રાણ લીધા હતા, પણ તું દીનપણે મારી આગળ બંધાઇને પડ્યો છે, એ જોઈ મને તારી દયા આવે છે ને હું તને મારે શરણે થયેલો સમજું છું, માટે જ તારો વધ કરી શકતો નથી."

## વરેપ્સુને રાજ્યપ્રાપ્તિ

આ પ્રમાણે તે કહેતો હતો, એટલામાં પોતાની ભણી દશ વીશ ઋષિપુત્રોનું ટોળું તેણે આવતું જોયું. એઓ વરેપ્સુના ગુરુજીના પુત્રો તથા શિષ્યો હતા. એ શિષ્યોને ગુરુજીએ વરેપ્સુની ખબર લેવા સારુ મોકલેલા હતા. પૂર્વ દિવસે વરેપ્સુ, ગુરુને ત્યાંથી વિશ્વપુર ભણી ચાલી નિકળ્યો, તે પછી તુરત સઘળા શિષ્યો ભિક્ષા કરીને આવ્યા ને તેઓએ વરેપ્સુને જોયો નહિ, તેથી તે ક્યાં ગયો, તેને માટે ગુરુજીને પ્રશ્ન કરવા લાગ્યા ગુરુજીએ ઇત્થભૂત સર્વ વૃત્તાંત કહી સંભળાવી, આજ્ઞા કરી કે, 'પુત્રો! તમારો સહાધ્યાયી* વરેપ્સુ, અત્યાર સૂધી વનમાં વસનારો એક વિદ્યાર્થી હતો, પણ હવે પછી તે રાજ્યાભિલાષી થઈ રાજ્ય સંપાદન કરવા ગયો છે ને મેં યત્ન કરી તેને ભણાવેલી અમૂલ્ય વિદ્યાના બળથી મને નિશ્ચય છે કે, તે આવતી કાલે અવશ્ય રાજ્યાધિકારી થશે. પણ તેણે યુદ્ધનો અનુભવ કોઈવાર લીધો નથી, તે હજુ બાળક છે, માટે તમારામાના કેટલાક જણ કાલે પરોઢિયામાં વિશ્વપુર જાઓ ને તેનો ઇત્થંભૂત વૃત્તાંત જાણી જોઈ આવી મને કહો. એનો રાજયોગ ઘણો ઉત્તમ છે, તેથી જો તેણે વિજય મેળવ્યો હોય તો તરત, કશા પણ વિલંબ વગર, તેને રાજ્યાસનસ્થ કરી દેજો; અને સાંજે મને ખબર આપજો." આ આજ્ઞા સાંભળી ઋષિપુત્રો મોટા પરોઢિયામાં ઉઠી સ્નાનાદિક ક્રિયા કરીને વિશ્વપુર ભણી વિદાય થયા. સુમારે દોઢ પહોર દિવસ ચડતાં, વિશ્વપુરના ઉપવનમાં વરેપ્સુના વિપ્રબન્ધુઓ આવી પહોંચ્યા. વરેપ્સુ ક્યાં હશે, તેને માટે તેઓને કોઇને પૂછવાની કે શોધવાની જરૂર પડી નહિ; કારણ કે યોધા-

* સાથે ભણનારો વિદ્યાર્થી

ઓની નાસાનાસ તથા વાહનોની ચીસો સંભળાતી હોવાથી, આપોઆપ દેવીના મંદિરભણી તેઓ ચાલ્યા આવ્યા. ત્યાં મંદિરનાં દ્વાર આગળ-પાશવડે બંધાઈ અશક્ત થઈ પડેલા પોતાના શત્રુની આગળ વિફરેલ કરાળ સિંહની પેઠે ઉભેલો વરેપ્સુ તેમની દૃષ્ટિએ પડ્યો. તેના મુખની ક્રોધમુદ્રા, ભાલા સરખાં ઉભાં થયેલાં તેનાં રોમ, ને શસ્ત્ર પ્રહારોવડે થયેલા ક્ષતોને લીધે રુધિરમય થયેલું આખું શરીર ખીલેલાં કેસુડાંના વૃક્ષ સરખું દેખાતું હતું-તેમ જ ક્રોધાવેશથી ફૂલી અતિ પ્રચંડ થયેલું તેનું શરીર જોઈ, તેઓને બહુ આશ્ચર્ય લાગ્યું. પછી અતિ હર્ષથી, "વીર વરેપ્સુનો જય થાઓ!" એવી ગર્જના કરતા તેઓ સમીપ આવી પહોચ્યા. તેમને જોઈ વરેપ્સુએ નમસ્કાર કર્યો. પછી તે વિસ્મયતાથી પૂછવા લાગ્યો કે, "આપ સર્વ અહીં ક્યાંથી?"

તેઓ પરસ્પર વાત કરે છે, એટલામાં 'રાજા મરાયો, રાજા પડ્યો,' એવી ખોટી અફવા ફેલાવાને લીધે, નગરમાંથી રાણી તથા રાજાનાં આપ્ત મનુષ્યો આક્રન્દ કરતાં સંગ્રામભૂમિ ઉપર આવ્યાં, પણ તેને જીવતો જોઈ શાંત થયાં. તે ક્ષણે રાજા પોતાના મનમાં એટલો બધો લજ્જિત થઈ ગયો કે, મારી આવી અવસ્થા સ્ત્રીઓ તથા ભૃત્યવર્ગ જૂએ, તે કરતાં મારે આત્મઘાત કરવો તે સારો. હું સંગ્રામમા જ મુવો હોત તો મારે આવું અપમાન સહન કરવું પડત નહિ. માટે પ્રકટપણે તે બોલ્યો કે, "હે વીર! તેં મને શા સારુ જીવતો મૂકયો? આ મારી કમ્મરમાંનું ખડ્ગ કાઢ અને મારો શિરચ્છેદ કર!" 'પરંતુ અશક્તને હણવું, એ યોદ્ધાનો ધર્મ નથી,' એવો પ્રત્યુત્તર મળવાને લીધે, તેણે પ્રતિજ્ઞા કરી કે, મારે હવે અરણ્યમાં તપશ્ચર્યા કરીને જ આયુષ્ય પૂરું કરવું!

આવી રીતે વિજય પામેલા વરેપ્સુને, પછી ઋષિપુત્રોએ કહ્યું કે, "હે બન્ધુ! હવે વિલંબનું કામ નથી; નગરમાં ચાલો, ને રાજ્યાસનનું મુહૂર્ત સાધો." તુરત દેવળમાંથી રાજકન્યાને બહાર કાઢીને તેના પિતાને સ્વાધીન કરી; અને ઋષિપુત્રોની સાથે તે નગરની વચ્ચે આવેલા રાજમંદિર આગળ ગયો. ત્યાંના દ્વારરક્ષકો, સેવકો ઇત્યાદિ તેને આવતો જોઈ, આમ તેમ નાસભાગ કરવા માંડ્યા. તેઓને સમજાવી, ધીરજ આપીને પાસે બોલાવ્યા, ને તેઓ દ્વારા, સભાના મુખ્ય મુખ્ય અધિકારીઓને બોલાવી, તેઓના સમક્ષ ઋષિપુત્રો પાસે તેણે પોતાને રાજ્યાભિષેક કરાવ્યો. તુરત મોટા જયઘોષ સહિત રાજ્યાસનના ધ્વજદંડપર વરેપ્સુના નામનો ધ્વજ આરોપિત કર્યો; અને તેના જ નામનાં જયવાદ્ય વજડાવી, નગરમાં તથા રાજ્યમાં તેની આણ ફેરવી.

પછી વરેપ્સુએ રથ-મ્યાના ઈત્યાદિ વાહન સહિત કેટલાક અધિકારીઓને પેલા બંધનમાં પડેલા રાજાને તેડી લાવવા સારુ મોકલ્યા. તેઓને તેણે એવું ઉત્તર આપ્યું કે, "હવે આ જગતમાં જીવવા કરતાં મૃત્યુને સ્વાધીન થવું, કિંવા એકાંતવાસમાં જઈ, પ્રભુનું આરાધન કરવું, એ જ હું ઉત્તમ માનું છું. હવે હું તો અહીંથી અરણ્યમાં જઈશ. પરંતુ મારી આ પુત્રી, કે જે પરણવા યોગ્ય થયેલી હોવાથી મારી સાથે લઈ જવી યોગ્ય નથી, તેને હું તમારી સાથે મોકલું છુ-એવા હેતુથી કે તેણીને વીર વરેપ્સુ ભાર્યા તરીકે અંગીકાર કરે. તેણે તેનુ પ્રથમ હરણ કરેલુ હોવાથી અને એ કાર્યમાં તે જય પામેલો હોવાથી, ક્ષાત્રધર્મ પ્રમાણે એ કન્યાનો પતિ થવાને તે જ યોગ્ય છે." એટલું કહીને વિષયસેન રાજાને વરેપ્સુના સેવકોએ બંધન મુક્ત કરવાથી એ જ વેળા એક રથમાં બેઠો અને પોતાની રાણી સહિત અરણ્યમા ચાલ્યો ગયો! સેવકોએ નગરમાં આવી વરેપ્સુને તે સમાચાર જણાવી, રાજકન્યા તેને સ્વાધીન કરી.

એ દિવસ તો ગુરુપુત્રો સહિત તેણે બ્રહ્મભોજન, પુણ્યદાન ઈત્યાદિ ધર્મકાર્યોમાં નિર્ગમન કર્યો. બીજે દિવસે એક મોટું સૈન્ય શણગાર્યું ને પોતાના ગુરુજીને નગરમાં પધરાવી લાવવા સારુ તેને આશ્રમે ગયો ગુરુજીએ તેને હર્ષથી હૃદય સાથે ચાંપ્યો ને કહ્યું, "પુત્ર! હવે મને પૂર્ણ સંતોષ થયો છે, માટે વિષયસેનની કન્યાનું પાણિગ્રહણ કરી પરમ સુખ ભોગવ, એવો મારો આશીર્વાદ છે ને નીતિથી પ્રજાનું પાલન કર." બીજે દિવસે રાજપુત્રના અત્યાગ્રહથી ગુરુજી પોતાના પરિવાર તથા શિષ્યવૃંદ સહિત વિશ્વપુર પધાર્યા ને ઘણાક દિવસ ત્યા રહી, શુભ મુહૂર્ત આવતાં રાજકન્યા સાથે વરેપ્સુ નો લગ્નસમારંભ કરી, અનેક આશીર્વાદો આપીને ત્યાથી પાછા પોતાના આશ્રમ પ્રતિ આવ્યા.

### અપ્સરાસમાગમ

આટલી કથા કહ્યા પછી, થોડીકવારે વિશ્રાંતિ સારુ શાંત રહીને તે વૃદ્ધ ઋષિ વળી બોલ્યો, "હે દ્વિજવરો! એવી રીતે ઘણી કઠિન અવસ્થામાં અવતરેલો ને ઉછરેલો વરેપ્સુ, સત્સંગ થતા અને પુરુષાર્થ કરતાં ઉત્તરોત્તર શ્રેષ્ઠ સ્થિતિએ આવી પહોંચ્યો. પણ એટલેથી સંતોષ ન માનતાં તેણે પોતાના પુરુષાર્થવડે ઘણાક દેશો જિતીને, રાજ્યસીમામાં વૃદ્ધિ કરી. વિસ્તારવાળી ભૂમિપર તેની આણ ફરવા લાગી, પ્રજા અતિ સુખી થવાથી સર્વત્ર તેનું યશોગાન થવા લાગ્યું; અને આબાલવૃદ્ધ મનુષ્યો પ્રાતઃકાળે તેનું મંગળકારી નામસ્મરણ કરવા લાગ્યાં.

એ પ્રમાણે રાજ્ય, ધન, ધર્મ અને કીર્તિથી મહાન્ સમૃદ્ધ થયેલો વરેપ્સુ રાજા, એક સમયે પોતાની સાથે કેટલીક સેના લઇને રાજ્યપર્યટન કરવા નિકળ્યો. રાજ્યપર્યટન કરવાથી રાજાને, પોતાના રાજ્યમાંનાં પ્રત્યેક સ્થળ, નગર અને ગ્રામમાં વસતી પ્રજા સુખી છે કે દુઃખી, તેઓ પોતાનો નિર્વાહ કેવી રીતે કરે છે, પ્રત્યેક સ્થળે શી શી વસ્તુઓની ઉપજ નીપજ છે, ત્યાં ત્યાં રાખેલા અધિકારીઓ ન્યાયથી વર્તે છે કે નહિ, ધર્મનું સેવન કરે છે કે નહિ, તથા પોતાની સત્તા પ્રજાને પ્રિય છે કે નહિ, એ આદિ વિષયોની જાણ પડે છે. તે અનેક દેશ, નગર, ગ્રામ, વનો અને ઉપવનોનુ અવલોકન કરતો કરતો, પોતાના રાજ્યની છેક ઉત્તરસીમાની લગોલગ આવેલા ત્રિવિષ્ટપ નામના ઉચ્ચ અરણ્યપ્રદેશ સમીપ જઈ પહોંચ્યો. એ પ્રદેશ કેવળ અલૌકિક રચના તથા શોભાવાળાં અરણ્યોથી, તેમ જ સઘળા સ્વાભાવિક સૃષ્ટિસૌંદર્યથી નિરંતર પરિપૂર્ણ રહે છે. ત્યાં અપ્સરાગણ સહિત દેવતાઓ પણ, સ્વર્ગમાંનું નંદનવન છોડી, ઘણીકવાર ક્રીડા કરવાને આવે છે. એવું સુંદર અરણ્ય જોઈ વરેપ્સુને તે સારી પેઠે અવલોકન કરવાની ઇચ્છા થઈ. સીમા ઉપર જ સૈન્યનો પડાવ કરી, અશ્વારૂઢ થઇને પોતે એકલો અરણ્યમાં ચાલ્યો. અરણ્યની ભૂમિ સુવર્ણ સરખી હતી. સદા નવપલ્લવ તથા પુષ્પના અને ફળોના ભારથી લચી ગયેલાં ઘટાદાર વૃક્ષો ચોમેર છવાઈ ગયા હતા. તે પર અનેક મનહર શબ્દોથી વિલાસ કરતાં સુંદર પક્ષીઓ કલ્લોલ કરતાં હતાં. ઠારેઠાર આવેલાં વિચિત્ર કમળપુષ્પોથી ઢંકાયલા, નિર્મળ જળવાળાં અને હંસ, કારડવ, સારસ, મયૂર આદિક પક્ષીઓથી વિંટાયલાં સરોવરો દૃષ્ટે પડતાં હતાં. અનેક પ્રકારનાં પુષ્પોમાંથી, ચંદનનાં વૃક્ષોમાંથી ને કસ્તૂરીમૃગોના શરીરોમાંથી નિકળતી ઘણી ઉત્કૃષ્ટ સુગંધીવડે મિશ્રિત થઈ પવન વહાતો હતો. મૃગાદિક નિર્દોષ વનપશુઓની દોડાદોડ આંખને આનંદ આપતી હતી વૃક્ષો-પરથી ખરેલાં વિચિત્ર પુષ્પોવડે ઢંકાયલી પૃથ્વી—જે જાણે કોઈ રાજાએ યજ્ઞ કરવા સારુ પૂજન કરીને સંતોષેલી હોય, એવી લાગતી હતી. એ સર્વ જોઇને, વરેપ્સુ આનંદમાં લીન થઈ ગયો. એ શોભા જોતો જોતો તે એટલો બધો દૂર નિકળી ગયો તથા વેળા પણ એટલી વીતી ગઈ કે, તેનું તેને સ્મરણ રહ્યું નહિ. ખરો મધ્યાહ્ન થયો, અશ્વ પણ થાકવા આવ્યો, છતાં વૃક્ષોની ઘટા એટલી બધી ઘીચ હતી કે, કયાંયથી આકાશ ખુલ્લું ન દેખાતું હોવાથી સૂર્યનારાયણનાં દર્શન પણ થઈ શકતાં નહોતાં. આવી અલૌકિક લીલા નિહાળતો, પક્ષીઓના કલરવો સાંભળતો, જલઝરણાં

જોતો, વરેપ્સુ હજુ પણ કેટલોક આગળ ને આગળ ચાલ્યો ગયો. ચાલતાં ચાલતાં તે એક સુંદર સરોવરપર જઈ ચઢ્યો. તેના જળપર સૂર્ય પ્રકાશ ખુલ્લો જણાવાથી તેને માલમ પડ્યું કે, મધ્યાહ્ન થઈ ગયો છે, છતાં હું મારાં આહ્નિક કર્મને કેમ વિસરી જાઉં છું? તે તુરત અશ્વપરથી નીચે ઉતરી પડ્યો. એક અશોકવૃક્ષને થડે અશ્વને બાંધીને, વસ્ત્ર ઉતારીને સરોવરમાં નહાવા ઉતર્યો. સરોવરનું જળ અમૃત સરખું મીઠું તથા કાંચન સમાન સ્વચ્છ હતું, ગમે તેટલા ઉંડા જળમાંથી પણ તેનું તળિયું સ્પષ્ટ જણાતું હતું, તેમાં કાદવનું તો નામ જ ન હતું સ્નાન કર્યા પછી વરેપ્સુએ મધ્યાહ્ન સંધ્યા, બ્રહ્મયજ્ઞ, તર્પણ ઈત્યાદિ નિત્યકર્મો યથાવિધિ કરી લઈને પાછાં વસ્ત્ર પહેર્યાં. ત્યાં થોડીકવાર વિશ્રામ લઈને વળી આગળ ચાલવાનું મનમાં ધાર્યું પ્રથમ તો એ અલૌકિક વનની શોભા જોઇને જ મનુષ્યની ક્ષુધાતૃષા શાંત થઈ જાય તથા દુઃખ માત્ર વિસરી જવાય એમ હતું, છતાં ક્ષુધાતૃષા શાંત કરવાનાં સાધનોનો પણ ત્યાં કંઈ ટોટો નહોતો. અનેક જાતનાં સ્વાદિષ્ટ અને ગુણકારી દિવ્ય ફળો, વૃક્ષોપર તેમ જ નીચે તૈયાર પડેલાં હતાં તેમાંથી મિષ્ટ ને આરોગ્યવર્ધક ફળો વીણી લઈને રાજાએ ઈશ્વરાર્પણપૂર્વક* ભક્ષણ કર્યાં એથી તેને પાંચ પકવાન્નો જમ્યા જેટલો સંતોષ થયો. પછી તે અશોક-વૃક્ષને થડે માથું ટેકી આનંદમાં ગરકાવ થયેલો જરાક વાર આડો પડ્યો, તો અત્યંત સુખદ પવનની લહરો સાથે તેને મીઠી નિદ્રાની લહર આવી ગઈ.

તે ગાઢ નિદ્રામાં પણ નહોતો તેમ જાગૃતપણામાં પણ નહોતો. એવી રીતે સૂતેલો હતો. એવામાં તેણે એક ચમત્કાર જોયો. તેને એવો ભાસ થયો કે, જાણે તેણે અદ્યાપિપર્યંત કદી પણ નહિ જોયેલી એવી કોઈ સ્વરૂપવાન્ દિવ્ય સ્ત્રી આવીને તેનાં ચરણ તળાસવા મંડી છે; તેના અત્યંત કોમળ હસ્તનો તેના અંગને સ્પર્શ થાય છે; તે જાણે રાજાને અતિ રૂપવાન્ તથા તેજસ્વી જોઇને મોહિત થઈ હોય ને તેથી તેના અંગને લપટાઈ જવાને આતુર થઈ ગઈ હોય એવી દેખાતી છતાં, પોતાનુ પદ રાજા કરતાં ઉત્તમ હોવાથી, તેમ કરવામાં જાણે તે પોતે લજ્જા ધરતી હોય ને હું તેમ કરીશ તો રખે મને કોઈ જોઈ જશે, એમ મનમાં ડરીને, પોતાનાં અણિયાળાં, કમળ પાંખડી સરખાં વિશાલ તથા કોમળ અને

---

* પ્રભુને નિવેદન કરીને ભક્ષણ કર્યાં, એટલા માટે કે, જગતમાની સર્વ વસ્તુ ઈશ્વરની છે, ને તેની કૃપાથી આપણ મનુષ્યોને મળી છે, તો પ્રથમ પ્રત્યેક ભોગ્ય વસ્તુ સદ્ભાવનાથી તેને અર્પણ કર્યા પછી તેની પ્રસાદીરૂપે જ આપણે ઉપયોગમા લેવી જોઇએ

મૃગના સરખાં સુંદર નેત્રોને ફેરવી, આમતેમ જોતી હોય, તેમ જણાયું. એટલામાં તે દિવ્ય સ્ત્રીને કોઈએ જોઈ હોય, એમ શંકા થવાથી તેણી એકદમ ઉભી થઈ. તે પોતાના હાથમાંનાં અતિ સુંદર પુષ્પો રાજાના હૃદયપર નાંખી દઈને, એકાએક ત્યાંથી વીજળીના ચમકારાની પેઠે અદૃશ્ય થઈ ગઈ!!

રાજા એકદમ જાગી ઉઠ્યો. તે વિરહવેદનાથી તથા આશ્ચર્યથી બેબાકળો બની ગયો. તેણે ઉભા થઈ આમ તેમ ચારે દિશામાં દૃષ્ટિ ફેરવીને જોયું, પણ ક્યાંય તે નવયૌવના દૃષ્ટિએ પડી નહિ, ત્યારે થાકીને 'અરે એ તો મને નિદ્રામાં અમથું આળપપાળ દેખાયું,' એમ મન વાળી તે પાછો હેઠો બેઠો. પણ તેનું મન ઠાળે પડ્યું નહિ. બેઠો બેઠો પણ તે ચોમેર જોયા કરતો હતો. તે વિચારતો હતો કે, આ તે મેં સ્વપ્નુ જોયું કે સાચું? એટલામાં તેની દૃષ્ટિ પોતાના ખોળામાં પડેલાં પુષ્પો ઉપર પડી. પુષ્પો જોઇને તેની હૃદયોર્મિ બમણી સતેજ થઈ. તેને નિશ્ચય થયો કે, ના, એ સ્વપ્નું કે આળપપાળ નથી, પણ સાચું છે; કારણ તેનાં ચિહ્ન તરીકે તે સુંદરીએ જતી વખતે મારાપર નાંખેલા આ પુષ્પો પ્રત્યક્ષ છે. વરેપ્સુ એવી ઘડભાંજ મન સાથે કરે છે, એટલામાં તેની દૃષ્ટિની સામે દૂરની વૃક્ષ લતાઓમાં કંઈ વસ્ત્ર ફરકતું તેના જોવામા આવ્યું. તે વધારે વાર તે ભણી જોઈ રહ્યો તો કોઈ સ્ત્રી ચાલી જતી દેખાઈ. તુરત તે ઉભો થયો. અશ્વને ત્યાં જ મૂકી ત્વરાથી તે તે દિશાભણી ચાલ્યો. સઘન વનના અધવચગાળે તે પહોંચ્યો તો તે જનારી સ્ત્રી પાછુ વળી વળી તીરછાં નેત્રથી રાજાનું હૃદય વિંધતી જોવા લાગી, રાજાને જોયો, એટલે વૃક્ષોની ઓથે છૂપાતી, પરંતુ ઘડીકમાં પાછી પોતાની મોહકદૃષ્ટિ તેના ભણી ફેંકતી, તે ઉતાવળી ઉતાવળી ચાલવા લાગી. રાજા જેમ જેમ તેનું સુંદર મુખડું વધારે વાર જોતો ગયો, તેમ તેમ તેનું અંતઃકરણ અતિશય મોહિત થતું ગયું. તે વધારે નજીક ગયો તો તેના શરીરપરનું દિવ્ય અને વિચિત્ર રંગવાળું છતાં અતિશય ઝીણું વસ્ત્ર, જેમાથી તેના મસ્તકની વેણી તથા શરીરના પ્રત્યેક અવયવો ઘણે ભાગે સ્પષ્ટ દેખાતા હતા, તે જોઇને તેનું મન અત્યંત વિરહાકુલ બની ગયું. તેણીનાં ચરણમાંનાં દિવ્ય ઝાંઝરમાંથી સંભળાતો કર્ણપ્રિય અતિ ઝીણો રણકાર, તેણીના વસ્ત્રમા, શરીર ઉપર ને કેશમાં લગાડેલા જૂદા જૂદા સુગંધી દ્રવ્યોનો વાયુ સાથે આવતો અતિ મસ્ત પરિમલ, તેણીનું શરીર ગૌર છતાં તપાવેલાં કાંચન સરખી દિવ્ય કાંતિ અર્થાત્ પરિપૂર્ણ સૌન્દર્ય, એ બધાની જાણે એ કોઈ પ્રતિમા જ હોય, એવી તેણીને જોઇને, રાજાની એકે મનોવૃત્તિ હાથ રહી નહિ. રાં વળી

ઇન્દ્રિયોએ જાગૃત થઈ તેને ઉન્મત્ત બનાવી દીધો. રાજાની સદ્વૃત્તિ નાઠી. તે ધીરજ રાખી શકયો નહિ, તેથી ઉતાવળો દોડ્યો. થોડી પળમાં તે દિવ્યાંગનાની લગભગ થઈ ગયો. આ વેળા તે પોતાના અવ્યભિચારીપણારૂપ મુખ્ય ધર્મને ભૂલી ગયો; તેમ તેને મનમાં વ્યભિચારી પુરુષની પેઠે એવી શંકા પણ ન થઈ કે, આ હું કોઈ પરસ્ત્રીની અભિલાષા કરું છું! કામાવેશને લીધે તે નજીકમાં ગયો; એટલે એકાએક દોટ મારીને તે તેણીને બાઝી પડ્યો, ને બાથ ભીડી જેવો પૂરા પ્રેમના જોશમા આલિંગન દેવા જાય છે, તેવી જ તે રમણી, એક વીજળીના ઝબકારાની પેઠે તેની બાથમાંથી સડાક દેતી કે સટકી ગઈ ને તેની દૃષ્ટિ સામેની અતિ સુંદર પલ્લવઘટામાં જોતજોતામાં અદૃશ્ય થઈ ગઈ! એ જોઈ રાજા, જાણે પોતાને અતિશય કારી ઘા લાગ્યો હોય તેમ, 'અ હઃ હઃ હ. હઃ' એમ રુદન કરતો, વિરહબાણથી ભેદાઈ ગયેલા હૃદયની મહાપીડાથી, ધડાક દઇને ભૂમિપર પછડાયો ને તત્કાલ ચેષ્ટારહિત થઈ ગયો.

એ નવયૌવના સ્ત્રી સ્વર્ગની એક અપ્સરા હતી. તે દિવસે ઘણીક અપ્સરાઓનો સમૂહ, એક વિમાનમાં બેસી, એ સુંદર વનમાં વિહાર કરવા આવેલો હતો. સર્વ ભેળી તે અપ્સરા પણ વનલીલા જોવા આવી હતી. વનમાના એક અતિ રમ્ય સ્થળે વિમાન ઉતાર્યું. પછી કેટલીક સખીઓ સરોવરમાં જળક્રીડા કરવા પેઠી, કેટલીક કીનારે રમવા માંડી; ને કેટલીક વનની શોભા નિરખતી વૃક્ષલતાઓમાં આમ તેમ ફરતી હતી. તેમાંની આ અપ્સરા, વનમાં ફરતાં ફરતાં એકલી આઘી નિકળી ગઈ! ફરતી ફરતી જ્યાં રાજા સૂતેલો હતો ત્યાં આવી ચઢી. તેણે એક વૃક્ષતળે રાજાને સૂતેલો જોયો. રાજા જો કે લૌકિક ભૂમિપર હતો, તોપણ તેનું અંગસૌન્દર્ય, રાજતેજ અને બલપરાક્રમ અલૌકિક હતું, તેથી તે અપ્સરાનું મન તેનાપર લોભાય, એમાં આશ્ચર્ય નહોતું. તે તેના પગ આગળ આવીને ઉભી રહી; તેને જગાડવા સારુ પગપર હાથ ફેરવવા લાગી. પણ આમ કરતાં મને રખેને મારી કોઈ સખી જોય ને મારો તિરસ્કાર કરી એ વાત કદાચ દેવરાજ ઇંદ્રને કહી દે, તો હું ભારે શિક્ષાને પાત્ર થઈશ–એવા ભયથી તે ચમકતી ને ચોમેર નેત્ર ફેરવતી હતી. ક્ષણેકમાં પાસેનાં વૃક્ષોમાં પવનથી કંઇક સહજ ખડખડાટ થયો. તે સાંભળતાં જ તેણીએ ધાર્યું કે, ખરે જ આટલામાં મારી કોઈ સખી આવી ચઢી હશે, તેથી ઝડપથી કોરે ખસી ગઈ ને પોતાના હાથમાંનાં પુષ્પો રાજાના ઉપર નાંખતી કે તે ત્યાંથી તુરત ચાલી ગઈ. જ્યારે રાજા તેણીની

પછવાડે પડ્યો, તે વેળા કામદેવની સત્તામાં તે અપ્સરા પણ પૂર્ણ રીતે સપડાયેલી હતી, છતાં પોતાના ક્રીડાસ્થાનની સમીપમાં પહોંચેલી હોવાથી, 'રે આ શું? આ તો ગજબ થયો! હવે તો નિશ્ચે મારી વાત સખીઓએ જાણી હશે,' એવા ભયથી તે રાજાની બાથમાંથી સટકી ગઈને અને તેટલી ત્વરાથી, ધડકતે હૈયે, સખીસમૂહમાં જઈ પહોચી. તેને ધડકતી છાતીએ ને ધ્રૂજતે અંગે શ્વાસભેર દોડતી આવેલી જોઇને કેટલીક સખીઓ પૂછવા લાગી; "અલિ તિલોત્તમે! આમ કેમ! તું શું ભયમાં છે? મૃત્યુલોકમાં આપણ સ્વર્ગવાસીઓને ભય હોય જ શાનો? કહે, કંઈ સંકટ જેવું હોય તો આપણે તેનું વારણ કરીએ." બીજી કેટલીક સખીઓ ઉપહાસ કરતાં બોલી; "અરે ભયબય તો શું, પણ આ એમની દોડ કંઇક જૂદા જ પ્રકારની દેખાય છે. કોઈ નવયુવાન્ રંગીલો હુંય!"–આ સાંભળી તે અપ્સરા જેનું નામ તિલોત્તમા હતું તેણે વિચાર્યું કે, મારી વાત આ સર્વના જાણવામાં આવેલી હોવી જોઇએ, ત્યારે લાવની હું જ ખુલાસો કરી દઉં. પછી ધૈર્યધારી, મનને વારી, તિલોત્તમા બોલી; "તમે કહ્યું તેમ જ છે. હું વૃક્ષરાજિમાં ફરતી હતી, એવામાં મને દૂરથી જોઇને એક સુંદર પુરુષ મારી પછવાડે પડ્યો છે, જેથી સપાટાબંધ દોડીને હું અહીં આવતી રહી છું." એ સાંભળી તેઓ બોલી; "વાહ! વાહ! અહીં મનુષ્ય કયાંથી? પણ એમ હોય તો આપણે હવે વધારે વાર અહીં રોકાવું યોગ્ય નથી, ચાલો."

તત્ક્ષણે સઘળી અપ્સરાઓ ચડપોચડપ વિમાનમાં બેસી ગઈ. વિમાન અનેક વાજિંત્રોના નાદ સહિત ઉપડ્યું. તે ધીરે ધીરે ઉંચું ચઢી ગયું ને પછી ગતિમાં આવવા લાગ્યું. આમ વનની શોભાભણી દૃષ્ટિ કરીને ચાલી જતી તે સર્વ સખીઓએ તેઓના માર્ગમાંની વનઘટામા નિશ્ચેષ્ટ અવસ્થામાં પડેલા એક તેજસ્વી પુરુષને જોયો, સર્વે બહુ આશ્ચર્ય પામી. પછી સર્વે જણીઓ એકે સાદે બોલી ઉઠી; 'આહાહા! જૂઓ જૂઓ પેલો પુરુષ! વાહ વાહ! કેવું–શું એનું રૂપસૌંદર્ય!' તત્ક્ષણે પેલી કામવિવશ અપ્સરાએ કહ્યુ; "એ જ મારી પાછળ પડ્યો હતો ને હું ધારું છું કે, મારી અપ્રાપ્તિથી જ તેની આ દશા થઈ હશે!" તેને નિકટમાં જઈને અવલોકન કરવાની આંતરિક ઇચ્છાથી કેટલીક પુનઃ બોલી; "અરે, એ કયાં સૂધી એવી અવસ્થામા પડ્યો રહેશે? કોણ જાણે કયાંથી આવ્યો હશે ને કયાં જવું હશે? વળી આપણે માટેજ એની આ સ્થિતિ થઈ છે, તો એને એવી જ દશામાં મૂકીને જવું આપણને યોગ્ય નથી."

આ વાતે સૌ એક મત થવાથી, તેઓએ લાગલું વિમાન હેઠું ઉતાર્યું. એ અપ્સરાવૃંદમાંથી એક અપ્સરાએ ભૂમિપર આવી, રાજાની સામે ઉભી રહીને કહ્યું; "હે વીર! હે રાજન્! (એના તેજ ઉપરથી એ રાજાજ હશે, એમ ધારીને) તને તારી રાણીઓની કિંવા તારા રાજ્યની કંઈ ચિંતા નથી, કે તું આ નિર્જન વનમાં નિશ્ચિન્ત થઇને સૂતો છે? હે રૂપસુંદર! શું તને યુદ્ધ કરતાં કોઈ મર્મસ્થળે બળવાન્ યોધાના બાણનો પ્રહાર વાગ્યો છે; કિંવા અમારામાંની કોઇ રમણીનાં કટાક્ષબાણથી તારુ મર્મસ્થાન (હૃદય) ભેદાયું છે? ઉઠ, સાવધ થા ને નગર પ્રત્યે ગમન કર." એમ કહી તુરત પોતાની પાસેના અમૃતરસનું તેના મુખમાં, નેત્રોપર ને કપોલ ઉપર સિંચન કર્યું, એટલે વરેપ્સુ લાગલોજ આળસ મરડીને બેઠો થયો ને બેબાકળાની પેઠે, "હે સુંદરી, હે રમણી, તું કેમ નાસી ગઈ? હાય! હે કુટિલે! શું તને ધિક્કાર નથી, કે તું પોતાની મેળે મારી છેડ કરીને પછી મારો ત્યાગ કરી ચાલી ગઈ?" એવા ઉદ્ગારો સહિત નિઃસાસા નાંખવા માડ્યા. ક્ષણ પછી આંખ ઉઘાડીને સાવધપણે જોવા લાગ્યો તો તેણે જોઈ હતી તેના જેવી અનેક રમણીઓ તેની દૃષ્ટિએ પડી તે જોતાં તેના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તેમ એ સઘળી અપ્સરાઓ પણ તેની કાંતિ અને છટા જોઇને મોહિત થઈ ગઈ.

પેલો વૃદ્ધ ઋષિ સૌ બ્રાહ્મણોને ઉદ્દેશી કહેવા લાગ્યો; હે દ્વિજવરો!' આ ઉપરથી તમે જાણ્યું તો હશેજ કે, અપ્સરાસમૂહે નિશ્ચેષ્ટ અવસ્થામાં જોયેલો પુરુષ તે રાજા વરેપ્સુજ હતો. તેણે તે અપ્સરાઓને જોઇને કહ્યું; "અહો! પૂર્વે મેં કદી નહિ જોયેલી એવી દિવ્ય કાંતિવાળી, હે યુવતીઓ, તમે કોણ છો? આ દિવ્ય વિમાન, જેને પણ મેં પહેલવહેલું આજેજ જોયું છે, છતાં વર્ણન સાંભળવાથી અનુમાન કરી શકયો છું કે એ વિમાનજ છે, તે તો સ્વર્ગમાંની વસ્તુ છે, તે આ ભૂમિપર કયાંથી આવ્યું?" એમ પૂછતાં પૂછતા વળી પોતાને કામમૂર્છિત કરનારી (જેની પછવાડે પોતે દોડ્યો હતો તે) તે અપ્સરાને વિમાનમાં બેઠેલી જોઈ, ત્યારે તેને ઉદ્દેશીને તે કહેવા લાગ્યો; "અયિ નિર્દયે! મારી દુરવસ્થા કરીને આ પ્રમાણે દૂર ઉભી રહી, સખીઓમાં કેમ ભરાઈ બેઠી છે? પ્રથમ સ્નેહનાં ચિહ્ન દેખાડીને, પછી આવી રીતે ત્યાગ કરવો, એ તારા જેવીને ઉચિત છે કે? મારી પાસે આવ, નહિતર મને તું તારી પાસે લે અને સુખી કર. હે સુંદરી! તારી સુંદરતા જોઇને તો આ ભૂમિનું સૌંદર્યરૂપ આ અનુપમ વન પણ લાજે છે, તો આવા અદ્ભુત તનુવડે તું કીયા

શોભામય સ્થાનની શોભામાં વધારો કરે છે? શું આ સ્થળના કરતાં પણ તારે ને તારી આ સખીઓને વસવાને કોઈ વિશેષ ઉત્તમ સ્થળ છે? હે લાવણ્યમયિ! હવે તારે મને દુઃખી કરવો યોગ્ય નથી. તું મારો ત્યાગ કરીશ તો મારા પ્રાણુ મારા દેહનો ત્યાગ કરશે ને તેનું પાતક તને લાગશે.”

એ સાંભળી તે અપ્સરા બોલી; “હે વીર! તું કહે છે તે સત્ય છે. તારું સૌંદર્ય એવું છે કે, તે જોઈ સ્વાભાવિક રીતે સ્ત્રીજાતિને મોહ ઉત્પન્ન થયા વિના રહે નહિ. તેવી જ રીતે મને પણ થવાથી હું તને મળવાને લલચાઈ; પણ તેમ થવાથી, હું ધર્મનીતિનો માર્ગ ઉલ્લંઘનારી થાઉં છું; એટલું જ નહિ, પણ અમારા નિયંતા દેવરાજ—ઈંદ્રની સમર્થ આજ્ઞા લોપનારી થાઉં; અને તેથી કોણુ જાણે મને કેટલી ભારે શિક્ષા થશે, એમ સ્મરણુ થઈ આવવાથી, મારા મનને મેં ઘણા જ પરિશ્રમથી પાછું ખેંચી લીધું છે, જો કે તે મન હજુ સુધી હું પૂરેપૂરુ પાછું ખેંચી શકી નથી જ. અમારુ નિવાસસ્થાન આ ભૂલોક કરતાં ઘણુ શ્રેષ્ઠ, અપાર સુખરૂપ અને દિવ્ય છે. તે સ્વર્ગ એવી સંજ્ઞાથી ઓળખાય છે. અમે જાતે અપ્સરાઓ છીએ. ઇંદ્રાદિક દેવોને ગીતનૃત્યાદિ વડે પ્રસન્ન કરવા, એ અમારું કર્તવ્ય છે. હવે જો કદાચ તારું અને મારું મન પ્રસન્ન કરવાને, અર્થાત્ તારા પ્રેમપાશમાં બંધાઇને હું મારુ અપ્સરાપદ છોડી અહીં રહું તો, પૂર્વના ઘણાક પુણ્યપુંજથી પ્રાપ્ત થયેલું એ સુખપદ મને પાછું ન મળે, એટલું જ નહિ, પણ હું મોટા શાપની ભોક્તા થાઉં. કદાચ તને સ્વર્ગમાં મારી સાથે લઈ જાઉં, તો તું અધિકાર રહિત હોવાથી, પ્રથમ સ્વર્ગમાં પ્રવેશ કરવો જ તને અશક્ય થઈ પડે; છતાં કદાચ કોઈ યુક્તિપ્રયુક્તિથી સ્વર્ગમાં પ્રવેશ કરાવીએ, તો તત્કાળ જાણુ થાય ને તારો ને મારો વિનાશ થવાનો સમય આવે.”

એ સાંભળી રાજા બોલ્યો; “અહો! એટલું બધું તમારું સ્વર્ગસ્થાન ઉત્તમ છે, કે જેમાં પ્રવેશ કરવાનો સુદ્ધાં મારો અધિકાર નથી; મને કહે કે ત્યાં પ્રવેશ કરવાનો અધિકાર કોનો છે? તમારાં સ્વર્ગવાસીઓ વિના બીજો કોઈ જ અધિકારી નહિ? એમ હોય તો તમને અમારી ભૂમિપર આવવાનો કેમ અધિકાર છે?”

“હા, અમારું સ્વર્ગસ્થાન ઘણું ઉત્તમ છે,” તે અપ્સરા બોલી. “તેમાં આવવાનો મનુષ્યોનો અધિકાર નથી. પરંતુ મનુષ્યો છતાં જેઓ તપ, સત્કર્મ અને યોગશક્તિના બળથી દેવરૂપ થયા છે, એવા ઋષિઓ આપબળે મનુષ્યદેહથી પણ ત્યાં આવી શકે છે. વળી મનુષ્યોમાં પણ

અતિ પુણ્યવાન્ પ્રાણી, કે જે પોતાના વર્ણાશ્રમધર્મને યથાર્થ અનુસરવા સાથે દાન, તપ, વ્રતાચરણ, યજન, પૂજન ઇત્યાદિ અનેક પુણ્ય કર્મો કરે છે, તે પોતાના મનુષ્યદેહનો અંત આવ્યા પછી, દિવ્યદેહ ધરીને પણ ત્યાં આવે છે ને અપાર સુખ ભોગવે છે. અમોને તો ત્રણે લોકમાં જવાનો અધિકાર છે. સ્વર્ગવાસીઓ જેમ સુખોપભોગમાં શ્રેષ્ઠ છે, તેમ તેમની સત્તા પણ મનુષ્યો કરતાં શ્રેષ્ઠ છે. સ્વર્ગથી માંડી અમારાથી નીચેનો ભુવર્લોક અને તેનાથી પણ નીચે રહેલો એવો તમારો મનુષ્યોનો આ ભૂલોક, એ ત્રણે લોકમાં રાજસત્તા રાજા ઇન્દ્રની છે; એટલે જ્યાં તેની સત્તા છે, ત્યાં સઘળે અમને ફરવાનો અધિકાર છે."

એ સાંભળી રાજા બોલ્યો; "એવા પુણ્યવાન્ અને સત્કર્મને યોગે, દિવ્યદેહ ધરીને આવેલા મનુષ્ય પ્રાણીઓની સંખ્યા તો હમણાં સ્વર્ગમાં થોડી જ હશે!" તે અપ્સરા બોલી; "નહિ, નહિ, જોઈએ તેટલી છે! વિચાર કરી જોઇએ તો આખો સ્વર્ગલોક માત્ર પુણ્યવાન્ મનુષ્ય પ્રાણીઓથી જ ભરેલો છે. સ્વર્ગમાં વસનારા તો શું, પણ તેઓનાપર અધિકાર ચલાવનારા દેવતાઓ, અને તે દેવોનો અધિપતિ, અર્થાત્ આખા સ્વર્ગ લોકનો રાજા ઇંદ્ર પણ, પૂર્વજન્મનો અપાર પુણ્યવાન્ મનુષ્ય પ્રાણી જ છે. આ તારી દૃષ્ટિ આગળ રહેલી અમે અને અમારા જેવી તથા અમારા કરતાં પણ ઘણા ઉંચા અધિકારવાળી બીજી સર્વ અપ્સરાઓ, જે સ્વર્ગમાં વસે છે, તે પણ પૂર્વજન્મની કોઈ મહાપુણ્યવાન્ મનુષ્યઅબળાઓ જ હતી."

વરેપ્સુ આશ્ચર્ય પામીને બોલ્યો; "અહા શું ત્યારે મનુષ્યોથી જ સ્વર્ગાધિકારી થઈ શકાય છે? હું માનું છું કે, ત્યારે તો તે પદ પ્રાપ્ત કરવાનાં સાધનો પણ નિયત જ કરી રાખેલાં હશે, નહિ?"

"હા. માતાપિતાની સેવા કરનાર પુત્ર; પતિની ખરા પ્રેમથી યથાર્થ સેવા કરનાર પત્ની; સ્વામીની સ્વાત્માર્પણપૂર્વક સેવા કરનાર સેવક; પોતાના કરતાં વડિલ શ્રેષ્ઠ એવા ગુરુજનોની સેવા કરનાર કનિષ્ઠ જન; પ્રજાનું પુત્રની પેઠે પાલન કરનાર રાજા; અગ્નિહોત્રાદિક ક્રિયામાં તત્પર રહેનાર દ્વિજ; ધર્માર્થે તેમ જ પરોપકારાર્થે પ્રાણ આપનાર સ્ત્રી વા પુરુષ; અને ધર્મયુદ્ધમાં પીઠ ન દેખાડતાં પ્રાણ આપનાર યોધો ઇત્યાદિ મનુષ્યોને જગતમાં ધન્ય છે. તેઓ આ દેહને અંતે સ્વર્ગના અધિકારી છે."

એટલું કહીને તે અપ્સરા મૌન ધરી રહી; પણ રાજા વરેપ્સુને સંતોષ થયો નહિ. એનામાં તો એનાં નામ પ્રમાણેનો જ ગુણ હતો

(વર એટલે શ્રેષ્ઠ, ઇપ્સુ એટલે ઇચ્છા રાખનાર, માટે વરેપ્સુ). તેણે પુનઃ પ્રશ્ન કર્યું; "હે દિવ્ય રમણી! એ તો ઠીક; પણ સ્વર્ગમાં સૌ કરતાં શ્રેષ્ઠપદ જે ઇંદ્રનું, તે કિયા સાધનથી મળી શકતું હશે?"

એ પ્રશ્ન સાંભળી સર્વ અપ્સરા હસીને બોલી; "વાહ! એ પદ મેળવવાનું સાધન તો એના નામ ઉપરથીજ સ્પષ્ટ સમજાય છે. મૃત્યુ-લોકમાં સો અશ્વમેધ યજ્ઞો જે મનુષ્ય કરે છે, તેને સ્વર્ગમાં ઇંદ્રપદનો અધિકાર પ્રાપ્ત થાય છે અને તેટલા માટે ઇંદ્રનું નામ 'શતક્રતુ-સો યજ્ઞો કરનાર' એવું છે. એની સત્તા અપાર છે, એનું સુખ અથાગ છે, એનું તેજ અત્યંત છે, એનું બળ અપ્રતિમ છે, એ ત્રૈલોક્યનો અધિપતિ છે, ને અમે સૌ સ્વર્ગવાસીઓ, સૌ દેવતાઓ તથા સર્વ લોકપાળો એની આજ્ઞા માનીએ છીએ. માટે હે વીર! એ પ્રમાણે તું અને હું બંને અનુ-ક્રમે અનધિકારી અને પરતન્ત્ર હોવાથી, તું તારી અભિલાષા મૂકી દઈ, સ્વસ્થપણે તારે સ્થાનકે જા અને સ્વર્ગપ્રાપ્તિ માટે ઉત્તમ પુણ્યસાધન કર!"

એ સાંભળી વરેપ્સુ ઘણા ઉંડા વિચારમાં ને અનેક નવીન તર્કોમાં લીન થઈ ગયો. તે પુનઃ કશું બોલી કે કહી શકે, તે પૂર્વે તો સર્વે અપ્સ-રાઓ વિમાનમાં સજ થઈ બેઠી ને રાજાના આશ્ચર્ય વચ્ચે વિમાન મધુરા મધુરા વાદ્યોના નાદ સહિત આકાશમાર્ગે ઉપડ્યું! રાજા ઉંચે જોતો જ રહ્યો, ને આ જાય આ જાય, એમ કરતાં તે થોડીવારમા ઘણે દૂર પહોંચી જવાથી અદૃશ્ય થઈ ગયું.

આશા નિરાશા, અને નવી નવી કામનાઓના પૂરમાં ગોથાં ખાતો વરેપ્સુ, જેમ તેમ કરી, ઉતરી ગયેલે મોઢે, ત્યાંથી પાછો ફર્યો. તે ધીમે પગલે પોતાના અશ્વ પાસે આવ્યો. અશ્વ પણ ઘણીવાર સૂનો રહેવાથી બહુ અધીરો બની ગયો હતો. તે રાજાને જોઈ પ્રસન્નતાનાં ચિહ્ન દર્શાવવા લાગ્યો. વધારેવાર અહીં રોકાઈશ તો ઉદાસીનતા વધતી જશે, એમ ધારીને રાજા તત્કાલ અશ્વારૂઢ થઈ ત્યાંથી પાછો વળ્યો. માર્ગમાં ચાલતાં અપાર તરંગોથી તેનું હૃદય ઉભરાઈ જવા માંડ્યું વિમાન, અપ્સરાઓ, તેઓનાં રૂપ, તેઓનાં દિવ્ય વસ્ત્રાભરણો, તેઓએ વર્ણ-વેલી સ્વર્ગની સુખસમૃદ્ધિઓ, ઇત્યાદિ વસ્તુ તેની દૃષ્ટિ આગળથી નિમેશ માત્ર પણ ખસી નહિ. તેને એ પ્રશ્ન થયું કે 'હું શાં સત્કર્મ કરુ કે, જેથી એ વસ્તુઓ મેળવી શકું? એ વસ્તુઓ મેળવીને પણ કોઇના પરાધીનપણામાં રહી ભોગવવી, એમાં તો શું? આખું સ્વર્ગ ઇંદ્રને આધીન છે. ખરેખરા સુખનો ભોક્તા તો તેજ છે; અને તેનું પદ

પણ મનુષ્યને પ્રાપ્ય છે, ત્યારે તેને ઉદ્દેશીને જ કોઈ કર્મ કાં ન આરંભવું? ઇંદ્રપદ સો અશ્વમેધનું ફળ છે; હું રાજા છું, ગુરુકૃપાના બળયુક્ત છું. તેમ હોવાથી અશ્વમેધ યજ્ઞ મારે અશક્ય નથી. બસ, હું શત યજ્ઞ કરીશ!' આવો નિશ્ચય કરી વરેપ્સુ ઉતાવળો થયો, ને સંધ્યાકાળ થતાં પોતાના સૈન્યમાં આવી પહોંચ્યો.

## અશ્વમેધ યજ્ઞાનુષ્ઠાન

વરેપ્સુનું રાજ્યપર્યટન સમાપ્ત થવા આવ્યું હતું, માટે બીજે કોઈ સ્થળે વધારે સમય પડાવ નહિ કરતાં, તે જેમ બને તેમ વહેલો વહેલો વિશ્વપુરમાં આવ્યો. પોતાની પછવાડે થયેલું સઘળું રાજકાજ તપાસી લઈ, તેણે સૌથી પહેલું કામ અશ્વમેધનું હાથ લીધું. નિમંત્રણો મોકલી અનેક ઋષિઓને રાજ્યમાં તેડાવ્યા ને તેઓની સભા કરી અશ્વમેધ યજ્ઞ કેમ થાય, ક્યારે થાય, તથા તેમાં કયાં કયાં સાહિત્યો જોઈએ, ઈત્યાદિ સર્વ વસ્તુની માહિતી મેળવી. એક તરફ સર્વાનુમતે એક અતિ ઉત્તમ મુહૂર્ત નક્કી કરી, વિદ્વાન્ શિલ્પીઓ અને યાજ્ઞિકોની દેખરેખ તળે યજ્ઞશાળા બાંધવાનું કામ ચાલુ કર્યું; બીજી તરફ દેશ દેશોમાંથી સાહિત્યો એકઠાં કરાવવા માંડ્યાં; ચતુર અશ્વપાલોને અનેક સ્થળેથી તપાસ કરી, શ્યામકર્ણ* અશ્વો લઈ આવવા આજ્ઞા કરી તથા સૈનિકો અને સેનાપતિઓને આજ્ઞા આપી કે, તમારે દેશેદેશ અને નગરેનગર યજ્ઞાશ્વની પછવાડે પછવાડે તેના રક્ષણ સારુ ફરવું પડશે, ને પ્રસંગ આવે તો તુમુલ યુદ્ધમાં પણ ઉતરવું પડશે, માટે આયુધો, વાહનો અને યુદ્ધસાધનોથી પરિપૂર્ણ સજ્જ રહેવું. શોધ કરતા શ્યામકર્ણ અશ્વ મળ્યો; સાહિત્ય એકઠું થયું; યજ્ઞશાળા તૈયાર થઈ. મુહૂર્તનો દિવસ પણ આવી પહોંચ્યો. વરેપ્સુએ યજ્ઞદીક્ષા લીધી; ને અશ્વ ફરવા સારુ દેશોદેશ પ્રત્યે ચાલ્યો.† યજ્ઞની સર્વ ક્રિયાઓમાં પરમકુશળ એવા ઋત્વિજોનાં વરણ કરી, યજ્ઞકૃત્ય ચાલુ કર્યું. અગ્નિને વિષે અપાર ઘૃત અને બીજાં હુતદ્રવ્યો હોમી, દેવતાઓને તૃપ્ત કરતા તથા ઋત્વિજો, તેમ જ બીજા બ્રાહ્મણોને અપાર દક્ષિણા, ભોજન અને વસ્ત્રાલંકારાદિકથી તૃપ્ત કરતાં, વરેપ્સુએ એક પછી એક એવા નવ્વાણું યજ્ઞો પરિપૂર્ણ કર્યા છે અને અહુણાનો

---

* શ્યામકર્ણ અશ્વ—જેનુ આખુ અગ શ્વેત હોય અને માત્ર બે કાન જ કાળા રગના હોય તે અશ્વ એવો જ અશ્વ અશ્વમેધ યજ્ઞના કાર્યમા ખપ લાગી શકે છે.

† અશ્વમેધ યજ્ઞમા આ નિયમ મુખ્ય છે કે, યજ્ઞ કરનારા રાજા તરફથી શ્યામકર્ણ અશ્વ જેને અમૂલ્ય સાજ તથા મણિ માણિક્યના અલકારોથી શણગારી વિધિવત્ પૂજન કરીને યજ્ઞ માટે નિયત કરી દેશમા છૂટો મૂકવો. એને કોઈ દોરતુ કે હાકતુ

તેનો આ યજ્ઞ છેલ્લો એટલે સોમો છે. હવે એ ઐન્દ્રપદનો અધિકારી થયો છે. ધન્ય છે એના બળને તથા સમૃદ્ધિને, કે જેણે આવું મોટું સદનુષ્ઠાન આખી અણીએ પરિપૂર્ણતાને પહોચાડ્યું છે. હવે તો આ લોકમાં પણ એ ઇંદ્ર સરખો જ છે. આવાં મહત્કાર્યોને લાંબાં ધર્માનુષ્ઠાનો, જેમાં અપાર દ્રવ્ય, શ્રમ અને બળ તથા કાળનો વ્યય કરવો પડે છે, તે કવચિત્ જ નિર્વિઘ્ને કોઇક જ પાર પાડી શકે છે. વરેપ્સુએ પણ આજ પર્યંત, વચ્ચે આવેલાં અનેક વિઘ્નો સામે ટક્કર લઇને પોતાનું ઇચ્છિત કાર્ય આટલે સૂધી આણ્યું છે. આ તેનો છેલ્લો યજ્ઞ હોવાથી તેમાં અનેક વિઘ્નો અને ચમત્કારો થવાનો સંભવ છે, જેથી તે પ્રસંગે ઘણા બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ અને દેશદેશના મનુષ્યોનો સમૂહ દર્શનાર્થે આવ્યો હશે.

હે મુનિશ્રેષ્ઠો, જુઓ આ વનમાંની વૃક્ષઘટાઓમાં અનેક જાતના પરિમલથી યુક્ત એવો પવિત્ર ધૂમ, વાયુને લીધે આકાશમાં છવાઈ રહ્યો છે. ચારે દિશાઓમાંથી મનુષ્યો આવતાં દેખાય છે, ને બ્રાહ્મણોએ વેદમન્ત્રનો કરેલો ઘોષ, જાણે કમલવનમાં ભ્રમરાઓ ગુંજી રહ્યા હોય તેવો સંભળાય છે. મને લાગે છે કે, આપણે યજ્ઞસ્થાનની સમીપમા આવી પહોચ્યા છીએ. હજુ મધ્યાહ્ન થવાને થોડીકવાર છે, માટે ઉતાવળા ચાલો, તો ઋત્વિજોને મધ્યાહ્નકૃત્ય કરવાના અવકાશ માટે યજ્ઞકર્મ બંધ પડવા પહેલાં આપણે યજ્ઞશાળામાં પહોંચી જઇએ ને એકાદ ઇષ્ટિની ક્રિયા જોવા પામીએ.”

એટલું કહી તે વૃદ્ધર્ષિ મૌન રહ્યો. સર્વે થોડુંક ચાલ્યા, એટલે યજ્ઞમંડપ દેખાવા લાગ્યો. પછી સર્વ ઋષિઓ ત્વરાથી ચાલી મંડપ આગળ જઈ પહોંચ્યા. ત્યાં વિદેશથી આવનારા મનુષ્યોનો સત્કાર કરવા માટે રાજાએ નિમેલા અધિકારીએ તે સર્વનો યોગ્ય સત્કાર કર્યો ને સર્વ ઋષિઓને ઉતારવા સારુ બંધાવી રાખેલા પવિત્રસ્થાનમાં આ ઋષિમંડળને ઉતારો આપ્યો.

---

નથી. તે પોતાની ઇચ્છામા આવે ત્યા જાય, અથવા ઉભો રહે, તો તેની સાથે તેનું રક્ષણ કરવા નિકળેલી સેનાને પણ તેમ જ કરવું પડે છે. એના લલાટમા એક સુવર્ણપત્ર બાધવામાં આવે છે, તેમાં એવુ લખેલુ હોય છે કે, 'યજ્ઞ દીક્ષિત રાજા ફલાણા—સર્વ ભૂપાલોને સૂચવે છે કે, આ અશ્વને જોઇને તમારે તુરત અમારા માંડલિક તરિકે યજ્ઞમાં પધારવું, નહિ તો યુદ્ધ માટે તત્પર થવુ.' આ સૂચનાલેખથી જેઓ થોડા બળવાળા હોય તેઓ તો તુરત કર ભરી દે છે, પણ કોઈ બળવાન્ રાજા હોય તો તે એ અશ્વને લઈ જઈ પોતાને ત્યા બાધે છે, ત્યારે તેને છોડાવવા સારુ રક્ષક સેનાને યુદ્ધ કરવું પડે છે, તેમા કદાચ કર્મસંજોગે સેના હારે તો રાજાનો આરંભેલો યજ્ઞ ત્યાંથી જ અટકે છે એવી રીતે સર્વત્ર વિજય કરીને સુમારે બાર માસમાં અશ્વ પાછો આવે છે, એટલે તેના અંગવિભાગોવડે દેવાદિકને બલિ સમર્પણ કરી, યજ્ઞ સમાપ્ત કરવામાં આવે છે.



# સ્વાત્મશોધન

## યજ્ઞસ્થાનદર્શન

વરેપ્સુ રાજાએ આરંભેલા યજ્ઞના મંડપથી મોટા વિસ્તારવાળું સ્થળ રોકાયલું હતું. તેમાં એક બાજુ દેશાંતરોથી આવનાર રાજાઓના ઉતારા હતા; એક બાજુમાં આશ્રમે આશ્રમમાંથી અને અરણ્યે અરણ્યમાંથી આવેલા ઋષિઓ પોતાના અગ્નિહોત્રો સહિત વિરાજતા હતા, એક બાજુએ વિદેશી પ્રતિષ્ઠિત ગૃહસ્થોના ઉતારા હતા; બીજી બાજુએ સામાન્ય મનુષ્યોને ઉતરવાની યોજના કરેલી હતી; અને એક બાજુમાં તે આવનાર સર્વને અર્થે ભોજન સામગ્રીનો સંચય કરવામાં આવ્યો હતો. યજ્ઞવાટની મધ્યમાં વિશાલ યજ્ઞમંડપ રચેલો હતો. તેની શોભા જોતાં રાજાની સમૃદ્ધિનું પૂરેપૂરું ભાન થતું હતું. મંડપની ચારે દિશાની આસપાસની ભૂમિ, જેના ઉપર થઇને મંડપમાં જવાતું હતું તે, અનેક પ્રકારની રંગોળીઓથી ચિત્રિત કરવા ઉપરાંત ગંધ અને પુષ્પોથી પૂજેલી હતી. મંડપની ચોમેર ફરતા અનેક જાતિના પુષ્પના છોડવાઓના ક્યારાઓ ખીલેલાં પુષ્પોથી બહુ શોભી રહ્યા હતા. સુવર્ણ અને રૌપ્ય જેવી મૂલ્યવાન્ ધાતુના સ્તંભોથી તે મંડપ બાંધવામાં આવ્યો હતો. મંડપના ઘુમટ ઉપર હીરાથી જડેલાં સુવર્ણ શિખરો પ્રકાશી રહ્યાં હતાં. પ્રત્યેક દિગ્પાળો અને ગ્રહાદિક આવાહિત દેવતાઓના ચિહ્નવાળી રંગવિરંગી જરીની ધ્વજા પતાકાઓ ચોમેર ફરફરી રહી હતી. મંડપને ચારે કોરથી આંબા અશોક ઇત્યાદિનાં પલ્લવોવડે છાઈ દીધો હતો ને યજ્ઞમંડપને પુષ્પોના ગુચ્છથી બનાવેલાં તોરણો વડે શણગાર્યો હતો. ચારે દિશાનાં ચાર દ્વારોપર તો મણિમુક્તાફળનાં અમૂલ્ય તોરણો બાંધ્યાં હતાં. તે ચારે દ્વારોપર દ્વારરક્ષક તરિકે નિમાયલા ચારે વેદના સમર્થ ઋત્વિજોની આજ્ઞા લઈ, અંદર પ્રવેશ કરીએ, તો યમમંડપમાં જવાતું હતું. ત્યાં યજ્ઞની પ્રત્યેક ક્રિયાને માટે જૂદી જૂદી શાળાઓ નિર્મેલી હતી. એક બાજુએ યજ્ઞકાર્યને વિષે સભા-

સદ તરિકે નિમાયલા ઋષિઓનાં આસન માંડેલાં હતાં, બીજી બાજુ આવનાર ઋષિઓ વિરાજેલા હતા, તેમની પછવાડે અનુક્રમે રાજાઓ, ગૃહસ્થો અને સામાન્ય જનો બેઠેલા હતા. ચારે દિશાઓમાં સ્થાપેલી વેદીઓપર આવાહિત દેવતાઓનાં આસન નિર્મ્યાં હતાં. એક દિશા ભણી યજ્ઞપશુઓ માટે અનેક યૂપો રોપવામાં આવેલા હતા. મધ્યમાં મોટો યજ્ઞકુંડ હતો. તેની આગળ યોગ્ય આસને આચાર્ય, હોતા, ઉદ્ગાતા, અધ્વર્યુ અને અનુક્રમે સર્વ ઋત્વિજો બેઠેલા હતા. આચાર્ય ને હોતાની વચ્ચે યજમાન અને યજમાનપત્ની પૂર્વાભિમુખે બેઠેલાં હતાં. અધ્વર્યુ મંત્ર ભણતો ને તે પ્રમાણે આચાર્ય પ્રત્યેક ક્રિયા સાવધાનપણે આચરતો ને હોતાઓ હવ્યને હોમતા હતા. સમયે સમયે કોઈ કોઈ દેવતાનાં સૂક્ત ભણવાનો પ્રસંગ આવતો, ત્યારે ચારે વેદના ઋત્વિજો પોતપોતાના વેદની તથા શાખાની પરિપાઠી પ્રમાણે અનુક્રમે તે સૂકતો યથાવિધિ ભણતા હતા. તે જોઈ સમગ્ર સભા અદ્ભુત ઈશ્વરીભાવમાં તલ્લીન થઈ જતી હતી. વળી પ્રત્યેક ઇષ્ટિના આરંભમા સામવેદી ઋત્વિજો સામદૈવ્ય નામનું સામગાન કરતા. તે વેળા તો આખી યજ્ઞશાળા જાણે એકરસરૂપ બની, આનંદમાં ડોલતી હતી. વિશાલ યજ્ઞકુંડમાંથી ધમધમાટ પ્રજ્જ્વલિત અગ્નિની જ્વાળાઓ નિકળી રહી હતી; ઉપરથી એક મોટા નાળાની પેઠે ધડધડાટ કરતી અખુટ ધારાવડે યજ્ઞકુંડમાં પુષ્કળ ઘૃત હોમાયા જ કરતું હતું; ખેર, ખાખરો, પીપળો, ખીજડો, ચંદન ઇત્યાદિ સમિધ કાષ્ઠોવડે પ્રદીપ્ત થતા તે અગ્નિમાં અપાર પાયસાન્ન (દૂધપાક), યવ, તિલ, સાકર, દ્રાક્ષાદિક મેવા, પચામૃતો, અનેક સુગંધી પદાર્થો અને શાસ્ત્રમાં કહેલાં બીજાં સર્વ હુતદ્રવ્યો, ઋત્વિજો હોમતા હતા; તે સમયે સ્વાહા, સ્વાહા, એવા શબ્દોની મોટી ગર્જના થઈ રહેતી હતી. યજ્ઞકર્ત્તાઓની પરાપૂર્વની રીતિ પ્રમાણે, રાજાની એવી પ્રતિજ્ઞા હતી કે, યજ્ઞપ્રસંગે ક્ષુધિતને ભોજન અને ભિક્ષુકને ઇચ્છિત દાન આપ્યા વગર રહેવું નહિ. તેથી એ યજ્ઞમાં અવારનવાર તો શું, પણ યજ્ઞવાટ આગળ થઇને જતા આવતા કોઈ પણ પ્રાણીને યથેચ્છ ભોજન પાન કરાવ્યા વિના જવા દેવામાં આવતું નહિ. દૂરથી જતા આવતાઓને ખબર પડવા માટે, યજ્ઞવાટની ચારે દિશામાં આવેલા ઉંચા દરવાજાઓ ઉપર મોટી ધર્મની ધ્વજાઓ ફરકતી હતી અને તેમાં એવું લખવામાં આવ્યું હતું કે, 'આ માર્ગેથી જનાર સર્વેને રાજરાજેન્દ્ર ધરેપ્સુનું પ્રાર્થનાપૂર્વક નિમત્રણ છે, માટે કોઇએ યથેચ્છ ભોજનપાન

કર્યા વિના જવું નહિ.' વળી એ ચારે દરવાજાઓપર ગડગડી રહેલાં નગારાં અને હર્ષના આલાપ કરી રહેલી નોબતો પણ પોતાના લાંબા સાદથી જાણે દૂરના પંથીઓને અને વિદેશીઓને યજ્ઞમાં આવવાને આમન્ત્રણ કરતાં હોય, તેમ વાગતાં હતાં. રાજ્યસ્થાન વિશ્વપુરમાંથી અને પાસેનાં બીજાં નગરોમાંથી, અનેક પ્રકારના પૂજાના ઉપહારો સહિત દર્શનાર્થે આવતાં પ્રજાજનોનાં ટોળેટોળાંથી યજ્ઞવાટમાં બહુ ભીડ મચી રહી હતી. અમૂલ્ય અને વિચિત્ર વસ્ત્રાભરણોથી સુશોભિત થયેલી સુંદરીઓ, ચાલતા પ્રસંગને અનુસરતાં અને મહારાજા વરેપ્સુના નિર્મળ યશવાળાં ગીતો સુસ્વરે ગાતી હતી, તેથી સર્વત્ર ગંભીર આનંદ છવાઈ રહ્યો હતો. એ યજ્ઞમાં દુંદુભિ, તાલ, વીણા, વેણુ ઈત્યાદિ અનેક વિચિત્ર વાદ્યો સાથે જયજયકારના શબ્દોનો મહાઘોષ મચી રહ્યો હતો. પૂર્ણાહુતિની તૈયારી હતી. તે પ્રસંગે રાજા અનેક પ્રકારનાં મહાદાન કરવા સારુ સંકલ્પ કરવાના જળની સુવર્ણ ઝારી સહિત પૂજાપાની સામગ્રી લઈને બેઠો હતો. તે એક પછી એક મુનિઓનું સન્માન અને આગ્રહપૂર્વક આસનોપર બેસાડી પૂજન કરતો હતો ને તેઓને મણિ, સુવર્ણ, પૃથ્વી, ધેનુ ઇત્યાદિનાં* ઈચ્છિત દાન આપતો હતો. એવામાં એક મોટું કૌતુક થયું.

## વરેપ્સુનું સર્વસ્વ દાન

પેલો અલૌકિક દિવ્યરૂપવાળો બાળક, જે તુરતનો યજ્ઞોપવીત દીક્ષા લીધેલો અને અંગની કોમળતા ઉપરથી તુરતના જન્મેલા જેવો દેખાતો હતો, અને જેનું આપણે સૌથી પ્રથમ અરણ્યમાં દર્શન પામ્યા હતા, તે બાળક, તે યજ્ઞવાટપ્રતિ અકસ્માત્ આવતો જણાયો. લોકોની ભીડમાં થઇને જ્યારે તે મુખ્યદ્વારમાં થઈ અંદર આવવા લાગ્યો, ત્યારે સ્વાભાવિક રીતે જ લોકો તેનું રૂપ તથા તેજ જોઇને આઘા ખસી, તેને માર્ગ આપવા લાગ્યા. એટલી બધી ગીરદી છતાં કોઈનો પણ સ્પર્શ થયા વગર તે યજ્ઞમંડપ આગળ, જ્યાં રાજા દાન આપવા બેઠો હતો ત્યાં આવી પહોંચ્યો. એ મહાત્મા બટુકને કોઈ જાતના દાનની કિંવા માનની અપેક્ષા નહોતી. તે અનાયાસે જ અહીં આવી ચઢ્યો હતો કે આત્મ-પ્રેરણાયોગે કોઈ મહત્કાર્ય માટે આવ્યો હતો, તે કહેવું અશક્ય ને અપ્રાસંગિક છે. તેને અકસ્માત્ આવી ચડેલો જોઇ, રાજા આદિ સર્વને

* ઇચ્છિત દાન એવી રીતે કે, દાન લેનારની જેવી ઇચ્છા હોય તે વસ્તુનું દાન, તે યથાતૃપ્ત થાય ત્યાંસુધી આપવું

કુતુહલ થયું. તેની દિવ્ય કાંતિએ એકે સમયે સર્વેની ચિત્તવૃત્તિને આકર્ષી લીધી. જાણે યજ્ઞની સમાપ્તિને સમયે રાજાને દર્શન આપવાને સાક્ષાત્ યજ્ઞનારાયણ પ્રભુ પોતેજ આવા રૂપથી અહીં પધાર્યા હોય, એમ સૌને અનુમાન થયું.

પછી રાજાએ, પાદ્ય, અર્ઘ્ય આદિક પૂજન ઉપચારોવડે તે મહાત્મા બટુક (હવેથી આપણે તેને એ નામથી ઓળખીશું)નો ઉત્તમ પ્રકારે સત્કાર કરીને શિરસા વંદન કર્યું. રાજાએ મનમાં બહુ સંતોષ માન્યો, કે આવે પ્રસંગે મારે ત્યાં આવો પવિત્ર બાલબ્રહ્મચારી આવી ચઢ્યો, તેથી હુ અહોભાગ્ય છું, અને એ મહાત્માને કોઈ પ્રકારનું ઉત્તમ દાન આપીને કૃતાર્થ થઇશ. આવા વિચારથી તેણે તે બાલબટુકને એક રત્નજડિત ઉત્તમ આસનપર વિરાજમાન કરી, કર જોડીને વિનતિ કરી, "હે બટુક! આપ ભલે પધાર્યા; આપનાં નામ ગોત્રનો ઉચ્ચાર કરો ને આપને જે ઇચ્છા હોય તે પદાર્થનું દાન માગો." રાજાનાં એવાં વચન સાંભળીને બટુક બોલ્યો; "હે દીક્ષિત રાજા! હું કોઈ જાતનું દાન લેવાને અહીં આવ્યો નથી, મારે કોઈ પદાર્થની અપેક્ષા નથી. પરંતુ તારા આગ્રહ ઉપરથી જ હું દાન લેવા પ્રવૃત્ત થાઉં, તો મારુ ઇચ્છિત દાન તું આપી શકીશ નહિ. તારે પોતાને જ કોઈ પદાર્થની અપેક્ષા હોય તો નિ શંક થઈ માગ, તે હું પૂર્ણ કરીશ." આઠ વર્ષના બ્રાહ્મણબાળકનાં આવાં અદ્ભુત વચન સાંભળી આખું ઋષિમંડળ, સર્વ રાજાઓ ને પ્રજાજનો સહિત વરેપ્સુ પણ આશ્ચર્યચકિત થઈ ગયો. 'હું માગુ તે દાન તું આપી શકીશ નહિ,' એવાં તેનાં વચનો સાંભળી, વરેપ્સુના મનમાં લજ્જિત થવા જેવું થયું. તેણે ધાર્યું કે, 'હુ શતયાજી* થયો છતાં, શું આ બાળક કહે છે, તે પ્રમાણે હું તેને માગ્યું દાન આપવાને શક્તિમાન્ નથી? તેમ હોય તો મારુ આ શતયાજીપણું મિથ્યા જ સમજવું જોઇએ અને મારી કીર્તિને અને મારાં આ સદનુષ્ઠાનને મહત્ કલંક જ લાગવું જોઇએ. એ બાળક માગી માગીને એવું તે શું માગવાનો હતો? એનુ માગેલું હુ ન આપું તો મને તો શું પણ મારી પૂર્વેના સમર્થ યજ્ઞકર્ત્તાઓની મહાન્ દાતૃત્વ-પણાંની રૂઢિને પણ હુ લજવું નહિ? મારી પાસે શું નથી? હું શું આપવા અશક્ત-અસમર્થ છું? આ દેહને કે પ્રાણને પણ તે માગશે તો દાનાર્થે આપવા હુ તત્પર છું. ત્યારે એ વિશેષ શું માંગનાર છે? એ બાળક પોતાના બાલ્યપણાંના અજ્ઞાનમાં આ કૌતક વચન બોલે છે!

* સો યજ્ઞ કરનારો

એના એવા નિસ્સ્પૃહપણાંના બોલવા ઉપરથી, ખરેજ એ મોટપણે એક મહાન્ પુરુષ થશે, એમ અનુમાન થાય છે અસ્તુ, ગમે તેમ હો, પરંતુ મારે હવે આ તક જવા દેવી નહિ.' એમ વિચારી તેણે તે બાળકને કર જોડી પુનઃ વિનતિ કરી, "હે બ્રહ્મદેવ! હે મહાતેજસ્વી! કોઈ વાતની ગ્લાનિ ન કરતાં તમારી જે ઇચ્છા હોય, તે અવશ્ય આજે મારી પાસે માગો." એ સાંભળી તે દિવ્ય બ્રહ્મચારી બોલ્યો; "રાજા, મિથ્યા આગ્રહ શા માટે કરે છે! માગવાને તો કંઈ વાર નથી, પણ આપવું કઠિન થઈ પડશે." બાળકને આવી રીતે બોલતો જોઈ, સૌએ મનમાં નિશ્ચય કર્યો કે, એ બાળક તે બાળક નહિ, પણ કોઈ કારણરૂપ અવતારી પુરુષ છે, રાજાના દાનાધ્યક્ષે ને પુરોહિતે પણ રાજાને સમજાવવા માંડ્યો કે, 'મહારાજ! આપે દાન દેવા આગ્રહ કરવો નહિ. આ તમારો છેલ્લો યજ્ઞ છે, ને તેમાં આ અદ્ભુત બાળકનું અકસ્માત્ આવી ચઢવું, એ અવશ્ય વિઘ્નરૂપ ભાસે છે. પૂર્વે બલિરાજાને એમ જ બન્યું હતું બલિએ વામન પ્રભુના હસ્તમાં ત્રણ ડગલાં ભૂમિના દાનનો સંકલ્પ કર્યો, પણ સંકલ્પનું જળ પોતાના હાથમાં પડતાં પડતાં તો વામનજીનું શરીર અકસ્માત્ મહાપ્રચંડ બની ગયું ને ક્ષણવારમાં તેનાથી દશે દિશાઓ વ્યાપ્ત થઈ ગઈ. પરમાત્માએ ત્રણે લોક માત્ર બે પગલામાં માપી લીધા અને ત્રીજા પગલા માટે સ્થાનની માંગણી કરી, ત્યારે બલિએ નિરુપાય થઈ, પોતાની દેહરૂપી ભૂમિ ઉપર ત્રીજું પગલું ભરવાનું કહ્યું, એટલે વામનજીએ તેમ કરી તેને પાતાળમાં ચાંપ્યો, જે અદ્યાપિ પર્યંત ત્યાંજ વસે છે. મહારાજ વરેપ્સુ, આ પણ કોઈ એવો જ પ્રસંગ દેખાય છે. તેથી તું એ બટુકને દાન આપવાનો આગ્રહ મા કર'

મન્ત્રી મંડળના એ શબ્દો સાંભળી, વરેપ્સુ બોલ્યો; "ગમે તેમ હો, ગમે તેમ થાઓ, પરંતુ યજ્ઞકર્તાના જે જે ધર્મ છે તે યથાર્થ ન સાચવે, તે યજ્ઞનું પરિપૂર્ણ ફળ પામે નહિ! દાન આપવાનો મનમાં સંકલ્પ કરીને પછી 'ન આપું,' એવા વચનથી તો હુ વળી વિશેષ દોષભાગી થાઉં. થનાર હોય તે થાઓ, નિર્માણ મિથ્યા થતું નથી, ભાવી મટતું નથી. દાન દેવાથી કદાચ મને મહાલભ થાય તે કોણ જાણે છે? એ બટુક સુખેથી જે માગશે, તે આપવાને હું કદી પાછી પેની કરીશ નહિ." પછી બટુકને સંબોધીને રાજાએ કહ્યું; "બ્રહ્મપુત્ર! વિલંબ કરો મા, ઇચ્છા હોય તે માગો." એ સાંભળી બટુક બોલ્યો; "શાન્તિ! શાન્તિ! ધન્ય! ધન્ય! હે રાજન્! જો તારી એવી જ ઇચ્છા હોય તો સાંભળ, મને

આપવા સારુ તારે કોઈ વસ્તુ ક્યાંયથી લાવવી પડે, કિંવા જરાએ પરિશ્રમ કરવો પડે તેમ નથી. મારી યાચના એટલી જ છે કે "જે તારું છે તે મારું થાવ"

બટુકની આ અદ્‌ભુત યાચના-માગણી સાંભળી, રાજા આદિ સૌ દિગ બની ગયા. કોઈ ધન માગે, અન્ન માગે, વસ્ત્ર માગે, અશ્વ, ગજ કે રથ માગે, ગ્રામ માગે, નગર, માગે, ને ઘણું ઘણુ તો દેશ માગે, પણ આવું સર્વસ્વ માગવાની હામ કોની હોય?

આ યાચનાથી રાજા ઘણીકવાર સૂધી સ્તબ્ધ જ થઈ રહ્યો, પણ છેવટે તેણે ઉદાર બુદ્ધિથી વિચાર કર્યો કે; "અઃ એમાં શી મોટી વાત છે. ઇશ્વરકૃપાથી મારું આ મહદનુષ્ઠાન પરિપૂર્ણ થયું છે, તો હવે મારે રાજ્યાદિકથી શું વિશેષ છે? આ સર્વ એને હું અર્પણ કરીશ!" આવી ધારણાથી તેણે કહ્યું; "ઋષિપુત્ર, હું ધન્યભાગ્ય છું, કે મારે ત્યાં આપના સરખા યાચક પધારેલા છે. લ્યો, પ્રથમ આ મારી સર્વ ધનધાન્યરૂપ સંપત્તિ આપને અર્પણ છે; મારા ગજ, અશ્વ, રથ અને સમર્થ યોદ્ધાઓવાળું આખું સૈન્ય આપને અર્પણ છે; અસંખ્ય દેશોમાં પ્રસરેલી મારી સઘળી રાજ્યસત્તા પણ આપને અર્પણ કરું છું; એ સઘળું આપ ગ્રહણ કરો." એટલું કહી રાજા બટુકના હાથમાં સંકલ્પવડે જળ મૂકવા તત્પર થયો, ત્યારે બટુકે કહ્યું; "એમ કેમ? આ જગતમાં તારું (જેનાપર તારી સત્તા છે એવું) એટલું જ છે?" રાજાએ ક્ષણભર વિચાર કરી કહ્યું; "હવે તો મારુ એવું બીજું કંઇ જ નથી! પણ હા, આ મારી અર્ધાંગના (રાણી) છે, તે પણ આપને અર્પણ કરુ છું. આપ સંતોષ પામ્યા?" ઋષિપુત્રે કહ્યું; "રાજા, હજુ તો ઘણુંએ બાકી છે." ત્યારે પુનઃ રાજા વિચાર કરવા લાગ્યો; "અરે હવે તે શું બાકી હશે?" એટલામાં તેની દૃષ્ટિ પોતાના હાથમાંની અમૂલ્ય રત્નજડિત મુદ્રિકા અને પહોંચીપર પડી તુરત તેણે એ મુદ્રિકા, પહોંચી અને કાન કોટ ઇત્યાદિ સર્વ અંગોના અમૂલ્ય અલંકાર ઉતારી, બટુકની આગળ મૂકયા ને બોલ્યો; "કેમ પ્રભુ, હવે સંતોષ છે?" બટુકે કહ્યુ; "ના, હજુ ઘણું બાકી છે." એવા પ્રત્યુત્તરથી રાજા આશ્ચર્યચકિત થઈ ગયો. તે વિચારગ્રસ્ત બન્યો ને બોલ્યો; "હવે તે શું બાકી હશે? આ મેં પહેરેલાં વસ્ત્ર પણ બાકી રહેતાં હોય તો લ્યો;" એમ કહી તેણે માત્ર એક કટિવસ્ત્ર (ધોતિયું) રાખીને, બીજાં તમામ વસ્ત્ર આપી દીધાં, ને કહ્યું, "મહારાજ, હવે સંકલ્પ લ્યો" બટુક બોલ્યો; "ના, હજુ બધું ક્યાં આવ્યું છે?" એવું બટુકનું ઉત્તર સાંભળી

રાજા વિચાર કરવા લાગ્યો કે, "નિશ્ચે, આ બાળક ઠંઠિ લતે ચઢેલો છે; માટે જ બાકી છે, હજુ બાકી છે, એમ કહ્યા કરે છે. પણ ત્યારે હવે એનું સમાધાન કેમ કરવું?" આમ રાજાને અકળાયેલો જાણી, બટુક બોલ્યો; "હે રાજા! તારા ધારવા પ્રમાણે તારું સર્વ આટલામાં આવી ગયું હોય તો હવે કર સંકલ્પ!" રાજા શાસ્ત્રની રૂઢિ પ્રમાણે સંકલ્પ કરતાં બોલ્યો કે, "હું વરેપ્સુ આ સર્વસ્વદાન આ ઋષિપુત્રને અર્પણ કરું."—એટલું વાક્ય પૂરું કરતાં પહેલાં તો બટુક વચ્ચે બોલી ઉઠયો, "હાં, હાં, હાં, રાજા! એ બધું ખરું, પણ વરેપ્સુ કોણ!" ત્યારે રાજા જરાક ધૈર્ય ત્યજી, છાતીએ હાથ ઠોકી બોલ્યો; "કોણ? આ હું પોતે!"

બટુક બોલ્યો: "ના, એ તો છાતી, ને તેના ઉપર પડ્યો એ હાથ અને વળી 'હું' એમ બોલે છે તે તો અંગનો એક ભાગ મોઢું, ત્યારે એ ત્રણેમાં વરેપ્સુ કોનું નામ?" રાજા બોલ્યો: "પણ એ છાતી, હાથ ને મોઢું એ મારાં જ કેની?" એ સાંભળી બટુક હસીને બોલ્યો; "વાહ! ત્યારે તો તું મને છેતરતો દેખાય છે. હજુ તો તારું કહેવાય એવું તારી પાસે ઘણું છે, માટે હું એ દાન નહિ લઉં. જો આપવું હોય તો વિચાર કરીને જેટલું તારું હોય તેટલું સર્વ મને આપ."

રાજા પુનઃ દિંગ થઈ ગયો, ને શરીરના પ્રત્યેક અવયવ ઉપર દૃષ્ટિ કરી વિચારવા લાગ્યો કે, 'નિશંક, આ બટુકના કહેવા પ્રમાણે હજી મારું મારી પાસે ઘણું છે. છાતી, મોઢું, હાથ, પેટ, પગ, માથું—રે એમ તો આખું શરીર મારું છે; માટે તે બધુંય તેને અર્પણ થવું જોઇએ.' પછી રાજા પ્રગટપણે બોલ્યો; "ઋષિદેવ, ક્ષમા કરો, મારા અજ્ઞાન-પણાથી મેં જાણ્યું નહોતું, પણ હવે આ શરીર બધું આપને અર્પણ છે, માટે સંકલ્પ લ્યો;" એમ કહી હાથમાંથી ઝારીવડે જળ આપવા માંડ્યું; ત્યારે બટુક બોલ્યો; "રાજા, હવે એ હાથે જળ કેમ અપાય? કારણ હાથ આદિ તારું આખું શરીર તો દાન કરવાની વસ્તુ છે."

પુનઃ રાજા વિચારમાં પડ્યો; 'હવે કેમ કરવું? દાન કેવી રીતે આપવું?' એમ ઘણીક રીતે મનન કીધું, પણ કંઈ સૂઝ પડી નહિ ત્યારે અકળાયો અને બોલ્યો; "મહારાજ, મેં તો અંતરમાં ઘણોય વિચાર કરી જોયો, પણ મને કશી સૂઝ પડતી નથી, માટે કેમ કરવું, તે આપ જ કૃપા કરીને મને કહો." એ સાંભળી બટુક બોલ્યો: "અહો! હજુ તો તું તારી પાસે બહુ મોટી સમૃદ્ધિ ધરાવતો દેખાય છે; તે આપ્યા વિના હું દાન કેમ લઇશ?" રાજા બોલ્યો. "મેં મારું શરીર સુદ્ધાં અર્પણ કરી દીધું ને હવે

તે મારી પાસે શું હોય?" બટુકે કહ્યું; "સંભારી જો, હમણાં તેં કહ્યું કે, 'મેં ઘણોય વિચાર કરી જોયો, પણ મને કશી સૂઝ પડતી નથી,' તો તે વિચાર તેં કોની સાથે કર્યો?" રાજાએ ઉત્તર આપ્યું; "મારા મન સાથે," બટુકે પ્રશ્ન કર્યું; "ત્યારે એ મન તો તું કોઇનું ઉછિતું લાવ્યો હોઇશ?" રાજાએ કહ્યું. "ના ના; એ મન મારું, પણ તે હું આપને અર્પણ કરવું ચૂકી ગયો, પણ એ મને દેખાતું નથી, એટલે કેમ કરીને અર્પણ કરી શકું?" બટુકે સ્મિત મુખે કહ્યું "વત્સ! હજી તેં તારું મન મને આપ્યું નથી ત્યાં સૂધી તેનો ઉપયોગ કરવાનો તને પૂર્ણ અધિકાર છે, તું સ્વતન્ત્ર છે, માટે સ્થિર થઇને સારી પેઠે વિચાર કરી જો"

પછી રાજા કેટલીકવાર સૂધી સ્તબ્ધ બની જઈને પાછો બોલ્યો; "ઋષિપુત્ર, હવે તો ઘણી થઈ, હદ આવી રહી; આવું તો મેં કયાંય જોયું નહોતું. આ તો બુદ્ધિની પરિસીમા થઈ છે! મેં તો ઘણોય વિચાર કર્યો, મનન કીધું ને તર્ક દોડાવી જોયો, પણ કશી સૂઝ પડતી નથી, પણ હવે તો જીવ અકળાય છે!"

આ વાકય રાજા પૂરું કરે છે, એટલામાં તો પાછો બટુક બોલી ઉઠ્યો; 'અહો! ઘણા આશ્ચર્યની વાત છે કે, હજૂએ તેં તારી પાસે કંઇક છૂપાવી રાખ્યું છે ને તે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અમૂલ્ય રત્ન છે. પણ દૈવેચ્છાથી આપોઆપ તેં પ્રકટ કર્યું છે, તો હવે હું તે દાનમાં લીધા વગર તને છોડનાર નથી."

રાજા બોલ્યો; "નહિ, કૃપાનાથ! હું સત્ય કહું છું કે મેં કશું છૂપાવ્યું નથી. માત્ર નહિ જાણી શકવાને લીધે, અર્થાત્ મારું મન ત્યાં નહિ પહોંચી શકવાને લીધે જ મારી પાસે કંઇ રહી ગયું હોય તો તે હું જાણતો નથી. માટે આપ જ કૃપા કરીને મને જણાવો. હું પૂર્ણ પ્રેમથી તેનો સંકલ્પ કરીશ."

બટુકે કહ્યું; "કેમ, તેં હમણાં જ કહ્યુંની, 'કે હવે તો કશી સૂઝ પડતી નથી, ને જીવ અકળાય છે?' તો તે જીવ કોનો?"

રાજા બોલ્યો; "હા, હા, ઋષિદેવ, જીવ તો મારો ખરો, પણ હવે હું આપને વિનતિ કરું છું કે, એ વિના હજુ પણ મારી પાસે કંઇક હોય ને તે હું ન જાણતો હોઉં તો કૃપા કરી મને જણાવો, તેનો પણ સંકલ્પ કરું"

બટુક બોલ્યો. "હવે તારી પાસે કંઇ જ રહ્યુ નથી; હવે તો તું કેવળ સત્યશુદ્ધ એક જ થઈ રહ્યો છે; પરંતુ એ સઘળી તારી સમૃદ્ધિ મને આપીશ ત્યારે જ! હમણાં તો તેં માત્ર જાણ્યું જ છે કે, મારી પાસે આટલું

મોટું ભંડોળ છે. પણ હવે એ સર્વ મને આપવાની ઉતાવળ કર, વિલંબ શો છે?" રાજા યજ્ઞાદિક અનેક સત્કર્મો કરીને મહા પુણ્યવાન્ તથા નિષ્પાપ થયો હતો, એટલે તેનું અંતઃકરણ શુદ્ધ થવામાં વિલમ્બ નહોતો. બટુકનાં એ છેલ્લાં વચનો સાંભળી અકસ્માત્ તે જાણે મહાનિદ્રામાંથી જાગ્રત થયો હોય, કિંવા ઘાડા અંધારામાંથી સૂર્યના પ્રકાશમાં આવ્યો હોય, તેમ સાવધ થઈ વિચાર કરવા લાગ્યો. "અહો! આટલી બધી વસ્તુઓ મારી પાસે હતી, પણ તે હું એ સૌ કરતાં જૂદો ને એકલો છું, તો હું કોણ છું, ને હું કેવો હોઈશ?" એમ પ્રશ્ન થતાં તેનાં સમાધાન માટે તેણે કર જોડીને બટુકરાજને પૂછ્યું. "હે દેવ! કહો મને કે હું કોણ છું?" ત્યારે બટુક બોલ્યો; "તેં યોગ્ય પૂછ્યું, તો સાંભળઃ જેને મહાન્ પુરુષો અવિનાશી, અવિકારી, અવ્યય, અનાદિ, અજન્મા, દેવના દેવ, સર્વેશ્વર, નિર્ગુણ, નિરંજન, નિરાકાર ઇત્યાદિ અનેક વિશેષણોથી ઓળખાવે છે; જે કેવળ, એક નિત્ય, સત્ય, શ્રેષ્ઠ, ચૈતન્ય, જ્ઞાન અને આનંદરૂપ છે; જે સર્વે ચરાચર જગતનું બીજ, સર્વભૂત માત્રના પિતા, પોષક આદિ અને અંતરૂપ છે; વળી જે ચરાચર જગતમાં સાક્ષીરૂપે નિવાસ કરી રહ્યો છે; સર્વની ગતિરૂપ છે; સર્વ શક્તિમાન્ છે, અપાર છે, અનંત છે, અર્થાત્ આ દૃશ્ય તેમ જ અદૃશ્ય એવું સર્વ તેનાથી જ ઉત્પત્તિને પામ્યું હોવાથી જેવો ગણીએ તેવો છતાં જે પરમાત્મા, પરબ્રહ્મ, પરમેશ્વર ઇત્યાદિ નામોથી પ્રસિદ્ધ છે; અને જેને જાણ્યા પછી બીજું કશું જાણવાનું બાકી રહેતું નથી, જેની પ્રાપ્તિ કરતાં બીજો કોઈ જ મોટો લાભ નથી તથા જેના કરતાં વિશેષ કોઈ બીજું સુખ નથી, તે જ પોતે તું છે." એ સાંભળી રાજા બોલ્યો; "અહો! હું એવો છું? ના, ના; એ તો મને અસંભવિત લાગે છે; કેમકે આપે તો મને અપાર શક્તિવાળો અને અનુપમ ગુણવાળો પરમ-ઇશ્વર કહ્યો. આપે એમ પણ કહ્યું કે, એ જ્ઞાનરૂપ પરમ-ઇશ્વરને જાણવા પછી બીજું કશું જાણવાનું બાકી રહેતું નથી; ત્યારે હું જો તે પોતે જ છું, તો હું પોતે પોતાને જ જોઈ કે જાણી શકતો નથી એમ કેમ બને? આટલું બધું અજ્ઞાન હોય શું?" બટુક બોલ્યો; "હા; એ કરતાં પણ અધિક અજ્ઞાન છે! તારે તો તારાં મહત્પુણ્ય કર્મોના પ્રતાપવડે આટલું સાંભળવા ને જાણવાની વેળા પણ આવી કે, 'હું પોતે પરમાત્મા છું!' પણ બીજા અસત્કારી પુણ્યહીન પ્રાણીઓ, કે જેઓનાથી ઉચિત સત્કર્મ તો શું, પણ માત્ર દુષ્કર્મ જ બને છે, તેઓ તો એટલા મોટા અજ્ઞાનાંધકારમાં પડેલા હોય છે કે, 'અમે કોણ છીએ, અમો ક્યાંથી

આવ્યા છીએ, અમારે ક્યાં જવું છે,' ઇત્યાદિ તેના પોતાના જ કલ્યાણની કશી ખબર હોતી નથી. તેને માટે કોઈ વાર તેઓને ક્ષણભર પણ પ્રશ્ન થતું નથી. તેઓ તો માત્ર શિશ્ન અને ઉદર પરાયણ રહી, તેનો જ સતત વિચાર કર્યા કરે છે." ત્યારે રાજાએ પ્રશ્ન કર્યું; "હા, એ તો વાત સત્ય છે; મને પણ અદ્યાપિપર્યંત એમજ હતું; પરંતુ એમ હોવાનું કારણ શું?" ભટ્ટુકે કહ્યું. "પોતાને પોતાનું સ્વરૂપ જણાવવામાં અંતરાય પાડનારાં ત્રણ સબળ કારણો હોય છે, જેનો નાશ કરવાને તે પુરુષ અસમર્થ છે. એક તો અનેક જન્મોથી એકઠાં કરેલાં પાપ તથા પુણ્યના સમૂહરૂપી મળ, જેનાથી પ્રાણીનું અંતઃકરણ મલિન રહે છે, એટલે તેને સત્ય શું છે તે સૂઝતું નથી. જેમ દર્પણ શુદ્ધ હોય તો તેમાં જોવાથી મુખ જેવું હોય તેવું સ્પષ્ટ ને સ્વચ્છ જણાઈ આવે; પણ તેના ઉપર અનેક પ્રકારનો ચીકણો મેલ છવાઈ જઈ, કાચ ઢકાઈ ગયો હોય તો તેમાં કશી વસ્તુનું પ્રતિબિંબ પડતું નથી ને તેમાંથી કશી વસ્તુ જોઈ પણ શકાતી નથી. બીજું કારણ, ચિત્તની ચંચળતારૂપ વિક્ષેપશક્તિ છે. એનાથી મન વ્યગ્ર એટલે અસ્થિર રહી ચોમેર ભટકતું રહે છે અને તેથી તે સત્ય સ્વરૂપને જોઈ શકતું નથી. પણ મનની ખરેખરી એકાગ્રતા હોય તો જ તે સત્ય સ્વરૂપ જાણવા–જોવામાં આવે છે. ત્રીજું કારણ, તે સ્વરૂપની ઉપર આવેલું આવરણ એટલે ઢાંકણરૂપ અજ્ઞાન–અવિદ્યા છે. તેનાથી તે સત્ય સ્વરૂપ જણાતું નથી." એ સાંભળી રાજા બોલ્યો "કૃપાનાથ, ત્યારે તો મને એ મારાં સ્વરૂપનાં દર્શન કરાવો! શું એ અંતરાય પડાવનારાં કારણો કોઈ ઉપાયથી દૂર નહિ થઈ શકતાં હોય?" ભટ્ટુક બોલ્યો; "અધિકારી અને મુમુક્ષુ પુરુષ, તેને, વેદે કહેલાં સાધનો વડે દૂર કરી શકે છે; અને તે સાધનો, ત્રણેને માટે ત્રણ જૂદાં જૂદાં છે." રાજાએ પૂછ્યું. "એ સાધન ક્યાં?" ભટ્ટુક બોલ્યો; "મળને મટાડનારું સાધન કર્મયોગ, વિક્ષેપ મટાડનાર ઉપાસનાયોગ, અને આવરણને દૂર કરનારું જ્ઞાનયોગરૂપ સાધન છે. તે ત્રણે એક પછી એકનાં ઉપકારક છે. જ્ઞાન ઉત્પન્ન થવાને ઉપાસના સાધન ઉપકારક છે; ને ઉપાસના સિદ્ધ કરવાને ચિત્ત શુદ્ધ કરવારૂપ કર્મ, એ ઉપકારક છે." રાજા બોલ્યો; "એ કર્મ, ઉપાસના અને જ્ઞાન તે શું?" ભટ્ટુક બોલ્યો; "વર્ણાશ્રમધર્મ પાળી યજ્ઞાદિક ક્રિયાઓ કરવી તે કર્મ, જગતના કારણરૂપ પરમાત્માની ભક્તિ કરી, તેનામાં ચિત્ત દૃઢ સ્થિર કરવું તે ઉપાસના, અને એ પરમાત્મા કેવો છે, ક્યાં છે, એ પરિપૂર્ણ જાણવું અને નિર્વાસનિક-સંકલ્પરહિત

બની, જીવની બ્રહ્મ સાથેની એકતા માનવી, તે જ્ઞાન." રાજાએ કહ્યું; "અહો! ત્યારે તો હજુ મને મારાં સ્વરૂપનાં દર્શન થવાને ઘણીવાર છે, નહિ મહારાજ?" બટુક બોલ્યો; "તું ધારે છે તેટલી વાર નથી; કારણ ત્રણ સાધનોમાંનું આરંભ સાધન જે કર્મ, તે તારાથી પરિપૂર્ણ બન્યું છે; માત્ર તેમાં થોડિક ખામી છે તેને પ્રથમ દૂર કરવી જોઈએ.' એ સાંભળી રાજા પોતાને ઉપજેલી શંકા માટે કશું પણ બોલવા જાય, તેટલામાં તો બટુક પુનઃ બોલ્યો; "પણ અહો! આપણે જે કરવાનું છે તે કામ મૂકીને કેટલા બધા આડે ઉતરી પડ્યા છીએ! માટે એ સંબધે પછી વાર્તા કરીશું. આ સમે તું મને દાન આપ." એ સાંભળી રાજા તુરત પાછો ઠેકાણે આવી વિચાર કરવા લાગ્યો. "અહો! મારે મારું સર્વસ્વ ઋષિપુત્રને દાન કરવું છે, અને જેને અહુણાં સૂધી હું પોતાનું સ્વરૂપ માનતો હતો, એવો મારો આ દેહ, અંતઃકરણ (મન, બુદ્ધિ, અહંકાર અને ચિત્ત) અને જીવાત્મા, એ સર્વ તો હું પોતે નહિ, પણ મારા કરતાં જૂદી (મારી) વસ્તુઓ છે; તેઓને પણ દાનમાં આપવી છે, તો હવે મારે દાન કેવી રીતે આપવું? દાન આપનાર એવો જે હું, તે મારુ પોતાનું સત્યસ્વરૂપ સમજી-જાણી-જોઈ-શક્યો હોત તો તેવડે દાન આપી શકત; પણ આ તો જેટલું મે જાણ્યું છે, તેટલું સર્વ મારું છે; પણ હું પોતે મારો નહિ! એ પણ આશ્ચર્ય જ! હું જો કે મને પોતાને દેખતો નથી, તદપિ એટલું તો સમજી શક્યો છું કે મારો જીવ, મન, ઈત્યાદિ જેમ મારા દેહમાં જ હતાં ને છે, છતાં હું તેઓને જાણતો નથી કે જોતો નથી, તેમજ હું પોતે પણ આ દેહને આશ્રિત થઈ રહેલો છું ને આ દેહમાં જ છું, છતાં તેને જોતો નથી! સમજાય છે કે, એ બધી વસ્તુઓ આપી દેતાં જે કંઈ શેષ રહે, તે જ હું છું! તેટલા સારુ મારે, એ સર્વ વસ્તુઓથી ભરેલા આ દેહ સહિત ઋષિપુત્રની આગળ જઇને પડવું, એટલે તેમાંથી ઋષિપુત્ર જ્ઞાતા હોવાથી મને એકલાને નિરાળો રાખી, બાકીની સર્વ વસ્તુ લઈ લેશે!" એવો વિચાર કરીને, રાજા આસનપરથી હેઠો ઉતર્યો ને "લ્યો મહારાજ, મારુ આ સર્વ તમને અર્પણ!" એમ બોલતો તે બાલબ્રહ્મચારીનાં ચરણ આગળ જઈ પડ્યો! યજ્ઞમાંનાં તથા દર્શને આવનારાં સર્વ મનુષ્યો જે આટલી ઘડી સૂધી બીજું સર્વ છોડી રાજા અને બટુકનો અતિ અદ્ભુત સંવાદ સાંભળવા માટે એકચિત્ત થઈ વિંટાઈ વળ્યાં હતાં, તે આવો પ્રકાર જોઈ, "આહાહા શું માગવું! કેવો ચમત્કાર! ધન્ય છે એની સૂક્ષ્મબુદ્ધિને!" એમ બોલતાં, અતિ આશ્ચર્યમાં દિગ્મૂઢ થઈ ગયાં, ને હવે પછી શું થશે, તે જાણવા માટે સર્વ ઉત્કંઠિત થઈ ઉભાં જ રહ્યાં.

રાજા આવી રીતે પોતાનું સર્વસ્વ દાન કરી સઘળાં દ્વંદ્વથી મુક્ત થયો ખરો, પરંતુ એટલાથી જ કંઈ તેની સ્વાભાવિક મનોવાસના નિર્મૂળ થઈ નહોતી. તેથી તેને તુરત જ વિચાર આવ્યો (સાંસારિક મનુષ્ય માત્રને સ્વાભાવિક રીતે જેવો વિચાર આવે તેવો જ) કે, 'હવે હું શું કરીશ? અરે! હવે મારું શું થશે? મારું સઘળું તો હું આપી બેઠો! હું નિર્ભાગી નહિ?' પણ તેના મનની ઊંડામાં ઊંડી ગુફામાં જે વાતની નિર્ભયતા હતી, તે વાતની ટાઢક હતી. તેને લીધે તેને તુરત જ શાંતિ મળી.

વરેપ્સુનું મરણવૃત્ત

તેના મનમાં વિચાર થયોઃ "અઃ હું જે સર્વ આપી બેઠો, તેનું મારે કામ પણ શું હતું? આ દેહાદિક ને રાજ્યાદિક તો આમે મારે નકામાં જ હતાંની? મારા શતાશ્વમેધ (સો અશ્વમેધ)ના અનુષ્ઠાનથી હવે હું દેવતાઓનો રાજા ઇંદ્ર થવાનો છું. એ ઇંદ્રપદ કરતાં અત્રનું આ મારું સર્વસ્વ કંઈ વિશેષ નથી; એટલું જ નહિ, પણ તે પદનો અધિકાર હસ્તગત કરતી વેળાએ મારે આ રાજ્ય અને દેહ ઇત્યાદિ સર્વનો આપોઆપ ત્યાગ કરવો જ પડત. પેલી અપ્સરાઓએ મને કહ્યું હતું કે, ત્યાં (સ્વર્ગમાં) જવા સારુ તો પ્રાણીને દિવ્યદેહ ધારણ કરવો પડે છે. ઇંદ્ર થનાર પુરુષને એટલી બધી મોટી સત્તા મળે છે કે, તેની આગળ આ મારું રાજ્ય તો શું, પણ મારા જેવાં અસંખ્ય રાજ્યો જેમાં છે, એવી સમગ્ર પૃથ્વી, અને તેના સહિત સ્વર્ગ તથા પાતાળ મળી ત્રણે લોકનો અધિપતિ-ઈશ્વર થાય છે." આવી રીતે રાજાએ પોતાના મનનું સમાધાન કર્યું. પરંતુ એમાં તેની મોટી ભૂલ હતી. તે ભૂલ અંતર્યામી એવા તે બટુકે તુરત જ જાણી લઈને તેને બાહુડું ઝાલી બેઠો કરતાં કહ્યું; "અરે રાજા ઉઠ, તું આ શું કરે છે? તારા જેવા દાતા (દાન કરનાર)ને એવી વંચના કરવી શું યોગ્ય છે? તું પડ્યો પડ્યો મન સાથે જે વિચાર કરે છે, તે મારાથી અણજાણ્યું નથી! જે મન સાથે તું વિચાર કરે છે એ મન તારું નથી અને તેની સાથે વિચાર કરવાનો તને અધિકાર પણ નથી. તારું મન, આત્મા, દેહ, ઇંદ્રિયો ઇત્યાદિ સૌ પારકાં છે અને તે વડે બનેલાં કર્મ-કૃત્ય કાં પારકાં નહિ? તે રાજ્ય આપ્યું એટલે રાજ્યમાંની પ્રજા, પૃથ્વી અને રાજ્યના અધિકારો એ સર્વનો સંકલ્પ થઈ ગયો; દેહ, મન, ઇત્યાદિની સાથે તેના તેના ધર્મ, અધિકાર અને કર્મ, એ પણ દાનમાં અપાયાં. એવી રીતે તું ન સમજતો હોય તો મારી માંગણી પ્રમાણે, તારું જે સર્વ છે તે

મારું થાઓ, એવી તારી પ્રતિજ્ઞા છે, અને તે ન્યાયથી જેમ દેહાત્માદિક તારાં તે મારાં થયાં, તેમ તેઓના આશ્રયમાં રહી તેં કરેલાં પાપપુણ્યાદિક પણ જે તારાં, તે સર્વ મારાં થયાં છે; અર્થાત્ તેઓને લીધે સુખદુઃખાદિક જે ફળો તારે ભોગવવાનાં હતાં, તે હવે સઘળું મને અર્પણ કરવાથી મારે ભોગવવાનાં થયાં છે. છતાં હજુ તું ધારે છે કે, 'મારે ઇંદ્રપદ ભોગવવું છે ને ઇંદ્ર થયાથી હું ત્રણ લોકનો અધિપતિ થઇશ,' એ કેટલું વિપરીત છે? વત્સ! હવે એ ઇંદ્રપદપર તારો અધિકાર શો રહ્યો? એ તો બધું મારું થયું છે!"

ઋષિપુત્રના મુખથી એ છેલ્લા શબ્દો સાંભળતાં જ, રાજા વરેપ્સુ મહાખેદથી અકસ્માત્ પછાડી ખાઇને પૃથ્વીપર પડ્યો. તે તત્કાલ અચેત થઈ ગયો! તેની મોટામાં મોટી તૃષ્ણા અને મોટામાં મોટી આશા આ વેળા નિર્મૂળ થઈ ઉખડી ગઈ. તેણે માન્યું કે, હું સઘળું ખોઈ બેઠો છું. તેણે જે કંઈ કર્યું હતું, જે જે મહાન્ પરિશ્રમ વેઠ્યા હતા, જે અપાર દ્રવ્ય ખર્ચ્યું હતું, ને એ સઘળાવડે જે ઘણા કાળથી, પુષ્કળ શ્રમ સાથે સો અશ્વમેધરૂપ મહા અનુષ્ઠાન પૂર્ણતાએ પહોંચ્યું હતું, તે સર્વ અલભ્ય એવા ઇંદ્રપદની પ્રાપ્તિને સારુ જ હતું–તે સર્વ હતું, ન હતું થઈ ગયું છે. રાજા, બટુકને પોતાના સર્વસ્વનું દાન આપવા બેઠો હતો, એ પણ તે અલભ્ય ઇંદ્રપદની પ્રાપ્તિને સારુ જ હતું; કેમ કે માગ્યું દાન આપે તો યજ્ઞ પરિપૂર્ણ કહેવાય, ને સો યજ્ઞો પરિપૂર્ણ થાય ત્યારે ઇંદ્રપદના અધિકારી થવાય છે.

રાજાની આમ મૂર્છિત અવસ્થા થતાં જ, સભામંડપમાં બેઠેલા સર્વના જીવ ઉડી ગયા. રાણી, પ્રધાન, પુરોહિત અને બીજા સર્વ સેવકવર્ગ વિહ્વાવિહ્વા થઈ ગયા. યજ્ઞક્રિયા બંધ પડી. બ્રાહ્મણો વેદ ભણતા રહી ગયા. સુંદરીઓ ગીત ગાતી અટકી ગઈ; વાજિંત્રોના નાદ અને નગારાંનો ઘોર શબ્દ એકદમ બંધ થઈ ગયો. રાજાની આવી સ્થિતિને લીધે સર્વ ક્રિયાઓ બંધ પડવાથી આખા યજ્ઞવાટમાં હજારો ને લાખો મનુષ્યોની ગીરદી છતાં સઘળું ચૂપાચૂપ હતું. સૌનાં અંતઃકરણ ખેદ અને શોકથી છવાઇ ગયાં. 'અરે, એકદમ આ શું થઈ ગયું?' 'રે, આવો નિર્દય યાચક તે કોણ હશે?' 'અરે, આ બાળક તો યાચક નહિ, પણ કોઈ કારણરૂપ છે!' 'અરેરે, એને જોઇએ તે સર્વ આપવાને રાજા જો કે તત્પર હતો, છતાં તેની આ દશા એણે કેમ કરી?' 'અરે, જમ, જમાઈ ને જાચક, એ ત્રણેને દયા કયાંથી હોય?' 'હાય, હાય, હવે શું થશે?'

ઇત્યાદિ અનેક દુઃખોદ્ગારો સહિત સૌએ નિઃસાસા નાંખવા માંડ્યા. એક બાજુ ઉપરાઉપરી અનેક ઉપચારોથી રાજાની સારવાર થવા માંડી, ત્યારે બીજી બાજુ લોકો આ શોચનીય બનાવને લીધે ઘણો ખેદ કરવા લાગ્યા. સર્વ પ્રેક્ષકો બટુક ભણી બહુ રોષની દૃષ્ટિએ જોવા લાગ્યા. કેટલાક તો સ્પષ્ટ કહેવા લાગ્યા કે, 'રંગમાં ભંગ કરનાર અને આનંદમાં ઉલકું પડાવનાર આ બાળક, કાળરૂપે અહીં આવી ચઢ્યો હશે.'

રાજાને જાગૃત કરવા ઉપરાઉપરી ઘણાક ઉપાયો કર્યાં, અનેક ઔષધો આપ્યાં ને જન્મારાથી તેના આશ્રયમાં રહેલા મોટા ધન્વન્તરિ સરખા રાજવૈદ્યોએ તેને જાગૃત કરવાને અપાર પ્રયત્નો કર્યાં, પણ સર્વ મિથ્યા થયું. કોઇનું કંઈ પણ ચાલ્યું નહિ, સૌએ હાથ ખંખેર્યા, આશા મૂકી, સૌની આંખમાંથી અશ્રુધારાઓ ચાલવા લાગી. જેટલો આનંદ, જેટલું શ્રીસૌભાગ્ય ત્યાં પ્રકાશી રહ્યું હતું, તેના બદલામાં તેટલો જ શોક અને તેટલી જ અમંગલતા એકાએક છવાઈ ગઈ. સૌનાં મુખ ઉતરી ગયાં, કંઠ બેસી ગળગળા થઈ ગયા. કોઈ કોઇની સાથે કશું બોલી શક્યું નહિ. આવા મહાગંભીર શોકનું કારણ માત્ર પેલો બટુક, પેલો બાળક જ હતો! પરતુ તેના મુખપર શોક, ખેદ કે અમંગલતાનું કશું ચિહ્ન સરખું દેખાતું નહોતું. તે તો હતો તેવો ને તેવો જ આનંદમા બેઠો બેઠો ભગવત્સ્મરણ કર્યાં કરતો હતો ને તેની જિહ્વા તે કાર્યથી કિંચિત્ પણ વિરામ પામતી નહોતી.

### રાણી વિષયબાળા

આવે ગંભીર સમયે શું કરવું, તે કોઇને સુઝતું નહોતું. શોકના સમુદ્રમાં ડૂબી ગયેલી વરેપ્સુની રાણી, કે જે મહા પતિવ્રતા અને બુદ્ધિમાન્ હતી, તે હવે ઉભી થઈ, તેનું નામ વિષયબાળા હતું. તે સર્વ સમાજ સાંભળી શકે તેવી રીતે મોટેથી પણ અતિ વિનયપૂર્વક બોલી; "હે સમર્થ પૂજ્ય મહાત્માજનો અને યાજ્ઞિકો, તથા સુજ્ઞ પ્રજાજનો! જુઓ, ઘડિક પહેલાં શું હતું ને હમણાં શું થઈ ગયું છે! એ ઈશ્વરી માયાનો અદ્ભુત ચમત્કાર આપ સૌએ પ્રત્યક્ષ જોયો છે. હું જોઉં છું કે, જનમંડળ મહાશોક અને ખેદમાં ગળગળિત થઈ ગયું છે. એ સઘળાનું કારણ આ ઋષિપુત્ર છે એમ ધારીને, કેટલાકો આ મહાપ્રભુને દોષિત ગણી ધિક્કારતા, મારી દૃષ્ટિએ પડે છે; પરંતુ તેઓએ તેમ કરી પોતપોતાના મનથી પણ એ દેવના દેવ, પ્રભુના પણ પ્રભુ, મહાત્મા બટુક મુનિનું અપમાન કરવું, એ મહાપાપનું કામ છે. એ બ્રહ્મદેવ

આખા મનુષ્ય વર્ગને ઈશ્વરની પેઠે પૂજ્ય છે અને મારી પ્રજા જ્યારે એવો અનર્થ કરે ત્યારે તે દોષ મારો અને મારા સ્વામીનો જ કહેવાય, માટે તેમ નહિ કરવા માટે સર્વને મારી પ્રાર્થના છે. આ સર્વ ઋષિમંડળ પ્રત્યે મારી વિનતિ છે કે, આપ સર્વ સમર્થ છો, સર્વજ્ઞ છો, દેવોને પણ પૂજ્ય છો, ને પોતપોતાનાં તપોબળ ને યોગબળથી ઈશ્વરની પેઠે કર્તુમ્ અકર્તુમ્ અન્યથા કર્તુમ્ સમર્થ છો, માટે મને આવા શોકસમુદ્રમાંથી તારવા શક્તિમાન્ છો. યજ્ઞની પૂર્ણાહુતિનો સમય વહી જાય છે, મારો પતિ આવી અચેત અવસ્થામાં છે અને તેના પ્રાણ દેહનો ત્યાગ કરી ગયા–" એટલું કહેતાં કહેતા તેનાં નેત્ર ભરાઈ આવ્યાં ને કંઠ ગદ્ગદિત થઈ ગયો. પછી ધૈર્ય ધારણ કરીને તે પુનઃ બોલી, "તો હવે મારે શું કરવુ યોગ્ય છે, તે તમો સર્વ કહો. શું આવા સૂર્ય સમાન પ્રતાપી મુનિજનોના સમાજ વચ્ચેથી મારા સ્વામીનો મહાપુણ્યવાન્ આત્મા સહજમાં ચાલ્યો જશે? શું હું આટલા બધા પુણ્યને અંતે વગર કારણે વિધવા થઈશ? પણ મારું દૈવ જ એવું હશે ત્યાં કોને દોષ દેવો? પણ આ ઇતિહાસ યુગોયુગપર્યંત મહાન્ બ્રહ્મવેત્તા યોગીઓની કીર્તિને લજ્જિત નહિ કરશે?" રાણીનું આવું ગંભીર ને અર્થસૂચક ભાષણ સાંભળી, સર્વ ઋષિમુનિઓ એક બીજાના સામું જોવા લાગ્યા ને આનું શું પ્રત્યુત્તર આપવું, તેને માટે સૌ વિમાસણમાં પડી ગયા. એટલામાં એક મોટો જટાધારી વૃદ્ધ ઋષિ, જે યજ્ઞમાં બ્રહ્મા અથવા હોતાનું પદ ધારણ કરી બેઠેલો હતો, તે ઉભો થઈ રાણીને સંબોધી કહેવા લાગ્યો; "કલ્યાણ! કલ્યાણ! મંગળ! મંગળ! હે રાજ્યમાતા! તારા પુણ્યનો પાર નથી, કે જેથી તું વરેપ્સુ જેવા ધર્મધુરંધર મહીપતિની પત્ની થવા પામી છે. તારુ કલ્યાણ થાઓ. હવે તું ધૈર્ય ધર. હે રાજ્ઞિ! તું જરા પણ ગભરાઈશ નહિ. તારે અવશ્ય સ્મરણમાં રાખવું કે, સત્કર્મ કરનારનું કદી પણ અકલ્યાણ થતું નથી. તારા ભર્તાને પુરોહિતાદિએ પહેલાં ઘણોય વાર્યો, છતાં તેણે આ મહામુનિ બટુકને દાન આપવાનો આગ્રહ કરવામાં પાછું વળી જોયું નહિ, તેનુંજ આ પરિણામ છે પરંતુ એથી તારે અકળાવું નહિ. તું અનુમાનથી જ વિચારી જો કે, જેણે આવા મોટા ચક્રવર્તી રાજા આગળ કશી પણ શંકા વગર માત્ર બેજ શબ્દમાં આવું મોટું દાન માગ્યું હશે, તે મહાપ્રભુ વિના કોણ હોય? સાધારણ દૃષ્ટિથી સૌને એ બટુક, બાળબુદ્ધિ લાગતો હશે, પણ સૂક્ષ્મદૃષ્ટિએ જોતાં તેનું અનુપમ તેજજ કહી આપે છે કે, તે

કોઈ મહાન્ સમર્થ આત્મા છે. એ બાળક નહિ, પણ વૃદ્ધોનો વૃદ્ધ છે; એ સાધારણ બ્રાહ્મણપુત્ર નહિ, પણ મોટા સમર્થ ઋષિઓનો ઋષિ અને દેવોનો પણ દેવ છે. સૌ એને એક ક્ષુલ્લક અને નિર્દય યાચક સમજે છે, પણ મને તો જ્ઞાનદૃષ્ટિથી તે બટુક વેશવાળો છતાં આખા ત્રૈલોક્યની સમૃદ્ધિથી પણ નિસ્પૃહતાવાળો, દાતાઓનો પણ દાતા અને દયાના ભંડારરૂપે દર્શન દે છે. તેટલા માટે, હે રાજપત્નિ! જેણે આવો દુષ્કર પ્રસંગ આણ્યો છે, તેજ બટુક તારા મનનું સમાધાન કરવા સમર્થ છે. બધું મૂકી દઈને માત્ર તું એનેજ શરણે જા; રાજાએ તને પણ દાનમાં આપેલી હોવાથી તું તેનીજ સંપત્તિ છે."

આટલું બોલી ઋષિએ મૌન ધાર્યું, અને રાણીએ તેનાં વચનોને અમૂલ્ય ઉપદેશરૂપ માનીને હૃદયમાં ધીરજ પકડી, તત્કાલ તે બટુકને પ્રણામ કરીને અતિ નમ્રપણે કહેવા લાગી; "હે ઋષિપુત્ર! હે મહાત્મા! આપ વાસ્તવિક કોણ છો, તે વાતથી હું કેવળ અજ્ઞાત છું; પરંતુ હે સમર્થ! મારા ભર્તાએ મને આપને અર્પિત કરેલી હોવાથી હું આપની નમ્ર દાસી છું, અને આપ મારા તારક છો, માટે આ દુસ્તર પ્રસંગમાંથી તરવાને (દુઃખથી મુક્ત થવાને) હું આપને શરણે આવી છું; તો હવે મારે શું કરવું, તેની કૃપા કરી આજ્ઞા કરો." ત્યારે બટુક બોલ્યો. "દેવિ! કલ્યાણિ! તું શાને શોચ કરે છે? આ સંસાર કેવળ મિથ્યા છે ને તેમાંનું સગપણે મિથ્યાજ છે. તું જો, કોણ કોનું સગું થાય છે? તું રાજાને પોતાનો, ને રાજા તને પોતાની માનતો હતો, પણ તે સગપણ કયાં રહ્યું? [illegible] આવ્યે પોતપોતાને માર્ગે ચાલ્યા જાય છે. જેને તું તારો ભર્તા મા[illegible] એકલો જ ચાલ્યો ગયો છે ને તારો ભાવ પણ પૂછ્યો નથી. [illegible] શું, પણ પોતાના માનેલા આ દેહને પણ છોડીને તે પરલોક પ્રત્યે ચાલ્યો ગયો છે. એજ પ્રમાણે આ જગતમાં જન્મેલા પ્રાણીમાત્રના સંબંધમાં સમજવું હે સુશીલે! હવે તારે તેની સાથે શો સબંધ છે? અને તેને અર્થે તું કલ્પાત શા માટે કરે છે? તે તો તેને માર્ગે ગયો છે. માટે તું હવે નિશ્ચિંત થઈ તારા આત્માના કલ્યાણાર્થે યત્ન કર." એ સાંભળી પુનઃ રાણી બોલી; "હે બ્રહ્મપુત્ર! આપ કહો છો તે સત્ય છે, પરંતુ સંસાર એમ સર્વથા મિથ્યા હોય તો તેમાં કરેલા વ્યવહારો પણ સર્વ મિથ્યા કાં નહિ? અને એમ હોય તો કલ્યાણાર્થે કરેલા યત્નો પણ કયાંથી સાચા હોય?" બટુકે પ્રત્યુત્તર આપ્યું; "રાણી! તત્ત્વદૃષ્ટિએ જોતાં સઘળું પરમાત્મા થકી ઉત્પન્ન થયેલું હોવાથી અસત્ય કંઈજ નથી; પરંતુ

અસત્ય કહેવાનો મારો આશય એવો છે કે, આ સંસાર પ્રવાહી છે, એટલે જળના પ્રવાહની પેઠે તે વહ્યો જ જાય છે; અર્થાત્ જે આજે છે તે કાલે નથી. સર્વકાળ સ્થિતિવાળું કશું નથી, સર્વ અનિત્ય છે. માટે, જે નિત્ય, સર્વદા રહેનારુ એવું કલ્યાણ છે, તેને સંપાદન કરવા માટે જ પ્રાણીએ પ્રીતિમાન્ રહેવું. સંસારનું સગપણ સાચું માનો, તોપણ તે ક્યાં સુધી? ઋણાનુબંધ પૂરો થયો એટલે બસ; પછી તો સૌ સૌને માર્ગે ચાલ્યાં જાય છે જ!" રાણી બોલી, "મહારાજ! ઋણાનુબંધ પૂરો થાય ત્યાંસૂધી જ સંસારનું સગપણ છે, એ સત્ય હોય; તો એ ઋણાનુબંધનને જ હું કલ્યાણરૂપ માનું છું! સસારમાં નર (પુરુષ) દેહને સૌથી ઉત્તમ કલ્યાણનું દ્વાર માનેલું છે. તેવો દેહ પામેલા કોઈ ઉત્તમ નરની સાથે ઋણાનુબંધનથીજ સગપણ જોડાવું, એ શું અલભ્ય નથી? અમે સ્ત્રી જાતિ ઘણીક વાતે અનધિકારી અને પરતંત્ર છીએ; તે અવસ્થામાં એ ઋણ સબંધ જ અમારો કલ્યાણકર્તા ન હોય તો આ મારા પતિ સરખા પુણ્યવાન્ પુરુષ સાથે મારો સંબંધ ક્યાંથી હોય? અને હું આપ સરખા મહાત્માનાં અલભ્ય દર્શન ક્યાંથી પામું? ઋણાનુબંધનવડે સ્ત્રી, પવિત્ર પુરુષની સહચારિણી થાય છે ને તેને માત્ર અનુસરીને ચાલવાથી તેણે કરેલાં સત્કર્મની તે ભાગિયણ થાય છે. મારા પતિ રાજાની સાથે ભલે હરકોઈ ઋણાનુબંધનથીજ સગપણ હોય, પણ તેના કરતાં મારે જગતમાં કશું જ વિશેષ નથી. એની ગતિ ભેળી મારી ગતિ ને એના કલ્યાણમાં મારુ કલ્યાણ સમાયેલું છે. માટે હે ઋષિપુત્ર! આપનાં ચરણમાં મારી છેલ્લી એ જ પ્રાર્થના છે કે, જો કોઈ પણ ઉપાયથી મારા સ્વામી સજીવન થાય તેમ હોય તો, આ અબળાપર અનુગ્રહ કરો ને મમ નાથને જીવિતદાન આપો; નહિ તો તુરત હું તેમની પછવાડે જઇશ. તેમના વગર હું ક્ષણભર પણ જીવિત ધારણ કરી શકીશ નહિ. પતિવ્રતાનો ધર્મ છે કે, પતિની છાયારૂપ અર્થાત્ તેના સહગામી થવું. તેનાથી ક્ષણભર પણ દેહથી, મનથી, ધનથી કે સત્સાધનથી ભિન્ન રહેવું નહિ" રાણીનાં આવાં વચન સાંભળી, બટુક કિંચિત્ હસીને બોલ્યો; "તારુ કલ્યાણ થાઓ! હે રાજપત્નિ! તારા આવા પવિત્ર નિશ્ચયથી મને પરમ આનંદ થાય છે. તારું કલ્યાણ થાઓ. તારા મનનો શોક દૂર થાઓ. તારા જેવી સતીઓ જ જગતમાં કલ્યાણરૂપ છે. હે સતિ! તું નિર્ભય થા. રાજાને માત્ર પોતાના અજ્ઞાનથી જ આ દશા પ્રાપ્ત થઈ છે ને તેની દૃઢ વાસના જ્યાંસૂધી તૂટી નથી ત્યાંસૂધી, 'મારું સર્વસ્વ ગયું' એવી

મહત્ ચિંતાથી તેનો અમર આત્મા દેહ છોડીને ચાલ્યો ગયો છે. પરંતુ આ લોકમાં તેને હજુ ઘણુ કરવાનું બાકી છે, માટે સત્વર પાછો આવશે જ. આ છેલ્લા યજ્ઞનું શ્રેય (ફળ) મળવાની તેને આવશ્યકતા છે. પ્રથમ તું ઋત્વિજોદ્વારા યજ્ઞની પૂર્ણાહુતિ કરાવ ને શ્રેય તેના હસ્તમાં અર્પણ કર."

## વરેપ્સુનું પુનર્જીવન

બટુકની આજ્ઞાથી ઋત્વિજોએ યજ્ઞક્રિયા ચાલુ કરી. સત્વર પૂર્ણાહુતિ થઈ. આચાર્યે અનુષ્ઠાનનું શ્રેય સંકલ્પિત કરીને તે જળ રાજા આગળ આણ્યું ને બટુકની આજ્ઞાથી, રાજાના જમણા હાથમાં મૂકતાં જ શરીરમાં અકસ્માત્ ચૈતન્ય આવ્યું. ક્ષણવાર થતાં સર્વના આશ્ચર્ય વચ્ચે રાજા આળસ મરડીને બેઠો થયો, ને જાણે કંઈ નવું જ જોઈ આવ્યો હોયની તેમ, "અહો ગુરુજી! અહો પરમ ગુરુ! હે ત્રાતા! હે ત્રાતા! હે શરણ્ય! હે દીનવત્સલ! હે ભવચ્છેદક! હે દયાળુ! ક્ષમા કરો, ક્ષમા કરો! હું તમારે શરણે છું!" ઇત્યાદિ શબ્દો બોલતો તે ઉઠીને બટુકના ચરણમાં નમી પડ્યો ને તેમાં મસ્તક મૂકી એવા પ્રેમથી બાઝી પડ્યો કે, તેનાં પ્રેમાશ્રુથી બટુકનાં બંને કોમળ ચરણ ભીંજાઈ ગયાં. આ પ્રકારથી મનુષ્યમાત્રને મોટું આશ્ચર્ય થયું કે, રાજા હમણાં સૂધી મરણાવસ્થા ભોગવતો હતો તે શું, ને આ એકદમ ઉઠી ગુરુ ગુરુ બોલતો બટુકને નમી પડ્યો એ શુ! એ જાણવાની સર્વને ઉત્કંઠા થઈ છે, એવું ઋષિપુત્રે જાણવાથી તેણે તુરત આશ્વાસન કરી, રાજાને હાથ ઝાલી ઉઠાડ્યો; અને હૃદય સાથે ચાંપી, અનેક આશીર્વાદો દઈને કહ્યું; "હે વત્સ! હે નિષ્પાપ! ધૈર્ય ધર! ગભરાઇશ નહિ; શાંત થા તું આટલીવાર ક્યાં પર્યટન કરવા ગયો હતો? આટલો શ્વાસ કેમ ચઢ્યો છે? તું શું કશા ભયમાં આવી પડ્યો છે? આ જગત્ વિષે હવે તો ભય પામવા યોગ્ય કંઈ જ નથી. તું નિર્ભય થયો છે–સદાને માટે નિર્ભય થયો છે, તારી વાસના હવે વિરમી છે, ભવભેદ ભાંગી ગયો છે, તૃષ્ણા તૂટી ગઈ છે, દુઃખ દળાઈ ગયાં છે, સુખ સમીપ આવ્યું છે ને અભેદમાં રમણ કરે છે; છતાં હાવરોબાવરો, સર્વને કેમ જણાય છે?" એ સાંભળી રાજા બોલ્યો; "હે પ્રભો! હે ગુરુદેવ! એ સઘળુ આપની જ કૃપાનો પ્રતાપ છે, ને આપનાં કૃપાળુ ચરણનાં દર્શન થવાથી એ અલભ્ય લાભ હું પામ્યો છું. હે ગુરુરાજ! આપ તો સર્વજ્ઞ છો. પરંતુ મારા હૃદયમાં આશ્ચર્ય સમાવ્યું સમાતું નથી. આપ મને આજ્ઞા કરો છો, તો હું ક્યાં ક્યાં પર્યટન કરી આવ્યો, તે સર્વ આપને નિવેદન કરુ છુ." એમ કહી મહારાજા

વરેપ્સુએ, સર્વ જનસમૂહ વચ્ચે પોતાનું અદ્‌ભુત અને આશ્ચર્યમય એવું મરણસમયનું વૃત્તાંત કહેવા માંડ્યું.

### પરલોકમાં પ્રવાસ

વરેપ્સુ બોલ્યો, "ગુરુ મહારાજ! આપે મને કહ્યું કે 'એ યજ્ઞોથી પ્રાપ્ત થનારું ઇંદ્રપદ તો મારું છે ને એમાં તારો અધિકાર નથી,' એ આપના મુખના છેલ્લા શબ્દો સાંભળતાં જ, મને અપાર ખેદ થયો કે, 'અરે! હવે હું તો સર્વ ખોઈ બેઠો, તો મારું શું થશે? અપાર શ્રમ, દ્રવ્ય અને કાળનો વ્યય કરી મેં મહાભારત યજ્ઞાનુષ્ઠાન કર્યું, તે માત્ર ઇંદ્રપદની આશાએ જ કર્યું છે; પણ હાય! એ આશા મારી વ્યર્થ થઈ.' એ મહાખેદથી, હું અત્યંત વ્યથિત થઈ ગયો ને તેની અકળામણ ન સહન થવાથી, મારો આત્મા દેહનો તત્કાલ જ ત્યાગ કરી ક્ષણવાર કોણ જાણે ક્યાં ગુમ થઈ ગયો, તે હું જાણતો નથી. કેટલીકવાર તો હું ક્યાં હતો ને ક્યાં છું, અથવા હું છું કે નહિ ઇત્યાદિ કશી વાતનું મને ભાન નહોતું. પછી જેવો સાવધપણામાં આવું છું, તેટલામાં તો અનેક દિવ્ય તેજસ્વી પુરુષોને મેં મારી સમીપમાં આવતા જોયા. તેમાંના ઘણાકની પાસે નાનાવિધનાં વાજિંત્રો હતાં, જેના સરખાં આ પૃથ્વીપર કોઈ પણ સ્થળે મારા જોવા-સાંભળવામાં આવ્યાં નથી. તે સઘળાંના એકે સાથે થતા મનોહર સ્વરથી મને પરમ આનન્દ થયો. તેઓ સાથે બીજા પણ મુકુટ કુંડલાદિ દિવ્ય વસ્ત્રાભૂષણો ધારણ કરેલા મહાત્મા પુરુષોનાં દર્શન થયાં. તેઓ કોઈ મોટા પદના અધિકારીઓ હોય એવા શોભતા હતા. તેઓ દિવ્ય વાહનોમાં વિરાજેલા હતા. એમાં પણ બે પુરુષો સૌને મોખરે, બે શ્રેષ્ઠ વાહનોમાં બેઠેલા હોવાથી, તે સર્વમાં પ્રમુખ હોય તેવા લાગતા હતા. વળી તે સૌને મોખરે, ચાર પુરુષોએ ઉપાડેલી એક સુંદર દિવ્ય શિબિકા (પાલખી) હતી,–જેમાં કોઈ બેઠેલું નહોતું. તેની શોભાનો તો પાર જ નહોતો. તેમાં સુંદર, રત્નજડિત અને સુંવાળી બેઠક, તકિયા તથા ગાલમસૂરિયાં બીછાવેલાં હતાં; ઉપર મણિમુક્તાની ઝાલરોવાળું દિવ્ય છત્ર આવી રહ્યું હતું, જેવું છત્ર મોટો રાજા છતાં મેં મારા આખા જન્મમાં કદી દીઠું નહોતું.

સાવધાનપણામાં આવ્યા પછી મને સર્વત્ર પ્રકાશમય લાગતું હતું–અર્થાત્ આ લૌકિક સાધારણ પ્રકાશ છોડી, હું કોઈ દિવ્ય પ્રકાશને અનુભવતો હતો. એટલામાં એથી પણ અધિક પ્રકાશવાળો પેલો દિવ્ય પુરુષોનો સમાજ, વિચિત્ર વાદ્યોના અને જય જય શબ્દોના ઘોષ સાથે મારી આગળ આવી પહોંચ્યો. આવતાં જ તેઓએ મારા ઉપર દિવ્ય પુષ્પોની

વૃષ્ટિ કરી મને વધાવી લીધો ને પેલી સાથે આણેલી ખાલી શિબિકામાં, મોટા માન સહિત બેસાડ્યો ને બીજીમા તેઓ બેસતાં જ મહાજય ગર્જના સહિત સર્વ પાછા વળ્યા. મારી પાલખી આગળ ને તેઓ સૌ પાછળ ચાલતા હતા. જોતજોતામાં ઘણો જ લાંબો, પણ અતિ રમ્ય એવો માર્ગ વટાવી, અમે એક ઘણી સુશોભિત નગરી આગળ જઈ પહોંચ્યા. તે નગરીના મહાદ્વારમાં પ્રવેશ કરવાની અમે તૈયારીમાં હતા, એટલામાં તો ઘણી ધામધૂમથી એક મોટી સ્વારી અમારી સામે આવતી જણાઈ. એ સ્વારીનો મુખી, મારી સાથેના અધિકારીઓ કરતાં પણ કોઈ મોટો અધિકારી-અરે તે પુરીનો અધિપતિ જ હોય, તેવો દીસતો હતો. તે મારે સામૈયે આવ્યો હતો. મને જોતાં જ અતિ માનથી મારો સત્કાર કરીને જયનાદપૂર્વક મારી સાથે તે સ્વારી સહિત પાછો વળ્યો. અમે સૌ વાજતે ગાજતે નગરીમાં ગયા. ગુરુરાજ! મારુ-અરે ભૂલ્યો, આપનું આ વિશ્વપુર, તે આખી પૃથ્વીમાં શોભાનું સ્થાન છે. પણ તે, એ દિવ્ય નગરીની શોભા આગળ કંઈ લેખામાં પણ નથી. એ નગરી ઘણી જ વિશાળ હતી. તેની વચ્ચે આવેલા અતિ સુશોભિત ભવ્ય મંદિરમાં મને લઈ જવામાં આવ્યો. મને લાગે છે કે, તે રાજમંદિર હતું તે વિસ્તારમાં આપણી પૃથ્વીમાંના એકાદ મોટા નગર જેવડું હતું. તેની વચ્ચે એક ઘણી રમ્ય સભા હતી. જેમાં જઈ ઉતરવા પછી મને એક રત્નજડિત મહાતેજસ્વી આસનપર બેસાડ્યો. ત્યાં મારુ સન્માનપૂર્વક પૂજન કર્યા પછી, મારે સામૈયે આવનાર પેલો સમર્થ અધિકારી દિવ્ય પુરુષ, પોતાના આસનપર બેઠો. પાલખી લઇને મને તેડવા આવનારા પેલા બે અધિકારીઓ તેની બંને બાજુનાં આસનોપર બેસી ગયા. એક પછી એક અધિકારીઓ આવવા લાગ્યા. ક્ષણવારમાં સભા ભરાઈ ગઈ. એટલું જોઇ મને નિશ્ચય થયો કે, મુખ્ય આસને બેસનાર રાજા ને બે બાજૂએ બેસનારા તેના બે પ્રધાનો છે. એ સભામાં વિરાજનારા મહાપુણ્યવાન્ અને બુદ્ધિમાન્ અધિકારીઓને હું પૂરેપૂરા જોઈ શકું, એટલામાં તો જમણી બાજૂએ બેઠેલો પ્રધાન ઉભો થઈ, તે દેવેશ પ્રત્યે બોલ્યો; ‘પ્રભુ! આપની આજ્ઞા પ્રમાણે નૃપેશ્વર વરેપ્સુ મહારાજની પધરામણી અત્ર થઈ છે, તો હવે શી આજ્ઞા છે?’ ત્યારે રાજાએ ડાબી બાજૂએ બેઠેલા પ્રધાન ભણી દૃષ્ટિ કરતા જ તે ઉભો થઈ, આ પ્રમાણે કહેવા લાગ્યો;

‘પ્રભો! જન્મથી માંડીને રાજ્યપ્રાપ્તિ થતાં પર્યંત મહારાજા વરેપ્સુએ, ઋષિસંગે રહી, કેવળ સત્સંગ અને વેદાધ્યયનમાં પાપ રહિત અતિ પવિત્ર-

પણે આયુષ્ય નિર્ગમન કર્યું છે. રાજ્યપ્રાપ્તિ માટેના યુદ્ધમાં પણ કોઈ જાતનો અધર્મ કર્યો નથી અને રાજ્યપ્રાપ્ત થયા પછી, સર્વોત્તમ નીતિ અને ઉત્કૃષ્ટ પ્રેમથી પ્રજાપાલન કર્યું છે. એનું રાજ્ય ધર્મરાજ છે. રાજ્યાવલોકન કરતાં અરણ્યમાં ફરતાં અપ્સરાને જોઈ કુદૃષ્ટિ કરી ખરી, પણ તેથી અધર્મ થવા પામ્યો નથી. એક પછી એક સો અશ્વમેધ યજ્ઞો, ઇંદ્રપદની કામનાથી અસ્ખલિતપણે કર્યા, તેનું પુણ્ય અપાર છે; તેમ તેમાં હોમાર્થે અને બલિદાનાર્થે ઉપયોગમાં લીધેલાં પશુઓ સંબંધી પાતક પણ મોટું છે. મહાસમર્થ એવા બ્રહ્મનિષ્ઠ ઋષિપુત્રને સ્ત્રી, રાજ્ય, દેહાદિક સર્વસ્વ અર્પણ કરવાથી મહારાજાને જે પુણ્ય પ્રાપ્ત થયું છે, તેની ગણના કરવાને હું સમર્થ નથી; પરંતુ તેમ કરતાં પાછો તેના મનને ક્ષોભ થયો કે 'હાય હાય! મેં સર્વસ્વ આપી દીધું, તેથી હવે હું શું કરીશ?' એથી એ દાન દૂષિત પણ થયું છે. પછી તો આપે તુરત જ તેમને અત્ર પધરાવી લાવવાની આજ્ઞા કરી, એટલે અમે તેડી લાવ્યા છીએ. એ પ્રમાણે મારી નોંધ છે.'

એટલું ભાષણ કરીને પ્રધાન બેસી ગયો. પછી રાજા ઉભો થઈ કહેવા લાગ્યો કે, 'અહો! મેં મારો અધિકાર હસ્તગત કર્યા પછી આજ પર્યંતમાં આ ન્યાયસ્થાનને વિષે આ પ્રતાપી રાજર્ષિ જેવા થોડા જ પુરુષોનું આગમન થયું છે. આ મહાન્ પુરુષ રાજર્ષિ વરેણ્યુએ પોતાને રાજ્યપાલક તરીકે અને ધર્મરક્ષક તરીકે મળેલો અધિકાર અતિ યોગ્ય રીતે પૂર્ણ કર્યો છે. એના એ આયુષ્યની અંદર થયેલાં પુણ્યપાપોની વાસ્તવિક નોંધ, જે પ્રધાન ચિત્રગુપ્તે હમણાં વાંચી બતાવી, તે આપ સૌ અધિકારીઓના, તેમ જ તે રાજર્ષિના પણ જાણવામાં આવી છે, તે ઉપરથી મારે કહેવું જોઇએ કે, એ પુણ્યવાન્ નરની યોગ્યતા ઘણી મોટી છે અને એનો ન્યાય કરવો, એ મારી સત્તાની બહાર છે; કારણ કે ભવિષ્યમાં કોઈ સમે એ પ્રતાપી નરને આપણા પૂજ્યપાદ મહારાજા દેવેંદ્રની પદવીએ વિરાજેલો આપણે જોઇશું; કિંવા એથી પણ મોટું પદ એ રાજર્ષિ ભોગવશે, માટે હું ધારું છું કે, એમનું હવે શીઘ્ર અમરપુરી પ્રત્યે ગમન થવું યોગ્ય છે. પણ પ્રથમ એમના પાતકનું ફળ મળવું જોઇએ. ઋષિપુત્રને દાન આપીને નિશ્ચિતપણે, કોઈ વાતનો ખેદ ન કરતાં દાન દૂષિત ન કર્યું હોત તો આમાનું કંઈ પણ નહોતું. આપણે એ રાજર્ષિનાં દર્શન પણ પામત નહિ, ને એની કોણ જાણે કેવાએ ઉત્તમ પદની પ્રાપ્તિ થાત; પરંતુ એની ઇચ્છા-કામના-વાસના ઘણી પ્રબળ હોવાથી, સર્વ કૃત્યોના વિપાક એમને આગળ આપોઆપ આવી પ્રાપ્ત થયેલા છે.'

વરેપ્સુ બટુકને સંબોધી બોલ્યો: "આટલા ઉપરથી હું પૂરેપૂરુ સમજી શક્યો કે, મેં પૂર્વે સાંભળવા પ્રમાણે પ્રાણીમાત્રનાં સારાં માઠાં-પુણ્ય પાપનાં કૃત્યોનો ન્યાય કરનાર જે ધર્મરાજ અથવા યમરાજ કહેવાય છે, તે જ આ રાજાધિરાજ છે! ચિત્ર તથા ગુપ્ત તે જ આ બે પ્રધાનો છે અને આ નગરી તે યમપુરી જ છે-એવો પેલા પ્રૌઢ આસનપર બેઠે બેઠે મનમાં નિશ્ચય કરુ છું ને એ સઘળી ક્રિયા જોઈ વિસ્મય થાઉં છુ, એટલામા તો યમરાજા આદિ સર્વ સભા ઉભી થઈ ગઈ; મને જાણે કોઈ સ્થળે વિદાય કરતા હોય, તેમ તે સર્વે મોટા સત્કારપૂર્વક મને વળાવવા સારુ મારી સાથે સભાની બહાર આવ્યા. અમે સૌ તે વિશાળ રાજ-મંદિરના દ્વાર આગળ આવ્યા, તો ત્યાં કંઈ અલૌકિક વસ્તુ જોવામાં આવી. સૂર્ય સરખુ તેજસ્વી અને અતિ વિશાળ એવું એક વિમાન ત્યાં ઉભું રાખવામાં આવ્યું હતું. ગુરુ મહારાજ! એ વિમાનની શોભાનું હું શું વર્ણન કરુ? એ આખુ વિમાન દિવ્ય સુવર્ણ અને દિવ્ય રત્નોથી જ રચેલું હતું. તેમાંની બેઠકો, તેમાનાં સુંદર આસનો, સુંવાળી શય્યાઓ ને અનુપમ ક્રીડાસ્થાનો ઇત્યાદિ જોઈ, યમરાજાની સભાની ઊંચામાં ઊંચી સમૃદ્ધિ, કે જેને જોતાં પ્રથમ હુ બહુ આશ્ચર્ય પામ્યો હતો, તે પણ મને તદ્દન ફીકી-ફચ્ચ લાગી. તે વિમાનપર ઘણાંજ સુસ્વર વાદ્યો વાગી રહ્યાં હતાં; ઘણાક તરુણ દિવ્ય પુરુષો છત્ર ચામર ઇત્યાદિ સેવાના ઉપચારો લઇને તત્પર થઈ ઉભા હતા. ઘણીક દિવ્ય સુંદરીઓ મધુર કંઠથી ગાન કરતી, ગંધ પુષ્પાદિ દિવ્ય સામગ્રીઓ સાથે ઊભેલી હતી. એવું અનુપમ વિમાન અમારાથી કેટલેક છેટે હતું, એટલામાં એક આશ્ચર્ય મે જોયું.

મારુ હૃદય આનંદાશ્ચર્યથી પૂર્ણ હતુ. પરતુ ધર્મરાજના મર્માળ ભાષણ માટે મને વિચાર થયા કરતો હતો, કે તેણે મારા પાતક ફરીને સંભાર્યાં ને વિપાક પ્રાપ્ત થયો છે એમ કહ્યું. પરતુ આ તો સઘળુ આનંદમય જોવામાં આવે છે, તેથી ધારુ છું કે, મારા માનને સારુ તેણે તે (પાતક) કાઢી નાંખ્યાં હશે; પણ એટલામા તો વાયુનુ જોર વધવા માડ્યું. ક્ષણ-વારમાં એવી ભયંકર ઘોર ગંભીર વાદળીઓ ચઢી આવી કે ચોમેર અંધ-કાર વ્યાપી ગયો, આંખો પૂરાઈ ગઈ, ને યમરાજ તથા સભાજનોમાંથી કોઈને હું જોઈ શક્યો નહિ. હુ ગભરાયો, ને અકસ્માત્ આ શું થયું એમ વિચાર કરતો, વાયુનું જોર જરા ઓછુ જાણી, આંખ ઉઘાડી ચોમેર જોઉ છું, તો હું એક ઘણા જ વિસ્તારવાળા અંધકારમય મેદાનમાં ઉભેલો જણાયો. મારા સિવાય મારી આસપાસ કોઈ જ નહોતું. ત્યાં ચોમેરથી

ઘણી ત્રાસદાયક ચીસો સંભળાતી હતી. ગુરુરાજ, મેં આ લોકને વિષે ઘણાં ઘણાં તુમુલ યુદ્ધ કર્યાં છે ને એક ગર્જના માત્રથી ભલભલા યોદ્ધાઓનાં અંતઃકરણને થથરાવી મૂકતો, છતાં એ ભયંકર સ્થળે ઉપરાઉપરી સંભળાતી મહાત્રાસજનક ચીસોથી મારુ કઠિન હૃદય ફાટી જવા માંડ્યું. મને એટલો ભય વ્યાપ્યો કે, અરેરે! આ સ્થળે મારી સહાય કરનાર કોઈ નથી. એમ જાણી મેં ઘાડું રુદન પણ કર્યું. પછી હું સહાય માટે મોટી ચીસો પાડવા મંડ્યો. એટલામાં દૂરથી મારી સામે અગ્નિનો જાણે ગોળો આવતો હોય એમ દેખાયું. ક્ષણમાં તે અગ્નિ સમીપમાં આવ્યો, ને એક ધગધગતી સ્ત્રીનો આકાર દેખાયો. હું ડરીને ચીસ પાડી નાઠો, તો તે અગ્નિવર્ણી ધગધગતી સ્ત્રી, હાથ પહોળા કરી મારી ચોમેર ફરી વળી ને મોટા ક્રૂર શબ્દથી મને કહેવા લાગી કે, 'હલો રહે નાસે છે ક્યાં? પેલા અરણ્યમાં તો બહુ વિરહી થઈને પ્રેમાવેશથી અપ્સરા પાછળ દોડ્યો હતો ને અત્યારે શું હું ગમતી નથી કે? આવ, આવ, મને આલિંગન દે; હું તને જવા દઇશ નહિ.' ગુરુમહારાજ! એથી હું બહુ ગભરાયો ને બહુ બહુ બૂમો પાડી, પણ કોણ સહાય કરે? હું જેમ જેમ દોડું ને જેણી ગમ નાસું તેણી ગમ તે કૃત્યા મારી સામે આવી, હાથ પસારી મને બાથમાં ઘાલવા તલપતી હતી. મને તે વેળા ઘણોય પસ્તાવો થયો, કે અરણ્યમાં જોયેલી અપ્સરાની મેં અભિલાષા ન કરી હોત તો મારે આ સમય ન આવત. મેં બૂમો પાડી કહ્યું કે, 'રે, હું ભૂલ્યો. મેં ખોટું કીધું', પણ તેથી વળે શું? દયાળુ ગુરુદેવ! એ ત્રાસથી હું છૂટ્યો નહોતો, એટલામાં એક દારુણ પ્રસંગ, રે એક મહાભારત ભય મારાપર તૂટી પડ્યું. સેંકડો ને હજારો ક્રૂર ગર્જનાઓ મારે કાને સભળાવા લાગી. ચારે કોરથી દોડાદોડ સંભળાવા લાગી, જાણે મોટું સૈન્ય આવતું હોય, એવા ખરીઓના પડઘા થવા લાગ્યા. જોતજોતામાં વજ્ર સરખી મોટી તીક્ષ્ણ દાઢોવાળાં તથા ભાલા સરખાં તીખા મોટાં સિંગડાંવાળાં અસંખ્ય પશુઓ, દશે દિશામાથી મારી તરફ દોડી આવ્યાં અને મને પ્રહાર કરવા લાગ્યાં, ત્યાં હું એકલો ને પશુઓ અસંખ્ય હતાં. મારી પાસે કશું શસ્ત્રાસ્ત્ર પણ નહિ; મારી ધનુર્વિદ્યા તથા ગુરુએ ભણાવેલા દિવ્ય અસ્ત્રોના પ્રયોગો, એમાંનું કશું મને ત્યાં કામ લાગ્યું નહિ. રે રે, તે કોઈએ મારી સહાયતા કરી નહિ. અરે, મારા શરીરમાં રહેલું હજારો હસ્તીનું બળ પણ ત્યાં કશું પરાક્રમ કરી શક્યું નહિ. દેવ! અહાહા! એ કેટલો ત્રાસ! કેટલું દુઃખ! એ દુ:ખની હદ આવી રહી. તે પ્રસંગે

દયામણી ચીસો નાંખવા સિવાય કશું હું કરી શકતો નહોતો. તે પ્રસંગ-પર વિનતિ કે પ્રાર્થના પણ હું કોને કરું? ક્ષમા પણ કોની આગળ માગું? એ તો સઘળાં પશુઓ મહા વિકરાળ ફાડી ખાનારાં પશુઓ જ હતાં ચીસો નાંખી નાંખીને હું થાક્યો. કંઠ બેસી ગયો, આંખો ઊંડી જતી રહી, ગાત્ર ભાંગી ગયાં. તે ક્ષણે વળી પેલી અગ્નિની જ્વાળારૂપ વિકરાળ સ્ત્રી અનેક દુષ્ટતાના ચાળા કરીને કહેવા લાગી કે, 'કેમ, હવે રડે છે શું કરવા? ઇન્દ્રપદ કંઈ સહજમાં મળે છે કે? યજ્ઞો કરતી વેળા ઇન્દ્ર થવાના ઉમંગમાં અસંખ્ય પશુઓના બલિદાનમાં પ્રાણ લેતાં ક્ષણભરે પાછું વળી જોયું હતું કે? અરે દુષ્ટ કામિ! નિર્દોષ, કંગાળ પ્રાણીઓને મરતાં અપાર દુઃખ થતું હશે, તેનો કશો વિચાર તે મનમાં આણ્યો હતો કે? ઍઁ ઍ! તું શા અર્થે આણે! કહે હવે એ પશુઓ તને કેમ છોડશે! રે, સહાયને માટે બૂમો શેની પાડે છે? ઇંદ્ર તારે થવું ને સહાયે બીજું કોણ આવે? ઇંદ્ર થવાની આશામાં તો પેલા બટુકને દાન આપીને પાછો પસ્તાયો, કે ન આપ્યું હોત તો સારું; તો લે; હવે તારું કર્યું તું ભોગવ! સમજ્યો નહિ કે, એ મહાત્મા દાન લઈ સઘળા દુઃખથી મુક્ત કરશે. પણ ના રે, તારે તો ઇંદ્રાસનનું મહાસુખ ભોગવવું છે, હવે ભલે તે ભોગવ! પહેલું તો આ કરાળ પશુઓ સાથે ઇન્દ્રપદ ભોગવ, પછી બીજી વાત. પણ રાજા! તું મને ક્યારે આલિંગન આપીશ?" આમ કહીને તે અગ્નિજ્વાલા સરખી ક્રૂર રાક્ષસી, પુનઃ ને પુનઃ હાથ લાંબા ને પહોળા કરી મને બાથમાં ઘાલવા ધસી, ત્યારે પેલાં પશુઓ પણ એક સામટી કારી કીકીયારી કરતાં મારા ઉપર ધાયાં, ને વજ્ર જેવાં તીક્ષ્ણ શિંગડાંવતી મને મારવા લાગ્યાં. અરે દૈવ! હવે મારે શું કરવું? હું કેટલો આરડું? કેટલી ચીસો પાડું? કોને સંભારું? મારો એકે આરો ન રહ્યો. પણ એટલામાં, હે ગુરુરાજ! ઉપદેશરૂપી પેલી બળતી રાક્ષસીનાં તીર પેઠે હૃદયમાં ચોંટી બેઠેલાં વચન ખસ્યાં નહોતાં તેથી, મને તત્કાલ એમ થયું કે, 'અરે! મે દાન તો બટુકને આપ્યું છે, પણ હું પસ્તાયો નહોત તો સારું. હું સર્વસ્વ આપીને બટુકને શરણે પડ્યો હત તો તે આ સર્વ દુઃખમાંથી મને મુક્ત કરત.' આટલો વિચાર મારા મનમાં આવતાં જ તત્કાળ ત્યાં મારી ચોમેર મેં અપાર પ્રકાશ પડેલો જોયો ને તેની વચ્ચે આપનું આ મનોહર લટકાળું દિવ્ય સ્વરૂપ મારી વહારે આવી ઉભેલું દેખાયું. સઘળાં ક્રૂર પશુઓ જતાં રહ્યાં, પેલી દુષ્ટ રાક્ષસી પણ અલોપ થઈ

ગઈ, ઘાડો અંધકાર પણ મટી ગયો, ને અનુપમ ઉજ્જવલતાનું રાજ્ય વ્યાપી રહ્યું. તુરત મેં આપને ઓળખ્યા, ને અપાર પ્રેમથી ધડકતે હૃદયે, હે ગુરુદેવ! મેં આપનાં કૃપાળુ ચરણને શરણે મારા મસ્તકને મૂક્યું."

આટલું વૃત્તાંત કહેતાં કહેતાં તો વરેપ્સુ રાજાનું અંતઃકરણ પ્રેમથી ઉભરાઈ ગયું ને તેના ઉમળકામાં તે પાછો ખટુકના ચરણ ચુંબતો પ્રેમથી જમીનપર પડ્યો. ઋષિપુત્રે આશ્વાસન કરી પાછો ઉઠાડ્યો, ત્યારે વળી તે બોલ્યો, "અહો શરણ્ય! હે ગુરુરાજ! આપનો પ્રભાવ મેં તે પૂર્વે જાણ્યો નહોતો, તેમ આપની અકળ લીલાની પણ મને ખબર નહોતી. મે અજ્ઞાનપણામાં આપની વંચના કરી, ને તેથી જ મને મારાં કર્યાં કર્મ ભોગવવાનો ભયંકર પ્રસંગ પ્રાપ્ત થયો હતો; પણ તેમાંથી આ આપનાં કૃપાળુ ચરણ વિના મને ઉગારનાર બીજું કોઈ જ નહોતું." વચ્ચે ખટુક બોલી ઉઠ્યો; "વારુ; પણ રાજા, એ પછી શું થયું તે કહે." ત્યારે રાજા પાછો પોતાનું મરણવૃત્ત કહેવા લાગ્યોઃ—

વરેપ્સુ બોલ્યો; "હે કૃપાળુ! ત્યાં હું આપનાં ચરણારવિન્દમાં પડ્યો ત્યારે જેમ ઘણી મહેનતને લીધે વિશ્રામ લેતાં તત્કાળ મીઠી નિદ્રા આવી જાય, તેમ એ મહાદુઃખથી શ્રાંત થયેલો હું આપને શરણે થવાથી સુષુપ્તિ જેવા સુખમાં લીન થઈ ગયો. એ અવસ્થામાં કેટલો સમય રહ્યો હઇશ, તે મેં જાણ્યું નહિ. એટલામાં પૂર્વનાં વાજિંત્રોના મધુર શબ્દો પુનઃ મને સંભળાવા લાગ્યા. હું સચેત થઈ જોઉં છું તો પુનઃ આપનાં દર્શન મને થયાં નહિ; પણ પેલું દિવ્ય વિમાન તથા ધર્મરાજ સહિત તેનું અધિકારીમંડળ મારી વાટ જોતું ઉભું હોય તેમ મને દેખાયું. તત્ક્ષણે જયજયકારના શબ્દો ગાજી રહ્યા ને મોટા સત્કાર સાથે મને વિમાનમાં વિરાજમાન કીધો ને સૌ નમન કરી ઉભા રહ્યા. પછી વિમાન મંગલધ્વનિ સહિત અંતરિક્ષ માર્ગે ઉપડ્યું. પણ મહારાજ! એ ધર્માદિકે મને એટલું પણ ન પૂછ્યું કે, તું આટલીવાર ક્યાં ગયો હતો, કિંવા તને શું દુઃખ પડ્યુ? તત્ક્ષણે મને નિશ્ચય થયો કે, ધર્મરાજનો ન્યાય તથા દંડ અમોઘ અને અનિવાર્ય છે. તે રાજાથી તે રંક સૂધી, તેમ જ મનુષ્યથી તે દેવ સૂધી સર્વને માટે સમાન છે. શાસ્ત્રો તથા મહાન્ પુરુષો કહે છે તેમ કરેલાં કૃત્યનું ફળ કોઇને પણ ભોગવ્યા વિના છૂટકો નથી. હું માત્ર છૂટ્યો તે, પ્રભુ, આપ જેવા સમર્થનું શરણ જ કારણ છે.

પછી મારું વિમાન સપાટાબધ ચાલ્યું. તેની ગતિ પ્રથમ તો સીધી ઊંચે ઊર્ધ્વ હતી, પણ પછી કંઈક ઉત્તર ભણી વલણવાળી થતી જણાઈ.

કેટલીકવારે વિમાન એક ઘણી તેજસ્વી ભૂમિ નજીક જઈ પહોંચ્યું. એ ભૂમિ વિશાળ હતી ને તેમાંનુ સર્વ તેજોમય દેખાતું હતું. આકાશમ નિરાધાર રહેલા તે ભૂમડળને અવલોકન કરવાની મારી ઇચ્છા થઈ. પણ વિમાન તો તેને અતિક્રમણ કરીને આગળ ચાલ્યું, ત્યારે વિમાનસ્થ સેવકોને મેં પૂછ્યું કે, 'એ કયી ભૂમિ છે? સૂર્યમંડળ હતું કે?' ત્યારે મને પ્રત્યુત્તર મળ્યું કે, 'ના મહારાજ, સૂર્યમંડળ અહીં ક્યાંથી. એ તો ઘણું દૂર અંતરિક્ષમાં છે; આ ગયું તે તો ભુવર્લોક.' થોડીકવાર થતાં એના કરતા પણ ઘણી તેજસ્વી એક બીજી ભૂમિ દૃષ્ટે પડી. એની સમીપ જઈ પહોંચતા જ વિમાનસ્થ સેવકવર્ગ જય જય શબ્દની ગર્જના કરવા લાગ્યો, ને વાજિંત્રો મધુર સ્વરથી વાગવા લાગ્યા. જોતજોતામાં એ ભૂમિપરથી મારા જેવાં બીજા અનેક વિમાનો મારી સામે ઉતરી આવ્યાં, ને તેમાં બેઠેલાં દિવ્ય સ્ત્રી પુરુષો જયજયના ધ્વનિ સહિત દિવ્ય પુષ્પોની મારાપર વૃષ્ટિ કરવા લાગ્યાં. ક્ષણવાર મારા સહિત સર્વ વિમાનો અંતરિક્ષમાં જ સ્થિર થઈ રહ્યાં. તે આવનાર દિવ્ય જનોએ નમન વંદનાદિકવડે મારો ઉત્તમ પ્રકારે સત્કાર કર્યો. પછી સૌ ત્યાંથી પાછાં વળવા માડ્યાં. થોડીકવારમાં તે અલૌકિક ભૂમિ પ્રત્યક્ષ થઈ. તે ઉપરના એક અતિ સુંદર નગરને વિષે સર્વ વિમાનો ઉતર્યાં, ને એક અતિ ભવ્ય તથા અલૌકિક સમૃદ્ધિવાળા મહાલય આગળ સ્થિર થઈ ગયાં.

અહા! ગુરુદેવ! એ દિવ્ય નગર, તેમાંના ભવ્ય દિવ્ય અવાસો, ત્યાંના દિવ્ય લોકો, તેમનાં વાહનો અને ઉપભોગનાં સર્વ સાહિત્યો તથા સુખનાં સાધનો ઇત્યાદિ જોઇ મને જે આશ્ચર્ય થયું, તે નિરવધિ હતું. જ્યાં જોઇએ ત્યાં સઘળું તેજોમય અને શોભામય જ દીસતું હતું. દુઃખ, મલિનતા, કે કિંચિત્ પણ અંધકાર ત્યાં દેખાતો નહોતો. વિમાનમાથી ઉતરી અમે એક મહેલમા પ્રવેશ કર્યો. એ મહેલમાં એક અદ્‌ભુત સભાસ્થાન હતું. એનું હું શું વર્ણન કરું? યમરાજની સભા કરતાં હજારગણી શોભા કહું તોય થોડી પડે ત્યાના એક દિવ્ય આસન ઉપર મને બેસાડ્યો ને દિવ્ય ઉપચારોથી મારું તે સભાના અધ્યક્ષે પૂજન કર્યું. મારી સામેની બાજુએ, તે સભાધ્યક્ષનું સુંદર આસન હતું. તેની બન્ને બાજુએ સભામાં ચોમેર ફરતાં બીજાં અનેક આસનો આવી રહ્યાં હતાં. તે ઉપર અતિ સુંદર તનુ ધારણ કરેલા અધિકારીઓ વિરાજેલા હતા; તેમના કર્ણોમાં દિવ્ય સુવર્ણનાં રત્નખચિત કુંડલો હતાં; મસ્તકપર કિરીટ, કંઠમાં મણિની માળાઓ, હસ્તમાં રત્નકંકણો ને બાહુમાં બાજુબંધાદિક આભરણો ધારણ

ટકેલાં હતાં. એક બાજુએ પવિત્ર આસનોપર કેટલાક દિવ્ય શરીરવાળા મહર્ષિઓ વિરાજેલા હતા; બીજી બાજુએ ખડ્ગ, પાશ, શૂલ, શક્તિ, પરિઘ, બાણ અને અનેક આયુધો ધારણ કરેલા દિવ્ય સૈનિકો બેઠા હતા; મધ્યના પ્રૌઢ આસનપર બેઠેલો સભાધ્યક્ષ, અથાગ કાન્તિમાન, બળવાન્, અતુલ પરાક્રમી, તેજસ્વી અને અપાર સુખનો ભોક્તા હતો. સભામાંના સર્વ અધિકારીની દૃષ્ટિ તેની ભણી જ ઠરી રહી હતી, કે કોણ જાણે હમણાં તે શી આજ્ઞા કરશે. એટલામાં અથાગ રૂપ અને દિવ્ય અંગવાળી કેટલીક સ્ત્રીઓ, વિચિત્ર વસ્ત્રાભૂષણોવડે સર્વનું મન આકર્ષતી સભામાં આવીને તેને નમન કરી ઉભી રહી. તેમણે મનોવેધક આલાપ સાથે પરબ્ર ની એકતાનું ગાન આરંભ્યું. આ ગાન મારા માન માટે કરાવેલું જણાતું હતાં. તે ગાનારી લલનાઓમાંની કેટલીક તો મેં ઘણાં વર્ષપર અરણ્યમાં સુ જોયેલી અપ્સરાઓ જ હતી. તેઓમાંની ઘણી ખરીને મેં ઓળખી માગ તેપરથી મને નિશ્ચય થયો કે, અહો! આ જ સ્વર્ગ અને આ સભાધ્યક્ષ, એ જ ઇંદ્ર. અપ્સરાઓના હાવભાવ તથા ગાનથી ઘણો આનંદ થાય એમ હતું, પણ મને તે આનંદનો કિંચિત્ પણ સ્પર્શ થયો નહિ; કારણ કે અરણ્યમાં જોયેલી અપ્સરાના અભિલાષ માત્રથી યમ-રાજને ત્યાં મને જે મહાભારત સંકટ (પેલી બળતી રાક્ષસીવાળું) વેઠી વળ્યું હતું,ણ તે હું ક્ષણ માત્ર પણ વિસરતો નહોતો. આવા ગાનથી પણ હું પ્રતાં,ન્ન થયો નહિ, એવું જોઈ ઇંદ્ર તથા સભામાંના દેવાદિક સર્વને આશ્ચર્ય થયું ને મને પ્રસન્ન કરવા સારુ એથી પણ ઊંચા પ્રકા-રનો નાટ્રાજેર કરવાની ઇંદ્રે તૈયારી કરવા માંડી, પરંતુ એટલામાં એક 'ભવ્ય પુરુષે' આવી સભામાં પ્રવેશ કર્યો. એને જોતાં જ મેં ઓળખ્યો ને મારા મન હુંરણમાં ધ્રાસ્કો પડ્યો. એ યમરાજ હતો. મને એમ થયું કે, રખેને પૃથક્તિ કંઈ બાકી રહ્યું હોય ને તેની શિક્ષા એ મને ભોગવાવે. પણ ના; તેમને પતું. તેણે આવીને ઇંદ્ર મહારાજા પ્રત્યે કેટલીક વિનતિ કર્યા પછી પોતાનું મંડ આસન લીધું. એને માટે ત્યાં એક પ્રૌઢ આસન પ્રથમથી જ તૈયાર રાખ્યું હતું. હું ધારું છું કે, એ તે સભામાં નિત્ય બેસનારો હશે. યમરાજ આસને બેઠા પછી ઇંદ્ર મહારાજ ઉભા થયા ને આ પ્રમાણે બોલ્યા:-

"આ રાજર્ષિ વરેશુ, જેને માટે હજુ કોઈ યોગ્ય પદવી નિયત ઠરવામાં આવી નથી સૂધી આપણે તેને એ જ નામથી ઓળખીશું. એ મહાત્માના પુણ્યનો ઇયત્તા નથી. એનું આખું જીવિત જ પુણ્યરૂપ છે;

આ મહર્લોક; બીજો આવ્યો તે જનલોક; એ પછી ત્રીજો ભૂમિસમૂહ આવ્યો તેનું નામ તપલોક કહ્યું. ગુરુદેવ! એ સર્વ ભૂમિઓ તથા ભૂમિસમૂહો એક કરતાં એક ચઢિયાતા ને અધિકાધિક તેજસ્વી હતા. પણ તેઓના સ્થાનમાં શું હશે, ત્યાં કેવા લોક વસતા હશે, તે હું કિંચિત્ પણ જોવા કે જાણવા પામ્યો નથી. એટલામાં સૌથી શ્રેષ્ઠ સર્વનું શિખર, સર્વ લોકનો મુકુટમણિ એવો ચોથો મહાદિવ્યલોક આવ્યો. દેવેંદ્રે મને કહ્યું કે, 'રાજર્ષિ! આ સત્યલોક છે; એમાં આ સકલ સૃષ્ટિના કર્તા પિતામહ એવા બ્રહ્મદેવ વિરાજે છે; એને જ બ્રહ્મલોક પણ કહે છે.'

અમારું વિમાન તે લોકપર ઉતર્યું. તે વિમાન બ્રહ્મસભા આગળ
સ્થિર થયું. મારા સહિત દેવરાજે વિમાનમાંથી ઉતરીને એ બ્રહ્મસભામાં
પ્રવેશ કર્યો. ત્યાંનાં તેજ અને સૌભાગ્યથી હું તદ્દન દિંગ થઈ ગયો.
અસંખ્ય,ચાર સૂધીમાં મેં જે કંઈ ચમત્કારો જોયા હતા, તે સર્વ આ સભા-
ઓળખીન આગળ કંઈ જ નહોતા. પૂર્વની સઘળી દિવ્યસૃષ્ટિ, એ બ્રહ્મસભા
આ સભાળ તુચ્છ અને ફીકીફચ મને લાગી. અનેક દિવ્ય દર્શનોથી સભા-
આનંદ થાય ભરપૂર હતું; અનેક દિવ્ય સ્ત્રીઓ અને પુરુષો, કે જેઓનાં
નહિ; કારણ ાસું સામાન્ય વ્યક્તિથી જોઈ શકાતું પણ નહોતું, તેઓ કર જોડી
રાજને ત્યાં પતા બ્રહ્મદેવની સ્તુતિ કરી રહ્યાં હતાં. તેઓ સાધારણ દેવી દેવ
વર્ષ્યું હતું, પણ અનેક ભૂમંડળો, અનેક દિવ્ય લોકોનું આધિપત્ય ભોગવ-
પણ હું પ્ર હતાં, ગુરુદેવ! જેવું આપણે વર્ણન સાંભળીએ છીએ, તેવા
સર્વને આ ધારી દેવર્ષિ નારદ અને તેના જેવા અસંખ્ય બીજા દેવર્ષિઓ પણ
નો ના ણેરાજેલા હતા. પંચ વર્ષાત્મક બાળકોના સરખા સનકાદિક ચાર
ભવ્ય પુર। અને બીજા અનેક મહર્ષિઓનો પુણ્યરૂપ સમૂહ પણ ત્યાં
ને મારા ચંન હતો. ચાર વેદ, ઉપવેદ, સર્વ છંદ અને વાણીની અધિષ્ઠાત્રી
કે, રખેને હાશક્તિ સરસ્વતી પણ ત્યાં મૂર્તિમત હતી. સૂર્યાદિ સર્વ ગ્રહ-
પણ ના; તેમ અને બીજાં સર્વ ભૂમંડળોના મૂર્તિમાન્ અધિષ્ઠાતા દેવતાઓ,
કર્યાં પછી પોતાનું મંડળોપર અધિકાર ભોગવનારા અધિકારીઓ ઇત્યાદિથી
પ્રથમથી જ તૈયાર ર્ગ હતું. એ સર્વની મધ્યમાં અતિશ્રેષ્ઠ આસનપર, સૂર્યની
બેસનારો હશે. ચમરહ ત કરતા એવા પિતામહ બ્રહ્મદેવ વિરાજેલા હતા.
ને આ પ્રમાણે બોલ્યા:- ચતુર્મુખ જાણીએ છીએ, પણ હે ગુરુરાજ! હું તો
"આ રાજર્ષિ વરેર ર-ઘણા મુખવાળા કહું, તો પણ તે ઉપમા થોડી
કરવામાં આવી નથી .વયંભૂની અપાર શક્તિવડે સભાસ્થાનમાં વિરાજેલા
એ મહાત્માના પુણ્યનો ઇચ્છાઓ અને પ્રાર્થનાઓનું એકે સાથે સમાધાન

થતું હતું. આવું પરમ અદ્ભુત સ્વરૂપ જોઈ મારા આનંદનો પાર રહ્યો નહિ. ઇંદ્ર, પોતાની સાથે આણેલી દિવ્ય સામગ્રીવડે, તે પ્રભુનું પૂજન કરવા લાગ્યો. પણ મારે તો સર્વ સામગ્રીમાં માત્ર હું પોતે જ હતો. હું જયજય કરતો તેમના ચરણ આગળ દંડવન્નમસ્કાર કરીને પડ્યો.

સમસ્ત બ્રહ્માંડના પિતા એવા બ્રહ્મદેવ મને જોતાં જ પરમ કૃપાયુક્ત એવી દિવ્ય વાણીવડે ઇન્દ્ર પ્રત્યે કંઇક બોલ્યા. તે સાંભળતાં જ દંડવન્નમન કરી ઇન્દ્ર મને લઇને પાછો વળ્યો. તે બ્રહ્મસભાની બહાર આવ્યો. એ ઉપરથી મને વિચાર થવા લાગ્યો કે, 'અહો ! શું આ સ્થળે આવવાનો કે પ્રવેશ કરવાનો મને અધિકાર નહિ હોય? પણ તેમ હોય તો ઇંદ્ર મને અહીં લાવે જ કેમ? પણ અરે, હું ભૂલ્યો, મેં તો સ્વર્ગના રાજા થવાની અભિલાષા ધરીને અધિષ્ઠાન કર્યું છે, તે કરતાં કોઈ મહદનુષ્ઠાન કરીને આ બ્રહ્મલોકમાં વસવાની યોગ્યતા મેળવી હોત તો કેવું સારુ થાત? સત્યલોક આગળ તેવાં હજારો સ્વર્ગ એકઠાં થાય તોયે શું?' આવી રીતે વ્યગ્ર ચિત્તથી હું ઇન્દ્ર સાથે બહાર આવ્યો ને ખિન્ન હૃદયે વિમાનમાં બેઠો. તત્ક્ષણે તે વિમાન પાછું ઉપડ્યું. હૃદય ઉપર સત્યલોકનું સુંદર ચિત્ર દૃઢપણે છવાઈ ગયું હતું, તેથી ક્ષણેક્ષણે મારી ખિન્નતા વૃદ્ધિ પામી. હું અતિશય દુઃખિયો થઈ ગયો. ગુરુમહારાજ ! જીવનો મૂળથી સ્વભાવ જ એવો વિલક્ષણ છે કે, જે તે ભોગવતો હોય, એના કરતાં વિશેષ ઉત્તમ પદાર્થ જોવા કે જાણવામાં આવે, તો તેનું મન તે પદાર્થ સંપાદન કરવા માટે અધીરુ બની જાય છે; તેને પૂર્વનો પદાર્થ ગમતો જ નથી. તેમ તે ઉત્તમ પદાર્થ, જીવને પ્રાપ્ત થાય નહિ, ત્યાં સૂધી કિંચિત્ પણ ક્યાંય ચેન પડતું નથી. આથી કરીને, સત્યલોકની ઇચ્છાથી હું પણ અપાર વ્યથિત થઈ ગયો હતો. એટલામાં વિમાન ઇંદ્રની ઇચ્છા પ્રમાણે ચાલનારુ હતું, તો પણ દૈવેચ્છાથી જાણે મારી વ્યથાને લીધે જ અકસ્માત્ અંતરિક્ષમાં અટક્યું. ઇન્દ્રે ઘણાય ઉપાય કર્યા, છતાં ત્યાંથી જરાએ ડગ્યું નહિ. આથી ઇન્દ્રરાજ પણ બહુ ચિંતાતુર થઈ ગયો. તે વિચારવા લાગ્યો કે, આનું કારણ શું હશે ? એટલામાં આકાશ વિષે અતિ મધુર ગર્જના સાથે કંઇક વાણી સંભળાવા લાગી. હું અને ઇન્દ્ર અતિસ્વસ્થ-સાવધ બનીને એકાગ્રચિત્તથી તે દિવ્યવાણી સાંભળવા લાગ્યાઃ—

'હે રાજન્! હે વરેપ્સુ! હે મનુષ્યરત્ન! તું ખેદ પામીશ નહિ. તારું પુણ્ય અપાર છે અને તેમાંએ તારે ત્યાં યાચકરૂપે આવેલા મહાત્મા

ખટુકનો સમાગમ તને અપાર પુણ્યપ્રદ છે. તેના જ પ્રસંગથી તું સત્ય લોકનાં દર્શન કરવાને ભાગ્યશાળી થયો છે; એટલું જ નહિ, પણ તેને સર્વસ્વનું દાન કરીને તું તારાં જગતમાંનાં સર્વ પ્રકારનાં પાપ તથા પુણ્ય-રૂપ મળથી કેવળ મુક્ત થયો છે, તારું અંતઃકરણ શુદ્ધ થયું છે, તું નિરીચ્છ-નિષ્કામ થયો છે ને સર્વેશ્વર એવા પરમાત્માનાં દર્શન કરવાની યોગ્યતા તારામાં આવી છે. તું અનેક જન્મોથી, સર્વથી શ્રેષ્ઠ વસ્તુની અભિલાષા ધરતો આવ્યો છે; તે માટે પ્રભુની પ્રાર્થનાપૂર્વક ઉત્તમ પ્રયત્નો કરતો આવ્યો છે; તેથી એ કૃપાળુએ તારાપર અનુગ્રહ કરી, તને ખટુકરૂપ મહાત્મા ગુરુનો અનાયાસે સમાગમ મેળવી આપ્યો છે. સર્વ સમર્થ પ્રભુએ, ગુરુ-એ તત્ત્વ જ એવું શ્રેષ્ઠ નિર્મ્યું છે, કે જેની મહત્તાની તુલના કોઇથી પણ થઈ શકે તેમ નથી. ગુરુતત્ત્વને વિષે પ્રભુ પોતે પરિપૂર્ણ વિરાજે છે અને તે દ્વારા જગતનું કલ્યાણ કરે છે. તારા યજ્ઞમાં તને યાચકરૂપે આવી મળેલા એ તારા ગુરુએ કેવી મહાન્ યુક્તિથી માત્ર એકજ વચનમાં તારાં અનંત જન્મોનાં પુણ્ય પાપરૂપી ઘાડા મળથી તને મુક્ત અને પવિત્ર કીધો છે, તેનો તું વિચાર કર. છતાં પણ તારી વાસના અતિ પ્રબળ હોવાથી માયાએ તને પાછો અપાયમાં નાંખવા પ્રયત્ન કર્યો ને તારા મનને એટલા બળથી ભમાવ્યું, કે તેને લીધે તને મરણાવસ્થા પ્રાપ્ત થઈ. એ સંધિ જોઈ તારી મેળેજ તારા મનનું સમાધાન થવા માટે તને ભગવત્પ્રેરણાથી આ દિવ્યલોક વિષે લાવવામાં આવ્યો છે. પરંતુ ભૂર્લોક વિષે હજુ તારું આયુષ્ય અવશેષ છે, માટે ત્યાં જઈ તે ગુરુનો પ્રસાદ મેળવી, તારી વરેચ્છા પૂર્ણ કર.'

આત્માનુભવ

આ છેલ્લા શબ્દો પૂરા થતાંજ અટકેલું વિમાન એકાએક ચાલવા માંડ્યું. અમે બંને રાજી થયા. ક્ષણવારમાં તો ઘણીજ મોટી આપત્તિમાં જઈ પડ્યા હોઇએ, એમ અમને લાગ્યું. વિમાન વાસ્તવિક માર્ગ છોડી દઈ, કોઇ બીજેજ માર્ગે અપાર વેગથી અમને લઈ જતું જણાયું. થોડીક વાર થતાં તો સત્યલોકને પણ કોણ જાણે કયી દિશામાં અતિક્રમણ કરીને અત્યંત વાયુનો જાણે પડદો કરી મૂક્યો હોય તેવા ઘાડા આવરણને ભેદી, એ વિમાન આગળ જવા માંડ્યું. પણ એમ કરતાં જાણે તે ગતિભંગ થએલાં જેવું તેમ ડોલવા અને વાતાવરણમાં અથડાવા લાગ્યું ને તેને લીધે આંતાં હતાં. તેના ઝડાકા તથા આંચકા થવા લાગ્યા. હું તો ગભરાટથી છેક જીણીના જામી ગયેલ હતો. ક્ષણ પછી મને જાણે ઉછાળીને ફેંકી દીધો

હોય તેમ, હું વિમાનમાંથી ઉછળાઈને તે ઘાડા આવરણમાંથી પેલીગમ જઈ પડ્યો! ઇંદ્ર પણ મારી પેઠે અસાવધ થઈ પડી ગયો હશે કે કેમ, અથવા તો તે અને તેનું વિમાન ક્યાં ગયાં હશે, તેની શી ગતિ થઈ હશે, તે હું જાણતો નથી; કેમકે પુનઃ તેનો સમાગમ મને થવા પામ્યો નહિ.

એ આવરણરૂપ પડળની પેલીમેર તો કેવળ પ્રકાશ જ પ્રકાશ હતો, જેવો મેં છેક સત્યલોક પર્યંતમાં ક્યાંય જોયો નહોતો અને તેથી હું તેને મહાપ્રકાશ નામ આપું, મહત્તેજ નામ આપું અથવા અપાર તેજ કહું, તે એકકે ઉપમાથી મારા મનને સંતોષ થતો નથી. ત્યાં હજારો, લાખો કે કરોડો સૂર્યો સાથે ઉદય પામ્યા હોય, તેઓના એકે સામટા પ્રકાશ કરતાં પણ એ તેજ વિશેષ હતું. છતાં લૌકિક તેજ (અગ્નિનું, સૂર્યનું, ઇ૦) નો સ્વભાવ જ ઉષ્ણતાનો હોય છે, તે કરતાં ઉલટું આ તેજ તો વળી કરોડો ચદ્રના પ્રકાશ જેટલું શીતળ ને સુખદ હતું. હું જેવો તેમાં પ્રવેશિત થયો, તેવો જ સ્વાભાવિક રીતે મને અપાર આનદ અને અનાઘાત સુખ થવા લાગ્યાં. સત્યલોક પર્યંતમાં મેં અનેક દિવ્ય અને સુંદર પદાર્થો જોયા હતા ને તેથી થતાં અસંખ્ય સુખ પણ અનુભવ્યાં હતાં. પરંતુ આવું સુખ-આવું અપાર અને અદ્ભુત સુખ-જોતાં તે સઘળાં મને તુચ્છ જણાયાં. હરકોઈ સુખ અથવા આનંદ આપણને કોઈ પદાર્થના ઉપભોગથી થાય છે, તેનો આપણે માત્ર આપણા મનવડે અનુભવ કરીએ છીએ; પણ તે આપણને પ્રત્યક્ષ દેખાતો નથી. પરતુ આ તો પ્રત્યક્ષ મૂર્તિમંત આનંદ હતો, એમાં સંદેહ નહિ. એ આનંદ, અતુલિત સુખ, એ અદ્ભુત તેજ ક્યાં સૂધી અને કેટલું હતું, તેનો પાર હું ધારુ છું કે, કોઇને પણ જડે એમ નથી. સુખનો અને આનંદનો એ સાગર ભર્યો હતો, એમ કહું તો પણ એ ઉપમા તેની આગળ તદ્દન ક્ષુલ્લક ગણાય; અને એવા સુખાનંદના અગણિત સાગર ભર્યા હતા, એમ કહું તો તે સાગરો પ્રત્યેક જૂદા જૂદા હોવાથી, એ ઉપમા, કશા પણ જૂદાપણાં કે વિભાગ વગર અખંડ એક રસની પેઠે ભરેલા તે આનંદના સબંધમાં દોષભરેલી ગણાય. મા[illegible] હું એટ-લુંજ કહી શકું છું કે, તે અપાર સુખાનંદનો અર્ણવ હતો. તે એ[illegible] હું ઝીલવા લાગ્યો અને તેનો પ્રત્યક્ષ અનુભવ લેવા લાગ્યો. હે ગુરુ મહાત્મા [illegible]જ! એ તો જાણે મને અત્યંત સુખ થવા લાગ્યું, તેથી તે અતુલ તેજને દિ૦ર [illegible] આનંદની ઉપમા આપીને અત્ર વર્ણવું છું; પરંતુ વાસ્તવિક જોતાં [illegible]ર્થ શું હશે, તે જાણવા માટે મને બહુ બહુ વિચાર થયો. [illegible] તું ખેદ પામીશ [illegible] સત્યલોક ઇત્યાદિ સ્થળે હું જે કંઈ જોઈ આનંદ પામતો [illegible]ત્યક્ષરૂપે આવેલા મા[illegible] પરિપૂર્ણ

કે સ્વતંત્ર નહોતો; કેમકે તે તે પદાર્થો મારા પોતાના નહિ, પણ પારકા છે ને મારો ત્યાં અધિકાર નથી, એવા વિચારથી મારું મન પાછું વળતું હતું, પણ આ અપાર આનંદ પ્રત્યે તેમ નહોતું. એમાં તો મને પરકીયપણું (દ્વૈતાભાસ) લાગ્યું જ નહિ. એ આનંદ તો સ્વતંત્ર અને મારો પોતાનો જ લાગ્યો. એથી શું છે, એમ જાણવા સારુ જેવી ઉત્કંઠા આપને મારા જીવાત્મા સૂધીની તમામ વસ્તુઓનું દાન કર્યા પછી દાન દેનારો એવો બાકી રહેલો કોણ હું, અને હું કેવો છું, એ જાણવા સારુ થઈ હતી, તેવી જ ઉત્કંઠા તે વેળા થઈ; અને તે વાત પણ મને આપોઆપ સાંભરી આવી. તત્કાલ, સ્વાભાવિક વૃત્તિએ મેં મારા પોતાના ભણી જોયું, તો ગુરુ મહારાજ! શું કહું! અહા! ત્યાં પ્રકાશતો પ્રકાશ, અને હું એક જ જણાયા! તેના કરતાં હું કિંચિત્ પણ ભિન્ન નહિ! તેના અને મારામાં કિંચિત્ પણ ફેર નહિ! હું પણ એ આનંદરૂપ જ! દિવ્ય! તેજોમય! આનંદમય! કૈવલ્યરૂપ! અરે હું તે અતુલિત સુખ અને અદ્ભુત તેજોમય જ જણાયો! વારંવાર હું મારા અને તેના સામું જોતાં થાકયો, પણ મારા અને તેનામાં કોઈ રીતની ભિન્નતા જણાઈ નહિ! અહો! મારુ સ્વરૂપ આવું! આજ હું પોતે! એમ જાણી મારા હૃદયના સર્વ સંશય દૂર થઈ ગયા; મારી શંકાઓ સર્વ નિર્મૂળ થઈ ગઈ; મને કશી પણ અપેક્ષા કે ઉત્કંઠા રહી નહિ. એટલામાં વળી મે તેમાં એક મહદાશ્ચર્ય જોયું.

અત્યંત સ્વચ્છ એવું એકરસ જળ ભર્યું હોય, તેમાં એક મોટો હિમનો કરો* નાંખીએ, તે જો કે સર્વ અંશે સ્વચ્છ જ છે, છતાં ભરેલા જળથી કેવળ ભિન્ન, પ્રકાશિત અને શ્વેત દેખાય છે, તેવી જ રીતે તે અપાર તેજોમય આનંદમાં (તેવું ઘણું તેજ જાણે એકત્ર થયું હોય ને તે, તે સઘળા કરતાં વધુ પ્રકાશિત લાગે) તેવી જ મહાતેજોમય એક અદ્ભુત મૂર્તિનાં દર્શન થયાં. એ સુમારે છથી આઠ વર્ષના શૈશવ અવસ્થાની પ્રભાવશ્રી હોય તેવી દેખાતી હતી. એના અંગોઅંગની કોમળતા અને સુંદરતાનાં હું કેટલાંક વખાણ કરુ! એનું દિવ્ય રસીલું રૂપ શું! એની મુખશ્રી શી! ભૂલોકથી માંડી સત્યલોકપર્યંત આખા વિશ્વની સઘળી સુંદરતા, એ આનંદમય બાળસૌંદર્યમૂર્તિનો એક અંશ પણ ન કહેવાય. એવા લલિત અંગોપર વસ્ત્રાભરણો પણ એવાં આનન્દમય જ ધારણ કરેલાં જણાયાં, છતાં તે અનેક (રંગવિરંગી) વિચિત્રતાથી પરિપૂર્ણ દેખાતાં હતાં. તેનાં કમળસરખાં સકોમળ ચરણારવિંદમાં અતિ

* પાણીના જામી ગયેલા ભાગનો ગોળો મોટો

અમૂલ્ય રત્નખચિત સુવર્ણ સરખાં નૂપુર પહેરેલાં હતાં, તે પણ વાસ્તવિક જોતાં એ દિવ્ય તેજોમય કહો કે આનંદમય કહો, તેવાં હતાં. કટિએ પહેરેલું સુંદર કૌશેય વસ્ત્રના સરખું દેખાતું પીતાંબર પણ આનંદમય જ હતું. તેના ઉપર કંદોરાની પેઠે આવી રહેલી રત્નજડિત કટિમેખલા, હસ્તાંગુલિઓમાંની મુદ્રિકાઓ, મણિબંધ ઉપર આવી રહેલી રત્નપોંચીઓ, બાહુમાંના બાજુબંધ, હૃદય સૂધી આવી રહેલી અને ઘણા અદ્ભુત લટકણવાળી કંઠમાંની આનંદસુંદર મણિમાળા, કર્ણમાં પહેરેલાં ચપળ મત્સ્યના આકારનાં રત્નકુંડળ, બિમ્બફળ સરખા અધરોષ્ઠની ઉપર અને શુકના સરખી અણિયાળી નમ્ર નાસિકાના અગ્રે લટકતું અમૂલ્ય મુક્તાફળનું વેસર, તથા શ્રીમસ્તકપર વિચિત્ર રત્નોથી નિર્માણ થયેલો અને મયૂરચંદ્રિકાઓથી અત્યંત શોભતો સુંદર મુકુટ, એ સર્વે જો કે કંઇક વિચિત્ર દેખાતાં હતાં ખરાં, પણ વાસ્તવિક જોતાં આનંદમય જ હતાં. આનંદ કરતાં અન્ય વસ્તુ ત્યાં નહોતી. આવા કમળ સરખાં નેત્ર તથા મુખવાળા આ સૌંદર્યસાગર બાળકને જોઈ મને અત્યંત ભક્તિભાવ ઉત્પન્ન થયો. તે વેળા મને આપોઆપ નિશ્ચય થયો કે, એના કરતાં શ્રેષ્ઠ, એના કરતાં સુંદર અને એના કરતાં વિશેષ સુખમય, તેજોમય, પૂર્ણમય, અન્ય કશું જ નથી. સર્વાંગે હું પણ આનંદમય જ બની રહ્યો. એથી મને અપાર ભક્તિ ઉત્પન્ન થઈ ને તેવા સ્નેહના ઉમળકાથી હું તેને ભેટી પડવા માટે ધાયો. પણ ક્ષણભરમાં તો તેને અને મારે હજારો, લાખો ને કરોડો ગાઉનું અંતર પડી ગયું. જેવા આંચકાથી હું પેલા વિમાનમાંથી ઉછળી પડ્યો હતો, તેવા જ આંચકા સાથે હું પાછો પેલા ઘાડા વાયુ જેવા આવરણમાં આવી પડ્યો અને ત્યાર પછી મારું શું થયું ને કેવી રીતે હું અહીં આવ્યો, તે હું જાણતો નથી ”

રાજાનો આ અદ્ભુત વૃત્તાંત–અનુભવ સાંભળી, મહાત્મા બટુકને તો કંઈ નવાઈ લાગી હોય, તેવું કશું જણાયું નહિ; પણ રાણી, પ્રધાનાદિક સેવકવર્ગ, ઋષિમંડળ, રાજમંડળ અને પ્રજામંડળ ઇત્યાદિ સર્વ જનસમૂહ સાનંદાશ્ચર્યમાં લીન થઈ ગયો. રાજાનું મરણ જોઈ જે જનોને બટુકપર દ્વેષભાવ ઉત્પન્ન થયો હતો, તેઓ સર્વે આ વેળા તેને સાક્ષાત્ ઈશ્વરતુલ્ય માની, પૂર્ણ માન અને પ્રીતિભાવથી જોવા લાગ્યા. સૌના હૃદયમાંનો આનંદ મુખમુદ્રા ઉપર પ્રદર્શિત થવા લાગ્યો. આખા યજ્ઞવાટમાં મંગળતા વ્યાપી રહી. આવું જોઈ આનંદના ઉમળકામાં રાજા, “જયજય શ્રી ગુરુદેવ !” એ શબ્દની ગર્જના કરીને પુનઃ બટુકનાં ચરણમાં

પડ્યો, ત્યારે સર્વ જનસમૂહમાં પણ વારંવાર મંગળકારી જયજય શબ્દના મહાઘોષ થવા લાગ્યા ને એ ધ્વનિ આખા યજ્ઞવાટને ગજાવીને અંતરિક્ષ પર્યંત પહોંચી ગયો! પૂજ્યભાવથી સર્વજનો તે બાળબ્રહ્મચારીને લાંબા હાથ જોડી, મસ્તક નમાવીને વંદન કરવા લાગ્યા.

પછી બટુક હસીને બોલ્યો; "તું કોણ અને કેવો છે, એ હવે તારા જાણવામાં આવ્યું? તું નિઃશંક થયો?" રાજાએ કહ્યું; "હા ગુરુદેવ! આપનાં ચરણની કૃપાથી મારા પોતાના સ્વરૂપને માટે હું નિઃશંક થયો. પરંતુ તે પહેલાં મેં જે જે જોયું, તેમાં મને ઘણી શંકા છે તથા તે સંશયનું નિરાકરણ થવા હું જિજ્ઞાસુ છું. યમલોકને વિષે યમરાજનું સ્વરૂપ જેવું અત્ર આપણે સાંભળીએ છીએ, તેવું તે ક્રૂર કે ભયંકર નથી. ઇંદ્રપુરીમાં ઇંદ્રમુખે મેં એવું સાંભળ્યું કે, "આ વરેપ્સુ રાજાર્ષિ ઇંદ્રપદનો અધિકારી થયો છે એ ખરું, પણ તેનો તે અધિકાર હસ્તગત થવાને હજી લાંબો કાળ જોઇએ; કારણ કે વચમાં એ અધિકાર ઉપર બીજા ઘણાક અધિકારીઓ આવવાના છે; ત્યાર પછી વરેપ્સુનો વારો આવશે." પ્રભુ! એ અધિકાર ઉપર મારા જેવા બીજા ઘણાક પુરુષો હોય તો પછી એ અધિકારની શી મહત્તા?"

## ઇન્દ્રાસનની મોટાઈ

રાજાનાં એ વચન સાંભળી, બટુક મહાત્માએ કહ્યું: "અલ્યા! મહત્તા શાની? જેઓ અવિદ્યામાં પચેલા છે, જેઓ અજ્ઞ છે, તેઓને એ પદ કિંવા એનાથી પણ મોટા અધિકાર મહત્તાવાળા લાગે છે, પણ એ નાશવંત પદમાં શી શ્રેષ્ઠતા હોય? શી નિત્યતા હોય? શી સત્યતા હોય? શો આનંદ હોય? સત્યલોકના નિયંતા બ્રહ્મદેવના માત્ર પ્રાતઃકાળથી સાયંકાળ સુધીમાં એક દિવસમાં જ એ ઇંદ્રપદ ઉપર એક પછી એક એમ ચૌદ ઇંદ્રો બદલાઈ જાય છે; અને તે પ્રત્યેકને પોતાનો અધિકાર અમુક કાળમાં પૂરો (નાશ) થઈ જશે, તેને માટે મોટી ચિંતા હોય છે. યમરાજનું સ્વરૂપ તને જેવું લાગ્યું, તેવું સર્વના જોવામાં આવતું નથી; તેમ તને ત્યાં મળ્યું તેવું માન સૌ કોઈને મળતું નથી. પુણ્યવાન્ પ્રાણીને યમરાજ સૌમ્ય સ્વરૂપે દર્શન દે છે, પણ પાપીજન તે ધર્મમૂર્તિને મહાકરાળરૂપ જૂવે છે."

રાજાએ પુનઃ પ્રશ્ન કર્યું: "મહારાજ! જ્યારે બ્રહ્મદેવના એક દિવસમાં ચૌદ ઇંદ્રના અધિકાર ભોગવાઈ જાય છે ત્યારે એ બ્રાહ્મ દિવસ કેવડો!"

ઋષિપુત્ર બોલ્યો: "બ્રાહ્મ દિવસમાં તો ઘણો લાંબો કાળ વીતી જાય છે. આપણા મનુષ્યોના કાળમાન પ્રમાણે ગણીએ તો આપણાં સત્તર

લાખ અઠ્ઠાવીશ હજાર (૧૭૨૮૦૦૦) વર્ષો વહી જાય ત્યારે સત્યયુગ પૂરો થાય છે; બાર લાખ છન્નુ હજાર (૧૨૯૬૦૦૦) વર્ષો સુધી ત્રેતા-યુગ ચાલે છે; આઠ લાખ ચોસઠ હજાર (૮૬૪૦૦૦) વર્ષોનો દ્વાપર-યુગ કહેવાય છે ને ચાર લાખ બત્રીશ હજાર (૪૩૨૦૦૦) વર્ષનું પ્રમાણ કલિયુગનું છે. આવી રીતે એક પછી એક અનુક્રમે પોતાનો અમલ ભોગવતા ચારે યુગો પૂરા થાય ત્યારે તેને એક ચોકડી કહે છે. બ્રહ્મ-વેત્તાઓ તેને મહાયુગ કહે છે. એની વર્ષ સંખ્યા ત્રેતાલીશ લાખ, બત્રીસ હજાર (૪૩૩૨૦૦૦) વર્ષની થાય છે. એવા મહાયુગો એક પછી એક હજારવાર વહી જાય ત્યારે બ્રહ્મદેવનો એક દિવસ પૂર્ણ થાય છે. એટલા દિવસમાં, એટલે પ્રાતઃકાળથી સાયંકાળ સુધીમાં, સ્વર્ગને વિષે એક પછી એક ચૌદ ઇંદ્રો, ઇંદ્રાસનારૂઢ થાય છે અને તેવી જ રીતે પૃથ્વી ઉપર પણ ચૌદ કાળસત્તાધીશો થાય છે, જેઓ મનુના નામથી ઓળખાય છે. એક મનુથી બીજો મનુ થતાં સુધીના કાળને મન્વંતર કહે છે. સ્વર્ગમાં ઇંદ્ર અને પૃથ્વીપર મનુ, એ બંને સાથે બદલાય છે. બ્રહ્મદેવના આ ચાલતા દિવસમાં તેવા છ મનુ અને છ ઇંદ્ર થઇ ગયા. સામ્પ્રતમાં સાતમા મનુનો મન્વંતર ચાલે છે. તેથી સ્વર્ગને વિષે પણ સાતમો ઇંદ્ર છે. તેનું નામ પુરંદર છે. તેના અધિકારની અવધિમાંથી લગભગ અડધો કાળ વીતવા આવ્યો છે. એના પછી બલિ રાજા ઇંદ્ર થશે, જે પોતાનો અધિકાર મળતાં સુધી પાતાળમાં રહ્યો છે. બલિ પછી અદ્‌ભુત, તે પછી શંભુ, તે પછી અનુક્રમે વૈધૃતિ, ઋતધામા, દિવસ્પતિ અને શુચિ મહા-ત્માઓ જેઓને સામ્પ્રતમા પૃથક્ પૃથક્ સ્થળે વસાવવામાં આવ્યા છે,) તેઓ ઇંદ્રાસનારૂઢ થશે. આ સર્વ ઇંદ્રપદાધિકારીઓ પરિપૂર્ણ રીતે પોત-પોતાના અધિકાર ભોગવી ચૂકે, ત્યાર પછી તારો ઇંદ્ર થવાનો વારો આવશે. પણ તે સઘળાનો અધિકાર પૂરો થતાં તો પિતામહ બ્રહ્મદેવનો દિવસ પણ પૂરો થશે, એટલે સઘળો પ્રપંચ (સૃષ્ટિવ્યવહાર) છોડી, તે મહાત્મા ઘણા લાંબા કાળપર્યંત નિદ્રાવશ થશે. હમણાં આપણે બ્રાહ્મ ૧૦૦૦ દિવસનું જેટલું પ્રમાણ ગણ્યું, તેટલી જ લાંબી (એક હજાર મહાયુગની) તેની રાત્રિ છે, તેથી એક સહસ્ર મહાયુગ (દિવસ) પર્યંત બ્રહ્મદેવ યોગનિદ્રામાં લીન થશે. તે વેળા આ સૃષ્ટિની જે અવસ્થા થશે, તેને મહાત્મા જનો પ્રલયના નામથી ઓળખાવે છે. એ પ્રલય—બ્રહ્મદેવના પ્રત્યેક દિવસની સમાપ્તિ વેળા થતો પ્રલય—તે નિત્ય પ્રલય કહેવાય છે. એ વેળા આ ભૂલોકથી માંડીને ઇંદ્રલોકપર્યંતની સમસ્ત સૃષ્ટિ

જળમાં ડુબી જશે અને જળ વિના બીજું કંઇ જ રહેશે નહિ અને તે વેળા ઇંદ્રલોક જ આખો લય થઇ જશે, તો પછી ઇંદ્રપદના અધિકારીની મહત્તા શી? શ્રેષ્ઠતા શી? નિત્યતા શી? સત્યતા શી? જો કે આ પ્રલયથી ઇંદ્રના અધિકાર માટે નિર્માણ થયેલાઓના અધિકાર જતા રહેતા નથી; તે તો બ્રહ્મદેવ જાગૃત થયા પછી પાછો નવો કલ્પ ચાલુ થશે ત્યારે, અનુક્રમે તેઓને કરેલાં કૃત્યનાં ફળ મળશે જ, પણ ત્યાંસુધી તેઓનો પણ લય જ છે!"

આ સાંભળી વરેપ્સુ બોલ્યોઃ "ત્યારે ગુરુ મહારાજ! શું આ દિવ્ય ઇન્દ્રલોકનો પણ લય થઈ જાય?" બટુકે કહ્યું; "હા; ઇન્દ્રલોકનો તો શું, પણ તેનાથી ઊર્ધ્વ ભાગે રહેલા મહર્લોક, જનલોક, તપલોક ને સત્યલોકનો પણ સમય આવે લય થઈ જાય છે. બ્રહ્મદેવના એક અહોરાત્રને (રાત ને દિવસ બે મળી) કલ્પ કહે છે. એવા ત્રીશ કલ્પ થાય ત્યારે તેમનો એક માસ, તેવા બાર માસનું તેમનું એક વર્ષ ને એવાં સો વર્ષનું બ્રહ્મદેવનું સંપૂર્ણ આયુષ્ય નિર્મેલું છે. તેમાં પચાસ પચાસ વર્ષના બે ભાગ કરીને તે પ્રત્યેકને પરાર્ધ એવી સંજ્ઞા આપી છે; એક પ્રથમ પરાર્ધ અને બીજો દ્વિતીય પરાર્ધ. એમાંથી પ્રથમ પરાર્ધ તો બ્રહ્મદેવનો વ્યતીત થયો ને આ બીજો પરાર્ધ ચાલે છે. તેમાં આ પહેલું વર્ષ અને પહેલો માસ ચાલે છે. બીજો પરાર્ધ પૂરો થતાં બ્રહ્મદેવ યોગમાયાવડે પોતાના આત્માનું આકર્ષણ કરી, સમસ્ત વિશ્વના આધારભૂત એવા પોતાના દેહનો ત્યાગ કરશે ને તે વેળા આખા વિશ્વનો પણ લય થઈ જશે. જ્યારે આ મહાપ્રલય થાય છે ત્યારે જડચૈતન્યરૂપ સર્વ જગત્, જળરૂપ મહાભૂતમાં લય પામશે; જળ અગ્નિરૂપ મહાભૂતમાં લીન થશે; અગ્નિ વાયુમાં ને વાયુ આકાશમાં મળી જશે; અને પછી સૌથી છેલ્લું રહેલું એવું મહાભૂતશૂન્ય આકાશ જ રહેશે!!"

એટલું વાક્ય પૂરું કરતા તો વરેપ્સુ વચમાં બોલી ઉઠ્યો, "ત્યારે મહારાજ! એમ સઘળું સમય આવ્યે નાશ જ થવાનું છે, ત્યારે નાશ ન પામે એવું અવિનાશી શું છે? અક્ષય કઈ જ નથી?"

"એમ કેમ હોય?" બટુક બોલ્યો; "તું તારી જાતે અનુભવ કરી આવ્યો છતાં ભાન રહ્યું નહિ? સત્યલોકથી નીકળી તારું વિમાન તને ક્યાં લઈ ગયું; ત્યાં તેં શું જોયું? જે તેં હમણાં જ કહી દેખાડ્યું, તે પુનઃ ભૂલી ગયો? એ જ પરમાત્માનું સ્થાન, એ જ અવિનાશી સ્થાન, એ જ અચ્યુતપદ, એ જ પરમ સુખનું આલય, એ જ પરમાનંદની પુરી, એ જ

સદાકાળનું વિશ્રાંતિસ્થાન છે! જે ઘાડા આવરણની પેલીમેર તે પ્રકાશમય સુખનો યત્કિંચિત્ અનુભવ લીધો, એ જ સુખ કદી નાશ ન થાય એવું છે. એ જ અક્ષય છે, એ જ પરમાત્માનું પરમ ધામ છે. ત્યાં જનારને કદી પાછું આવવું પડતું નથી. ત્યાં સૂર્ય, ચંદ્ર કે અગ્નિનો પ્રકાશ નથી, પણ તે પોતે જ પ્રકાશમાન અથવા પ્રકાશરૂપ છે. આ પ્રકાશરૂપને લીધે જ આ સૂર્ય-અગ્નિ-વિદ્યુત્ આદિ સ્થૂલ સૂક્ષ્મ તેજો પ્રકાશી રહ્યાં છે. એનાથી વિશેષ કશું સુખ નથી ને એનો લાભ થયા પછી (એ સ્વરૂપે થયા પછી) બીજો કોઈ મોટો લાભ અવશેષ રહેતો નથી. એ જ પરબ્રહ્મ, એજ સચ્ચિદાનંદ પ્રભુ! એ જ ૐ तत् सत् એ નિર્દેશથી ઓળખાતું બ્રહ્મ! વળી ત્યાં તે જ્ઞાનમય, ચૈતન્ય, નિરાકાર ને અતિ અદ્ભુત બાળરૂપ જોયું, એ તે આનંદરૂપ પરમાત્માનું નિરાકાર સાકાર સ્વરૂપ છે. તને એ સ્વરૂપનાં માત્ર કિંચિત્ દર્શન થયાં, પણ એ પુરુષોત્તમ તો તેવો જ આનંદમય પોતાનો આખો લોક નિર્માણ કરીને ત્યાં વિરાજેલો છે. એ લોક ઘણો વિશાળ, કેવળ આનંદરૂપ અને દેશ, કાળ, તથા વસ્તુપરિચ્છેદથી રહિત છે.* આ સંસારને તરી પરમાત્મપરાયણ થયેલા એવા પરમ જ્ઞાની ભક્તજનો જ એવાં આનંદરૂપ ધરી તે લોકમાં એ પુરુષોત્તમની સાન્નિધ્ય પરમાનંદ તત્ત્વનો અનુભવ લે છે. તેઓ તે રૂપ જ છે. તેનામાં લીન જ થઈ રહેલા છે, તોપણ તેનું સેવન કરવામાં જ મહત્તા માની, નિરંતર તેના સેવકરૂપે આનંદમગ્ન રહે છે. ત્યાં માત્ર શ્રી બ્રહ્મદેવ, તેમના પુત્રો સનકાદિકો અને દેવર્ષિ નારદ સિવાય કોઈની પણ ગતિ નથી. તેં જે અનુભવ લીધો, તે તારું ભાગ્ય; પરંતુ અધિકાર વિના તારાથી ક્ષણવાર પણ ત્યાં ટકાયું નહિ, એ તું જાણે જ છે. હે રાજન્! મહા-સમર્થ તપસ્વી એવા પવિત્ર ઋષિઓ, સિદ્ધો, યોગીઓ અને ઇન્દ્રાદિક દેવતાઓ, એ પરમાત્મ સ્વરૂપનાં દર્શન કરવાને તલસે છે; અસંખ્ય સાધકો અનેક ઉપાયોથી તેની સાધના કરે છે; પરંતુ કોઈક જ ભાગ્યશાળી, અતિ પ્રેમળ નિર્વાસ ભક્તિરૂપ માર્ગથી ત્યાં જઈ શકે છે, તેનાં દર્શન કરે છે, ને તેની કૃપા સંપાદન કરી, તેની ભક્તિમાં લીન થયો થકો તેના તે પરમ ધામને વિષે અચલ નિવાસ કરે છે. હે નિષ્પાપ! તું પણ એ અચ્યુતપદના નિયંતા પરમાત્માનો અનન્ય ભક્ત થવાનો અધિકારી

* દેશ એટલે સ્થળ, કાળ એટલે સમય, વસ્તુ એટલે સ્વરૂપ દેશ, કાળ અને વસ્તુ, એ ત્રણેથી રહિત-જે અક્ષરધામ-ખરે નહિ, પડે નહિ, તેવું ધામ છે, અર્થાત એ ધામ કેવળ આનંદમય બ્રહ્મરૂપ છે એટલે એમા સ્થાન, સમય કે સ્વરૂપ કાંઈ હોતા નથી.

થયો છે. માટે હવે તે નિર્ભયપદ મેળવવાને દૃઢતાથી પ્રયત્ન કર, સત્યલોકમાંથી નિકળ્યા પછી આકાશવાણીથી પણ તને એ જ ઉપદેશ થયો હતો, નહિ?"

એ સાંભળી વરેપ્સુ બોલ્યો; "હા કૃપાનાથ! આકાશવાણીથી મને એવો જ ઉપદેશ થયો છે; તેમાં મુખ્ય વાત એ હતી કે, મારે ગુરુ-શરણે રહીને અવિનાશી એવા સર્વેશ્વર પરમાત્માની ઉપાસના કરવી. હે પ્રભુ! મારું પરમ પૂજ્ય એવું ગુરુત્વ તો આપ જ છો; અને હું સર્વથા આપને શરણે જ પડ્યો છું. મન, દેહ, સ્ત્રી, ધનભંડાર, સૈન્ય, રાજ્ય, પૃથ્વી અને છેવટે મારાં સર્વ શુભાશુભ કર્મો ઇત્યાદિ સર્વ આપનું જ છે; એ સઘળા ઉપર સત્તા આપની જ છે ને સર્વ રીતે હું આપનો જ છું; તેથી હવે મને સ્વતંત્રપણે 'હું' એટલું કહેવાનો, મનમાં વિચાર કરવાનો કે સંકલ્પ કરવાનો પણ અધિકાર નથી. મારું સર્વસ્વ આપ જ ને આપની આજ્ઞા ધારણ કરવી, એ જ મારું પવિત્ર કર્તવ્ય છે. હું તો સર્વ દ્વંદ્વ અને સર્વ પ્રપંચથી મુક્ત થયો છું!"

આ પ્રમાણે કહી વરેપ્સુ તે ઋષિપુત્ર આગળ હાથ જોડી સ્તબ્ધની પેઠે ઉભો રહ્યો. તે એક અક્ષર પણ બોલ્યો નહિ; તેમ દૃષ્ટિ પણ બટુકનાં સુકોમલ ચરણ ઉપરથી ક્ષણભર ખસેડી નહિ. તે અનિમેષ રહ્યો.

ઘણીકવાર સૂધી એ પ્રમાણે રહ્યું, રાજા એવો જડ થઈ ગયો કે, જાણે તેનામાં ચૈતન્ય જ ન હોય, પુતળું જ ઉભું કરેલું હોય! તેમ બટુક પણ નિરપેક્ષપણે અસ્ખલિત ભજનમાં લીન થયેલો હોવાથી તેનો માત્ર હોઠ જ હાલી રહ્યો હતો. સર્વ જનસમૂહમાં પુનઃ આશ્ચર્ય ફેલાયું! એટલામાં સર્વના મનની ઉત્કંઠા જાણી બટુકે બોલવાનો આરંભ કર્યો.

### બટુકની આજ્ઞા—જીવન્મુક્તદશાનો પ્રારંભ

બટુક બોલ્યો; "હે રાજન્! તારી નિષ્ઠા યથાર્થ છે. સર્વસ્વ દાન કરવાથી તું મારો થયો ને હવે મારી આજ્ઞા, એ જ તારું કર્તવ્ય છે, એમ તું માને છે, તે અયોગ્ય નથી જ. હવે તે પ્રમાણે વર્તવાને તત્પર થા. આ યજ્ઞની પૂર્ણાહુતિ થઈ છે, તેમ થવાથી તારું સો અશ્વમેધરૂપ મહદનુષ્ઠાન પૂર્ણતાને પામ્યું છે. એ કર્મમાં કોઈ વાતની ન્યૂનતા રહી નથી. હવે આ યજ્ઞકાર્યનું વિધિપૂર્વક વિસર્જન કરીને ઋત્વિજો અને ઋષ્યાદિકોને સંતોષી સ્વસ્થાને વિદાય કર; અને પછી આ રાજ્યાદિક હું તને સાચવવાને સોંપું છું, તેનું રુડી રીતે સેવન કર. તેં મને દાન કરેલા પદાર્થો,

મેં પરમાત્માને અર્પણ કરી દીધેલા હોવાથી તે તારું સર્વસ્વ મને અર્પ્યું એમ નહિ, પણ મારાદ્વારા પરમાત્માને અર્પણ કર્યું છે; સર્વ બ્રહ્માર્પણ કર્યું છે; અને તે પણ વળી તેં સર્વ કામનાઓનો ત્યાગ કરીને કેવળ નિસ્પૃહતાથી રુડી રીતે અર્પણ કર્યું છે. માટે તે બ્રહ્મસમર્પણ થયું છે! તારા અર્પણ કરેલા સર્વસ્વમાંથી જીવાત્મા, મન, ઇન્દ્રિયસમૂહ, દેહ, સ્ત્રી અને સૈન્ય ભંડારાદિ સર્વ અંગોથી પરિપૂર્ણ એવું સમૃદ્ધ રાજ્ય, એટલી વસ્તુ જ્યાંસૂધી નિર્માણ ભોગ ભોગવાતા છે અને જ્યાંસૂધી તારુ આ લોકમાં રહેવું નિર્માણ છે ત્યાંસૂધી રક્ષણ કરવા માટે તને જ સોંપાશે; તેનું તું નિર્મમત્વથી વિધિપૂર્વક સેવન કરજે. નિર્મમત્વથી એટલે મારાપણાંના–હુંપણાંના–અર્થાત્ એ મારુ નથી, પણ પરમાત્માનું જ આપેલું છે ને તેની પવિત્ર આજ્ઞાથી તેના સેવક તરીકે મારે નિર્દોષપણે તેનું રક્ષણ કરવાનું છે, એવી બુદ્ધિ રાખી રક્ષણ કરજે. જેમ કોઈ ધનાઢ્ય વ્યાપારીના વ્યાપારનો કાર્યભાર તેણે નિમેલો કાર્યભારી કરે છે, અને તે જેમ પોતાનો જ વ્યાપાર હોય તેવી ભક્તિથી ધમધોકાર પેઢીનું કામ કરે છે, પણ મનમાં યથાર્થ સમજે છે કે, એમાં મારુ કાંઈ નથી, એ સઘળાપર સત્તા તો શેઠની જ છે; તેના કાર્યના ભારબોજથી કે લાભાલાભના દ્વંદ્વથી તે સદા મુક્ત જ હોય છે; અને લાભ થાય તોપણ શેઠનો છે ને ટોટો જાય, તોપણ શેઠનો છે; હું તો માત્ર ચિઠ્ઠીનો ચાકર હોવાથી બની શકે તેટલું કામ કરવાનો અધિકારી છું, એમ સમજીને તેને કશી ચિન્તા રહેતી નથી, તે રીતે તારે આ પ્રજાનું પાલન કરવાનું છે. પણ જો કદાચ તે કાર્યભારી અન્યાયથી વર્તે, કિંવા પોતાની ઇચ્છાને અનુસરીને વર્તે તો તેમાં તે શિક્ષાને પાત્ર ઠરે છે. તેવી જ રીતે, હે નિષ્પાપ! તું આ રાજ્યાદિકનું મારી આજ્ઞાથી નિરપેક્ષપણે પાલન કર; અર્થાત્ આ સર્વને પોતાનું ન જાણતાં ન્યાયથી વર્તજે, એટલે આ ઉપાધિમાં કોઈ વાતે લેપાઇશ નહિ."

બટુકનુ આ ભાષણ સાંભળી, જનસમાજમાં આનંદ વ્યાપ્યો, પણ રાજાનું મન એ સૌથી ઉલટા જ વલણપર હતું તેના મનને બટુકની આ આજ્ઞા સાંભળી એવી ચિંતા થવા લાગી કે, "રે રે! મથી મથીને હું આ સઘળા પ્રપચથી છૂટો થયો હતો, ત્યારે પુનઃ ગુરુદેવ આ ફાંસો મારા ગળામાં શા માટે નાંખે છે?" કિંચિત્ અન્યાયે વર્તાઈ જવાય, તો તેથી કેટલી મોટી શિક્ષાના પાત્ર થવું પડે છે, એ માટે તેને યમલોકમાં પૂરો અનુભવ થયો હતો અને તે તેના હૃદયમાંથી ક્ષણભર પણ વિસ-

રતો નહોતો; માટે રાજાએ વિચાર્યું કે, 'આ મન ઘણું નીચ સ્વભાવનું છે, તેને જરા પણ સંસારસુખ મળશે તો તેમાં પૂરી આસક્તિ અને પૂરું મમત્વ ધારણ કરી બેસશે ને તેથી મારે પાછું શિક્ષાપાત્ર થવું પડશે.' પરંતુ ગુરુજી આજ્ઞા કરે તો તે માન્ય કરવીજ પડશે. આ ચલિત મનને સર્વ વાતે નિસ્પૃહ રાખવાને તેની કૃપા સહાયભૂત થાઓ!"

આવી રીતે રાજાએ પોતાના મનનું સમાધાન કર્યું. સાયંકાળનો સમય થવા આવ્યો હતો, તેથી આચાર્યાદિ ઋત્વિજો, બ્રહ્મર્ષિઓ, રાજર્ષિઓ અને બીજા સર્વ ત્રૈવર્ણિકો સાયંકાળનું સંધ્યોપાસન કરવા સારુ ગંગા તટે જવા તત્પર થયા, ત્યારે રાજાએ બટુકને વિનતિ કરી કે, "ગુરુદેવ! સમય થઈ જવાથી સર્વ ઋત્વિજાદિક પોતપોતાના આહ્નિકમાં પ્રવૃત્ત થવા લાગ્યા છે. માટે આજ્ઞા હોય તો યજ્ઞવિસર્જનનું કામ અન્ય સમય માટે રાખું." આજ્ઞા થતાંજ રાજા ગુરુદેવના નામની જય ગર્જના સહિત તેને વંદન કરી ઉભો થયો, ત્યારે સર્વ જનસમાજ પણ આનંદ સહિત વેરાવા લાગ્યો.



## मंगल उपदेशाष्टक

भेदाभेदौ सपदि गलितौ पुण्यपापे विशीर्णे
मायामोहौ क्षयमुपगतौ नष्टसंदेहवृत्ते. ।
शब्दातीत त्रिगुणरहितं प्राप्य तत्त्वावबोधं
निस्त्रैगुण्ये पथि विचरतः को विधि· को निषेधः ॥ १ ॥

અર્થ-વેદોથી અગોચર, સત્ત્વ, રજ ને તમ એ ત્રણ ગુણોથી રહિત, એવા તત્ત્વ (બ્રહ્મ)નું જ્ઞાન પ્રાપ્ત થયા પછી, જેની સદેહવૃત્તિ નાશ પામી છે એવા જીવના ભેદ તથા અભેદભાવ તુરત ગળી જાય છે, પુણ્ય અને પાપ નાશ પામે છે તથા માયા અને મોહ પણ નાશ પામે છે. આવા સત્વાદિ ત્રણ ગુણરહિત (પ્રેમમૂર્ત્તિ) પરબ્રહ્મમાં વિહાર કરનારા જીવાત્માને, કયો વિધિ (શાસ્ત્રાજ્ઞા) અને કયો નિષેધ (શાસ્ત્રવિરુદ્ધ કર્મનો નિષેધ) લાગુ પડે છે? ૧

यद्वात्मानं सकलवपुषामेकमन्तर्बहिस्थं
दृष्ट्वा पूर्णं खमिव सततं सर्वभाण्डस्थमेकम् ।
नान्यत्कार्यं किमपि च ततः कारणाद्भिन्नरूपं
निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः ॥ २ ॥

અર્થ-જેમ સર્વ પાત્રોમાં વ્યાપીને રહેલું સંપૂર્ણ આકાશ એક જ છે, તેમ સર્વ શરીરોની બહાર અને અંદર વ્યાપીને રહેલો પૂર્ણરૂપ પરમાત્મા પણ એક જ છે-એમ જાણીને તથા તે કારણરૂપ પરમાત્માથી જુદું બીજું કોઈ પણ કાર્ય નથી આમ જાણીને, સત્વાદિ ત્રણ ગુણરહિત (પ્રેમમૂર્ત્તિ) પરબ્રહ્મમાં વિહાર કરનારા એવા જીવાત્માને, કયો વિધિ અને કયો નિષેધ લાગુ પડે છે? ૨

हेम्नः कार्यं हुतवहगतं हेम चैवेति यद्वत्
क्षीरे क्षीरं समरसतया तोयमेवाम्बुमध्ये ।
एवं मत्वं समरसतया त्वंपदं तत्पदार्थे
निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः ॥ ३ ॥

અર્થ–સુવર્ણોનાં કડાં, કુંડળ, વેઢ, વીંટી વગેરે આભૂષણો અગ્નિમાં નાંખવાથી જેમ પાછાં સુવર્ણરૂપજ થઈ જાય છે, દૂધમાં જેમ દૂધ ભળવાથી રસરૂપે સમાન હોવાથી દૂધરૂપજ થઈ જાય છે, અને પાણીમાં જેમ પાણી ભળવાથી રસરૂપે સમાન હોવાથી પાણીરૂપ જ થઈ જાય છે, એવી રીતે ત્વ પદાર્થરૂપ જીવ, સમાનરૂપ હોવાથી તત્પદાર્થરૂપ (પ્રેમમૂર્ત્તિ) પરબ્રહ્મમાં (શ્રીકૃષ્ણાદિક પ્રભુના તાનમાં લેહલીન થઈ જાય છે) ભળી જાય છે, એવા સત્વાદિક ત્રણ ગુણરહિત (પ્રેમમૂર્ત્તિ) પરબ્રહ્મમાં વિહાર કરનારા જીવાત્માને, ક્યો વિધિ અને ક્યો નિષેધ લાગુ પડે છે? ૩

यस्मिन्विश्वं सकलभुवनं सामरस्यैकभूतं
उर्वी व्यापोऽनलमनिलखं जीवमेवं क्रमेण ।
यत्क्षाराब्धौ समरसतया सैन्धवैकत्वभूतं
निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः ॥ ४ ॥

અર્થ–પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ અને આકાશરૂપ આ સર્વ ચૌદ લોકરૂપી બ્રહ્માંડ સમાનરૂપ હોવાથી જેમ પરબ્રહ્મમાં એકરૂપ થઈ જાય છે તથા સિંધવનો કટકો જેમ ખારા સાગરમાં ભળવાથી તદ્રૂપ થઈ જાય છે, તેમજ જીવાત્મા પણ એકરૂપ હોવાથી પરમાત્મા સાથે ભળતા તે રૂપ થાય છે, તેમજ, સત્વાદિક ત્રણ ગુણરહિત (પ્રેમમૂર્ત્તિ) પરબ્રહ્મમાં વિહાર કરનારા એવા જીવાત્માને, ક્યો વિધિ અને ક્યો નિષેધ લાગુ પડે છે? ૪

यद्वत्तोयोदधिसमरसौ सागरत्वं ह्यवाप्तौ
तद्वज्जीवात्मपरिगतौ सामरस्यैकभूता ।
भेदातीतं परिलयगतं सच्चिदानन्दरूपं
निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः ॥ ५ ॥

અર્થ-જેમ નદી અને સમુદ્ર બન્ને સમાન રસરૂપ છે, તે સમુદ્ર સાથે ભળવાથી સમુદ્રપણાંને પામે છે, તેમજ જીવાત્મા અને પરમાત્મા પણ સમાનરૂપ હોવાથી સાથે મળ્યા પછી ભેદરહિત, પરબ્રહ્મ એવા સચ્ચિદાનન્દ રૂપને પ્રાપ્ત થાય છે, ત્યારે સત્વાદિક ત્રણ ગુણરહિત (પ્રેમમૂર્ત્તિ) પરબ્રહ્મમા વિહાર કરનારા એવા જીવાત્માને, ક્યો વિધિ અને ક્યો નિષેધ લાગુ પડે છે? ૫

दृष्ट्वा वेद्यं परमथ पदं स्वात्मबोधस्वरूपं
बुद्ध्वात्मानं सकलवपुषामेकमन्तर्बहिस्थम् ।
भूत्वा नित्यं सदुदिततया स्वप्रकाशस्वरूपं
निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः ॥ ६ ॥

અર્થ–આત્મસ્વરૂપના બોધરૂપ અને જાણવા યોગ્ય પરમપદને જાણીને, સર્વ શરીરોની અંદર અને બહાર રહેલા એવા એક પરમાત્માને જોઇને તથા નિત્ય ત્રિકાળાબાધ્ય સ્વયપ્રકાશ પરમાત્મ સ્વરૂપ થઇને, સત્વાદિક ત્રણ ગુણ-રહિત (પ્રેમમૂર્ત્તિ) પરબ્રહ્મમા વિહાર કરનારા એવા જીવાત્માને કયો વિધિ અને કયો નિષેધ લાગુ પડે છે? ૬

कार्याकार्ये किमपि सततं नैव कर्तृत्वमस्ति
जीवन्मुक्तस्थितिरवगतो दग्धवस्त्रावभासः ।
एवं देहे प्रविलयगते तिष्ठमानो विमुक्तो
निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः ॥ ७ ॥

અર્થ–જ્યારે આત્મતત્વનું જ્ઞાન થાય છે ત્યારે કાર્ય અને અકાર્ય, કર્તા અને અકર્તાપણુ, એમાંનું કંઈ પણ રહેતુ નથી; પરન્તુ બળી ગયેલાં વસ્ત્રના આભાસની પેઠે માત્ર શરીરજ રહે છે એવી જીવન્મુક્તની સ્થિતિ છે આ પ્રમાણે અત્યત લયરૂપ થયેલા શરીરમા રહ્યા છતાં પણ આત્મા તેનાથી જૂદો ગણાય છે, એવા સત્વાદિક ત્રણ ગુણરહિત તુરીયાવસ્થા–(પરમાત્માની પ્રેમલહરી)-માં વિહાર કરનારા એવા જીવાત્માને કયો વિધિ અને કયો નિષેધ લાગુ પડે છે? ૭

कस्मात्कोऽहं किमपि च भवान्कोऽयमत्र प्रपञ्चः
स्वं स्वं वेद्यं गगनसदृशं पूर्णतत्त्वप्रकाशम् ।
आनन्दाख्यं समरसघने बाह्यमन्तर्विहीने
निस्त्रैगुण्ये पथि विचरतः को विधिः को निषेधः ॥ ८ ॥

અર્થ–આ વિશ્વ કોનાથી થયુ છે? હું કોણ છુ? આ વિશ્વ શુ છે? તું કોણ છે? બ્રહ્મમાં આ પ્રપચ શી વસ્તુ છે? આવો વિચાર કર્યા પછી જીવાત્મા પૂર્ણ તત્વને પ્રકાશ કરનારા, આકાશની પેઠે નિરાકાર આનદમૂર્તિ સ્વયંપ્રકાશ એવા પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત થાય છે અને તે પછી સર્વની સાથે રસરૂપે સમાન હોવાથી સઘનરૂપ તથા અદર અને બહાર એવા ભેદથી રહિત એવા સત્વાદિક ત્રણ ગુણરહિત (પ્રેમમૂર્તિ) પરબ્રહ્મમાં વિહાર કરનારા જીવાત્માને કયો વિધિ અને કયો નિષેધ લાગુ પડે છે? ૮



# બટુક ઉપદેશ

## અથવા

## બ્રહ્મલગ્નિનું મંડાણ

---

# પ્રથમ બિન્દુ

## સંસારસુખ વંધ્યાપુત્ર જેવું છે.



आदावन्ते च यन्नास्ति वर्त्तमानेऽपि तत्तथा ।
वितथैः सदृशाः सन्तोऽवितथा इव लक्षिताः ॥

જે (આ સંસાર) આદિમાં પણ નથી, અન્તે પણ નથી ને વર્તમાનમાં પણ નથી; પરંતુ મિથ્યા જેવો છતાં સત્ય જેવો જણાય છે.



સંધ્યાવંદનાદિક થઈ રહ્યા પછી રાત્રે, રાજાએ બટુકને એ યજ્ઞવાટમાંના એક સુંદર આશ્રમમાં નિવાસ કરાવ્યો ને તે પોતે આજ્ઞાધારક સેવકપેરે તેની સેવામાં તત્પર ઉભો રહ્યો. તેણે ગુરુદેવને ભોજન પાનાદિક માટે ઘણો આગ્રહ કર્યો, પણ બટુકે થોડાક વનફળ સિવાય બીજું કશું ગ્રહણ કર્યું નહિ. બટુકનાં તેજ, રૂપ અને અદ્ભુત જ્ઞાનશક્તિથી લોકોને અપાર મોહ થયેલો હોવાથી, સૌના મનમાં તેની અલૌકિક મૂર્તિ જ વશી રહી હતી. રાત્રે પણ દેશી વિદેશી જિજ્ઞાસુ જનોનો તેની આગળ એક મોટો સમાજ ભરાઈ ગયો. એકઠા થયેલા બ્રહ્મર્ષિઓ અને રાજર્ષિઓમાંના કેટલાકે પરીક્ષા જોવા અને કેટલાકે પોતાની શંકા મટાડવા, બટુક સાથે અનેક વિષયો તથા અનેક શાસ્રો સંબંધી પ્રશ્નો કરવા માંડ્યા, અને તેના ઉત્તરો સાંભળી તે સર્વને અતિ સાનંદાશ્ચર્ય થવા લાગ્યું. બટુકની ઉત્તર દેવાની એવી અદ્ભુત શક્તિ હતી, કે સેંકડો મનુષ્યોના પૃથક્ પૃથક્ વિષયોપર પ્રશ્નો થયા પછી, માત્ર

એક જ દૃષ્ટાંત તે એવું કહેતા કે, જે સાંભળી સઘળા પ્રશ્ન કરનારાઓના મનનું એક સાથે સમાધાન થઈ જતું ને પુનઃ પ્રશ્ન ઉઠાવવાનું કશું કારણ રહેતું નહિ. પરમાર્થમાં અને પ્રપંચ (સંસારવ્યવહાર)માં તેની બુદ્ધિ-શક્તિ અપરિમિત હતી. આવું જોઈ સાનંદાશ્ચર્યમગ્ન થયેલા સભાજનોમાં પરસ્પર એવી વાતો થવા લાગી કે, "અહો! શી આ બાળકની બુદ્ધિ! શું તેનું જ્ઞાન! લૌકિક અને પારલૌકિક બંને પ્રકારના પરિપૂર્ણ અનુભવો લઈને જ જાણે તે બેઠો હોયની, તેઓ સાક્ષાત્ શુક મુનિ જ છે." કેટલાકો એમ પણ કહેતા હતા કે, "પારમાર્થિક જ્ઞાન તો એ કદાચ પૂર્વનો કોઈ યોગભ્રષ્ટ હોય તો સ્ફુરી આવ્યું હોય, પણ આટલી નાની વયે સાંસારિક જ્ઞાન તેનામાં પ્રપૂર્ણ હોય, એ માનવા જેવું નથી; માટે લાવોની તેવો કોઈ પ્રશ્ન પૂછી જોઈએ, એટલે તેની પણ પરીક્ષા તુરત જ થઈ જશે."

રાત્રિના ચંદ્રનાં શીતળ કિરણથી મનુષ્યહૃદય પણ શીતળ થયાં હતાં. કેવળ શાન્તિ ચોમેર વ્યાપી રહી હતી; પવિત્ર ગંગાજળનો જ માત્ર ખળભળાટ સંભળાતો હતો. આવી શાન્તિમાં બટુક મુનિ પરબ્રહ્મનું દર્શન કરતા હતા. થોડીક ક્ષણ સૌ અબોલ રહ્યા પછી એક જિજ્ઞાસુએ પૂછ્યું; "અહો બ્રહ્મપુત્ર! આપનાં અમૂલ્ય અને અનુપમ વચનથી સર્વના મનનું સમાધાન થતું જોવામાં આવે છે; તો મારા મનની પણ એક અભિલાષા પૂર્ણ થશે, એમ મને નિશ્ચય છે. મને વારંવાર એવી શંકા થાય છે કે, આ અસાર સંસારમાં અનેક પ્રકારનાં સુખ છે ને મનુષ્ય પોતાના પુરુષાર્થવડે તેને મેળવી શકે છે, પણ એ સર્વ કરતાં શ્રેષ્ઠ એવું કીયું સુખ આ સંસારમાં છે, કે જે સંપાદન કરવાથી મનુષ્ય ધન્ય અને કૃતકૃત્ય કહેવાય?"

એ સાંભળી બટુક હોઠમાં હસીને બોલ્યો; "પ્રશ્ન રુડુ છે! પણ શું કહું, પ્રશ્નકર્તાના હેતુથી અમારે ઉલટું કહેવું પડશે, કેમકે સૌથી ઉત્તમ સુખ કીયું બતાવું? જ્યાં મૂળ વસ્તુનો જ અભાવ હોય ત્યાં વળી સૌથી શ્રેષ્ઠ વસ્તુ શાની હોય? એ સંબંધે એક વાત કહું છું, તે સાંભળો."

"કોઈએક ધૂતારો પોતાની સાથે કેટલાક પોતાના જ જેવા ધૂતારાઓને શિષ્ય બનાવી, પોતે મોટો સિદ્ધ બનીને ગામેગામ અને ઠામેઠામ ફરતો ને ભોળા લોકોને ભમાવવાને તથા છેતરવાને અનેક પ્રકારના મન્ત્રજન્ત્ર ટુચકા કરી બતાવી, પોતાની સિદ્ધાઈ દેખાડતો હતો. તે કોઈને પુત્ર પ્રાપ્ત કરાવી આપવાનું કહેતો, કોઈને સ્ત્રી મેળવી આપવાનું કહીને પૈસા લેતો, તે

કોઇને ઘણો પૈસો પ્રાપ્ત થવાના ટુચકા બતાવી છેતરતો હતો. એવા બતાવેલા ટુચકાઓથી પોતાનું ધારેલું કામ ન થાય ત્યારે નિરાશ થયેલા લોકો તેની પાસે આવી રડવા બેસતા. તે વેળા તે તેઓને એમ સમજાવતો કે, 'અરે! તમારું કામ કેમ થાય? તમે અમુક અમુક નિયમ પાળ્યો નહિ હોય અથવા બતાવેલી ચીજોમાંથી અમુક ચીજ તો તમે લાવી શક્યા જ નહિ,' વગેરે કહેતો, અને છેવટે માયામાં લપટાયલાને રખડાવી મારવાને કહેતો કે, 'જાઓ, તમે પછવાડે પડ્યા છો તો શશલાનું શિંગડું લઈ આવો, તેના વચલા ગર્ભથી હું તમને એવો વશીકરણ ધૂપ બનાવી આપીશ, કે જેને એ ધૂપ કરો તે તમારીજ આંખે જોશે.' વળી બીજાને કહેતો; 'ભાઈ, તમારા જન્મારાનું દુઃખ હવે ગયું સમજજો; પણ તમે સારી પેઠે તપાસ કરીને વંધ્યાપુત્રના માથાના કેશ લઈ આવો; તેનો હું એક દોરો કરી આપીશ; તે તમારી સ્ત્રીની કમરે બાંધજો, એટલે તત્કાલ તેને ગર્ભ રહેશે. પણ જો જો, વંધ્યાના કોઈ સત્પુત્રના કેશ લાવજો; કારણ કે તમારે પણ તેવો સત્પુત્રજ જોઇએ છે!!'

એવો ઉપદેશ સાંભળી કોઈ ભોળાં દંપતી, જેઓ પ્રજા વગરનાં હતાં, તેઓ યાત્રાનું મિષ કરી વંધ્યાના સત્પુત્રની ખોળ કરવા નિકળ્યાં. તેઓ ભોળાં અને નિષ્પાપ હોવાથી પ્રભુએ તેમને એટલી સારી મતિ આપી કે, તેઓ ખોળ કરવાના ઉદ્દેશથી પ્રત્યેક તીર્થસ્થળ ઉપર ફરવા લાગ્યાં અને એ બહાને પણ અનાયાસે એમનાથી સત્કર્મ થઈ ગયું. તેનાં પુણ્યથી એક તીર્થ ઉપર તેમને કોઈ સજ્જન મહાત્માનાં દર્શન થયાં. તેણે સ્વાભાવિક રીતેજ પૂછ્યું કે, 'તમે આટલાં ઉદાસ અને દીન સરખાં કેમ જણાઓ છો?' ત્યારે તે વૃદ્ધ દંપતીએ ઉત્તર દીધું કે, 'મહારાજ! અમે વૃદ્ધાવસ્થાએ પહોંચવા આવ્યાં છતાં હજી વાંઝિયા છીએ; અને પુત્રપ્રાપ્તિનો ઉપાય કોઈ સિદ્ધે બતાવેલો છે, તેની ખોળ કરીએ છીએ; પણ આજ વર્ષો થયાં ને ઘણો પરિશ્રમ છતાં, અદ્યાપિ કોઈ સ્થળેથી તેનો પત્તો લાગ્યો નથી; અને તેથી અમારા પ્રારબ્ધને માટે અમે ચિંતાતુર છીએ.' તે ભોળાં જનનાં એ વચન સાંભળી, તે મહાત્માએ કહ્યું; 'તે ઉપાય શો છે; મને કહેશો?' તે દંપતીએ કહ્યું; 'હા; અમારે વંધ્યાસત્પુત્રના કેશ જોઈએ છીએ.' એટલું સાંભળતાં જ મહાત્મા અતિ આશ્ચર્ય સાથે બોલ્યો; "શું? વંધ્યા અને તેનો વળી સત્પુત્ર અને તેના કેશ!! આ શો ચમત્કાર!! વંધ્યા, તે વળી સત્પુત્રવાળી ને તેના પુત્રનાં મસ્તકના કેશ, તે કેવા હોય? તમને આવા વમળમાં કોણે ગોથાં ખાતાં

કર્યાં છે? રે રે! જગતમાં કેવા દુષ્ટો ને કેવા ધૂર્ત્તો વસે છે! હર હર! આ ભોળાં નિષ્પાપ મનુષ્યોને તેણે કેટલાં ભમાવ્યાં ને કેટલાં દુઃખી કર્યાં! અને વળી આવો અમૂલ્ય ઉપાય બતાવવાના બદલામાં તેમજ પોતાની સિદ્ધિનો મોભો જાળવવા માટે, તેણે આ ભોળાં જનો પાસેથી ઘણુંક દ્રવ્ય ધૂત્યું હશે તથા સેવા કરાવી હશે તે તો જૂદુંજ! ભાઈ, પુત્ર તો શું, પણ જેની કુખે કશીજ સંતતિ ન થઈ હોય, તેવી સ્ત્રીને વંધ્યા (વાંઝણી) કહે છે; તો તેને પછી પુત્ર ક્યાંથી હોય? અને પુત્ર હોય તે વંધ્યા કહેવાયજ કેમ? વંધ્યાનો પુત્ર, એ મૂળે કશી વસ્તુજ નથી, તો પછી વંધ્યાનો સત્પુત્ર હોવો, એ કેટલું બધું મિથ્યા વચન છે? હે ભોળા ભક્તો! તે ઠગ તો એટલેથી અટક્યો નથી. તેણે તો વળી તમારી પાસેથી વંધ્યાના સત્પુત્રના કેશ મંગાવ્યા છે! એ શું? જો તું અંતઃકરણપૂર્વક એ ધૂર્ત મહાત્માનું કહેલું સત્ય માનતો હોય, તો શા માટે તારી વંધ્યા સ્ત્રીના સત્પુત્રના કેશ કાપીને એની પાસે લઈ જતો નથી? બીજી વંધ્યા સ્ત્રીના સત્પુત્રના કેશ લાવવા માટે વ્યર્થ ફાંફાં શું કામ મારે છે? શું તને આમાં પ્રત્યક્ષ પરસ્પર વિરોધ સંબંધ નથી દેખાતો?"

એટલું કહીને વળી તે મહાત્મા પેલાં દંપતી પ્રત્યે બોલ્યો; 'અરે નિષ્પાપ મનુષ્યો! તમને કોઈ મોટા ઠગારાએ ધૂત્યા છે, ને તેનું કહેલું ખોટું પડવાથી પાછાં તેની પાસે જઇને તમે જવાબ માગો નહિ, તે સારુ તમોને લાંબા કાળ સૂધી તેણે આમ રખડી મરતાં કર્યાં છે. પુત્ર અથવા તો સંતતિ ઉત્પન્ન કરવી, તેને માટે નિમિત્ત કારણ જો કે મનુષ્ય છે ખરો, પરંતુ તેનું ખરુ કારણ ઘણું ગુપ્ત છે, જેને માનવી દૈવ-પ્રારબ્ધ-કર્મ કહે છે, મનુષ્યને પોતાનાં પૂર્વે કરેલાં કર્મોનાં ફળરૂપ પ્રારબ્ધ ભોગવ્યાં વિના છૂટકો નથી; ને તેટલા માટે સતતિ થવા સારુ આવા યત્નો કરી વ્યર્થ દુઃખી થવું, એ અવિદ્યા જ છે. સંતતિ થવા સારુ શાસ્ત્રે કેટલાક દૈવી ઉપાયો બતાવ્યા છે ખરા, પણ તે ઘણા કઠણ છે; અને તેવો મહાભારત યત્ન કરીને પ્રાપ્ત કરવો તો માત્ર એક નાશવંત પુત્રજ કે? પુત્રથી શું? પુત્ર થાય ને તે સુપુત્ર નીવડે તો ઠીક, પણ કદાચ કુપુત્ર નીવડે તો આખા કુળને બોળે છે. તેવા પુત્રથી કલ્યાણ શું થશે? પરતુ પરમાર્થને નહિ જાણનારા અજ્ઞાન મનુષ્યો પુત્રને એટલા માટે ઇચ્છે છે કે, પુત્ર જન્મે ત્યારથી ઉછરીને મોટો થાય ત્યાં સૂધી લાડ લડાવવા-હુલાવવાનો લહાવો મળે, પોતાની વૃદ્ધાવસ્થમાં તે પાલનપોષણ તથા સેવા કરે, તેમજ મૂવા પછવાડે સારી ક્રિયા કરીને મોક્ષ પમાડે. પણ

ઈશ્વરના નિર્માણ કરેલા નિયમથી એ વિચાર સર્વથા આ લોક ને પરલોક બગાડનારો છે. સંસારમાં મનુષ્યનાં જેટલાં સંબંધીઓ હોય છે, તે સઘળાં પૂર્વના ઋણાનુબંધથી આવી મળેલાં હોય છે. તે પોતપોતાનો ઋણાનુબંધ પૂરો થયો, કે તુરત સૌ સૌને માર્ગે ચાલ્યાં જાય છે. કોઈ જીવ પુત્ર થઈને અવતરેલો હોય, પણ તે પૂર્વનો વૈરી હોય તો પુત્રભાવે સુખ અથવા આનંદ આપવાને બદલે વૈર સાધે અને અનેક પ્રકારે દુઃખી કરે છે. જો પૂર્વનો લેણિયાત હોય તો પુત્રભાવે અવતરી પિતાની સેવા કરવા તથા રળીને ખવરાવવાને બદલે, ઉલટો પિતાએ ઘણા દુઃખથી ઉપાર્જન કરેલી સંપત્તિ ઉપર તાગડધિન્ના કરે ને ચાકરીને બદલે લાકડી મારે; પરણે ત્યારે સ્ત્રીને લઈને જૂદો રહે, અથવા સ્વચ્છંદે વર્તે. માટે હે ભાઈ! વૃદ્ધાવસ્થામાં ચાકરી કોણ કરવાનું હતું? તેમ જ વળી એમ માનવામાં આવે છે કે, મૂવા પછી પિંડપ્રદાનાદિ ક્રિયા કરીને પુત્ર મોક્ષ અપાવે છે. એ પણ સત્ય નથી. આ સંસારમાંથી ઉદ્ધાર પામી દુસ્તર ભવબંધન થકી છૂટવાને માટે બીજું કોઈ જ કામે લાગતું નથી; જીવ પોતે જ પોતાનો તારનાર અને પોતે જ પોતાનો ડૂબાડનાર છે; અર્થાત્ સંસારમાંથી પોતાનો મોક્ષ થવાને માટે પોતાનો જ પુરુષાર્થ કામ લાગે છે. શ્રીકૃષ્ણે અર્જુનને ઉપદેશ કરતાં પણ જણાવેલું છે કે, आत्मा ह्येवात्मनो बन्धु । आत्मा वै रिपुरात्मनः * ॥ તો તેમાં પુત્ર શું મોક્ષ આપી શકવાનો હતો? પુત્ર જો કદાચ સુપુત્ર ઉઠે તો તેનાથી એટલું અવશ્ય થઈ શકે ખરું, કે તે પિતાના મરણની પછવાડે શાસ્ત્રમાં કહેલી ઉત્તમ ક્રિયા કરી, માતાપિતાને મરણ વેળાએ થયેલી કોઈ દુર્વાસનાને લીધે, તેમને પ્રાપ્ત થતી અધોગતિમાંથી મુક્ત કરે, બાકી બીજી વાતો તો વેવલાં જેવી છે. 'પુમ્' નામના નરકથી પિતૃઓને તારે, તે પુત્ર કહેવાય; એટલે ગૃહસ્થાશ્રમ ચલાવતા પોતાથી થયેલાં અનેક એવાં પાપ, કે જેને લીધે મનુષ્યને મરણ પછી 'પુમ્' નામના ઘોર નરકની યાતના ભોગવવી પડે છે તે પાપ, પુત્રે પછવાડે કરેલી વિધિપૂર્વક મરણોત્તર ક્રિયાથી લય થાય છે અને તેથી પ્રાણી દુષ્ટ ગતિ પામતો અટકે ને બીજા જન્મમાં પુનઃ સન્માર્ગનું અવલંબન કરે, એ જ કાર્ય સત્પુત્રથી સરે છે. પણ પુત્ર કંઈ વારંવાર થતાં જન્મમરણરૂપ ભવબંધનથી મુક્ત કરાવી શકતો નથી. એ બંધન છોડવનાર તો અવિદ્યાનો

---

* આત્મા પોતે જ પોતાનો બંધુ એટલે ભલુ કરનારો—તારનારો, ને પોતે જ પોતાનો રિપુ એટલે નબળું કરનારો—અધોગતિએ નાખનારો છે.

નાશ અને વિદ્યાની પ્રાપ્તિ છે. -પરમાત્મામાં એકતા-જગન્નિયંતાના મહામંગળ નામનું સ્મરણ તથા તેનાં ચરણારવિંદનું ધ્યાન જ મુક્તિનું સ્થાન છે. માટે હે ભાવિક મનુષ્યો! તમે આ સઘળો મિથ્યા પરિશ્રમ છોડી તમારે સ્થાને જાઓ, ચિત્તને દૃઢતાથી સ્થિર કરી, સંસારબંધનમાંથી છૂટવાને માટે, ઘાડાં દુઃખોના કાપનાર અને અવિનાશી સુખના આપનાર 'એવા શ્રીહરિને શરણે પડી, તેનું નિરંતર સેવન કરો.'

આ ભાષણ સાંભળીને પોતાની ભૂલના અંધારામાંથી જાગૃત થયેલાં તે દંપતી બહુ સંતોષ પામ્યાં. તેઓ તે મહાત્માને ચરણે પડી, પોતાના ઉદ્ધારનો માર્ગ જાણવા માટે વિનતિ કરવા લાગ્યાં. તે મહાત્માએ તેઓને અધિકાર પ્રાપ્ત થયો જાણી, ભગવન્નામનો ઉપદેશ આપ્યો ને 'તમારું કલ્યાણ થાઓ' એવો આશીર્વાદ આપીને વિદાય કર્યાં. પછી પોતાના ગામમાં આવી તેઓએ તે ધૂતારાનું કપટકાર્ય પ્રસિદ્ધ કર્યું, ને માયામાં લપટાયલા અનેક જીવોને અંધારા કૂપમાં પડતા અટકાવ્યા, ને પોતે એકચિત્તે તે મહાત્માના ઉપદેશ પ્રમાણે ભગવત્સાધન કરીને અંતે સદ્ગતિને પામ્યાં."

આ કથા કહી, પ્રશ્ન પૂછનાર જીવને ઉદ્દેશી બટુક બોલ્યો; "જેમ વંધ્યા કોઈ કાળે પુત્રવાળી કે સત્પુત્રવાળી હોય નહિ, તેમ આ જગતમાં જ સુખનો સદ્ભાવ કલ્પવો, એ માત્ર માયાની ધૂર્તતા જ છે. મનુષ્ય એમ જાણે છે કે, આ જગતમાં સુખ હોવું જ જોઇએ, પરંતુ જગત્ તો મિથ્યા છે, ને મિથ્યામાંથી સત્ય પદાર્થની પ્રાપ્તિ કેમ હોઈ શકે? સત્યમાથી જ સત્ય પ્રાપ્ત થાય; અસત્યમાંથી સત્ય પ્રાપ્ત ન થાય. ગુલાબમાંથી ગુલાબની પ્રાપ્તિ થશે; પરંતુ જે મનુષ્ય કૌવચમાંથી ગુલાબ પ્રાપ્ત કરવા ઇચ્છે છે, તે માત્ર અવિદ્યાનું જ કાર્ય છે. જે પ્રારંભમાં જ નથી, મધ્યમાં નથી, તેને અંતે પણ શું હોય? એમ આ જગતના સુખ માટે સર્વેએ જાણવું જોઇએ. સુખ એવી કોઇ વસ્તુ આ લોકમાં છે જ નહિ, પણ અંતઃકરણની વૃત્તિ પદાર્થાકાર થાય છે, તે કંઈ નવું દર્શાવે છે ને મોહ ઉપજાવી ભ્રમમાં નાંખે છે, તેને જ આ લોક સુખ શબ્દથી ઓળખાવે છે. એ ચાર દહાડાનો ચટકો જ છે. જરા તેમા મસ્ત થયો કે, તે જ દુઃખરૂપ લાગે છે, તો એ સુખ શાનું? પણ ચિદાભાસવડે જે પદાર્થ પ્રકાશે છે, જે નિત્ય સત્ય ને પ્રકાશરૂપ છે તે જ સુખ, અન્ય તો ભ્રમણા જ સમજવી. સત્ય સુખ, જે ત્રિકાલાબાધ્ય હોય, તેવું તો આ લોકમાં છે જ નહિ; તો પછી હું બતાવું શું કે આનું નામ તે 'સુખ.'"



# દ્વિતીય બિન્દુ

## સુખ ક્યાં છે?

—∘—

न चेन्द्रस्य सुखं किंचिन्न सुखं चक्रवर्तिनः ।
सुखमस्ति विरक्तस्य मुनेरेकान्तजीविन ॥

રશીને, દ્રને પણ જરા સુખ નથી, તેમ ચક્રવર્તીને પણ નથી, પરન્તુ એકાંતમાં જીવન
ાભ્યાસ। વિરક્ત મુનિને જ સુખ હોય છે.
દૃષ્ટાંતોથ
ા અધ્ય

તે સર્વજ્ઞે પુનઃ કહ્યું; "વળી સૌના મનનું સમાન સમાધાન થવા માટે મને જે —— તમોને એક વિસ્તૃત કથા કહું છું તે સાંભળો. પ્રકાર કેમાં સુખ એવો પદાર્થ જ નથી. પણ આ વાત તમારા મનમાં ાહિ, માટે તમે જેમ પ્રશ્ન કર્યું છે, તેમ જ એક ક્ષત્રિયપુત્રને પણ ક સુખ જાણવાની જિજ્ઞાસા થઇ હતી, જેથી તેણે અંગ પરિશ્રમ ની શોધ કરી હતી ને તેમાંથી તે જે કંઈ મેળવી શક્યો હતો, તેનો ઇતિહાસ કહું છું, તે તમે સાંભળો. એ કથાથી તમારા સંશયનું છેદન થશે અને આ લોકમાં સુખ છે કે માત્ર સુખાભાસ છે, તેનો નિશ્ચય કરી શકશો; અને 'સુખ' શામાં છે, તે પણ જાણી શકશો." એટલું કહી બટુકે નીચેનો ઇતિહાસ કહેવા માંડ્યો.

"કોઇએક કાળે શારીર* નામના દેશને વિષે મનશ્ચન્દ્ર† નામે મહા-સમર્થ મંત્રી રાજ્યકાર્યભાર ચલાવતો હતો. રાજ્યનો પતિ તો આત્મસેન‡ નામનો રાજા હતો; પરંતુ તે કંઈક વિલક્ષણ પ્રકૃતિવાળો હોવાથી મનશ્ચન્દ્ર મંત્રીએ પોતાના બુદ્ધિબળવડે તેને એવો વશ કરી લીધો હતો, કે તે કેવળ પુતળાની પેઠે મંત્રી જેમ નચાવે તેમ નાચતો રાજ્યને

1.

* શારીર દેશ એટલે શરીર સબંધી દેશ, અથવા તો શરીરરૂપી જે દેશ, તેનું રાજ્ય. † મનશ્ચન્દ્ર એટલે મન. ‡ આત્મસેન એટલે શુદ્ધ જીવાત્મા

સર્વ કાર્યભાર મન્ત્રીની ઈચ્છા પ્રમાણે જ ચાલતો. મન્ત્રી બુદ્ધિમાન્, ધીટ ને મળતાવડો છતાં સ્વભાવે ઘણો નીચ, ઉચ્છૃંખલ, સ્વચ્છંદી, તોરી, ગુમાની અને ચંચળ હતો. રાજાને વશ કરી રાજ્યકાર્યભાર સ્વાધીન લીધા પછી તેને એક પુત્ર થયો. આ પુત્રનું નામ વિલાસવર્મા* રાખ્યું હતું.

એ વિલાસવર્માને તેના પિતા મનશ્ચન્દ્રે નાનપણમાં બહુજ લાડ લડાવવાથી તેની યૌવનાવસ્થા પ્રાપ્ત થતાં તે કેવળ વિલાસી અને સ્વચ્છંદી થઈ ગયો. તેણે પિતાની આજ્ઞા ઉપર પણ પાણી ફેરવવા માંડ્યું. યથા તાતસ્તથા સુતઃ બાપ તેવા બેટા, તેની પેઠે મનશ્ચન્દ્રના સમાન ગુણો તેનામાં ખીલી નિકળવા માંડ્યા; અને તેને લીધે તે અનેક પ્રકારે કલેશ કરી પોતે વિટંબણામાં પડતો હતો, એટલુંજ નહિ પણ તે દ્વારા મનશ્ચન્દ્રને પણ ઘણીકવાર અપાયમાં નાંખતો હતો. મનશ્ચન્દ્રે તેને ઘણીવાર સમજાવ્યો, તેને ઠેકાણે લાવવાને ઘણી ઘણી યુક્તિઓ કરી; પરંતુ તે સર્વ વ્યર્થ ગઈ. આથી કંટાળી જઈ, પિતાએ પુત્રને પોતાના રાજમાંથી દેશવટો દીધો અને કહ્યુ, "આજ પછી તારે સમજવું કે, તું મારો પુત્ર નથી ને હું તારો પિતા નથી."

પિતાના રોષને લીધે વિલાસવર્મા એક સુંદર અશ્વ ઉપર આરુઢ થઈ પરદેશ ભણી ચાલ્યો. નગર બહાર આવતાં તેને વિચાર થયો કે હવે ક્યાં જવું? તેને એકે દિશા સૂઝી નહિ. રાજ્યના સીમાડાપર આવી, એક વૃક્ષની નીચે તેણે અશ્વને થોભાવ્યો ને શું કરવું, તેને માટે તે વિચાર કરવા લાગ્યો. એટલામા સામેથી એક તરુણ પુરુષ, કેવળ સાદા પણ સ્વચ્છ સુશોભિત વસ્ત્રાલંકારો પહેરી, ઘોડેસ્વાર થઈ આવતો તેની દૃષ્ટિએ પડ્યો. તત્ક્ષણે તેણે તેને ઓળખ્યો ને શરમને મારે આડું જોઇ, ઘોડાને ફેરવી ત્યાંથી ખસી જવાનો વિચાર કીધો, પણ એટલામાં તો તે માણસ નજીકમાં આવી પહોચ્યો ને બહુ પ્રેમ સહિત બોલ્યો; "પ્રિયબંધુ વિલાસવર્મા! આજે કેણીમેર તૈયારી કરી છે? ભાઈ, તમે આજે એકલા અને ઉદાસ કેમ દેખાઓ છો? મિત્રમંડળીમાથી કેમ કોઈ સાથે નથી?" એવી રીતે તે આવનાર પુરુષે બે ચાર પ્રશ્નો પૂછયા, પણ તે સઘળાના પ્રત્યુત્તરમાં વિલાસવર્માએ માત્ર બે કર જોડી વંદન જ કર્યું ને કશું બોલ્યા વગર નીચું ઘાલ્યું. તે મન સાથે કહેવા લાગ્યો; 'આ પાપ અહીં કયાંથી? જેનાથી હું દૂર રહેવા ઇચ્છું છું તે મ્હો આગળ જ, એ પણ દૈવની જ લીલા! એ અણજોઇતી પીડા કયાંથી વળગી? એ એવો તો ચેપીઓ છે કે, કેમે કર્યો અહીંથી ખસશે નહિ

* મનનો પુત્ર સંકલ્પ, ને તેને અજ્ઞાનને લીધે વિષય ઉપભોગનીજ ઇચ્છા થાય છે. માટે મનશ્ચન્દ્રનો પુત્ર વિલાસવર્મા કલ્પ્યો છે.

ને એની લાંબી લાંબી દોઢ ડાહી જ્ઞાનગોષ્ઠિ કરવા મંડી જશે! આગળ ભોગ મળ્યા! હું તો અહીં ઉભો રહેવા કરતાં એકદમ ચાલ્યો ગયો એ જ તોએ સારું; પણ દૃષ્ટિએ દૃષ્ટિ મળી, એટલે વંદન કીધા વગર આધીન ચાલે?' આવો વિચાર કરે છે, ત્યાં તો તે માણસ પુનઃ બોલ્યો; ભાગોળે ભાઇ! ગભરાતા ના; તેમ મારાથી શરમાતા પણ ના. તમારા માર્ગો કદાચ હું પારકો હોઇશ, પણ મારા મનમાં તો તેમ નથી. હું, હવે મારા પ્રિય સહોદર જ ગણું છું; તેને માટે અંતર્યામી શ્રીહરિ સાક્ષી મને હે ભાઇ! તમારા મનમાં જે કંઈ દુઃખ હોય, સંકટ હોય, ઉપાધિ, આધિ કે વ્યાધિ હોય, ને જેને લીધે તમને આવી ભારી ઉદાસીનતા પ્રાપ્ત થઇ હોય, તે કારણ સહિત મને જણાવો, કોઈ જાતની શંકા કરતા ના. મન મોકળું કરી કહો કે, તેનો ઉપાય આદરાય. હું મારાથી બનતે પ્રયત્ને તમારું હિત થાય તેમ અવશ્ય કરીશ ને તમને ગમે તેવા ભયંકર સંકટમાંથી મુક્ત કરીશ. પ્રજાવર્ગમાંથી તો તમને કોઈ દુઃખ દઈ શકે તેમ નથી જ, પણ કદાચ પિતાજીની તરફની કંઈ અડચણ હશે, તો તેને પણ બનતાં લગી હું દૂર કરી શકીશ. મારી માતુશ્રી સહિત મને, આપણા પિતાએ જો કે મારી છેક બાલ્યાવસ્થાથી જ દૂર રાખ્યો છે, પણ હશે. એ તો તેમના તરંગી સ્વભાવની વાત છે; છતાં તમે જાણો જ છો કે, મને રાજગઢમાં જવા આવવાનો તેમના તરફથી કોઈ વાતનો અટકાવ નથી ને કોઈ કોઇ પ્રસંગે રાજકાર્યમાં ને ઘરગતુ કાર્યમાં પણ મેં સભામાં પ્રસિદ્ધ કરેલા વિચારને તેઓ માન આપે છે. માટે તમે સઘળી શંકાઓનો ત્યાગ કરી, મને તમારી ઉદાસીનતાનું કારણ જણાવો."

આ ભાષણ સાંભળી વિલાસવર્મા આશ્ચર્યમાં લીન થઈ ગયો ને વધારે લજ્જિત થઈ વિચાર કરવા લાગ્યો;-"અહો! આ શાંતિસેનની સજ્જનતાનાં હું શું વખાણ કરું? મેં સેંકડો અને હજારો વાર એને વગર કારણે ને વિના અપરાધે ઘણીક પીડામાં અને વિટંબણામાં નાખ્યો હશે. ભ્રાતૃભાવ એ શું છે, કે એને ને મારે કોઇ પણ જાતનો દેહસબંધ છે કે નહિ, વગેરે કશો પણ વિચાર કર્યા વગર મેં એને અનેક વેળા અસહ્ય કુવચનો કહ્યાં પણ હશે; ને મેં દુષ્ટે, એને કેટલીક વાર મારી નાંખવાની પણ પ્રતિજ્ઞા કરી હશે; છતાં અદ્યાપિ પર્યંત એણે લેશ માત્ર પણ રોષની નજરે મારી ભણી જોયું નથી; ઉલટો આ વેળા મને આમ દુઃખમાં ઘેરાયલો જોઈ અનેક રીતે સહાય થવાનું વચન આપી, ધીરજ આપે છે તો મારી ખાત્રી છે કે, હું સાચેસાચું એની આગળ

સર્વ કાર્યેશ તો અવશ્ય એ મને સહાય પણ થશે જ. પણ રે ભાગ્ય! ને મળતાકાર છે કે, હું સદાચરણે વર્તી સત્સંકલ્પમાં દોરાતો નથી."
અને ચંરાટલું વિચારવા છતાં પણ વિલાસવર્મા લજ્જાને લીધે કશું પણ તેને એક કયો નહિ. તેના મુખપર બંધુભાવ અને ક્ષમા યાચનાની છાયા એઠી તથા નેત્ર અશ્રુજળની પૂરિત થઈ ગયાં. આવું જોઈ તે જુવાન લડાવળ કે જેના બોલવા ઉપરથી આપણે સમજ્યા છીએ કે, તે વિલાસ-થઈ નો સાવકો ભાઈ થતો હતો ને જેનું નામ, તેના અતિશય શ્રેષ્ઠ સ્વભા-તાને છાજે તેવું જ શાંતિસેન અથવા શાંતસેન હતું, તે કરુણાળ થઈ, વિલાસની લગોલગ પોતાના ઘોડાને લઈ ગયો; અને આલિંગન કરવાની પેઠે તેના પડખામાં હાથ નાંખી વહાલથી બોલ્યો; "ગભરા મા! મારા પ્રિયબંધુ! હું તને વચન આપું છું કે, તારા સઘળા સંકટમાં હું તને સહાય થઈશ ને પ્રાણાંત પરિશ્રમે પણ તને તેમાંથી મુક્ત કરીશ. મારી સાથેની તારી આગલી વર્તણુકને લીધે તને ખેદ થતો હશે, પણ તેમાં શું! મારા મનમાં એ વાત જ નથી. હું એવા કોઈ પણ દોષને લેખવતો જ નથી, કેમકે તું મારો નાનો ભાઈ હોવાથી તારા અનેક દોષ સહન કરીને પણ તારું કલ્યાણ જ ઇચ્છવું, એ મારો સનાતન ધર્મ છે. આગલી પાછલી સર્વ વાર્તા વિસરી જા અને ગભરામણ મૂકી દઈ, જે હોય તે મને કહે. તારે નિશ્ચે સમજવું કે, હું તને મારા પોતાના કરતાં જરા પણ જૂદો સમજતો નથી, તેથી તને દુઃખ એ મને જ દુઃખ છે. તે માટે મારી આગળ વાત કરવાને તારે કશી પણ શંકા કરવી નહિ."

આવું સાંભળી વિલાસવર્મા ગળગળા સાદે બોલ્યો; "પૂજ્ય વડીલ બંધુ! (આવા માનથી તેણે તેને આજે જ બોલાવ્યો હતો.) શું કહું? મને અત્યાર પછી આ હૃદયપુરમાં કિંવા શારીર દેશની સીમામાં* પણ રહેવાની આજ્ઞા નથી. પિતાજી મારાપર ઘણા જ કોપાયમાન થયા છે. સદાને માટે તેમણે મારો ત્યાગ કીધો છે, તેમ થવામાં હું પોતે જ દૂષિત છું. મેં પિતાજીને અનેક રીતે સંતાપવામાં કશી ન્યૂનતા રાખી નથી †

* મનનુ મુખ્ય સ્થાન હૃદય છે, હૃદયનુ સ્થાન શરીરમા છે મનમાથી જ વિલાસ વૈભવની ઇચ્છા કામના–વિષયવાસના જન્મે છે, તેમ જ શાંતિ પણ તેમાથી જ જન્મે છે.

† ભાવાર્થ કે વિલાસે મનને બહુ બહેકાવ્યુ, તેનાપર ઘણો અમલ કરવા માંડ્યો, પણ મનનો સ્વભાવ છે કે, બહુ વિલાસ-વિષય ભોગવ્યા પછી તેપર કંટાળો–અલબત્તે થોડા સમયનો કંટાળો આવે છે, ત્યારે તે વિલાસને ધિક્કારે છે–તરછોડે છે અને શાંતિને ગોદમાં લે છે–વિલાસ વિષયથી જ્યારે મન કંટાળે છે ત્યારે જ તે તેને દૂર કરવાને, આવેશમાં વિચાર કરે છે. શુદ્ધ મન વિલાસ–વિષયભોગેચ્છાને સદાને માટે ત્યાગ કરે છે. અને ક્ષણ વિરાગી મન વિષયને તરછોડે છે તથા પાછુ વિષયને આધીન થાય છે.

પરંતુ ભાઈ, આ વેળાએ મે સારી વર્તણુકથી ચાલવા માટે તેમની આગળ દૃઢ પ્રતિજ્ઞા લીધી, તેટલું છતાં તેમણે મારું કશું ન સાંભળતાં મને એ જ આજ્ઞા કરી; 'તારે મારા રાજ્યમાં રહેવું નહિ' તેમની આજ્ઞાને આધીન થઇને તુરત જ હું ચાલી નિકળ્યો છું હું નગર બહાર નિકળીને ભાગોળે આવ્યો તો ખરો, પણ અરણ્યનાં વૃક્ષો તથા મનુષ્યો વગર સૂના માર્ગો જોયા, તે જ ક્ષણે મારા મનમાં ધાસકો પડ્યો. મને વિચાર થયો કે, હવે કરવું શું તથા જવું કયાં? મને એક્કે દિશા સૂઝી નહિ; એટલામાં તમને આવતા જોઈ હું ખમચાયો ને મેં અહીંથી ખશી જવાનો વિચાર કર્યો. પણ સદ્ભાગ્યે તેમ ન બની શકવાથી મને તમારો સમાગમ થવા પામ્યો છે. માટે હે વડીલબંધુ! હવે હું તમારે શરણે છું ને ઇચ્છું છું કે, જેમાં મારું શ્રેય હોય એવો માર્ગ મને બતાવો." એ સાંભળી શાંતસેન કંઇક ઉત્તર આપવા જતો હતો ત્યાં તો વિલાસ પાછો બોલ્યો; "ભાઈ! તમે એમ ધારતા હશો કે, પિતાને આ બાબત કંઇક સમજાવવા, પણ તેમ કરવાનું કંઇ જ પ્રયોજન નથી. હું પોતે જ હવે એવા પરવશપણામાં રહેવા ઇચ્છતો નથી. માટે તેમની આજ્ઞા માન્ય કરી, એમની રાજ્ય સીમામાંથી ઉતાવળા નીકળી જવું, એ જ સુપુત્રને વધારે યોગ્ય છે."

તેનો આવો નિશ્ચય જોઇ શાંતિસેને કહ્યું; "વિલાસભાઈ! તું સર્વ વાતે ચતુર, વિદ્વાન્ અને પરાક્રમી છે, છતાં વયે નાનો હોવાથી હમણાં તો સ્વતન્ત્ર થવા કરતાં પિતાશ્રીના આશ્રયમાં રહે, એ જ મને વધારે ઉત્તમ લાગે છે. પરંતુ જ્યારે તું છેલ્લા જ નિશ્ચયપર આવી ગયો છું તો ભલે, કંઈ ચિંતા નહિ; ક્ષણભર થોભ; હું પ્રથમ મારી માતુશ્રીની અને પછી ગુરુદેવની આજ્ઞા લઉં, તે પછી આપણે બંને જણ સાથે નિકળીએ."

આટલું કહી શાતિસેન નગરમાં ગયો ને થોડાક દિવસના ગમાતરા (ગામડે જવું તે) માટે પોતાની માતા પ્રજ્ઞાદેવીની* આજ્ઞા લઈ શીઘ્ર

---

* મનશ્ચન્દ્રને વિવાહિતા બે સ્ત્રી હતી, પ્રજ્ઞાદેવી (જ્ઞાનબુદ્ધિ) અને દુર્મતિદેવી (ભાગ[illegible]શા). મનશ્ચન્દ્રનો સ્વભાવ ચચળ, નિડર, કાર્યાકાર્યની વૃત્તિ નહિ પીછાણનારો હોવાથી પ્રથમ વિવાહિતા પ્રજ્ઞાદેવીના ઉત્તમ આચરણથી પ્રસન્ન થયો નહિ ને પોતાની વૃત્તિને સુખ[illegible]નુકુળ દુર્મતિદેવી, જે મોહક, વૈભવવિલાસિની, અયોગ્ય આચરણવાળી, પ્રવૃત્તિ-[illegible]ાસક હેને વૈ થૈના તાનમા લીન, તેની સાથે પરણ્યો. તે રાજાના સ્વભાવને અનુકૂળ [illegible]મતિ કોઈ વેળાએ તો તે રાજાને વધારે બહેકાવતી રાજા તેનો દાસ થયો ને તેણે [illegible]ાધીન [illegible]ાગ કીધો પ્રજ્ઞાનો પુત્ર શાતિસેન ને દુર્મતિનો પુત્ર વિલાસ હતો.

[illegible] કથામા સમજવાનું આમ છે, મનશ્ચન્દ્ર તે મન અને પ્રજ્ઞા તે સદ્બુદ્ધિ—[illegible]ણી કરી મન પ્રજ્ઞાને આધીન હોય તો શાતિને જ પામે, સત્સંકલ્પ થાય—ઉત્તમ વિચાર

પાછો આવી પહોંચ્યો. તેને ઉતાવળો પાછો આવેલો જોઈ, વિલાસ આશ્ચર્યથી બોલ્યો; "અહો ભાઈ! એટલીવારમાં માતુશ્રીની તથા ગુરુદેવની આજ્ઞા લઈને આવી પણ પહોંચ્યા?" ત્યારે શાંતિસેને કહ્યું; "ના ગુરુદેવનો આશ્રમ તો આણીમેર અરણ્યમાં આપણા માર્ગમાં જ આવશે માટે ચાલતી વેળા ત્યાં થઇને જઈશું. માતુશ્રી તો નગર છોડી ક્યાંય પણ ગમાતરે જવાની સ્પષ્ટ ના જ કહેતાં હતાં, પરંતુ તારા સંબંધી વાત તેમને નિવેદન કરીને કહ્યું કે, 'હું વિલાસને રાજ્યસીમાથી બહાર કોઈ નિર્ભય તથા ઉત્તમ સ્થળે મૂકીને થોડા સમયમાં પાછો આવીશ;' એ સાંભળી તારા સંબંધમાં માજી બહુ ખેદ પામ્યાં ને કશી પણ આનાકાની વગર મને આજ્ઞા આપતાં જણાવ્યું કે, 'વિલાસને એકદમ કેમ એવો તરછોડ્યો! રે! પુત્ર તો બાળકપણાને લીધે કદાચ કુપુત્રપણું કરે, પણ તેથી પિતાએ કુપિતાપણું જણાવી, આમ કરવું જોઈતું નહોતું. પણ હશે, જે થયું તે ખરુ. હવે તું એની સાથે જા; એ નાનો છે, આજ સુધી નગર છોડી ક્યાંય પણ ગયો નથી, માટે મુંઝાશે. તેથી તારામાં ને તેનામાં કશી જુદાઈ ન ગણતાં તે સુખી થાય તેમ કરજે.' આમ કહેતાં માતુશ્રીનાં નેત્રમાંથી અશ્રુ પડવા લાગ્યાં ત્યારે મારુ પણ હૃદય ભરાઈ આવવાથી હું વધારે વાર ન રોકાતાં તેમનો વરદહસ્ત મારા મસ્તક ઉપર ધરાવી, તેમને વંદન કરીને ત્યાંથી પાછો ફર્યો છું." આ સાંભળી વિલાસ બોલ્યો; "અહો ભાઈ! ખરેખર, આ જગતમાં દુષ્ટશિરોમણિ તો માત્ર હું પોતે જ છું; મારે માટે જે આટઆટલાં દુઃખી થયાં ને પોતાના પ્રિયપુત્રને મારી સહાયે મોકલ્યો, એવા દયાળુ માતાને પણ, મેં મારી દુષ્ટ માતાના કહેવાથી, પજવવામાં કશી કચાસ રાખી નથી; છતાં મારાપરનો વાત્સલ્યભાવ તેમનામાંથી જરાએ ઓછો થયો નથી, એ કેટલું બધું વંદનીય છે? વડીલબંધુ! હું સદાનો તમારો અપરાધી છું, તેને માટે હજારોહજારવાર તમારી ક્ષમા માગું છું. પણ કહો, હવે શી આજ્ઞા છે?" શાંતિસેન બોલ્યો; "ચાલો; વિલંબ શો? ગુરુમહારાજનો આશ્રમ આગળ આવે છે, ત્યાં તેમને વંદન કરીને તુરત માર્ગે પડીશું." એમ વાત કરતા કરતા બન્ને ભાઈઓ ચાલતા થયા.

---

આવે, અને તેને અનુસરતા પોતાના સ્વામિ-જીવાત્માનુ કલ્યાણ કરી શકે અગ્રળર્તે ... સ્વાભાવિક વલણ તો માયિક અસત્ બુદ્ધિનું આશ્રયી ને ચચળ છે. તેથી કોઈ શાંતિ ... પ્રિય થતી નથી-જ્ઞાન ગમતુ નથી, તે અસત્ બુદ્ધિનો દાસ સત્વર થવાનો ... કરવાને ... તૃષ્ણાનો આશ્રય સત્વર કરે છે। એટલે તેમાથી અસત્ સંકલ્પરૂપી વિ... આ કરે ઉપજે છે, અર્થાત્ ભોગતૃષ્ણામાં તે પડે છે. ... બુદ્ધિ છે.

## વિશ્વારણ્યનો શુભમતિગિરિ

વિલાસવર્મા તથા શાંતિસેન અરણ્ય ભણી ચાલ્યા. કેટલેક દૂર ગયા, એટલામાં એક સુંદર વૃક્ષઘટા આવી. શાંતિસેને વિલાસવર્માને જણાવ્યું, "જો, પેલો મારા ગુરુદેવનો આશ્રમ છે." આશ્રમ પાસે જતાં, બંને પર્ણકુટીમાં પેઠા. અતિ સુંદર પુષ્પવાટિકાની મધ્યમાં આવેલી એક પવિત્ર પર્ણશાળામાં મહાત્મા ગુરુ મહારાજ વિરાજેલા હતા. તેમનાં દર્શન માત્રથી અનેક દુઃખ દૂર થઈ જાય તેમ હતું. સન્મુખ જતાં જ શાંતિસેને ગુરુદેવનાં ચરણકમળમાં દંડવન્નમસ્કાર કર્યા; વિલાસે પણ દેખાદેખી તેમ કર્યું. ગુરુદેવ આશીર્વચનપૂર્વક શાંતિસેનને ઉદ્દેશી બોલ્યા; "હે વત્સ! કેમ આજે એટલીવારમાં પાછો આવ્યો? વળી આ જોડે કોણ છે?" શાંતિસેને વિલાસવર્માની ઓળખ આપી, તેના સબંધી સઘળો વૃત્તાંત ગુરુને નિવેદન કર્યો ને વિનતિ કરી કે, "કૃપાનાથ! આ મારા કનિષ્ઠ બંધુ વિલાસને માટે આપ એવું કોઈ ઉત્તમ સ્થાન બતાવો, કે ત્યાં રહીને તે કલ્યાણ પામે!" એ સાંભળી ગુરુએ કહ્યું; "ભાઈ શાંતિસેન! શું તું જાણતો નથી કે, આ શારીર દેશની સીમાસંધિમાં જ વિશ્વારણ્ય* નામે એક મોટો પ્રદેશ આવેલો છે. શોભા ને સુખ માટે એ દેશનું જેટલું વર્ણન કરીએ, તેટલું થોડું જ છે. સઘળી શોભાઓ, સઘળી ચમત્કૃતિઓ, અનેક સુખ ને સાથે દુઃખો ત્યાં વસે છે; અને અપાર વિચિત્રતાથી ભરપૂર છે. એમાં અનેક રાજ્યો, અપાર દેશો, અરણ્યો ને નગરો છે. તેની અંદર જેવાને જેવું જોઇએ તેવું સઘળું છે. તેમાં એક 'શુભમતિ' નામે અતિ વિસ્તીર્ણ પર્વત છે, જેના શિખરપર આવેલા સુંદર વનની શોભા અવર્ણનીય છે. ત્યાં અનેક ઋષિઓ, સિદ્ધો, તપસ્વીઓ, ઇત્યાદિના આશ્રમો છે તેવા કોઈ પવિત્ર આશ્રમને વિષે એને મૂકી આવ, પણ ત્યાં વિલાસે ચેતીને ચાલવું જોઇશે, એણે એ પર્વતપરથી કોઈ દિવસ નીચે ઉતરવું નહિ; કારણ કે ત્યાં ઘણીક ભૂલભૂલામણીઓ છે. એ ભૂલભૂલામણીઓ શોભામાં ગુલાબરૂપ છે, પણ કેવળ વજ્રકંટકથી

* વિશ્વારણ્ય અથવા સંસારસાગર એ ઉભયે એક જ છે. વિશ્વરૂપી અરણ્ય છતા તેમા સુખ શું, શોભા શી? વસ્તુત વિશ્વરૂપી અરણ્યમાં દુ:ખ જ છે. પણ જે વિદ્વાનો ઉપાસક હોય, વિવેકી હોય તે જ તે જાણે છે, અને તેથી તે તેનો ત્યાગ કરી, એ અરણ્યમાં શુભમતિગિરિ–સદસદ્ વિવેક બુદ્ધિવાળો પર્વત છે, જેનાપર કષ્ટે–સર્વે ઇન્દ્રિયોને સ્વાધીન રાખનારા જ ચઢી શકે છે વિશ્વમા ચમત્કૃતિઓ અનેક છે એ પ્રત્યક્ષ જ છે, શુભમતિપર શુભેચ્છાવાળા જ રહી શકે છે એ શુભમતિગિરિ ઉપર પણ ઘણી ભૂલભૂલામણી કરી છે તેનો અર્થ એ કે સત્‌ની પ્રાપ્તિના અનેક માર્ગો છે

ભરપૂર છે. ત્યાં દૃશ્ય થતું ઉજળું તેટલું દૂધ સમજવું નહિ; તેમ કોઈ સાથે પ્રીતિ પણ કરવી નહિ. એણે તો ત્યાં રહી અનેક પ્રકારની નામના મેળવીને પાછા પિતા આગળ માન સહિત આવવાની જ ઇચ્છા રાખવી.'

એ પ્રમાણે ઘણીક ચેતવણીઓ આપી ગુરુએ મૌન ધર્યું. ત્યાર પછી ગુરુનો આશીર્વાદ લઈ બંને રાજપુત્રો ત્યાંથી માર્ગે પડ્યા. કેટલેક દિવસે શારીરદેશની સીમાસંધિના વિશ્વારણ્યમાં પેઠા. એક પછી એક તેની વિચિત્રતાઓ જોઈ જોઈ વિલાસવર્મા તો દિંગ જ થઈ ગયો. શાંતિસેને તેને સમજાવ્યો કે, "ભાઈ, અત્યારથી જ જ્યારે તું આમ મોહિત થઈ જાય છે, ત્યારે અહીં થોડોક સમય રહેવા પછી તો કોણ જાણે કેવોએ થઈ જઇશ! ધીરજ રાખ ને ધીમે ધીમે વિવેક શિખતો જા. આ વિશ્વારણ્ય છે. એમાં ગુરુજીએ કહ્યા હતા, તેવા જ ચમત્કારો ભરેલા છે. આપણે એ બધાની સાથે કશું પ્રયોજન નથી. આપણે તો પેલા શુભમતિગિરિપર જવું જોઇએ. ત્યાં જઈ એકાદ મહાત્મા મુનીશ્વરના આશ્રમનો શોધ કરીએ."

આ પ્રમાણે વાતચિત કરતા તેઓ શુભમતિગિરિપર ગયા. તેનાં પ્રત્યેક શિખરો નવપલ્લવ વનવૃક્ષોથી આચ્છાદિત થયેલાં હતાં. સ્થળે સ્થળે તપસ્વીઓના પુણ્ય આશ્રમો છવાઈ રહ્યા હતા. એમાંના કોઈ આશ્રમમાં વિલાસને રાખવાનો શાંતિસેનનો વિચાર હતો, પણ વિલાસને તે ગમ્યું નહિ; કારણ કે તેનો સ્વભાવ જ મૂળથી વિલાસી અને યથેચ્છ આચરણ કરનારો હતો. ઋષિ મુનિઓ તો નીતિ, નિયમ અને ભક્તિને પંથે ચાલનારા હતા. તેઓની સાથે રહેવું એને કેમ ગમે?* સદ્બુદ્ધિની પાસે સદા જ શાંતિ રહે છે. છતાં એણે તો પોતાને રહેવા સારુ એક સ્વતન્ત્ર આશ્રમ પસંદ કર્યો. શાંતિસેન તેને ત્યાં રાખી થોડાક દિવસ પછી પાછો પોતાને દેશ આવવા તૈયાર થયો, ત્યારે વિલાસનું મન કચવાયું અને નેત્રમાં અશ્રુ લાવી કહેવા લાગ્યો કે, "શું આ અરણ્યમાં મને એકલો મૂકીને તમે જશો? પછી અહીં મારુ કોણ સગું ને કોણ સ્નેહી? મને રુડો માર્ગ કોણ બતાવશે? હું કોના આગળ મારા સુખ-દુઃખની વાત કરીશ?" ત્યારે શાંતિસેને તેનું આશ્વાસન કરી કહ્યું; "ભાઈ, હું શું કરું? તું જાણે જ છે કે, માતુશ્રી ઘેર એકલાં છે, તેમને કહેલા દિવસ કરતાં વધારે દિવસ વીતી ગયા હોવાથી, મારા વિના, તેમના દેહને જરા પણ ચેન પડતું નહિ હોય. તે નિરંતર મારી જ

* જેની વૃત્તિ વિષય-વિલાસમય બની ગઈ છે તેને શાન્તિ ક્યાંથી? શુભમતિ ક્યાંથી રુચે? નીતિ નિયમ તેનાથી કેમ પળાય? ઇન્દ્રિયનિગ્રહ શી રીતે કરી શકાય?

વાટ જોતાં હશે. વળી ગુરુદેવને પણ મારા વિના થોડી ઘણી અગવડ પડતી હશે, તેથી હમણાં તો મારે ગયા વિના છૂટકો નથી જ; પણ થોડે થોડે અંતરે હું તારી કને આવી ખબર લેતો રહીશ. તને અહીં કોઈ જાતનું દુઃખ નડશે નહિ, કેમકે આ સઘળા ઋષિ મુનિઓના સમૂહો વચ્ચે વસવાથી તું સદા નિર્ભય છે; છતાં પણ તારા મનને કશું સંકટ આવી પડે તો મારુ સ્મરણ કરજે, એટલે તુરત હું તારી પાસે આવી પેહોચીશ. ગુરુ મહારાજના પ્રસાદથી મને એ સ્મરણગામી-પણાંની* અદ્ભુત શક્તિ પ્રાપ્તિ થયેલી છે. પણ જોજે, નીચનો સંગ કરતો નહિ; શુભમતિગિરિ મૂકીને કયાંઈ જતો નહિ. સદા સદાચરણી થશે તો પ્રભુ કૃપા કરશે. પિતાનું વલણ પણ કોઈકવાર તને ઘેર તેડાવવા માટે થશે. લે, હવે જય જય ગુરુદેવ!" એટલું કહી, તેને આશીર્વાદ દઈને, શાંતિસેન ત્યાંથી પ્રજ્ઞાદેવીના ઘર તરફ આવવા પાછો ફર્યો ને વિલાસવર્મા એકલો શુભમતિગિરિપર રહ્યો.

વિલાસ તે વિલાસ જ! यथा नाम तथा गुणः! પિતાના આશ્રયમાં રહેતાં છેક જન્મથી માંડીને અદ્યાપિ પર્યંત જેણે નિરંતર વિલાસ અને સુખ જ ભોગવ્યાં હોય, તેનાથી આ અરણ્યમાંનાં દુઃખ કેમ સહન થાય? વિલાસવર્મા ધીરે ધીરે પોતાની આસપાસના આશ્રમોમાં જવા લાગ્યો ને જોવા લાગ્યો તો ત્યાં સ્ત્રીઓ, તેમ જ પુરુષોને પહેરવા ઓઢવાને વલ્કલ વસ્ત્ર, પાથરવા માટે દર્ભની ચટાઈ, ખાવામાં કંદ, મૂળ, ફળ અથવા વન-ધાન્ય (સામો અથવા નિમારના ચોખા) અને કામમાં તો તપ, અગ્નિ-હોત્ર, વેદાધ્યયનાદિક ધર્મકાર્ય; અને બોલવું મિત અને સત્ય. તે પોતાના મનમાં બોલ્યો; "અરે! આ તે કેમ સહન થાય? એ તો મહાદુઃખ! જીવતા જીવત કારાગૃહ! મનને તો જરાએ સ્વતન્ત્રતા મળે જ નહિ! આવા તપબપમાં તે શી મઝા બળી છે? એમાં તે શું સુખ હશે? કોણ જાણે આ મૂર્ખાઓ આવા જ વેજામાં દહાડા પૂરા કરીને, કોઈ પરલોક–જે કોઈએ જોયો નથી, ત્યાં સુખ છે કે દુઃખ છે તે જાણ્યું નથી; માત્ર શાસ્ત્રના પોથામાં તે સમાયલું છે, તેવું અનિશ્ચિત અને કલ્પનામાંથી ઉભું કરેલું સુખ, ત્યાં જઈ ભોગવવા માટે, આ જગતનું ફક્કડ સુખ ભોગવવાનું છોડી, ફોકટમાં રખડી મરે છે! રે આખા વિશ્વારણ્યમાં સઘળે આવું જ દુઃખ કે?

* સ્મરણગામીપણું એટલે કોઈ પણ પોતાનું પ્રીતિપૂર્વક સ્મરણ કરે ત્યા તત્કાલ જઈ પહોંચવું તે. જ્યારે વિષયથી અશુદ્ધ જીવ ગભરાય છે, ફસાય છે, ત્યારે તે શાંતિને શોધે છે.

નહિ, નહિ! કોઈ ઠેકાણે તો સુખ હશે જ. માટે હું તો જ્યાં સુખ હશે ને મનને ઇચ્છામાં આવે તેમ મહાલવાનું મળતું હશે, ત્યાં જઈશ."

અનુભવ ૧ લો–માયાનું દુ:ખ!

આ જગતમાં ચિત્ત–મનની ચંચળ વૃત્તિઓ જ સર્વ અર્થ, સર્વ સુખ અને સર્વ દુ:ખનું કારણ છે, તેજ નાના પ્રકારના ઘાટો ઘડે છે; તેજ નવી નવી સૃષ્ટિ રચે છે ને તેજ તેનો નાશ જોઈ સતપ્ત થાય છે. માટે પ્રાજ્ઞ પુરુષોએ ચિત્તને ક્ષીણ કરવાનું કહ્યું છે. ચિત્ત ક્ષીણ થયું કે સૌ ક્ષીણ થયું. મનોનિગ્રહ ન રાખનારના જીવનને બહુ હાનિ છે. મનોનિગ્રહ વિના ચિત્તશુદ્ધિ થતી નથી; તે વિના જગતની મોહિની જતી નથી ને બ્રહ્મભાવનાનો ઉદ્ભવ થતો નથી; બ્રહ્મભાવના વગર શાંતિ થતી નથી, શાંતિ વગર ત્યાગવૃત્તિ થતી નથી, ત્યાગ વગર વૈરાગ્ય થતો નથી, વૈરાગ્ય વગર સંકલ્પ નાશ થતા નથી ને સંકલ્પ નાશ વગર મોક્ષ પ્રાપ્ત થતો નથી. પણ આ વિલાસનું ચિત્ત પ્રવૃત્તિમાંજ લોટપોટ હતું; તેથી તે નૂતન નૂતન સંકલ્પમાં ડોલા ખાતો હતો. તેને ઉપર પ્રમાણે વિચાર થયો ને તેવા વિચારમાં મગ્ન થયેલો વિલાસવર્મા એક દિવસે ફરતો ફરતો તે ગિરિ ઉપરના વનમાંથી નિકળી, તેની તળેટી નજીક ગયો. ત્યાં આવેલી ઘણીજ રમણીય પુષ્પવાટિકાઓમાં ફરવા લાગ્યો. કેટલીકવારે શ્રમિત થયલો હોવાથી, તે એક વૃક્ષ નીચે જરા વિશ્રામ લેવા બેઠો ને વનશોભા નીરખતો આનંદ સાથે વિચાર કરવા લાગ્યો કે, "અહો! આવી રુડી શોભા ને આટલો બધો આનંદ છતાં, તળેટીના વનમાં આવવાની મને શાંતિસેને, તેમજ તેના પેલા ગુરુજીએ શા માટે ના કહી હશે? ગમે તેટલો ભલો તોય પણ ઓરમાન ભાઈજ કેની! જેમ બને તેમ હું એકલો દુ:ખમાં હિઅરાઈ મરુ, તેમાંજ એને તો મઝા! પણ એમ આ વિલાસ છેતરાય એવો મૂઢ નથી તો! હવે આપણે તો અહીં અથવા આના કરતાં પણ કોઈ ઉત્તમ સ્થળ હશે ત્યાં જઈને રહીશું ને આનંદમાં માહલીશું." આમ વિચારની ગડમથલમાં તેની આંખો નિદ્રાથી ઘેરાઈ, અને તે ત્યાં આગળજ આડો થવા જતો હતો, એટલામાં તેને કાને મંજુલ, મધુર અને મીઠો ગાયનનો સ્વર સંભળાયો.

એ શબ્દ એટલો બધો મોહક અને ચિત્તાકર્ષક હતો કે, વિલાસના કાનમાં તેનો રણકો પ્રવેશ થતાંજ તે ચડપ દેતો કે બેઠો થયો ને વ્યાકુળની પેઠે ચારે તરફ જોવા લાગ્યો, પરંતુ કોઈ તેની દૃષ્ટિએ પડ્યું નહિ. ચોમેર પચીસ પચીસ કદમ ફરીને તેણે સારી પેઠે શોધ કરી, પણ એ મધુર

શબ્દ કોનો હતો, તે તેના જાણવામાં આવી શક્યું નહિ. એ મેહક મધુર ગાયનના આલાપથી વ્યાકુળ અને ભ્રમિત સરખા થઈ ગયેલા વિલાસને તે સ્વર કોનો છે, તે જાણવા માટે ઘણી આતુરતા ઉત્પન્ન થઈ. એ આખો દિવસ તે સ્વર કોનો છે, તે જાણવા માટે તેણે ત્યાં જ ગાળ્યો; પણ ગાન કરતું કોઈ મળ્યું નહિ—દેખાયું નહિ. સાયંકાળ થતાં ભગ્નહૃદયે ખેદ પામતો તે પાછો પોતાને મુકામે આવ્યો, પણ આખી રાત તેને ચેન પડ્યું નહિ. એ મધુર આલાપજ એના અંતરમાં ઘર કરી રહ્યો હતો; તેથી બીજે દિવસે પ્રાતઃકાળમાંજ તે ગિરિપરથી નીચે ઉતરી પડ્યો ને વાટિકાઓમાં ચોમેર ભટક્યો; પણ ત્યાં કોઈને ન જોવાથી, પૂર્વને સ્થાનકે જઇને બેઠો. ઘણીકવાર થઈ ગઈ. છેક મધ્યાહ્ન વીતીને ત્રીજો પહોર પણ થવા આવ્યો; ત્યારે પુનઃ પૂર્વ દિવસનો આલાપ તેના સાંભળવામાં આવ્યો. તત્ક્ષણે હર્ષભેર તે ત્યાંથી ઉભો થયો ને એ આલાપ કયી દિશામાંથી આવે છે, તે પ્રથમ નક્કી કરીને પછી તેણે તે દિશાભણી ચાલવા માંડ્યું.

તે થોડેક દૂર ગયો. ત્યાં એક નવપલ્લવ આમ્રઘટા આવી રહી છે અને વચમાં એક નાનું પણ વિચિત્ર કમળોથી ઢંકાયલા જળવાળું સુંદર સરોવર છે. વિલાસ ઘણું રખડ્યો હતો પણ બે દિવસમાં, આ સ્થળ તેની દૃષ્ટિએ પડ્યું નહોતું. તેના કિનારાપરના એક આસોપાલવની નીચે કોઈ સુંદર બાળા બેઠેલી હતી; તેની સખીઓ આસપાસની પુષ્પલતાઓમાં ફરતી હતી ને તેમને પોતાની પાસે બોલાવવા માટે આનંદમાં આવી જઇને તે આલાપ કરતી હતી; તેને જોતાંજ વિલાસવર્મા આશ્ચર્યથી ચિત્રની પેઠે સ્તબ્ધ થઈ ગયો! તે શુદ્ધિમાં આવી તેની સાથે વાતચિત કરવા સારુ નજીકમાં જવાનો વિચાર કરે છે, એટલામાં તો તેને જોતાંજ તે બાળા ચમકીને, “અરે આ કોણ?” એમ બોલતી સટકી ગઈ, જેનાં પુનઃ દર્શન થયાંજ નહિ. થયું. વિલાસ તો પાછો જેવો ને તેવો જ થઈ પડ્યો. તે મોટો નિઃસાસો મૂકી, પડતું મૂકવાની પેઠે ત્યાં જ પડ્યો ને પોતાના પ્રારબ્ધને ધિક્કારતો બોલ્યો;—“અહો! ક્યાં મારાં પેલાં વનવાસીઓ ને ક્યાં આ સુકુમારી! એ કેટલી બધી સુખી છે! રે! જેનાં દર્શન માત્રથી મારી આ દશા થઈ, તેવી સ્ત્રી મારે હોય તો હું કેટલો બધો સુખી હોઉ? એનું શરીર આવું સકોમળ ને તેપર ધારણ કરવાના વસ્ત્રાલંકારો પણ આટલા બધા સુખદ છે, તો તેનાં સુખનાં સાધનોમાં શું ખામી હશે? ખરેખર આ વિશ્વારણ્યમાં (જગતમાં) આવી સુંદર સ્રીના પતિ થવું, એના કરતાં બીજું કોઈ મોટું

સુખ નથી; અને હું એવા ભાગ્યથી ખરેખર હીન છું, તો મારું જીવિત શા કામનું? હવે તો મારાથી આ શુભમતિગિરિપર કદી રહી શકાશે નહિ. બસ, હવે તો અહીંજ મુકામ કરીશ! પણ એ સુકુમાર બાળા ક્યાં જતી રહી હશે? ગમે ત્યાં ગઈ હો, પણ કાલે પાછી આવશે; કારણ કે આ તેણીનું રમણસ્થળ હોય એમ જણાય છે." આવા નિશ્ચયથી વિલાસવર્માએ તે આખો દિવસ તથા રાત ત્યાંજ ગાળી.

બીજે દિવસે પ્રાતઃકાળથી તે બાળાની વાટ જોવા મંડ્યો. આશામાં ને આશામાં તે આખો દિવસ વહી ગયો, પણ કોઈ આવ્યું નહિ આથી તેની અવસ્થા ભારે દુઃખદ થઈ પડી. એમ જ બીજી આખી રાત પણ તેણે મહા વલોપાતમાં કાઢી. અહીં આવ્યો ત્યારથી એણે કશું ખાધું કે પીધું નહોતું; તેથી તેની આંખો ઉંડી જતી રહી, લમણાં બેસી ગયાં ને પેટમાં મોટો ખાડો પડ્યો. ત્રીજો દિવસ થયો, પણ તેની આશા સફળ થઈ નહિ. પછી થાકીને તેણે વિચાર કર્યો કે, 'કોણ જાણે તે સુંદરી અહીં ન આવતાં બીજે સ્થળે રમવા ગઈ હશે, તો હવે મારે તેની શોધ કરવી જોઇએ.' આમ ધારીને તે પરાણે ઉભો થયો, પણ ત્રણ દિવસના ઉપવાસ થયેલા હોવાથી આંખે અંધારાં આવ્યાં; ચોમેર લીલાં પીળાં દેખાવા લાગ્યાં? પણ તેથી શું? કંઈ તેની મનોવૃત્તિ જરાએ ડગવાની હતી? તે તો ક્ષણે ક્ષણે એ સુકુમારીનુંજ સ્મરણ કરતાં વિશેષ બળવાન્ થઈ રહી હતી."

'અહો! વરેપ્સુ!' રાજાને ઉદ્દેશીને ઋષિપુત્ર (બટુક) બોલ્યો, 'એ વિલાસવર્માને એક ક્ષણવાર જોવા માત્રથી તે સુકુમારીનો એટલો નિદિધ્યાસ લાગ્યો કે, જો એવો નિદિધ્યાસ તેણે શ્રીહરિનાં ચરણારવિન્દનો કર્યો હોત, તો અવશ્ય તેને તે કૃપાળુ પ્રભુનો સાક્ષાત્કાર થાત, પણ એટલા સૂધી એ વાત હોયજ ક્યાંથી? જે ચરણારવિન્દનું જગન્માતા શક્તિ નિરંતર સેવન કરે છે, ને સમર્થ મુનિગણો, યોગીઓ, તથા શિવ બ્રહ્માદિક જેનુ વારંવાર ધ્યાન ધરે છે, તે પાવન ચરણનું સ્મરણ, વિલાસ જેવા માયામાં લપટાયલા જીવને ક્યાંથી હોય?' અસ્તુ, પણ હવે તેનું શું થયું તે સાંભળ.

વિલાસ જેમ તેમ કરતાં ઉભો થયો ને તે સુકુમારી સુંદરીની શોધ માટે લતાઘરમાં ફરવા લાગ્યો. ચાલતાં ચાલતા એને અડવડિયાં આવતાં હતાં. તે ચોમેર તરફડિયાં મારતો હતો અને વખતે ખાડો ટેકરો કે જાળું ઝાંખરું આવતું તો તે સાથે અથડાઈ પણ પડતો.

આસપાસનાં વૃક્ષોમાં સહેજ શબ્દ કે ખડખડાટ સંભળાતો કે લાગલો જ એ તેણીમેર દોટ મારતો ને ત્યાં કશું ન જોતો, એટલે નિરાશ થતો હતો. આવી રીતે ફરતાં સામે આવેલી દૂરની કુંજમાંથી પૂર્વના જેવો મોહક સ્વર તેના કર્ણમાં અથડાયો; એટલું જ નહિ, પણ ક્ષણવાર પછી ચિત્રવિચિત્ર વસ્ત્ર પણ પવનમાં ફરકતું તેની દૃષ્ટિએ પડ્યું. એ જોતાં જ તેનામાં જાણે નવું ચૈતન્ય આવ્યું હોય તેમ બળ આવ્યું; અને માર્ગમાં શું છે, તે જોયા વગર જ, ઉંચી નજરે ત્વરાથી તે દિશા ભણી દોડ્યો, પણ અડધેક જતાં જાણે મોટા ભયમાં આવી પડ્યો હોય, તેવી તેણે કારમી ચીસ પાડી ને "આઁ! આઁ! આઁ! આઁ" એ શબ્દો ઉપરાંત બીજો એકે ઉદ્દગાર મુખમાંથી કાઢે, તે પહેલાં તો એ ત્યાં ને ત્યાં અલોપ થઈ ગયો! અહીં તેની કોણ સંભાળ લે એમ હતું? તેનું શું થયું, તે ક્યાં ગુમ થઈ ગયો, ને એકદમ શી મોટી પીડામાં આવી પડ્યો, તે કોણ જાણે? કોઈ નહિ. કોઇને પણ તેનો પત્તો લાગે તેવું નહોતું. એક મોટું કોતર, જે આગળ એક ઘણો મોટો કુવો જ હશે, તે ચોમેર કાંઠાપર ઉગેલાં ઝાંખરાં તથા નાનાં ઝાડવાંથી ઢંકાઈ ગયેલો હતો. તેના ઢળતા, તેમ જ વનસ્પતિથી ઢંકાયલા કાંઠાપર થઈ તે દોડવા જતાં તેમાં તે ઝીકાઈ પડ્યો. હર! હર! શી અવદશા! માયામાં લુબ્ધ થયેલાની ગતિ જ એ છે. એક ભક્ત જને કહ્યું છે કે,–'તજી માયાસે ઇય પરલોકા, મિટૈ સકલ ભવસંભવ શોકા!' તે ખાડો ઘણો ભયંકર હતો; અને ઘણા કાળનો અવાવરુ હોવાથી સર્પ, વિંછી આદિ અનેક ઝેરી જીવોનાં તેમાં રહેઠાણ હતાં. અધુરામાં પૂરુ સૂર્યનો પ્રકાશ પણ તેમાં પડી શકતો નહોતો. કેટલું કષ્ટ! કેટલો સંતાપ! યમરાજના ઘરની નરકયાતનામાં ને આમાં શો ફેર? પરસ્ત્રીની માત્ર એક અભિલાષાથી જ આવું કુંભિપાક નરક સમાન મહાદુઃખ આવી પડ્યું. ત્યારે સ્ત્રીનો પરિગ્રહ કરીને પછી સદા તેનો સંગ થાય, તો પછી કિયું કષ્ટ બાકી રહે વારુ? પરંતુ વિષયી જનોને તો એટલાં વાના થતાં પણ તેમાંથી આસક્તિ ઉઠતી નથી ને તેનું તે જ મીઠું લાગે છે? સ્ત્રીનું મુખ, ઓષ્ઠ, ચલન વલન, એ જ તેને મીઠું લાગે છે! તેવી રીતે વિલાસવર્માને પણ થયું. આવા ભયંકર અંધકૂપમાં પડવા છતાં પણ તેને તે સુકુમારીની અભિલાષા માટે કંઈ પણ ખોટો વિચાર આવ્યો નહિ. તે તો ઉલટો પોતાના ભાગ્યને ધિક્કારવા લાગ્યો કે, 'હાય શું મારા દુર્ભાગ્યમાં એ સ્ત્રીરત્નનો લાભ થવો લખ્યો નહિ હોય?' એટલામાં એક

મોટો વિંછી તેના ખભા ઉપર પડ્યો. તેને હાથેવતી ખંખેરી નાંખવા જતાં ખભા ઉપર તથા હાથમાં બે ઠેકાણે તેના ઝેરી ડંખ લાગ્યા. હવે તેના કષ્ટનો પ્રારંભ હતો. કૂવામાં પડતી વખતે આખે શરીરે સ્હોરાઈ ગયો હતો ને જમીન સાથે અફળાવાથી હાડકાંનો ચૂરેચૂરો થઈ ગયો હતો, તેમાં વળી આ અતિ અસહ્ય નવી વેદના ઉભી થઈ. તેને ક્ષણવાર મૂર્છા આવી ગઈ. પણ થોડીવારે વેદનાની પીડા સહેજ નરમ પડવાથી જરા શુદ્ધિમાં આવી, મન સાથે વિલાપ કરવા લાગ્યો કે, "રે, પિતાએ મને ત્યાગ કર્યો, છતાં શાંતિસેનનું કહેવું મે બરાબર માન્યું હોત, અને શુભમતિગિરિપરથી હેઠો ન ઉતર્યો હોત, તો મને આવું દુઃખ સહન કરવું પડત નહિ. પણ હું પોતે જ દુષ્ટ છું. હવે અહીં મારૂ કોણ સગું? શાંતિસેને મને વચન આપ્યું હતું કે, હું તને દુઃખમાં સહાય થઇશ; પણ કોણ કોને સહાય થાય? તે ક્યાં ને હું ક્યાં? હે શાંતિસેન! મારૂ રક્ષણ કર. હવે મારી બીજી ગતિ નથી!" એવો છેલ્લો નિઃશ્વાસ નાંખીને તે ધાડુ રુદન કરવા લાગ્યો, એટલામાં લાગલો જ તેના કર્ણમાં કોઈ જાણીતો શબ્દ સંભળાયો. "ગભરા મા! ગભરા મા, બંધુ! હું આવી પહોંચ્યો છું ને તને હમણાં જ બહાર કાઢું છુ." એમ બોલતો કોઈ જુવાન્ પુરુષ તે ડોઝરના* કાઠાપર આવીને ઉભો રહ્યો ને કાંઠાપરનાં ઝાડવાંને પોતાની પાસેના અંકુશવડે ખેંચી ખેંચીને ખડગથી કાપી નાંખવા માંડ્યો. થોડી ક્ષણમાં કાંઠો સાફ થયો; ત્યારે કૂવામાં પ્રકાશ પડતાં જ વિલાસે ઉંચે જોયું, તો કાંઠાપર પોતાનો વડીલ બધુ શાંતિસેન જ ઉભેલો દેખાયો.

હવે વિલાસનાં સર્વ દુઃખ મટી ગયાં. શાંતિસેને પોતાના અશ્વનાં અગાડી પછાડીનાં જાડાં દોરડાં સાંધીને ડોઝરમાં નાંખ્યાં ને તેનો છેડો ખૂબ બળથી તે વિલાસની પાસે ઝલાવીને તેવડે તેણે તેને બહાર ખેંચી ઢ્યો. પછી તેનું આશ્વાસન કરી કહ્યું; "કેમ ભાઈ! આટલું બધું શાને માટે? મારા અને ગુરુ મહારાજના કહેવા ઉપર તને વિશ્વાસ ન આવ્યો; પણ આ તેનું જ ફળ છે. રે બંધુ! એકદમ તને આ દશા શી રીતે પ્રાપ્ત થઈ, તે મને કહે."

લજ્જાનો માર્યો વિલાસ પ્રથમ તો નીચું જોઈ રહ્યો. પણ શાંતિસેનના આગ્રહને લીધે ઉપર ઉપરની સર્વ વિગત કહી સંભળાવી, ત્યારે શાંતિસેન બોલ્યો; "એમ કે? ત્યારે તેં તો સુખી થવા માટે આ પ્રયત્ન કર્યો, પણ તેનું ફળ તને આવા સુખમાં મળ્યું, નહિ વારુ? પણ ભાઈ!

---

* કોઠો પડી ગયેલો છે જેનો, એવો મોટો જૂનો કૂવો.

“વળી એ કરતાં પણ વધારે બળવાન્ તેમ જ સ્વાભાવિક એવું દૃષ્ટાંત આપણે એક ક્ષુધાતુર મનુષ્યનું લઈએ. ક્ષુધા, એ પ્રાણી માત્રને સ્વાભાવિક દુઃખ લાગેલું છે. કોઈ એક હૃષ્ટપુષ્ટ નીરોગી મનુષ્ય આનંદમાં બીજાઓની સાથે વાતચિત કરતો હતો, એટલામાં નિત્યનો સમય થવાથી તેને ક્ષુધા લાગી; પણ તે વેળા કોઈ વાતની અડચણ આવી પડવાથી તેને અન્ન પ્રાપ્ત થયું નહિ. જેમ જેમ સમય વ્યતીત થતો ગયો, તેમ તેમ તેને અધિકાધિક ક્ષુધા પીડવા લાગી; જેથી તે એટલો અકળાવા લાગ્યો, કે કોઈ વાતે ચેન જ પડે નહિ. વધારે કહેવાથી શું? ક્ષુધાનું દુઃખ કેવું છે, એ તમે પોતે જ ક્યારે અનુભવો છો. તે મનુષ્યને ક્ષુધાના અતિશય દાહથી છેવટે મૂર્છા આવી ગઈ ને આંખે લીલાં પીળાં દેખાવા લાગ્યાં. તે ચેષ્ટારહિત થઈ ભૂમિપર પડ્યો છે, એટલામાં તેના કોઈ સુહૃદ્-મિત્રને જાણ થવાથી એકદમ તેની પાસે આવ્યો ને તેને કિંચિત્ શુદ્ધિમાં લાવી, તત્કાલ સ્વાદિષ્ટ ભોજન કરાવ્યું. તે પેટપૂર જમી અતિ તૃપ્ત થયો, ત્યારે તેના મુખમાંથી પદબંધયુક્ત એવું વચન નિકળી પડ્યું કેઃ—

अहो! धन्योऽसि मे मित्र सुखं पूर्णं कृतं त्वया।

ત્યારે તેના ઉત્તરમાં જમાડનારે પણ તે શ્લોકનુ બાકી રહેલું અર્ધ ચરણ પૂરુ કરતાં કહ્યુ કેઃ—

न सुखं कृतवानस्मि तव दुःखं गतं महत् ॥ १ ॥

(દુહો)

જમનાર બોલ્યોઃ 'અહો! મુને કેવો સુખી, કીધો તેં મુજ મિત્ર!'
જમાડનારે ઉત્તર દીધુઃ 'સુખ મેં કંઈ કીધું નથી, પણ દુઃખ ગયું વિચિત્ર.'
જમનાર બોલ્યોઃ 'અતિશય સુખ મુજને થયુ, ના કહે તે તુજ ભૂલ,'
જમાડનારે ઉત્તર દીધુઃ 'સુખ તો વરતાતું નથી, પણ દુઃખ ગયુ અતૂલ.'
જમનાર બોલ્યોઃ 'કાં નહિ? આ ભોજન ભલું, દીધુ ભરિ શુભ પાત્ર;'
જમાડનારે ઉત્તર દીધુંઃ 'પણ જો ક્ષુધા ન હોત તો, ભાવત નહિ તલ માત્ર.'
જમનાર બોલ્યોઃ 'એ મુજ મન માને નહી, સુખ કીધુ તેં સત્ય;'
જમાડનારે ઉત્તર દીધુઃ 'એમ હોય તો આ જમો, ભોજન મીઠું અત્ય.'

એ જોઈ, તે પુરુષ પ્રથમથી જ ખૂબ ધરાયેલો હોવાથી તે બીજું અન્નપાત્રને જોઇ તુરત કમકમી ઉઠ્યો ને જમાડનારના બોલવાનો અર્થ તે સમજી ગયો, કે ખરે જ, આમા મને વાસ્તવિક નવું સુખ કંઈ જ થયું નથી, પણ મારુ ભૂખરૂપી દુઃખ ગયું, તેથી જ મને સુખ થયું લાગ્યું છે. તેથી જમનાર બોલ્યોઃ

'હવે મુને ભાવે નહી, ન પચે થાયે રોગ;'
'હા હા, સમજ્યો, દુઃખ ગયું, નહિ કંઈ સુખ સંજોગ.'

"આ જ પ્રમાણે સર્વ દુઃખ માટે સમજવાનું છે."

આ દૃષ્ટાંત પૂરુ થતાં જ વિલાસવર્મા, કે જેની ચિત્તવૃત્તિ આ દુઃખના અનુભવથી તેમ જ શાંતિસેનના પ્રસંગથી પેલી સુકુમારી ભણીથી કંઈક પાછી વળી હતી, તેણે કહ્યું, "મોટા ભાઈ, હવે ક્ષમા કરોઃ પાયસાન્ન કે મિષ્ટાન્ન તો રહ્યું, પણ એક વનફળ સરખુંએ મેં તો ત્રણ દિવસ થયાં ચાખ્યું નથી; માટે હવે તો જીવ જાય છે!" ત્યારે શાંતિસેને કહ્યુ, "ભાઈ, હાથનાં કર્યાં જ હૈયે વાગ્યાં છે. જીવ જવામાં શું બાકી હતું? પણ કંઈક પ્રભુએ કૃપા કરી, તેથી જ તારુ રક્ષણ થયું છે; માટે આજથી દૃઢ પ્રતિજ્ઞા લે, કે કદી એવા નાશકારક સુખની ઈચ્છા કરીશ નહિ." એમ કહી તુરત તેને ત્યાં જ એક સુંદર વૃક્ષ તળે બેસાડીને પાસેનાં વૃક્ષોપરથી પાકેલાં સ્વાદિષ્ટ ફળ લઈ આવ્યો ને બંને જણે સાથે બેસી, ભગવદર્પણ કરીને તે પ્રાશન કીધાં.

વિલાસનામા ચાલવાની શક્તિ નહોતી, તેથી તેને ઉચકીને શાંતિસેને અશ્વ ઉપર બેસાડ્યો ને બંને વાતો કરતા કરતા શુભમતિગિરિ ભણી ચાલ્યા. આશ્રમમા પહોંચ્યા પછી શાંતિસેને કહ્યું, "ભાઈ વિલાસ! શું કરું, તને અહીં પાછો એકલો મૂકીને જતાં મને બહુ ખેદ થાય છે, પણ તારા સ્મરણ માત્રથી માતુશ્રીની, કિંવા ગુરુ મહારાજની આજ્ઞા લીધા સિવાય જ હું અકસ્માત્ અહીં આવ્યો છું, માટે મારાથી રોકાઈ શકાય તેમ નથી. પણ જતાં પૂર્વે છેલ્લી અને અગત્યની વાત હું તને એટલી જ કહું છું કે, હવે પાછી તારે આ ગિરિપરથી નીચે ઉતરવું નહિ. અહીં શી વસ્તુ નથી? કોઈ પણ વાતનુ દુઃખ ન પડે, એટલા સારુ તો મેં તને અહીંઆં ઋષિઓના સમાગમમાં રાખ્યો છે; નહિ તો નીચે આવેલા એ 'ભવકામ'* પ્રદેશમા જોઈએ તેટલાં નગરો, ગામો, અરણ્યો અને ઉપવનો છે; પણ તે સઘળાં પરિણામે દુઃખરૂપ છે, જેનો દાખલો તે પ્રત્યક્ષ અહુણાં જ અનુભવ્યો છે. અહુણાં જેમાં તું ફસાયો હતો, તેના કરતાં પણ બીજી ભૂલભૂલામણીઓ ત્યાં આગળ અનેક છે ને કોઈ વિરલ જ તેમાં ફસ્યા વિના રહે છે. તને આ ઋષિઓની સ્થિતિ દુઃખરૂપ લાગી ને તેઓનો તદન સાદો વ્યવહાર ગમ્યો

* ભવકામ અથવા ભવરાદ એટલે ભવ જે સસાર તેના જ કામનાવાળો દેશ અર્થાત્ સસારનો વાસનામય દેશ

નહિ, પણ તે માત્ર તારામાં સારાસારનો વિચાર કરવાની શક્તિ નથી, તેને લીધે જ છે. આખા વિશ્વારણ્યમાં સૌથી શ્રેષ્ઠ અને દુઃખ વગરની સ્થિતિ એમની જ છે; અને એ જ સ્થિતિ પરિણામે અવિનાશી સુખ આપનારી છે. આલોક અને પરલોક બન્નેનું સામટું સુખ એનાથી જ પ્રાપ્ત કરી શકાય છે. વળી એ ઋષ્યાદિકોનો સમાગમ કરવામાં કશો શ્રમ પડે તેમ નથી; કારણ તેઓ ઘણા સમર્થ છતાં, અહંકાર, દંભ, મોટાઈ, અતડાપણું, નિર્દયતા ઇત્યાદિ દુર્ગુણો રહિત છે; પરમ દયાળુ, માયાળુ અને નિરભિમાની છે; તેમ ક્રોધ, લોભ, મોહ, ઇત્યાદિ દુર્ગુણો તો તેમનાથી સદા દૂર જ રહે છે. તેઓ શરણે આવેલાનું સહજ રીતે કલ્યાણ કરનારા છે; માટે તેઓનો જ સમાગમ કરવામાં કાળક્ષેપ કરજે. અવકાશ મળતાં હું તારી સંભાળ લેતો રહીશ.” એટલું કહી જય જય ગુરુદેવ, એવી ગર્જના કરતો શાંતિસેન ત્યાંથી વિદાય થયો.

શાંતિસેનના ઉપદેશથી વિલાસને સ્મશાન વૈરાગ્ય ઉત્પન્ન થયો; અને સુખને માટે ફાંફાં મારવાં મૂકી દઈ, તુરત તો ત્યાં જ પડી રહેવા નિશ્ચય કર્યો. પ્રાતઃકાળે ગંગાપર જઈ સ્નાન સંધ્યાદિક નિત્ય કર્મ કરી આવે, ક્ષુધા લાગે ત્યારે વૃક્ષો પરથી યથેચ્છ ફળો લાવી ખાય ને ફરતાં ફરતાં ક્ષણવાર કોઈ કોઈ ઋષ્યાશ્રમમાં જઈને પણ બેસે. ત્યાંના આશ્રમોમાં વસતા મુનિઓ પાસે વિદ્યાર્થીઓ વેદ ભણતા ને શાસ્ત્રોનું પઠન કરતા, આનંદમાં કાળ નિર્ગમન કરતા હતા. કેટલાક બ્રહ્મવેત્તા મહાત્માઓ નિર્વિકલ્પ સમાધિથી બ્રહ્મતત્વનો અપરોક્ષ અનુભવ લેતા અને જિતેન્દ્રિય તથા શાન્ત મનવાળા થઈ, અનાદિ અવિદ્યાએ કરેલા અંધકારનો-સ્વસ્વરૂપથી એકતા જોઈ, નાશ કરતા હતા. તેઓ શુદ્ધ સુવર્ણરૂપ હતા. તેઓએ સત્વ, રજ અને તમરૂપી મલનો ત્યાગ કરેલો હતો. ઉપાધિઓની નિવૃત્તિથી સર્વના ઉપરામવાળા પરમાત્માના સ્વરૂપ–સુખરૂપ સત્યાનંદરસના સાગરમાં નિમગ્ન થતા હતા. ઠામ ઠામ, આ પ્રમાણે તે જોતો, પરતુ તેમા તેને પ્રીતિ થતી નહિ. તેને તો સુખ જોઇતું હતું ! પણ સુખ એટલે શું ને શામાં હશે, ક્યાં હશે, એની તેને લેશ ખબર ન હોતી; તે એકલો પડતો તે વેળા પેલી સુકુમારી સાંભરી આવતી; પણ તે સાથે પેલો અંધારો કૂવો પણ તુરત જ સાભરી આવતો, જેથી ખિન્ન થઇને તેને એ વિચાર માંડી વાળવો પડતો. આવા અસ્વસ્થપણામાં તેણે કેટલોએક કાળ નિર્ગમન કર્યો. એટલામાં પાછું વળી તેને સુખ શોધવાનું એક બીજું નિમિત્ત મળ્યું.

## અનુભવ ૨ જો–સંસારમાં રહે પણ સાર શો?

એક દિવસે વિલાસ વનમાં આહાર માટે ફળો લેવા ગયો. ત્યાંથી પાછા આવતાં માર્ગમાંના એક આશ્રમમાંથી સ્ત્રી પુરુષોનો એક મોટો સમાજ નિકળીને કેટલેક દૂર દેખાતા શિખરો ભણી જતો તેની દૃષ્ટિએ પડ્યો. એ શું છે, તે જાણવા સારુ વિલાસ તેની સમીપમાં ગયો, તો તેના મનને અકસ્માત્ ચમકાવનારો પ્રસંગ ત્યાં આવી લાગ્યો. પર્વતની તળેટીની વાટિકાઓમાં જોયેલી પેલી સુકુમાર બાળા પણ ત્યાં તેના જોવામાં આવી. તે સમયે તે અનુમાન પણ કરી શકયો, કે એ સુકુમારી કોણ છે? સમાજમાં આગળ અને પાછળ શસ્ત્રધારી પુરુષો ચાલતા હતા, તેની વચ્ચે કેટલીક સામાન્ય સ્ત્રીઓથી વિંટાયલી એક પ્રૌઢા સ્ત્રીની સાથે એ બાળા ચાલતી હતી. એ પ્રૌઢ સ્ત્રીને જોતાં કોઈ પણ સહજ અનુમાન કરી શકે કે, તે કોઈ રાજપત્ની હશે ને આ સ્ત્રીઓ તથા પુરુષો તેનાં દાસદાસીઓ હશે. વિલાસના ધારવામાં આવ્યું કે, પેલી સુકુમારી રાજપુત્રી છે અને હું રાજપુત્ર છું, એટલે મારો અને તેનો સબંધ થવો, એ કંઈ અજુગતું તો નથી જ. પણ હે દૈવ! હવે મારે તેને કેવી રીતે મળવું? તેનુ હરણ કરવું, એ જો કે ગાંધર્વવિવાહની રૂઢિએ યોગ્ય છે, પણ તેમ કરવાથી તો કદાચ યુદ્ધનો પ્રસંગ આવી પડે. મારી પાસે સૈન્ય કે રથાદિક કશું સાધન નથી, તો એ કેમ બને? પણ કોઈ બીજી યુક્તિથી કામ કરવું, એમ તે વિચારવા લાગ્યો. એવા પ્રકારની યુક્તિઓ શોધવામાં વિલાસ સ્વાભાવિક રીતે જ ચતુર હતો. તુરત તેને એક યુક્તિ સૂઝી આવી પ્રથમ તેણે આડમાર્ગે જઈ સેવકોમાંના એકને પૂછી જાણી લીધું કે, તેઓનો સ્વામી સંભવ નામના કોઈ દેશનો રાજા છે. તે પોતાના રાજ્યમાં ફરવા નિકળેલો છે અને માર્ગમાં સહજ રીતે પ્રાપ્ત થયેલા આ સત્સમાગમનો લાભ લેવા સારુ ઋષિઓના આશ્રમો પ્રત્યે આવી રહેલો છે. પોતાની સાથેના સૈન્યને તેણે પર્વતની તળેટી આગળ રાખ્યું છે ને રાણી તથા પુત્રી સહિત એ–પેલા શિબિરમાં મુકામ રાખી દિન રાત ઋષિઓનો સમાગમ કરે છે. તેની પુત્રી વરવા યોગ્ય થયેલી હોવાથી તેણીના સમાન રૂપગુણવાળા રાજપુત્રની શોધ માટે તે અહીંથી શીઘ્ર ઉપડી જનાર છે.

વિલાસ ઘણાક દિવસથી વનમાં વસતો હોવાથી, બહુશઃ વનવાસી તપસ્વી જેવો તો થઈ જ રહ્યો હતો, એટલે તેને કશું નવું કરવુ પડે તેમ ન હોતું. માત્ર માથાપરના કેશને જટાની પેઠે બાંધી વિભૂતિ આદિ

ધારણું કરીને તે ઋષિપુત્ર જેવો બન્યો ને એ વેશથી તેણે રાજા આગળ જઈ તેની પુત્રીનું માગું કરવું ધાર્યું. રાજા શિબિરમાં બેઠો હતો, તે વેળા તેની આગળ તે જઈ ઉભો રહ્યો અને રાજાએ તેને ઋષિપુત્ર જાણી સન્માનપૂર્વક ઉભા થઈને આસન આપવા માંડ્યું, એટલે તે બોલ્યો, "રાજન્! મારે બેસવું નથી; હું માત્ર એક અર્થે માટે આવ્યો છું. મારા સાંભળવા પ્રમાણે તારે ત્યાં પરણવા યોગ્ય કન્યા છે, હું રાજર્ષિપુત્ર છું ને હમણાં ગુરુ પાસે વિદ્યાભ્યાસ પૂર્ણ કરી રહ્યો હોવાથી પાણિગ્રહણ કરવાની ઇચ્છા રાખું છું, માટે તારી કન્યા"–વિલાસવર્માના એ છેલ્લા શબ્દો પૂરા થતાં થતાં તો રાજા પોતેજ બોલી ઉઠ્યો; "ધન્ય ભાગ્ય! મારે તો એટલુંજ જોઇએ છે. આપોઆપ આવો પ્રસંગ આવી મળવાથી હું પોતાને ભાગ્યશાળી સમજું છું. હું એ વાતનીજ મોટી ચિંતામાં હતો ને તે માટે કાલે પ્રયાણ કરવાનો હતો, તેટલામાં આપ ભલે પધાર્યા. આપ કોણ અને ક્યાંના નિવાસી?" એ ઉપરથી વિલાસે જણાવ્યું કે, "હું શારીર દેશના અધિપતિ મનશ્ચંદ્રનો પુત્ર થાઉં છું, મારું નામ વિલાસવર્મા છે." રાજા તથા રાણી તે સાંભળી પ્રસન્ન થયા ને તેણે વિલાસને સન્માનપૂર્વક પોતાને ત્યાં રાખ્યો. પછી શુભ કાર્યમાં ઢીલ ન કરવી એમ ધારી વનમાંજ રાજાએ ઋષિઓને બોલાવી લગ્નનો આરંભ રચ્યો ને વિધિપૂર્વક વિલાસવર્મા સાથે રાજકન્યાનાં લગ્ન થયાં.

આ લગ્નથી વિલાસની સઘળી ઇચ્છા પૂર્ણ થઈ; તેણે તો માન્યું કે, હવે હું ખરેખરો સુખિયો થયો. એ ખરું છે કે, ઘણાક કાળથી જેને જેની અપેક્ષા હોય તેને તે વસ્તુ મળે ત્યારે આનંદ તો થાય છે; પણ તે વસ્તુ પરિણામે આનંદ આપનારી છે કે નહિ એ વિચારવાનું કામ તો બુદ્ધિમાન્ અને વિવેકીનુંજ છે. કેટલાક દિવસ સૂધી તો વિલાસ તેના સસરાના (એ રાજાના) સાથમાંજ રહ્યો. તે અરસામાં પોતાની નવોઢા સ્ત્રીની સાથે જે સુખાનુભવ લેવા લાગ્યો, તે ઉપરથી તેણે શાંતિસેનના આગલા ઉપદેશોને તદ્દન ધિક્કારી કાઢ્યા. "વિશ્વારણ્યમાં સુખ જ નથી ને સુખનો અભિલાષ કરવો, એ જ દુઃખરૂપ છે," એ તેનું કહેવું તેણે તુચ્છ અને અસત્ય માન્યું.

થોડા સમયમાં રાજાએ ત્યાંથી ઉપડવાની તૈયારી કરી ને રાજકન્યા વિલાસવતી વિલાસને સ્વાધીન કરીને, તે પોતાની નગરી પ્રતિ ચાલ્યો. પણ જતી વેળા તેણે કેટલાંક દાસદાસીઓ, અશ્વ, રથાદિક સમૃદ્ધિ અને કેટલુંક દ્રવ્યાદિક આપી વિલાસને કહ્યું કે, "

પણ કરે શું? એકે ઉપાય ન હોવાથી મુંગે મોઢે તેણે હૃદયનગરમાં પ્રવેશ કર્યો ને પિતાને છતો થયા વગર અંતઃપુરમાં પોતાની માતા ભોગતૃષ્ણાને મળી, તેના એકાંત મહેલમાં સંતાઈ ગયો. એકઠા થયેલા રાજાઓની સેના, જેણે તેનો કેડો છોડ્યો નહોતો, તેઓએ લગોલગ તેની પછવાડે આવી પહોંચીને હૃદયનગરને ચોમેરથી ઘેરી લીધું.

કંઈ પણ કારણ વગર અણધારેલી રીતે પોતાના નગરને આમ શત્રુઓથી ઘેરાયલું જાણી, મનશ્ચન્દ્ર એકાએક ગભરાઇ ગયો. આવેલા સંકટનું નિવારણ કરવા માટે કોઈ પણ ઉપાય તેને સૂઝ્યો નહિ. સંકટ સમયે જ પોતાના ખરા સહાયક, સુહૃદ; સ્નેહીનો મનુષ્યને ખપ પડે છે, ને તે દૂર હોય કિંવા તેને પોતે જ દૂર કર્યો હોય તો તેને માટે તેને ઘણો પસ્તાવો થાય છે. મનશ્ચન્દ્રે પ્રથમ દૂતદ્વારા શત્રુઓને પૂછાવ્યું કે, આમ કરવાનું કારણ શું? ત્યારે ઉત્તર મળ્યું કે, વિલાસવર્મા નામે અમારો અપરાધી લૂટારો, હૃદયનગરમાં આવી ભરાયો છે, તે અમોને સ્વાધીન કરવો, નહિ તો યુદ્ધે આવવું. મનશ્ચન્દ્ર વિસ્મય પામ્યો ને કપાળે હાથ દઇ બોલ્યો કે, 'એ વિલાસ તો મારો પુત્ર! રે, એ દુષ્ટનો, એના કુટિલ-ક્લેશમય સ્વભાવને લીધે મે ત્યાગ કર્યો, તોએ તેને સાન વળી નહિ. મેં એને દૂર કાઢયો તોએ તેણે પાછો આવી મને સંકટમાં નાંખ્યો. હવે મારે શું કરવું? કંઇ નહિ, હવે તો તે તેનું ભોગવશે. તે દુષ્ટને માટે હું યુદ્ધ કરી, લક્ષાવધિ જીવોનો નાશ કરીશ નહિ. પણ નફ્ફટ ક્યાં સતાયો હશે?' આવો વિચાર કરીને તેની ખોળ કરાવવા માંડી, પણ કોઈ સ્થળેથી તેનો પત્તો લાગ્યો નહિ. વિલાસ ઘણા દિવસ સૂધી હાથ લાગ્યો નહિ, તેથી શત્રુઓ કોપ્યા ને તેનો પિતા તેને જાણી જોઈને છૂપાવે છે, એમ સમજી એકદમ શસ્ત્રાસ્ત્રોનો મારો ચલાવવા લાગ્યા. મનશ્ચન્દ્રને નિરુપાયે યુદ્ધે ચઢવું પડ્યું, પણ ઘણા શત્રુઓના એકઠા થયેલા બળ આગળ તેનું શું ચાલે? શત્રુઓ એકદમ તૂટી પડ્યા. મનશ્ચન્દ્રને પકડી કેદ કરી લેવા તૈયારીમાં હતા, એટલામાં અંતરાઈ ગયેલા મનશ્ચન્દ્રે, મન સાથે વિમાસણ કરી મોટો નિઃશ્વાસ નાંખ્યો કે, "હર હર! મેં કેવું અનર્થકારક કર્મ કીધું છે, કે જે દુષ્ટને હું અત્યંત પ્રિય ગણતો ને લાડ લડાવતો, તેના કુકર્મથી મારે અત્યારે આવો પ્રસંગ આવ્યો છે; અને આવા અનેક સંકટોમાં સિંહની પેઠે સહાય્ય થઈ શકે, એવો જે મારો જ્યેષ્ઠ પુત્ર, તેને મેં વગર કારણે અપ્રિય કરી દૂર કીધો છે. હે પરમાત્મા! તે સપૂત અત્યારે હોય તો આ શત્રુઓનો શો ભાર!"

આટલું સ્મરણ થતાં જ સ્મરણગામી શાંતિસેન તત્કાળ સિંહના સરખી ગર્જના કરી ત્યાં પ્રકટ થયો ને મનશ્ચન્દ્રને ધીરજ આપી; પોતાના પક્ષના યોધાઓને શૂર ચઢાવતો, યુદ્ધ કૌશલ્યથી શત્રુસૈન્યનો પરાભવ કરવા લાગ્યો. તેનાં દિવ્ય બાણોથી શત્રુઓ ત્રાહિ ત્રાહિ પોકારતા નાસાનાસ કરવા લાગ્યા. શત્રુઓ પરાજય પામી હૃદય છોડીને ચાલ્યા ગયા.

સંતાઈ ગયેલો વિલાસવર્મા, કે જે પોતાના પિતાને મ્હોં દેખાડવા ઇચ્છતો નહોતો, તેના મનમાં તો પોતાની સ્ત્રી અને પરિવારનું શું થયું, એની જ ચિંતા થતી હતી. શાંતિસેનના પ્રતાપથી શત્રુઓ નાઠા, એવું સાંભળીને ગુપ્ત રીતે રતોવે ત્યાંથી ચાલ્યા જવાનો વિચાર વિલાસે કીધો; અને પોતાનો વેશ પાલટી રાત્રિને સમયે હૃદયપુર છોડ્યું. અરણ્યમાં જતા તેનો એક દૂત આવી મળ્યો. તેણે સમાચાર કહ્યા કે, "વિલાસવતી મહેલમાં એકલી આ મહા દુઃખથી મૃતપ્રાય થઇને રુદન કરતી પડેલી છે, શત્રુઓએ તેને ઘેરી લીધી છે, તથા મ્હેલની આસપાસ શત્રુઓના સેંકડો સ્વારો શસ્ત્રબંધ ફર્યા કરે છે." આ વર્તમાન સાંભળી ભયભીત થયેલો વિલાસવર્મા, અરણ્યના આડ માર્ગોમાં છૂપાતો છૂપાતો છેક પોતાના નગરની સમીપમાં જઈ પહોંચ્યો; પણ અંદર પેસવાની તેની જરા પણ છાતી ચાલી નહિ. શત્રુઓના હાથ તેણે સારી પેઠે જોયા હતા ને અત્યારે વળી તે સાધન વગરનો હતો. હવે શું કરવું, તેના વિચારમાં તે ઉદાસીન થઈ ગયો. દિવસ વીતી ગયો, સાંજ પડવા આવી અને રાત્રિએ શત્રુ વગેરેનો આકસ્મિક ભય ન આવી પડે, તે સારુ તે એક ઉંચા વૃક્ષપર ચઢ્યો. ત્યાંથી પોતાનું નગર તેની દૃષ્ટિએ પડવા લાગ્યું. પોતાનું વસાવેલું આવું સુંદર નગર અત્યારે શત્રુઓના હાથમાં જઈ શૂન્યાકાર થઈ પડ્યું છે, એ જોઈ તેને ઘણો ખેદ થયો, ને એ જ વિચારમાં તે ચોમેર દૃષ્ટિ ફેરવવા લાગ્યો, તો આખા નગરમાં કયાંય કયાંક શત્રુ સ્વારોના ચળકતાં ભાલાંઓ સિવાય બીજું કંઈ દેખાતું નહોતું. સઘળાં રમ્ય મંદિરો ને ઉંચા પ્રાસાદો તદ્દન નિર્જન થઈ પડ્યા હતા. તેમાં દિવસે કાગડા ઉડતા હતા. એ સઘળાની વચ્ચે સૌથી ઉંચો અને સુશોભિત પોતાનો પ્રાસાદ હતો. તે પણ ઉજ્જડ હતો. આવો વિપરીત દેખાવ તેનાથી જોઈ શકાયો નહિ. તે પોતાની દૃષ્ટિ તે તરફથી પાછી ખેંચી લેવા જતો હતો, એટલામાં તે ઉંચા પ્રાસાદપર ફરતી એક અબળા તેની દૃષ્ટિએ પડી. તે કોણ છે, એ દૂરથી પણ ઓળખી શકાય તેમ ન હતું. તે સ્ત્રી કેવળ અકિંચન હતી. તેના શરીરપર માત્ર એકજ વસ્ત્ર હતું, બંને હાથમાં સૌભાગ્યનાં ચિહ્ન કંકણ ચૂડી સિવાય આખે

શરીરે કશું આભૂષણ કે અલંકાર ન હતો. તેનું શરીર ઘણું ગૌર છતાં મુખકમલ સુકાયલું ને નેત્ર ઊંડાં જતાં રહેલાં હતાં. નિરાશ થવાથી તેનાં નેત્રોમાંથી અશ્રુબિંદુ ઝરતાં હતાં. થોડી પળ આમ તેમ ફર્યા પછી, જે દિશા ભણી વિલાસ હતો તે દિશા ભણી તેણે દૃષ્ટિ કરી, ને વિલાસે જોયું કે, એ મારી પ્રિયા વિલાસવતી છે! જેને માટે પોતે પ્રાણ સમર્પણ કરવા તત્પર થયો હતો ને જેને લીધે આવા મહત્સંકટમાં આવી પડ્યો હતો, એ પોતાની અર્ધાંગનાની આવી દુર્દશા. પોતાની દૃષ્ટિએ જોઇને વિલાસને કેમ ધીરજ રહે? પણ આ વેળા તેણીનાં નેત્રમાંથી નિકળતી અશ્રુધારાઓને અટકાવવાને તેનો કશો ઉપાય ચાલે તેમ નહોતું. આજ ક્ષણે વિલાસવતી ડચકાં ખાતી જણાઈ ને પોતાના ઉદ્ધાર અર્થે પતિરૂપ સહાયકારી નૌકા આવી મળવાની આશાથી ચોમેર આતુરતાભેર નિહાળતી દૃષ્ટિએ પડી. એવી રીતે તે ચારે દિશામાં જોઈ જોઇને થાકી ને ઘણીક વાર સૂધી કોઈ તેની દૃષ્ટિએ પડ્યું નહિ ત્યારે, નિરાશ થવાથી શોકાવેશમાં તેને મૂર્ચ્છા આવી ગઈ, ને પ્રાસાદની ઉપર જ ધડાક દઇને પછડાઈ પડી. ઘણીક વાર સૂધી તે તેજ અવસ્થામાં પડી રહી, પણ તેનું આશ્વાસન કરવા દાસ કે દાસી કોઈ પણ આવ્યું નહિ.

> કા નહીં પાવક જારી શક, કા ન સમુદ્ર સમાઈ;
> કા ન કરૈ અબલા પ્રબલ, કે હિ જગ કાલ ન ખાઈ

વિલાસવતીને પછડાતી જોતાં જ વિલાસને પણ કારી ઘા લાગ્યો હોય તેમ તેની શુદ્ધિ ઉડી ગઈ. વૃક્ષની ઝાલેલી ડાળી મૂકાઈ જવાને લીધે તે પણ તત્કાલ ધડડડ કરતો પૃથ્વીપર જઈ પડ્યો! રાજાને સંબોધીને બટુક બોલ્યો, 'વરેપ્સુ! જોયો આ સંસારસુખનો લહાવો! ક્યાં માતપિતા, ક્યાં બંધુ, ક્યાં કુટુંબ, ક્યાં સમૃદ્ધિ, ક્યાં રાજપાટ, ક્યાં પોતાની અર્ધાંગના ને ક્યાં પોતે! આવી રીતે સઘળુ અસ્તવ્યસ્ત થઈ જવા ઉપરાંત પોતાની આટલી બધી દુર્દશા થવા છતાં પણ, વિલાસને હજી સંસારસુખ માટે કશો અણગમો થયો નથી. તેને તો ઉલટું, એ મહાદુઃખમાંથી છૂટી તેવું જ પાછું મોટું સુખ કોઈ ઉપાયે પ્રાપ્ત કરવાની કામના હતી. પણ તેમાંએ તે પાછો કેવી રીતે ફસાય છે, તે સાંભળ.'

એટલું કહી, સર્વ સભા સાંભળતાં ઋષિપુત્રે પાછું વિલાસનું વૃત્તાંત ચાલુ કર્યું. તે બોલ્યો, 'રાજા વિલાસવર્મા ભોંયપર પડ્યો તે જ વેળા યદૃચ્છાથી ફરતો ફરતો તેનો એક ચાર ત્યાં આવી પહોંચ્યો. તે જુએ છે તો વૃક્ષપરથી બીજું કોઈ જ નહીં, પણ પોતાનો સ્વામી વિલાસવર્મા

પડેલો છે! તેણે પાસે આવી સંભાળથી તેને બેઠો કર્યો ને કેટલીકવારે શુદ્ધિમાં આણ્યો, ત્યારે વિલાસ તેની આગળ પોતાની એ અવસ્થાને માટે ઘણો ખેદ કરવા લાગ્યો. પણ તેનું આશ્વાસન કરી ચરે કહ્યું, "મહારાજ આ ગભરાવાનો સમય નથી. ધીરજ રાખી દુઃખમાંથી છૂટવાનો કોઈ પણ ઉપાય શોધવો, એ જ આપણું કર્તવ્ય છે. બેઠા થાઓ. મને એક ઉપાય સૂઝ્યો છે, તે યોગ્ય લાગે તો કામે લગાડો" ચારનું બોલવું સાંભળી વિલાસ જરા શાંત થયો ને તે ઉપાય કીયો, તેને માટે પૂછવા લાગ્યો. દૂતે કહ્યું; "મહારાજ! આપના સસરાજી ઘણા સમર્થ છે, માટે તેમની પાસેથી થોડાક સૈન્યની સાહાય્ય માગવામાં આવે તો આપણું સંકટ સહજમાં દૂર થાય." વિલાસને આ વિચાર યોગ્ય લાગ્યો, તેથી તુરત તેણે તે જ દૂતને સૈન્યની સાહાય્ય માગવા સારુ દૂર દેશ પ્રત્યે વસતા પોતાના સસરા પ્રત્યે મોકલ્યો.

થોડાક દિવસમાં તે દૂત એક નાનું પણ ઘણું બળવાન્ સૈન્ય પોતાની સાથે લઈ આવ્યો અને પછી વિલાસને મળ્યો. મધ્ય રાત્રિનો સમય હતો, તે વેળાએ તે એકાએક પોતાના નગરમાં જઈ મહેલની આસપાસ રક્ષણ કરતા સ્વારો પર તૂટી પડ્યો ને એકે સપાટે તેઓનો ઘાણ વાળી નાખી, ઘણા સમયથી વિયોગદુ:ખમાં પીડાતી વિલાસવતીને પોતાની છાયામાં પુનઃ લીધી

હવે મારે આ સ્થળે રહેવું કે નહિ, અથવા રહેવું તો રક્ષણ માટે કેવા ઉપાયો લેવા, ઇત્યાદિ ખટપટમાં વિલાસ હતો, એટલામાં શત્રુરાજ્યમાં ચોમેર ખબર ફેલાઈ ગઈ, એટલે શત્રુઓ સંપૂર્ણ બળથી સંયુક્ત થઈ એકદમ તેના પર પુનઃ ચઢી આવ્યા. તેઓના સામટા બળ આગળ વિલાસનું બળ કંઈ જ નહોતું. તેઓએ એકાએક વિલાસના નગરને ઘેરો ઘાલ્યો. તેમાંથી છૂટવાને વિલાસ સર્વ રીતે નિરુપાય થઈ ગયો. તેનાથી નાસી છૂટાય તેમ નહોતું. પોતાની સેનાએ થોડીક વાર તો ટક્કર લીધી, પણ છેવટે શત્રુઓએ મહેલમાં ઘુસી જઈ, વિલાસ તથા તેની પત્ની બનેને પકડી બાધી લીધાં. એટલું જ નહિ, પણ તેને સારી રીતે પીડા પમાડી, યથેચ્છ પુષ્પાંજલિ પણ કીધી. ઘણાક યોધાઓની તો એવી જ ઇચ્છા હતી કે, એ દુષ્ટને એકદમ ઠાર જ કરવો; પણ સેનાપતિઓની ઇચ્છા ન હોવાથી તેને બંધન કરી સાથે લઈ ચાલ્યા. વરેપ્સુ! આ વેળાએ વિલાસના મનની શી અવસ્થા હશે, તે તું વિચાર કર. તેના જીવને જીવની પડી હતી! તેણે નિશ્ચય કર્યો કે, 'હવે હું

આ કાળના સુખમાંથી ઉગરવાનો નથી. પણ હાય, મારી આ અવસ્થા થવાનું કારણ શું? મારાં અપકૃત્યો જ? રે, હું એકલો હતો, તે વેળા મારે કોઈ શત્રુ કે મિત્ર નહોતો. મારા નિર્વાહ માટે મને કશી ચિંતા નહોતી. પણ આ સ્ત્રીની ઇચ્છાથી જ મે આ સઘળું સંકટ વહોરી લીધું છે. આ સંકટમાંથી મને હવે કોણ બચાવશે? રે, મેં મારા હિતચિંતક શાંતિસેનનું કહેવું માન્યું નહિ, પણ હવે હું શા મોઢે તેની સાહાય્ય માગું? હે પ્રિયબંધુ! હવે તો તને મુખ દેખાડવાને પણ હું ઘણો લજવાઉ છું. આ ત્રિશ્વારણ્યમાં સર્વ સંકટ, સર્વ દુઃખ, સર્વ અનિષ્ટ, આ લોકનું બગાડનાર અને પરલોકમાંથી પાડનાર કામ છે રે રે! સ્ત્રી સર્વ કામનું મૂળ છે–સર્વ અનિષ્ટનું સાક્ષાત્ સ્વરૂપ છે.'

વિલાસ મનને વિષે એવો સંતાપ કરે છે, એટલામાં શત્રુસેન વચ્ચે એક મોટી ગર્જના થઈ. તત્ક્ષણે ધનુ'યધારી એવો એક બળવાન્ પુરુષ ત્યાં પ્રકટ થયો. તેના ધનુષ્યમાંથી એકે વખતે છૂટતાં વીજળી સરખાં અસંખ્ય બાણોએ, શત્રુ યોધાઓનાં મર્મસ્થાનોને ભેદી નાંખવા માંડ્યાં. ક્ષણવારમાં સઘળી લીલા બદલાઈ ગઈ. નાસાનાસ ને ચીસોચીસ થઈ રહી. એકાએક આવું ભંગાણ પડેલું જોઈ સેનાપતિઓ ગભરાયા ને સેનાનીઓ જીવ લઈ નાસવા લાગ્યા, પણ તેથી તેઓ બચે તેમ નહોતું. સ્મરણગામી શાતિસેનનાં બાણોનો મારો તેઓની પછવાડે ચાલુ જ હતો. ચોમેર ત્રાસ વ્યાપી રહ્યો, ગભરાટ વધી ગયો. સમય વિચારી, શત્રુઓ તત્કાલ વિલાસને, શાંતિસેનને સ્વાધીન કરી નમી પડ્યા ને સલાહ કરવાને વિનતિ કીધી. સંધિકરારમાં એમ ઠર્યું કે, બધાં રાજ્યોએ મળી વિલાસને અમુક રાજ્યભ ગ આપવો ને તેના કાર્યમાં આડે આવવું નહિ.

એવી રીતે વિલાસ બંધનમાંથી છૂટયો ને વડીલ બંધુ શાંતિસેનનાં ચરણમાં નમી પડ્યો. શાંતિસેને તેને આગળની પેઠે અનેક દૃષ્ટાંતોથી સમજાવીને કહ્યું કે, "ભાઈ, તને કહેતાં કહેતાં મારી જીભ ઘસાઈ ગઈ કે, આ ત્રિશ્વારણ્યમાં વાસ્તવિક સુખ નથી, માત્ર સુખના આભાસરૂપ દુઃખ જ છે. જેમ છીપમાં રૂપાની ભ્રાંતિ થાય છે, પણ તે રૂપું નથી, તેમ સંસારમાં સુખની ભ્રાંતિ થાય છે, પણ સુખ નથી જ. છતાં તું સમજતો નથી ને આવાં આવાં પ્રાણાંત સંકટોમાં આવી પડે છે તો હવે કાંઈક વિચાર કર. આજ પર્યંત જે થયું તે થયું, પણ હવે પછી જે કંઈ તારી કને છે, તેટલામાં જ સંતોષ માનજે, વિશેષ સુખની તૃષ્ણા કરીશ નહિ." એટલું કહી શાંતિસેને તેને રાજ્યારૂઢ કીધો. ને વિલાસ પોતાની પ્રિયપત્ની સહિત સંસારસુખનો પુનઃ અનુભવ લેવા લાગ્યો.

## માયારૂપ સંતતિ

કેટલોક સમય એમ વિષયસુખ ભોગવતાં ચાલ્યો ગયો, તે જણાયો નહિ. ઘણાક દિવસથી દાંપત્ય સુખ ભોગવતાં તેના મિષ્ટ ફળરૂપ એકાદો પુત્ર થવાની વિલાસને ઇચ્છા થઈ જે પણ થોડા કાળમાં જોતજોતામાં પૂરી પડી. એક પછી એક પાંચ પુત્રો તેને થયા * તેઓ યુવાવસ્થામાં પણ આવ્યા. વિલાસ પોતાને કૃતાર્થ માનવા લાગ્યો. પરંતુ વિલાસના સુત વિલાસના જેવા જ હતા! તેઓ ઘણા ઉન્મત્ત અને કાળાં કૃત્ય, કરનારા નિવડ્યા અને વ્યભિચાર, નિર્દયતા, પ્રજાદ્રોહ, વિગ્રહ, ઇત્યા તે નીચ કર્મોવડે વિલાસને સંતાપવા મંડ્યા. પ્રથમ તેઓને મોઢે ચઢાકેવી લાડ લડાવેલાં, એટલે હવે કશું કહેવા જાય તો સામા થવા લા સર-શિક્ષા કરે તો વિલાસવતી પણ વાત્સલ્યને લીધે તેઓનું ઉપરાણું પરંતુ તેની સામી થવા લાગી. આ કારણથી પતિપત્નીના દાંપત્ય પ્રેમમાં પ્રતિ તે દિન વિક્ષેપ વધવા લાગ્યો. ઘરમાં ક્લેશે પ્રવેશ કર્યો. રાજપુત્રો પરસ્પરીયું તેમ જ પોતાના પિતા રાજા વિલાસવર્મા સાથે, વારંવાર લડાલડી કરશે, લાગ્યા, અને રાજ્યમાં બંડ ઉઠાવવા લાગ્યા. એમ કરતાં વિલાસ તેઓને રે દબાવે ત્યારે તેને પોતપોતાનો રાજ્યભાગ છૂટો પાડી આપવાનું દબાણું કરવા લાગ્યા. ટંટો પતાવી દેવા માટે વિલાસે તેમ કરવાનો નિશ્ચય કરીને તેઓને યોગ્ય રીતે ભાગ પાડી આપ્યા, પણ તે તેઓને રુચતા ન થવાથી તેઓ પોતાના પિતાને કેદ કરી લેવાના અથવા તો ઠાર કરીને વચમાંથી આડખીલી દૂર કરવાના ઠરાવપર આવી ગયા, એમ સમજીને કે, તે પોતાને માટે રાજ્યનો મોટે ભાગ રાખીને, બાકીનામાંથી અમને વહેંચી આપે છે, અથવા અમારાપર અંકુશ રાખવા ઇચ્છે છે. આ વિચાર તેના જાણવામાં આવતાં જ તે ગભરાયો ને જીવ રક્ષણના ઉપાય શોધવા લાગ્યો. પોતાની અર્ધાંગના વિલાસવતી, કે જેને માટે પોને અપાર કષ્ટો સહન કર્યાં હતાં, તેની સાથે પણ અણુણનાવ થયો હતો, તેથી તેને વાત કરવા જેટલો વિસામો પણ ક્યાંઈ રહ્યો નહિ. આ વેળા તેની સ્ત્રી પુત્ર, ધન, રાજ્ય, ઇત્યાદિ સર્વ સુખો, શિવકંઠમાં રહેલાં હળાહળ ઝેર જેવાં થઈ પડ્યાં: અને એ સર્વમાંથી હવે પોતાના દેહાત્માનું કેમ રક્ષણ કરવું એ તેને ઘણું અસહ્ય થઈ પડ્યું. છેવટે તેણે સર્વ લાલસા છોડી દઈ ગુપ્ત રીતે નાસી જવું યોગ્ય ધાર્યું અને કોઈ ન જાણે તેવી રીતે, જેમ અંગરાજા પોતાના પુત્ર વેન અને પોતાની સ્ત્રીના દુઃખથી

* વિલાસમાંથી ઉત્પન્ન થનારા જે પુત્રો તે કામ, ક્રોધ, લોભ, મોહ ને મત્સર છે.

ત્રાસ પામી રાત્રિના નાસી ગયો હતો, તેમ જ રાજા વિલાસ પણ એક રાતને સમયે સદાને માટે ત્યાંથી નાઠો.

## સુખનું શોધન

નગર છોડીને તે એકાંત અરણ્યમાં જઈ એક ઘનઘોર વૃક્ષ તળે બેઠો અને બની ગયેલા બનાવથી મૂઢ બનીને, આગળ પાછળના સર્વ નાવો તથા પડેલાં દુઃખોને સંભારીને ઘાડે સાદે ખૂબ રુદન કરવા ગ્યો. કેટલીક વારે જ્યારે શાંત થયો ત્યારે તેણે વિચાર કર્યો કે, હો. શું આ વિશ્વારણ્ય (સંસાર)માં ક્યાંય સુખ નહિ જ હોય? શું સેનનું કહેવું સત્ય જ હશે? ગમે તેમ હો, પણ મને વિશ્વાસ કેમ 'આ હજારો ને લાખો મનુષ્યો સુખમાં મહાલતાં દેખાય છે, તેઓ સુખી નથી? પણ હા, એ ઉપરથી એટલું અનુમાન કરવાનું કારણ છે, કે કદાચ સુખ એ દૈવાધીન હશે; તો હવે મારે મારા દૈવને નુકૂલ કરવા માટે દૈવી યત્ન કરવો જોઈએ;' આવો નિશ્ચય કરી તેણે સારસુખ મેળવવા માટે એકાંત વનમાં જઈ, સુખના અગાધ સિન્ધુ-રૂપ એવા શ્રીભગવાન્ શંકર પ્રસન્ન થાય, એવું ઉગ્ર તપ આરંભ્યું. એક વસ્તુથી કંટાળેલો મનુષ્ય બીજી વસ્તુ ઉપર એકાગ્ર ચિત્તે જ મથન કરે છે. આ વિલાસવર્મા પણ આ સંસારમાં રહીને ઉત્કૃષ્ટ સુખ મેળવવા અનેક ગડમથલ કરી થાક્યો હતો, માટે એકાગ્ર ચિત્તે શંકરના ભજનમાં તલ્લીન થઈ ગયો. પ્રથમ તેણે વનફળનો આહાર કરીને એક માસ તપ કર્યું; પછી પુષ્પ અને પત્ર ઉપર રહેવા માંડ્યું. એ પ્રમાણે ત્રણ માસ વીત્યા પછી તેણે માત્ર જળના જ આહારથી બીજા ત્રણ માસ રહેવાનો નિશ્ચય કર્યો. આવાં મહત્કષ્ટથી તેના શરીરમાંના રુધિર, માંસ અને નાડીઓ કેવળ શુષ્ક થઈ ગયાં—તે માત્ર હાડકાંનો માળો જ રહ્યો. એવા ઉગ્ર તપ થકી ભગવાન્ ભૂતપતિ પ્રસન્ન થયા. તેમણે પોતાના પરિવાર સહિત ત્યાં આગળ પ્રગટ થઈને, સંસારસુખની કામનાવાળા વિલાસને દર્શન દીધાં. વિલાસવર્મા કેવળ મૃતપ્રાય થઈ રહ્યો હતો; તેનામા ઉઠવાની, વિનતિ કરવાની કે બોલવાની પણ શક્તિ નહોતી શંકર ભગવાને તેના પર પોતાના જટાકલાપમાંનું ગંગાજળ છાંટી સાવધ કર્યો અને કહ્યું, 'ભક્ત! હું તારાપર પ્રસન્ન થયો છું, માટે તારી ઇચ્છા હોય તે વર માગ.' વિલાસવર્મા ઉમાપતિને જોઈ હર્ષિત થયો ને ઉભો થઈ સાષ્ટાંગ નમસ્કાર કરી બોલ્યો, "હે પ્રભો! દેવના પણ દેવ એવા મહાદેવનાં

દર્શન આજે હું પામ્યો, તેથી મારા પામરના ભાગ્યનો પાર નથી. હે ઈશ્વર! આપ અંતર્યામી હોવાથી સર્વના મનની વાત જાણો છો, પરંતુ આજ્ઞા કરો છો માટે માગું છું. હે દેવ! આ જગતમાં સર્વને સુખ કરનાર આપ છો ને હું સુખ પામવાની ઈચ્છા થકી અનેક પ્રયત્નો કરીને થાકયો, છતાં આપની કૃપા વિના સુખ પ્રાપ્ત કરી શકયો નથી; તેથી હવે કૃપા કરીને મને આ વિશ્વારણ્યમાંનું સર્વોત્તમ સુખ આપો!” આવાં વચન સાંભળી શંકર બોલ્યા, ‘હે રાજા! ધન, રાજ્ય, સમૃદ્ધિ, સ્ત્રી, પુત્ર, માન, મહત્તા, આયુષ્ય, વિદ્યા, બળ, ઈત્યાદિમાંથી ઈચ્છામાં આવે તે વર માગ; પરંતુ તું જે એકલું સર્વોત્તમ સુખ માગે છે, તે હું તને કેવી રીતે આપું! કારણ કે તેવું નિરાળુ સુખ આ સંસારમાં સ્રષ્ટાએ સરજ્યું જ નથી–તું જે માગે તેવુ સુખ આ સંસારમાં છે પણ નહિ; પરંતુ જે કંઈ સુખ માનવામાં આવે છે, તે માત્ર તને મેં કહ્યું છે, અને તે સુખ, ધન રાજ્યાદિક સમૃદ્ધિઓને અંગે જ છે, માટે તેમાંથી તને કીયું સુખ આપું તે કહે.’ ભગવાન્ શંકરનાં તેવાં વચન સાંભળી રાજા બોલ્યો, ‘પ્રભો, એ બધામાં જે સર્વોત્તમ સુખ હોય તે મને આપો.’ ત્યારે શિવજીએ કહ્યુ, ‘હે રાજન્, ઇંદ્રિયો થકી ગ્રહણ કરવામાં આવતાં એ વિષયસુખો સર્વે સરખાંજ છે, અર્થાત્ એ તેના અનુભવ કરનારને સરખોજ આનંદ આપે છે. પરંતુ તટસ્થ જોનારને એ નાનાં મોટાં અથવા ઓછાં વત્તાં લાગે છે, તેનું કારણ તેના ભોક્તાની નાની મોટી યોગ્યતા (સ્થિતિ)ને લીધેજ છે. જેમ રાજાને રાણીનો અને સૂકરને સૂકરીનો સંગ વાસ્તવિક રીતે સરખો જ આનંદ આપે છે; પરંતુ જોનારની દૃષ્ટિએ રાજાનો આનંદ શ્રેષ્ઠ અને સૂકરનો તદ્દન તુચ્છ લાગે છે, તે માત્ર રાજાની અને સૂકરની શ્રેષ્ઠ કનિષ્ઠ સ્થિતિને લીધે જ છે. માટે તને જગતમાં જેનું ને જે સુખ ઉત્તમ લાગતું હોય, તેના સરખું ને તે સુખ ભલે માગી લે.’ ત્યારે રાજાએ કહ્યું, ‘કૃપાનાથ! એવો ઉત્તમ સુખી કોણ હશે, તે મારા જાણવામાં નથી; માટે આપની આજ્ઞા હોય તો હું સઘળે જોઈ આવીને આપ પાસે તે જીવના જેવું સુખ માગું.’ ‘અસ્તુ, તારાં ઇચ્છિત સુખની શોધ કરીને પાછો તું આ સ્થળે આવી મારુ સ્મરણ કરજે, એટલે હું તને વર આપીશ.’ એમ કહી શ્રીશંકર ભગવાન્ તત્કાલ ત્યાંથી અન્તર્ધ્યાન થયા ને રાજા તેમને વંદન કરીને, જગતમાં સૌથી શ્રેષ્ઠ સુખી કોણ છે, તેવા સુખની શોધ કરવા નિકળી પડ્યો.

### અનેકાનુભવ

જાણે સૃષ્ટિવર્ગની ગણના કરવા માંડતો હોય, તેવી રીતે વિલાસે પ્રથમ પ્રત્યેક વર્ણનાં સુખ તપાસવા માંડ્યાં. તેમાં સૌથી શ્રેષ્ઠ ઋષિ મુનિઓ, કે જેઓનો અનુભવ તેને શુભમતિગિરિપર થયો હતો, તે ઉપરથી તેણે ટૂંકમાંજ પતાવ્યું કે, 'એ સુખ આપણા ખપનું નથી! આ વિશ્વારણ્યમાં બ્રહ્મવેત્તા મુનિગણો સૌથી શ્રેષ્ઠ અને પવિત્ર કહેવાય છે; પરન્તુ તેઓના સરખું દુઃખી કોઈજ નથી. સુખનું તો નામ પણ તેઓની પાસે નથી. બીજાં મોટાં સુખ તો રહ્યાં, પણ નિરાંતે ખાવા, પીવા, બેસવા, સૂવા કે વાત કરવાનો વખત પણ તેઓને મળતો નથી. તેઓ તો નિરંતર પોતાનાં કર્મો, ઉપાસનાઓ, વેદાધ્યયનો, જપ તપ અને યજ્ઞયાગાદિકોમાં મચ્યા રહે છે. તેમનાં સ્ત્રી પુત્રાદિકની પણ એજ દશા છે. તેઓ પોતાને ગમે તેટલા સુખી માનતા હોય, કિંવા હવે પછી પરલોકાદિકમાં તેઓ તેવા સુખી થવાની આશા ભલે રાખતા હોય, પણ મારે તો એ સુખ નહિ જોઇએ. વળી અમારા ક્ષત્રિય વર્ણનું સુખ કેવું છે? તત્સંબન્ધી વિચાર કરતાં જણાય છે કે, ક્ષત્રિય રાજાઓ બ્રાહ્મણ વિના બીજી સર્વ વર્ણો કરતાં શ્રેષ્ઠ છે, એટલુંજ નહિ પરંતુ તે સઘળી પ્રજાઓપર રાજસત્તા ચલાવનારા છે; ધન, ધાન્ય, સંપત્તિ, લાવલશ્કર, દાસદાસીઓ, એ સર્વ સુખનાં સાધનોના તેઓ સ્વામી છે. પણ તેઓના જેવું સુખ હું માગુ? છટ્! છટ્! હું પોતે રાજાજ હતો કેની? તેઓ જે સુખો ભોગવે છે, તેવાં તો સઘળા સુખસાધનો મારી પાસે હતાંજ, છતાં તે અવસ્થામાંએ રાજસુખના ઝળકા કરતાં વધારે સુખ મેળવી શક્યો નહોતો. અરે! એમાં સુખનો તો ઝળકોજ, પણ દુઃખનો તો અપાર સાગર છે! પ્રજાનું પાલન કરવામાં, તેને રાજી રાખવામાં, પર-શત્રુઓથી તથા ચોરાદિક અનેક ઉપદ્રવોથી તેનું રક્ષણ કરવામાં અને તેઓ પાસેથી કર વગેરે લેવામાં અનેક દુઃખો રહેલાં છે. વળી એટલાં દુઃખોથી ધારણ કરી શકાતું રાજ્ય-પણ એકલાથી સુખે ભોગવી શકાતું નથી. તેને માટે મારી પેઠે પોતાના કુટુંબમાં પણ બહુ કલેશો ઉત્પન્ન થાય છે, જેથી છેવટે પ્રાણ તજવાનો કે રાજ્ય તજવાનો પ્રસંગ આવી પડે છે; માટે એ સુખ પણ ન જોઇએ.'

આવો નિશ્ચય કરી રાજા વિલાસવર્મા એક સાધારણ મનુષ્યના વેશે, સુખી મનુષ્યની ખોળ કરવા અનેક દેશો, નગરો, વનો, ગ્રામો અને રમણીય સ્થળોમાં ફરતો ફરતો એક મોટા અને સર્વ સમૃદ્ધિથી ભરેલાં

શહેરમાં જઈ ચઢ્યો. ત્યાં પ્રથમ તે, શહેરના માર્ગે માર્ગ અને ગલીએ ગલી ફરી વળી, તેની શોભા સંપત્તિથી કેવળ આશ્ચર્ય ચકિત થઈ ગયો. તેમાંનાં પ્રત્યેક મનુષ્ય અને જંતુ માત્ર અદ્ભુત સુખનો અનુભવ લેતાં તેને માલમ પડ્યાં. ત્યાં પુરુષો લાવણ્યનાં પૂતળાં જ હતાં. તેઓ અતિ અમૂલ્ય અને વિચિત્ર વસ્ત્રાલંકારો પહેરનારાં, અત્તર, ફુલેલ, ચંદન, કેસર, કસ્તૂરી ઇત્યાદિ સુગંધોનું સેવન કરનારાં, નિત્ય મિષ્ટ પદાર્થોનું ભોજન કરનારાં રથ, મ્યાના, પાલખી આદિક વાહનોથી વિચરનારાં તથા અતિ રમણીય અને સુશોભિત ઊંચા ભુવનોમાં વસનારાં દેખાયાં. ઠારો ઠાર રંગ રાગ, નૃત્ય, ગીત અને આનંદ આનંદ વર્તાઈ રહેલો તેન જોવામાં આવ્યો. તેને તો પ્રથમ એમ જ લાગ્યું કે, 'અહો! અહીં તે સર્વ જ સુખી છે! દુઃખનું નામ જ જોવામાં આવતું નથી! આ ી સુખનું જ નગર! નિ:શંક, એ તો મુજ મનને ભાવતું ઠામ છે. ્તે હવે તો એમાં સૌથી સુખી કોણ છે, તેનો નિશ્ચય કરીને પછી તેર, જેવા સુખનો વર શંકર પાસે માગીશ.' 'સ

'હે વરેપ્સુ!' મહાત્મા બટુક બોલ્યાઃ 'હરકોઈ વસ્તુ, જેમ જેમ વધારે સહવાસમાં કે ઉપયોગમા આવે, તેમ તેમ મનુષ્યને તેની મહત્તા ઓછી લાગતી જાય છે ને તેનાપર અભાવે વધતો જાય છે; પછી તે જો કે ઘણી મહત્ત્વવાળી હોય, તોપણ શું થયું અતિ સહવાસથી ઝીણામાં ઝીણો દોષ પણ જાણવામાં આવે છે. વિલાસને પણ એમ જ થયું. પ્રથમ તેને સઘળું સુખમય લાગ્યું હતું, પણ ધીરે ધીરે તેમાં ભેદ દેખાવા લાગ્યો; અને તે, મનુષ્યોની ઉપર ઉપરની સ્થિતિ જોઈ, અમુક જન સુખી છે, આ તો મહા દુઃખિયો છે ને આ તો થોડો સુખી છે, ઇત્યાદિ દેખાવપરથી અનુમાન કરી શકવા લાગ્યો. પણ એમ પોતાના મનથી જ કરેલા અનુમાનવડે તેની ખાત્રી થઈ નહિ, માટે ધીરે ધીરે તેણે તેવાં સુખી દેખાતાં મનુષ્યોને તેઓના સુખને માટે પૂછવાનો અને બની શકે તેટલી સૂક્ષ્મ રીતે તપાસ કરવાનો આરંભ કર્યો.

### પ્રસંગ ૧ લો–સત્તા વૈભવમાં ભય

એક દિવસે વિલાસ તે નગરના રાજમાર્ગે ઉપર ફરતો હતો, એવામાં મોટી ધામધુમથી એક સ્વારી આવતી જોઈ. તેમાં અસંખ્ય યોધાઓ, વિચિત્ર વસ્ત્રાલંકારોથી શણગારાઇને, અમૂલ્ય અશ્વો ઉપર, ખુલ્લાં શસ્ત્રો સહિત બેઠેલા હતા. તે પ્રસંગપર ત્યાં નાનાવિધનાં વાજિંત્રોનો ઘોષ થઈ રહ્યો હતો. તે સૈન્યના મધ્યમંડળમાં એક સુંદર અને

નિરંતર તેમની તેવી જ છે ને તેને લીધે કોઈ નોકર ચાકર પણ ભૂલ કરી શકતો નથી. સઘળું કામ તે જાતે જ તપાસે છે–એમ કરતાં તેમને પૂરી નિદ્રા લેવાનો પણ અવકાશ મળતો નથી.' વિલાસ બોલ્યો; 'ત્યારે તો તેમને મોટું દુઃખ કહેવાય. આટલી સમૃદ્ધિ છતાં સુખે સૂવા જેટલો અવકાશ નહિ, એ શું?' ચાકર બોલ્યો; 'જાણો જ છોની? નાનાને નાની જંજાળ ને મોટાને મોટી. સુખે સૂવે તો બીજે દહાડે જ દેવાળું ન કાઢે?'

એટલું કહી તે જરા ઉતાવળો ચાલવા માંડ્યો, ત્યારે વિલાસ પોતાના મન સાથે બોલ્યો; 'થયું; ભરીપૂરી પામ્યા. મોટા એટલા ખોટા. બહારથી સુખી દેખાય છે તેજ; બાકી એનાં દુઃખનો તો પાર નથી. એની હાલત તો શ્વાન કરતાંય ભૂંડી. એ તે શેઠ શાનો? એ તો પૈસાનો ચાકર! પૈસો એકઠો કરવા ને તેનું રખવાળું કરવા જ જન્મેલા જનને સ્વપ્ને પણ સુખ નહિ. એવું સુખ મારે જોઈતું નથી. મને તો ઉપાધિ રહિત અખંડિત સુખ જોઇએ છીએ.' એમ વિચારતો તે ત્યાંથી પાછો વળ્યો.

હવે વિલાસને દ્રવ્ય અને મોટાઈ ઉપર તિરસ્કાર છૂટયો; તેથી તેમાં સુખ છે જ નહિ, એમ સમજી તે સાધારણ સ્થિતિનાં મનુષ્યો ભણી અવલોકન કરવા લાગ્યો.

### પ્રસંગ ૩ જો–પરણેલાને પીડા ને કુંવારાને કોડ

વિલાસે એક રાત્રે ફરતા એક લટ્ટપટ્ટુ જુવાનને સુંદર પોશાક પહેરીને તંબોળીની દુકાન આગળ ઉભેલો જોયો. તેના દેખાવ ઉપરથી ખુલ્લું જણાતું હતું કે, તે નીરોગી ને ચિંતારહિત હતો ને તેને કોઇની પણ પરવા ન હતી. તંબોળીએ તેને આદરથી આસન આપી બેસાડ્યો ને ઉત્તમ પ્રકારનું બીડું કરી આપ્યું. એટલામાં તેનો કોઈ ઓળખીતો ત્યાં થઇને જતો હતો, તેને પણ તેણે પોતાની પાસે બોલાવી બેસાડ્યો ને પાનબીડું અપાવ્યું. પછી નિશ્ચિતપણે તેઓ ગપાટા મારતા સુખમાં મગ્ન જણાયા. વિલાસ છેટેથી આ સઘળું જોયા કરતો હતો. તેને લાગ્યું કે, આ લહેરીઓ જ સુખી છે ને તેનો પેલો મિત્ર પણ સુખી છે. પોતાના મનની ખાત્રી કરવા તે, તેઓની નજીક જઈ એક કોરે ગુપ્ત રીતે ઉભો રહ્યો. એટલામાં તે જુવાન બોલ્યો; 'કેમ ભાઈ, હમણાં મળતાં જ નથી? પેલી વાતનું શું કીધું?' ત્યારે તે મિત્રે ઉત્તર દીધું, 'ભાઈ, શું કરવા ઉતાવળ કરો છો? ધીરે ધીરે સૌ સારાં વાનાં થશે. સગપણના કામમાં ઉતાવળ કરે કેમ બને?' એ સાંભળી તેણે કહ્યું, 'પણ ભાઈ, તે વિના મારી કેવી દશા થાય છે, એ તમે જાણો છો? જ્યારથી તેને જોઈ છે,

ત્યારથી નિદ્રા આવતી નથી, કે અન્ન ભાવતું નથી. એ તો હરકોઈ ઉપાયથી લગ્ન થશે ત્યારેજ મને ચેન પડશે; ગૃહસ્થાશ્રમ કરવો તો તેવી સ્ત્રી સાથે જ કરવો, નહિ તો બ્રહ્મચર્યમાં આયુષ્ય પૂરું કરવું, એ જ ઉત્તમ. તમે પણ ગૃહસ્થાશ્રમી થયા ત્યારેજ સુખી છો, નહિ તો આગળ શું કહેતા હતા?' એ સાંભળી તેનો મિત્ર કપાળે હાથ દઈ બોલ્યો; 'ભાઈ, શું કહું? લાકડાના લાડુ ખાય તે પણ પસ્તાય ને ન ખાય તે પણ પસ્તાય. જ્યાં સૂધી લગ્ન નહોતું થયું ત્યાં સૂધી તમારી પેઠેજ મને લાગતું હતું કે, જે કંઈ સુખ છે, તે પરણીને સંસારસુખ ભોગવી, પુત્રોને લાડ લડાવી, પરણાવવા પોષવામાં છે; પણ હવે સર્વે મનોરથ પૂરા થયા. જેમ કોઈ મોટો કેદી હોય, તેની પેઠે અનેક પ્રકારની સંસારી બેડીઓથી હું તદ્દન કેદી થઈ પડ્યો છું. શું કરૂ. શાસ્ત્રની આજ્ઞાને માન આપવું પડે છે, નહિ તો એ સઘળા પ્રપંચને (ઘરબાર સ્ત્રી પુત્રાદિ સર્વને) એકદમ છોડી દઈને ત્યાગી થઈ જાત.'

આટલેથીજ કંટાળીને વિલાસ બોલ્યો; 'અરે! આ તો બંને મહાદુઃખિયા દેખાય છે! એકને ન પરણવાનું દુઃખ છે, બીજાને પરણવાની પીડા છે. રે સુખ! તું ક્યાં છે?' એમ કહેતો નિઃસાસો નાંખીને ત્યાંથી ચાલતો થયો ને વિચાર કરવા લાગ્યો કે, 'ખરેખર આ બે જણની વાત ઉપરથી તો એમ લાગે છે કે, ગૃહસ્થાશ્રમમાં કોઈ જરાએ સુખી નથી. માટે સંસારનો ત્યાગ કરી, ઉપાધિરહિત થવામાં જ સુખ સમાયલું હશે.'

## પ્રસંગ ૪ થો-સંન્યાસીને શું સુખ?

આવા વિચારથી તેણે સંન્યાસીઓના મઠો, પર્ણકુટીઓ અને મંદિરો તપાસવા માંડ્યાં, પણ ત્યાંથી તે કંઈ સાર શોધી લાવ્યો નહિ. એક દિવસે ફરતાં ફરતાં રાજમાર્ગપર એક સંન્યાસીને જતો જોયો. તેના એક હાથમાં દંડ ને એક હાથમાં જળથી ભરેલું કમંડલુ હતું. લજ્જા રક્ષણાર્થે માત્ર એક કૌપીન ઉપર વિંટાળેલા ભગવા વસ્ત્રના એક કટકા સિવાય બીજું કંઈ વસ્ત્ર તેની પાસે નહોતું; તે મુખેથી પ્રણવશબ્દનો જાપ જપતો ને એકાગ્ર દૃષ્ટિ રાખીને ચાલ્યો જતો હતો. લોકો માર્ગમાં પ્રણામ કર્યા જતા હતા, તેઓ પ્રત્યે તે "નારાયણ નારાયણ" એવું પ્રતિવચન ઉચ્ચારતો હતો. વિલાસે વિચાર્યું, કે આ સુખી ખરો. એને કશી સ્પૃહા જણાતી નથી, ત્યારે ઉપાધિ તો હોયજ શાની? આમ ધારી તે ઘણેક સૂધી તેની પછવાડે પછવાડે ગયો. એવામા એક મોહોલ્લાના નાકા આગળ સ્વામી જરાક ઉભા રહ્યા કે, તુરત એ દંડવત્ કરીને બોલ્યો; 'મહારાજ!

કહો આ જગતમાંનાં દુઃખોથી ત્રાસ પામેલાને સુખરૂપ માર્ગ કીયો? સ્વામી બોલ્યા; 'સંન્યસ્ત સમાન ઉત્તમ માર્ગ બીજો નથી. એ વડે સંસારની સર્વ ઉપાધિથી મુક્ત થવાય છે ને પરમ પદની પ્રાપ્તિ થાય છે.' વિલાસ બોલ્યો; 'જો એમ છે તો મારે એ સંબંધી કેટલીક વિગત જાણવી છે. કારણ હું પણ'–એટલું વાકય પૂરું થતાં થતાં તો સ્વામી ત્યાંથી ચાલવા માંડ્યા ને બોલ્યા કે; 'ભાઈ, તે વાત પછી; હમણાં તો મારે ભિક્ષાર્થે જવું જોઇએ. કાલે આખો દિવસ ભિક્ષા મળી ન હોવાથી ઉપવાસ થયો છે ને આજ પણ મધ્યાહ્ન થયા છતાં હજુ ઠેકાણું નથી. માટે સમય વટી જશે, તો કયાંય પત્તો લાગશે નહિ! તું બીજે પ્રસંગે મારે આશ્રમે આવજે.'

'હરિ હરિ! અહીં તો વળી દુઃખનો મોટો ડુંગરો દેખાય છે!' વિલાસ પોતાના મનમાં બોલ્યો, 'આ સંન્યાસને વિષે તો મંગળાચરણમાંજ ખાવાના વાંધા! પેટને માટે નિત્ય ઉઠીને પારકી આશા! એટલું છતાંય સ્વામીજી વળી સંન્યાસ સમાન સુખ જ સમજતા નથી. થયું, અહીં પણ ભરીપૂરી પામ્યા!'

'હે વરેપ્સુ!' બટુક બોલ્યોઃ એવી રીતે વિલાસવર્મા સર્વ ઠેકાણે ફરી ફરી અસખ્યાત પ્રયત્નો કરીને બ્રાહ્મણાદિક ચારે વર્ણો, બ્રહ્મચર્યાદિક ચારે આશ્રમો અને બીજી પ્રત્યેક જાતિનાં અસંખ્ય મનુષ્યોની સ્થિતિ જોઈ જોઇને થાકયો; પણ તેમાં કોઇજ તેને સુખી જણાયું નહિ. આથી તે નિરાશ થઇને મનમાં બબડ્યો, 'હું ધારું છું, કે આ નરજાતિજ દુખરૂપ ઉત્પન્ન થયેલી છે, પણ સ્ત્રી જાત તેમાં નહિ હોય; કેમકે પુરુષને માથે તો સંસારનો સઘળો બોજો હોય છે; પણ સ્ત્રીઓને શું? પુરુષ કમાય ને તેઓને તો ખાઇ પી તાગડધિન્ના જ કરવાનાં છે; માટે સ્ત્રીઓ જ ખરેખરી સુખની ભોગવનારીઓ હોવી જોઇએ તેઓને રળવા ખપવાની કશી ચિંતા હોતી નથી. પુરુષની કમાણી ઉપર મોજ માણવાની હોય છે. પુરુષ એ તો સ્ત્રીનો એક પ્રકારનો નોકર જ છે, સ્ત્રીના સુખનું એક સાધાન છે, માટે સ્ત્રીઓને જ સુખ હોવું જોઇએ, એમાં સશય નહિ. જો રામા હોય, સાથે રમા (લક્ષ્મી) હોય, વિનય અને બુદ્ધિશાળી પુત્રો હોય, પુત્રોને ત્યાં પણ સંતતિ હોય તો તેથી વિશેષ સુખ કયાં મળે? માટે સંસારમાં ખરી તો સ્ત્રીઓ જ સુખી છે.'

### પ્રસંગ ૫ મો–દુઃખી સ્ત્રીઓનું મંડળ

એવા નિશ્ચયથી ફરતો ફરતો વિલાસ એકવાર એક દેવાલય આગળ ઉભો હતો. એવામાં અનેક પુરુષો તથા લટકાળી સુંદરીઓનાં ટોળેટોળાં

દર્શન કરવા જતાં અને આવતાં તેની દૃષ્ટિએ પડ્યાં. થોડીક વારમાં દેવાલયમાંથી દર્શન કરી એક ટોળું બહાર આવ્યું, જેમાં સઘળી સ્ત્રીઓ જ હતી. તેઓનાં લાવણ્ય અને સ્વરૂપ સૌંદર્યથી ચકિત થઈ ગયેલો વિલાસ, તેઓને જોતો જોતો પછવાડે પછવાડે ચાલ્યો. તેઓનું મંદ મંદ હાસ્ય, મીઠી વાણી અને ધીમી ધીમી વાતચિત ઉપરથી વિલાસ મનમાં કહેવા લાગ્યો કે, 'અહો! પરમેશ્વરે સુખને તો ખરે આ સ્ત્રી જાતમાંજ લાવીને વસાવ્યું છે. આમાંની કોઇના મુખ ઉપર કિંચિત્ પણ દુઃખની લાગણી દેખાતી નથી. વળી તેઓ પોતે સુખી છે, એટલુંજ નહિ, પણ રૂપસૌંદર્યને લીધે તેઓ બીજાઓનાં મનને પણ પોતાના ભણી આકર્ષવામાં અહોભાગ્ય માને છે. વાહ! હવે મને સુખનો પત્તો લાગ્યો ખરો!' એટલામાં તેમાંની એક સ્ત્રીને જરા ઉતાવળે પગ ઉપાડતી જોઈ બીજીને બોલતી સાભળી; 'કેમ કૃષ્ણા! કઈ અમારી સાથે ન ગમ્યું કે?' તે વચન સાંભળી કૃષ્ણા જરા હસીને બોલી, 'એમ કંઈ હોય બહેન; પણ જાણોજ છોની, સાંજ પડવા આવી છે ને પુરુષોને ઘેર આવવાની વેળા થઈ છે, એટલે આપણે આપણું સંભાળવુંની?' ત્યારે બીજી એક બોલી; 'ઓહો!! પતિપનોતાં તો તમે એકલાંજ હશો; સૌને ઘરમાં પુરુષો છે ને સૌને ઘરમાં કામ પણ છે; પણ તમારા જેટલી તાબેદારી તો કોઈ સ્થળે જોઈ નથી.' એ સાંભળી પ્રથમનીએ ઉત્તર દીધું; 'એ શું બોલ્યાં બહેન! તાબેદારી તો ખરીજ તો! સ્ત્રી તો પુરુષની તાબેદાર છેજ! એના વડે તો આપણું જીવતર છે. પુરુષ વિનાની સ્ત્રી તો માથા વગરની પાઘડી સરખી છે. આખો દહાડો ધંધો કરી બળ્યાઝળ્યા ઘેર આવે તેઓને માટે આપણે એટલી કાળજી નહિ રાખવી જોઈએ કે? એમ નથી હોતું ત્યાં, જૂઓની, ઘણેક ઠેકાણે કજિયા, ટંટા, મારફાડ, રડાફૂટા ને દુઃખના ગાંસડા જ હોય છે.' તેવામાં એક જરા ઉમ્મરે પહોંચેલી સ્ત્રી બોલીઃ 'હાસ્તો બાઈ! તાબેદાર તો હજારવાર. તેના વડે આપણે ને આપણાવડે તે.' એ સાંભળી તે સ્ત્રી જૂદી પડીને ચાલતી થઈ, એટલે બીજીઓએ પણ ઉતાવળે ચાલવા માંડ્યું. ત્યારે તેમાંથી એક સ્ત્રી પાછળ પડી ગઈ. એને જોઈ પેલી ઉમ્મરે પહોંચેલી સ્ત્રી બોલીઃ 'બેટા, ધીરે ધીરે આવ, સૌ બેરાં છો જતાં, આપણે ધીમે ધીમે જઈશું' એ સાંભળી બીજી સ્ત્રીઓ પણ ઉભી રહીને પૂછવા લાગીઃ 'કેમ બાઈ! એને પેટે ઓધાન છે, નહિ? કેટલા માસ થયા? અત્યારથી આટલી બધી અશક્ત કેમ થઇ ગઈ છે?' ત્યારે તે આધેડ સ્ત્રી આંખમાં આંસુ લાવીને બોલીઃ 'બાઈ શું કરીએ? પ્રભુની મરજી. એકવાર

કહો આ જગતમાંનાં દુઃખોથી ત્રાસ પામેલાને સુખરૂપ માર્ગ કીયો?' સ્વામી બોલ્યા; 'સંન્યસ્ત સમાન ઉત્તમ માર્ગ બીજો નથી. એ વડે સંસારની સર્વ ઉપાધિથી મુક્ત થવાય છે ને પરમ પદની પ્રાપ્તિ થાય છે.' વિલાસ બોલ્યો; 'જો એમ છે તો મારે એ સંબંધી કેટલીક વિગત જાણવી છે. કારણ હું પણ'–એટલું વાક્ય પૂરું થતાં થતાં તો સ્વામી ત્યાંથી ચાલવા માંડ્યા ને બોલ્યા કે; 'ભાઈ, તે વાત પછી; હમણાં તો મારે ભિક્ષાર્થે જવું જોઈએ. કાલે આખો દિવસ ભિક્ષા મળી ન હોવાથી ઉપવાસ થયો છે ને આજ પણ મધ્યાહ્ન થયા છતાં હજુ ઠેકાણું નથી. માટે સમય વટી જશે, તો ક્યાંય પત્તો લાગશે નહિ! તું બીજે પ્રસંગે મારે આશ્રમે આવજે.'

'હરિ હરિ! અહીં તો વળી દુઃખનો મોટો ડુંગરો દેખાય છે!' વિલાસ પોતાના મનમાં બોલ્યો, 'આ સંન્યાસને વિષે તો મંગળાચરણમાંજ ખાવાના વાંધા! પેટને માટે નિત્ય ઉઠીને પારકી આશા! એ છતાંય સ્વામીજી વળી સંન્યાસ સમાન સુખ જ સમજતા[illegible]ઈ, દીકરા આવીને પણ ભરીપરી પા[illegible]!' [illegible] પણ પ્રભુ લાવશે; પણ મારા જેવી અભાગણી, જે દીકરાનું મ્હો જ નહિ જોતી હોય, તેના દુઃખનો કંઈ પાર હશે વારુ? શું કરીએ, સાત સાત છોકરીના પથરા ઉપરાઉપરી થયા, તોપણ પ્રભુએ હજી એક પુત્રની આશા કરાવી નથી.'

એટલું બોલતાં તેની આંખમાં ઝળઝળિયાં આવી ગયાં, ત્યારે વળી તેની સામે ઉભેલી એક સ્ત્રી મોટો નિઃસાસો નાંખી બોલીઃ 'બહેન, શાને એટલાં કચવાઓ છો? પેટ છે તો કોઈ દહાડો પ્રભુ મીઠું મોઢું કરાવશે; પણ મારા જેવી અભાગણી, કે જેની કુખે તાળું જ દેવાયું હશે, તેના દિવસ કેમ જતા હશે વારુ? સવારે ઉઠીને કોઈ મ્હોં પણ ન જૂએ કે નામ પણ ન લે, એવા પાપીનો તે કંઈ અવતાર છે?'

એમ કહીને તે રડી પડી, ત્યારે તેને ધીરજ આપતાં પેલી આધેડ સ્ત્રી બોલીઃ 'બાઇ, શા માટે એટલું દુઃખ ધરો છો? હજુ કંઈ ઘરડાં થઈ ગયાં નથી. ધીરજનાં ફળ મીઠાં છે. તમારી નીતિ સારી છે, તો કાલે પ્રભુ સારો દિવસ દેખાડશે. અમારી જેઠાણીને પચાસ વર્ષે પરમેશ્વરે દીકરો આપ્યો. પણ આ બિચારી દુઃખવશાના (એ નામની સ્ત્રી હતી તેના સામે હાથ કરીને બોલી) દુઃખની તો હદ ગણોની? બિચારીએ ધણીનો હાથ ઝાલ્યો છે તે જ માફ. આજ પંદર વર્ષ થયાં ઘેર તેડતો જ નથી. કહો હવે એના કરતાં તમે કેટલાં સારાં છો? માટે બાઈ, સાસરાના ને માવીતરના કુળની લાજને સાચવી સબૂરીથી રહેવું, એ જ આપણું કામ

દર્શન કરવા જતાં અને આવતાં તેની દૃષ્ટિએ પડ્યાં. થોડીક વારમાં દેવાલયમાંથી દર્શન કરી એક ટોળું બહાર આવ્યું, જેમાં સઘળી સ્ત્રીઓ જ હતી. તેઓનાં લાવણ્ય અને સ્વરૂપ સૌંદર્યથી ચકિત થઈ ગયેલો વિલાસ, તેઓને જોતો જોતો પછવાડે પછવાડે ચાલ્યો. તેઓનું મંદ મંદ હાસ્ય, મીઠી વાણી અને ધીમી ધીમી વાતચિત ઉપરથી વિલાસ મનમાં કહેવા લાગ્યો કે, 'અહો ! પરમેશ્વરે સુખને તો ખરે આ સ્ત્રી જાતમાં જ લાવીને વસાવ્યું છે. આમાંની કોઇના મુખ ઉપર કિંચિત્ પણ દુઃખની લાગણી દેખાતી નથી. વળી તેઓ પોતે સુખી છે, એટલુંજ નહિ, પણ રૂપસૌંદર્યને લીધે તેઓ બીજાઓનાં મનને પણ પોતાના ભણી આકર્ષવામાં અહોભાગ્ય માને છે. વાહ! હવે મને સુખનો પત્તો લાગ્યો ખરો!' એટલામાં તેમાંની એક સ્ત્રીને જરા ઉતાવળે પગ ઉપાડતી જોઈ બીજીને બોલતી સાંભળી; ...સ કૃષ્ણા! કંઈ અમારી સાથે ન ગમ્યું કે?' તે વચન સાંભળી કૃષ્ણા ...એ બોલી, 'એમ કંઈ હોય બહેન; પણ જાણોજ છોની, સાંજ ...ક વેળા ... ... ...ર આવવાની વેળા થઈ છે, એટલે ... ... જરથી આઠ વર્ષ સૂધીની ઉમ... ...ના દશ બાર બાળક... ...રમતાં તે... ...દોં આવ્યાં. એઓની ક્રીડા બહુ નિર્દોષ અને મનોહર લાગવાથ... ... જઇને તે ઉભો રહ્યો ને તે શું કરે છે, તે એકચિત્તે જોવા લાગ્યો.

એક બાળક હાથમાં સુંદર રમકડું લઇને આવ્યો. તે જોઈ પોતા કને ...ું નહિ હોવાથી બીજાં બાળકો આતુરતાથી તેના ભણી જોવા લાગ્યાં. અને એકે તો દોડીને રડતાં રડતાં પોતાની માતાને બોલાવી આણીને તેવું રમકડું લાવી આપવા માટે પજવવા માંડી. સમજાવવા છતાં તે બાળક ઘણું રડ્યો, ત્યારે માએ તેને મારવા માંડ્યો ને ઘસડીને ઘેર લઈ ગઈ.

એટલામાં બીજો એક બાળક કંઈ સ્વાદિષ્ઠ પદાર્થ ખાતો ખાતો ત્યાં આવ્યો ને બીજાઓ તે જોઈ લલચાયાં, ત્યારે તેઓને થોડો થોડો આપવા જતો હતો, એ છેટેથી જોઈ તેની માતા ઘરમાંથી બોલીઃ 'અલ્યા ગોપાળ, છોકરાઓને વ્હેંચી આપવા સારુ તને ખાવાનું આપ્યું છે કે? ચાલ આમ આવ; તારા બાપને આવવા દે; પછી તારી વાત છે.' પિતાનું નામ સાંભળતાં જ તે છોકરો ડરીને ઘરમાં ચાલ્યો ગયો.

ત્યારે વળી એક ત્રીજા છોકરાને કોઈએ હાંક મારી; 'કેમ અલ્યા ગોવિન્દ, હવે ક્યાં સૂધી રમશે? રમતાં ધરાતો નથી કે શું? ચાલ ઘેર આવ; બહારને બહાર રખડ્યા કરે છે, તેથી ભીનામાં શરદી થઈ જશે.' તુરત નીચું મ્હોં કરીને તે બાળક ઘેર દોડી ગયો.

એટલામાં વળી એક છોકરાને કોઈએ બોલાવ્યો; 'હરિ, ઓ હરિ! પાઠ તૈયાર કર્યા વગર જ રમવા દોડી ગયો કે? ગોખતાં મ્હોંડું દુઃખતું હશે કેમ? ગુરુજીને શો ઉત્તર આપીશ?' આનંદે ખેલી રહેલો તે છોકરો એકદમ ચિંતાતુર થઈ ગયો ને રમત છોડી જતો રહ્યો.

એટલામાં બે ચાર બાળકો હાથમાં પાટી પુસ્તકો લઈને ત્યાં આગળ થઈ જતા જણાયા. તેઓને જોતાં જ આ રમનારા સર્વ બાળકો બોલ્યાઃ 'અરે આજ તો બહુ મોડું થઈ ગયું, શાળાનો સમય વટી ગયો, ગુરુજી મારશે, ચાલો જલદી!' એમ બોલતા ટપોટપ ઉભા થયા ને અત છોડી ચાલતા થયા.

આંગણા સર્વે જોઈ વિલાસ તદ્દન નિરાશ થયો. તે બોલ્યોઃ 'અરે આ નર્દોષ બાળકોના જીવને પણ જંપીને બેસવા જેટલું કે યથેચ્છ ક્રીડા રત્ન જેટલું સુખ નથી, ત્યારે સુખ તે ક્યાં હશે?'

પ્રસંગ ૭ મો-કુંવારિકાઓનો કકળાટ

એટલામાં તેણે આગળ જતાં કેટલીક કન્યાઓને આનંદભેર ચાલી જતી જોઈ. નાજુક અને વિચિત્ર વસ્ત્રાલંકારોથી શણગારાયલી આ કન્યાઓ દેવકન્યાઓના જેવી શોભતી હતી. તેઓની પાછળ પાછળ તે ચાલતો હતો; તેવામાં એક બોલીઃ 'બ્હેનો, જરા ઉતાવળાં ચાલોની, મોડું થશે તો મારી માતા ખીજવાશે.' ત્યારે બીજી બોલીઃ 'કેમ બહેન, એટલું બધું શું કામ છે?' પહેલીએ ઉત્તર દીધું, કેમ વળી વાસીદું કાઢવું, લોટા વાસણ માંજવાં, અને ચૂલો અબોટ કરવો, બધું હું જ કરું છુંની? એક ફક્ત રસોઈ આવડતી નથી; પણ મારી મા રાંધતી વેળા પાસે બેસાડી તે શીખવે છે. હું તો ક્યારનીએ રસોઈ શીખી ગઈ હોત, પણ થોડુંક ભરવા શીખી, એટલે તે રહી ગઈ છે. પણ જોની, આ ગોદાવરી આપણાં કરતાં મોટી છે તોએ રસોઈ નથી આવડતી, તેથી રોજ એની મા કકળાટ કરે છે.' એ સાંભળી ગોદાવરી બોલીઃ 'તે બહેન શું કરીએ? આખો દહાડો બીજું કામ કરતાં પરવારીએ ત્યારે શીખાય કેની? કોણ જાણે કેટલીએક ગાગર પાણીની લાવવી પડે છે. પણ આ કૃષ્ણાએ મારા જેવી જ છે તો. પણ હા, એ તો ભણવા જાય છે!' તે સાંભળી કૃષ્ણા બોલી; 'મારે તો મારાં નાનાં ભાઈ બહેનને રમાડવાં પડે છે તે!' એમ વાત કરતાં કરતાં એક ગલી આવી, તેમાં તે સર્વે કન્યાઓ ચાલી ગઈ ને વિલાસ છેક નિરાશ થઈ પાછો વળ્યો. હવે તેનો ઉત્સાહ તદ્દન ભાંગી પડ્યો. સુખ શોધી કાઢવાની તેની આશા નિર્મૂળ સરખી થઈ પડી!

તેનું મ્હોં વીલું પડી ગયું ને હવે શું કરવું, તેના વિચારમાં તે મહા ઉદાસ બની આમ તેમ ભટકવા લાગ્યો.

### પ્રસંગ ૮ મો—અમૃતમાં ઝેર

વિલાસ એવી રીતે થાકીને ઉદાસ મુખે એક ઘરના ઓટલા ઉપર ઉંધું ઘાલી બેઠો હતો, એવામાં કોઈ એક ઠાવકો, પુખ્ત વયનો માણસ ત્યાંથી જતો જણાયો. તેણે તેને આમ શોચમાં ડુબેલો જોઈ પાસે આવીને વિનયથી પૂછ્યું: 'ભાઈ, તમે કોણ છો? ને આમ કેમ બેઠા છો?' વિલાસે કહ્યું: 'ભાઈ, હું પંથી છું, ને જે કામ સારુ ઘણા સમયથી ભટકતો હતો, તે માટે આજે છેક નિરાશ થયલો હોવાથી ઉદાસ છું.' તેણે પૂછ્યું: 'એવું શું કામ હતું?' તે ઉપરથી વિલાસે તેને પોતાની સુખ શોધવા વિષેની સઘળી વિતકવાર્ત્તા જણાવીને કહ્યું; 'ભાઈ, હું સ્થળે સ્થળ અને મનુષ્યે મનુષ્યની તપાસ કરી ચૂક્યો; બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય ને શુદ્રાદિક ચાર વર્ણો તથા બીજી સર્વે ઉપવર્ણો; બ્રહ્મચર્યાદિક ચારે આશ્રમો; તથા જંગમ, જતિ ને અતીત વૈરાગી, ઈત્યાદિ ઉપાશ્રમો, રાગી, વિરાગી ને ત્યાગીઓ; રોગી, ભોગી ને જોગીઓ; શેઠ, વાણોતર ને સાધારણ ચાકર નોકરો; તથા રાય, રંક ને ગુલામડાઓ; એમ પ્રત્યેક વર્ગના મનુષ્યો; રાણીથી માંડીને એક ભીખારણ સૂધીની સર્વ સ્ત્રીઓ ને રાજપુત્રથી માંડીને છેક રંક સૂધીનાં સર્વ બાળ બાળાઓ ઈત્યાદિ સર્વ મનુષ્યોનું અને તેમની સ્થિતિનું મેં ઘણી બારીકીથી અવલોકન કર્યું છે, પરંતુ એ સર્વેમાંથી નવનીત માત્ર એ જ નિકળ્યું, કે તેઓમાંનું કોઈ પણ સુખી નથી. વળી એક ચમત્કાર તેમાં એ જોયો, કે જેમ સ્થિતિ ઉંચી, તેમ તેની સાથે એકાદું એવું ભારે દુઃખ હોય છે કે, જેની આગળ બીજાં સર્વ સુખો તુચ્છ—અલ્પ ગણીએ તોપણ ચાલે. સર્વત્ર ઉપાધિ જ ઉપાધિ! જોગીને જોગનું ને ભોગીને ભોગનું દુઃખ છે, પણ કોઈ સ્થળે સુખનો લેશ પણ જોવામાં આવતો નથી. તો શું પ્રભુએ સુખ ઉત્પન્ન કીધું નહિ હોય?' આ સાંભળી તે મનુષ્ય બોલ્યો; 'ભાઈ પંથી, તું ભૂલે છે; એમ તદ્દન અંધારું કંઈ હોય કે? જગતમાં સુખ જ નહિ? તને તપાસ કરતાં આવડી નહિ હોય, આ નગરમાં જ એવા અનેક સુખીઆઓ મારા જાણવામાં છે કે, જેઓનાં સુખનો પાર નથી!' એ સાંભળી વિલાસે કહ્યું; 'હા હા; પણ નગરશેઠ કરતાં તો મોટું કોઈ નથીની? તેનું તો સુખ મેં જોયું,' ત્યારે તે પુરુષે ઉત્તર દીધું; 'અં: નગરશેઠ અથવા તેના જેવા બીજાઓને તો દ્રવ્ય સંપાદન કરવાની, વધારવાની ને તેનું રક્ષણ કરવાની ઈત્યાદિ અનેક ચિંતાઓ

હોય છે; એટલે તેઓ તને દુઃખી લાગે જ; પણ એ વાતની જેને મુદ્દલ ચિંતા જ ન હોય ને બીજાં સર્વ સુખોના ભોક્તા હોય, તેવા અનેક જનો હું તને અહીં બતાવી શકું એમ છું; અને વળી તે બધાય કરતાં એક સાહુકાર એવો ભાગ્યશાળી છે, કે જેને સ્વપ્નું પણ કદી દુઃખનું નહિ જ આવ્યું હોય. ખરેખર, એના સુખને માટે કોઈથી પણ આનાકાની થઈ શકે તેમ નથી. જગતમાં સુખનું પહેલું સાધન જે દ્રવ્ય, તેનો એના ઘરમા અખૂટ ભંડાર છે. પૂર્વે તેના વડવાને કોઈ મહાત્માએનો એવો આશીર્વાદ થયેલો છે, કે ગમે તેટલું દ્રવ્ય નિત્ય પ્રત્યે વાપરવા છતાં પણ, તેમાંથી રંચ ભારે પણ ખૂટતું નથી. આથી તેને તે સંપાદન કરવાની કે રક્ષણ કરવાની મુદ્દલ કાળજી જ નથી. બીજું સાધન સ્ત્રી! તે એને ત્યાં એવી અનુપમ છે, કે જેનાં રૂપ, ગુણ અને પાતિવ્રત્યની સરસાઈ જગતમા કોઈ સ્ત્રીથી થઈ શકે તેમ નથી તે સ્ત્રી સાક્ષાત્ સીતા જ છે! રામને સીતા પ્રતિ જેટલો પ્રેમ ને સીતાને રામ પ્રત્યે જેવો ભક્તિભાવ, તેવો એ દંપતીમાં છે. વળી બીજાં સગાં, કુટુંબ, પરિવાર, દાસ, દાસીઓ, ઇત્યાદિ સર્વ પોષ્યજનો તેને પરમેશ્વર સમાન ગણે છે. તે પોતે પણ અતિ કાંતિમાન, વિદ્વાન્, ગુણવાન્ અને નવયુવાન્ છે. તેનો પિતા તેને એ સઘળો વારસો આપીને થોડાંક વર્ષ થયાં પરલોક પામ્યો, તેથી હવે તે સર્વ રીતે સ્વતંત્ર છે. એની સમૃદ્ધિ હું તને કેટલી ગણાવું? હાથી, ઘોડા, રથ, મ્યાના, પાલખીઓ, ચોપદારો, ખવાસો, અંગરક્ષકો તથા શસ્ત્રબંધ સેવકો વગેરે રસાલાનો ઠાઠ એવો છે, કે જેવો કોઈ રાજાને ત્યાં પણ નહિ હોય એ સમૃદ્ધિ પ્રમાણે એનાં પુણ્યનો પણ પાર નથી. હજારો, લાખો ને કરોડો રૂપિયા નિત્ય નિરાશ્રિતોને આશ્રય આપવામાં અર્ચાય છે; સેંકડો ગૌદાનો અપાય છે; અનેક ભૂખ્યા તરસ્યાને અન્ન, જળ તથા ઉઘાડાને અંગવસ્ત્ર ઇત્યાદિનાં દાનનો તો કંઈ સુમાર જ રહેતો નથી. કોઈપણ ભિક્ષુક એના દ્વારથી કદી નિરાશ થઈ પાછો ફર્યો નથી. ભુખ્યાને ભોજન ને તરસ્યાને પાણી તો જ્યારે જાય ત્યારે તૈયાર જ છે, અનેક પાઠશાળા સ્થાપી તેમાં અનેક વિદ્યાર્થીને વિદ્યાદાન આપવાનાં સાધનો કરી આપ્યાં છે મોટા રાજમહેલ સરખા એના ઘર આગળ નિરંતર ભાટ ચારણાદિ બંદીજનો અને ભિક્ષુકોના આશીર્વાદોનો ઘોષ ગાજી રહેલો છે. અરે! એવા પુણ્યાત્મા ભાગ્યશાળીનાં તો દર્શન કર્યે પણ પાપ જાય, પણ હું ધારું છું કે, તમે એને જોયો નહિ હોય. જો ઇચ્છા હોય તો એ દેવદર્શને ગયો છે, ત્યાંથી હમણાં આ જ માર્ગે થઈને

પાછો ફરશે, માટે થોડીકવાર થોભી, તે સુખાત્મા પ્રભુનાં દર્શન કરી પાવન થાઓ!'

આમ તેઓ વાતચિત કરે છે, એટલામાં તે માર્ગેથી એક રસાલો આવતો દેખાયો. આગળ પાછળ ઘણાક સેવકો દોડતા હતા ને વચ્ચે એક સુંદર પાલખી આવતી હતી. એ જોતાં જ પેલા માણસે વિલાસને કહ્યું: 'જૂઓ! આ જ તે સાહુકાર. ન માનો તો જાતે જઇને મારી વાતની સત્યતાની ખાત્રી કરો!'

વાર શી? તુરત જ વિલાસ ઉભો થયો ને તે પાલખીની પાછળ પાછળ ચાલ્યો. પાલખી ભરબજાર વચ્ચે થઇને એક મોટા ભવ્ય મંદિર આગળ ગઈ. માર્ગમાં સોના રૂપાનું નાણું તેના સેવકો ઉડાડતા હતા ને ભિક્ષુકો 'જય જય! ઘણું જીવો, વંશ વેલો વધો, કલ્યાણ થાઓ,' એમ આશીર્વાદ દેતા હતા. ઘર આગળ આવતાં શેઠ ઉતરી પડ્યો ને દ્વારે ઉભેલા યાચકોને યથેચ્છ સંતુષ્ટ કરવાની પોતાના કામદારને આજ્ઞા કરીને કટકટ કરતો પોતાની ઉંચી મહેલાત ઉપર ચઢી ગયો. વિલાસે જોયું તો ત્યાંની સમૃદ્ધિ પોતાના સાંભળવા કરતાં પણ વિશેષ હતી. પણ તે ઘણું રખડ્યો હતો, માટે એટલેથી તેને સંતોષ થાય તેમ નહોતું; તેથી તેણે એની સૂક્ષ્મદૃષ્ટિથી તપાસ કરવાનો નિશ્ચય કર્યો. તે નિત્ય પ્રાતઃકાળથી માંડી સાંજ સુધી તે મહેલની સામા જઇને બેસવા લાગ્યો; અને ત્યાંનાં મનુષ્યોમાં અનેક પ્રકારની પૂછપરછ કરતો અને ચર્ચા જોતો હતો. એમ લગભગ પખવાડિયું વીતવા આવ્યું, પણ કોઈ જાતની ખામી કે દુઃખ ત્યાં તેની દૃષ્ટિએ પડ્યું નહિ. જ્યારે તે શેઠને જોતો, ત્યારે તેનું વદનકમલ હસતું ને હસતું જ જણાતું હતું. સ્ત્રી પણ વિનોદી હતી ને સેવકો પણ આજ્ઞાપાલક હતા. તે મનમાં મલકાયો કે, 'સત્ય, આ તે સુખ! એ જ શંકર પાસે માગું.' વિલાસને ત્યાં નિત્ય બેસી રહેતો જોઇ કામદાર વગેરે,–'તમારે શું જોઇએ છે? તમારી શી આશા છે? જોઇતું હોય તે કહો; શેઠજી તમને જોઇતું આપશે;' એમ પૂછવા લાગ્યા. પછી વિલાસે તેઓને જણાવ્યું કે, 'મારે કંઇ પણ જોઇતું નથી; હું યાચવા સારુ આવ્યો નથી; પણ ઇચ્છા એટલી જ છે કે, આવા પુણ્યાત્મા શેઠની સાથે એક ઘડીભર મુલાકાત થાય તો બસ.'

એ સાંભળી એક કામદારે જઇને શેઠને વિનતિ કરી કે, 'કોઇએક વિદેશી ઘણાક દિવસથી નિત્ય આપણા મંદિર આગળ આવીને બેસે છે, કશું આપીએ છીએ તો તે ન લેતાં માત્ર આપની મુલાકાત લેવાની જ

ઇચ્છા દેખાડે છે; માટે જો આજ્ઞા હોય તો તેને ઉપર આવવા દઇએ.' શેઠે રાજી થઇને કહ્યું; 'ભલે, તેને મારી પાસે લઇ આવો.'

શેઠની આજ્ઞા થતાં જ કામદાર નીચે આવીને, વિલાસ, કે જે એક પંથીના વેશમાં હતો, તેને શેઠની પાસે તેડી ગયો. કામદારની સાથે તે અનેક મેડીઓ, અગાસીઓ, બારીઓ, બેઠકો અને વિલાસભવનોને ઓળંગતો છેક સાતમે અવાસે, જ્યાં શેઠ પોતાના સ્નેહીઓ અને મુખ્ય કારભારીઓ સાથે નિર્દોષ હાસ્ય વિનોદ કરી રહ્યા હતા ત્યાં ગયો. આખા ભવનની શોભા તો જાણે અપ્રતિમ જ હતી; પણ જ્યાં શેઠ બેઠા હતા તે દિવાનખાનામાં પગ મૂકતાં વિલાસના આશ્ચર્યનો પાર રહ્યો નહિ. એમાંની બેઠકો, વિવિધ આસનો, શય્યાઓ, હિંડોળાખાટો, ચન્દરવાઓ, વિતાનો અને એવાં અસંખ્ય સુખસાધનોથી કરેલી સજાવટને લીધે, એ સ્થાન, જાણે ઇંદ્રભુવન જ હોયની શું, એમ લાગતું હતું! તેની અંદર એક સુંદર આસનપર શેઠ વિરાજમાન હતા, આસપાસ ઇષ્ટ મિત્રો બેઠેલા હતા, અતિ મધુર અને ઝીણા સ્વરથી તંતુવાદ્યો વાજી રહ્યાં હતાં અત્તર ગુલાબ મઘમઘી રહ્યાં હતાં. એ સઘળા ઉપરથી આપાઆપ નિશ્ચય થતો હતો, કે એ સ્થળેથી દુઃખ તો હજારો કોશ દૂર વસે છે. વિલાસનો આત્મા તો અંદર પ્રવેશ કરતાં જ ઠંડોગાર થઇ ગયો.

વિલાસને આવેલો જોઇને તે કોઇ મહત્પુરુષ છે, એવી તેની મુદ્રાપરથી પરીક્ષા કરી, શેઠે આદરમાન આપી, એક આસનપર બેસાડ્યો ને આવવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે જણાવ્યું: 'અહો શેઠજી! આજે હું ધન્ય ભાગ્ય છું; કારણ કે ઘણા કાળથી આશામાં ન આશામાં ભટકી તદ્દન નિરાશ થઈ ગયેલા એવા આ પ્રાણીની આશા આજે સફળ થઈ છે. અહો! લાંબા સમયના મારા અનુભવથી જગતમાં કોઇ જ સુખી નથી, એવા નિશ્ચયપર આવી ગયેલા આ જીવને આજે સર્વના ભોક્તા અને દુઃખના લેશ થકી પણ રહિત એવા આપનો સમાગમ થયો, તેથી હું કૃતકૃત્ય છું. ઘણાક દિવસથી નાંખેલી સૂક્ષ્મદૃષ્ટિ પછી, મારી ખાત્રી તો થઈ જ હતી કે, આપ કોઈ પણ જાતના દુઃખરહિત અને સંપૂર્ણ-સર્વોત્કૃષ્ટ સુખ ભોગવનારા છો; પરંતુ અહો! આપ જેવા મહાભાગ્યવાન્ પુરુષની સ્થિતિ કેવી દર્શનીય હશે, એ પ્રત્યક્ષ જાણવાના ઉમંગથી જ હું આટલે સુધી આપનાં વંદનાર્થે આવ્યો છું. હવે મને પૂર્ણ સંતોષ થયો; આપનુ કલ્યાણ થાઓ ને આપનુ સુખ અખંડ વિરાજો!'

એટલું કહીને વિલાસ ત્યાંથી ઉભો થયો ને જવાનો વિચાર કરવા લાગ્યો. પણ એના બોલવાપરથી શેઠે વિચાર કર્યો કે, 'હું સુખી છું,

એટલી જ ખાત્રી કરી લેવાથી એને શું ફળ? કશું લેવાની તો એને અપેક્ષા નથી; માટે અવશ્ય એના એ કાર્યમાં કંઈ બીજું તાત્પર્ય હોવું જોઇએ,' એમ ધારીને તે બોલ્યો, 'અલ્યા પથિ! એમ ઉતાવળ શું કરે છે? તારે બીજી કશી ઇચ્છા ન હોય તો ભલે; પણ આટલે સૂધી શ્રમ લઇને મારે ત્યાં પધાર્યો છે, તો હવે ભોજન કર્યા વિના કેમ જવાય? માટે બેસ; સમય થઈ ગયો છે, એટલે હવે વિલંબ નથી.' એવી રીતે આગ્રહપૂર્વક વિલાસને રોક્યો. થોડીકવારે ત્યાં આગળ એક સુંદરીએ આવી, હાથ જોડીને શેઠને જમવા પધારવા માટે વિનતિ કરી; ત્યારે સર્વે વિનોદી મંડળ વિસર્જન થયું ને શેઠ પોતાના નવા પરોણા વિલાસવર્માને તેડીને આવેલી દાસી સાથે ભોજનશાળામાં ગયા.

ત્યાં આગળનો ઠાઠ જોઈને તો વિલાસ તદ્રૂપ જ બની ગયો. શરીરે સુગંધ તૈલાદિક ચોળીને દાસીઓએ ઉષ્ણ જળથી વિલાસને નવરાવ્યો, ઉત્તમ પીતાંબર પહેરવા આપ્યું ને રત્નજડિત સોનાના બાજઠ ઉપર શેઠની જોડમાં બેસાડીને શરીરે ઉત્તમ ગંધ ચર્ચી પુષ્પમાળા પહેરાવી, પછી આગળ બીજી સુવર્ણ ચોકીઓ મૂકી હતી, તે ઉપર કાંચન થાળ આવ્યા, ત્યારે પાકશાળામાંથી એક અત્યંત મનોહર, મદમાતી અને અમૂલ્ય વસ્ત્રાલંકારોથી સજેલી અદ્ભુત સુંદરી ત્યાં આવી અને અનેક સ્વાદિષ્ઠ પકવાન્ન સામગ્રીઓ પીરસવા લાગી. એ શેઠાણી હતી. તેની કાંતિ, મહામોહભરેલાં નેત્રકટાક્ષ અને અનેક હાવભાવથી ભરપૂર તે સુંદરીને જોઈ, વિલાસની સાનસુધ ઠેકાણે રહી નહિ. ભોજન પીરસાઈ રહ્યું, ત્યારે શેઠે શ્રીહરિને તે નિવેદન કર્યું ને પછી વિલાસ સહિત જમવાનો આરંભ કર્યો.

વિલાસવર્મા એક વેળા મોટો રાજા હતો ને ઘણી સમૃદ્ધિનો ભોક્તા હતો; વળી વિલાસવતી જેવી તને સ્ત્રી હતી, છતાં તેના હાથથી આવા ઠાઠપૂર્વક તે કદી જમ્યો ન હોતો. આજે વિલાસને જમતાં જમતાં નિશ્ચય થયો, કે જે કંઈ સુખ છે તે અહિં જ છે, આવું બીજે કોઈ ઠેકાણે નથી. માટે હવે હું સત્વર શંકરની પાસે જઇને આ શેઠના જેવું સુખ માગી લઉં. થોડીકવારે બંને જમી ઉઠ્યા, શેઠાણીએ તૈયાર કરી આપેલાં તાંબૂલ લીધાં; વસ્ત્ર બદલ્યાં, પછી સાથે સાથે બેઠકમાં આવ્યા. અત્ર એકાંત હતું, તેથી શેઠે આદરપૂર્વક વિલાસને બેસાડીને પોતાના મનમાં ઉભા થયેલા પ્રશ્નનો ખુલાસો પૂછવાનો વિચાર કર્યો.

તે સાહુકાર બોલ્યો: 'ભાઈ, તમે સાચેસાચું કહેજો કે તમારે બીજી

કશી વસ્તુની અપેક્ષા ન છતાં, માત્ર હું સર્વાંગે સુખી છું કે નહિ, એ જાણુવાની શી આવશ્યકતા હતી? જો તમારે કોઈ અમૂલ્ય, વસ્તુ મેળ-વવાની ઇચ્છા હોય ને તે કહેતાં તમે સંકોચ ધરતા હો, તો તેમ કર-વાની જરૂર નથી; કેમકે આ જે કંઈ છે, તે માત્ર પરમાર્થને માટે જ છે; તેથી નિઃશંક થઈ જે હોય તે યથાર્થ કહો.' એ સાંભળી વિલાસે પોતાનો સઘળો ઇતિહાસ તેની આગળ વર્ણવી, પછી કહ્યું; 'હે શ્રેષ્ઠ! હે ભાગ્યવંત! હે સુખીજન! એવી રીતે આ વિશ્વારણ્યમાં મેં જે જે યત્નો કર્યા તે પરિણામે દુઃખરૂપ જ નિવડ્યા ને જે જે સુખ હું માનતો તે સઘળાં દુઃખરૂપ જ દેખાયાં, ત્યારે તેઓથી કંટાળીને મેં વનમાં નાસી જઈ તપ કરી શિવજી પાસે સુખ માગ્યું. શિવે મને જેમ તેમ કરીને સમજાવી કાઢવાને કહ્યું કે, 'સંસારમાં તો સુખ જ નથી.' પણ હું તે માનું જ કેમ? પછી મારી ખરી હઠ જાણીને શંકરે મને જણાવ્યું કે, 'તું સઘળે તપાસ કર ને જે સુખ તને દુઃખના લેશ વગરનું શ્રેષ્ઠ લાગે તે મારી પાસેથી માગી લેજે.' આવી શંકરની આજ્ઞા થવાથી હું તપાસ કરવા નિકળ્યો, પરંતુ કૈલાસપતિના કહેવા પ્રમાણે મેં અદ્યાપિ સૂધી સુખ ક્યાંઈ જોયું નહિ. જ્યાં જ્યાં દૃષ્ટિપાત કીધો ત્યાં ત્યાં ઉપરથી સુખ દેખાય ખરું, પણ અંદર દુ:ખના પોટલા જણાયા, પણ છેવટે આજે મારો યત્ન સફળ થયો છે. માટે આપના જેવું જ સુખ હું શંકર પાસે માગી લઇશ; કારણ કે આપ સઘળી વાતે સુખી છો, એટલું જ નહિ, પણ આપનાં સર્વ સુખ સઘળી રીતે પરિપૂર્ણ અને અપ્રતિમ-અદ્ભુત છે. વળી તે સર્વ સુખોમાં અત્યંત વધારો કરનાર તો એક આપનાં ધર્મપત્ની છે કે, જેમની આગળ ઇંદ્રાણીને પણ હું તુચ્છ જ ગણું છું. અહો! ધન્ય ભાગ્ય!!'

આ સાંભળી શેઠ જાણે એકાએક મોટા દુઃખસાગરમાં ડૂબી ગયો હોય તેમ તેનું મ્હો ઉતરી ગયું. તેણે મોટો નિસાસો નાંખ્યો અને ક્ષણ વારમાં તેનાં નેત્ર જળથી ભરાઈ આવ્યાં. ઘણીકવાર સૂધી તો તેનાથી કશું બોલીજ શકાયું નહિ. તે જોઇ વિલાસને ઘણું આશ્ચર્ય લાગ્યું; અને આમ થવાનું શું કારણ હશે, એ જાણવા માટે તે તલપાપડ બની ગયો. તેણે પોતાની પાસેનાં વસ્ત્રવડે શેઠનાં આંસુ લોહ્યાં ને બહુ નમ્રપણે પૂછવા લાગ્યો, ત્યારે ઉંડા નિસાસો નાંખીને ગદ્ગદ્ કંઠે તે શેઠ બોલ્યોઃ 'હે પંથિ! હે વિદેશી! હે સુખેચ્છુ; જગદ્ગુરુ એવા શંકરનું વચન કદી મિથ્યા હોય નહિ. સંસારમાં ક્યાંઈ સુખ નથી, એવું શંકરનું કહેવું હજારો હજાર વાર સત્ય છે. સંસારમાં ક્યાંઈ જ પૂર્ણ સુખ નથી, તો પછી અહીં

ક્યાંથી હશે? માટે મારી એટલીજ વિનતિ છે કે, હવે તું સુખ મેળવવાનો મિથ્યા યત્ન મૂકી દઈ, સંતોષી થઈને, પાછો શંકરને શરણે જા!' પરંતુ એથી તો વિલાસનો સંદેહ વધ્યો, ને તેને પ્રશ્ન ઉઠ્યો કે, 'અરે! જ્યાં બિલકુલ દુઃખનો અભાવ છે, ત્યાં વળી એવું ગહન દુઃખ શું હશે?' તેણે તે જાણવા માટે શેઠને ઘણી ઘણી વિનતિ કરી ને પ્રતિજ્ઞા લીધી કે, 'જો આપ સત્ય વાત મને નહિ કહો તો હું મારો પ્રાણ તજીશ.' આથી નિરુપાયે શેઠે કહ્યું, 'હે ભ્રાત! તારે હજુ પણ સુખ મેળવવાની ઇચ્છા હોય તો તેથી હું તને નિરાશ કરતો નથી, પણ એટલું જ કહું છું કે, શંકરની પાસે તું મારા જેવું સુખ માગતો નહિ; કારણ તારી દૃષ્ટિએ હું સુખી દેખાઉં છું પણ મારા જેવો તો આ પૃથ્વીપર કોઈ પણ દુઃખિયો નહિ હોય! પ્રભુએ દુઃખનો પર્વત ઉત્પન્ન કીધો હતો, તેમાંથી સર્વે મનગમતું દુઃખ પ્રભુ આજ્ઞાથી લઈ ગયા, ત્યારે પણ ડુંગર તો તેટલો ને તેટલો જ રહ્યો; કેમકે દુઃખ કોને લેવું ગમે? એ વેળા છેલ્લો હું રહ્યો હતો તેથી બાકી રહેલું દુઃખ પ્રભુએ, પોતાની અવકૃપા જણાવવા માટે જ, મારાપર મૂકી દીધું છે! તો કહે મારુ દુઃખ કેટલું હશે? મારુ દુઃખ કોઇને કહેવા જેવું નથી, પણ તેં સત્ય પ્રતિજ્ઞા કરી છે તો તને મારે કહેવું પડે છે. પરંતુ જેવી એ સાભળવા માટે પ્રતિજ્ઞા કરી છે, તેવી જ આ વાત પાછી બીજા કોઇને પણ ન કહેવાની પ્રતિજ્ઞા લે એટલે કહું.' પછી વિલાસે શેઠની સમક્ષ તેવી દૃઢ પ્રતિજ્ઞા લીધી, ત્યારે શેઠે કહેવાનો આરંભ કર્યો.

શેઠ બોલ્યાઃ 'હે વિદેશી! તું જેને ઇંદ્રાણીની ઉપમા પણ ઓછી સમજે છે, એ મારી પ્રિય સ્ત્રીનો અને મારો પરસ્પર અત્યંત ગાઢો સ્નેહ છે. મારા વિના તેણીથી અને તેના વગર મારાથી એક ક્ષણ પણ રહેવાતું નહિ. તેમ અમારે બંનેને કોઈ પણ વાર ગમે તેવા કારણથી પણ એક બીજાં સાથે કશું ઉંચા સાદે બોલવાનો પ્રસંગ સુદ્ધાં આવ્યો નથી. તે દૃઢ પતિવ્રતા અને હું એક પત્નીવ્રતધારી છું અમે એકબીજાંથી પૂર્ણ સંતુષ્ટ હતાં; અને તે વેળા તો અમારા જેવું જગતમાં કોઈ જ સુખિયું નહિ હોય એમ માનતાં હતાં. અમે નિત્યપ્રત્યે એવા સુખસાગરમાં ઝીલતાં હતાં, એવામાં દૈવસંજોગે એ સ્ત્રી માંદી પડી; અનેક ઉપાયો કરવા છતાં રોગે તેના શરીરમાં ઘર કર્યું, વધતાં વધતાં મંદવાડ પુષ્કળ વધી પડ્યો, દેશદેશાવરથી અનેક સમર્થ વૈદ્યો અને બીજા દૈવી ઉપાય કરનારા પુરુષોને તેડાવ્યા, પણ કંઈ ટિક્કો લાગી નહિ. ઝડી ઝડીને તેની આખર આવી રહી; અમે સૌએ તેની આશા મૂકી અમને,

સર્વ કુટુંબીઓને તથા વૈદ્યાદિકોને એવો નિશ્ચય થયો કે, હવે એ જીવશે નહિ, એટલે અમે તેના પરલોક સુખને સારુ અપાર દાન ધર્મ કરાવવા માંડ્યું. તેના આત્માને એટલું કષ્ટ થતું હતું કે, તે અમારાથી જોઇ પણ શકાતું નહોતું; અને હવે એનો દેહ છૂટી જાય તો ઘણું સારુ, એમ અમે સૌ ઇચ્છતાં હતાં. પણ કેમે કર્યો જીવ જાય નહિ. આથી મારા મનને ઘણો સંતાપ થયો ને વિચાર થઈ આવ્યો કે, હે દૈવ, કઈ વાસનાને લીધે એનો આત્મા આ મહત્ કષ્ટમાંથી છૂટતો નહિ હોય! પછી મોટા નિસાસા સાથે મારાથી ઉતાવળે બોલાઈ જવાયું કે; 'હે પ્રભો આ સ્ત્રીનુ સર્વ કષ્ટ ભલે મને પ્રાપ્ત થાઓ, પણ તેના આત્માનો છૂટકારો થાઓ; હવે તો તેને થતું દુઃખ મારાથી જોવાતુ નથી. હાય! આવું સ્ત્રીરત્ન મને ક્યાંથી સાંપડશે!' તે સાંભળતાં જ તેના નેત્રમાંથી ચોધારાં આંસુ નિકળવા માંડ્યાં. એ સમય મધ્યરાત્રિનો હતો. માત્ર હું એકલો જ તેની પાસે બેઠો હતો એ વેળા તેના કુમળા, પણ ઘણા મંદવાડથી તદ્દન કરમાઈ ગયેલા મુખપર હસ્ત ફેરવી, મે તેને છેલ્લું ચુંબન લીધું. તેની એવી દયામણી—મહા ખેદકારક અવસ્થાથી મને પણ ઘણું જ રડવુ આવ્યું. મે એનું મસ્તક મારા ખોળામાં લઈ, છાતી સાથે ચાંપ્યું ને ઘાડે સ્વરે રુદન કરવાં કરતા પૂછ્યું; 'પ્રિયા, તારુ કષ્ટ મારાથી સહન થઈ શકતું કે જોયું જતું નથી. હે મૃદુભાષિણી! હવે તારા આત્માને આ મહા સંકટમાંથી શીઘ્ર મુક્ત કર ને સ્વર્ગમાં જઈ આ વિયોગી પતિની વાટ જો, તારો પ્રિય તારા વિના એક ક્ષણ પણ જીવિત ધારણ કરી શકે તેમ નથી; માટે થોડા જ સમયમાં તારી પેઠે આ મિથ્યાભૂત જગતને છોડી તને આવી મળશે (અર્થાત્ હુ આવી મળીશ) પણ હે વહાલી! આટઆટલું છતાં તારો આત્મા કેમ દેહથી છૂટતો નથી? તે શામાં ભરાઈ રહ્યો છે? તું કશી વાતની માયા રાખીશ નહિ, તેમ તારા મનમાં જે કંઈ છૂપી ઇચ્છા, આકાંક્ષા કે વાસના હોય, ને જેને લીધે તારો આત્મા આ કષ્ટદાયી દેહ સાથે લપટાઈ રહ્યો હોય, તે આ વેળા મને સ્પષ્ટ કહી દે. તું નિશ્ચે માનજે કે, તારા વિના જગતમાં મને બીજું કંઈ જ પ્રિય નથી, તેથી તને જે પ્રિય હોય તે કરવાને હું કદીએ વિલંબ કરવાનો નથી' એ સાભળી મારી સ્ત્રીના મનને જાણે ઘણી શાંતિ વળી હોય એમ મને જણાયું; અને તે મને કંઇક કહેવાની ઇચ્છા કરે છે એવાં ચિહ્ન દેખાયાં, પણ નિરુપાય! તેનાથી બોલી શકાતુ નહોતું, કંઠ મળી ગયો હતો ને ઉંડી જતી રહેલી આંખો માત્ર ટગર ટગર જ થયા

કરતી હતી. આવું જોઈ તુરત મને વૈદ્યે આપેલી હિરણ્યગર્ભની માત્રા સાંભરી આવી. તે દવા તત્કાલ પેટીમાંથી કાઢી ઘસીને તેને પાઈ દીધી. એ દવા ઘણી ચમત્કારિક હતી, માટે તેનો અંશ તેના પેટમાં જતાં જ તેનામાં ચૈતન્ય આવ્યું; જીભ છૂટી થઈ, આંખ થરડાયેલી હતી તે ઠેકાણે આવી ને બોલવા માટે જરા ખુંખારો કર્યો. હું છેક તેના મ્હોં આગળ કાન ધરીને બેઠો, ત્યારે ઘણું જ ધીમું અને ભાંગ્યું તુટ્યું તે કંઈક બોલવા લાગી. પ્રથમ તો હું તેમાંનુ કંઈ સમજી શકયો નહિ, પણ ધીરે ધીરે તેની દૃષ્ટિ ફેરવવા ઉપરથી અને બોલવાના ભાવ ઉપરથી મને સમજાયુ કે, એના મનમાં માત્ર એક વાત ખટકી રહી છે કે, 'અહો! હું કે જે આ વેળા આટલી બધી માનીતી છું ને આ સઘળી દોલત, સાહેબી, માન પાન ને રંગમાં ઇંદ્રાણીના સરખું આ સઘળું સુખ–જે માત્ર મારા ઉપર જ ગાજેવાજે છે–તેની સ્વામિની છું, તે સર્વની સ્વામિની, મારા મૂવા પછી કોઈ બીજી જ થશેની? મારાપર અત્યારે તમારી (મારી) અત્યંત પ્રીતિ છે, પણ મારા મૃત્યુ પછી કુટુંબીઓ કંઈ તમને પરણાવ્યા વગર રહેવાના હતા? હાય, હવે મને તમે ક્યાંથી મળશો?' હે વિદેશી મિત્ર! તેના એ બોલવાથી મારું હૃદય ભેદાઈ ગયું. મેં રડી પડીને તેની આગળ દૃઢ પ્રતિજ્ઞા કીધી કે, 'પ્રિયા, તારા વિના જગતમાંની સર્વ સ્ત્રીઓ મારે માતા સમાન છે, માટે હું પ્રાણાંતે પણ બીજું લગ્ન કરીશ નહિ!' પણ તેને વિશ્વાસ આવ્યો નહિ. સંસારમાં કોણ કોનો વિશ્વાસ કરે છે? સર્વ સ્વાર્થનાં છે, તો મારી સ્ત્રીને સ્વાર્થ રહિત કેમ માનું? માયામાં પચેલો તેનો આત્મા માયાનો ત્યાગ કરવા સમર્થ નહોતો. મેં ઘણું ઘણુ સમજાવવા છતા તેની ખાત્રી ન થઈ, ત્યારે હું જે તેની સાથેના સાચા પ્રેમમાં તદ્રૂપ જ હતો તે તત્કાળ ઉભો થયો ને પેટીમાથી એક તીક્ષ્ણ શસ્ત્ર લઈ આવી, તેની સામે ઉભો રહી બોલ્યોઃ 'હે પ્રાણવલ્લભે! સત્ય કહું છુ કે, તારી પછવાડે હું કદી બીજી સ્ત્રી કરનાર નથી; છતાં તારી ખાત્રી થતી નથી, તો લે, એ સુખ ભોગવવાના મુખ્ય સાધનનો જ હું સમૂળો નાશ કરી નાંખું છું.' એમ બોલી તેના દેખતાં જ શસ્ત્રવડે મેં મારી ઉપસ્થ ઇંદ્રિયનો નાશ કીધો!

'આવું ભયંકર કર્મ જોઈ તેનો આત્મા ડૂબી ગયો ને મને પણ ચક્કર આવવાથી નીચે પડતાં મૂર્છા આવી ગઈ. ઘણીકવાર સૂધી સઘળું સૂમસામ રહ્યા પછી હું શુદ્ધિમાં આવ્યો, ત્યારે મને ભારે વેદના થવા લાગી. સારે ભાગ્યે એટલું ઠીક થયું. કે તેટલા સમયમાં આ પ્રકરણ કોઈએ જાણ્યું

નહિ. ઔષધો અનેક પ્રકારનાં ઘરમાં તૈયાર જ હતાં; તેથી તુરત રૂઝ વળી જાય, તેવી મલમપટ્ટીઓ કરીને ક્ષત ઉપર લગાડી દીધી ને રુધિરથી ખરડાયેલાં વસ્ત્રાદિક એકઠાં કરી કોઈ ન જાણી શકે તેમ ઠેકાણે કર્યાં !'

એટલું કહી શેઠ વળી બોલ્યો: 'હે સુખશોધક પંથિ ! એ પછી હું પાછો સ્ત્રીની શય્યા પાસે બેઠો. તેનું શરીર તપાસ્યું તો ટાઢું શીતળ, આંખ ઠરી ગયેલી. મને ખાત્રી થઈ કે, હવે એનો આત્મા આ પંચભૂતના પુતળાને છોડી ચાલ્યો ગયો હશે, પણ એથી મને જે શોક થવો જોઈએ તેના કરતાં મારી પોતાની પીડાનો શોક ઘણો વધી પડ્યો. એ વાત કોઈને ન જણાવાય, તે ડરથી અતિશય કઠણ હૃદય કરીને હું દેહપીડા સહન કરવા લાગ્યો. એમ કરતાં પરોઢિયું થયું. સૂતેલાઓ એક પછી એક જાગ્રત થઈ પાસે આવીને બેસવા લાગ્યાં. તેઓએ આવી તપાસ્યું તો મારી સ્ત્રીના શરીરમાં ધીમે ધીમે ગરમાટ આવવા માંડ્યો હતો ને નેત્ર મીંચાયેલાં હોવાથી તેને કંઇક આરામ છે, એમ અનુમાન કર્યું. આખી રાતનો ઉજાગરો હતો, માટે સર્વે મને સૂવાનો આગ્રહ કરી તેની સંભાળ માટે બેઠાં. હું કંટાળી ગયો હતો માટે ઉઠ્યો ને બાજુના એક પલંગપર જઇને પડતાં જ મને ઊંઘ આવી ગઈ, તે સાથે વેદના પણ શાંત થઈ ગઈ.'

'સુખેચ્છુ મિત્ર!' શેઠ બોલ્યો; 'ઘણી વારે ઊંઘ પૂરી થઈ, એટલે હું જાગી ઉઠ્યો. દિવસ પ્રહરેક ચઢ્યો હતો. પછી ઉઠીને સ્ત્રી પાસે ગયો ત્યારે સૌ મને ધીરજ આપીને જણાવવા લાગ્યાં કે, હવે ચિંતા કરવાનું કારણ નથી, પ્રભુ સૌ સારાં વાનાં કરશે. શેઠાણીએ આજ તો માગીને પાણી પીધું ને ઘણે દહાડે પાસું ફેરવ્યું છે, માટે હવે વળતાં પાણી જ સમજવાં અને હે સુખેચ્છુ પથિ! એમ જ બન્યું. ઉત્તરોત્તર તેની પ્રકૃતિ સુધરવા લાગી; પખવાડિયું થતામાં તો તે અર્ધો અર્ધ હોશિયારીમાં આવી ગઈ; એક મહિનો થતાં શરીર પૂર ટેકમાં આવ્યું ને કશો વ્યધિ કે અશક્તપણું રહ્યું નહિ. હું પણ તદ્દન સારો થઈ ગયો. હવે અમારું જોડું આગળ હતું તેવું જ પાછું જામ્યું. અમે બંને જણ યુવાવસ્થાના શિખરપર ચઢી બેઠાં કે જે અવસ્થામાં સ્ત્રીને ફાંકડો પુરુષ, અને પુરુષને રંગિલી સ્ત્રી વિના બીજું બધું તુચ્છ લાગે છે, અમારે સંપૂર્ણ સંસારસુખ લૂટવાનો સમય આવ્યો, તેમાં તે જ મારી સ્ત્રી ને હું જ તેનો પતિ!! કહે પ્યારા મિત્ર, હવે અમારા સંસારસુખમાં શી મણા?'

આ વાર્તા સાંભળીને વિલાસ ચિત્રવત્ બની ગયો, તેની સર્વ મનો-

વૃત્તિઓ ઠંડીગાર થઈ ગઈ ને કેટલીક વાર સૂધી તે શેઠના સામું જ જોઈ રહ્યો. પછી બોલ્યો, 'અહા! શું આ સત્ય છે? એમ જ હોય તો આ સંસારમાં તમારા સરખો દુઃખિયો કોઈ જ નથી ને તે દુઃખ કોઈ જાણી શકે તેવુંએ નથી. પણ ત્યારે એમ ક્યાં સૂધી ચાલશે?' શેઠ બોલ્યા, 'શું કરું? સંસાર તજીને એકલો વનમાં ચાલ્યો જાઉં, તો પછવાડે યુવાન સ્ત્રીની શી વલે થાય; અને બંને જણ જઇએ તો અમે નિર્વંશ હોવાથી અખૂટ દ્રવ્યના ભોકતા અધર્મીઓ થાય. માટે શ્રીહરિની ઇચ્છા હશે ત્યાં સૂધી, એક બીજાને જોઈ, બંનેનાં ધગતાં હૃદયોને શીલ-સંતોષરૂપી જળવડે છાંટતા જઈ, સમૃદ્ધિને પોતાના જ હાથે સન્માર્ગે લગાડી દઇને, નિશ્ચિતપણે ભગવત્સાધનાર્થે ચાલ્યાં જઇશું.' વિલાસ બોલ્યો, 'શેઠજી, ત્યારે હવે સુખ તો સંસારમાં નથી જ ની!' શેઠે કહ્યું; 'નથી જ! મુદ્દલ જ નથી. મૂર્ખ હોય તે સંસારમાં સુખેચ્છા રાખે. સંસાર પોતે જ દુઃખરૂપ છે. જો અગ્નિમાં શીતળતા હોય તો સંસારમાં સુખ હોય. આ સંસાર અપાર તાપ-ત્રાસરૂપ જળથી ભરેલા સમુદ્ર સરખો છે. એ ઘૂઘવાતા સમુદ્રની છોળોથી બચવાને, તેમાં આવી પડેલો પ્રાણી ફાંફાં મારતો હોય તેવામાં, આધારને માટે તેમાં ઉછળતા મોજાને, કાષ્ઠના પાટિયારૂપ ધારીને તુરત તે કેટલુંક સુખ માને, પણ પકડવા જતાં હાથમાં આવે નહિ, ત્યારે આખરે નિરાશ થઈને ડૂબી જ મરે. એવી જ રીતનું સુખ છે. સંસારમાં જે કંઈ સુખ દેખાય છે, તે વાસ્તવિક સુખ નહિ, પણ ઘણા મોટા દુઃખનું જ બીજ છે. માટે હે સુખેચ્છુ પંથિ! વાસ્તવિક સુખ મેળવવાની જ તારી ઇચ્છા હોય તો તે સુખ સંસારમાં નહિ, પણ જેણે તને સુખની ખોળ કરવા સસારમાં મોકલ્યો છે, તે જ પરમ પરમાત્મા એવા જગદ્‌ગુરુ શંકરનાં ચરણારવિંદમાં છે. માટે આ સઘળી મિથ્યા ખટપટો મૂકી દઈ તે કૃપાળુ મહાદેવને શરણે જા.'

### અધિકારી

તે શેઠનું કહેવું વિલાસ પૂરેપૂરું સમજ્યો. ક્ષણ થંભી, પછી તે શેઠને પ્રણામ કરીને ત્યાંથી ચાલ્યો. તે કેટલેક સમયે જ્યાં તપ કર્યું હતું ત્યાં આગળ આવી પહોંચ્યો. ગંભીરતાથી વિચાર કરી તે બેઠો. પછી સ્નાનાદિક કરી ચિત્ત સ્થિર રાખીને શિવનું ધ્યાન ધર્યું અને દર્શન આપવા સારુ મનોમય નમ્ર પ્રાર્થના કરી, એટલે શંકર પ્રગટ થયા ને બોલ્યા; 'હે ભક્ત! કેમ તેં સુખની શોધ કરી? કહે, હવે કેવું સુખ આપું?' તત્ક્ષણે વિલાસ હાથ જોડી ઉભો થયો ને કહેવા લાગ્યો કે,

'હે કૃપાળુ પ્રભો! હું મૂર્ખ, અધમ, પામર અને માયામાં ફસાયલો હોવાથી આપના પ્રભાવને જાણી શકયો નહિ, તે માટે ક્ષમા કરો! ક્ષમા કરો! મે પૂર્ણ રીતે જાણ્યું છે કે; મહાસુખનું મૂળ તો આપનાં ચરણારવિન્દ જ છે, તેથી સદાને માટે હું તમારે શરણે છું. હે પ્રભુ! જે પરમ સુખનો સત્ય માર્ગ હોય તે મને બતાવો. હે પ્રભુ! હવે તો હું આ સંસારના ત્રિવિધ તાપરૂપી દાવાનલની જ્વાળામાં સીઝાઈ જાઉં છું, મને તારો. મને સુખ મળ્યું નથી ને સુખના સ્થાનરૂપ જે આપ તેને ઓળખ્યા નહિ, એ મારુ અજ્ઞાન જ છે. મિથ્યા, પ્રપંચી, ઇંદ્રવારણાનાં ફળ જેવું આ જગત્ છે, તેમાં મેં સુખની ઇચ્છા કરી, એ જ મારી અજ્ઞાનતા છે. સત્ય સુખ તો બ્રહ્માનંદમાં જ છે; તે જ આનંદ સત્ય છે, નિત્ય છે, દુઃખ રહિત છે, અમર છે, અવિકારી છે. એ સુખરૂપી અનુભવથી ભરપૂર, પવિત્ર, હિમસમ ઠંડા, કર્ણને ને મનને સુખ આપનારા સુખાનંદસાગરમાં મને સ્નાન કરાવો. મારી કોઈ પણ ગતિ નથી, મારી ગતિ માત્ર આપ જ છો. આપ જ અવિદ્યાના હરનારા છો, ઉત્કૃષ્ટ આનંદસ્વરૂપ છો, સર્વવ્યાપક છો, સર્વ નિયંતા છો, સર્વના કારણ છો, નિત્ય છો, અને હું જે હવે કોઈ બીજો જ છું, તેને તેના કલ્યાણનું સાધન કહો. વાણી, શબ્દો, શાસ્ત્રો ને વિદ્વાનની વિદ્વત્તા, એ સર્વ, આ લોકના સર્વ ભોગને વાસ્તે છે, પણ મોક્ષને માટે-નિત્યના સુખને માટે નથી. સુખને માટે તો બીજું જ કંઇ છે, જે મને બતાવો. સુખ એ કંઇક બીજું જ છે, તે મને આપો મને સંસારનું સુખ જોઈતું નથી, તેથી હું ધરાયો છું, પણ સંસારસુખ વગરનું અન્ય સુખ જોઇએ છીએ, જે અખંડ છે, તે મને આપો.' એમ કહીને તેણે શિવનાં ચરણ વચ્ચે પોતાનું મસ્તક મૂકી દીધું.

એટલું કહી મહાત્મા બટુક બોલ્યો, 'વરેપ્સુ! એવી રીતે અનેક દુઃખો સહન કરી તથા આખા જગતમાં ભટકી ભટકી સુખને માટે તદ્દન નિરાશ થયેલા વિલાસવર્માને છેવટે તે દુઃખોનું સારુ ફળ મળ્યું; અર્થાત્ દેવના પણ દેવ એવા શંકરનું તેને શરણ પ્રાપ્ત થયું, તેથી તે અખંડ સુખોનો ભોક્તા થયો.'

વરેપ્સુ બોલ્યો, 'કૃપાનાથ! શંકરને શરણે જવાથી એ રાજપુત્ર કેવી રીતે અખંડ સુખનો ભોક્તા થયો તે કહો.' બટુકે પુનઃ પોતાની મધુર વાણીરૂપ અમૃતની વૃષ્ટિ ચાલુ કરી.

સરખો તેજસ્વી છે. એણે કૌશેય પીતાંબરનો કછોટો માર્યો છે, ખભે પણ તેવો જ ઉપરણો ઓઢેલો છે, મસ્તક ઉપર રત્નથી જડેલો કિરીટ ધારણ કર્યો છે ને આસપાસથી મયૂરચંદ્રિકાઓવડે બહુ શોભે છે. વળી મસ્તકના અતિ સ્નિગ્ધ, શ્યામ કેશ, કે જે કિરીટથી ઢંકાયા છતાં બહાર કપાળ ઉપર ઝુલતા રહ્યા છે, તેથી તેનું ચંદ્ર સમાન મુખારવિન્દ ઘણું જ શોભાયમાન દેખાય છે; કાનમાં ઘણાં પ્રકાશવાળાં કુંડળો છે, તેનો પ્રકાશ ગાલ ઉપર પડે છે; તેની નમણી નાસિકાને અગ્રે એક અમૂલ્ય મુક્તાફળ લટકી રહ્યું છે; કંઠમાં તેજસ્વી રત્નની માળા પહેરી છે, તેના લટકણરૂપે રહેલો અપાર શોભામય કૌસ્તુભમણિ હૃદય ઉપર વિરાજી રહ્યો છે; બંને બાહુમાં કેયૂર અને પહોંચાઓમાં કંકણયુક્ત પહોંચીઓ છે; અંગુલિઓ રત્નમુદ્રિકાઓથી શોભે છે; કટિએ ક્ષુદ્ર ઘંટિકા અને ચરણમાં સુવર્ણનાં નૂપુર છે; એનાં ચરણ, હસ્ત, મુખ ઇત્યાદિ અવયવો એટલા મનોહર અને કુમળા છે કે, જાણે નવાં કમળો ખીલ્યાં હોય! હાથ પગના નખ તારા સરખા ચળકે છે ને તેના મરક મરક હસવા થકી પ્રવાળા સરખા રક્ત ઓષ્ઠવડે છૂપાયેલી રત્નપંક્તિ સરખી દંતપંક્તિ આપોઆપ દેખાઈ આવે છે. એ બાળકનું અદ્‌ભુત રૂપ તું તેના ચરણથી માંડીને અનુક્રમે ઉપર ચઢતો જઈ, મુકુટ સૂધી ખૂબ ધારી ધારીને પુનઃ અવલોકન કર. એ અદ્‌ભુત બાળક આખી સૃષ્ટિનો પતિ છે, દેખાતી અને નહિ દેખાતી એવી સર્વ વસ્તુનો ઉત્પન્ન કરનાર છે ને સર્વને તેની પોતાની જ અદ્‌ભુતશક્તિવડે ધારણ કરી રહ્યો છે. હું, બ્રહ્મા અને વિષ્ણુ તેનાથી જ ઉત્પન્ન થયા છીએ. એ સર્વનો આત્મા અને પ્રભુ છે. માટે મનોમય રીતે તેનાં ચરણમાં તું મસ્તક અર્પી નમસ્કાર કર. કેસર કસ્તૂરીવાળું સુગંધી ચંદન ચર્ચી તેના લલાટમાં સુંદર તિલક કર, ખીલેલાં સુંદર પુષ્પો તથા તુળસીનાં અંકુરો તારા હાથે જ ગુંથી લે ને એ ઉત્તમ માળા તેના શ્રીકંઠમાં આરોપણ કર. પછી રત્નજડિત સુવર્ણના થાળમાં પકવાન્નોને ભરીને તેને ભોજન કરવાની વિનતિ કર. એ બાળક નિઃસ્પૃહી છે, પણ પ્રીતિને વશ છે, માટે પ્રીતિપૂર્વક પ્રાર્થના કરવાથી એ ઉપહાર અંગીકૃત કરશે.'

એટલું કહીને શંકર ક્ષણ પછી પાછા બોલ્યાઃ 'હવે સુવર્ણની ઝારીમાં ગંગાજળ ભરીને પાન કરવા સારુ તેને અર્પણ કર. પછી તારા જ હાથથી સુગંધિત મસાલાઓ મૂકી તૈયાર કરેલું મનોમય પાનબીડું આપ. તેના જમણા હસ્તમાં લાંબી દાંડીવાળું નવું ખીલેલું કમળ આપી, ડાબામાં

રત્નજડિત સુવર્ણની મધુરી વેણુ આપ ને દંડવન્નમસ્કાર કરી તારા પર કૃપા કરવાને પ્રાર્થના કર. હવે એ સુંદર દિવ્ય સ્વરૂપને એકીવારે નખથી શિખાપર્યંત જો. સારી પેઠે ધ્યાન રાખીને જોજે, કે કેવી ચમત્કારિક રીતે એ સ્વરૂપ ધીરે ધીરે સૂક્ષ્મ થતું જાય છે ! ! જોતજોતામાં જો એ એક હાથભરતું થઈ ગયું ! પુનઃ ધારીને જો તે વહેંતનું થયું ! અહો ! એટલામાં તો અંગૂઠાના ટેરવા જેવડું દેખાય છે ! પણ તેની અદર તેનાં અંગ પ્રત્યંગો તેવાં જ પરિપૂર્ણ, તેટલાં જ સુંદર, અને તેવા જ દિવ્ય અલંકારોથી સંયુક્ત છે, એ કેટલું અદ્‌ભુત છે ! ધારીને જોજે, કે તે હજુ પણ સૂક્ષ્મ થતું જાય છે. તે છેક મસૂરની દાળ જેટલી જ જગામાં સમાઈ રહે એવડું થઈ ગયું ! અરે એ તો એથી પણ સૂક્ષ્મ થતું ચાલ્યું; તે સર્ષપના દાણા જેટલા બિંદુમાં સમાઈ ગયું ! તું પણ તેટલા જ ઝીણા અને એકાગ્ર મનથી જો, કેમકે એ તો એક ખસખસના કણથી પણ સૂક્ષ્મ થઈ ગયું ! હવે તે, અણુ ને પરમાણુથી પણ સૂક્ષ્મ જણાય છે. પણ વાહ ! શો ચમત્કાર ! એટલા સૂક્ષ્મ રૂપમાં પણ તેના અવયવો અને વસ્ત્રાલંકારો એટલા જ સ્પષ્ટ તથા દિવ્ય છે ! એ રૂપને તારા મનમાં દૃઢ કરી લે, કેમકે હમણાં એ તો એથી પણ સૂક્ષ્મ થઈ જશે ! એટલામાં તો છેક ઝીણામાં ઝીણા પરમાણુના પરમાણુ તુલ્ય બની ગયું ! તોપણ એની સૌંદર્યતા જેવી ને તેવી જ રહી; માટે અતિ સૂક્ષ્મ એવી મનોમય દૃષ્ટિએ તેનું દર્શન કર. એ જ સર્વોત્તમ સુખ; એ જ જીવ; એ જ શિવ; એ જ પરમ બ્રહ્મ ! એ જ પરમાત્મા ! એ જ પરમેશ્વર ! એ જ સર્વ સ્થળે પરિપૂર્ણ વ્યાપક છે ! અને એ જ તારા તથા પ્રાણી માત્રના હૃદયને વિષે સાક્ષીરૂપ વસી રહેલો છે. એ જ અપાર સુખનું મૂળ છે; અને એ જ પરમાનંદ ઘન છે, અને એ જ પરમ તત્ત્વનું તત્ત્વ છે; અને એ જ સર્વ કારણોનું પણ કારણ છે. એ નિરંતર તારા હૃદયરૂપ આકાશમાં વસી જ રહેલો છે પણ તેને તું જાણતો ન હોતો; હવે એને દૃઢપણે જાણી લે.'

આટલું કહી શંકરે પોતાનું વાક્ય સમાપ્ત કરતાં વિલાસના અંગને આનંદની કંપારી છૂટી, રોમ ખડાં થઈ ગયાં, આખા શરીરમાં પ્રસ્વેદ છૂટવા લાગ્યો; અને તે સાથે જ તેના હૃદયની ગ્રંથિ ભેદાઈ ગઈ ! તેમાં ઓચિંતો અદ્‌ભુત પ્રકાશ પ્રકટ્યો, અને તેની અંદર સચ્ચિદાનંદઘન એવા પરમાત્માના સ્વરૂપનું તેને સાક્ષાત્ દર્શન થયું ! એના આનંદનો પાર રહ્યો ! નહિ ! એ આનંદરૂપ જ બની ગયો ! તત્કાલ તેનાં મિંચેલાં નેત્ર ઉઘડી ગયાં, તો બહાર પણ સર્વત્ર એ જ આનંદઘનસ્વરૂપ તે

જોવા લાગ્યો. વન, વૃક્ષ, વાટિકા, જીવ, જંતુ, જલ, સ્થલ, આકાશ-ઈત્યાદિ સર્વને તેણે પરમાત્મા સ્વરૂપ જોયું! શંકર પણ એ જ રૂપે દેખાયા! એવી રીતે વિલાસવર્મા પરમાત્મામાં કેવળ તદ્રૂપ બની ગયો! એને દેહભાન રહ્યું નહિ તે અહંવૃત્તિ ભૂલી ગયો. હું કોણ છું, કયાં છું, એ સ્મરણ પણ જતું રહ્યું. સર્વત્ર એક આનંદરસ જ વહી રહ્યો.

આવો પ્રકાર જોઇ શંકરે, તેને મસ્તકે હસ્ત મૂકયો ને પ્રેમથી હૃદય સાથે ચાંપી કહ્યું; 'વત્સ! તારું કલ્યાણ થાઓ. હવે તું એ પરમાત્માના રૂપનું સદા સ્મરણ કરતો રહે, તું મુક્ત થયો છે. હવે તને આ સંસારમાં જન્મ મરણ નથી. એ મંગળરૂપનું ધ્યાન કરતો તું યથેચ્છ વિચર; અને દેહનું અવસાન થતાં તે જ રૂપમાં તું લીન થઈ જા!' એટલું કહી તત્કાલ જ શંકર અંતર્ધાન થયા ને વિલાસ જીવન્મુક્ત થયો થકો જગતમાં યથેચ્છ વિચરવા લાગ્યો.

"હે વરેપ્સુ!" બટુક બોલ્યો; "એવી રીતે સઘળું બ્રહ્મરૂપ જોવાથી સર્વત્ર સમાનદર્શી થયલો વિલાસવર્મા ફરતો ફરતો કેટલેક કાળે શારીર દેશના હૃદયનગર પ્રત્યે જઈ ચઢયો. તેને ઘણે કાળે આવેલો જાણી પ્રધાન મનશ્ચન્દ્ર પોતાના કુટુંબ સહિત સામો ગયો; અને તેને અત્યાદરપૂર્વક નગરમાં તેડી લાવ્યો. વિલાસની માતા ભોગતૃષ્ણા તો કેટલાંક વર્ષ થયાં મરણ પામી હતી; પણ ઓરમાન માતા પ્રજ્ઞાદેવી, ભ્રાતા શાંતિસેન, પિતા મનશ્ચન્દ્ર અને રાજા આત્મસેન ઇત્યાદિ સર્વ તેની આવી બ્રહ્મરૂપ સ્થિતિ જોઇ સાનંદાશ્ચર્ય પામ્યાં ને તેને હર્ષભેર ભેટવા લાગ્યાં: મહાત્મા શાંતિસેન અતિ પ્રેમથી તેને ભેટયો. તે પ્રસંગે એવો ચમત્કાર બન્યો કે, બંનેનાં અંગો આલિંગનની સાથે જ જોતજોતામાં એક થઈ ગયાં ને તે બે મળીને માત્ર એકરૂપ જ બની ગયું! આવું જોઇને સૌને પરમ આશ્ચર્ય લાગ્યું. અને હવે એ પુરુષને શાંતિસેન માનવો કે વિલાસ, એનો વિચાર થઇ પડ્યો. એ શાંતિ-વિલાસ પોતાનાં વૃદ્ધ થયેલાં માતાપિતાને (મનશ્ચન્દ્ર અને પ્રજ્ઞાદેવીને), તેમની આખર અવસ્થા જોઇ તત્ત્વજ્ઞાન સંભળાવવા લાગ્યો. જે શ્રવણ કરતાં કરતાં બ્રહ્માનંદથી પ્રેમમગ્ન થયેલાં તે બંને તેને ભેટી પડ્યાં ને તત્ક્ષણે તેનામાં જ લીન થઇ ગયાં. રાજા આત્મસેન કે જે મનશ્ચન્દ્રનાં કૌટિલ્ય અને પ્રપંચીપણાથી કેવળ પરાધીન તથા અશક્ત જેવો થઇ પડ્યો હતો, અને ગાઢ અંધકારમાં પડેલા અમૂલ્ય રત્નના પેઠે કેદમાં પડી રહ્યો હતો (અવિદ્યારૂપ પડદામાં પેશી રહ્યો હતો), તે હવે આ મન-શાંતિ-વિલાસરૂપ દીપક પ્રજ્જવલિત થવાથી

સતેજ થઈ ભમણો પ્રકાશવા લગ્યો પછી, મને પોતાની મૂળ સ્થિતિ ઉપર લાવનાર તો આ મન-શાંતિ-વિલાસ જ છે, એવું (આત્મસેનના) સમજવામાં આવતાં તેના પર તેને અત્યત પ્રેમ છૂટયો; એટલે તેના આવેશમાં તેણે દૃઢ આલિંગન કર્યું, ત્યારે નૂતનરૂપ પ્રકટયું. જેમ એક સાથે જોડાવાથી બંને દીપક એકરૂપ થઈ જાય, તેમ આત્મસેન અને મન-શાંતિ-વિલાસ, એ એકરૂપ થઈ ગયા! એ સર્વે મળીને છેવટે એક પુરુષ થયો, માટે તેનું નામ પણ બદલાયું. તે આત્મશાંતિ એવા નામને પ્રાપ્ત થઇને અખંડાનંદરૂપે વિરાજવા લાગ્યો."

આ પ્રમાણેનો અતિ વિસ્તૃત ઇતિહાસ કહી, મહાત્મા બટુક સૌને ઉદ્દેશીને બોલ્યા, "હે જિજ્ઞાસુ જનો! એ પ્રમાણે સસારમાં સૌથી શ્રેષ્ઠ સુખ કીયું, એ સંબંધી પુરાતન ઇનિહાસ મેં તમને કહી સભળાવ્યો. એ ઉપરથી સૌના સમજવામાં આવ્યું હશે, કે સંસારમાં મૂળે સુખ જ નથી, તો પછી શ્રેષ્ઠ સુખ ક્યાંથી હોય? ખરુ અને શ્રેષ્ઠ સુખ શામાં છે, તે વિલાસવર્માની છેલ્લી સ્થિતિપરથી તમારે જાણી લેવું જોઇએ." આવું અદ્ભુત ચરિત્ર-બ્રહ્મોપદેશ સાંભળી, આખું જનમંડળ તલ્લીન થઈ ગયું હતું, તેથી ચાર પ્રહર રાત્રિ કેમ વીતી ગઈ, તેની તેઓને ખબરે રહી નહિ. એ ઇતિહાસ પૂરો થતાં પ્રેમવિહ્વલ થયેલા વરેપ્સુએ, "જય જય ગુરુદેવ, જય જય ગુરુદેવ," એવી ગર્જના કરતાં બટુકનાં ચરણમાં મસ્તક મૂકી દીધું, અને તે વેળા આખી સભા જય શબ્દનો મહા ધ્વનિ કરવા લાગી; સૌએ અતિ પ્રેમથી તે મહાત્માનાં ચરણનું વંદન કર્યું. પછી ઉષ કાલ થયો હતો, માટે બટુક સહિત સર્વે પોતપોતાનાં સ્નાન સંધ્યાદિક કર્મો કરવાને ગંગાતીરે ગયા.





# તૃતીય બિન્દુ

## ક્લેશનું કારણ મનનું મોળાપણું છે

कामं प्रियानपि प्राणान्विमुंचंति मनस्विनः ।
न तु निर्बलतां यांति संकटे समुपस्थिते ॥
कृतनियमलङ्घनादानर्थक्यं लोकवत् ॥

અર્થ—મનનું ધાર્યું કરનારા પુરુષો પોતાના પ્રિય પ્રાણોને પણ તજી દે છે, પરંતુ સંકટ આવી પડે છે ત્યારે નિર્બળતાને પામતા નથી.

કરેલા નિયમનું ઉલ્લંઘન કરવાથી લોક (વ્યવહાર)ની માફક અનર્થ થાય છે.

બીજે દિવસે મધ્યાહ્નના જ્યારે સર્વ સમાજ ભરાયો ને મુખ્ય આસન-પર બટુક મહારાજ બિરાજ્યા, ત્યારે એક મનુષ્યે બે હાથ જોડી, નમ્રપણે પૂછ્યું; "હે ગુરુદેવ! આ જગતમાં બહુધા એવા પ્રકારે બનેલું જોવામાં આવે છે કે, જેઓ પાપકર્મમાં પ્રવૃત્તિ કરનારા છે, જેઓ કપટકુશળ છે, હજારોનાં ગળાં રહેંસતાં ક્ષણભર પણ વિચાર કરતા નથી, ઈશ્વરના દંડનો જેને જરાએ ભય નથી, એવાં મનુષ્યો નિત્ય સુખ ભોગવે છે, સાહેબી ભોગવે છે, હજારો મનુષ્યો તેને નમન કરે છે, હજારો સેવકો તેની હાજરીમાં રહી ખમા ખમા કરે છે અને જેઓએ ધર્મને જ પોતાનાં દેહ-ગેહ સર્વ અર્પણ કર્યાં છે, જેઓ પાપનો સંકલ્પ પણ કરતા નથી, જેઓ જીવ પ્રાણી માત્રપર કરુણાળ જ રહે છે અને જેઓ એમ જ માને છે કે, અંધારામાં કે અંધારા સ્થાનમાં રહીને પણ જે કૃત્ય કરવામાં આવે છે તેનો જોનારો એક છે, પુણ્ય કે પાપ એ સર્વેનાં કૃત્યનો બદલો આપનારો કોઈક છે, હરિસ્મરણ ક્ષણભર પણ જેના હૃદયમાંથી ખસતું નથી, એવા પરમ ભક્ત હમ્મેશાં દુઃખી જોવામાં આવે છે, તેનો વ્યવહાર પણ ઘણો બગડેલો જણાય છે, તેઓ વનો-વન ભટકે છે અને કોઈ પણ મનુષ્ય તેના પ્રતિ પ્રેમથી જોતું નથી,

તો એ સર્વેનું કારણ શું હશે? આપ તે કૃપા કરીને કહો, કેમકે એ સંબંધે મને મોટો સંશય નિત્ય પીડ્યા કરે છે."

બટુક મુનિ બોલ્યા, "એ કાંઇ મોટો કૌતુકવાળો-ને નહિ સમજાય એવો પ્રશ્ન નથી; કેમકે એવી પ્રથા તો આદિ અનાદિથી ચાલી આવે છે, પુણ્યાત્મા પીડિત જણાય છે ને પાપાત્મા સુખી જણાય છે એનો હેતુ મનુષ્ય જાણતો નથી, તેનું કારણ એટલું જ છે કે, તે અવિદ્યામાં પચેલો ને અજ્ઞાનમાં ઘેરાયલો છે. આ તો નિશ્ચય જ છે કે, ધર્માત્મા પુરુષ ધર્માત્મા છે ને જગતને તેવો જણાય છે, પણ તેના અંતરમાના ગુહ્યાગારમાં દૃષ્ટિ નાંખીશું તો જણાશે કે, તે સ્થળમાં પરમાત્માનો પ્રેમ, જે સર્વ સુખનું, સર્વ આનંદનું અને સર્વ કલ્યાણનું કારણ છે, તે પ્રેમ, ત્યાં સજ્જડ જડાયો નથી, તેની શ્રદ્ધા ડગુમગુ છે, અને ટેકમાં મોળાપણું છે; અને એ જ દુ:ખનું પરમ કારણ છે. લૌકિક દૃષ્ટિથી જણાતા એ ધર્મવીરનાં હૃદયમાં હજી એવો વૈરાગ્ય વ્યાપ્યો નથી કે જે ભાવી નથી તે થવાનું નથી ને જે ભાવી છે તે મટવાનું નથીઃ પરન્તુ તે તો ભાવીના ચિંતાગ્નિમાં નિત્ય વૃથા તપ્યા કરે છે. જો આ ચિંતા વખતે, તેને શાંત કરવાનું ઔષધ પણ પીએ તો એ પંડે તો સુખી થાય, એટલું જ નહિ પણ તે સાથે વ્યાવહારિક સર્વ સુખોએ તેને સાંપડે. જે જીવે, ઘણું ઘણું શાસ્ત્ર વિચાર્યું હોય, ધર્મમાં પૂર્ણ પ્રેમ દાખવ્યો હોય, પરસ્પરમાં તેનો બોધ પણ સારી રીતે કર્યો હોય, પણ વાસના, કે જે સર્વ દુઃખનું મૂળ છે તેના ત્યાગ વિના, ઉત્તમ પદ, ઉત્તમ સ્થિતિ, તે જીવને કેમ પ્રાપ્ત થાય? એ સંબંધે એક પુરાતની કથા છે, તે તમને કહું છું તે સાંભળો."

પછી ક્ષણભર નેત્ર મિંચી, મહાત્મા બટુક બોલ્યા; "વિવેકી, વિરક્ત, શમાદિ ગુણસંપન્ન સત્યવાદી યુધિષ્ઠિર રાજા વનવાસ ભોગવતા હતા, ત્યારે એક સમયે ત્યાં શ્રીકૃષ્ણ પરમાત્મા પધાર્યા. અનેક મુનિમંડળની વચમાં પરમાત્મા બિરાજ્યા છે, તે વેળા પાંચે પાંડવમાં વડા રાજા યુધિષ્ઠિરે, પરમાત્મા ભગવાન્ શ્રીકૃષ્ણને પૂછ્યુંઃ 'હે મહારાજ! હું સર્વ રીતે ધર્મયુક્ત વર્તું છું, કદી પણ પાપાચરણ કરતો નથી, કદી અસત્ય વદતો નથી, ગૌબ્રાહ્મણનું પ્રતિપાલન કરનારો છું, પરમાત્માનાં ચરણકમળમાં સદા ચિત્ત ચોટાડ્યું રાખું છું, અને મેં ગુરુજનોને માન આપી સંસારના સર્વ વિષયોને ત્યજ્યા છે, તે છતાં મારે વનવગડામાં રઝળવું પડે છે! આ ભાઇઓ પણ મારે લીધે વિપત્તિ વેઠે છે, દ્રુપદ રાજાની સુકુ-

માર કન્યા, જે રાજ્યાસનને યોગ્ય છે, તે આ દર્ભની સાદડીપર પોઢે છે; અને કૌરવો જે અધર્મે વર્તે છે, ઈશ્વરનો પણ ડર રાખતા નથી અને જેઓએ કપટ કરીને મને વનમાં મોકલ્યો છે, તેઓ રાજ્યાસન ભોગવે છે, તેનું કારણ શું? ધર્મ સંબંધમાં મને નથી જણાતું કે, મારી તરફની કાંઈ પણ કાચપ હોય, તે છતાં હું સંકટ વેઠું છું, તેનું કારણ મહારાજ શું છે, તે આપ મને કૃપા કરી કહો.”

જરા સ્મિત કરીને શ્રીકૃષ્ણ બોલ્યા; “જ્ઞાનીને પોતાના સ્વરૂપમાં પ્રમાદ કરવા કરતાં બીજું કાંઈ પણ અનર્થકારક નથી. કેમકે પ્રમાદથી મોહ, મોહથી અહંવૃત્તિ, અહંવૃત્તિથી બંધ ને બંધથી દુઃખ થાય છે; અને એ દુઃખનું કારણ ટેકનું મોળાપણું છે. જો મનુષ્ય ટેક રાખે તો દુઃખ આવતું નથી; પણ જ્યારે ટેકમાં ઉણપ હોય છે, ત્યારે જ મનુષ્ય દુઃખ ભોગવે છે. આ પોતાની ભૂલ મનુષ્ય જોઈ જાણી શકતો નથી, કેમકે જો તે જોતો જાણતો હોય તો, અન્યને દૂષિત કરે નહિ, પણ પોતાના જ દોષને જુએ.”

એ સાંભળી રાજા યુધિષ્ઠિર તો મૌન ધરી રહ્યા પણ અર્જુને કહ્યું; “ભાઈ, મારી ટેકમા તો કાંઈ પણ ખાંપણ નથી, તે છતાં મારી પણ સૌના જેવી જ અવસ્થા છે.” શ્રીકૃષ્ણે કહ્યું; “તારી ટેક યથાર્થ નહિ હોય, જો હોય તો પ્રભુ સંકટ પડવા દે નહિ,” તે સાભળી અર્જુન બોલ્યો; “મારી ટેકમાં કશી પણ ઉણપ નથી. આપ જો એમ ધારતા હો તો ભલે ધારો, પણ મે તો મારો ધર્મ યથાર્થ પાળ્યો છે ને મારી ટેક મેં કદી પણ મૂકી નથી.” શ્રીકૃષ્ણને અર્જુનનાં આ વચન રુચ્યાં નહિ. પણ તેમણે તે વાત તેટલેથી જ અટકાવી—એમ વિચારીને કે અર્જુનને એની ટેકનું મોળાપણ બતાવ્યા વગર કદીપણ, સત્ય શું છે તે એ માનશે નહિ. બીજી વાતચિતમાં કેટલોક કાળ વ્યતીત થયા પછી, અર્જુન ને શ્રીકૃષ્ણ, ગંગાતટપર ફરવા ગયા. માર્ગમાં શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું; “આ તારા ગળામાં જે માળા છે, તે મને આપ.” અર્જુને કહ્યું; “એ માળા તો મારા જીવને સાટે છે. પ્રાણ જાય તો ભલે જાય, પણ એ માળા હું કોઇને આપું નહિ ઇન્દ્રે જ્યારે મને આ માળા ભેટ કરી ત્યારે કહ્યુ હતું કે, ‘તારે આ માળા કોઇને આપવી નહિ,’ તેથી એ માળા તો જીવ સટોસટની છે.” શ્રીકૃષ્ણે કહ્યુ; ‘અર્જુન! તારી આવી ટેક છે, એથી મને ઘણો આનંદ થાય છે; પણ મિત્ર, જ્યારે પ્રાણસંકટ આવે ત્યારે એ ટેક રહે નહિ. નીતિ પણ કહે છે કે, જ્યારે સંકટ આવે ત્યારે દ્રવ્યથી કુટું-બનું રક્ષણ કરવું ને પ્રાણસંકટ આવે ત્યારે કુટુંબનો ત્યાગ કરીને પ્રાણનું

સંરક્ષણ કરવું; પ્રાણ ગયા પછી એ તે જરાક સાવધ થયો, ી છે? ગમે તે એનો ભોક્તા થાય, માટે ભાઈ, ને વિંટી વળીને તે દિશા જવા દે. પ્રાણ જતો હોય ત્યારે એ માળા તો શુંઆવા ને દાગિયા વહેંચાતો ...વ્ય, પુત્ર ને સ્ત્રીનો પણ ત્યાગ કરીને-મનુષ્ય જિયા વહેંચાતા હતા તે ' તે વખતે ...થી ટેક ભૂલી જાય છે. પ્રત્યેક ગુ કરેલા વૃક્ષની છાયા ...મ પછી જ ...ખ ભોગવવાની તૃષ્ણા રહે છે. ...ા હતો તેને, તેના ...ાંડી ક્ષણમાં દૂર ...પ છે, ક્ષણમાં દોડતી દોડતી આવી-શ્રીકૃષ્ણ ...લેરાય છે ને એમ સદા જ સંરક્ષાર્થે કર્યા કરે છે. એ ઘોડીનો નાશ થયો ન હોય ત્યાં સુધી પ્રાણીની પ્રથમ સતેજ જ રહે છે ને ત્યાંસુધી હરેક ઉપાયથી સર્વ મનુષ્યો પ્રાણનું ...ની ઉ. કરે છે જ.' અર્જુને કહ્યું: 'એ તો ગમે તેમ હશે, પણ મારી સંપૂર્ણ ટેક છે, કે ગમે તે થાય, ગમે તેવું સંકટ આવે, તો પણ આ માળા હું તજું નહિ, મારી પ્રતિજ્ઞા છે કે, જો આ માળા હું તજું તો મને રામદુવાઈ છે.' આ પ્રમાણે પરમાત્મા ને તેના પ્રિય સખાની ગોષ્ઠિ ચાલતી હતી, તેવામાં સંધ્યા સમય થયો. અર્જુનનો નિત્ય નિયમ હતો કે, તે ગમે ત્યાં હોય તો પણ પોતાની સંધ્યા તો કરવી જ. તે નિયમ પ્રમાણે વસ્ત્ર ઉતારી નદીપરના પાસેના ઘાટપર સ્નાન કરવા ગયો. ઈશ્વરી કળા અકલિત છે, તેથી જેવો અર્જુન પાણીમાંથી ડૂબકી મારીને બહાર નિકળ્યો ને સામી દૃષ્ટિ કરે છે તેવો ત્યાં એક મોટો વિકરાળ સિંહ ભૂંડી ગર્જના કરતો અર્જુન તરફ ડાળા કકડાવતો ઉભેલો જણાયો. આ વેળાએ અર્જુન ...ને અસ્ત્ર, શસ્ત્ર તો રહ્યાં, પણ એક ધોતિયા સિવાય બીજું વસ્ત્ર પણ ... નહિ. તે સિંહ તો ગર્જના કરી રહ્યો છે, અને કુદવાને તત્પર છે. એ સમે અર્જુન પાસે કાંઈ પણ શસ્ત્ર ન હોવાથી તેણે પ્રાણના રક્ષણ માટે પોતાના ગળામાંની માળા કહાડી, તે મંત્રીને સિંહપર ફેંકી! ને તરત તે સિંહ માળા ગળામાં ધારણ કરીને અલોપ થઈ ગયો ને અર્જુન તો દિગ્મૂઢ થઈને જોઈ જ રહ્યો કે આ શું થયું?

પછી અર્જુને સાયંસંધ્યા કરી લઈ, જ્યાં શ્રીકૃષ્ણ બિરાજ્યા હતા ત્યાં જઈને, સિંહ સંબંધી જે વૃત્તાંત બન્યો હતો તે ઈત્થંભૂત કહી બતાવ્યો, પણ માળા ...ની વાત ગુપ્ત રાખી. પણ જ્યારે અર્જુન વસ્ત્ર લેવા ગયો ત્યારે તેણે પોતાના વસ્ત્રપર તે માળા પડેલી જોઈ, તે વેળા શ્રીકૃષ્ણે સ્મિત કરી કહ્યું કે; 'કેમ અર્જુન, આ જ તારી ટેક ને આ જ તારી રામદુવાઈ કે? પણ હોય: જ્યારે પ્રાણનું રક્ષણ કરવું પડે ત્યારે સર્વનો ત્યાગ કરવો, એવો જે મહાત્માઓનો આદેશ છે, તે યોગ્ય જ છે;

કેમકે આપણવડે જે રાજયાસનને યોગ્ય છે, તે આ અર્જુન કેવળ શરમાઈ ગયો
ને પોતાની ટેરવો જે અધર્મે વર્તે છે, ઈશ્વરને સ્યું; પણ મનમાં નિશ્ચય કીધો
કે, ભવિષ્યમએ કપટ કરીને મને વનમાં મોકઆવવા નહિ દેઉં. પરમાત્મા,
જે સર્વના તેનું કારણ શું? ધર્મ સંબંધમાં દેના જાણનારા છે, તેમણે અર્જુ-
નનો આ કાંઈ પણ કાચપ હોય, તે છતાં હું અર્જુનને પોતાની ટેકનું હજી
એ અભિમાન છે, તે આપ મને કૃપા કરી દેવું.
શ્રીકૃષ્ણ બોલ્યા.

આ પ્રસંગને થોડોક કાંઈ પ થયા પછી, એક દિવસે કોઈ
કાર્ય પ્રસંગે શ્રીકૃષ્ણ ને અર્જુન હંવૃત્તિ વનમાં બહુ દૂર ગયા તાપ
તો એવો સખત પડે કે, પણું છે અગ્નિ જ વરસતો હોય.
તે તાપ કાળજું બાળી નાંખે પ હોય બન્નો મિત્રો લાંબો પંથ કાપ-
વાથી થાકીને લોથ પોથ થઈ પેટમાં ભૂખ પણ તેવી જ
કકડીને લાગી હતી ને માર્ગમાં એકે વૃક્ષ નહિ કે જેની છાયામાં બેસે
તો જરાકે શાંતિ મળે; તેમ કોઈ જલાશયે નહોતું કે, જેમાંથી જળ-
પાન કરીને વિશ્રાંતિ લે. થાક ચઢવાથી અર્જુનના પગ લથડિયાં ખાવા
લાગ્યા ને તેણે પરમાત્માને કહ્યું કે, "ભાઈ, હવે મારાથી એક ડગલું
પણ ચલાય તેમ નથી; જો જરાક જળ મળે તો મારાથી ચલાશે,
નહિતર આપણે તો આ બેઠા." ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું, "જરાક આગળ ચાલ,
આગળ જઈ આપણે પાણીની શોધ કરીએ." એમ સમજાવી અર્જુનને
ઉઠાડ્યો. આવી સ્થિતિમાં વાત કરતાં અર્જુન થોડે આગળ ચાલ્યો,
તેવામાં એક વૃક્ષ નજરે પડ્યું, એટલે અર્જુન ત્યાં બેસી ગયો ને
પરમાત્માને કહ્યું, "મને કાંઇક ખાવાનું લાવી આપ." ત્યારે શ્રીકૃષ્ણે
કહ્યું, "તું અહિયાં બેસ, હું ગામમાં જઇને કાંઇક ખાવાનું લઈ આવું,
પણ તું અહિયાંથી આઘોપાછો થાય તો મારે તને ક્યાં શોધવો?"
અર્જુન બોલ્યો, "અરે રામ રામ કહો, ખાત્રીથી જાણો કે, હું અહિ-
યાંથી એક ડગલું પણ બહાર જવાનો નથી. જ્યાં એક ડગલું ભરવાની
ઓય નથી, ત્યાં આઘોપાછો ક્યાં જવાનો હતો? જો આ વૃક્ષની છાયા
બહાર એક ડગલું પણ મૂકું તો મને રામદુવાઈ છે." તુરત શ્રીકૃષ્ણ
પાસેના ગામમાંથી ભોજન લાવવાને ચાલતા થયા.

આણી તરફ સૂર્ય એવો તપવા માંડ્યો કે, જાણે એકે સામટા બારે
આદિત્યે લય કરવા માટે તપવા માંડ્યું હોયની! અર્જુનને ગળે પાણી
વગર કાચકી બધાવા માંડી ને તેના ગળામાંથી થુંક પણ નીકળતું નહોતું.
તેનો જીવ આકુળવ્યાકુળ થઈ ગયો ને થોડી વારમાં તો તે જળ જ

સંતોષ થતો હોય તો ભલે તે મારી નિંદા કરે, એથી તો તે મારા પર મોટો અનુગ્રહ કરે છે; અને મારી સ્તુતિ કરે તો ભલે કરે, એનો મને જરાએ હર્ષ નથી; અને જે પુરુષો કલ્યાણને ઈચ્છે છે, તેઓ બહુ દુઃખે પ્રાપ્ત કરેલું ધન પણ પારકાની પ્રીતિ માટે ત્યજી દેઈને આનંદમાં રહે છે, એમ પ્રાણી માત્રની ઈચ્છાને અનુસરીને તેની પ્રીતિમાં તત્પર રહેલા જનો, પોતાની ટેકમાં સુદૃઢ રહી શકે છે; પણ સ્વપ્રીતિને માટે વલખા મારનાર સુખહીન સંસારમાં ક્યાંથી ટેક જાળવી શકે? તું અને રાજા ધર્મ, સર્વપ્રતિ સમાન વૃત્તિને પામ્યા નથી; એથી જ તમે દુઃખ પામો છો. જેનાં મન, વચન ને કર્મ એવાં છે કે, સર્વ સુખીઆ થાઓ, સર્વ નીરોગી રહો, સર્વને ભદ્ર થાઓ, કોઈને દુઃખ થશો નહિ, તેને જ દુઃખ થતું નથી. તું હજી તેવો બન્યો નથી, તે જ સંકટનું કારણ છે. જો તને રામદુવાઈપર પૂર્ણ વિશ્વાસ હોત તો તું શું એમ જાણે છે કે તારી વહાર પરમાત્મા કરતે નહિ? કરતે જ. પણ એ તારી રામદુવાઈની ટેક મોળી હતી, જે મેં યથાર્થ દર્શાવ્યું છે, એટલે તારા મનનું સમાધાન થશે કે, તમારાં સર્વનાં દુઃખનું કારણ તમે પોતે જ છો."

ક્ષણભર વિચારશૂન્ય થયા પછી, સાવધ થઈને અર્જુને પૂછ્યું, "મહારાજ! ત્યારે ખરો ટેકી કેવો હોય છે, તે મને બતાવો!" શ્રીકૃષ્ણે કહ્યું "ઠીક છે." પછી અર્જુન ને શ્રીકૃષ્ણ ત્યાંથી આગળ ચાલ્યા. માર્ગમાં શ્રીકૃષ્ણે કહ્યું; "અર્જુન! પૂર્ણ ટેકવાળાનાં તારે દર્શન કરવાં છે તો હવે આ વેશ પાલટી નાંખીને સંતપુરુષ બની જા તથા કંઠમાં કંથા ધારણ કર અને ભિક્ષાન્દેહિ કરતાં શીખ." તુરત બન્ને જણે સાધુનો વેશ ધરી લીધો અને પાડોશમા આવેલા નગરમાં પ્રવેશ કીધો.

આ નગરમાં એક ધર્મનિષ્ઠ, સાધુ સંતોનો પ્રીતિપૂર્વક આદરસત્કાર કરનાર, સર્વ ધર્મને યથાર્થપણે પાળનાર, પોતાના નિત્ય નિયમમાં પરિપૂર્ણ એવો એક મહા વૈષ્ણવ બ્રાહ્મણ રહેતો હતો. તેને ત્યાં બન્ને ભિક્ષાન્દેહિ કહીને ઉભા રહ્યા. બ્રાહ્મણે પ્રણામપૂર્વક તે સંતોને ભોજન માટે પ્રાર્થના કરી; અને બન્ને સંતોએ તે નિમંત્રણ માન્ય રાખ્યું, તે એક શરતે કે, તે વૈષ્ણવની સ્ત્રી જ ભોજન તૈયાર કરી જમાડે. પછી તે બ્રાહ્મણે પોતાની સ્ત્રીઓને આજ્ઞા કરી કે, આ મહાત્માઓને માટે સ્વચ્છ, શુદ્ધ અને પવિત્ર ભોજન તૈયાર કરીને ભોજન કરાવો. પતિ આજ્ઞાને સર્વાંશે અનુસરનારી તે બ્રાહ્મણની બે સ્ત્રીઓ તે સંતોની સેવામાં તત્પર થઈ ગઈ. ઘણી ત્વરાથી ભોજન તૈયાર કરીને તેઓએ સંતોને આસનપર

બેસાડ્યા. આ સમયે શ્રીકૃષ્ણે અર્જુનને કહ્યું; "હે અર્જુન! જે ટેકના પ્રતિપાલનથી મનુષ્ય દુઃખના લેશને પામતો નથી, તે ટેક, તને હમણાં જ જણાશે. ખાત્રીપૂર્વક જાણ કે ટેક ગયા પછી કાંઇ જ રહેતું નથી. જેમ વય ગયા પછી કામવિકાર નથી, જળ સૂકાઈ ગયા પછી સરોવર નકામું છે, વિત્ત ગયા પછી પરિવાર નકામો છે ને કડવા ઘા જેવો લાગે છે, તત્ત્વજ્ઞાન થયા પછી સંસાર ખાવા ધાય છે, તેમ ટેક ગયા પછી આપત્તિમાંથી સંરક્ષણ થતું નથી. જે ટેકી છે, જેની પરમાત્મા પર પરમ શ્રદ્ધા છે ને ગમે તેવા સંકટમાં પણ તે શ્રદ્ધા ચલાયમાન થવા દેતો નથી, પરંતુ તેને ધીરતાથી વહ્યો જ જાય છે, તે જ ક્લેશના પારને પામે છે. આ ગૃહનો સ્વામી પૂર્ણ ટેકી છે, ઈશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધાવાન્ છે અને પ્રાણ જાય તો ભલે જાય, પણ ટેક જવા દેનારો નથી. એની પ્રતીતિ તને આ જ ક્ષણે થશે ને તે તું જોજે." આટલા સમયમાં તે બ્રાહ્મણની સ્ત્રીઓએ સુવર્ણ થાળમાં ભોજન પીરશીને તેઓના સન્મુખ મૂકયાં ને લજ્જા તથા વિનયથી તે મહાત્માઓને ભોજન લેવાને પ્રાર્થના કરી. ત્યારે શ્રીકૃષ્ણે પૂછ્યું; "શેઠજી ક્યાં છે?" એક સ્ત્રીએ કહ્યું; "મહારાજ! દુકાને પધાર્યા છે." શ્રીકૃષ્ણ બોલ્યા; "તેઓને તેડાવો, તેમના વિના અમે ભોજન કરીશું નહિ." બીજી સ્ત્રી બોલી; "મહારાજ! તેઓ ભોજન કરીને ગયા છે." શ્રીકૃષ્ણે કહ્યું; "અમે ને તેઓ સાથે જ ભોજન કરીશું." આવી હઠ લઇને તે બંને સાધુઓને બેઠેલા જોઇને, તે બ્રાહ્મણની સ્ત્રીએ સર્વ વૃત્તાંત પોતાના સ્વામીને નિવેદન કરાવ્યો, એટલે તે તો ધર્મસંકટમાં સપડાયો. ઘણા ઘણા વિચારો કીધા પછી તે ઘેર આવ્યો ને તેણે મહાત્માઓને પ્રણામ કરીને કહ્યું; "મહારાજ! મેં ભોજન લીધું છે, માટે આપ આ પવિત્ર ભોજન આરોગવાની કૃપા કરો મારાથી આપના જમ્યા પૂર્વે જ પ્રથમ ભોજન લેવાયું છે, તે જો અપરાધ જણાતો હોય તો મને ક્ષમા કરો. પરન્તુ હે સતો! મારો આ નિયમ છે કે, મારે એકલાએ જ ભોજન કરવું, તેથી જ મેં જુદું ભોજન કીધું છે." શ્રીકૃષ્ણે કહ્યું; "હશે, પણ જો આજે તમો અમારી સાથે ભોજન લેશો નહિ, તો અમે ઉઠી ચાલ્યા જઇશું." તે સંતભક્તને આ મોટું ધર્મસંકટ આવી પડ્યું. શુદ્ધ પવિત્ર મહાત્મા સંતો ભોજનના થાળપરથી ઉઠીને ચાલ્યા જાય, એનાથી કષ્ટકારક એક પવિત્ર પુરુષને શું હોય? નિરાશ થઈ તે બ્રાહ્મણે ત્રીજો એક પાટલો મૂકાવ્યો; એટલે ઘણા ખેદિત હૃદયે ધ્રુજતાં ધ્રુજતાં એક સ્ત્રીએ થાળ મૂકયો. બ્રાહ્મણની ટેક જવાનો

ખરેખરો સમય હતો, પણ તે ટેક જવા દે તેવો નહોતો. તેણે થાળ સામા દૃષ્ટિ કરી ને અકસ્માત્ બોલ્યો; "આ થાળમાં પેલી નવી કેરીનું અથાણું કેમ મૂક્યું નથી? બેસો, હું તે માળપરથી કહાડી લાવું" એટલું કહીને તે બ્રાહ્મણ ગૃહસ્થ માળપર ગયો; પણ જ્યારે તે પાછો આવ્યો નહિ, ત્યારે એક સ્ત્રી પ્રથમ ગઈ, પછી બીજી ગઈ, પણ તેમાંનું કોઈ, પાછું વળ્યું નહિ. તે જોઈ અર્જુને શ્રીકૃષ્ણને પૂછ્યું; "આનું કારણ શું કે, ત્રણે માણસ અથાણું લેવા ગયાં. તેમાંથી એકે પાછું આવ્યું નહિ? મહારાજ, મને તો આમાં કંઈ ભેદ જણાય છે." શ્રીકૃષ્ણ બોલ્યા; "અર્જુન! એ જ ટેક, એ જ પ્રભુપરની દૃઢ શ્રદ્ધા. ચાલ હું તને ટેક કેવો છે તે બતાવું." એમ કહી બન્નો જણ આસનપરથી ઉઠી માળપર ગયા તો એક ઓરડામાં બે સ્ત્રી અને એક પુરુષ શબવત્ પડ્યાં હતાં ને તેમનો અંતર આત્મા પરમાત્મા પાસે પહોંચી ગયો હતો.

આ સર્વ વૃત્તાંતમાંથી અર્જુન કાંઇ પણ સમજી શકયો નહિ; પણ તે તો એ ત્રણે મનુષ્યોને પ્રાણરહિત જોઇને ચિત્તભ્રમ થઈ ગયો અને તે શ્રીકૃષ્ણ પ્રત્યે બોલ્યો; "મહારાજ! હું આનું કશું પણ કારણ સમજી શકતો નથી, માટે તમે મને સમજાવો કે, આ ત્રણ કોણ છે? ને તેઓને આ પ્રમાણે આત્મહત્યા કરવાનું કારણ શું છે?" શ્રીકૃષ્ણે કહ્યું; "હે અર્જુન! ટેક જ આ સર્વનું કારણ છે. તને આનો ભેદ સમજાતો નથી તો હું તને સમજાવીશ!" એમ કહી શ્રીકૃષ્ણે પોતાની ગુણમયી દૈવી માયાને દૂર કરી, કે તત્કાલ તે ત્રણે પ્રાણી સજીવન ભાવને પામીને બેઠાં થયાં. આ ક્ષણે શ્રીકૃષ્ણ તથા અર્જુને પણ પોતાનું મૂળ સ્વરૂપ ધારણ કરીને તેઓને દર્શન દીધાં, એટલે તે બ્રાહ્મણ, કરસંપુટ કરી સામો ઉભો રહીને અપરાધની ક્ષમા માગવા લાગ્યો શ્રીકૃષ્ણે તેને આશીર્વાદ દઇ પૂછ્યું; "ભક્ત! મારા પરમ ભક્ત! તારે આ પ્રમાણે વર્ત્તવાનું શું પ્રયોજન હતું તે કહે." બ્રાહ્મણ બોલ્યો; "હે પરમ નિયતા! આપથી શું અજાણ્યું છે કે, તે હું આપને કહું. પરંતુ આપની આજ્ઞા છે તો મારા અપરાધનું ચરિત્ર સાંભળો. મારા પિતા મને બાળવયમાં મૂકીને પંચતત્ત્વને પામ્યા હતા. તેઓએ મારાં લગ્ન આ મોટી સ્ત્રી સાથે કીધાં હતાં, તેથી જ્યારે હું ને એ વયમાં આવ્યાં ત્યારે મારી માતુશ્રીની આજ્ઞાથી, હું મારી આ સ્ત્રીને તેડવાને તેને પિયર ગયો હતો. આકાશમાં જેમ પક્ષીઓનાં ને જળમાં જેમ જળચરોનાં પગલાં દેખાતાં નથી, તેમ ભાવિની ગતિ પણ એક પરમાત્મા સિવાય બીજો કોઈ જાણી શકતો નથી. મારા સસરાના ગામના

માર્ગે જતાં અર્જુને કહ્યું; "હે મહારાજ! એ બ્રહ્મદેવના મ્હોં આગળ મારી ટેક કંઈ વિસાતમા નથી." પછી શ્રીકૃષ્ણ બોલ્યા; "કામ ક્રોધ ને લોભ છે, તે જ મનુષ્યને સર્વ સંકટ ઉપજાવે છે. આ ત્રણ અને અહંકારવૃત્તિ, મનુષ્યનું ગમે તેવા ટેકમાં મોળાપણું દર્શાવે છે; ને ગમે તેવા બળવાનને પણ શિથિલ કરી દે છે; ઈશ્વરપરની શ્રદ્ધાને કાર્ય પ્રસંગે મોળી કરી દે છે ને તેથી જ મનુષ્ય મોળો રહે છે. જે મનુષ્ય ઈશ્વર જ મારી લજ્જા રાખશે ને મારી શ્રદ્ધાને સુદૃઢ રખાવશે, એવી કામનાથી વર્તે છે, તેની જ કામના ઈશ્વર પરિપૂર્ણ કરે છે, તેનું જ સંકટમાંથી રક્ષણ કરે છે. પણ જે ઈશ્વરપર રાખવામાં આવતી શ્રદ્ધામાં મોળો પડે છે, તેની ટેક ઈશ્વર કેમ જાળવે? સિંહ તારી સન્મુખ આવ્યો, તે વેળા જો તારી ટેક સબળ હત તો તે પાણીમાં તને શું કરી શકત? અને ક્ષણભર આહાર મોડો મળત તો કાંઈ પ્રાણ જાત નહિ. એ સર્વ માયા મે તારી ટેકમાં મોળાપણું કેટલું છે, તે તને જણાવવાને જ રચી હતી. હે અર્જુન! જે મનુષ્ય પોતાની ટેક જાળવે છે તે ત્રણ બ્રહ્માંડ એકત્ર થઇ જાય, પણ કદી સંકટને પામતો નથી. દુઃખનું કારણ પોતાની ટેક-વિશ્વાસ-શ્રદ્ધામાં અનિશ્ચિતપણું ને હરિભક્તિ પરાયણતામાં મોળાપણું, એ જ મુખ્ય છે."

આ કથા કહી ગુરુ વામદેવજી બોલ્યા; "હે ભક્તજનો! જ્યારે જ્યારે મનુષ્યપર કોઈ પણ સંકટ આવે ત્યારે ત્યારે તેણે નિશ્ચિતપણાથી જાણવું કે, તેની ઈશ્વરપ્રતિની આસ્થામાં કાચપ છે. વ્યવહારમાં લચ્ચાપચ્ચા મનુષ્યો નિત્ય દેવદર્શન કરે છે, ઘરમાં કે બહાર જઇને ઈશ્વરસેવન કરે છે, રાત ને દહાડો હરિભજન કરે છે, તાળીઓ પાડીને હરિનું કીર્ત્તન કરે છે, પણ જ્યારે તેનાપર સંકટ આવે છે, ત્યારે તે પોતે ને બીજા અન્ય મનુષ્ય એમ માને છે કે, અહો! આ તો મોટો સાધુ છે ને આનાપર આ સંકટ શું? પ્રત્યક્ષ તે જીવમાં સાધુનાં સર્વ લક્ષણ છે, પણ તેની ટેક-ઈશ્વરી ટેક-શિથિલ હોવાથી જ તે દુઃખનો ભોગી થાય છે. તે કોણ જાણે છે? તે જાતે જ જાણતો નથી, તો બીજા કોણ જાણે?"





# ચતુર્થ બિન્દુ

## બટુક તે કોણ?

निखिलं दृश्यविशेष द्रष्टृपत्त्वेन पश्यतां विदुषाम्।
बन्धो नाऽपि मुक्तिर्न च परमात्मत्वमपि न जीवत्त्वम् ॥

અર્થ-જ્ઞાનીઓ મિથ્યા એવા અસ્પૂર્ણ પદાર્થોને દ્રષ્ટા તરિકે જુવે છે, છતા તેઓને બધન થતુ નથી, મુક્તિ થતી નથી, પરમાત્મપણુ પણ થતુ નથી, તેમ જીવપણુ પણ થતુ નથી, અર્થાત્ જ્ઞાની અલિપ્ત રહે છે

બીજે દિને પ્રભાતમાં, પોતપોતાનાં નિત્ય કર્મો આટોપી, સર્વ ઋત્વિજાદિકો તૈયાર થયા, ત્યારે બટુકની આજ્ઞા પ્રમાણે વરેપ્સુએ, યજ્ઞસમાપ્તિ કર્મને અંગે અપાર દક્ષિણા આપી બ્રાહ્મણોને સતોષ્યા; અને સર્વ આવેલાઓની વિદાયગીરીને માટે છેલ્લો સત્કાર કરવાને એક સુંદર શણુગારેલા મંડપમાં મોટી સભા ભરી. તેમાં ઘણાક મહર્ષિઓ, મુનિઓ, બ્રાહ્મણો, દેશદેશના રાજાઓ, મહારાજાઓ, સંભાવિત ગૃહસ્થો, શેઠ શાહુકારો અને ઘણાક પંડિતો તથા મહાત્માઓ આવીને બેઠા હતા. તેની અંદર સર્વની સંમતિથી મુખ્ય આસન, અત્યાગ્રહથી મહાત્મા બટુકને જ આપવામાં આવ્યું. પહેલી પૂજા પણ એ બ્રહ્મનિષ્ઠ બાળકની જ કરવામાં આવી. બટુકની અદ્ભુત જ્ઞાનશક્તિ જોઈને એ માટે કોઈથી પણ ના પાડી શકાય તેમ નહોતું.

એ સમયે સૌના મનમાં શંકા ઉઠી કે, આટલી બધી ઈશ્વરીશક્તિવાળો આ બાળક કોણુ ને કોનો પુત્ર હશે? અદ્યાપિ પર્યંત એ વાત કોઈ એને પૂછી શક્યું નહોતું. તે મંડપમાં બ્રાહ્મણો વેદ ઘોષ કરી રહ્યા છે, વાજિંત્રો મીઠા સ્વરથી વાગી રહ્યાં છે, બંદીજનો મહારાજાનાં યશોગાન કરે છે અને મહારાજા વરેપ્સુ પોતાની અર્ધાંગના સહિત ગંધ, પુષ્પમાળાઓ, વસ્ત્રો, આભરણો અને અપાર દ્રવ્ય, ઇત્યાદિ ઉપહારો-

વડે અર્ધ્યાદિક સભાજનોનું પૂજન કરે છે; અને જેવી જેની યોગ્યતા હોય તે પ્રમાણે તેનું, રાજપુરોહિત આગળ થઇને બતાવે છે એટલે, રાજા પૂજન કરતો આવે છે. સભામાં વિરાજેલા સર્વનું યથાયોગ્ય પૂજન થઈ રહ્યું, ત્યારે અતિ સંતુષ્ટ થઈ ઋષિઓ તથા મુનિઓ વેદમંત્રોથી તેમને આશીર્વાદ દેવા લાગ્યા છે. એવામાં એક ચમત્કાર બન્યો.

નેપથ્યવાટના ઉત્તર દરવાજા ભણીથી એક વૃદ્ધ ઋષિ દોડ્યા દોડ્યા આવતા માલ્યા. એમના મ્હોંમાં શ્વાસ માતો નહોતો, મસ્તકપરનો જટાનો આડંબર છૂટી ગયો હતો, શરીરે પરસેવાના ઝોળ વળી રહ્યા હતા. તેણે સભા ફરતી આવી એકદમ ચારેમેર દૃષ્ટિ ફેરવી ને મધ્યમાં ઉંચા સિંહાસનપર મહાત્મા બટુકને બેઠેલો જોતાંજ, “હે પુત્ર! એ પુત્ર!” એવી રીતે મોટેથી સાદ કરવા માંડ્યો. વાજિંત્રો અને વેદમંત્રોનો એ વેળા મોટો ઘોષ મચી રહ્યો હતો, તેથી એ ઋષિએ કરેલો સાદ કોણ સાંભળે? આથી અતિ અકળાયેલા અને આતુર બની ગયેલા તે ઋષિએ એકદમ સભા વચ્ચે દોટ દીધી; અને સિંહાસન પર વિરાજેલા બટુકને પોતાની બાથમાં ઘાલી, બંને ભુજાવડે હૃદય સાથે ચાંપીને ગાઢ આલિંગન દીધું; અને, “પ્રિય પુત્ર! અરે મારા પ્રાણથી પણ અધિક પ્રિય પુત્ર! તું જન્મતાંજ આવો નિર્દય કેમ થયો! આ વૃદ્ધ પિતાની અને વૃદ્ધપણામાં પુત્ર જોઇને ઘેલી થયેલી તારી માતાની પણ તને દયા ન આવી? આવું તે વળી રમતું હોય? ચાલ, ઘેર આવી, તારી વિયોગિની માતાના હૃદયને શાંત કર.” એમ કહી તેને તેડી લેવા માટે તે વૃદ્ધ મુનિ તેને ઉંચકવા લાગ્યા, પણ બટુક ઉંચકાયો નહિ, ત્યારે થાકીને તેની સામે ઉભા રહી, તે મુનિ બોલ્યા; “હે પુત્ર! ચાર ચાર દિવસથી અન્નજળનો ત્યાગ કરી, તારી પાછળ અનેક વન, ઉપવન ને આશ્રમોમાં રખડી રખડીને થાકી ગયેલા એવા તારા આ વૃદ્ધ પિતાને તું કેમ દુઃખી કરે છે? તારા વિના તારી માતાએ પણ અન્નજળનો ત્યાગ કર્યો છે, અને હવે તારો વિયોગ લાંબો કાળ રહેશે તો તે પ્રાણ તજશે. હે પુત્ર! શું તું અમને આમ દુઃખ દેવાનેજ અમારે ત્યાં પ્રકટ થયો છે? હે વત્સ! અમે બંને તને અમારા પ્રાણ કરતાં પણ અધિક માનીએ છીએ. તારી માતાએ, પુત્રસુખ મેળવવાની અપાર ઉત્કંઠાથી તપ વ્રતાદિ અનેક કષ્ટો સહન કરીને, તને પ્રાપ્ત કર્યો છે, તેનું ફળ શું આ જ?”

આનો પ્રકાર જોઈ આખી સભા એકદમ શાંત અને આશ્ચર્યચકિત થઈ ગઈ! શું થાય છે, તે જાણવા માટે સૌ એકી દૃષ્ટે પિતાપુત્ર ભણી

જોવા લાગ્યું. પછી બટુકે ઉભા થઈ, તે આવેલા ઋષિને પ્રણામ કરીને કહ્યું; "અહો ઋષિવર્ય! આપ આટલા બધા આતુર શાને અર્થે થયેલા છો? શું આપની કોઈ અમૂલ્ય વસ્તુ ખોવાઈ ગઈ છે? અથવા શું કોઈ પ્રિય મનુષ્યનો વિયોગ થયો છે? વા તમારા પર કોઈ જાતનો ભય આવી પડેલો છે? કિંવા તમારા ચિત્તને કંઈ મોહ થઈ આવવાને લીધે તમે આમ હાવરાબાવરા થઈને દોડાદોડ કરી રહ્યા છો? કે કશુ કૌતુક જોવામાં આવ્યું છે? કે અવિદ્યાને યોગે ભ્રમ થયો છે? કહો, હે દેવ! આપને શું થયું છે? શાંત પડો, શાંત થાઓ અને આપને આ પ્રમાણે મોહ થવાનું કારણ શું છે તે કૃપા કરી કહો." એ સાંભળી ક્ષણભર વિચાર કરી ઋષિ બોલ્યા; "હે પુત્ર! હું આતુર નથી, મારી અમૂલ્ય વસ્તુ ખોવાઈ નથી, વિયોગે નથી ને ભયે નથી; તેમ મોહે નથી ને ચિત્ત અસ્થિરે નથી, ને અવિદ્યાથી ભૂલાવામાં પણ પડ્યો નથી. તું કહે છે એમાંનું કશુંએ નથી. પણ હા, મને કૌતુક થયું છે ખરૂ. જેના વિયોગથી હું આટલો બધો આતુર છું ને જે મને પ્રત્યક્ષ પ્રાપ્ત થયો, છતાં જાણે કોઈ જન્મમાંએ મારી સાથે કશો સંબંધ ધરાવતો ન હોય, એવા પ્રકારનું ભાષણ કરે છે, એ એક મોટું કૌતુક નહિ ત્યારે બીજું શું? પણ પુત્ર! મને લાગે છે કે, તને કોઇએ ચેટક કીધું છે, અથવા તો તારી આવી સુંદરતા જોઈ, કોઇ દુષ્ટે તારાપર પોતાની નીચ વિદ્યાનો પ્રયોગ અનુભવ્યો છે! તે વિના તારી બુદ્ધિમાં આટલો બધો મોહ વ્યાપે જ નહિ, કે જેથી તું તારા પિતા એવા મને પણ ન ઓળખે? પણ ચિંતા નહિ, તે સર્વ ઉપદ્રવોને હું યજ્ઞનારાયણના પ્રતાપથી દૂર કરીશ. પણ તું હવે અહીંથી ઉતાવળો મારી સાથે આપણે ઘેર ચાલ." એ સાંભળી બટુક બોલ્યો; "હે ઋષિદેવ! આ સસારમાં પિતા કોણ ને પુત્ર કોણ? વળી ઘર કોનાં ને બાર કોનાં? આપ મારી બુદ્ધિમાં મોહ થયેલો માનો છો, પણ આ આપનાં વચનામૃતનું પાન કરતા તો આપને જ મહામોહ-સાગરમાં સપડાયલા હું જોઉં છું. તમે જાણતા નથી કે, આ જગદ્રૂપ કાર્ય સઘળુ મિથ્યા છે અને તેમાંના સર્વ વ્યવહારો પણ તે જ પ્રમાણે મિથ્યા છે; તો તેમાં પછી પુત્ર કોણ ને પિતા કોણ, એવો વિચાર આપને થતો નથી, ત્યારે તો હું પૂછું છુ કે, મોહ તમને થયો છે કે મને?" એ સાંભળી ઋષિએ કહ્યું; "તું કહે છે તે સત્ય છે, પણ એ જ્ઞાન અત્યારે શું કામનું છે? એ તો તત્ત્વવેત્તાઓના વિચાર છે. એ વાતો તારા જેવા બાળકના કામની નથી. તેં તો હજી તારાં માતાપિતા એવા જે અમે,

તેનાં લાડ જોયાં નથી, સમવયી બાળકો સાથે નિર્દોષ બાળક્રીડાઓ કરી નથી, અને વારંવાર અમારા ઉત્સંગોમાં બેસી મૃદુ ભાષણ કરીને, અમારાં મનડાં સંતોષ્યાં નથી. યજ્ઞનારાયણના પુણ્ય પ્રસાદવડે તું ઉત્પન્ન થયો, માટે જન્મતાં જ અષ્ટ વર્ષાત્મક દેખાયો, એથી ઋષિઓની સંમતિવડે તને ઉપવીતસંસ્કાર કર્યો, પણ તેથી શું થયું? તું છે તો બાળક જ! હજુ તો તારે ઉત્કૃષ્ટ બ્રહ્મચર્ય પાળી વેદાધ્યયન કરવાનું છે. જ્યારે તું ઉત્તમ પ્રકારે ગુરુની શુશ્રૂષા કરીને વેદવેદાંગપારગત થઈશ, ત્યાર પછી તારો સમાવર્તનસંસ્કાર કરીને, તને કુલીન અને રૂપ-ગુણમાં તારા જ સમાન એવી કન્યા સાથે પરણાવીશું. એ વેળા તારી માતા, જેણે તને પ્રાપ્ત કરવા માટે અનેક તપ વ્રતાદિક દુઃખો વેઠ્યાં છે, તે અતિ શુભ રૂપ એવું વધૂવરનું સુકુમાર જોડું જોઇને, પોતાના જીવતરને સફળ માનશે. તું વેદવિધિપૂર્વક ગૃહસ્થાશ્રમસુખ ભોગવજે તથા સર્વ ધર્મકાર્યમાં અનુકૂળ એવી તારી સ્ત્રી સગે રહી, અનેક યજ્ઞાદિક સત્કર્મો કરજે. પછી તે સ્ત્રીને વિષે તારા જેવી જ ઉત્તમ પ્રજા ઉત્પન્ન કરજે એવી રીતે અનુક્રમે દેવ, મનુષ્ય, પિત્રાદિકના ઋણોથી મુક્ત થઈ, વિષયસુખથી વિરામ પામીને, પછી ભલે તું પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવા સારુ વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરજે. પણ હમણાં તને આ ઘેલું કોણે લગાડયુ છે? હે વહાલા પુત્ર! ડાહ્યો થા ને ઘેર આવી તારી માયાળુ માતાના હૃદયશોકને દૂર કર."

### કારીગરના પુત્રનું પાત્ર

બટુક બોલ્યો; "પિતાજી! આપે કહ્યું તે સત્ય છે; પણ અવિદ્યાથી ઘેરાયલાં મનુષ્યો પેરે મારે પણ શું તેઓના જેવું નાટક વારંવાર ભજવવું જોઇએ?" તેના આવાં વચન સાંભળી, ક્ષણભર તેના પિતા મૌન ધરી રહ્યા, ત્યારે બટુકે કહ્યું; "હે પિતાજી! મારી એક વાત સાંભળો અને તેનું ઉત્તર દો. કોઈ એક ઉત્તમ કારીગરના પુત્રે, એક પ્રસગે આણમાંથી ધાતુ કઢી, તેને ગાળી, શુદ્ધ કરી, તાવી, ટીપી, પત્રું બનાવ્યુ અને તેના જોઇએ તેવડા કટકા કાપી, અનુક્રમથી સાંધી લઇને એક સુંદર પાત્ર બનાવ્યું પછી તેમાં યથેચ્છ યોગ્ય વસ્તુ ભરીને તે ઉપયોગમાં લીધું તે તે ઘણો આનંદ પામ્યો. દિવસ આથમ્યો અને રાત્રિ પડી. સૌ નિદ્રાવશ થયાં. બીજે દિવસે પ્રાતઃકાળે સૌ જાગ્રત થયાં ત્યારે તે પાત્ર બનાવનાર કારીગરનો પુત્ર, ધમણ, એરણ, હથોડો, સાણસી ઈત્યાદિ હથિયારો લઈને ધમણું સળગાવવા મંડ્યો; અને પેલું પૂર્વ દિવસનું પાત્ર

લાવી આગળ મૂકી, તેનો ભાંગીને ભૂકો કરવા જેવો તાણીને હથોડો મારવા જાય છે, તેવો જ તેનો પિતા બોલ્યો; 'અરે મૂર્ખ પુત્ર, તું આ શું કરે છે?' ત્યારે તે પુત્રે ઉત્તર આપ્યું; 'પિતાજી! પાત્ર બનાવું છું.' પિતાએ કહ્યું; 'ત્યારે તારી આગળ એ પડયું છે તે શું છે?' પુત્રે કહ્યું; 'એ પાત્ર છે; પણ પિતાજી, એ તો કાલનું બનાવેલું છે! માટે આજને સારુ નવું પાત્ર બનાવું છું!'

એટલું કહી બટુક બોલ્યો, "ઋષિદેવ! એ કારીગરપુત્રનુ કેવું ઉત્તર છે વારુ? એની બુદ્ધિ કેવી સૂક્ષ્મ ને એ કેવો ઉદ્યોગી ગણાશે? પુત્રનું એવું ઉત્તર સાંભળી, એના બાપે એને ડાહ્યો (જ્ઞાની) જાણ્યો હશે!! નહિ જ? ત્યારે ઋષિરાજ, તમારો વિચાર પણ એ કારીગરપુત્રને મળતો જ છે. નહિ વારુ?"

ઋષિદેવ તો આ સઘળું સાંભળીને સડક જ થઈ ગયા, કે આ નાનું બાળક, આ ભેદભરેલું શું બોલે છે! બીજું કોઈ આ બોલવાનો ભેદ સમજી શક્યું નહિ, પણ ઋષિ કંઈક સમજ્યા હતા તેથી બોલ્યા; "વત્સ, મારા વિચારોને શું તું તે કારીગરપુત્રના જેવા ગણે છે? તું શું શાસ્ત્રની આજ્ઞાને અનુસરીને બ્રહ્મચર્ય, ગૃહસ્થાશ્રમ ઇત્યાદિ આશ્રમો પાળવા માટે, મેં તને કરેલા ઉપદેશને સાંસારિક અવિદ્યાનું પરિણામ માને છે? અથવા તું શું તે પ્રમાણે આચરણ કરી ચૂક્યો છે, તેથી હવે પછી આચરવાના કામને કારીગરપુત્રના કામ જેવું ગણે છે? હજી તું ઉગે છે, તો, તે એ ધર્મો આચર્યા તો શું, પણ સાંભળ્યાએ ક્યાંથી જ હોય? પુત્ર! બાળક-બુદ્ધિ મૂકી દઈ ઘેર ચાલ."

## આ જન્મ નવો નથી

એ સાંભળી બટુક બોલ્યો; "આ જગતમાં બાળક કોણ અને વૃદ્ધ કોણ? મારી દૃષ્ટિએ તો જગતમાંના સર્વ પ્રાણી સમવયી દેખાય છે અને વાસ્તવિક રીતે છે પણ તેમ જ."

બટુકનાં આવાં વચન સાંભળી, એક જિજ્ઞાસુએ પૂછ્યું; "હે દેવ! એમ કેમ હોય? આ નેત્રે તો આપ બટુક, આપના પિતા વૃદ્ધ ને હું તરુણ દેખાઉં છું, તો સર્વે સમવયી કેવી રીતે હોઈ શકે?"

બટુકે કહ્યું; "હે જિજ્ઞાસુ, સાંભળ! આ ચાલુ શ્વેતવારાહ કલ્પની સૃષ્ટિનો પ્રારંભ થયો, ત્યારથી સર્વ જીવો પરમાત્મામાં અવ્યક્તરૂપે સમાયલા હતા, તે પૃથક્ પૃથક્ વ્યક્તિરૂપે પ્રકટ થયા; અને એ પ્રત્યેકને સૃષ્ટિસ્વભાવ તથા અહંકાર લાગુ પડ્યો. એ અહંકાર તથા સૃષ્ટિસ્વભા-

વરૂપ માયાના આવરણથી તેઓ અનેક પ્રકારનાં કર્મોમાં લેપાવા માંડ્યા; અને એ કર્મોને લીધે તેઓને પછી તે કર્મોનાં ફળ ભોગવવાનો જે ઈશ્વરી નિયમ, તે લાગુ પડ્યો. એને લીધે જીવથી જેવાં કર્મ બન્યાં, તેવાં તેવાં ફળ ભોગવવા સારુ, તેવાં તેવાં તેને શરીર ધારણ કરવાં પડ્યાં. અર્થાત્ અમુક કર્મો કરેલાં હતાં, તેનું ફળ ભોગવવાને એક દેહ ધર્યો પણ તે દેહવડે તે પાછલાં કર્મો ભોગવવાની સાથે પાછાં બીજાં નવાં કર્મો પણ ઉત્પન્ન થયાં; ત્યારે તે નવાં કર્મોને માટે વળી નવો દેહ ધરવો પડ્યો; અને તેમાં પણ જે કર્મો નવાં થાય, તે ભોગવવા વળી ત્રીજો નવો દેહ ધરવો પડ્યો. એ પ્રમાણે જેમ જેમ નવાં નવાં કર્મો થતાં જાય, તેમ તેમ તે ભોગવવા માટે પાછા નવા નવા દેહ ધરવા જ પડે; અને એમ વારંવાર ચક્રપેરે આવર્જન વિસર્જન, જન્મ-મરણ ને પુનઃ જન્મ થતા જાય, પણ તેનો પાર આવે નહિ. જેમ ઘાણીના બળદને ખાસ ઉભા રહેવાનુ ક્યાંય અવસાન જ હોતું નથી, અર્થાત્ તેના ચાલવાના માર્ગનો છેડો જ હોતો નથી, તેવી રીતે જીવને દેહરૂપે જન્મવું, કર્મ કરવાં, મૃત્યુવશ થવું અને કર્મોના ફલાર્થે નવો નવો દેહ ધારણ કરવો, પુનઃ કર્મ કરવાં, પુનઃ મૃત્યુવશ થવું અને પુનઃ જન્મ ધરવો પડે છે! માટે હે જિજ્ઞાસુઓ! આજે તમે, હું અને આ સર્વે કંઈ નવા થયા નથી. સૃષ્ટિના મંડાણથી આપણે બધા સાથે જ છીએ; અને સૌ સૌનાં કર્મ-પ્રારબ્ધ ભોગવીએ છીએ અને હે ઋષિદેવ! તમારા કહેલા આશ્રમધર્મો આ જન્મ પૂર્વે એક નહિ પણ અનેકવાર આચરી આચરીને હું થાકી ગયો છું; તોપણ હજુ તમે મને તે જ આચરવાનો ઉપદેશ કરો છો, ત્યારે તમારો વિચાર પેલા કારીગરપુત્રને મળતો નહિ ત્યારે શું ?"

આવું અતિ ગૂઢ તત્ત્વવિચારવાળું ભાષણ સાંભળી, ઋષિ આશ્ચર્યમાં ઘણા જ લીન થઇ ગયા, અને વિચાર કરવા લાગ્યા કે, મારે ત્યાં જન્મેલો આ બાળક, સાધારણ જીવ નથી, પણ કોઇ દેવાંશી અવતાર છે. પછી તેણે તેને પૂછ્યું; "હે વત્સ! હે પ્રિય પુત્ર! તું આવા સૂક્ષ્મ જ્ઞાનની વાતો કરે છે, માટે પૂર્વ જન્મમાં તું કોણ હતો, તેનું તને અવશ્ય જ સ્મરણ હશે, તો તે મને જણાવ." પિતાની આવી આજ્ઞા થવાથી બટુકે પોતાના પૂર્વ જન્મનો વૃત્તાંત કહેવા માંડ્યો.

### સનકાદિકના ઉપદેશની લગની

"પિતાજી! પૂર્વે અંગિરા ગોત્રમાં જ મારો જન્મ થયો હતો. ત્યાં મેં શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે વેદાધ્યયન કરી ગૃહસ્થાશ્રમ માંડ્યો હતો. તે

જન્મમાં સ્વર્ગનાં સાધનરૂપ વેદત્રયીવડે થતાં જ્યોતિષ્ટોમાદિક કર્મકાંડમાં જ સર્વ ઋષિઓ સાથે હું મંડ્યો રહેતો હતો. મેં આઠ યજ્ઞો કર્યા ને કરાવ્યા અને વ્યવહારમાં ને કર્મકાણ્ડમાં હું ઘણો જ પ્રવીણ ગણાયો. તે વેળા 'વામદેવ' નામથી ઋષિઓ મને ઓળખતા ને બહુ માન આપતા હતા. સ્વર્ગની ઇચ્છાથી વા આ લોકનાં સુખો મેળવવાની ઇચ્છાથી, ઋષિઓ સાથે મળી હું અનેક કામ્ય કર્મો કરતો ને બીજાઓને તેમ કરવાનો ઉપદેશ પણ કરતો; કારણ હું સમજતો હોતો કે, આ લોક તેમ જ સ્વર્ગ લોકનાં સર્વ સુખો પરિણામે નાશવંત છે. એવામાં એક પ્રસંગે, દીનજનોના બંધુ અને પ્રાણીમાત્રનું હિત ઇચ્છનારા એવા બ્રહ્મપુત્રો, સનકાદિક મુનિઓ, અનેક લોકોમાં પર્યટન કરતા કરતા, ભૂર્લોકમાં પધાર્યા. તેઓ આ લોકની સર્વ પ્રજાઓને અનેક ક્લેશ "पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम्" થવા રૂપ અનિવાર્ય ક્લેશોમાં પચી રહેલી જોઇ, બહુ ખેદ પામ્યા પછી એ દેવો, દયાને વશ થઈ, પ્રજાના આ સંસારના ક્લેશમય તાપોને દૂર કરવાનો વિચાર કરવા લાગ્યા. તે વેળા અમે સર્વ ઋષ્યાદિકોએ અને બીજી સર્વ પ્રજાઓએ, એ બ્રહ્મપુત્રોને પધારેલા જાણી, ગંગાના પાવન તટપર મોટો સમારંભ રચ્યો અને ત્યાં તેમને પધરાવી પૂજનાદિકથી સંતુષ્ટ કર્યા. પછી સર્વેએ મળી પ્રાર્થનાપૂર્વક તેમને પ્રશ્ન કર્યો કે; "હે બ્રહ્મપુત્રો! જ્યારે આપ અત્રે પધાર્યા છો ને અમારાં સાંસારિક દુઃખો જોઈ ખેદ પામો છો, ત્યારે તે દુઃખોનો અંત અને વાસ્તવિક સુખાનંદપ્રાપ્તિનો ઉપાય શો, તે આપ કૃપા કરી બોલો." ત્યારે સનકાદિ ચારે બ્રહ્મપુત્રોમાં જ્યેષ્ઠ સનક મુનિ બોલ્યા.-शाश्वत सुखनो उपाय परमात्मस्वरूपनुं यथार्थ ज्ञान थवुं, ए ज छे सનંદન મુનિએ કહ્યું'-मननो लय करवो ए परमात्मस्वरूपनुं ज्ञान थवानो उपाय छे. સનાતન મુનિએ કહ્યું:-शुद्ध-निष्काम कर्म-उपासना करवी ते मनना लयनो उपाय छे. સનત્કુમાર મુનિએ કહ્યું:-आ सर्व जगत् विनाशी छे, एम विचारपूर्वक जाणवुं तथा अनुभववुं ने तेवो दृढ निश्चय करवो, ए निष्काम थवानो उपाय छे.

"આ સંક્ષિપ્ત પણ અણમોલ ઉપદેશ આપી, સનકાદિ ચારે મુનિઓ દેવલોક પ્રતિ પધારી ગયા; અને સર્વ પ્રજાઓ ને ઋષ્યાદિકો પોતપોતાનાં કર્મોમાં પ્રવૃત્ત થઇ ગયા. પણ મહર્ષિઓના આ બ્રહ્મોપદેશનો મર્મ-રહસ્ય તો ઘણા થોડા જ સમજી શકયા હતા; કેમકે એ ઉપદેશનો અતિ ગૂઢ સિદ્ધાંત, મનન ને નિદિધ્યાસન વગર મનમાં ઠરવો અતિ દુર્લભ છે. આ ચારે સિદ્ધાંતોમાંનો ત્રીજો સિદ્ધાંત એ કે, ફળની

ઇચ્છા રાખ્યા વિના કર્મો કરવાં ને તે પરબ્રહ્મ (પરમાત્મા) ને અર્પણ કરવાં; કારણ એથી અંતઃકરણ શુદ્ધ–પવિત્ર–જ્ઞાનરૂપ પ્રકાશ થવાને યોગ્ય થાય છે. એ હેતુને અનુસરીને કોઈ પ્રજા આચરણ કરી શકી નહિ ને તેથી તે ઉપદેશનું ફળ કંઈ થયું નહિ. પૂર્વે જેમ કરતા હતા તેમ જ સૌ કોઈ કરવા લાગ્યા. પરતુ એ બાળકરૂપ મહાતેજસ્વી સનકાદિ મહર્ષિઓનો કલ્યાણકારક ઉપદેશ સાંભળી, મને તો તેજ વેળાથી સુદૃઢ ચોટ લાગી. મેં વારવાર તેમનાં વચનોનું અંતઃકરણમાં મનન કરવા માંડ્યું. જેમ જેમ હું વિચારપૂર્વક સૃષ્ટિલીલાનું અવલોકન કરતો ગયો, તેમ તેમ મને અનુભવ થતો ગયો, કે આ જગતમાંની પ્રત્યેક વસ્તુ પરિણામી (નાશવંત–મિથ્યા) છે; તે અવિનાશી નથી; તો તેને પ્રાપ્ત કરવાને અથવા તેમાં પડી રહેવાને બુદ્ધિમાન્ પ્રાણી કેમ ઇચ્છે? મને આમ અનુભવ થવાથી તે મહર્ષિઓનાં સંક્ષિપ્ત ઉપદેશવચનો ઘણાં ગૂઢ ને અમૂલ્ય અર્થવાળાં લાગ્યાં અને એ કારણથી તેનાપર મારો વિશ્વાસ દૃઢ બંધાતો ગયો. પછી તો મને ક્ષણે ક્ષણે તેઓનાં ઉપદેશવચનો સ્મરી આવવા માંડ્યાં ને મારા પ્રત્યેક કાર્યમાં મેં તેનો દૃઢતાથી ઉપયોગ કરવા માંડ્યો. ધીરે ધીરે પ્રકૃતિનું વલણ એટલું બધું બદલાઈ ગયું, કે ઘણાક ઋષિઓ–જેઓ કર્મોમાં અતિ પ્રીતિવાળા હતા તેઓ–મને ભ્રમિષ્ટ થઈ ગયેલો અથવા તરંગી માનવા લાગ્યા. સમય વીતતાં ને ધીરે ધીરે કોઈ પણ કામ્ય, એટલે ફળની ઇચ્છાથી કરવામાં આવતાં કર્મ ઉપર મારી આસ્થા રહી જ નહિ. જે કર્મ આવશ્યક હોય, એટલે કે જે કર્યા વિના ચાલતું જ ન હોય, તેજ કર્મો હું કરતો ને તેમાં પણ ફલાસક્તિ રાખતો નહિ. કર્મફળની આશા જ રાખવી નહિ, એવો મને ઘણા સમયનો લાંબો અભ્યાસ થવાથી, મારી સર્વ આશાઓ આપોઆપ પૂર્ણ વિરામને પામી, અને આગળ અનેક આશાઓમાં નિરંતર ભટકતું રહેતું ને જરા પણ વિશ્રામ લેતું નહિ, એવું જે મારું ચંચળ મન, તે આશારહિત થવાથી, તદ્દન શાંત પડી ગયું. તેણે ભટકવું કે બીજો વિચાર કરવો તદ્દન છોડી દીધો. પૂર્વે અનેક આશાઓમાં ને ચિંતાઓમાં સદા ઉદાસ રહેવાથી શરીરે હું કૃશ રહેતો, તે મટી જઈ પંચતત્ત્વનું આ શરીર, અણધારેલી રીતે પ્રફુલ્લિત થવા લાગ્યું, અને હું બહુ હૃષ્ટપુષ્ટ થયો. છેવટે આશા અને સંસારાસક્તિ એટલે સૂધી શિથિલ થઈ ગઈ કે, આશ્રમ, ધન, સ્ત્રી, પુત્રો ઇત્યાદિ સર્વને આ જીવે વિસારી મૂક્યાં; અને દેહને વળગેલાં નિત્યનૈમિત્તિક આવશ્યક કર્મો પણ છૂટતાં ગયાં. મારું

મન નાશ પામ્યું. તે મહર્ષિઓના ઉપદેશ પ્રમાણે પરમાત્મસ્વરૂપનાં દર્શનની લાલસાથી ને તેમાં નિરંતરનું લીન થઈ જવાને લીધે, શરીર પણ શુદ્ધ સુવર્ણ સમાન થતું ગયું, અને આ દેહનું સ્મરણ તેને રહેવા ન માંડ્યું. સમયે ભોજન મળે તોય ઠીક, ન મળ્યું તોય ન સાભરે, ટાઢ તડકાનું પણ ભાન ન રહે, બેઠો રહું તો બેઠો જ, ચાલ્યો જાઉં તો તેનો છેડો જ ન આવે; કોઈ હસે, અપમાન કરે, વા માનથી બોલાવે, તેનું જીવને કે દેહને કંઈ જ લાગે નહિ. એવી રીતે મન બ્રહ્મ-વિચારમાં (પરમાત્મસ્વરૂપનાં દર્શનના વિચારમાં) કેવળ એકાગ્ર થઈ જવાથી, બ્રહ્મનિષ્ઠ જીવવાળો તે દેહી જે હું, તે જાણે જડ, બહેરો, મુંગો ને સાનભાન વગરનો અવધૂત સરખો થઈ ગયો; અને ખરી પડેલું પાંદડું જેમ પવન ઘસડી જાય તેણીગમ ચાલ્યું જાય છે, તેમ યદૃચ્છાથી ગમે તેમ વિચરવા લાગ્યો. એવી રીતે કેટલોક કાળ જતાં મારી પૂર્ણ એકાગ્રતાને પરિણામે મને પરમાત્મસ્વરૂપનો સાક્ષાત્કાર થવાનો સંધિ સમીપ આવી પહોંચ્યો; પરંતુ તેમ થવા પહેલાં જ (ભગવત્સાક્ષાત્કાર થવા પહેલાં જ), ઈશ્વરેચ્છાથી તે દેહ, કાળધર્મને પામ્યો. એથી મારે ઈશ્વરી નિયમ પ્રમાણે પાછું ગર્ભવાસમાં આવવું પડ્યું છે.

"હે મુમુક્ષુઓ! હે પિતાજી! અને તમારે ત્યાં મેં ગર્ભવાસનો છેલ્લો જ દુસ્તર અનુભવ લીધો છે ખરો; પણ ગર્ભવાસનાં મને મહાસંકટો બાધ કરી શક્યાં નથી; કેમકે હું તો ત્યાં પણ બ્રહ્મવિચારમાં જ મગ્ન હતો. ત્યાં તો વળી મારું મન પરિપૂર્ણ એકાગ્ર થયું; કારણ કે એ સ્થળનો નિવાસ તો યોગી લોકોની પર્વતોમાંની ગુહામાં ગુહ્ય. એકાંતિકમાં એકાન્તિક ગુફાના કરતાં પણ ઘણો ગૂઢ-એકાંતવાળો છે. તે સ્થળનાં (ગર્ભાશયનાં) નરકના સરખાં તીક્ષ્ણ દુઃખોને લીધે જીવની સંસારાસક્તિ તદ્દન નિર્મૂળ થાય છે. ત્યાં પ્રભુએ મારાપર કૃપા કરી. પ્રથમ તો સૃષ્ટિનિયમ પ્રમાણે મેં લિંગ દેહવડે ગર્ભસ્થાનમાં પ્રવેશ કર્યો. ધીરે ધીરે મારા તે લિંગ દેહની આસપાસ આ પંચતત્ત્વનું સ્થૂલ શરીર બંધાવા લાગ્યું ને તે પરિ-પૂર્ણ બંધાઈ રહ્યું ત્યારે તે મારા સ્થૂલદેહના હૃદય વિષે એકાએક અદ્-ભુત પ્રકાશ થયો. એ પ્રકાશ કેવો હતો, તેનું વર્ણન કરતાં કોઈથી જાણી શકાશે નહિ, કારણ એ તો જે અનુભવે તે જ જાણે. કંઈક કંઈક રાજા વરેપ્સુને એનો અનુભવ છે, પરંતુ તે પણ પૂરું વર્ણન કરી શકશે નહિ. એ પ્રકાશ, એ આનંદરૂપ પ્રકાશ—એ મહદાનંદરૂપ પ્રકાશ—એ પરમાનંદ-રૂપ પ્રકાશ—એ પરમ સુખમય પ્રકાશ—વાયુ વગરના એકાંત સ્થાનમાં પ્રજ્વલતા ઘૃતદીપક સરખો સ્થિર હતો. આટલું છતાં એ કેવો, કેવડો,

ને કેવા રૂપમાં હતો, એ જો હું તમને કહેવા માંડું, તો મારે એટલેથી જ અટકવું પડે કે, તેને હું જેવડો, જેવો અને જેવા રૂપમાં કહું-માનું તેવો તે હતો. એ પ્રકાશ મને અપાર-અનંત લાગતો હતો, એટલે જેના કરતાં બીજું કંઈ જ મોટું ન હોય તેવડો તે હતો, અને એથી ઉલટું જોઇએ તો ગર્ભમાં રહેલા બાળકનુ હૃદય કેવડું હોય છે! એવડા નાના હૃદયમાંના પોલાણુ ભાગમાં જ્યારે એ દેખાયો ત્યારે તો સૂક્ષ્મમાં સૂક્ષ્મ પણ હતો. મારા હૃદયમાંથી તો અજ્ઞાનરૂપ તિમિરનો નાશ થયો છે, એથી હું એને 'પ્રકાશ' એવું નામ આપું છું; પરંતુ વાસ્તવિક જોતાં, એ શું ને એને શું કહેવું જોઇએ, તે કોઇથી કહી શકાય તેમ નથી. એટલા માટે, ઉપનિષત્ શાસ્ત્રે એને, ॐ तत्, सत्, चित्, आनंद, ઇત્યાદિ વિશેષણો આપ્યાં છે, અને એ બધાનું સમગ્ર નામ 'બ્રહ્મ' એવું વેદમાં વર્ણવેલું છે. એ જ પરમાત્મસ્વરૂપ, કે જેનો ઉપદેશ મને પૂર્વે સનકાદિક મહાત્માઓ કરી ગયા હતા, એ જ મારા હુંપણાની પણ પેલીમેરનું મારુ પોતીકું સ્વરૂપ છે; એ જ સર્વ દુઃખનો અને સંસારવાસનાનો અંત છે; એ જ પરમસુખ, એ જ પરમશાંતિ, એ જ પરમઆનંદ, એ જ જીવનમુક્તિ, એ જ પરમનિવૃત્તિ છે અને એ જ અચલ પદવી ને એ જ સર્વોત્તમ ધામ છે. સનકાદિકોએ કહેલી સઘળી રીતિ હું ખરેખર અનુભવતો આવ્યો હતો, માટે એ વેળા મને સ્પષ્ટ જણાઈ આવ્યું કે, અહો! આ જ પરમાત્મા અને આ જ મારુ મૂળ રૂપ!! સર્વ શક્તિમય અને સર્વ આશ્ચર્યમય પરમેશ્વર તે આ જ!! એ વેળા જ્યારે મને એ પરમાનંદનો જ લાભ થયો હતો, ત્યારે પછી મારા લૌકિક આનંદનું તો પૂછવું જ શું!!!"

એટલું કહીને બટુક વળી બોલ્યાઃ "ઋષિજી, એ વેળા મને ત્યાં તુરત આનદપૂર્વક સ્મરણ થઇ આવ્યું કે, મહર્ષિ સનકાદિકોનો ઉપદેશ કેટલો અમૂલ્ય છે; એનાથી મને પરિણામે કેવો અલભ્ય લાભ થયો! પણ તેને ભૂલી જઈ અન્ય માર્ગે લાગેલી પ્રજાને એમાંનું ફળ કંઈ પણ ક્યાંથી મળે? તેઓને કર્મે તો સંસારવાસનુ મહાદુઃખ ચોંટેલું જ છે, પણ તેઓના હિતને અર્થે મારે તેઓને પુનઃ ચેતાવવા જોઈએ. આમ વિચારીને, હું ત્યાં ગર્ભવાસમાંથી જ તમને, મને પોતાના ગર્ભમાં રાખનાર મારી માતાને અને બીજી સર્વ પ્રજાને ઉદ્દેશીને જે ઉપદેશવચનો કહેવા મંડ્યો, તે તમોને સાંભરતાં હશે જ! ત્યાર પછી તુરત જ હું જન્મ્યો; જન્મીને પણ સર્વ પ્રજાને ચેતાવવા માટે એ જ કામ કરવા નિકળી પડ્યો છું. એટલામાં તમે આવી પહોચ્યા, તો તમારા સહિત આ સર્વ પ્રજાને હું પુનરપિ કહું છું કે; 'હે જનો! હું પૂર્વે તમારામાંનો જ એક હતો.' પણ તે

સનકાદિકોના અમૂલ્ય ઉપદેશને અનુસરી, તેઓએ કહેલા સિદ્ધાંતોને મનનપૂર્વક અનુભવી, દૃઢ કરીને, જ્ઞાનભક્તિસાધનનું આચરણ કરવા લાગ્યો તો થોડાજ યત્નને પરિણામે, પરમાત્મસ્વરૂપનો અપરોક્ષ સાક્ષાત્કાર પામીને સુખી થયો છું, આનંદમાં રમણ કરું છું, નિર્લેપ બન્યો છું, માટે તમે પણ મારી પેઠેજ કરીને સુખી થાઓ; ઉપેક્ષા કરશો નહિ."

બટુકના મુખની આ વાણી સાંભળી, સર્વ સભા ચકિત થઈ ગઈ, અને પેલા વૃદ્ધ ઋષિ–વામદેવના પિતા તો–અતિ હર્ષના આવેશમાં અકસ્માત્ બટુકને બાથમાં લઈ આલિંગન આપીને બોલ્યા; "નિ:શંક હું ભાગ્યવંત છું ! મારે આવો દૈવી પુત્ર ! સાક્ષાત્ વામદેવ ઋષિ ! જે પુરુષ સર્વ પ્રજાને અને ઋષિવર્ગને વંદ્ય, એ પુરુષ મારે ત્યાં પુત્રરૂપે ! પણ અરે ! હવે તને પુત્ર કહીને બોલાવતાં મારી જિહ્વા ઉપડતી નથી. પરંતુ હે ઋષિવર્ય ! (બટુકને વામદેવરૂપે ઉદ્દેશીને ઋષિ કહે છે) સૃષ્ટિનિયમને અનુસરીને આપ મારે ત્યાં પુત્રરૂપે પ્રકટ્યા છો, તો અજ્ઞાનાંધકારમાં પડેલાં એવાં તમારાં માતપિતારૂપ અમ વૃદ્ધોની પુત્રલાલસા પૂરી કરવાને ઘેર પધારો. હે વામદેવ ! મેં તો તમારા અનુગ્રહથી તમારું મૂળ રૂપ જાણ્યું, પણ સ્ત્રીજાતિ એવી તમારી માતાને તમારા પ્રભાવની જાણ નથી, માટે ઘેર પધારી તેને પણ કૃતાર્થ કરો; અને અમારી આંખને ઠંડક થાય, તે પ્રમાણે ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવી દેખાડો. હે વામદેવ, મને પ્રેમ ઉભરાઈ આવે છે, માટે કહેવાઈ જવાય છે કે, હે પુત્ર ! હે મારા દિવ્યપુત્ર ! તું મોટો થાય, લગ્ન કરે ને તારું નવયૌવન સ્ત્રીપુરુષનું કાવલું જોડું અમારી આંખ આગળ હરે ફરે ત્યારેજ અમારાં હૈડાંને ઠંડક થાય ને અમે પોતાને પૂર્ણ કૃતાર્થ માનીએ; કારણ એમ ન થાય તો આવો દિવ્યપુત્ર પ્રાપ્ત થવાનો અમોને શો લહાવો ? માટે હે પુત્ર ! હે વામદેવ ! બીજી સર્વ વાત મૂકી દઈ હવે તું ઘેર ચાલ."

એટલું કહી ઋષિ શાંત થયા, સભા પણ શાંત થઈ, સૌ સ્થિર ઠરી રહ્યા; અને ક્ષણભર સભામાં સુનકાર થઈ રહ્યું.

પછી બટુક, કે જેને આપણે પણ હવે વામદેવ એ નામથી ઓળખીશું તે, તે ઋષિને ઉદ્દેશીને બોલ્યા; "પિતાજી, એકવાર જાણવામાં આવે કે આ પદાર્થમાં ઝેર છે ને તે ખાવાથી પ્રાણ જાય છે, તો પછી તે પદાર્થ ચાહે તેવો મીઠો હોય તોપણ તેને ખાવાની ઇચ્છા જ્ઞાની કરશે ખરો ?" ઋષિ બોલ્યા; "નહિ જ.' બટુકે કહ્યું; "તેમ જ મારા સબંધે જાણો." તોપણ ઋષિએ માન્યું નહિ, ત્યારે તેમને સમજાવવાને અને તેમનો ન્યાય તેમનાજ મોઢે કરાવવાને તેણે એક નાનો ઇતિહાસ કહી સંભળાવ્યો.



# પંચમ બિન્દુ

## ભોળોભોળો બ્રહ્મચારી



पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् ।
इह संसारे खलु दुस्तारे कृपयाऽपारे पाहि मुरारे ॥
नारीस्तनभरजघननिवेशं दृष्ट्वा मायामोहावेशम् ।
एतन्मांसवसादिविकारं मनसि विचारय वारंवारम् ॥

અર્થ—ફરીને જન્મ, ફરીને મરણ અને ફરીને પાછું માતાના ઉદરમાં આવવું થાય છે. આ રીતે દુસ્તર એવા આ અપાર સસારમાંથી, હે મુરારિ! કૃપા કરીને મારું પાલન કરો. સ્ત્રીના ભરાઉ સ્તનો અને સાથળના પ્રદેશને જોઇને તથા માયાજન્ય મોહના આવેશને જોઇને, એ માસ, વસા વગેરેનો વિકાર છે, એમ તું વારંવાર મનમા વિચાર કર.



સભા ચિત્રવત્ થઈ પડી છે. સર્વત્ર શાંતિ છે. તુરત જ બટુક મહારાજ એકદમ સિંહાસનથી નીચે ઉતરી પડ્યા, અને બોલ્યા; "પિતાજી! વ્યવહારદૃષ્ટિથી હવે હું પણ તમને પિતાજી કહીશ. તમે વૃદ્ધ છો, અને ઘણી વારના ઉભા રહેલા હોવાથી થાકી ગયા હશો, માટે આ સિંહાસન ઉપર બિરાજો. તમો મારા ગુરુ છો, અને ઉપદેશ આપવાને યોગ્ય છો, તેથી હું તમારી સામે ઉભો રહી એક શંકા છે, તેનું સમાધાન પૂછું છું. પછી આપ કહેશો તેમ કરીશ!" તુરત ઋષિ આસને બેઠા. પછી વામદેવે પોતાનું અમૃતતુલ્ય સભાષણ ચાલુ કર્યું.

"કોઈ એક ઋષિપુત્ર ઘણાક વર્ષ પર્યંત ગુરુને ત્યાં રહી શુદ્ધ બ્રહ્મચર્ય વ્રત પાળી, વેદાધ્યયન કરીને અંતે ગુરુદેવની આજ્ઞા લઈ, ગૃહસ્થાશ્રમ કરવા સારુ, ઘર તરફ આવવા નિકળ્યો. માર્ગમાં આવતાં એક સુંદર નગર આવ્યું. તેની સ્વર્ગ સરખી શોભાથી મોહ પામી. તેણે એ નગરનું સારી પેઠે અવલોકન કરીને, પછી આગળ ચાલવાનું ઠરાવ્યું. તે એક ધર્મશાળામાં ઉતર્યો હતો, ત્યાંથી બીજે દિવસે પ્રાત.કાળમાં સ્નાન સંધ્યાદિક નિત્ય કર્મ આટોપીને તે નગરમાં ફરવા નિકળ્યો. તે

નગરતાં શેરંમાળ છું, તું મારી માતા ત્યારે અફળાવાથી તે ઉંધે માથે
ભવન સરખા, તે મહાપરાધનું કાર્ય છે પોલાણમાં ઉંડા ઉતરી ગયા!
સર્વ જાતિ પો હે માતાતુલ્ય સુંદરી! ઓ અંદર બહુ ભિચડાયો, તે કેમે
પણ નિર્ધન નંખ્ય છે? આ જગતમાં રુ
અને ગુણવાન્ એની છે. પરપુરુષ પરસ્ત્રી બોલ્યા; "આ કેવું ને કેટલું
છે અને ધર્મના ત્રાણ્યો પરલોકમાં ઘોર ના દુઃખની એ પરિસીમા છે!
વાશે. આવા વિચાર મોટો કોપ થાય છેગી ઉંધે માથે; અને તે પણ વળી
ફરવા લાગ્યા. એકનગર કારણે એ ઘોરાથી વિશેષ કષ્ટકારી યમસદનનું
નાકાપર એક ભવ્યથી જેમ બને તેમ [ના પડ્યા પછી, ઉપર વસનારાં
અને તે ભવ્ય મહેલો થયો ન બ, તે સઘળો તેના ઉપર જ થાય, તેનો
પહોંચી ગઇ. તે 'યાં છોડ એમાન્ત કરતો હશે. તેનો વિચાર કરો. રે!
ઉભેલી હતી. જો;વા તે બ્રાહ્મણસપાસ નરક અને તેમાં વળી ચોમેરથી
બ્રહ્મચારીબાવા લાજ્જારહિત બચે રહેલા એ બ્રાહ્મણને પ્રત્યક્ષ મહાઘોર

અવિશ્વાસુ ? બ્રહ્મચર્ય જેવું વ્રત આ જગતમાં બીજું કોઇ જ નથી. તેના પ્રતાપથી સંસારનાં સાધારણ દુઃખો અને સંકટો તો શું, પણ મોટામાં મોટા ભવબંધનરૂપ-જન્મમરણરૂપ ભયથી પણ મનુષ્ય છૂટી શકે છે. એવા દૃઢ બ્રહ્મચર્યને હું પાળતો છતાં, 'આ સ્ત્રીને હું નહિ અનુસરુ તો વખતે મારુ મરણ થશે,' એવી મે શંકા કરી, એ શું ? વળી મારો સમાવર્તન સંસ્કાર થઇને બ્રહ્મચર્ય અવસ્થા પૂરી થવા પહેલાં સ્ત્રીઓ સાથે મે પ્રસંગ પાડ્યો, અને દાસીના બોલાવવાથી હું ઉપર ગયો, એ પણ શું મારો મોટો અપરાધ નથી ? અરે ! મૃત્તિકાની, કાષ્ઠની કે ચિત્રની સ્ત્રીઓ પણ પુરુષનાં ચિત્તને મોહ કરે છે, તો પ્રત્યક્ષ સ્ત્રીના પ્રસંગથી કોનું રક્ષણ થાય ? સ્ત્રીઓ સાથે પ્રસંગ પાડ્યો, એ જ મારો અપરાધ ને તેનો જ આ દંડ છે. પણ આમાંથી મને હવે કોણ છોડવશે ? જેના ન્યાયતંત્રથી મારા અપરાધના દંડરૂપે હું આ નરકમાં નખાયો છું, તે જ મહાન્યાયી પ્રભુ મને છોડવે, તો જ હું છૂટું; તે વિના બીજો કોઈ ઉપાય નથી.' એવો વિચાર કરીને તે મનમા જ પાછો અતિ દીન અને નમ્ર થઇ, પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યો કે; 'હે દીનબંધુ ! હે પવિત્રન્યાયી ! હે દયાળુ ! હે જગન્નિયંતા ! તારી શક્તિ એટલી બધી અદ્ભુત છે કે, કરેલા અપરાધનો યોગ્ય દંડ પ્રાણીને આપોઆપ, ઘણી ચમત્કારિક રીતે થાય છે; છતાં તેવા અપરાધ, અમ પામર પ્રાણીઓથી, તારી દુસ્તર માયાના આવરણને લીધે, વારંવાર થઈ જાય છે, તો હે દયાળુ ! એવા અપરાધની ગણના કરવાથી અમારો ક્યાં આરો આવશે ? હે જગત્પિતા ! પિતાની આગળ અણસમજુ બાળક ગમે તેવો મોટો અપરાધ કરે, તોય તેને પિતા લેખવે નહિ. હું પામર, અપરાધી, દુષ્ટ, એવો તારી સૃષ્ટિમાં હોવાને લીધે તારો બાળક છુ, તો મારો અનુગ્રહ કર. હે કૃપાળુ ! હું ભૂલ્યો; હવેથી એવો અપરાધ નહિ કરુ; એટલું જ નહિ, પણ જેના પ્રસંગથી આવા નરકદુઃખમાં હું આવી પડ્યો છુ, એવી નરકના દ્વારરૂપ સ્ત્રીનો પરિગ્રહ પણ હવે હું સર્વથા કરનાર નથી; મારુ રક્ષણ કર, મારુ રક્ષણ કર'

એવી મનોમય પ્રાર્થના કરીને તે બ્રહ્મબાલ વિરામ પામ્યો અને ભગવત્કૃપા થવાથી તેનો નિસ્તાર થવાનો સંધિ આવી પહોંચ્યો. તે ધીરે ધીરે સરતો સરતો છેક પહેલા માળ સૂધી ઉતરી આવ્યો હતો, તેથી તેની જટાના લાંબા વાળ છૂટી ગયેલા હોવાથી, નીચે લટકતા હતા. તે કોઇએક અંત્યજના જોવામાં આવવાથી, તેણે સહજ ઝાલીને ખેચ્યા, તો

ત નીચે આવી પડ્યો. તેને જોઈ તે અંત્યજ બહુ જ આશ્ચર્ય
અહીં આ પુરુષ ક્યાંથી? અને તે પણ વળી આવો મહાત્મા
ા! પરંતુ તેને એ બ્રહ્મચારીએ સાનવડે સમજાવવાથી તે
ર્ગે ગંગાતટે એકાંત આરે લઈ ગયો. ત્યાં તે બ્રહ્મચારી સારી
ાર્જન કરીને શુદ્ધ થયો. પછી ચાંદ્રાયણાદિક મહાકઠિન
ાચર્યાં તથા એક માસ પર્યંત દિનરાત્ર ગંગાના પ્રવાહમાં જ
હ્યો, ત્યારે પાછો આગળ સરખો પવિત્ર બ્રહ્મચારી બન્યો! જેના ક્ષણ
ાત્રના પ્રસંગથી આવું મહાભારત દુઃખ વેઠવું પડ્યું, તો પછી જેઓ
નેરંતર એ સ્ત્રીજાતિ સાથે પ્રસંગ હોવાથી સ્ત્રૈણ જ બની ગયેલા હોય,
ઓની શી વિપરીત દશા!!"

વળી જરા વિરામ લઈ વામદેવજી બોલ્યા; "હે પિતાજી, એવી રીતે પવિત્ર થએલા બ્રહ્મચારી બાવાએ ત્યાંથી સત્વર ચાલી નીકળવાનો વિચાર કર્યો. પણ ત્યાં વસનાર કેટલાક સત્પાત્ર દ્વિજોએ તેમને વિદ્વાન્ જાણી, પોતાના બાળકોને અધ્યયન કરાવવા સારુ અતિ આગ્રહ કરીને થોડો કાળ રાખ્યા; અને રુડી રીતે તેમની આગતા સ્વાગતા કરવા લાગ્યા. એમ કરતાં સહેજે આઠ દશ માસનો સમય વીતી ગયો. એક દિવસે કંઈ કાર્ય પ્રસંગે તે બ્રહ્મચારીબાવા શહેરમાં ગયા હતા, ત્યાંથી આવતાં આવતાં માર્ગમાં પેલી સાત માળની હવેલી આગળ અનાયાસે જ આવી ચઢ્યા. એ હવેલી જોતાં જ આગળની સર્વ વીતકવાર્તા તેને સાંભરી આવી, જેથી તેણે સહજ ઉંચું જોયું તો તે વેળા, તે જ સ્ત્રી પણ ઝરુખામાં ઉભેલી હતી. પાછી તે સ્ત્રીની દૃષ્ટિ તેના ઉપર પડી એટલે વિલંબ ન કરતાં, પોતાની દાસીને નીચે મોકલી કે; 'અલિ ઝટ જા અને પેલા બ્રાહ્મણને તેડી લાવ, કે મારાં પાપ અને અપરાધ માટે તેમની પ્રાર્થના કરીને હું મારા મનનો સંતાપ શાંત કરું.' દાસીએ આવીને બ્રહ્મચારીને વિનતિ કરી કે; 'મહારાજ! ઉપર ચાલો, મારી શેઠાણી બોલાવે છે.'

વામદેવ બોલ્યા; "મારો પ્રશ્ન આ છે કે તે સુંદર સ્ત્રીના બોલાવવાથી તે બ્રહ્મચારી પાછો તે સ્ત્રી સમીપ જશે કે નહિ જાય?"

એ સાંભળી ઋષિ સહિત આખી સભા બોલી ઉઠી; "હર! હર! શું એ બ્રહ્મચારી જાય? કદી ન જાય, મહારાજ! એ બ્રહ્મચારી તો અતિ સુજ્ઞ છે, પણ કોઈ મૂર્ખશિરોમણિ હોય, તે પણ કદી ન જાય. એકવાર એવું અતુલ દુઃખ ભોગવ્યા પછી કોનું હૈયું ફૂટ્યું હોય કે પાછો તે નરકકૂપમાં જાણી જોઇને પડે? હવે એ બ્રહ્મચારી ત્યાં નહિ જ જશે."

ત્યારે વામદેવજી પાછા પોતાના પિતાને ઉદ્દેશીને બોલ્યા; "હે પિતાજી! જ્યારે તે બ્રહ્મચારી, પુનઃ નરકદુઃખ ભોગવવાને નહિ જાય, કેમકે તે જ્ઞાની છે, ત્યારે તમે મને વારંવાર ઘેર આવવાનો કેમ આગ્રહ કરો છો? જ્યારે એક ક્ષણવાર, અને તે પણ પોતાની ઇચ્છા મૂળે જ ન છતાં સ્ત્રીજાતિનો સંસર્ગ થવાથી તે બ્રહ્મચારીને એવું મહાનરકદુઃખ ભોગવવું પડ્યું, ત્યારે તમે મને ઘેર લઈ જઈ, યોગ્ય વયનો થયા પછી કોઈક સ્ત્રી સાથે લગ્ન કરાવી, મોહમાયાબંધનમાં નાંખવાનું કહો છો, તો તેથી મારી શી દશા થાય, તેનો કંઈ વિચાર તમારા મનમાં આવે છે વારુ? જેમ પેલો બ્રહ્મચારી પણ તે સ્ત્રીનો અપાર આગ્રહ છતાં તેની પાસે જશે નહિ, કેમકે તેણે પ્રત્યક્ષ દુઃખ અનુભવ્યું છે; તે જ પ્રમાણે હું પણ હજુ અહુણાં જ ભોગવેલાં નરકનાં દુઃખો કંઈ ભૂલી ગયો નથી. મને પણ એ બ્રહ્મચારીની પેઠે જ ઊંધે માથે ભીચડાવાનો, મળમૂત્ર વચ્ચે અંધકારમાં પડી રહેવાનો, કેદખાને અંધારામાં પડી રહેવાનો, કદી નહિ ભૂલી જવાય એવો અનુભવ થયો છે; અને હે પિતાજી! વળી એ બ્રહ્મચારીના કરતાં તો તે દુઃખાનુભવ ઘણા લાંબા સમય સુધીનો હતો!"

વામદેવજીના મુખથી આવાં વિચિત્ર વચન સાંભળી, આખી સભા બહુ વિસ્મિત થઈ ગઈ. સૌ વિચારવા લાગ્યાં કે, 'અહો! આવા મહા. સમર્થ પુરુષને શાને માટે નરકયાતના ભોગવવી પડી હશે?' એવી શંકા થઈ આવવાને લીધે વચમાં રાજા વરેપ્સુ બોલી ઉઠ્યો; "અહો ગુરુદેવ! એ શું આશ્ચર્ય! આપ એ શું બોલ્યા કે, 'મારે પણ નરક યાતના હમણાં જ ભોગવવી પડી છે?' એ તો મારા માનવામાં પણ આવતું નથી."



# ષષ્ઠ બિન્દુ

## ગર્ભવાસ તે જ નરકવાસ

ये मायया ते हतमेधसस्तत्पादारविन्दं भवसिन्धुपोतम् ।
उपासते कामलवाय तेषां रासीश कामान्निरयेऽपि ये स्यु. ॥

અર્થ–હે ઈશ્વર જેઓ વિષયોનાં અલ્પ સુખ મેળવવા માટે સંસારસિંધુમાંથી વહાણ પેઠે તારનાર આપના ચરણકમળનું સેવન કરે છે, તેઓને તમે તે સુખો આપો છો; પરંતુ તેઓની બુદ્ધિ, તમારી માયાથી નાશ થયેલી સમજવી, કારણ કે વિષયોના સુખો તો નરકમાં પણ મળે છે.

રાજાનાં આ રીતનાં વચન સાંભળી, તેને ઉદ્દેશીને બટુક બોલ્યા; "રાજા, કેમ હમણાં જ તેં મારો પૂર્વજન્મનો વૃત્તાંત સાંભળ્યો, તે શું ભૂલી ગયો છે? તારે નિશ્ચયે સ્મરણમાં રાખવું કે ગર્ભવાસ ને નરકવાસ, એ એક જ છે. વિશેષતઃ નરકવાસ કરતાં પણ ગર્ભવાસ તો મહાભુંડો છે! એ બ્રહ્મચારીના નરકવાસમાં તો મળ અને મૂત્ર જ હતાં; પણ ગર્ભવાસની અંદર તો એને પણ લજવે, એવી અનેક દુઃખદાયી, કુત્સિત દુર્ગંધમય વસ્તુઓ ભરેલી હોય છે સ્ત્રીના શરીરને વિષે જે ગર્ભસ્થાન, તે તેના મલાશય અને મૂત્રાશય એ બંનેની વચમાં આવેલું હોય છે. તેમાં પ્રથમ માતપિતાનાં વીર્યના મિશ્રણથી બનેલો, બુંદરૂપે અને થોડાક સમય પછી બુદ્બુદરૂપે, ગર્ભવાસ કરનાર જીવનો દેહ બંધાય છે. પછી ઉત્તરોત્તર તેની માતા (એ ગર્ભને ધારણ કરનારી) જે જે અન્નાદિક પદાર્થો ભક્ષણ કરે છે, તેનો તેના ઉદરમાં રસ બન્યા પછી, તેમાંથી કેટલોક અંશ ગર્ભસ્થાનના નાળદ્વારા તે ગર્ભને પહોંચે છે, જે વડે ગર્ભ વૃદ્ધિ પામતો જાય છે. જેમ જેમ સમય વીતતો જાય છે, તેમ તેમ ગર્ભ આકારવાળો બને છે અને તે પછી સ્પષ્ટ અવયવવાળો બને છે. એટલે સુખ દુઃખાદિક, શીતોષ્ણાદિક ઉપદ્રવો તેને લાગે છે. આવે સમયે

ગર્ભમાં પ્રાણી ઉંધે મસ્તકે જેમ પેલો બ્રહ્મચારી પડેલો હતો તેમ, સંકડાશથી ભીચડાઇને રહે છે; એટલું જ નહિ પણ તેની માતા વારંવાર સૂવે, બેસે, ઉઠે, પાસું ફેરવે, વાંકી વળે, મહેનત કરે, હરેફરે, ત્યારે ત્યારે તે ગર્ભને વારંવાર ભીચડાઇને, સંકડાઇને, મરડાઈને, અનેક રીતે મહાન્ સંકટ વેઠવું પડે છે. વળી આસપાસ આવેલા મળમૂત્રના ખાડા-ઓમાં રગડાવા ઉપરાંત તેના દેહની આસપાસ રુધિર, માંસ, કફ, લાળ, પરુ ને એવા અનેક ગંધાતા પદાર્થો ભરેલા હોય છે. જેમ નરકમાંનો કીડો નરકમાંથી જ ઉત્પન્ન થાય છે, એટલે તેનો દેહ નરકથી જ બંધા-યેલો હોય છે; તેવી જ રીતે આ ગર્ભવાસમાંના જીવ પણ તેની આસ-પાસ રહેલા રુધિર, માંસ, મળમૂત્રાદિકમાં રહેલા અને તે થકી જ ઉત્પન્ન થયેલા હોવાને લીધે, મળ, માંસ, રુધિરાદિરૂપ જ છે. આવો ઘોર-મહા ઘોર-નરકવાસ છતાં, તેનું શરીર નવું બંધાયલું હોવાથી અતિશય કોમળ હોય છે, અતિ આળું હોય છે, કશું ખમી શકતું નથી; છતાં તેની માતા વખતો વખત જે કંઈ ખાટું, ખારુ, તીખું, કડવું, ભારે, ઉનું, ટાઢું ઈત્યાદિ ખાય છે, તે પ્રત્યેક વેળા તે ગર્ભના કોમળ શરીરને ઘણી ઘણી પીડાએ થાય છે, જે તે સહન કરી શકતો નથી, પણ કહે કોને? વળી તે જીવની માતા અકસ્માત્ કોઈ જાતના ભયમાં આવી પડે, કિંવા કોઈ કારણુસર તેના મનને ક્ષોભ કિંવા ચિંતા કે શોક થઈ આવે, તો તે વેળાએ ગર્ભ વાસી જીવ પણ ઘણી ઘણી રીતે સીજાય છે અને દુઃખ પામે છે. એવા નરકવાસથી પણ હજારગણાં વધારે ઉપરાઉપરી આવતાં અનેકાનેક દુઃખોથી ગર્ભવાસી જીવ, ઘણીકવાર મૂર્ચ્છિત થઈ જાય છે, ચૈતન્યરહિત થઈ જાય છે; અને કદાચ તે વાસથી વિખૂટો પડતાં દૈવેચ્છાથી બચ્યો, તો એ દુઃખોથી બહુ બહુ અકળાય છે ને છૂટવા માટે ઘણાંક ફાંફાં મારે છે. પણ છૂટે કયાથી? ઉપરાઉપરી અનેક બંધનો-આવરણોની અંદર તે વિંટાયલો હોય છે, અને ત્યાંનાં સઘળાં દ્વાર બંધ હોય છે. આવે સમયે તે અતિશય અકળાઇને જ્યારે કોઈવાર મૂર્ચ્છિત થઈ દેહભાન ભૂલી જવા જેવો થાય છે, ત્યાર પછી તેને પછી કંઈક શુદ્ધિ આવે છે કે, ‘રે હું કેવા મહાદુઃખમાં છું? અરે આ દુઃખનું કારણ હું પોતે જ છું! મેં પૂર્વ જન્મોમાં નિરંતર સ્ત્રી સંસર્ગાદિકથી સંસારવાસના જ દૃઢ કરી અને જગન્નિયંતા પ્રભુને હું ભૂલી ગયો, તેનું જ આ ફળ છે. તેની પ્રાપ્તિને અર્થે મને મનુષ્યદેહમાં સર્વ સાધન અનુકૂળ હતાં, તોપણુ મેં દુષ્ટે તેની ઉપેક્ષા કરી, તેથી પુનઃ મારે કર્મે આ કષ્ટમય નરકદુઃખ આવ્યું છે.

મારા સરખો કૃતઘ્ની કોણ? મેં જગદીશ્વરના સર્વ ઉપકારોપર પાણી ફેરવીને હાથે કરીને આ દુઃખ વહોરી લીધું છે, ત્યારે હવે મને તે પ્રભુ આમાંથી કેમ છોડાવશે? પણ હવે તો હું આ સંકટને કદી નહિ ભૂલું! જો હું આ દુઃખમાંથી નિકળું તો કેવળ ભગવત્સાધન જ કરું, પણ સંસારને પડખે નહિ ચઢું' એમ મનન કરી વળી તે પ્રાણી પાછો મનોમય રીતે કૃપાળુ પ્રભુની અનેક પ્રકારે સ્તુતિ કરે છે, અને ક્ષમા માગે છે કે, 'હે દીનદયાળુ! હે પરમાત્મા! હે કરુણાસાગર! વારંવાર હું તારી અવગણના કરીને તારા ઉપકારોને વિસરતો આવ્યો છું, છતાં મારી પ્રાર્થનાપર લક્ષ દે. તેં મને આ પૂર્વે અસંખ્ય વેળા કૃપા કરીને આવા દુઃખમાંથી છોડાવ્યો છે, તો પણ હું દુષ્ટ પાછો તને ભૂલતો જ આવ્યો છું; તો હે નાથ! મારા સરખો કૃતઘ્ની બીજો કોણ હશે? પરંતુ હે નાથ! તું તો દયાનો સાગર છે, મારી એ ભૂલો, તારી દુસ્તર માયાને ન તરી શકવાને લીધે થાય છે; તેથી હે જગત્પિતા! ક્ષમા કર, ક્ષમા કર; મારી દીનની આ છેલ્લી પ્રાર્થનાને ધ્યાનમાં લઈ, માત્ર આ એકવાર જ મને દુઃખમાંથી છોડાવ; હવે હું તને કદી ભૂલીશ નહિ.'

આ પ્રમાણે ઘણી ઘણી પ્રાર્થનાપૂર્વક ક્ષમા માગીને, જીવ સંસારમાં ન લોભાતાં ભગવત્સાધન કરવાની પ્રતિજ્ઞા લે છે, ત્યારે દીનબંધુ કૃપાસિંધુ પ્રભુ, પાછા તેની ઉપર કૃપા કરીને, તેને ગર્ભવાસના મહા સંકટમાંથી મુક્ત કરે છે. હે પિતાજી! એવાં એવાં અનિવાર્ય મહત્સંકટોને અનુભવી, કેવળ ભગવત્કૃપાવડે જ તેમાંથી છૂટીને, અહુણાં જ મુક્ત થયેલો એવો જે હું, તે શું પાછો તે વાતને વિસરી જાઉં? એમ થાય તો તો પછી મારા સમાન મૂર્ખ અને નીચ આખા જગતમાં બીજો કોણ ગણાય! માટે હે પિતાજી! તમે પિતા ને હું પુત્ર, એવો જે આપણો લૌકિકસંબંધ થયો, એટલું જ બસ છે: તેમાં જ સંતોષ માનીને હવે ઘેર પધારો ને ભગવત્સાધન કરો."

સારી રીતે વર્ણવ્યા હતા. ગ્રંથ અતિ ઉત્તમ અને મહાજનોને પણ અનુકરણીય હતો. શિષ્ટ પુરુષો પોતાની કૃતિનું પોતેજ વખાણ કરતા નથી, તેમ તેની મહત્તા પણ પ્રસિદ્ધ કરતા નથી. એવા મહાપુરુષો, પોતે જો કે આખા જગત્ કરતાં જ્ઞાની હોય છે, અને જે કંઈ કરે છે તે, ઘણા કાળના અનુભવને અંતે, કલ્યાણકારક લાગ્યું હોય છે, તેજ કરે છે; પણ તેવી પોતાની અનુભવેલી સ્થિતિમાં એ, તેઓ પોતાની સત્યતાને માટે આગ્રહી હોતા નથી; એટલા માટે પોતાનું કરેલું યોગ્ય છે કે કેમ, તે માટે પોતાના પુત્રવત્ અથવા પોતાની આગળ બાળવત્ એવા પોતાના શિષ્યોનો પણ તેઓ મત પૂછી જુવે છે. જો કે, તેઓ વર્તે છે તો પોતાને જે યોગ્ય લાગે છે તેમજ, પરંતુ સત્ય, દૃઢતાને પામે છે તેટલા માટે, આ નિયમને અનુસરે છે. વ્યાસજીએ પોતાનો રચેલો તે ગ્રંથ, પટ્ટશિષ્ય જૈમિનિને જોવા આપ્યો. જૈમિનિ ઋષિની યોગ્યતા પણ કંઈ ઓછી નહોતી. તે મહાસમર્થ વિદ્વાન્, બુદ્ધિમાન્ ને ધર્માગ્રહી હતા. મીમાંસા શાસ્ત્ર સંબંધે તેણે પોતાના ગુરુ શ્રીવ્યાસજી સાથે પૂર્વપક્ષ ગ્રહણ કર્યો હતો. જે ગુરુ શિષ્યના સંવાદરૂપે–પૂર્વપક્ષ ને ઉત્તરપક્ષરૂપે 'પૂર્વમીમાંસા' ને 'ઉત્તરમીમાંસા' એવા બે, અપાર વિદ્વત્તાવાળા ગ્રંથો તૈયાર થયેલા અદ્યાપિ જગતમાં પ્રકાશિત છે.*

એવા સમર્થ જૈમિનિ ઋષિએ પોતાના ગુરુદેવનો નિર્માણ કરેલો ગ્રંથ, અથેતિ અવલોકન કરવા માંડ્યો. વાંચતાં વાંચતા તેમાં એક સ્થળે એવું વચન આવ્યું કે, मनुष्ये स्त्री साथे एकांत करवी नहि, कारण, एकांतमां साधु અને ज्ञानी जनने पण बलवान् इन्द्रियग्राम मोह पमाडे छे. આ વચન જોતાંજ જૈમિનિ મુનિના મનમાં શંકા ઉત્પન્ન થઈ, કારણ કે એ વચન તેમના મનને યોગ્ય ન દેખાયું. મુનિ તો ગ્રંથને આગળ અવલોકન કરવો બંધ રાખી તત્કાળ ગુરુજી પાસે આવ્યા અને વંદન કરી કહેવા લાગ્યા કે; "ગુરુ મહારાજ! ગ્રંથ ઘણો શ્રેષ્ઠ અને સર્વમાન્ય છે, પણ એક ઠેકાણે મને કંઈક વિપરીત વચન ભાસમાન થાય છે, તેથી તે આપને જણાવવા સારુ આવ્યો છું" એ સાંભળી ગુરુ વ્યાસજી બોલ્યા, "બહુ રુડું થયું; એટલા માટે જ એ ગ્રંથ પ્રથમ તને અવલોકન કરવા આપ્યો છે. તું મારો મુખ્ય શિષ્ય અને બુદ્ધિમાન્ છે, માટે તને તે યોગ્ય લાગે ત્યાર પછીજ તેનું નામ પણ શું રાખવું, એ સંબધે આપણે વિચાર કરશું, અને પછી જ તેને બીજા

* પૂર્વમીમાસા એ ધર્મ–કર્મવાદને પ્રતિપાદન કરનારા જૈમિનિસૂત્રો અને ઉત્તરમીમાસા એ બ્રહ્મવાદને–વેદાતને સિદ્ધ કરનારાં વ્યાસસૂત્રો છે.

શિષ્યોના હાથમાં મૂકીશું. મારી ખાત્રી છે કે, ગ્રંથમાં એક પણ અપ્રમાણ કિંવા પ્રજાને ઉન્માર્ગે દોરવનારુ વચન પ્રવેશ થવા પામ્યું નથી; અને જો તેવું વચન લખાયું હોય ને પ્રજા ઉન્માર્ગે વર્તે તો તે, તેના નિર્માણકર્તાની અપકીર્તિ કરનારુ અને તેને અવગતિએ પહોંચાડનારુ થઈ પડે છે. શિષ્ટ પુરુષો, કે જેનાં વચનને પ્રજા ભાવપૂર્વક ઈશ્વરની આજ્ઞાતુલ્ય ગણી માન આપે છે તથા તેને અનુસરે છે, તેવો સમર્થ પુરુષ, જો કદાચ પોતાની તરફ વળેલા પ્રાણીની ભક્તિવાળી લાગણીનો લાભ લઈ, પ્રમાદથી કોઇ વાર તે પ્રાણીને પ્રતિકૂળ માર્ગે દોરવનારાં જો અસત્ય વચન દર્શાવે, તો તે પ્રાણીઓ પ્રતિકૂળ માર્ગે ચઢીને કરેલા સઘળા પાતકનો અધિકારી તે ઉપદેશનો પુરુષ થાય છે. માટે હે બાપ! હે જૈમિનિ! તને મારા ગ્રંથમાં શું અયોગ્ય ભાસ્યું, તે મને સત્વર જણાવ.” મહામુનિ વેદવ્યાસજીનું આવું અતિ યોગ્ય ભાષણ સાંભળી, જૈમિનિ ઋષિ તુરત તે ગ્રંથ તેમની આગળ મૂકી પ્રણામ કરીને બેઠા; અને ગ્રંથમાંનું તે વચન કાઢી બોલ્યા; “મહારાજ, મને અયોગ્ય લાગે છે તે માત્ર આ જ કે, ‘મનુષ્યે એકાંત કરવી નહિ.’ એ તો ઠીક છે; પણ તેમ કરવાથી ‘સાધુ અને જ્ઞાની જનને પણ બલવાન્ ઈંદ્રિયગ્રામ મોહ પમાડે છે’ એ શું? જ્ઞાનીને તે વળી મોહ થતો હશે કે? જ્ઞાની, એ શબ્દ જ પોતાના અર્થમાં એમ સૂચવે છે કે, અજ્ઞાન અને મોહ જેનાથી દૂર વસે છે તે. વિદ્વત્તા એટલે જ્ઞાન, અને જ્ઞાન એટલે સત્ય શું ને અસત્ય શું, એની યથાર્થ જાણ સત્ય તો માત્ર પરમાત્મસ્વરૂપ જ છે, અને એનાથી પ્રતિકૂલ એ બધું અસત્ય છે-મિથ્યા છે, એમ નિશ્ચયવડે જે જાણવું, તે જ્ઞાન. હવે એવું સત્યાસત્ય જાણ્યા પછી, અસત્ય પ્રતિ લોભાઇને ઈંદ્રિયોના સમુદાયના જોરથી મોહિત થવાની જે અજ્ઞાનતા તે જેનામાંથી તદ્દન નાશ પામેલી હોય, તે જ્ઞાની કહેવાય છે. તો તેવા જ્ઞાનીને પછી મોહ કેમ સંભવે? તેનું પતન કેમ થાય? મોહથી રહિત હોય ત્યારે જ જ્ઞાની કહેવાય છે; માટે ‘સાધુ અને જ્ઞાની જનને’ પણ મોહ થાય, એટલું વચન મને ઉચિત લાગતું નથી. માટે હે ગુરુદેવ! આપ એ વચન કાઢી નાંખી, તેનાપર હડતાળ મારો, અને આ અમૂલ્ય પવિત્ર ગ્રંથને અપવાદથી મુક્ત કરશો, એવી હું પ્રાર્થના કરુ છું.”

વેદવ્યાસજી કિંચિત્ હસીને બોલ્યા, “જૈમિનિ! ઈશ્વરની માયા કેટલી પ્રબળ છે, એ શું તું જાણતો નથી? આખા વિશ્વને મોહ કરનારી મહામોહિની, એ માયા જ છે. પુરુષોત્તમ એવા શ્રીહરિની એ મૂળ પ્રકૃતિ છે; એટલે જગતમાંના જે કંઈ જડ પદાર્થોનો સમુદાય છે, તે સર્વની ઉત્પત્તિ

કરનારી મૂળ દેવતા-શક્તિ એ છે. એ સ્વભાવથી જ જડ, મહામોહ કરાવનારી અને પ્રાણીને બંધનમાં નાંખનારી છે. એ માયાથકી જ આ સચરાચર જગત્ પ્રભુને વિષે દૃશ્યમાન થયું છે, અર્થાત્ એ માયાના મોહથી જ આ જગત્ વસ્તુતઃ કંઈ નહિ છતાં સત્ય જેવું ભાસે છે અને ઉત્પત્તિ, સ્થિતિ, તથા લય, એ ત્રણે અવસ્થાને પ્રાપ્ત થાય છે. માટે એ ઈશ્વરીમાયા ઘણી દુસ્તર છે અને તેથી જ શ્રીપુરુષોત્તમે પોતે જ શ્રીમુખથી કહેલું છે કે 'दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया' ॥ દેવી અને ગુણપ્રચુર એવી આ મારી માયા ખરેખર ઘણી દુરત્યયા-નહિ તરી શકાય તેવી છે. હે તાત! હે જૈમિનિ! એવી ઈશ્વરી માયામાં મોટમોટાઓ મોહિત થઈ ગયેલા છે. આ સૃષ્ટિ સરજનાર* બ્રહ્મદેવ, કૈલાસવાસી શંકર અને દેવર્ષિ નારદ સરખાઓને પણ માયાએ ભૂલાવી દીધા છે, તો પછી બીજાઓનું તો શું ગજું? માટે હે પુત્ર! સ્ત્રી સાથે એકાંત કરવી, એ મહા અનર્થકારક-રે ગમે તેવા ઉંચા સ્થાનમાંથી ભ્રષ્ટ કરનાર છે. ભાઈ! માયાના શસ્ત્રરૂપ કામાદિકનું જોર એટલું બધું છે કે, વયમાં આવ્યા પછી, સુજ્ઞજનોએ અન્ય સ્ત્રીઓ તો શું, પણ યોગ્ય ઉમ્મરની માતા, ભગિની કે પુત્રીની સાથે કદી પણ એક આસન કે એક બીછાના ઉપર બેસવું કે સુવું કે વાર્ત્તાલાપ કરવો નહિ. કારણ કે नवीना मीनाक्षी व्यथयति मुनीनामपि मनः। નવયુવાન મીનાક્ષીઓ મુનિઓનાં મન પણ વિહ્વળ કરી નાખે છે; અને તેમાં 'જ્ઞાનીને પણ અજ્ઞાની પેઠે મોહ થાય છે,' એવું મારુ સૂત્ર અયોગ્ય કેમ? છતાં જો તને એ વચન બાધિત લાગતું હોય તો તું તારા હાથે તેનાપર હરિતાલ† લગાડી દે."

આ સાંભળી જૈમિનિ બોલ્યા; "પ્રભો! શું શિવ બ્રહ્માદિકને પણ માયાએ મોહિત કરેલા છે, એ કેમ મનાય? એઓ તો પરમાત્માની મુખ્ય વિભૂતિઓ હોવાથી પરમાત્માતુલ્ય જ કહેવાય છે; છતાં એમને માયાનું આવરણ નડ્યું-માયામાં આસક્તિ થઈ, એ સાંભળીને તો મને

* સૃષ્ટિની ઉત્પત્તિ પરમાત્મા થકી છે, માટે વાસ્તવિક જોતા સૃષ્ટિનો સરજનાર તે પરમાત્મા જ, પરતુ પરમાત્માના સાત્વિક રૂપમાથી નાભિકમલદ્વારા બ્રહ્મા ઉત્પન્ન થયા, તેમને સૃષ્ટિ સરજવાની પુરુષોત્તમે આજ્ઞા કરી એટલે બ્રહ્માએ સૃષ્ટિનો મૂળ મડાણથી આરભ કર્યો, જેથી બ્રહ્મા સૃષ્ટિના સરજનાર ગણાય છે.

† હરિતાલ એટલે હડતાલ પૂર્વના લેખકો પાકી શાહીથી લખાણ લખતા અને તેમાં કઈ ખોટુ લખાઈ ગયુ હોય તો પાકી શાહી હોવાથી નિકળી શકે નહિ, માટે તેના પર હડતાલથી છેકો મારી તેટલું લખાણ ઢાંકી દેતા હડતાલ મારવી અથવા હડતાલ લગાડવી, એટલે લખેલું છેકી નાખવુ-રદ કરવું.

બહુ જ આશ્ચર્ય લાગે છે." એ ઉપરથી વેદવ્યાસજી બોલ્યા; "એમાં જરા પણ આશ્ચર્ય થવા જેવું નથી. માયાનું બળ એવડું મોટું ન હોય તો આ જગત્, કાલે પાછું બ્રહ્મરૂપ થઈ જાય, અને કોઈને પણ ભ્રમ કે મોહ રહે નહિ; પણ જગતમાંની પ્રત્યેક સ્થૂલ સૂક્ષ્મ વસ્તુ ઉપર માયાનું દૃઢ આવરણ છે, તેથી જ જગતનો ક્રમ ચાલી રહ્યો છે. માયાને આશ્રયીને જ પરમાત્મા વિરાટરૂપે આ નાટક ભજવે છે. માયાને આશ્રયીને જ પરમાત્મા, શિવ બ્રહ્મારૂપે થયેલા છે, તો તેઓને (શિવ બ્રહ્માદિને) ઈશ્વરી માયાથી ક્ષોભ થાય, એમાં શું આશ્ચર્ય?"

એટલું કહી મહામુનિ વેદવ્યાસ બોલ્યાઃ "હે જૈમિનિ! શંકરને એક-વાર વૈકુંઠનાં દર્શન કરવાની ઇચ્છા થઈ, તેથી તે દિવ્ય, નિત્યમુક્ત એવા વિષ્ણુલોકને વિષે ગયા. ત્યાં પરમાત્માની મહદ્વિભૂતિ-મુખ્ય સ્વરૂપ સાક્ષાત્ લક્ષ્મીપતિ મહાવિષ્ણુ બિરાજે છે. એ વિષ્ણુલોકમાં વસનારા સર્વ પ્રાણી કેવળ ભગવત્પરાયણ હોવાથી ભગવદ્રૂપ જ હોય છે. આ આખા દિવ્યરૂપ વિષ્ણુલોકને જોવાથી આશ્ચર્ય પામેલા શંકર, શ્રીહરિના મંદિર આગળ આવ્યા. ત્યાં પણ સર્વ પાર્ષદગણ સહિત વિરાજેલા દિવ્ય-રૂપ મહાવિષ્ણુને જોઇને શ્રીશંકરને બહુ જ આશ્ચર્ય ઉત્પન્ન થયું. ભગ-વાનને મળીને, નમનવંદનાદિકવડે શંકર કર જોડી સ્તુતિ કરવા લાગ્યા ત્યારે ભગવાને તેમને હર્ષથી હૃદય સાથે ચાંપીને કહ્યું: "હે શિવ! હે પરમ કલ્યાણરૂપ! હે માયાતીત! મારી માયાના આવરણને ભેદી તમે અહીં આવ્યા તે જોઈ હું અતિ પ્રસન્ન થયો છું. મારી દુસ્તર માયા, કે જેની સત્તા સર્વ ઉપર છે ને જેના આવરણના સપાટામાં આવ્યા વિના કોઈ રહ્યું નથી, તેને તમે તરી શકો, એમાં કંઈ આશ્ચર્ય નથી; કારણ કે તમે તો મારા આત્મારૂપ અને મારી મોટી વિભૂતિરૂપ છો."

સદાશિવ શંકરના મનમાં પરમાત્મા વિષ્ણુનું આ સંભાષણ સાંભળી એકાએક એક વિચાર કુતૂહલતાથી સ્ફુરી આવ્યો, અને વિનતિ કરતા બોલ્યા કે, "હે પ્રભો! મારી એક ઇચ્છા છે, તે આપ પૂર્ણ કરો. પૂર્વે જ્યારે દેવ અને દાનવે સમુદ્રનું મથન કર્યું ત્યારે સર્વ દેવોએ પોત-પોતાને મનગમતી વસ્તુઓ જેવી ઉત્પન્ન થઈ, તેવી લઈ લીધી અને તેમાં જગતના કલ્યાણને અર્થે મારે ભાગે હાલાહલ વિષ આવ્યું હતું, એ સર્વ વાત આપને યથાસ્થિત વિદિત હશે જ; પણ જ્યારે છેલ્લું અમૃત નીકળ્યું ત્યારે ઉત્પન્ન થયેલા વિગ્રહને શમાવવા માટે આપે, જે મહામોહિનીનું સ્વરૂપ ધારણ કર્યું હતું, તે આપનું માયાસ્વરૂપ જોવાની

આજે આપનાં ઉક્ત વચનોથી મને ઉત્કંઠા થઈ છે, તે આપ પૂરી પાડશો; કારણ કે તે સમયે હું કૈલાસમાં—મારા ધામમાં રહ્યો હતો, અને તેથી આપનું તે સ્વરૂપ જોવાને હું ભાગ્યશાળી થયો નહોતો." ત્રિભુવનપતિ વિષ્ણુએ કહ્યું, "હે શિવ ! હે જગતના કલ્યાણકર્ત્તા ! મારી એક વિવેકની વાત સાંભળો. એ મોહિની સ્વરૂપ મારી દૈવી ગુણપ્રચુર મહામાયાનું એક અંગ-વિભૂતિ છે. એમાં ભલભલા જ્ઞાનીઓએ ગોથાં ખાધાં છે-ધીરજ ખોઈ બેઠા છે, માટે એ વાત માંડી વાળશો તો ઠીક." મહાદેવે કહ્યું, "હે મધુસૂદન ! હે શ્યામસુંદર ! શું તમે પણ મને તેવા મૂર્ખો અજ્ઞાનીઓની કોટીમાંનો એક ગણો છો ? ના, ના, હું લગાર પણ નહિ ચળી શકું. જે વ્યક્તિ જાણતી નહિ હોય, તે કદાપિ ભૂલે તેમાં નવાઈ નથી. પણ તમે મને તમારી માયાનું સ્વરૂપ આટલી સારી રીતે સમજાવ્યું છે તો પછી હું કેમ ભૂલી જઈશ ? મારી હોંશ એકવાર તો પૂરી કરો." ભગવાન્ વિષ્ણુ હસીને બોલ્યા, "વારુ ત્યારે; કોઈ સમયે વળી એ દેખાડીશું; પણ સ્મરણમાં રાખજો કે મારી માયા દુરત્યયા છે."

શ્રીહરિ પરમાત્માનું આવું સંભાષણ, જગતના કલ્યાણકર્તા શ્રીશંકરને રુચ્યું નહિ. તેમને એવો વિચાર આવ્યો કે, 'તેમની માયા એવી તે કેવી બળવાળી હશે, કે જેને તેમણે પોતે શ્રીમુખથી દુસ્તર કહી ? અને સર્વની ઉપર તેનું આવરણ છે, તો મારી ઉપર પણ છે શું ?' આવા વિચારમાં ને વિચારમાં શંકર આડા અવળા ફરતા, અતિ શોભામય વિષ્ણુમંદિરનું અવલોકન કરવા લાગ્યા. એ મંગળ મંદિરની અનુપમ શોભાનું વર્ણન કોણ કરી શકે ? કૈલાસપતિ શંકર પણ તે જોતાં ચકિત થઈ ગયા, અને જોતા જોતા શંકર બહાર આવ્યા, તો મંદિરની આસપાસ અસંખ્ય જાતિનાં ફળ અને પુષ્પવાળાં વૃક્ષોની વિચિત્ર વાટિકા દૃષ્ટિગોચર થઈ. તેમાં મરકતમણિવડે બાંધેલી પાળવાળાં અનેક સરોવરો, મુક્તાફળ સરખાં શુદ્ધ અને ચિત્રવિચિત્ર કમળોવડે ઢંકાયલાં જળથી છલાછલ ભરેલાં હતાં. તે જળ વિષે ક્રીડા કરતા હંસ કારંડવાદિક, તેમ જ તે વૃક્ષો પર રમતાં કોકિલાદિક દિવ્ય પક્ષીઓનો કલરવ મનને મહદાનંદ ઉત્પન્ન કરતો હતો. વાટિકાનું અવલોકન કરતા શંકર જેમ જેમ આગળ ચાલ્યા, તેમ તેમ સાનંદાશ્ચર્યમાં લીન થતા ગયા. જૈમિનિ ! તું જાણે છે કે, શંકરના નિવાસસ્થાન કૈલાસની શોભા અતિ અદ્દભુત છે. સર્વત્ર ઉત્તમોત્તમ શોભાવાળા સ્થાનને પણ સહુથી શ્રેષ્ઠ ઉપમા કેવળ કૈલાસની જ આપવામાં આવે છે; અર્થાત્ કૈલાસ કરતાં વધુ શોભામય સ્થાન બીજું નથી. છતાં તે

કૈલાસમાં નિરંતર વાસ કરનારા શંકર, એ વિષ્ણુવાટિકાની શોભા જોવામાં તલ્લીન થઈ ગયા ! એવામાં વળી એક આશ્ચર્ય તેમના જોવામાં આવ્યું; મંદ, સુગંધ, શીતળ, અનુકૂળ પવનવડે ડોલતી કેટલીક દૂરની વૃક્ષલતાઓમાં એક નવયૌવના સુંદરી તેમની દૃષ્ટિએ પડી. શંકરનું મન તેનું મુખ જોવામાં લોભાયું, તેથી તેની પાછળ ચાલ્યા. સુંદરી શંકરને નજદીક આવ્યા જોઈ, તેમના સામું નેત્રકટાક્ષ ફેંકતી સડાક દેતીકે નાઠી. તે કટાક્ષ બાણવડે શંકરનું હૃદય ભેદાઈ ગયું. જ્ઞાની-પ્રાણીમાત્રનું કલ્યાણ કર્ત્તા શ્રીશંકર, માયામાં લપટાયા-મોહમાં ફસાયા. શંકર મોહિત થઈ તે સુંદરીની પછવાડે દોડ્યા. સુંદરી આગળ ને શંકર પાછળ. ઘણીક વાર સૂધી આખી વાટિકામાં દોડાદોડ ચાલી રહી. કેટલીક વારે શંકરને થાકેલા જાણી, એ મોહિની સ્વરૂપ ક્ષણભર ઉભું રહ્યું; એટલે શંકરે દોટ મૂકી તેને પકડી અને તેણીને આલિંગન દેવા જેવા શ્રીશકર જાય છે, એટલામાં તે એક કોરે ખસી ગઇ ! થયું ! એ અનિવાર્ય મોહાવેશમાં શંકર ભાન ભૂલી ગયા ! નિસ્તેજ ! માયા ! પ્રબળ માયા ! પછી પેલી સામે ઉભેલી સુંદરી ભણી દૃષ્ટિ કરી તો, આશ્ચર્ય ! આશ્ચર્ય ! સુંદરી તો સુંદરી નહિ, પણ સાક્ષાત્ મહાવિષ્ણુ પરમાત્મા-પરબ્રહ્મ પ્રભુ હતા ! ભગવાન્ વિષ્ણુ મંદ મંદ હસતા વદને બોલ્યા, "હે શિવ ! મારુ મોહિની સ્વરૂપ જોયું ?" અતિ લજ્જાયમાન થઇ શંકરે તુરત નીચું ઘાલ્યું; અને અંતઃકરણમાં નિશ્ચય થયો કે, પરમાત્માની માયા કેવળ અનિવાર્ય છે. પછી નારાયણની ઉત્તમ પ્રકારે સ્તુતિ કરી શંકર કૈલાસ પ્રત્યે આવ્યા."

વામદેવ મુનિ પોતાના પિતાને કહે છે કે; પિતાજી ! એ ઇતિહાસ કહી સંભળાવીને વેદવ્યાસ બોલ્યા; 'હે જૈમિનિ ! એવી રીતે શંકર સરખા પણ ભગવાન્ માયાથી મોહિત થઈ જાય છે, તો પછી બીજાઓનું તે શું ગજું ? શંકર એ શું જ્ઞાની નહોતા ? એ જ્ઞાની તો શું, પણ જ્ઞાનીઓના મુકુટમણિ છે. તેઓ જ્ઞાનના અધિષ્ઠાતા-જ્ઞાનવડે જાણવાની વસ્તુરૂપે છે. એમના સમાન બીજો જ્ઞાની જ કોણ છે ? એવા જ્ઞાનીઓને પણ મોહ થવો, એ પ્રમાણસિદ્ધ છે, તો પછી આ ગ્રંથમાંનું મારુ વાક્ય કેમ અસત્ય થશે ?

આટલું છતાં જૈમિનિના મનનું સમાધાન થયું નહિ. ગુરુની આગળ તે, વધારે તો કંઈ કહી ન શક્યો, પણ મનમાં તે વાત ન રુચવાથી ગ્રથને ત્યાં જ પડતો મૂકી, ગુરુને વંદન કરીને પોતાને આશ્રમે ચાલ્યો ગયો. ગુરુએ પણ એ ઉપરથી જાણી લીધું કે, તેને એ વચન રુચ્યું

નથી. એના મનનું સમાધાન હજી થયું નથી. પરંતુ એ વેળાએ તેઓ પણ કશું બોલ્યા નહિ.

'અસ્તુઃ પિતાજી!' વામદેવ બોલ્યા; 'ગુરુના આશ્રમથી કેટલેક દૂર આવેલો પોતાનો આશ્રમ, કે જ્યાં જૈમિનિ મુનિ તપશ્ચર્યા કરતા હતા, ત્યાં જતાં તેમને વિચાર થવા લાગ્યો કે, 'અરે, શંકરને પણ મોહ થયો, એ શું માનવા જોગ છે? ગુરુજીનું વચન અસત્ય તો ન જ હોય; સત્ય હશે, તો પણ વાત જૂદી જ હોવી જોઇએ. શંકરને તો સૌ વિચિત્ર સ્વભાવના ભોળા કહે છે; એમની તો સ્થિતિ જ બધી મોહરૂપ છે; એટલે તેમને તો મોહ સહજ થાય; પણ ના, એ કંઈ ઉદાહરણ લેવા જોગ ગણાય નહિ'. આવા પરસ્પર વિરુદ્ધ વિચાર કરતાં તેઓ કેટલીક વારે આશ્રમે આવી પહોંચ્યા. એ આશ્રમ ઘણો વિસ્તીર્ણ અને રમ્ય હતો. ચોમેર આમ્ર આદિક ઉત્તમ વૃક્ષોની ઘટા આવી રહેલી હતી. તે પર પક્ષીઓ મીઠા શબ્દો ઉચ્ચારી રહ્યા હતાં. ઋતુ વસંત હોવાથી આશ્રમ-વન પત્રો, પુષ્પો અને મોર ઇત્યાદિ નવીન અલંકારોથી સુશોભિત બની રહ્યું હતું. આવા મનોહર આશ્રમમાં જઇ જૈમિનિએ સમય થઈ ગયો હોવાથી, ગંગાતટપર સ્નાન કરીને પોતાનું મધ્યાહ્ન સમયનું આહ્નિક કર્મ કરી લીધુ. પછી સ્થિર ચિત્ત કરી તપ સંબંધી નૈમિત્તિક જપાનુષ્ઠાન કરવા બેઠાં. જપ કરતાં કરતાં પાછલો પહોર થવા આવ્યો. વસંતનો સુગંધિત અતિ સુખમય વાયુ મધુરો મધુરો અનુકૂળ રીતે વાતો હતો. તે કિંચિત્ બદલાયલો હોય એમ ઋષિને લાગ્યું. ધીરે ધીરે વધીને તે ઘણા જોસમાં વાવા લાગ્યો. ક્ષણવારમાં તેણે ભયંકર રૂપ ધારણ કીધું. ચોમેર ધૂળ ઉડવા લાગી, વૃક્ષો ડોલવા લાગ્યાં અને જાણે હમણાં ઉથલી પડશે, તેમ પવનના સપાટાઓથી તેઓ ધૂણવા લાગ્યાં. ધૂળવડે આંખો ભરાઈ જવા લાગી. આકાશ પણ વાદળથી ઘેરાયું. ઓચિંતું આમ બનવાથી વનમાંનાં પશુ પક્ષીઓની નાસાનાસ પણ ભારે થઈ રહી. વાદળમાંથી મોટાં મોટાં ફોરાં પડવા લાગ્યાં, અને એમ કરતાં કરતાં મેઘરાજાએ મૂશળધાર વર્ષાદ વરસાવવા માંડ્યો. જોતજોતામાં તો આશ્રમમાં ને બહાર, વૃક્ષોપર ને ભૂમિપર સઘળે જળજળ થઈ રહ્યું.

થોડીક વારે વૃષ્ટિનું જોર નરમ પડયું, પવન બદલાયો ને તોફાન બીજી દિશાભણી ઘસડાઈ જવા માંડ્યું. વૃષ્ટિ પણ બંધ પડી, વાદળાને લીધે થયેલો અંધકાર પણ ક્ષણે ક્ષણે ઓછો થવા લાગ્યો. ઋતુસ્થિતિ પુનઃ પ્રહર બે પ્રહરમાં બદલાઈ ગઈ. ધીમો અને સુખકર વસંતનો વાયુ; એ વેળા હેમંત કે શિશિરના સરખો ઠંડો થઈ, પ્રાણીઓના અંગોને ભેદીને

સોંસરો નિકળી જવા લાગ્યો. પશુ, કે મનુષ્ય સૌ થરથર ધ્રુજવા ને ઓથ શોધવા લાગ્યાં.

આવે સમયે એ નિર્જન અરણ્યમાં, જૈમિનિ ઋષિના આશ્રમથી કેટલેક છેટે, વૃક્ષોની નીચે એક બાળા પણ એ જ પ્રમાણે ધ્રુજતી ને ઓથ ખોળતી દૃષ્ટિએ પડી. તેને ઠંડા પવનથી બચવાને આસપાસ ક્યાંય ઓથ મળતી નહોતી. તેણે ચોમેરે દૃષ્ટિ ફેંકી, પણ કોઈ સ્થળ દૃષ્ટિએ પડ્યું નહિ. છેવટે એ બાળા નિરાશ થઈને એક વૃક્ષના થડમાં બેસવા જતી હતી, એટલામાં તેની દૃષ્ટિ ઋષિના આશ્રમ ભણી ખેંચાઈ. વૃક્ષોની ઘટા જોઈને તેને આશા ઉત્પન્ન થઈ, કે અવશ્ય તે કોઈ ઋષિનો આશ્રમ હશે. તુરત સોડિયું વાળીને થરથરતી તે નવયૌવના, આશ્રમ ભણી ચાલી અને આશ્રમ આગળ થોડા સમયમાં જઈ પહોંચી; પરંતુ અંદર જવાને તેનું મન ખેંચાયું. અબળા, વળી યુવાન્, વળી એકલી અંગપર માત્ર એક જ વસ્ત્ર, અને તે પણ વળી ઝરમરિયું હોવાથી અંગસંગે લપટાઈ ગયેલું—તેથી તે બહુ લજ્જા ધરતી હતી. તેની કાંતિ, અલંકારો અને શરીરની કોમળતા ઉપરથી સ્પષ્ટ દેખાતું હતું કે એ કોઈ મહા ધનાઢ્યની કે કોઈ રાજાની કન્યા હશે. શરીરપરનું વસ્ત્ર ભીંજાયલું, એટલે ઘણીવારથી ટાઢે અકડાઈ ગયેલી હોવાને લીધે, મનમાં તો ઘણુંએ હતું કે, આશ્રમમાં જઈશ તો વસ્ત્રાદિક મળશે; પરંતુ લજ્જાને લીધે અંદર ન જઈ શકતાં આશ્રમદ્વારપર આમથી તેમ સંતાતી ઉભી રહી.

આશ્રમમાં ઋષિ જૈમિનિ વિના બીજું કોઇ જ નહોતું. તેઓ પણ એકાગ્રચિત્તે જપ કરતા બેઠેલા હોવાથી ત્યાં કશો શબ્દ થતો નહોતો. થોડીક ક્ષણમાં ઋષિનો નિયમિત જપ સંપૂર્ણ થયો ને તે 'હરિ ૐ, હરિ ૐ, હર હર!' એવો શબ્દ કરતા આસનપરથી ઉઠીને પર્ણશાળાની બહાર આવ્યા. જુએ છે તો ચારેમેર વાયુથી હાલતાં વૃક્ષોપરથી જળ ટપકી રહ્યું છે, ઘડીક પહેલાં વરસેલું જળ સઘળેથી વહી રહેલું છે, શિયાળાના જેવો શીતળ પવન વાય છે, જમીન રસાળ થઇ ગઇ છે અને પ્રાણી માત્ર શીતથી થરથરે છે. અહો! ઇશ્વરી લીલાનો શો ચમત્કાર! ઘડીક પહેલાં શું હતું ને ઘડીકમાં શું થઇ ગયું! એમ આશ્ચર્ય પામતા તેઓ આશ્રમમાં આમ તેમ ફરવા લાગ્યા, એટલામાં દ્વાર આગળ સંતાતી પેલી નવયૌવના પર તેમની દૃષ્ટિ પડી ઋષિ જરા આગળ ગયા, ત્યારે પોતા ભણી તેને આવતા જોઇને તે બાળા લજ્જા પામતી બાજુપર ખસી ગઈ, અને પોતાનાં અંગોને ઢાંકવા લાગી. તપાવેલા સુવર્ણ સરખા તેનાં તેજસ્વી ગૌર અંગ-

પર પહેરેલું ક્ષૌમવસ્ત્ર, જે અતિશય ઝીણું હતું, તે વરસાદવડે પલળીને આખે શરીરે ચોંટી ગયેલું હોવાથી અંગના સર્વ ભાગો સ્પષ્ટ દેખાઈ આવતા હતા. તે બાળા ક્ષણમાં પોતાના બંને હસ્તકમલોવડે નવાં ખીલેલાં હૃદયાંબુજોને ઢાંકતી હતી, તો ક્ષણમાં સપાટાબંધ વાતો શીતળ વા ઝાંઘ ઉપરના જરાતરા સૂકાયલાં વસ્ત્રના છેડાને ઉરાડી દેતો હતો. તેને એક હસ્તવડે ઢાંકવા જતી, ત્યાં તો હૃદયનો ભાગ ઉઘાડો થઇ જતો હતો. ક્ષણમાં તેના પોયણુ સરખા પેટ ઉપરનો પાલવ ઉડી જઈ, ગંભીર નાભિપ્રદેશની શોભાને ઉઘાડો કરી દેતો, તો ક્ષણમાં કંબુ સરખો કંઠ, અને તેમાં પહેરેલી ગજમુક્તાની માળા, જેમાંનાં પદકો બન્ને કુચકુંભો વચ્ચે વિરાજી રહ્યાં હતા, તે સઘળું ઉઘાડું થઈ જતું હતું; વળી વસ્ત્ર અતિશે ઝીણું અને પાણીથી પલળીને, શરીર સાથે ચોંટેલું હોવાથી, એક કોરથી ઉડી જાય, તેને બીજી બાજૂથી તાણવા જાય, એટલે ચરડ લઇને ફાટી જતું હતું એમ થવાથી ઉલટી તે વધારે ઉઘાડી થતી જતી હતી. તે મુગ્ધા સિહાવિહા થઈ ગઈ અને અતિશે લજ્જિત થવાથી, ઋષિ જ્યારે સામું જુએ ત્યારે નીચું ઘાલે, અને ઋષિ આગળ આવી ઉભા રહે ત્યારે પુઠ ફેરવીને ઉભી રહેતી. આવો પ્રકાર જોઈ ઋષિ છેટેથી જ બોલ્યા; "હે બાળે! હે નવલસુંદરિ! તું કોણ છે? આ નિર્જન અરણ્યમાં આવા દુઃખદ સમયે ક્યાંથી આવી ચડી છે? વળી એકલી, તેમાંજ એક વસ્ત્રભેર કેમ છે?" ઋષિનાં એવાં વાક્ય સાંભળ્યા છતાં તે બાળા કશું બોલી નહિ, ત્યારે ઋષિ વળી વધારે નજીક જઈ બોલ્યા; "હે યૌવને! હે લજ્જિતે! તું આટલી બધી લજ્જા શા માટે ધરે છે? હે સુંદરી! માથે સાંજ પડવા આવી છે, શિયાળા સરખો ઠંડો વા વાય છે, અને તું ભીંજાયલે શરીરે શા માટે ટાઢે ઠરે છે? તું શા માટે આશ્રમમાં આવતી નથી? હે કુસુમાંગી! તું આ મિથ્યા લજ્જાનો ત્યાગ કરી આશ્રમમાં જા, ત્યાં તું સુરક્ષિત થઇશ. તું અનાયાસે અને આવી સંકટની અવસ્થામાં આવી ચઢેલી હોવાથી, મારા અતિથિરૂપ છે. હુ તારુ રુડી રીતે આતિથ્ય કરીશ." એટલું કહી ઋષિ વળી વધારે આગળ જઈ કહેવા લાગ્યા; "હે શશિવદની! તારી આકૃતિ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, તું કોઈ રાજતનયા હોઇશ, માટે હે રાજપુત્રી! શું તું આ પુષ્પિત વનમાં વસંતક્રીડા કરવા આવી હતી? પણ તેમ હોય તો તારી સાથે ઘણીક સખીઓ હોવી જોઇએ. પણ ત્યારે આ વરસાદના તોફાનને લીધે તું તેઓથી વિખૂટી પડી ગઈ હોઇશ, નહિ વારુ? હશે, ગમે તેમ હોય, પણ હવે તું વગર કારણે પવનમાં શા માટે દુઃખી થાય છે? અંદર જા અને કોરાં વસ્ત્ર પહેર."

આ વેળાએ પણ તે બાળા લજ્જાને લીધે કંઈ બોલી શકી નહિ; પરંતુ ઋષિના આગ્રહને લીધે અંદર જવા ઇચ્છા કરતી હોય તેમ નીચું જોઈ પૃથ્વી ખોતરવા લાગી. ઋષિજી સમજીને આગળ થયા, અને તે ધીમે ધીમે પછવાડે ચાલી. આશ્રમની અંદર જઈ ઋષિએ તુરત દર્ભના અને છાલનાં બનાવેલાં ચીરવસ્ત્રો, વલ્કવસ્ત્રો તથા ઉર્ણવસ્ત્રો લાવી તેને પહેરવા આપ્યાં અને અગ્નિમાં કાષ્ઠ મૂકી તેને ખૂબ પ્રદીપ્ત કર્યો. પછી તે બોલ્યા કેઃ "હે કોમળ અંગવાળી! મિથ્યા લજ્જા ધરીને શા માટે દુઃખી થાય છે? ઉતાવળથી ભીનું વસ્ત્ર કાઢી નાંખ, અને આ કોરાં વસ્ત્ર પહેર. હે દેવિ! તારા કોમળ અંગે ખુંચશે, માટે વલ્કલ ન પહેરતાં આ ઝીણું ઉનનું વસ્ત્ર પહેરઃ અને અહીં આવી શરીરને સારી પેઠે તપાવ, એટલી વારમાં હું તારે સારુ કેટલાંક ફળ મૂળ લઈ આવું છું." એમ કહી ઋષિ પર્ણશાળાની પછવાડે ગયા, અને થોડીક વારમાં કેટલાંક સ્વાદિષ્ટ ફળ ને મૂળની એક ઝોળી ભરી લાવ્યા. ઋષિ આવ્યા તોય તે સુંદરી વસ્ત્ર પહેરી રહી નહોતી. ચીર વલ્કલ તેણે ક્યારે પહેર્યાં હોય કે, આજે પહેરતાં આવડે? એ જાડાં ખદ્દડ જેવાં વસ્ત્રો પહેરે પહેરે ને ક, રપરથી ખસી પડે. એ જોઈ, જો કે તે શરમાતી હતી, તોપણ તેની પાસે જઈને ઋષિએ પોતાને હાથેથી તે પહેરાવ્યાં, અને હાથ ઝાલી અગ્નિ આગળ લાવી તપાડવા બેઠા. પેલાં ફળ મૂળ પણ લાવીને આગળ મૂક્યાં અને પોતાને હાથે ખાવા તેને આપવા માંડ્યાં. જેમ જેમ ઋષિનો વધારે આગ્રહ જોયો, તેમ તેમ તે સ્ત્રી વધારે લજ્જા ધરવા લાગી, અને અંગ ઢાંકવા લાગી. પણ એક દૃષ્ટિમાત્રમાં તેનાં લોચને ભ્રૂચાપ ચઢાવી તીર માર્યું, અને મહાત્માનું હૈયું ચીર્યું. ઋષિ મોહમાં પડ્યા. તે બાળા પૂર્ણ યૌવનાવસ્થાને પામેલી સોળ સત્તર વર્ષની હતી. તેના શરીરનો ઘાટ અતિશય સુંદર હતો; શરમની મારી તે એક પણ શબ્દ હજી બોલતી ન હોતી, તેથી જ તેના તે મુગ્ધત્વે મુનિના મનને વ્યાકુળ કર્યું હતું. તેના અર્ધ સ્પષ્ટ હાવભાવ, સાહજિક નેત્રકટાક્ષ અને અંગ પ્રત્યંગોનું દર્શન, એટલું જ નહિ પણ વલ્કલ પહેરાવતી વખતે કરેલા સ્પર્શના સંસ્કારો, મુનિના અંતઃકરણમાં પૂસી જઈ, સારી રીતે જમાવ કરી બેઠાં હતાં. એ સઘળાંઓએ મળીને મુનિજીના ચિત્તવૃત્તિના ચક્રને ચલાયમાન કરી દીધું હતું પિતાજી! અગ્નિનો સંયોગ થયા પછી ઘૃત ક્યાં સૂધી નહિ પીગળે? પછી ઋષિએ ધીરે રહીને હિંમત પકડી તેની જોડે બેસી ખાંધે હાથ મૂક્યો, કે વેણીનો સ્પર્શ થયો, તે જાણે કાળી

નાગણના સ્પર્શથી ડંખ થયો હોય! તેમ તેમના અંગમાં ઝેર વ્યાપ્યું, અને આ ડંખથી મુનિ તલ્પી તલ્પી, તે સુંદરીના અંગપર પ્રેમથી હાથ ફેરવી બોલ્યા; "રે મુગ્ધે! શું તું પ્રીતિરૂપ અમૂલ્ય રસથી અજ્ઞાત છે? આવું એકાંત અને આટલો સમય મળવા છતાં હજી લજ્જામાં જ મોં સંતાડતી જાય છે, તેથી શું રતિરસના લાભને તું સમજતી નથી? હા, લજ્જા એ તારા જેવી યુવતીનું ભૂષણ છે ખરુ, પરંતુ અહીં હવે તારે લજ્જા કોની છે? અહીં તો માત્ર હું ને તું આપણ બે જ જણાં છીએ, માટે સઘળી ચિંતાનો ત્યાગ કર; પ્રસન્ન ચિત્તે આનંદોત્સવમાં તત્પર થા. હવે વિલંબ મા કર! ચલ ચલ!" એટલું કહી અતિ કામાતુર થયલા મુનિશ્રેષ્ઠે તેના શરીરપરનું વસ્ત્ર પોતાના હાથ વતી દૂર કરી નાંખ્યું અને એક હાથની બાથ ભરી બીજે હાથે ઓષ્ઠ અને હડપચીને સ્પર્શ કરીને જાણે યાચના કરતા હોય, તેમ આલિંગન દેવાની તૈયારી કરવા લાગ્યા. પણ તેટલામાં મોટા આશ્ચર્ય સાથે, ઋષિજી ચમક્યા. તેઓ એક કારમી ચીસ પાડીને કોરે ખસી ગયા! કારણ, તે બાળાના કોમળ મુખારવિંદપર હાથ ફેરવતાં, સુંવાળા ગાલ, બિંબ સરખા અધર ને સુંદર હડપચીને ઠેકાણે મોટા ને જાડા, ડાઢી ને મૂછના વાળનો ભારો, હાથમાં આવ્યો! "અરે આ કોણ? આ શું મને સ્વપ્નું તો નથી આવ્યું? રે, પેલી છબીલી બાળાને ઠેકાણે આ ખંખ તપસ્વી ક્યાંથી?" એવું કહી ઋષિ સાવધ થઈ ફરીને જુએ છે તો આશ્ચર્યનો પાર રહ્યો નહિ. તે સ્થળે ઘરડા ખંખ તપસ્વી એવા ભવ્ય સ્વરૂપવાળા વેદવ્યાસ મુનિ બેઠેલા હતા!

પિતાજી! બટુકે કહ્યું, વિચાર કરો કે તે વેળા, એ સુંદરી કે જેની અભિલાષાથી જૈમિનિ મુનિ આતુર બની ગયા હતા તે સુંદરી નહિ, પણ પોતાના પરમપૂજ્ય ગુરુદેવ છે, એવું પ્રત્યક્ષ જોઈને, તેને કેટલી બધી લજ્જા આવી હશે? કેટલું બધું નીચું ઘાલવા જેવું થયું હશે? અસ્તુઃ એ પ્રમાણે જૈમિનિને ચમકીને કોરે ખસી ગયા જોઈ, ધીમે રહીને વેદવ્યાસજી હસતા હસતા બોલ્યા; "બાપ, જૈમિનિ! કેમ ડરે છે? તે મને ન ઓળખ્યો? શું તારા જેવા મહા જ્ઞાનીને તે મોહ થવો સંભવિત છે? અને મોહ તે વળી એટલો બધો, કે કોઇના બદલામાં તું કોઇને જ માની બેઠો? બાપ, ઈશ્વરી માયા તો શંકર જેવાને ભૂલવે, પણ તારા આગળ તે બાપડીનું કોણ ગજું? ગમે તેવી એકાંત હોય, તોય શું તારા જેવા બાળબ્રહ્મચારીને સ્ત્રીની અભિલાષા થતી હશે કે?"

ગુરુનાં આ રીતનાં વચન સાંભળી જૈમિનિને તો જાણે પૃથ્વીમાં

પેસી જઈ અથવા જિહ્વા કચરીને મરી જાઉં, તેમ થયું. મુનિનું મ્હોં તદ્દન ઉતરી ગયું. ઘણીકવાર સુધી તેઓ એક શબ્દ પણ બોલી શક્યા નહિ. એ જોઈ ગુરુ મહારાજ સાયંકાળનાં સંધ્યાવંદન, હોમ ઇત્યાદિ કર્મોનો સમય થઈ જવા આવેલો હોવાથી, લાગલા ઉભા થયા, અને બોલ્યા; "પુત્ર જૈમિનિ! આજનું આ વૃત્ત પૂર્ણ લક્ષમાં રાખજે, કે ઈશ્વરી માયા મહા દુસ્તર છે; અને ગમે તેવા જ્ઞાનીને પણ પોતાના પાશથી બળવડે આકર્ષીને પાડી નાંખે છે. માટે એવા જ્ઞાનનું કે જ્ઞાનીપણાનું અભિમાન મૂકી દઈ, કેવળ ભગવત્પરાયણ થા, અને તે માયાપતિનો* દૃઢ આશ્રય કર; જેથી તેની માયાવડે તને કદી બાધ થશે નહિ. એ માટે પ્રભુએ પોતાના જ શ્રીમુખથી ઉચ્ચારેલાં તેમનાં પવિત્ર વચન પ્રસિદ્ધ છે કે– " मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥ મારે પરાયણ થયેલાઓ જ આ માયાને તરી શકે છે. આ વિશ્વ જ આખું આ માયામાં લોટપોટ થયલું છે; અને જેમ મણિ સૂત્રમાં પરોવાયલો છે તેમ, એ માયામાં લપટાયલાં પામર પ્રાણીઓ માટે જ જો વિશ્વનો નિયમ બાધકારક હોય, તો જ જ્ઞાની બચી શકે. પણ માયા એવી છે કે, તે સર્વને બાધ કરનારી છે. એ માયા એટલી બધી નિર્લજ્જ છે કે, તે જ્ઞાની તથા અજ્ઞાની સર્વ ઉપર આરૂઢ થવા આવે છે; તેમાં પામર બિચારા અજ્ઞાનીઓ ગર્દભવત્ તાબે થઈ જઈ તેની સ્વારી માન્ય રાખે છે, ત્યારે જે ખરા જ્ઞાનીઓ હોય છે તેઓ તેનાથી ચેતતા રહી, તેને તુચ્છકારી કાઢી કદિ પણ પોતાના ઉપર સ્વાર થવા દેવાની તક આપતા નથી. માટે જ જ્ઞાનીએ પણ એકાંતમાં, સ્વાત્માના રક્ષણ માટે, માયાની સંગે રહેવું નહિ જોઈએ. માયાના સંગમાં આવતાં જ ચિત્તવૃત્તિઓ એકાકાર થતાં ભ્રાન્ત થઈ વંઠી જાય છે, એટલે બળવાન્ ઇંદ્રિયોનો સમુદાય તેને ગમે તે દિશામાં ઘસડી જઈ કોઈ અંધારા ખાડામાં ગબડાવી પાડે છે, એ સ્પષ્ટ જ છે. માટે હે બાપ! હવે એ વાતનો કંઈ શોક કરીશ નહિ; કેમકે, તારી ખટકનો નિર્ણય કરવાને આ સર્વ માયા બની હતી. સાયંકાળ સમીપ આવ્યો છે, માટે સંધ્યાવંદનાદિ માટે તત્પર થા; અને તારા મનના અપરાધને માટે યોગ્ય પ્રાયશ્ચિત્ત કરી લેવાને તું જ્ઞાતા છે. તારું કલ્યાણ થાઓ." એટલું કહી મહામુનિ વેદવ્યાસ પોતાના આશ્રમ પ્રત્યે ચાલ્યા ગયા; અને જૈમિનિએ પોતાના મનને અત્યંત ધિક્કારતાં એ પાપની નિવૃત્તિનું પ્રાયશ્ચિત્ત કર્યું.

એટલું કહી વામદેવ મુનિએ પોતાના પિતાને કહ્યું; "એવા એવા

* માયાને ઉત્પન્ન કરનાર, અંકુશમાં રાખનાર પરમાત્મા

મહાન્ પુરુષોને પણ જ્યારે મોહ થાય છે, ત્યારે મને કેમ સંસારનો ડર ન લાગે? માટે પિતાજી, કૃપા કરી મને ઘેર આવવાનો આગ્રહ ન કરતાં આપ સુખેથી પધારો ને મારી માતાના મનને શાંત કરો." આવા સચોટ ઉપદેશ છતાં ઋષિના મનનું સમાધાન થયું નહિ, તેથી તે બોલ્યા; "પુત્ર, આવો દૃઢ નિશ્ચય જેના મનને થયો, તેને મોહ થવાનો સંભવ નથી; માટે હવે વધુ આગ્રહ શા સારુ કરાવે છે?" ખટુક બોલ્યો; "એ સત્ય છે, પણ પિતાજી! ઘણાક નગ્ન મનુષ્યોમાં રહેલો વસ્ત્રવાળો એક મનુષ્ય મૂર્ખ ગણાય છે, ઘણા સુરાપાન કરનારા સમુદાયમાં વસતો એક નિર્વ્યસની મનુષ્ય પતિત ગણાય છે. નગ્નની પંક્તિમાં સુખેથી વસવું હોય તો વસ્ત્રધારીએ પણ વસ્ત્રોનો ત્યાગ જ કરવો પડશે, સુરા પીનારાઓમાં વસનારે સુરાનું સેવન કરવું પડશે; ઘણા કર્મી વચ્ચે વસનારા એક બ્રહ્મવેત્તાને કર્મી જ થવું પડશે; તેમ ઘણા અજ્ઞાનીઓમાં વસનાર એક જ્ઞાનીની પણ તે જ દશા જાણો. જેનું ચિત્ત સંસારમાં નહિ, તે સંસારીઓ જોડે નીભી શકે નહિ. સાધુ સંગે સાધુ ને સંસારી સંગે સંસારી જ શોભે. બ્રાહ્મણપંક્તિમા બ્રાહ્મણ અને વૈશ્યપંક્તિમાં સઘળા વૈશ્ય હોય ત્યારે જ તેઓનો વ્યવહાર ઉત્તમ પ્રકારે ચાલે. મારા વિચારને મળતું કુટુંબમાં એક પણ મનુષ્ય હોય તો જ મારાથી ક્ષણવાર પણ તેમા રહી શકાય; નહિ તો મોટી વિટંબણામાં આવી પડાય." એ સાંભળી ઋષિ બોલ્યા; "હે બાપ! તારા વિચારને મળતાં તે બીજાં કોણ હોય? સાધારણ પાષાણો તો જોઇએ તેટલા રખડે છે ને રત્ન તો ક્યાંક એકાદું જ હોય છે. માટે સંસારી તો અમે સૌએ ને સાધુ તો તું એક જ." ત્યારે ખટુકે કહ્યું; "પિતાજી એમ કેમ કહો છો? સઘળે પાષાણ ને રત્ન ક્યાંક જ, એ વાત ખરી છે; પરંતુ રત્નની ખાણમાં તો સઘળાં રત્ન જ હોય છે. ત્યાં તો સાધારણ પાષાણના કાંકરા પણ રત્ન સરખા જ દીપતા હોય છે; માટે એકાદ માણસ તો શું, પણ જ્યાં અહં અને મમ અર્થાત્ આત્મ અને આત્મીય બુદ્ધિનો ત્યાગ થયેલો છે, ત્યાં આખું કુટુંબ આત્મજ્ઞ હોય છે, ત્યાં કોઇ પણ મનુષ્ય સંસારમાં મોહ પામતું નથી. એ માટે એક રાજપુત્રના કુટુંબનો વૃત્તાંત મારા જાણવામાં છે, તે પછીથી સંભળાવીશ; અહુણાં તો સંધ્યાસમય થયો છે, માટે તે કાર્ય કરવા સૌ પધારીશું." એમ કહ્યા પછી સભા વિસર્જન થઇ ને સૌ પોતપોતાનું કર્મ કરવામાં પ્રવૃત્ત થયા.





# અષ્ટમ બિન્દુ

## મોહજિત્ કુટુંબ

मनसा चेदमाप्तव्यं नेह नानास्ति किंचन ॥
यस्मिन्सर्वाणि भूतानि आत्मैवाभूद्विजानतः ।
तत्र को मोहः कः शोकः एकत्वमनुपश्यतः ॥ કઠ-ઈશ.

અર્થ—આને (આત્મજ્ઞાનને-બ્રહ્મજ્ઞાનને) મનથી જ પ્રાપ્ત કરવું, એમાં લેશ પણ નાનાપણુ નથી. જ્ઞાની મનુષ્યને જ્યા સર્વભૂત આત્મરૂપ થયા હોય, ત્યા એકત્વ અભેદના અનુભવનારને શોક શો ને મોહ શો?



રાત્રિના સભા ભરાઈ. મહાત્મા બટુક વામદેવજીના મુખમાંથી ઝરતા અમૃતનો રસાસ્વાદ લેવાને સર્વ પ્રાણી તત્પર થઈ રહ્યાં. બટુકદેવ ધ્યાનપરાયણ હતા, રાજા વરેપ્સુ પાદસેવન કરતો હતો, આત્મતત્ત્વના જિજ્ઞાસુ જીવો, બટુકમાં લીન થઈ, તેના પ્રતિ એકી ટસે જોઈ રહ્યા હતા. થોડીવારે બટુકે નેત્ર ખોલી આ પ્રમાણે ઉપદેશનો પ્રારંભ કીધો.

નિર્મોહા નગરીનો એક રાજપુત્ર પોતાના સમવયી સ્નેહીઓ સાથે વનક્રીડા કરવા નીકળી પડેલો હતો. કેટલીક ક્રીડાઓ કરતો કરતો, તે એક સિંહની પછવાડે અશ્વ દોડાવતો વનની ઝાડીમાં તેઓથી વિખૂટો પડી ગયો. વીચ ઝાડીમાં આયો નિકળી જવાથી તેઓ વચ્ચે ઘણું અંતર પડી ગયું, તેથી સ્નેહીઓ તેને શોધે, અને તે સ્નેહીઓને શોધે, પણ કોઇને કોઇનો મેળાપ થયો નહિ. અંતે રાજકુમાર એકલો પડ્યો. મધ્યાહ્ન થવા આવ્યા, તેથી મધ્યાહ્ન સમયનું આહ્નિક કર્મ કરવા માટે જળાશયની શોધ કરવા લાગ્યો. ફરતાં ફરતાં એક અતિ સુશોભિત વૃક્ષ-ઘટાથી વિંટાયલા તટવાળું નિર્મળ સરોવર તેના જોવામાં આવ્યું. ત્યાં ઉતરી પડી, અશ્વને જળ પાઈ સ્નાન કરી, સ્થિર ચિત્તવડે ઈશ્વરોપાસના કરી

ધના નામથીજ વ્યાધિ જતો નથી; અપરોક્ષાનુભવ વિના બ્રહ્મના નામથીજ મુક્તિ થતી નથી; અને મોહને જિત્યા વિના શબ્દથીજ મોહજિત્ થવાતું નથી." એ સાંભળી રાજપુત્ર બોલ્યો; "મહારાજ, એટલાથીજ આપ આશ્ચર્ય માનશો નહિ; મારી માતા, બ્હેન, ભ્રાતાઓ, તેમની સ્ત્રીઓ, મારી સ્ત્રી, ઈત્યાદિ અમારુ કુટુંબ અને અમારાં દાસ દાસીઓ પણ મોહજિત્જ છે, એમ જાણશો ત્યારે આપને વધુ આશ્ચર્ય પ્રાપ્ત થશે! વિદેહવંશના પ્રત્યેક રાજા વિદેહી છે, તેવી રીતે અમારુ આખું કુટુંબ અને વંશ મોહજિત્ છે." એ સાંભળી, "આશ્ચર્ય! આશ્ચર્ય!" એમ મુનિએ કહ્યું. "આખું કુટુંબ એવા એક સરખા અમૂલ્ય ગુણવાળુ હોય, એ તો કેવળ અસંભવિત છે; અને તેમ જ હોય તો ખરેખર એ કટુંબ સર્વ જગતને પરમ દર્શનીય અને વંદનીયજ છે." એટલું કહીને રાજપુત્રના આતિથ્યને સારુ કેટલાંક તાજાં ફળમૂળ લઈ આવવા સારુ તેણે તુરત ઝોળી હાથમાં લીધી, અને તેને કહ્યું; "હું આવું ત્યાં સૂધી આપ અત્ર બિરાજો; થોડાંક ફળમૂળ લઈને આવતાં મને ઝાઝો વિલંબ થશે નહિ."

રાજપુત્રને આશ્રમમાં બેસાડી યોગીરાજ વનમાં આવ્યા, પણ રાજપુત્રની કહેલી વાત એમના હૃદયમાં ઠસી નહિ. તેમને બહુ બહુ વિચાર આવવા લાગ્યા કે, "હજારો વર્ષ તપ કરીને ઇંદ્રિયોનું દમન કરનાર અનેક કઠિન વ્રતો આચરનાર ને સંસારનાં સર્વ સુખનો ત્યાગ કરનાર, આ નિર્જન અરણ્યમાં એકલા વસનાર મુનિઓનો મોહ હજુ સૂધી દૂર થતો નથી; અને આ ક્ષત્રિયપુત્ર, તેનું આખું કુટુંબ મોહરહિત જણાવે છે, તે શું ખરું હશે? એના નગરનું નામ પણ નિર્મોહા નગરી છે, તે ઉપરથી તો એ આખું નગર પણ મોહરહિત હોય, એમ ભાસમાન થાય છે. એ સર્વ સત્ય હશે? એ વાત પ્રત્યક્ષ જોઈ મારો સંશય દૂર કરીશ." આવો નિશ્ચય કરતાંજ તે મહાયોગી, પોતાની અદ્ભુત યોગશક્તિના બળવડે ક્ષણવારમાં નિર્મોહા નગરીના ભાગોળે જઈ ઉભો અને તે નગરીમાં પ્રવેશ કરવાની ઈચ્છા કરે છે, એટલામાં દરવાજાની અંદરજ એક સ્વારી સામી આવતી દૃષ્ટિગોચર થઈ.

## કોણે કોનો શોક કરવો?

સ્વારી નજીક આવી ત્યારે તેમાં શણગારેલા હસ્તીપર સ્વાર થયેલો એક પુરુષ તેની દૃષ્ટિએ પડ્યો. તેની મુખમુદ્રા ઉપરથીજ તે મહાત્મા યોગીએ અનુમાન કર્યું કે, રાજપુત્રનો બંધુ હશે. સ્વારી સમીપ આવી, એટલે રાજપુત્રે તે યોગીના માનાર્થે સ્વારી ઉભી રાખી, અને હસ્તી

યોગીન્દ્ર! આપ મને જણાવશો કે, શોક કોનો કોણે કરવો? આ જગતમાં અનેક જન્મે છે, અનેક મરે છે; એ સર્વ મનુષ્યના બંધુ જ છે, ત્યારે મારે કોનો શોક કરવો ને કોનો વિષાદ કરવો?" યોગીએ કહ્યું; "લાખો યત્ન કરવા છતાં પણ જે પુનઃ પ્રાપ્ત થાય નહિ, એવો પોતાનો પ્રિય સહોદર મરણ પામે, રે પોતાની ખરી બેલ ઊઠીને ચાલી જાય, તેનો શોક કીયા પુરુષને થયા વિના રહે? એના કરતાં શોકકારક બીજું શું હોય? જે બન્ધુ વગરનો છે, તેની તો સર્વ દિશાઓ શૂન્ય છે. જેઓનો આખો જન્મારો પરસ્પર વૈરથી જ ચાલ્યો આવતો હોય, અને એકમેકનું મુખ દીઠું ગમતું ન હોય, છતાં બાન્ધવોમાંનો એક બાન્ધવ મરણ પામે, તો તેનો તેઓને અપાર શોક થાય છે. સઘળા પદાર્થ પુનઃ પ્રાપ્ત થાય છે, પરંતુ સહોદર મૂવા પછી તે પુનઃ પ્રાપ્ત થતો નથી." એ સાંભળી રાજપુત્રે કહ્યું; "યોગીરાજ! આપ આવા મહાત્મા થઇને મોહવશ થાઓ છો, તેથી જ અશોચ્યનો શોચ કરો છો. કહો, મનુષ્યે શોક શા અર્થે કરવો? એ હર્ષ શોકાદિક ઊર્મિઓ માત્ર અજ્ઞાન અવસ્થાને અંગે હોય છે; પણ જ્યાં સદસતના વિવેકનો, સત્-ચિત્-આનંદનો, નિત્યાનિત્યનો, મોહમમતાનો, બ્રહ્મજીવ ને માયાનો વિચાર છે, ત્યાં તેનો વાસ નથી. વળી જે વસ્તુ નહિ બનવા જેવી હોવા છતાં બને, તેને માટે આશ્ચર્ય અથવા શોક થવો સંભવિત હોય, પણ ક્ષણભંગુર સંસારના અચલિત નિયમ પ્રમાણે જે થતું હોય છે તે થયા કરે છે, તેમાં શાનો શોક? આપે મને અમુક પદાર્થ અમુક કાળ સૂધી વાપરવા સોંપ્યો હોય, તે તેનો અવધિ પૂરો થતાં આપ પાછો માગી લો, તેમાં શું શોક કરવો? અર્થાત્ પ્રાણીને જે દેહ પ્રાપ્ત થાય છે, તે ઈશ્વરી નિયમાનુસાર પ્રાપ્ત થાય છે; તેનો અવધિ એટલે આયુષ્ય નક્કી થયેલું હોય ત્યાં સૂધી તે આત્માની સાથે રહે અને આયુષ્ય પૂરુ થતાં તુરત પડી જાય છે. મારા ભ્રાતાનું પણ આયુષ્ય પૂરુ થયે તેનો દેહ પડ્યો હશે, તેમાં શાનો શોક? જે વિનાશી છે, તે આજે કે કાલે કે કોટી વર્ષે પણ વિનાશ પામનાર જ છે. ત્યારે તેવા વિનાશી માટે જે શોક કરે છે તે શું મૂઢ નથી? હે યોગીન્દ્ર! આપનું કહેવું એવું છે કે, પોતાની બેલ અને સહોદર જતાં કોને શોક ન થાય? હે મહાત્મા! પ્રારબ્ધરૂપી દોરાથી ગુથાયલો જીવ મરી જાય કે રહે તેથી હર્ષ કે શોક શાને માટે કરવો? પરંતુ જે બ્રહ્મનિષ્ઠ છે, જેની વૃત્તિ બ્રહ્મમાં લીન છે, જે જાણે છે કે, લાખો ને કરોડો પ્રાણી નિત્ય ક્ષણે ક્ષણે મરણશરણ થાય છે, જે જાણે છે કે,

જન્મનો પર્યાયવાચક શબ્દ મૃત્યુ છે, જે જાણે છે કે, ક્ષણભંગુર સંસારમાં સર્વ પદાર્થ નાશવંત છે ને ચિરંજીવ એવો એક આત્મા છે, જે કદી પણ મરણ પામવાનો નથી, જે જાણે છે કે આ દેહ નાશને માટે જ રચાયો છે, એવો વિચારશીલ ધીરાત્મા, એ તુચ્છ દેહ સામો દૃષ્ટિ પણ કરતો નથી, અને તેને વ્યથા પણ થતી નથી. તે તો સુખદુઃખને સમાન જાણી, અસાર સંસારસાગર તરી જાય છે. નિર્વિકલ્પ અને પરમ સત્ય પરમાત્મારૂપ અગ્નિમાં આ ઉપાધિને હોમ્યા પછી, શુદ્ધ જીવ, નિત્ય શુદ્ધ આનન્દાત્મારૂપે જ રહે છે. જગતમાં મિત્ર કે સ્નેહી જેવું કંઈ નથી. આ જગતમાં સૌ જ સગાં ને સૌ જ સ્નેહીઓ છે; તેઓના મરણ સમે જો મને શોક થતો નથી, તો પછી, જેને આપ મારી બેલ કહો દો, તેનો મારે શોક શા કારણે કરવો? શું બીજાઓ મારી બેલ નથી? તમે, આ પદાર્થો, આ જગતના પ્રાણીઓ, સૌ મારી બેલ જ છે, અને તેમના મરણથી મને શોક ન થાય; તો જે પોતાને ત્યજી ચાલ્યો જાય છે, તેનો શોક શા માટે થવો જોઈએ?"

### આંબાનું કુટુમ્બ

ક્ષણભર વિચાર કરી, ચોમેર દૃષ્ટિ ફેરવી, રાજપુત્રે યોગીને કહ્યું; "હે યોગીન્દ્ર! આપ પેલા સામેના આંબા ભણી દૃષ્ટિ કરો. એ આંબો સુંદર અને પાકાં ફળોથી લચી રહ્યો છે; પણ જુઓ, પેલો ધૂળ ઉડાડતો વટોળિયો, લોકોનાં વસ્ત્ર ફફડાવતો ને આંખો મીંચાવતો ધમધોકાર ચાલ્યો આવે છે. ઓ! રે રે! તે આવી પહોંચ્યો! જૂઓ, આખો આંબો ચોમેરથી ડોલવા માંડે છે! નીચા ઉંચા ઓળંબા એક બીજા સાથે અથડાય છે, અને તેને વળગેલી કેરીઓની લૂમો, આન્દોલન કરતી હોય તેમ આમથી તેમ ડોલાં ખાતી, સાથેની-સગી બ્હેન-સખીરૂપ લૂમો અથવા બીજી લૂમો સાથે થડાથડ અફળાય છે. જૂઓ, જૂઓ! કેટલીક તો ધબો ધબ નીચે પણ પડે છે! અહાહા! જોતજોતામાં તો ઢગલાબંધ કેરીઓ નીચે આવી પડી!" ક્ષણભરમાં વંટોળિયો ચાલ્યો ગયો. પવનનું જોર નરમ પડ્યું, ત્યારે મુખમુદ્રાપર ઉદાસીનતા દર્શાવીને, તે મોહજિત્ રાજપુત્ર બોલ્યો; "અરે! આ શો ટાળો કેર વર્તાઈ ગયો! ક્ષણમાં શું થઈ ગયું! હરહર! કેટલો અનર્થ!" એ સાંભળી યોગી બોલ્યો; "અરે રાજપુત્ર! આમ વાત કરતાં કરતાં તમને આ શું થયું? આપ કેમ ઉદાસ છો?" ત્યારે તે બોલ્યો; "મહારાજ! આથી વિશેષ અનર્થ શો ને શોક શો? ઉપર નજર તો કરો, કે કેટલાં બધાં કુટુંબ પોતાના સહોદર વિનાના

થઈ પડ્યાં છે? રે! તેમને માટે તેઓ કેટલો બધો શોક કરી રહ્યાં છે!! તેમનાં ઉનાં ફળફળતાં શોકાવિષ્ટ અશ્રુબિંદુઓ* ટપોટપ નીચે પડે છે, તે જોઈ કોનું હૃદય દ્રવિત થયા વિના રહેશે? ઈશ્વરે વાચા ન આપેલી હોવાથી કરુણ વિલાપ નહિ કરી શકતાં એવાં તે બિચારાં મુંગે મોંઢે માત્ર અશ્રુપાતથી જ પોતાનો ખેદ અને શોક પ્રદર્શિત કરે છે! કોઇની એક બેલ ચાલી ગઈ છે, તો કોઇના પડખામાંથી બે, ત્રણ કે ચાર સહોદર ઉઠી ઉઠીને ચાલતાં થયાં છે. રે! તેનો મહાશોક તેઓથી કેમ સહન થઈ શકતો હશે?" એટલામાં મુનિ એકદમ બોલી ઉઠ્યા; "તું આવી ભ્રમિતના સરખી વાણી કેમ બોલે છે? વૃક્ષનાં ફળોને સ્નેહ શો, શોક શો ને અશ્રુપાત કેવો?" રાજપુત્રે કહ્યું; "એમ કેમ મહારાજ?" યોગીએ કહ્યું; "એ તો જડ જેવાં છે અને એ બધાંની એ જ ગતિ છે, માટે એમને હર્ષશોક નથી. હમણાં ઘડી પછી બીજો એક વંટોળિયો આવે તો તે બધાંય નીચે ઢગલો થઈ પડે, એમાં કોણ કોનો શોક કરે?"

રાજપુત્રે કહ્યું; "મોહવશ મુનિ, ધન્ય ધન્ય! તમે મને આજે કૃતાર્થ કીધો, યોગીન્દ્ર! એ સર્વ જડ જેવાં છે, તોપણ આપણા કરતાં ઘણાં સારાં, કેમકે નહિ કરવા જોગ એવો મરણનો મિથ્યા શોક તેમને નથી; પરન્તુ તે બધાંની ગતિ જ્યારે એ જ છે, ત્યારે આપણી ગતિ શું મારા ભાઈ કરતાં જૂદી છે? એ મૂઓ તેમ આપણે પણ શું મરવું નથી? આપણે પણ એ જ માર્ગમાં છીએ; અને કોણ જાણે કયે અણધાર્યે સમયે આપણને તે નિયંતાનું તેડું આવશે, તે જાણતા નથી, તો પછી આપણે આપણી ચિંતા કરવી કે તે ગયો તેની? નિયમમાં વહેતી નદીના તટ ઉપર જ એક જાતનાં બે વૃક્ષો ઝુકી રહ્યાં છે. એટલામાં નદીમાં પૂર આવ્યું; તેના ઘસારાથી તટની ભેખડ ઘસીને પાણીમાં પડી; તે સાથે પેલામાંનું એક વૃક્ષ પણ કડડડભૂસ કરતું તૂટી પડીને પાણીમાં તણાવા લાગ્યું. કહો, હવે પેલા એકલા રહેલા વૃક્ષની શી દશા? તેને પોતાના સાથી માટે કેટલો બધો શોક થવો જોઇએ? તેઓ એક જ વૃક્ષના બીજમાંથી ઉત્પન્ન થયેલાં, એક જ સ્થળે ઉછરી ઘણા દિવસ સાથે જ રહેલાં ને એકમેકથી કિંચિત્ પણ વિખુટાં પડેલાં નહિ, તો હવે એક બીજાથી કેમ રહેવાશે? પણ પેલું પૂર ચઢતું આવતું હતું. તેના ઘસારાથી બીજી ભેખડ પડી; અને એ રહેલા વૃક્ષને પણ ઘસડીને

* ડીટા આગળથી કેરી છૂટી પડતા જે રસી વહે છે તે.

ચાલતું થયું. કહો, એમાં કોનો કોણ શોક કરવો ? માટે હે મહાત્મા ! આપ યોગી થઇને અયોગીની પેઠે મને કેમ મોહમાં નાંખવા જેવાં વચન કહો છો ? जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च। 'જન્મેલાને અવશ્ય મૃત્યુ છે, અને મૂવેલાને અવશ્ય પુનર્જન્મ છે જ,' એવી ભગવદુક્તિ છે તો પછી તેમાં શોક શો ? સર્વદા દેહાભિમાન વગર રહેનારા જીવને પ્રિય અપ્રિય, સુખ દુ:ખ, શોક મોહ થતાં નથી. સ્થૂલદેહ વિષે અભિમાન માનનારાને જ શુભાશુભ વગેરે છે. થવાનું હતું તે ભલે ગમે તેમ થયું; તેની ચિંતા ત્યજી આપ સુખેથી આપના સ્થાનક પ્રત્યે પધારો; અને મને પણ આજ્ઞા આપો કે, તે પ્રમાણે આપનું પ્રિય કરી, હું પણ મારા કાર્ય વિશે પ્રવૃત્ત થાઉં."

રાજપુત્રનું આવું નિર્મોહત્વ જોઈ, યોગી તો દિગ્મૂઢ જ બની ગયો; અને તેને આશીર્વાદ દઈ કહેવા લાગ્યો કે, "હે મોહજિત્! તને ધન્ય છે ને તારા મોહજિત્ નામને પણ ધન્ય છે. આનંદ સહિત તું તારા કાર્યાર્થે ચાલ્યો જા; તારુ કલ્યાણ થાઓ. તારો કનિષ્ઠ બંધુ મોહજિત્ કુશળ છે." રાજપુત્રને એથી કશો પણ આનંદ થયો નહિ, તે તો પ્રણામ કરીને ચાલતો થયો.

## જાયું તે જાવાનું જ

રાજપુત્રના ગયા પછી યોગીરાજ વિચાર કરવા લાગ્યા કે; "અઃ ગમે તેટલું મોહજિતપણું હોય, પણ તે લાગેવળગે નહિ ત્યાં સૂધી જ; ભાઈ મૂઓ તેમાં એને શું ? ભાઈ ગયો અને ભાગિયો ગયો; એને તો ઉલટું નિષ્કંટક રાજ્ય મળ્યું, એટલે ભાઈના મરણથી એને શાનો શોક થાય ? ઉપરથી કદાચ શોક બતાવે તોય અંતરમાં તો ટાઢું હિમ જેવું હોય; એટલે વગર મોહ જિત્યે એ તો મોહજિત્ જ છે. સ્વામીના મરવાનો સત્ય શોક તો તેની સ્રીને જ થાય. તે તેનું અર્ધું અંગ ગણાય છે. માટે હવે મોહજિતની સ્રીની વૃત્તિ કેવી છે, તે જોવી આવશ્યક છે." આવો વિચાર કરી તે નગરમા પેઠો. માર્ગમાં એક સુંદર નવયૌવના તેને સામી મળી. તે હાથમાં એક છાબડી લઈ આનંદભેર ચાલી આવતી હતી. તેને યોગીએ પૂછ્યું; "હે બાળે ! તું કોણ છે ? અને ક્યાં જાય છે ? આ નગરના સ્વામી મોહજિત રાજાનું રાજમંદિર ક્યાં આવ્યું, તે મને કહે." તે સ્રી ઊભી રહી, અને બે કર જોડી યોગીરાજને નમન કરીને બોલી; "હે પવિત્ર પુરુષ ! એ રાજકુટુંબમાંની હું એક પરિચારિકા છું, અને મારાં બાઈ, કે જે મોહજિત્ રાજાના નાના પુત્રનાં પત્ની છે, તેમને

ભગવત્સેવામાં ઉપયોગી થવા સારુ જે સુંદર પુષ્પો જોઇએ છે, તે લેવા માટે હું ઉદ્યાનમાં જાઉં છું.” યોગીએ કહ્યું; “શું એક મહા શોકકારક બનાવ બન્યો છે, તે તારા જાણવામાં જ નથી કે?” દાસી બોલી; “એવો શોકકારક શો બનાવ છે મહારાજ? મને કૃપા કરી જણાવો.” યોગીએ રાજપુત્રના મરણના સમાચાર કહ્યા. તે સાંભળી દાસી બોલી; “મહારાજ! એમાં મહાખેદપ્રદ અને શોકકારક એવું શું છે? એવો શોક અને હર્ષ તો માત્ર જેઓ સંસારની મિથ્યામાયામાં મોહિત થયેલાં હોય, તેવાં અજ્ઞાની પ્રાણીઓને જ થાય છે.” યોગીએ કહ્યું; “પોતાના શિરછત્ર અને પોષણ કરનારના મરણથી શોક ન થવો એ શું? એ તો મહા નિષ્ઠુરતા છે!” દાસી બોલી; “મહારાજ, નિષ્ઠુરત્વ તો નિર્દયતામાં વસે છે, અને એ તો અમે એમને દુઃખ દઇએ અથવા એમના દુઃખ સમયે સહાય ન થઇએ ત્યારે મનાય. પણ આ તો તેથી ઉલટું જ છે. જીવ, નાશવંત દેહનો ત્યાગ કરી અવિનાશી સ્થાનમાં વાસ કરે તેનો શોક કરવો, એ તદ્દન નિરર્થક નથી શું? જે વસ્તુ અવશ્ય બનવાની છે તે બને, તેમાં શોક અથવા ખેદ શાનો? આ જગતમાં જાયું તે તો જાવાનું જ. ખીલ્યું તે ખરે, ઉગ્યું તે આથમે, ચઢયું તે પડે, જન્મ્યું તે મરે! એમાં આશ્ચર્ય શું? जातस्य हि ध्रुवो मृत्यु.॥ મૃત્યુ એ ઇશ્વરાધીન છે, અને તેનો જ કોઇથી ન ટળે એવો દૃઢ નિયમ છે, તેમાં પછી શોક શાનો? દિવસ ઉગ્યો તે આથમવાને માટે છે, અને પુષ્પ ખીલ્યું તે ખરવાનું છે. આ જગત્ આખું પરિણામવાળું છેઃ તેમાં વિચાર કરી જોઇએ તો પ્રત્યેક સ્થાવર જંગમ પદાર્થ પ્રાણીની ગતિ, કાળને વશ હોવાથી, પ્રતિક્ષણે બદલાતી જાય છે. બીજ રોપાય છે, ફણગો ફૂટે છે, તેનો છોડ કુમળો થાય છે, રત આવતાં ફૂલ આવે છે, ફળે છે ને પાકે છે, પછી આપોઆપ સૂકાવા માંડે છે. તેજ પ્રમાણે પશુ, પક્ષી અને મનુષ્યનું પણ જાણવું. બાળક જન્મ્યું, જરાક મોટું થઈ બોલવા ચાલવા ને હરવા ફરવા શીખ્યું, ભણી ગણી તરુણાવસ્થાને પામ્યું, સંસાર માંડ્યો, ફળ્યું ફૂલ્યું, એટલામાં વૃદ્ધાવસ્થા આવી, એટલે આપોઆપ શક્તિ ક્ષીણ થશે; અને કાળપાશમાં ઘેરાયું એટલે બસ. એવી જ સર્વની ગતિ છેઃ તો કહો એમાં કોણ કોનો શોક કરે? એક હલકામાં હલકા હવામાંના જંતુથી માંડીને તે કીટ, પતંગ, પશુ, પક્ષી, જળચર, માનવ, દાનવ, ઋષિ, મહર્ષિ, પિતર, દેવ અને અંતે આખું જગત્, તથા તેના ઉત્પન્ન કરનાર પિતામહ બ્રહ્મદેવ પર્યન્ત સર્વે કાળના મુખમાં છે. પછી કોઈ બે દિવસ પહેલું, તો કોઈ ચાર દિવસ પછી; પણ જે આ જગતમાં જાયું તે તો

નિશ્ચે જાવાનું જ છે. કેટલાક જંતુ એવા છે કે, સૂર્યના ઉદય અને અસ્ત તથા અસ્ત અને ઉદય જેટલા સમયમાં અનેકવાર જન્મમરણને પણ વશ થાય છે; અને કેટલાક પ્રતિદિન જન્મે છે ને મરે છે, કેટલાક જીવ અમુક દિવસ સૂધી જીવે છે; કેટલાંકનાં આયુષ્ય માસની અવધિનાં હોય છે; કેટલાંક વર્ષ, દશ વર્ષ, કે સો વર્ષનાં લાંબાં આયુષ્ય ગાળે છે; તેઓ કરતાં વધારે સત્વવાળા જીવો (દેવતાદિકો) હજાર, હજારો કે લક્ષાવધિ વર્ષનાં આયુષ્ય ભોગવે છે, પણ પછી શું? એક કાળે મરે છે, એમ સર્વને અંતે મરણ તો છે જ. ત્યારે કોણ કોનો શોક કરે? આખું જગત્ કાળના ગ્રાસ (કોળિયા) રૂપ છે. અર્થાત્ જેમ કોઈ ખાવા બેઠેલો મનુષ્ય ભાણામાં પડેલા ભક્ષ્ય પદાર્થના ગ્રાસ મુખમાં મેલતો જ જાય છે તે પ્રમાણે કાળ નિરંતર દેહધારી વિનાશીનો વિનાશ કરતો જાય છે. હે યોગીરાજ! અમારા કુમારના જે વર્તમાન આપ કહો છો, તેનો શો શોક અને શા અર્થે શોક કરવો? જ્યારે આખું વિશ્વ જ વિનાશી, ક્ષણભંગુર છે, મારી, આખા રાજકુટુંબની, તમારી ને આ સર્વની (જગતની) અંતે એ જ ગતિ છે, ત્યારે મિથ્યા શોક મૂકી, આપ મિથ્યા પરિશ્રમ ન લેતાં, સુખેથી આપને સ્થાનકે પધારો."

દાસીનાં આવાં નિર્મોહપણાનાં વચનથી ચકિત થયેલા યોગીએ કહ્યું; "અહો બાળા! તારા મોહરહિતપણાને ધન્ય છે. તારું કલ્યાણ થાઓ. હે મોહરહિને! હે જ્ઞાનસંપન્ના! તું પાછી ન વળતાં સુખેથી તારા કાર્યાર્થે જા; તારી સ્વામિનીનું સૌભાગ્ય અખંડિત છે. સદસત્‌થી જ્ઞાતા થવાને જ મેં આ વાર્તા તને જણાવી હતી." એ સાંભળી દાસીએ તે સાધુને ફરી નમન કર્યું અને પુષ્પ લેવા સારુ ચાલતી થઈ.

દાસીના ગયા પછી યોગી મહાત્માએ વિચાર કર્યો કે; "અહો! આ તેના ઘરની પરિચારિકા પણ કેટલું જ્ઞાન ધરાવે છે? અને કશો શોક કે મોહ થતો નથી. પણ તેથી શું? આંગળી થકી નખ વેગળા તે વેગળા જ. રાજપુત્રનો શોક દાસીને શાનો હોય? તે તો આવી જ્ઞાનની વાતો કરે જ." પછી યોગીન્દ્ર રાજમંદિરમાં ગયો ને અંતઃપુરમાં જઈ મોહજિતની સ્ત્રીને મળ્યો.

### જળ બુદ્‌બુદ્ જગત્ જેવું છે

સાધુને જોતાં જ રાજપુત્રની સ્ત્રીએ અતિ આદરપૂર્વક આસન આપ્યું, અને પધારેલા યોગી મહાત્મારૂપ અતિથિનું પૂજન કરવાની તૈયારી કરવા માંડી. એ જોઈ યોગીરાજ ગભરાયલે ને ઉદાસ મુખે બોલ્યો;

"હે રાજવધૂ! હે સુશીલે! તારે આ સમય પૂજન કરવાનો કે આતિથ્ય-સત્કાર કરવાનો નથી, કારણ કે દુર્ભાગ્ય યોગે એ સઘળાથી દૂર થવાનો સમય તને પ્રાપ્ત થયો છે અને તે તું જાણતી નથી. હે અંબે! તારા સામું જોઈ મને તારા સૌભાગ્ય માટે બહુ શોચ થાય છે, પરંતુ નિરુપાયે મારે માથે આવી પડેલું કર્ત્તવ્ય બજાવ્યા સિવાય છૂટકો જ ન હોવાથી જ હું અત્ર આવ્યો છું." એ સાંભળી શાન્તચિત્તે મોહજિતની ભાર્યાએ પૂછ્યું; "હે ઉપાધિરહિત! એવું શું છે કે, જે નિવેદન કરતાં આપ ખેદ પામો છો? જે હોય તે કૃપા કરી નિશંકપણે કહો." ત્યારે યોગીએ મુખ ઉદાસ કરી, સજળનેત્રે મોહજિતના મરણના કૃત્રિમ સમાચાર અથેતિ તેની સ્ત્રીને કહી સંભળાવ્યા, અને અંતે જણાવ્યું; 'હે પવિત્ર વ્રતવાળી! તે શૂરો રાજપુત્ર જો કે સિંહરૂપ શત્રુના હાથે મરણ પામ્યો, પરંતુ મરતાં મરતાંએ તેણે પોતાના તે શત્રુને જીવતો જવા દીધો નથી. મરવાનો તેને કશો ખરખરો હતો જ નહિ; પરંતુ માત્ર એક જ મોટી ચિંતા તેના મનમાં રહી ગઇ કે, જેને માટે તેને કશું સમાધાન મળી ન શકવાને લીધે, છેક છેલ્લી ઘડી સૂધી તે તે જ આળાલોચ કરતો હતો એ ચિંતા તે માત્ર તારા સંબંધી હતી કે, મારી પ્રાણપ્રિયાની પછવાડે શી અવસ્થા થશે? મારો અને તેનો મેળાપ હવે ક્યાં થવાનો? તેણે તો અદ્યાપિ પર્યંત ઉત્તમ પાતિવ્રત્યથી મારી પૂર્ણ સેવા કરી છે, પણ હું તેનો કશો બદલો આપી શક્યો નથી. જે સ્ત્રી મારા વિના એક ક્ષણભર પણ રહી શકતી નથી, તે હવે પછીની વિધવા અવસ્થા કેમ ગાળશે? તેના મનના સાન્ત્વન માટે મે એકાદ સંતાન પણ પછવાડે મૂક્યું હોત તો ચિંતા થોડી રહેત. પણ રે રે! તેમે નથી; તેથી મારા મૃત્યુના સમાચાર સાંભળી તેના પર બ્રહ્માંડ તૂટી પડશે. હું તો ચાલ્યો; હવે હું તેનું ચંદ્રવદન ક્યારે જોઇશ? રે મારા આ વર્ત્તમાન તેને કોણ જણાવશે?" આવી ઝંખના કરતાં તેને મેં બહુ બહુ આશ્વાસન દઇને સઘળા સમાચાર જણાવવાનું માથે લીધું, ત્યારે, 'હે પ્રિયે! હે પ્રાણ-પ્યારી! હે મનમોહને!' ઇત્યાદિ ઉદ્‌ગારો સાથે તેનો આત્મા પ્રયાણ કરી ગયો."

આ સાંભળી સંસારમાં રહેલી છતાં, તે નિર્લેપ સ્ત્રી, કે જેના મનમાં આ સમાચારથી જરાએ ખેદ કે જરાએ શોક થયો નહોતો, તે ગંભીર-તાથી બોલી; "મહારાજ! આપ કહો છો તે સમાચાર સત્ય હશે, પરંતુ મરતી વેળાએ મારા સ્વામીએ, 'હે પ્રિયે! હે પ્રાણપ્યારી!' એવા ઉદ્-

ગારો કાઢ્યા હોય અને મારું જ સ્મરણ કર્યું હોય, એ વાતને હું સ૯ માનતી નથી. અવિદ્યાના અંધકારમાં લચપચ થયેલા અને આ અસા સંસારસાગરમાં ગળચીયાં ખાતા અને માયાના ભૂલાવાથી મોહિત થયેલ પરમ અજ્ઞાત મનુષ્યોમાં જ આવો મોહ સંભવે. જેનું નિરંતર સ્મરણ ને આસક્તિ હોય તેજ મરણ વેળાએ આપોઆપ સ્મરી આવે, એ સાધારણ નિયમ છે; અને તે પ્રમાણે મારા સ્વામીના મરણના સમયે, જેને આસક્તિ નહિ તેનું સ્મરણ થવું કેમ સંભવે? સ્ત્રી તો શું, પણ પુત્ર ધન, રાજ્યસુખ ને છેવટે સૌ પ્રાણીને જગતમાં અતિ પ્રિય એવા પોતાન દેહ ઉપર પણ તેમને આસક્તિ નહોતી, તો મારા જેવી અધમાન્ સ્મરણ કેવું? હરહર! નેતરને ફૂલ, ઘટને સૌજન્યસુખ અને આકાશને કુસુમની પ્રાપ્તિ જેવું આ અસંભાવ્ય છે. એ સાધુવીરને મરતી વેળાએ આ વિશ્વમાંની કોઈ વસ્તુનું સ્મરણ થવું સંભવતું જ નથી. મારા સ્વામી આ સંસારની અસાર માયાના મિથ્યાપણાને સારી રીતે જાણનારા અને તેના મોહમાં કદી નહિ ફસાનારા હતા તે 'મોહજિત્' છે; અને તેમના દૃઢ સંબંધથી તેમની અનન્ય દાસી જે હું, તે સંસારનું મિથ્યાપણું જાણતી હોવાથી, તેમાંની કોઈ પણ વસ્તુની આસક્તિ વગરની છું. યોગીરાજ! હું તો શું, પણ અમારું આખું કુટુંબ મોહજિત્ છે. તેને આવો મોહ મમતા–માયાનું આવરણ થવું એ, હે દેવ! ન માનવા યોગ્ય વૃત્તાંત છે."

આવો પ્રત્યુત્તર સાંભળી યોગીરાજ તો સ્તબ્ધ જ બની ગયો. યોગીએ તે સ્ત્રીને શોકાવેશમાં આણવાને જે કૃત્રિમ સમાચાર કહ્યા, તેને તો તેણે કેવળ અસંભવિત જ ગણી કાઢ્યા. પછી જેમ તેમ કરીને પોતાને લાવેલા સમાચાર સત્ય ઠરાવવા સારુ તે કંઈક બોલવા જતા હતા, ત્યાં તો વળી તે નિર્મોહા સ્ત્રી બોલી; "હે મહારાજ! તમારી વાતથી એક બીજું પણ આશ્ચર્ય થાય છે. તમે સંસારાસક્તિ તજી દઈને વનને વિષે રહી એકાંતવાસમાં અસંગપણે કેવળ પરમાર્થ સાધનરૂપ યોગમાર્ગનું અવલંબન કરનારા છો, તે છતાં મારું પ્રિય સમજી મને આ સમાચાર કહેવા આવ્યા છો! ઠીક; તે માટે હું ઉપકૃત છું. પણ તે સાથે આમ મને શોકાધીન થવાનું સૂચવો છો, એ શું યોગ્ય છે? સમસ્ત શોકમોહનો અને કામક્રોધાદિક દુર્ગુણોનો ત્યાગ, એ આપનું મુખ્ય કર્તવ્ય છે; અને એ જ આપના યોગમાર્ગનો મુખ્ય ઉદ્દેશ છે. પ્રાણીએ શોકમોહાદિકથી મુક્ત થવું ને બીજાઓને તેવા થવા માટે ઉપદેશ કરવો, એ સ્વાભાવિક વૃત્તિ તમારી હોવી જોઇએ; તેને ઠેકાણે તમે ઉલટા મને–આ અલ્પપ્રાણી–

જેનો મોહાંધ થવાનો ધર્મ નિર્માણજ છે, તેને મોહરહિત જોઈ, શોક નિમગ્ન થવાનું કહો છો, એ શું યોગ્ય છે? હે યોગીરાજ! આ પ્રવાહી જગતમાં કોણ કોનો શોક કરે? નદીના પ્રવાહના વેગથી જળના ઉછળવાને લીધે જે બુદ્બુદ દર્શન દે છે, અને પ્રવાહની ઉપર વહ્યાં જાય છે, તેઓના જેવો આ સૃષ્ટિનો ખેલ છે. જેમ જળના બુદ્બુદ જન્મે છે, પ્રવાહમાં થોડેક આગળ જઈ લયને પામે છે, વળી ત્યા ક્ષણમાં બીજાં નવાં ઉપજે છે, વળી ક્ષણમાં લય પામે અને એમ સતત ચાલ્યું જ જાય છે, તેમાં કોને કોનો શોક થાય છે?"

એ સાંભળી યોગીરાજને કંઈક બોલવાનો માર્ગ જડ્યો, તેથી તે બોલ્યો; "હે બાળા! તારુ કહેવું સત્ય છે. પણ શું એ બુદ્બુદના જેટલો જ સંબંધ મનુષ્યોમાં પણ છે? મનુષ્ય એ આખી સૃષ્ટિમાના સર્વ પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ અને વિવેકી, વિભ્રમિત, પ્રપૂર્ણ ને દ્વિતીય સ્વરૂપી છે; તે જ્ઞાનવાન્ છે. તે એક બીજા સાથેના વ્યવહારમાં, પ્રેમમાં, કર્તવ્યમાં અને પ્રીતિ, અપ્રીતિ, લોભ, લાભ, હાનિ, હર્ષ, શોક, મોહ, મમતા, કર્ત્તવ્ય ને ભોક્તવ્યનો જ્ઞાતા, સુખ દુઃખ ઇત્યાદિમાં સારી રીતે સમજનારો છે; તો તેની અને જડ પદાર્થની સ્થિતિ કેવી રીતે સરખાવાય? પોતાનું પ્રિય થવાથી પ્રત્યેક મનુષ્યને સ્વાભાવિક જ હર્ષ અને અપ્રિય થવાથી સ્વાભાવિક જ શોક થવો સંભવિત છે. જેને આશ્રયે રહીને તું આ રાજસુખ ભોગવે છે, રાણીપદે છે, અને સર્વ આપત્તિથી મુક્ત છે, વળી જેના જીવિતથીજ તારા જીવિતનું સાફલ્ય છે, અને તું સૌભાગ્યવતી કહેવાય છે; અને જે વિનાની તું આ સઘળાં સુખ વૈભવાદિક વગરની છે; તેવા, તારી સુખ સંપત્તિરૂપ મહાભાગ્યવંત સુકુમાર પતિના મરણથી, તને અપાર શોક થાય, એમાં શું આશ્ચર્ય હોય? એવે પ્રસંગે શોક ન થવો, એ જ પરમ આશ્ચર્યની વાત કહેવાય. ગમે તેવા શૂન્ય હૃદયમાં પણ પ્રિયવલ્લભનું મરણ તો શોકાગ્નિને પ્રજ્જ્વલિત કરી દે જ. પરંતુ હે બાળા! તારી આવી સ્થિતિથી મને તારામાં માત્ર નિષ્ઠુર નિઃસ્પૃહતા, દંભી પ્રેમીપણું અને નિર્દયપણા સિવાય બીજું કંઈ જોવામાં આવતું નથી. તારુ બ્રહ્મજ્ઞાન પ્રપંચથી ભરપૂર–પ્રેમ–રહિત છે. રે, પતિપત્નીના જેવો ગાઢો સંબંધ જગતમાં બીજો કોયો છે? તેવો પવિત્ર સંબંધ અગ્નિ, સૂર્ય આદિ દેવતાઓ, બ્રાહ્મણો, બંનેનાં માતા-પિતા અને સ્વજન પરજનોની સાક્ષીથી બંધાયલો છે, અને તે એટલો તો નિકટનો સમ્બન્ધ ધરાવે છે કે, પરસ્પરનાં શરીર સાથે શરીર, મન

સાથે મન, અને આત્મા સાથે આત્મા એકતાને પામી લીન થઈ જાય છે. આમ હોવાથી તેઓનાં ભાગ્ય પણ જોડાયલાં જ રહે છે. સ્ત્રી પુરુષ બંને મળીને દંપતીરૂપ એક જોડું છે. એવાં જોડાંમાંથી એકાદું દૂર જાય એ પણ એક બીજાથી સહન થઈ શકે નહિ, તો પછી તે સદાને માટે છૂટું પડી જાય, એ શું ગમે તેવા કઠિન હૃદયને પણ શોક અને વિયોગના દુઃખથી દ્રવિત કરી નાખનારું નથી? આ જગતમાંના સર્વ પદાર્થો પ્રેમરૂપ છે. પશુ, પક્ષી સર્વે પ્રેમવશ છે, અને પ્રેમમાટે પ્રાણદાન દેવાને સદા તત્પર રહે છે. રે પ્રેમ જ આ જગતનું જીવન છે!* રે સ્થાવર જંગમ સર્વનું જીવન છે! પણ જે પ્રેમના શુદ્ધ સ્વરૂપને યથાર્થ જાણતું નથી, તે અધોગતિને પામે છે. હારીલ પક્ષીનું બાળ જન્મતાં જ કાષ્ઠ સાથે પ્રેમ કરે છે અને મરણ પર્યંત તેનો ત્યાગ કરતું નથી; અને ત્યાગ સમય સમીપ આવતાં પ્રાણ ત્યજે છે. જીરાફ દંપતી વિયોગકાળ જણાતાં બળી મરે છે. એ પ્રેમની બલિહારી છે. જ્યારે જ્ઞાનરહિત પ્રાણીમાં પતિવિયોગથી શોક વ્યાપે છે, ત્યારે ચૈતન્યમય મનુષ્યમાં શોક ન થવો કેમ સંભવે? પણ પંડિતાઈ ભરી આત્મજ્ઞાનની તારી વાતોનો અર્થ હું તો કેવળ તારા મનની નિષ્ઠુરતા જ માનું છું; અને એવી નિષ્ઠુરતા માત્ર તારી આવી વાક્ચાતુરીથી ભરેલા ઉપરચોટિયા વાચિક આત્મજ્ઞાનથી, જગત મિથ્યા છે, અને સ્નાન દાનાદિક કર્મ કરવાની આવશ્યકતા નથી, બ્રહ્મ હું પોતે જ છું, તો હવે મારે ઉપાસના શી, ઈત્યાદિ વાક્યોવડે, સારા, સરળ અને પ્રેમાળ અંતઃકરણને પણ દયાભાવ-પ્રીતિ આદિથી રહિત અને નિષ્ઠુર બનાવી દે છે!"

આટલું કહીને વળી તે યોગીરાજ કંઈક કહેવા જતા હતા, એટલામાં તે રાજસુંદરી બોલી; "હે તપોધન! સત્ય છે કે, સંસ્કારી અને અધિકારી વગરના મિથ્યા બકવાદ કરનારા બ્રહ્મવાદીઓનાં અંતઃકરણ તેવાં હોય છે અને તે બીજાઓને પણ તેવાં જ બનાવી મૂકે છે. પરંતુ હે દેવ! મારું કહેવું તેવું નથી. હું તો જે સત્ય છે તે જ કહું છું. મારું અંતઃકરણ આપ કહો છો તેવું નિર્દય કે નઠોર નથી; હું વિવેક ભૂલી નથી, કેમકે આજ પર્યંત ભૂલથી કિંવા સ્વપ્નમાં પણ મેં તેવું નિર્દયતા ભરેલું કે નઠોરપણાનું કાર્ય કીધું હોય, એમ મને સાંભરતું નથી. જેમ કોઈ એક મનુષ્ય પરમ પ્રીતિપાત્ર હોવાથી પ્રેમપાત્ર મળ્યા વગર ઠારોઠાર પ્રેમ કરતો નથી અને તેથી તેને પ્રેમશૂન્ય કહેનાર સત્યવક્તા ગણાતો નથી, તેમ જ મારું કહેવું

* આ પ્રેમનું શુદ્ધ સ્વરૂપ બ્રહ્મને સમ્બોધીને કહેવાયલું છે.

છે. હું પ્રેમને જાણું છું, પ્રેમને ભજું છું, પ્રેમમાં લીન છું ને પ્રેમમાં જ એક થનારી છું. તે પ્રેમનું સ્વરૂપ ન જાણું એમ મા જાણો. પણ યોગી-રાજ! મને કહો કે વિવેક તે શું? પ્રેમ તે શું? નિત્ય અને અનિત્ય-અવિનાશી અને વિનાશી પદાર્થનું યથાર્થ જ્ઞાન, તે જ વિવેક છે. હું સત્ય અને નિત્ય વસ્તુને ચાહનાર છું, ને મિથ્યા-અસત્ય અને અનિત્ય વસ્તુ માટે ઉદાસ-નિઃસ્પૃહ રહું, તેથી શું નિષ્ઠુર ઠરું છું? આ જગતમાં આત્મા જ અવિનાશી ને સત્ય સ્વરૂપ છે, અને અનાત્મા-દૃશ્ય પદાર્થો, અસત્ય ને વિનાશી છે. વિનાશીનો વિનાશ એ સત્ય છે, અવિનાશીનો વિનાશ સત્ય નથી. દેહ વિનાશી છે, આત્મા અવિનાશી છે, અવિનાશીનો વિનાશ નથી. વિનાશી ચિરજીવ નથી, ત્યારે વિનાશીના વિનાશમાં શોકલીન થનાર વિવેકી છે, કે જે સંગી, અંગી, લિંગી, અશાન્ત, મળમય, ભોક્તા, વિકારી, જોનાર, સાંભળનાર, કરનાર, દ્રષ્ટા અને દૃશ્ય છે, તે શું વિવેકી છે કે જેને માયા-પ્રેમ-મમતા-ઉપાધિ બાધ કરે છે તે વિવેકી છે? હે યોગીન્દ્ર! જે પર, શુદ્ધ, ભેદરહિત, અદ્વિતીય મંગળરૂપ છે તે જ સત્ય પ્રેમી છે. જે ૐકારરૂપ, નાદરૂપ, શાન્તરૂપ, કાન્તિરૂપ, ને સત્યરૂપ જોય છે તે જ પ્રેમી છે! આ જગત્ માયાપ્રતીતિનો પ્રવાહ છે, માટે મન જે સર્વ મોહનું કારણ મનાય છે તેને શાન્ત રાખી, જ્ઞાનદૃષ્ટિથી સર્વ કાળે, સર્વ સ્થળે પરમાત્મા-બ્રહ્મવિના અન્યનું અવલોકન કરનાર જે જીવ છે, તેને જ આ શોકમોહ બાધ કરે છે; અને તે જ અપ્રેમી ઘેલો ને મૂઢ છે. હું પત્ની કોણ? એ પતિ કોણ? આપ યોગી કોણ? આ જગત્ કોણ? જગતનો પ્રેમ કોણ? એ સર્વ વિવિધ પ્રકારના સંકલ્પ અજ્ઞાનવડે થાય છે; અને અજ્ઞાનવડે એ સર્વેને નાશ પામતા જોય છે. જગતમાં મનુષ્ય પ્રાણી સર્વ કરતાં શ્રેષ્ઠ છે, તેનું કારણ એટલું જ કે, તેનામાં બીજાં સર્વ પ્રાણીઓ કરતાં સારાસાર વિચાર કરવાની બુદ્ધિ વિશેષ હોય છે; ત્યારે એ બુદ્ધિથી આપણે જોવું જોઇએ કે, સત્ય શું અને અસત્ય શું? સત્ય પ્રેમ શો ને અસત્ય પ્રેમ શો? આપે સ્ત્રી-પુરુષના સંબંધ માટે જે જે કહ્યું, તે સઘળું સત્ય છે, પણ તે ક્યાં સુધી? સ્ત્રીપુરુષના તો શું, આ જગતના સઘળા સંબંધ અમુક સમય સુધી-ના જ નિર્માણ થયેલા હોય છે. જેમ દેવું પતાવ્યું, એટલે લેણિયાત અને દેવાદારનો સંબંધ પણ પૂરો થાય છે. તેમ જ પૂર્વનો ઋણાનુબંધ પૂરો થયો, એટલે અહીંનો-સંસારનો સંબંધ પણ પૂરો થાય છે. સંસારના સઘળા સંબંધ પૂર્વના ઋણાનુબંધવડે જ નિર્માણ થયેલા હોય છે. ભાડાની

ગાડીમાં બેઠેલાઓનો તે ગાડી સાથેનો સંબંધ, જ્યાં સૂધીના પૈસા આપ્યા હોય ત્યાં સૂધીનો જ છે. માટે હે યોગીશ્વર! પૂર્વના કોઈ ઋણાનુબંધથી આ જન્મે બંધાયલો અમારો દંપતીરૂપ દેખાતો સબંધ, તે ઋણાનુબંધ પૂરો થવાની સાથે જ પૂરો થયો હોય તો તે માટે મારે શોક કરવો, એ મૂર્ખતા નથી? એ ઋણાનુબંધ જો પૂરો થયો હોય તો ગમે તેટલા ઉપાયથી પણ પાછો સંધાવો દુર્લભ છે, તો પછી શોક કરવાથી શું ફળ?"

મુનિ આ વાત સારી રીતે જાણતા હતા છતાં કુમાર પત્નીનું જ્ઞાન જોવાને અજાણ્યા થઇને બોલ્યા; વત્સ! વારંવાર તું સ્ત્રીપુરુષના સંબંધને પૂર્વના ઋણાનુબંધને કારણભૂત ગણાવે છે; તો એ ઋણાનુબંધ કેવો છે અને તેને લીધે શી રીતે સંબંધ જોડાતો હશે? ત્યારે મોહજિતની સ્ત્રી તેમને આ પ્રમાણે કહેવા લાગી:—

## ઋણાનુબંધ

"યોગીરાજ! સંસારમાં જન્મેલાં પ્રાણીઓને આખા આયુષ્યમાં નિર્વાહાદિક વ્યવહારોને માટે બીજાં અનેક પ્રાણીઓના પ્રસંગમા આવવું પડે છે. તે વેળાએ તેઓ સાથે. જે જે વૃત્તિથી વર્તવામાં આવે, તેવો તેવો પરસ્પરનો ઋણાનુબંધ બંધાય છે. ઋણ એટલે લેણદેણ; અને તેનાથી થયલું જે બંધન, તે ઋણાનુબંધ. હું જેમ આપને મારા કાર્ય માટે કોઈ જાતનો પરિશ્રમ આપું, અને પછી તેનો બદલો વાળું નહિ, તો મારે માથે આપનુ ઋણ રહે. તેનો બદલો ઈશ્વરી સત્તા મારી પાસે આ દેહે નહિ તો અન્ય દેહે પણ અવશ્ય વળાવે છે. એ જ પ્રમાણે પ્રત્યેક જીવનું સમજવું. એમાં કોઈની દ્રવ્યની લેણાદેણી હોય, કોઈની સુખદુઃખની લેણાદેણી હોય, કોઈની વિદ્યાની ને કોઈ અન્ય પ્રકારની લેણાદેણી હોય, તો તે પાછી વાળી આપવાને પ્રાણીઓ અનેક જન્મો લઇને તે નિમિત્તે અનેક સુખદુઃખો વેઠે છે અને ઋણ પૂરુ થયું કે, તુરત સંસારી જીવ પોતપોતાને માર્ગે પડે છે. અપાર વિસ્તારવાળા આ વિશ્વમાં ઈશ્વરી સત્તા, એ કાર્ય એવી અદ્ભુત રીતે પૂર્ણ કરાવે છે કે, જેનો પાર કોઈ પામી શકે નહિ, અને તેમાં કિંચિત્ પણ ભૂલ આવતી નથી. જેનું કરેલું તેને જ આપોઆપ એ સત્તા અનાયાસે અચૂકપણે પળાવે છે; અને તેમાં કશો પક્ષપાત કે અન્યાય થવા દેતી નથી. એ માટે પરમ પૂજ્ય અને ગુરુરૂપ મારા સ્વામીએ મને અનેક ઇતિહાસો કહેલા છે, તેમાંથી એકાદ હું આપને સંભળાવું છું."

પૂર્વે પાંચાળપુરમાં કર્મલબ્ધ નામે એક મહાત્મા બ્રાહ્મણ રહેતો હતો. તે નિત્ય પોતાનાં સ્નાન, સંધ્યા, ભગવત્સેવા આદિક સત્કર્મોમા પ્રીતિમાન્ હતો અને તેમ જ પરમ સુખી હતો. જે કંઈ અનાયાસે આવી મળે, તેના ઉપર જ સંતુષ્ટ રહેનારો હોવાથી, તે કોઈની યાચના કરતો નહિ. એની સ્ત્રી પણ બહુ સુશીલા અને પતિવ્રત હતી. તે નિરંતર સ્વામીની સેવામાં તત્પર રહેતી હતી. યોગીરાજ! આપ જાણો જ છો કે, અનન્ય ભાવે ભગવચ્ચિંતન કરનારના સઘળા વ્યવહારનો બોજો પ્રભુને માથે હોય છે. શ્રીકૃષ્ણ પરમાત્માએ સ્વમુખે કહ્યું છે કેઃ—

अनन्याश्चिन्तयतो मां ये जना. पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥

'જેઓ અનન્યભાવે નિત્ય મારી ઉત્તમ પ્રકારે ઉપાસના કરે છે, તેઓના યોગક્ષેમ હું જાતે વહન કરુ છુ.' એવી રીતે નિઃસ્પૃહ થઇને નિરંતર ભગવત્સેવા કરનારા તે કર્મલબ્ધ મુનિ, જેમ સંસારની ચિંતાથી રહિત હતા, તેમ ઈશ્વરકૃપાથી તેમને ચિંતા કરવા જેવું રહેતું પણ નહોતું. જે કાળે જે જોઇએ તે પ્રભુની ઇચ્છાથી આપોઆપ આવી મળતું હતું. આવી રીતનો પવિત્ર ગૃહસ્થધર્મ પાળતાં પાળતાં કેટલાક કાળ વીતી ગયા. એવામાં તેમની પતિવ્રતા સ્ત્રી સગર્ભા થઈ. પૂર્ણ માસ વીતતાં તેણે એક રત્ન સરખા પુત્રને જન્મ આપ્યો. બ્રાહ્મણે તેના જાતકર્માદિ સંસ્કારો કર્યાં, શક્તિ પ્રમાણે દાનપુણ્ય કર્યું અને ઉતરતી વયમાં ઘેર પુત્રનું પારણું બધાયલું જોઈ, તેઓએ પરમ આનંદમાં દિવસો નિર્ગમવા માંડ્યા. કર્મલબ્ધ જ્યોતિષ્ શાસ્ત્ર સારી રીતે જાણતા હતા, તેથી તેણે પુત્રનું ભવિષ્ય જાણવા સારુ જન્મપત્રિકા કરવા માંડી. પુત્રના ગ્રહો એક કરતાં એક ઉત્તમ સ્થાને પડેલા અને વિદ્યાભવન તથા ભાગ્યભવન તો બહુ જ ઉંચા પ્રકારનુ જાણી, તેમને બહુ જ આનંદ થયો. પરતુ સૌં પહેલાં આયુષ્યનો નિર્ણય કરવો જોઇએ; કેમકે આયુષ્ય ન હોય તો ઊંચા ગ્રહ અને ઊંચુ ભાગ્ય શા કામનુ? તેણે તેનો નિર્ણય કરવાને ગણિત આરભ્યું, તો તેમની મતિ કુંઠિત થઈ ગઈ. ગણિતમાં તત્કાળ શૂન્ય આવી, જે જોતાં જ તેમના હૃદયમાં મોટો ધ્રાસકો પડ્યો કે, આવો મોટા ભાગ્યવાળો પુત્ર, અલ્પાયુષી છે! હર! હર! એ તો બહુ જ ખોટું. પણ ના, એમ નહિ હોય. રખેને હું ગણિતમાં કંઈ ભૂલતો હોઉ, એમ ધારી તેણે તે ગણિત ફરીથી કરવા માંડ્યું.

ગણિતમાં જો કિંચિત્ પણ ભૂલ રહી જાય તો તેનું પરિણામ (ફળ)

તદ્દન ખોટું આવે છે; (અર્થાત્ પરમાત્માને જાણવાના ગણિતમાં ભૂલ-શિથિલતા–રહે તો આ દેહનું ધરવું વૃથા જ ગયું.) માટે કર્મલબ્ધે પોતાના ગણિતમાં કંઈ ભૂલ રહી હશે, એવી શંકાથી વારંવાર ઝીણી અને એકાગ્ર-દૃષ્ટિથી તેને તપાસવા માંડ્યુ. પણ પરિણામ તેનું તે જ આવ્યું! આથી મનમાં ખેદગ્રસ્ત થતાં, તેણે તેનાં ભાગ્ય વિદ્યા આદિ સઘળા ભવનનાં ગણિતો ફરીથી તપાસી જોયાં, તો તેને લાગ્યું કે, મારો અને આ પુત્રનો માત્ર ધનસબંધ દેખાય છે, તેથી પુષ્કળ ધન મને મેળવી આપીને પછી તે પોતાને માર્ગે પડશે. ઈશ્વરેચ્છા! થનાર હશે તે અવશ્ય થશે જ; તેમાં મારુ કે કોઇનું શું ચાલે તેમ છે? આવી રીતે મનનું સમાધાન કરીને તેણે આગળ ગણિત કરવું બધ કર્યું.

જ્ઞાની હોવાથી કર્મલબ્ધે પોતાના મનને વાર્યું, તોપણ તેનુ મ્હોં વિલું પડી ગયલું જોઈ, સ્ત્રીએ પૂછયું; "કૃપાનાથ! આપ કેમ ઉદાસ દેખાઓ છો? શું અહુણાં અથવા ભવિષ્યમા આપને કોઈ જાતનું દુઃખ દેખાય છે? જો તેમ હોય તો આ દાસી પણ આપની સહચારિણી હોવાથી અર્ધની ભાગીદાર છે, માટે તેને જણાવી આપનું દુઃખ ઓછું કરો." એવાં સ્ત્રીનાં વિનીત વચન સાંભળી, બ્રાહ્મણે કહ્યુ; "હે પતિવ્રતા! આ સંસાર જ આખો દુઃખરૂપ છે, તેમાં વળી અહુણાંના કે ભવિષ્યના દુઃખનુ પ્રશ્ન શું? જે કાળે જે બને તે જોવું અને ભોગવવું" આવી રીતે વાતને દાબવા છતાં સ્ત્રી ચતુર હોવાથી, એમાં કંઈક તાત્પર્ય છે, એમ સમજીને વારંવાર વિનતિ કરવા લાગી, ત્યારે તેમણે કહ્યું કે, "હે સદ્ધર્મશાળી! હમણાં તને કહેવાનું કંઈ કારણ નથી, સમય આવ્યે મારી મેળે જ હું તને કહીશ." ત્યારે તે પતિવ્રતા તુરત પોતાની હઠ મૂકી દઈ, ગૃહકાર્યમાં પ્રવૃત્ત થઇ. એમ એક પછી એક દિવસો વિતતા બાળક આઠ વર્ષનો થયો. વસંતઋતુમાં સારુ મુહૂર્ત જોઈ કર્મલબ્ધે તેને ઉપનયન (જનોઇ) નો સસ્કાર કર્યો; અને પછી અધિકાર પ્રાપ્ત થયો હોવાથી રુડે પ્રકારે તેને વેદાધ્યયન કરાવવા માંડ્યું. બાળક બુદ્ધિનો ઘણો તીવ્ર અને મોટી સ્મરણશક્તિવાળો હોવાથી થોડાક સમયમાં વ્યાકરણ શાસ્ત્ર કંઠાગ્ર કરી લઇ, બીજાં દર્શનોનો અભ્યાસ કરવા માંડ્યો, અને તેમા પણ સારો નિપુણ થયા પછી, તેણે જયોતિષ્ વિદ્યા પર મન લગાડ્યુ. આ વેળાએ ગ્રહો, ઉપગ્રહો, નક્ષત્ર આદિના ગણિત અને ફલાદેશ શિખવતી વેળા કર્મલબ્ધને પોતાના તે પ્રિય પુત્રનુ પોતે વર્તેલું ભવિષ્ય તુરત યાદ આવ્યું, અને લાગલો જ તેના હૃદયમાં ધ્રાસ્કો પડ્યો. તેને મોટો ક્ષોભ

માટે ક્યાંયથી પ્રતિગ્રહાદિક કરીને દ્રવ્ય લાવે તો ઋણ કપાય; અને ઘરથી બહાર જાય તો તેવો કોઈ પ્રકારનો પ્રસંગ આવે, એ હેતુથી જ તેઓએ બાળકને સાચવવા માંડ્યો. ક્યાંયથી સભા વગેરેનું નિમંત્રણ આવે, તો પણ પોતે એકલો જ જાય: બાળક ઘણોય ઉમંગ ધરાવે, પણ તેને સાથે લઈ જાય નહિ. એમ કરતાં તે ઋણી, બાળક મટી કિશોર અવસ્થાને પામ્યો, ત્યારે તેનો પિતા, કે જે પરમ આત્મનિષ્ઠ હોવાથી સંસાર મિથ્યા માની, કેવળ ભગવદ્ભક્તિ એ જ પોતાનું કર્તવ્ય સમજતો હતો, તેણે વિચાર કર્યો કે, પુત્રને મેં સર્વ વિદ્યા ભણાવી; પરંતુ સર્વ વિદ્યાઓની શિરોમણિ અને પરમ કલ્યાણકારિણી એવી અધ્યાત્મવિદ્યા જ્યાંસૂધી ભણાવી નથી, ત્યાંસૂધી મેં તેના પિતા તરીકેનું મારું કર્તવ્ય યથાર્થ પૂર્ણ કર્યું કહેવાય નહિ, એમ ધારીને તેને ઉત્તમ પ્રકારે, એ પરમ વિદ્યા (બ્રહ્મવિદ્યા) પણ ભણાવી.

એવું બન્યું કે, એક સમયે કર્મલબ્ધને નિમંત્રણ આવવાથી કોઈ કાર્ય પ્રસંગે પરગામ જવું પડ્યું, તેથી પુત્રને ક્યાંય ન જવા દેવા માટે સ્ત્રીને ભલામણ કરીને, પોતે એ દિવસ ગ્રામાંતરે ગયો.

દૈવ શ્રેષ્ઠ છે, પણ અદૃશ્ય છે. પુરુષ, બુદ્ધિમાન્, પંડિત, ચતુર અને સૂક્ષ્મ પદાર્થનો જાણનહાર હોવા છતાં, વિવિધ પ્રકારે સમજાવ્યા છતાં, તમ તથા રજથી લિપ્ત હોય ત્યાંસૂધી, સત્ત્વગુણશાળી થતો નથી; પણ ભ્રાંતિથી માનેલી અસત્ય વાતને સત્ય ગણે છે. આવરણશક્તિથી પરાઙ્મુખ થનારા તો વિરલ જ હોય છે. પ્રસંગ એવો બન્યો કે, જે દિવસે કર્મલબ્ધને ગ્રામાતર જવું હતું, તેને આગલે દિવસે પાંચાલપુરમાં રાજાને ત્યાં એક પરદેશનો પંડિત આવ્યો, અને તેણે વાદ કરનારની માગણી કરી. એ પંડિત સર્વ વેદશાસ્ત્રસંપન્ન અને ઘણો વાચાળ હોવાથી, અનેક દેશના પંડિતોને વાદમાં જિતીને આવેલો હતો. તેને પોતાની વિદ્વત્તા માટે મોટું અભિમાન હતું. રાજાએ તેની માગણી સ્વીકારી, પણ તેને મનમાં મોટી ચિંતા થઈ કે, એની સાથે વાદમાં ઉતરે એવો પંડિત મારી સભામાં કોણ છે? આ પાંચાલપુર વિદ્યા અને વિદ્વાનોનું ધામ ગણાય છે. માટે જો તેની સાથે વાદની ના પડાય તો યશ જશે ને વાદમાં પરાજય થશે તોયે યશ જશે પણ હરીચ્છા! તે જ પૂર્ણ પુરુષોત્તમ આ નગરની લજ્જા રાખશે; એમ વિચારી તેણે પોતાની સભાના પંડિતોને આમંત્રણ કર્યું. તે ઉપરાંત નગરમાં પણ ઢંઢેરો ફેરવાવી કે, મારા નગરમાં જે કોઈ વિદ્વાન હોય, તેણે કૃપા કરી અવશ્ય સભાને

વિષે પધારવું. સભા ભરાઈ અને તેમાં એકત્ર થયેલા રાજાના સર્વ પંડિતોને તે પરદેશી પંડિતે પરાસ્ત કર્યા. પહેલા દિવસની સભા વિસર્જન થતાં જ આખા નગરમાં મોટી હોહા થઈ રહી: સર્વત્ર એ જ વાર્તા ચાલી રહી કે, પાંચાલપુરની આજ પર્યંતની સઘળી કીર્તિને આ નાહું એવી પંડિત હરણ કરી જાય છે. ઘરોમાં, શેરીમાં, ચૌટામાં, વાટમાં ને ઘાટમાં સર્વત્ર લોકોને મુખે એ જ ચર્ચા ચાલી રહી એક શેરીમાં થઈ, કેટલાક બ્રાહ્મણો એ વાત કરતા ચાલ્યા જતા હતા, તેવામાં એક જણે એક ઘરના સામો હાથ કરી કહ્યું; "અરે ભાઈ, પેલા ઘણા સમર્થ ગણાતા કર્મલબ્ધ પંડિત પણ આજે પરદેશી પંડિતથી હારી ગયા કે શું?" ત્યારે બીજાએ કહ્યું; "અરે નહિ રે! પણ તે આજે સભામાં દેખાયા નથી ને! આ સામે રહ્યું તે જ તેમનું ઘર; અને પેલો ઓટલા ઉપર કંઈ વાંચતો બેઠો છે, તે જ તેમનો પુત્ર. એ પણ તેના પિતા જેવો જ વિદ્વાન થયો છે એમ સંભળાય છે; પણ કોણ જાણે આવે પ્રસંગે તે બેમાંથી એકે જણ સભામાં કેમ નહિ આવ્યા હોય? નિશ્ચે, પંડિતજી આજે ઘેર નહિ હોય, નહિ તો આમ પાંચાલપુરની લાજ જવા દે નહિ હશે; પણ જોઈએ વારુ કાલે પાછી સભા ભરાવાની છે; તેમાં કેમ થાય છે?"

માર્ગે જતા બ્રાહ્મણોની આવી વાતચિત કંઈક પેલા બ્રહ્મપુત્રના સાંભળવામાં આવતાં જ તેના મનમાં મોટો જુસ્સો થઈ આવ્યો અને તે વિચાર કરવા લાગ્યો કે, મારા પિતા જેવા સમર્થ પુરુષને પણ હરાવી દે, એવો તે વિદેશી પંડિત કોણ છે? તેને જોવો જોઈએ. કાલે જો સભા ભરાશે અને મારી માતુશ્રી આજ્ઞા આપશે તો હું તેને જોવા જઈશ.

અહીં સભામાં સર્વ પંડિતો હાર્યા, અને વાદ તો જેમનો તેમ ઉભો જ રહ્યો. રાજા ખિન્ન થયો. બીજે દિવસે સમય થતાં પુનઃ સભા ભરાઈ અને નગરમાંથી લોકોનાં જૂથનાં જૂથ તે વાદ જોવા સારુ આવ્યાં. પોતાની પડોશના સમવયી બ્રાહ્મણબાળકોને જતા જોઈને કર્મલબ્ધના પુત્રે પણ પોતાની માતા આગળ જઈને આજ્ઞા માગી કે, "માતુશ્રી, આ સૌ જાય છે તે ભેળો હું પણ સભા જોવાને જાઉં?" માતા બોલી, "વહાલા, તારા પિતાએ તને બહાર જવાની ના કહી છે, કેમકે તેમ થાય તો વખતે તું કોઈનો પ્રતિગ્રહ કરી બેસે." પુત્રે પુનઃ વિનતિ કરી કે, "હું પિતાજીની આજ્ઞાને લોપીશ નહિ!" પુત્રનો આગ્રહ જોઈ માતાએ આજ્ઞા આપી, એટલે તે રાજસભામાં ગયો, અને જોવા ઉભેલા બ્રાહ્મણોના સમૂહમાં શા પ્રશ્નોત્તરો થાય છે, તેપર લક્ષ દઈ ઉભો.

સભામાં એક બાજુ રાજા અને રાજવંશીઓ તથા બીજી બાજુ અનેક શાસ્ત્રોનું અધ્યયન કરેલા પંડિતો બિરાજેલા હતા. તેઓની સામે પેલા પરદેશી પંડિતનું મોટું આસન હતું. સભાસ્થાનની આસપાસ જોવા આ... બ્રાહ્મણાદિક પ્રજાને માટે બેઠકો નિર્મી હતી. સભાનું કાર્ય આરંભતાં જ... પંડિતે આગલા દિવસના પોતાના પ્રશ્નોનો પ્રસ્તાવ કરીને, મોટા અભિમાન સાથે કહ્યું; "મારા પોતાના જ ઉપજાવી કાઢેલા આ પ્રશ્નો, કે જે મારા વિચાર પ્રમાણે તો કેવળ સાધારણ છે, તેનું જ આ સભામાંથી મને યથાર્થ ઉત્તર મળ્યું નહિ, તો હવે બીજા પ્રશ્નો માટે પરિશ્રમ કરવાની શી આવશ્યકતા છે? હવે તો આ સર્વની સંમતિથી રાજાએ મને વિજયપત્ર આપી વિદાય કરવો, એ જ કર્તવ્ય શેષ રહ્યું છે." આ સાંભળી સભાસદો મૌન રહ્યા. આખી સભા સમસમાકાર થઇ રહી. તે જોઈ પેલો બ્રાહ્મણપુત્ર, કે જેનું નામ 'ઋણદત્ત' હતું, તેનાથી મૌન રહેવાયું નહિ. તેની સર્વ વિદ્યા પ્રકાશિત હતી અને તે બ્રહ્મવિદ્યારૂપ ભૂષણથી અલંકૃત હતોઃ તે કોઇથી ગાંજ્યો જાય તેવો એ નહોતો. લોકોના ટોળાના મધ્યમાંથી તે તત્કાળ આગળ આવી, હાથ જોડી, ગંભીરતાથી બોલ્યો; "આ કોઈ વિદેશી આડંબરવાળો, મદોન્મત્ત અને ઉદ્ધત પડિતનું, વિનય અને વિદ્વત્તાથી રહિત એવું તથા બાલિશતાથી ભરેલું ભાષણ સાંભળી, આ સૌ પડિત મહારાજો તો એનું પ્રત્યુત્તર કરવાના કામને જાણે અયોગ્ય–લજ્જાસ્પદ ગણતા હોય, એમ મને ભાસે છે; અને એનું પ્રત્યુત્તર આપવા માટે તેવો કોઈ બાળક જ અહિં હોય તો ઠીક, એમ ધારી તેવા બાળકની શોધ કરવા માટે આમ તેમ દૃષ્ટિ કરતા હોય, એમ હું સમજું છું. હે સભ્યેશો! તે સર્વ મહાજનોની જિજ્ઞાસા યથાશક્તિ પૂર્ણ કરવાને બાળક એવો જે હું, તે આ પંડિતના ભાષણના ઉત્તરમાં બે શબ્દ કહેવા ઇચ્છું છું. આજ્ઞા છે?" ઋણદત્તનું આવું ચાતુર્યમય ભાષણ સાંભળી, સભ્યેશો, રાજા અને તે પંડિત, એ સૌની દૃષ્ટિ એકી વખતે તેના ભણી ખેંચાઈ, સૌ અત્યાશ્ચર્ય પામ્યા પછી ઋણદત્ત બોલ્યો; "મહારાજા પાંચાલપતિએ નગરમાં જે પંડિતો આવવા વિષે પ્રસિદ્ધિ કરી, તે પંડિતરાજ આજ કે? હું પૂછું છું કે ... સ્ટ વચનો કોઈ શુક પક્ષીને ગોખાવીને મોઢે કરાવ્યાં હોય, તે સૌ યશ સાંભળતાં કડકડાટ બોલી જાય, એથી શું તે પંડિત કહેવાશે? પંડિતો શું પોતાને મુખે પોતાની શ્લાઘા અને બીજાનો તિરસ્કાર કરવામાં જ મહત્તા માનતા હશે? વળી 'અમુક વસ્તુ મેં કરી, ફલાણા પ્રયોગો કે પ્રશ્નો મેં મારી જાતે ઉપજાવી કાઢેલા છે,'

એમ મિથ્યાભિમાની થવું, એ શું પંડિતજનને યોગ્ય છે?" આવી રીતના ઉપરાઉપરી અનેક પ્રશ્નોમાં જ પ્રથમ પડિતને દબાવી દઈ, પછી તેના આગળના પ્રશ્નોના તે (બાળક) અનુક્રમથી ઉત્તર આપવા મંડ્યો. તે સાંભળી પંડિત કશી પણ આનાકાની કે પૂર્વપક્ષ કરી શકયો નહિ. પણ ઉલટો જાણે તેના તેજમાં અંજાઈ ગયો હોય તેમ, "હે બુધવર્ય! આટલી લઘુવયમાં તને આવું જ્ઞાન ક્યાંથી પ્રાપ્ત થયું છે? આપ કોણ અને કોના પુત્ર છો? આપ સરખાની આગળ હું પંડિત નામ ધરાવવાને શક્તિમાન્ નથી, આપને ધન્ય છે." ઈત્યાદિ વચનોથી ઋણદત્તની સ્તુતિ કરવા માંડી.

આવી રીતે બુદ્ધિમાન્ અને વિદ્યાવાન્ ઋણદત્તે વિજય મેળવીને પાંચાલપુરની કીર્તિ રાખી. સભામંડળમાં મોટો જયધ્વનિ થયો, ઝખવાઈ ગયેલા પડિતોનાં મુખ હર્ષથી દીપવા લાગ્યાં અને રાજાએ સભા મધ્યે મોટું સિંહાસન બીછાવી, તેપર ઋણદત્તને સત્કારપૂર્વક બિરાજમાન કરી, સર્વ પંડિતોની સમક્ષ મોટા સમારંભથી તેનું પૂજન કર્યું. પછી અમૂલ્ય વસ્ત્રો, અમૂલ્ય મણિમાણિક્યનાં આભરણો તથા દક્ષિણારૂપે સ્વર્ણમુદ્રાઓથી ભરેલો એક મોટો-કનકથાળ લાવી આપવા માંડ્યો. ત્યારે તે બાળકે કહ્યું, "રાજાજી, આમાંનું કશું મારે જોઈતું નથી. આ વસ્ત્રાલંકાર આ પડિતરાજને અર્પણ કરો ને દ્રવ્ય સભાના બ્રાહ્મણોને દક્ષિણારૂપે વહેંચી દ્યો. એક વેળાના અન્ન સિવાય બીજો કશો પણ પ્રતિગ્રહ ન-કરવા માટે મારા પિતાજીની દૃઢ આજ્ઞા છે, અને તે અન્ન પણ અનાયાસે પોતાની જગ્યા આવી મળે તો જ ગ્રહણ થઈ શકે, તેવો મારો નિશ્ચય છે." આટલું [illegible] તે વિદ્વાન્ અને પે[illegible] ઉભો થયો. રાજાએ ઘણોય આગ્રહ કરવા છતાં [illegible] પણ આપવા માંડ્યું [illegible] સભા[illegible] ચાલવા માંડ્યું; ત્યારે રાજાએ તેને [illegible] સુખપાલમાં [illegible] છત્ર ચામરાદિ ઉપચારો સહિત ઘેર પહોંચડાવ્યો. આખા નગરમાં જયજયકાર વ્યાપી રહ્યો ને કર્મલબ્ધના પુત્રનાં સૌ વખાણ કરવા લાગ્યાં.

હવે "ઘણી ખમા પડિતરાજને," એવી નેકી પોકારવાની સાથે પાલખી તેના આંગણા આગળ આવી ઉભી. ઋણદત્તની માતા બહુ આશ્ચર્ય પામી; અને પોતાના પુત્રને કદી નહિ ધારેલું એવું આ અપૂર્વ રાજમાન મળેલું જોઇને, પરમ આનંદ પામી, બહાર આવી તુરત પુત્રને વધાવી લીધો, અને હૃદય સાથે ચાંપી, ઘરમા લઇ જઇને કહ્યું; "ભાઈ, આજે તારા પિતાની ભણાવેલી સર્વ વિદ્યા અને અમારો સઘળો પરિશ્રમ સફળ થયો." એ પ્રમાણે કહી તે પતિવ્રતાએ ઉત્તમ પકવાન્ન બનાવીને પ્રેમથી પુત્રને જમાડ્યો.

ઋણદત્તને પહોંચાડવા આવેલાં પાલખી, છત્ર, ચામરાદિક લઈ સેવકો પાછા ફર્યા. ત્યારપછી રાજાએ વિચાર કર્યો કે, જે વિદ્વાન્ બ્રાહ્મણબાળકે નગરની જતી લજ્જા રાખી છે, તે મારી સભામાંથી કશું પણ પારિતોષિક લીધા વિના વિમુખ જાય, એ મારી કીર્તિને મંદ કરનારું છે. આમ રાજા વિચારલીન છે, તેવામાં અણધાર્યું કૌતુક બન્યું. રાજાની આગળ એક દાસીએ આવી વિનતિ કરી કે, "પૃથ્વીનાથ! આપને રાણીજીએ અંતઃપુરમાં પધારવા વિનતિ કરી છે" રાજા તુરત રાણી પાસે ગયો, તો ત્યાં રાજપુત્રી પલંગમાં સૂતી સૂતી રડ્યા કરે છે ને રાણી તેને અનેક રીતે સમજાવે છે. રાજાને આવેલો જોતાં જ રાણી બોલી; "હે બહેન, તારા પિતાજી આવ્યા. તેમને હું તારા દેખતાં જ તારે માટે ભલામણ કરું છું, માટે રડવું મૂકી બેઠી થા." એમ કહી તે રાજા પ્રત્યે બોલી; "સ્વામિનાથ, આ પંડિતોના ઝઘડામાં તો આ વળી એક ત્રીજું તાન જાગ્યું છે. કુંવરીનો એવો આગ્રહ છે કે, એ બાળપંડિત (ઋણદત્ત) સાથે જ મારું લગ્ન કરવું; માટે આપ હવે જેમ તેને સંતોષ થાય તેમ કરો."

સભાનું કામ ચાલતું હતું, તે વેળા સભાની સામે આવેલા મહેલના ઝરુખામાંથી રાજકુંવરી પોતાની ભોજાઈ સાથે સઘળું જોયા કરતી હતી. રાજકન્યા પણ પંડિતા હતી. જ્યારે બાળપંડિત ઋણદત્તના ભાષણનો પ્રારંભ થયો, ત્યારે તેના સૌંદર્ય અને વાક્ચાતુર્યથી તે મોહિત થઈ ગઈ; અને તત્ક્ષણ પ્રતિજ્ઞા કરી કે, 'મનસા, વાચા ને કર્મણાએ એ પંડિતકુમારને જ હું વરી ચૂકી છું; એ સિવાય બીજા સર્વ પુરુષ મારે પિતા-ભ્રાતા સમાન.' આમ તેના ભાવ વિદિત થતાં જ, કુંવરી પોતાની સખીઓ દ્વારા સર્વ સ્વજનોની [illegible], હઠ લઈ બેઠી.

રાજા, ઋણદત્ત ઉપર પ્રસન્ન હતો અને તે માટે તેને હર કોઈ રીતે જેટલું અપાય તેટલું થોડું માનતો હતો. તેમા વળી કન્યાનો આવો આગ્રહ જોઈને તો તે ઘણો રાજી થયો. ઋણદત્ત એક દિવસના અન્ન વિના કશો વિશેષ પ્રતિગ્રહ ન કરતો હોવાથી, તેને દક્ષિણામાં રાજપુત્રીનું દાન આપવું યોગ્ય ભાસ્યું.

આણીગમ ઘર આગળ ઋણદત્ત ભોજન કરીને વિશ્રામ સારુ આડો થયો હતો, અને તેની માતા ઘરકામમાં પ્રવર્તેલી હતી, તેવામાં એક રાજવંશી પુરુષે પૂછ્યું, 'પંડિતરાજ ઋણદત્ત ક્યાં છે?' પછી એક વાંસની છાબડી, કે જેમાં મગજના ચાર લાડુ હતા તે આપીને કહ્યું, "માતુશ્રી! હું પ્રધાન છું ને મને રાજાજીએ મોકલ્યો છે. પંડિતરાજને અર્થે આ

નિર્લેપ ઘૃત* પકવાન્ન લઈ મને મોકલ્યો છે; અને આ એક પત્ર છે તે માતુશ્રી! પંડિતરાજને આપજો." અનાયાસે સ્વેચ્છાથી કોઈ ઘેર આવીને અન્ન આપી જાય, તેનો અસ્વીકાર નહિ કરી, કોઈ પણ પ્રકારના સંશય વગર, ઋણદત્તની માતુશ્રીએ પત્ર અને પાત્ર લીધાં.

ઋણદત્ત થોડીક વારે જાગ્રત થઈ મુખમાર્જન કરીને બેઠા, ત્યારે તેની માતાએ પેલા લાડુની છાબડી તેના આગળ મૂકી અને કહ્યું, "પુત્ર, રાજાએ આ ભક્ષ્ય પદાર્થ અને આ એક પત્ર મોકલ્યો છે." ત્યારે ઋણદત્તે કહ્યું, "માતુશ્રી, હમણાં મૂકો, પછી લઈશ." તુરત જ તેની માતા તે મૂકી આવી પાછી ફરી. દૈવની અકલ્પ ગતિ કોણ કળી શકે છે; અને નિર્માણને કોણ ફેરવી શકે છે? જેવી તેની માતા પાછી ફરી કે, તેને જોતાંજ ઋણદત્તે એક મોટી રાડ પાડી; અને "ઓ મા, હે પરમાત્મા!" એમ પોકારતો તે પરલોકમાં સિધાર્યો. માતા બેબાકળી થઈ ધ્રૂજવા લાગી. કહો યોગીરાજ! એ વેળાએ તેની પ્રેમાળુ અને પુત્રપર પ્રાણ પાથરનારી માતાની કેવી દશા થઈ હશે? રે! તેનાપર બ્રહ્માંડ તૂટી પડ્યુ હશે! પુત્રની એવી દશા જોઈ, તે પોતાનું હૃદય તથા મસ્તક કૂટવા લાગી, છાતીફાટ રુદન કરવા લાગી. તેના આક્રોશથી ચોમેરનાં આડોશી પાડોશી દોડી આવ્યાં અને અચાનક આ શું બન્યું, તે જાણતાં જ ઘણો

## સંસાર પાંથિકાશ્રમ*

"યોગીરાજ! આ સંસારમાં કોણ કોનો ભ્રાતા ને કોણ કોની ભગિની છે? કોઈ કોઈનું સગું ને સંગી નથી. મારા ભ્રાતાનો હું શો શોક કરું? આ સંસાર પાંથિકાશ્રમ જેવો છે. ધર્મશાળામાં અનેક પ્રવાસીઓ આવે છે, રાતવાસો કરી; રાત્રિના બે ક્ષણનો આનંદ કરે છે અને પ્રભાત થતાં સૌ પોતપોતાનાં મૂળસ્થાન પ્રતિ ચાલ્યા જાય છે. માત્ર આ બે ઘડીનો મેળો છે, તેમાં આવર્જન વિસર્જનનો શોક શો? એકવાર એક મનુષ્ય કંઈક કાર્ય પ્રસંગે ગ્રામાંતરે જતો હતો. ચાલતાં ચાલતાં છેક સાયંકાળ થવા આવ્યો, ત્યારે શ્રમિત થયેલો હોવાથી, તેણે ક્યાંય ઉતારો મળે તો રાતવાસો કરવાનો નિશ્ચય કર્યો. એવામાં એક ધર્મશાળા આવી, તેમાં તેના જેવા જ કેટલાક પંથીઓએ ઉતારો કરેલો જોઈ, તેણે પણ પોતાનું સાહિત્ય જમીનપર મૂક્યું, ને ધર્મશાળામાં પ્રવેશ કરી, માલિકની રજા લઈ એક બાજુપર મુકામ કર્યો. જેમ જેમ વેળા થતી ગઈ, તેમ તેમ અનેક પંથીઓ આવીને તે સ્થાનમાં ઉતરતા ગયા; અને તેઓ સાથે વાતચિત થતાં તેને સ્નેહ બંધાતો ગયો. ક્ષુધા સમય થવાથી ભાતું છોડીને તેમાંથી જરા આસપાસ ઉતરેલાઓએ વહેંચીને ભોજન લીધું, અને બીજાઓ પણ, જેઓ સજાતીય હતા તેઓએ વહેંચેલું પોતે સ્વીકાર્યું. રાત્રિના સૌ પરસ્પર પોતપોતાનાં સુખદુઃખની વાતો કરવા લાગ્યા, કોઈ હાસ્યવિનોદ અને ગાનતાન કરવા લાગ્યા, કોઇ ઘણા શ્રમિત થઇ ગયા હોવાથી તત્કાલ નિદ્રાવશ થઇ ગયા અને કેટલાક તો પોતાના સાથી સગે ભગવાનનાં કીર્તન કરવા લાગ્યા. કોઇ દેશાંતરમાં જોયેલી ને સાંભળેલી અનેક ચમત્કૃતિઓ વિષે વાત કરવા લાગ્યા, તો કોઈ હવે પછી ક્યાં જવું છે, ક્યાંથી આવ્યા ને કયો માર્ગ સુલભ પડશે ઈત્યાદિ પૂછપરછ કરવા લાગ્યા. આવી રીતે તેઓ, સ્ત્રી હોય તેને બ્હેન તથા પુરુષ હોય તેને ભ્રાતા, એમ પરસ્પર એક બીજાને એક બીજાના કુટુંબના જેવાં ગણી રહ્યાં. થોડી વારે, એક પછી એક સૌ નિદ્રાવશ થઈ ગયાં; રાત્રિ સહજમાં વીતી ગઈ અને પહોફાટતાં પૂર્વે ઋતુ ગ્રીષ્મ હોવાથી, તે પંથીઓ તડકો ચઢી જવાના ભયથી, એક પછી એક ચડપોચડપ ઉઠીને સૌ સૌને માર્ગે પડ્યા.

હવે પેલો એકલો પંથી, કે જે આગલે દિવસે ઘણો શ્રમિત થયેલો હોવાથી નિદ્રાવશ થઇ ગયો હતો, તે છેક દિવસ ઉગ્યા પછી જાગ્રત થયો

---

* પાંથિકાશ્રમ એટલે પંથીઓનો ઉતારો, મુસાફરખાનું.

અને આંખ ઉઘાડી જુવે છે તો સઘળે સૂનુંસટ જણાયું. પાંથિકાશ્રમમાં કોઈ જ નહોતું. ચોમેર ખાલીખમ્મ હતું ! માત્ર કેટલાક કાગડા અઠારા શબ્દો કરતા ને રાતના પડેલા ભાતના દાણાની લાલચે આમ તેમ ઉડા-ઉડ કરતા હતા; અને બે ચાર શ્વાન ત્યાં ફરતાં જણાતાં હતાં ! આવી રીતે તે અતિ વિશાળ અને સુન્દર એવા અરણ્યમાં આવેલું પાંથિકાશ્રમ, રાત્રે જોયું હતું તેના કરતાં તદ્દન ઉલટું જ ઉજ્જડખંખ જોઇ, પેલો પંથી એકદમ આવરોબાવરો અને શોકલીન થઇ ગયો: તે ઉપરાઉપરી નિઃસાસા નાંખવા લાગ્યો. તેનું હૃદય ભરાઈ આવ્યું, આંખોમાંથી પાણી ટપકવા લાગ્યું, અને "હાય હાય, આ શું થઇ ગયું ? રાત્રિનો આનંદ ક્યાં ગયો ? અરે ! તે સર્વ પંથીઓ ક્યાં જતા રહ્યા ? રે, એટલો બધો સ્નેહ દેખાડનારા તેઓએ શું મારો ભાવ પણ ન પૂછ્યો ? રે, કોઈ મને જોડે પણ ન તેડી ગયું ! કોઇએ મારી જરા પણ સંભાળ ન લીધી ? અહો ! હવે હું એકલો જ પડી ગયો ? હવે હું શું કરુ ? ક્યાં જાઉં ?" ઇંત્યાદિ ઉદ્ગારો સહિત, તે ભૂલા-વામાં પડી મોટેથી રડવા લાગ્યો, જે કેમે કરતો છાનો રહ્યો નહિ.

આટલું કહી તે રાજપુત્રી (મોહજિતની બહેન) બોલી; "કહો યોગી-રાજ, કેવી એની દયામણી સ્થિતિ ! એને કેટલું બધું દુઃખ અને કેટલો શોક ! તે બિચારાને દિલાસો પણ કોણે આપ્યો હશે ? મને એની ઘણી જ દયા આવે છે." એ સાંભળી યોગી બોલ્યા; "અઃ એમાં દયા શાની અને દુઃખ શાનું ? વળી એમાં તે શોક શો ? એ તો એની કેવળ મૂર્ખાઇ જ કહેવાય. ધર્મશાળામાં વિસામાને માટે ઉતરેલા પંથીઓ વિસામો લઇને ઘડી પછી, કિંવા રાત વીત્યા પછી, પોતપોતાને માર્ગે ચાલ્યા જાય, તેઓનો તે કયો મૂર્ખ શોક કરે ? એ સર્વ તો ક્ષણવાર માટે જ એકઠા થયા હતા. તેઓમાં જે પરસ્પર એકઠા મળતી વેળા સ્નેહ બંધાય છે, તે પણ ક્ષણ માત્રનો જ છે. તેઓના વિયોગથી કયા મૂર્ખને શોક થાય ? એટલું તો કેવળ અજ્ઞાની હોય તે પણ સમજે, કે પંથીઓનો સમાગમ તો ક્ષણિક જ છે; અને તેટલા માટે તેઓના વિયોગથી સ્વાભાવિક રીતે જ શોક થવો યોગ્ય નથી. હે રાજબાળા ! આમાં તે શી ચમત્કારિક વાર્તા મને કહી ?"

વનવાસી યોગીનું આ બોલવું સાંભળી, રાજપુત્રીએ કહ્યું; "એ જ પ્રમાણે મહારાજ, આપે જે મારા બંધુના મરણસમાચાર કહ્યા, તેમાં આશ્ચર્ય કે શોક કરવા જેવું શું છે ? જેવો પાંથિકાશ્રમ સમાગમ–સ્નેહ–પ્રેમ–મમતા અર્થ–લાભ છે, તેવો જ આ સંસારસમાગમ છે. જેવો તે પંથીઓના વિયો-ગથી શોક કરવો નિરર્થક છે, તેવો જ આ લોકનાં સગાં સંબંધી જનોના

વિયોગનો શોક કરવો, પણ નિરર્થક છે. તે પંથીઓનો સમાગમ ક્ષણિક છે, તેવો જ આ લોકનાં સંબંધી જનોનો સમાગમ પણ ક્ષણિક છે. આ જગત્ એક મોટું પાંથિકાશ્રમ અથવા પંથીઓને વાસો કરવાની ધર્મશાળા છે, અને આ સર્વ મનુષ્યાદિક પ્રાણીઓ તે જગતરૂપ ધર્મશાળામાં રાતવાસો કરનારા પાંથિકો છે. તેઓ કોઈ ક્યાંયથી ને કોઈ ક્યાંયથી આવીને અત્ર એકઠાં થાય છે, અર્થાત્ પોતપોતાનાં કરેલાં સારાં નરસાં અનેક કર્મો પ્રમાણે જૂદી જૂદી યોનિઓદ્વારા તેઓ સંસારમાં જન્મે છે; પંથીઓ જેમ વહાણું વાતાં પોતપોતાને માર્ગે પડી જાય છે, તેમ આ સંસારરૂપ ધર્મશાળામાં ઉતરેલા પંથીઓ–જીવોએ કરેલાં કર્મ ભોગવી, રહેવારૂપ અથવા નિર્મેલું આયુષ્ય પૂરુ થઈ રહેવારૂપ વહાણું વાય છે, એટલે સંસારરૂપ ધર્મશાળાને ત્યજી દઇને ટપોપટ ચાલતા થાય છે, તેમાં એ શું આશ્ચર્ય? અને તેમાં શાનો શોક? હે મહારાજ! એ જ પ્રમાણે એ મારો ભ્રાતા, મારું આખું કુટુંબ, તમે, હું ને આ પ્રાણી માત્ર સર્વે, આ અસાર સંસારના પાંથિકાશ્રમમાં ઉતરેલા પંથીઓ છિયે; અને સમય પૂરો થતાં પોતપોતાને માર્ગે પડી જવાનાં છિયે; તો તેમાં આપણે કોનો શોક કરવો? વિશ્રામને સારુ એક વૃક્ષ ઉપર આવીને રાત્રે બેઠેલાં અનેક પક્ષીઓ સવાર થતાં પોતપોતાને માર્ગે ઉડી જાય, તેમાં કોણે કોનો શોક કરવો?" આવા પ્રત્યુત્તરથી અતિ પ્રસન્ન થયેલા યોગીરાજ, તે રાજપુત્રી મોહજિતાને તેના ભ્રાતાના કુશળ સમાચાર કહીને, ત્યાંથી મોહજિતના પિતાની પાસે ગયા; અને તેને પણ તેવા માઠા સમાચાર કહ્યા. ત્યારે રાજાએ તેનો આદર કરી, અતિ વિનયપૂર્વક આ પ્રમાણે કહ્યુંઃ–

## સંસાર ખેતી

રાજા બોલ્યો; "હે મહારાજ! આ જગતરૂપ કૃષિકર્મથી,* આપ અવિદ્યાને યોગે કે મોહાંધપણાને પ્રતાપે, અજ્ઞાત જણાઓ છો? ઉષ્ણકાળના અસહ્ય તાપથી સારી પેઠે તપીને તરસી થયેલી પૃથ્વીપર વૃષ્ટિ થતાં જ કૃષિકારો† તેને ઉત્તમ પ્રકારે ખેડીને નરમ કરે છે; અને પછી તેમાં પોતાની ઇચ્છાનુરૂપ ધાન્યનાં બીની વાવણી કરે છે. થોડેક કાળે એ વાવેલાં બીજ ફણગારૂપે ઉગી નીકળે છે; અને ધીમે ધીમે વૃદ્ધિ પામે છે. વળી વાવેલાંમાંથી કોઈ નિરર્થક પણ જાય છે, અર્થાત્ નથી પણ ઉગતાં. હવે ઉગીને વૃદ્ધિ પામેલાં બીજ, પ્રથમ ફણગારૂપે, પછી સોરરૂપે, એમ પોતાનું રૂપ ક્રમે ક્રમે બદલતાં બદલતાં છોડરૂપે દેખ

* ખેતીથી. † ખેડુતો.

છે. છોડો વરસાદનાં પાણી અને સૂર્યના તાપથી મોટા થાય છે, ત્યારે તેઓને હળસાંણી, રાંપ અથવા દંતાળથી હળવામાં આવે છે. હળતી વેળાએ ઘણાક છોડવાં સમૂળ ઊખડી જાય છે, જે ફરીને સારા થવા કે મોટા થવા ન પામતાં, સૂકાઈ જાય છે; અને પેલા લીલા રહેલા છોડવાઓ કેટલીક મુદત સૂધી વધીને નીકળવા માંડે છે. પ્રથમ તેઓને તૂલ આવે છે, તૂલ ઊડી જઇને કણુસલાંમાં દૂધથી ભરેલા કણ ઉત્પન્ન થવા માંડે છે; તે કણ પાકીને સૂકાવા માંડે કે, તુરત ખેડુત દાતરડું લઈ, તે છોડવાઓની કાપણી કરે છે. થયું. કપાઇને ભોંયપર પડેલા છોડ સૂર્યના તાપથી સૂકાઈ મરી જાય છે; અને તેમનાપર આવેલાં કણુસલાંમાંના કણ તેમની સંતતિરૂપ પછવાડે રહે છે. તે પણ જીવડાંના કિંવા મનુષ્યોના આહારરૂપે પરિણામને પામે છે. અને એમ કરતાં પણ જે વધીને બચવા પામ્યા, તે પાછા આવતી ઋતુમાં વાવણીના કામમાં આવે છે. એ પ્રમાણે વારંવાર, 'પુનરપિ જનનમ્, પુનરપિ મરણમ્, પુનરપિ જનનીજઠરે શયનમ્,' પેરે થયા જ કરે છે! ઉત્પન્ન થઈ થઇને-નાશ પામે છે-જીવે છે ને મરે છે, એવો એ અન્ન પેદા કરનાર ખેડુતની ખેતીનો ઇતિહાસ છે. એના જેવી જ એક બીજી મોટી ખેતી છે, જે નિરંતર થયા જ કરે છે, વવાય છે, ઊગે છે, વધે છે, ફાલે છે, ફૂલે છે, કરમાય છે, સૂકાય છે, કપાય છે, નાશ થાય છે, એવું અવિચારહિત જ્ન, જુએ છે-અને વિચારહિતને તેમાં શોક મોહ પણ થાય છે. સંસારરૂપ આ ખેતી છે; તેમાં વાસના દેહરૂપ બીજ, માતારૂપ પ્રકૃતિ કે પૃથ્વીમાં રોપાય છે; તેમાંથી જન્મવારૂપે ઊગે છે ને સ્તનપાન ભોજનાદિરૂપ વૃષ્ટિથી વૃદ્ધિ પામે છે. તેમાં બાળકોપર આવતા શીતળા, ઓરી, ઉટાંટિયાં ઇત્યાદિ રોગોરૂપ હળસાંણી, રાંપ કે દંતાળવડે તે હળાય છે-તે વેળા હળાતા કેટલાક બાળકરૂપ છોડવાનો નાશ પણ થઈ જાય છે, પણ તેઓમાંથી બચેલા આગળ વધી પરણીને સંસાર (ગૃહસ્થાશ્રમ) માંડવારૂપે નીંઘલે છે, ફળે છે અને પાકેલા છોડવાની જેમ કાપણી કરવામાં આવે છે, તેમ એ મનુષ્યરૂપ છોડવા પણ અવસ્થા પહોંચવારૂપ કાપણીનો સમય આવી પહોંચવાથી, અનેક રોગાદિક દાતરડાંવડે કપાઇને નાશ પામે છે. થયું. એ ગયા, અને પછવાડે એમની પ્રજારૂપ રહેલાં ફળોથી પાછી નવી ખેતી થાય છે, ઉપજે છે ને નાશ થાય છે. એ નિત્યનો ક્રમ છે. આ મારો પુત્ર, આ મારુ આખું કુટુંબ, તમે, હું ને પ્રાણીમાત્ર એ સંસાર ખેતીના છોડ છિયે, માટે કાળરૂપ

ખેડુત એકવાર અવશ્ય આપણી કાપણી કરશે જ, તો પછી તેમાં કોને માટે કોણે ખેદ કરવાનો રહ્યો છે? કોઈ વહેલું તો કોઈ મોડું પણ કાળના દાતરડાંનો ભોગ થશે જ. આ વિશ્વમાં રહેલા પ્રાણી ને પદાર્થો, તે કૃષિકાર આનંદઘન આત્માથી પળાય છે, ઉત્પન્ન થાય છે, ઉત્પન્ન થયા પછી તે આનંદઘન આત્માથી જ આ સ્થિતિને પામે છે, એટલે સંસારરૂપ ખેતીનાં ફળોનો લાભ લેઈ, તેમાં વિચરે છે, અને અંતે આનંદસ્વરૂપ શ્રીમહેશ્વર–પરમાત્મા, પરબ્રહ્મમાં લય પામે છે; અર્થાત્ એ પરમાત્માની કાપણીમાં કપાઈ પણ જાય છે. ત્યારે જેણે પાળ્યું, પોષ્યું, લહ્યું, તેણે જ કાઢી નાંખ્યું, તેમાં શોક શાને વાસ્તે કરવો જોઈએ? શોક થાય છે, તેનું કારણ એટલું જ કે, આ સંસારના બુદ્દબુદ્દ જેવા ક્ષણિક સુખોનો તેઓની જીભે જબરો સ્વાદ લાગ્યો છે, અને તેથી કૂવાના દેડકા પેઠે, ક્ષણિક વિષયસુખસ્વાદમાં આસક્તિ થવાથી સર્વ સુખનું ધામ, એ જગને જ માને છે અને તેથી તેના નાશથી મોહવશ થઈ શોક કરે છે. એ શું, હે જગમોહિત! તમોને કૌતુક ભરેલું જણાતું નથી?"

## જગત્ ઘટમાળા

એ સાંભળી યોગીરાજ સંતોષ પામી, તેના પુત્રનું કુશળ જણાવીને ત્યાંથી મોહજિતની માતા પાસે ગયા; અને તેને પણ એ જ પ્રમાણે માઠા સમાચાર કહ્યા, ત્યારે તેણે સત્કાર કરીને વિનયથી કહ્યું; "હે યોગીન્દ્ર! આપે એમાં નવલ શું કહ્યું? આપ જાણતા જ હશો–આપે જોયું જ હશે કે; કૂવામાંથી પાણી કાઢવાની ઘટમાળ, જેને રેંટ કહે છે, તે કેવી છે? ફરતા મોટા રેંટ ઉપર સેંકડો માટીના ઘડાઓની (અથવા લોટકાઓની) માળા પહેરાવેલી હોય છે, તે ચક્રની ગતિથી ફરે છે. કૂવાનાં પાણી સૂધી પહોંચેલી તે માળા ફરે છે, ત્યારે એક બાજુથી તેમાં ગોઠવેલા ઘડા ઊંધે મ્હોડે નીચે ઉતરે છે, તે પાણીમાં જઈ ત્યાં ભરાઈને બીજી બાજુથી સુલટે મ્હોંડે ઉપર આવી ખાલી થાય છે; અને તે વળી પાછા ઊંધે મુખે નીચે ઉતરી ભરાઈ આવીને પુનઃ ખાલી થાય છે. આવો ક્રમ સતત ચાલુ જ હોય છે. નીચે જાય છે, ઉપર આવે છે, ભરાય છે, ઠલવાય છે, એવા એના ક્રમ પ્રમાણે ભરનિકળ થયા જ કરે, એમાં જેમ આશ્ચર્ય નથી, તેમ જ આ જગત્ પણ એક ઘટમાળા છે. તેમા પ્રાણીઓની વારંવાર એક દેહમાંથી બીજા દેહમાં અવતરવા મરવારૂપ ભરનિકળ થયા જ કરે છે. સ્ત્રીઓ સગર્ભા થાય છે, પ્રસવે છે, વળી

ગર્ભિણી થાય છે તથા પ્રસવે છે. પછી પ્રસૂત થયલું બાળક જીવે કે મરે, તે તેના પ્રારબ્ધાધીન છે, પણ ભરનિકળ થયા કરે છે. એક ઝીણા કીટથી બ્રહ્મદેવ પર્યંત સર્વ પ્રાણી, એ આખું જગત, એ નિયમ પ્રમાણે અવતરે છે અને મરે છે, તો પછી તેમાં (જગતમાં) તો તમે હું ને મારો પુત્ર ઇત્યાદિ સર્વે આવી ગયાં કૂવામાંથી પાણીવડે ભરાઈને ઉપર આવતા ઘટમાળમાંના ઘડા, તેના ચક્ર ઉપર આવે, એટલે અવશ્ય ખાલી તો થવાના જ. તે પ્રમાણે આ જગદ્રૂપ ઘટમાળાના (પ્રાણીરૂપ) ઘડા પણ, તેના (કાળરૂપ) ચક્ર ઉપર આવે (આયુષ્ય પૂરું થઈ રહે) એટલે ખાલી થાય જ-મરણ પામે, તેમાં જ્ઞાનીને આશ્ચર્ય શું છે? મહારાજ! આપની સર્વની એ જ ગતિ છે; પણ એ ઘટમાળામાંના કોઈ ઘડાની માળા સાથે બાંધવાની દોરી કદાચ તૂટી કે છૂટી જાય તો તે ઘરો, માળામાંથી ટપ લઇને છૂટો પડી, અગાધ જળમાં-વિશે નિમગ્ન થાય છે; અને પુનઃ તેને ભરનિકળ થવાનો વારો-ફેરો આવતો નથી; તેમ જ આ જગત્ ઘટમાળામાંના જે ઘડાની (જે પ્રાણીની) ભવવાસનારૂપ દોરી તૂટી જાય છે, તે ઘડો (પ્રાણી), પરમાનંદરૂપ મહા અગાધ જળમાં નિમગ્ન થઇને સદાનું સુખ ભોગવે છે-એ જ મુક્ત જીવ છે, અને તે ભવવાસનારૂપ દોરી જીર્ણ થઇને આપોઆપ તૂટી જવાનો સૌથી સુગમ ઉપાય એ જ કે, શ્રીહરિના ચરણનો અનન્ય આશ્રય કરવો. હે યોગીરાજ! આપણે આટલું જાણવા છતા, તે ભરનિકળના નિત્યના દુખમાથી છૂટવાનો ઉપાય સાધવો મૂકીને, તેમાંના ભરાતાં ઠલવાતાઓની મિથ્યા ચિંતા કયાં સૂધી કરીએ? આપ પ્રભુને ભજો-વાસના તજો ને સારગ્રાહી થાઓ, એટલે આપને પણ જે માટે ખેદ થાય છે, તે મટી જશે."

## મરણ એ કેવળ રૂપાંતર છે

આવું ઉત્તર સાંભળી, વિસ્મય થઈ ગયેલા યોગીરાજ મોહજિતની કુશળતા જણાવી, ત્યાંથી મોહજિતના એક અતિ પ્રિય મિત્ર પાસે ગયા. તે મિત્ર તે યોગીના મુખથી મોહજિતના મરણસમાચાર સાંભળતાં બોલ્યો; "અહો! શું મારો મિત્ર મળ્યા વગર મને મૂકીને જ ચાલ્યો ગયો? હશે, એમાં તે પરતંત્ર હતો, માટે તેનો દોષ નથી. પણ તે ત્યાં મારી વાટ જોશે; અને હું પણ થોડા સમયમાં તેને જઈ મળીશ" એ સાંભળી યોગી બોલ્યો; "એ તમે શું બોલ્યા? (જાણી જોઇને જ) એ હવે કયાં હશે કે તમને મળશે? તે તો મરણ પામ્યો-તેનો આત્મા દેહ તજીને ચાલ્યો ગયો! હવે તેને મળવાની શી આશા" મોહજિતનો મિત્ર બોલ્યો; "આપ યોગી છતાં

થવો, તેને જ અત્ર મરણુ માનવામાં આવે છે. પરંતુ અંતે સમૂળો નાશ થવો, એમ માનવું, એ સંસારીજનની અંધતા તે અવિદ્યાનો પ્રતાપ છે! દેહમાં અદૃશ્યપણે વ્યાપી રહેલો આત્મા અમર, અવિનાશી છે, તેનું મૃત્યુ થાય છે ખરું? અને પંચતત્ત્વનું અવિનાશીપણું અજ્ઞાનતા વગર સત્ય કેમ મનાવી શકાશે? વાસ્તવિક જોતાં આ જગતમાંની કશી વસ્તુનો નાશ થતો જ નથી. કેવળ રૂપાંતર કે સ્થાનાંતર જ થાય છે. પણુ તે અજ્ઞાનદૃષ્ટિવડે જણાતું ન હોવાથી, નાશરૂપે ઓળખવામાં આવે છે; છતાં એ સત્ય નથી. આપણુ ઢોળેલું અથવા વરસાદથી પૃથ્વીપર પડેલું પાણી સૂકાઈ જાય છે, ત્યારે તેનો નાશ થઈ ગયો, એમ કહીએ તો તે અસત્ય નથી? તે જેમ મિથ્યા ભાસમાન છે, તેમ જ મૃત્યુ પણુ છે. એ પાણી તો ઘણી ઝીણી-નરી આંખે ન દેખાય તેવુ વરાળરૂપ થઇને સૂર્યના તાપથી આકાશમાં-મેઘમંડળમાં જઈ રહે છે; તે પાછું સમય આવ્યે વૃષ્ટિરૂપે વાદળા થઈ પૃથ્વીપર પડે છે. તે જ પ્રમાણે જગતમાંની પ્રત્યેક વસ્તુનું રૂપાંતર જ થાય છે, પણુ નાશ થતો નથી. જેમ એ સર્વ વસ્તુ રૂપાંતરને અધીન છે, તેમ મારા મિત્રે પણુ આ માંસાદિકના બનેલા મલમય દેહને ત્યજી દઈ, તેની રુડી કરણી પ્રમાણે કોઈ ઉત્તમ તેજસ્વી દેહ ધર્યો હશે, અને તે પવિત્ર સ્વર્ગીય ભૂમિમાં સુખેથી વસી, મારુ કલ્યાણુ ઇચ્છતો હશે, માટે હે યોગીરાજ! આ સંસારમાં મરવું ને અવતરવું, એ માત્ર જીવન રૂપાંતર જ છે. જેમ મનુષ્ય જીર્ણુ થયેલા વસ્ત્રોનો ત્યાગ કરીને બીજાં નવાં પહેરે છે, તેમ આત્મા એક જીર્ણુ શરીરનો ત્યાગ કરીને બીજું નવું શરીર ધારણુ કરે છે; એને જ લોકો મરણુ તથા જન્મ કહે છે. પણુ આત્મા તો કદી મરતો જ નથી. તે તો પરમ સુખરૂપ છે. સચ્ચિદાનંદ છે, અભેદ્ય છે, અચ્છેદ્ય છે, સર્વથા તે અવિનાશી છે. સૂર્યમંડળમાં પ્રકાશ ને જળમાં શીતળતા, એ જેમ તેનામા સ્વાભાવિકપણે રહેલાં છે, તેમ જ આત્માનો પણુ નિત્ય નિર્મળ સચ્ચિદાનંદ સ્વભાવ છે. તેને મરવા જીવવાનું શું હોય? માટે હે યોગિન્! મારા પ્રિયમિત્રે આપના કહેવા

ગર્ભિણી થાય છે તથા પ્રસવેત્રથી બંધાયલા દેહનો ત્યાગ કર્યો હશે, તો તે પરલોક મરો, તે તેના પ્રારબ્ધાધીનને રહેશે; અને હુ જઈશ ત્યારે તે મને મળશે જ."

કીટથી બ્રહ્મદેવ પર્યંત સં' સંસારચક્રી

અવતરે છે અને મરે ાં યોગીએ મોહજિતના આખા કુટુંબની ઘણી યુક્તિપૂર્વક મારો પુત્ર ઇત્યાદિ સહેવાં, તેના માઠા સમાચારથી, કિંવા અનેક પ્રકારના મોહ- આવતાં ઘટમાળમાં પણ કોઈ મનુષ્ય શોકાવિષ્ટ કે મોહગ્રસ્ત થયું નહિ, તેથી તો થવાના જ. વર્ષે પામી, તે સર્વને મોહજિતની કુશળતા જણાવીને, યોગ- પણુ, તેનાડ એક ક્ષણમાત્રમાં ત્યાંથી સ્વાશ્રમ પ્રત્યે આવી પહોંચ્યો. ત્યાં એ રાજકુમાર મોહજિત્ તેમની વાટ જોતો બેઠો હતો. તેને જોતાં જ એકદમ ર 'શ્વાસ ભરાઈ ગયેલાની પેઠે યોગીરાજ બોલ્યા; "અરે રાજપુત્ર! ગજબ થઈ ગયો! રે! સત્યાનાશ વળી ગયું! તું તો અહીં નિરાંતે બેઠો છે, પણ તારે ઘેર તો કચ્ચરઘાણુ વળી ગયો! રે! આખો નિભો બેઠો રહ્યો! હર હર! લોકો દોડાદોડ કરી રહ્યાં છે, અને જે બચ્યાં તે છેક આ વનમાં નાશી આવ્યાં છે! તેઓ કેવળ નિરાધાર અને વસ્ત્રરહિત થઈ રહેલાં છે. કહે છે કે, "કોણુ જાણે શોએ ઈશ્વરી કોપ થયો, કે અચાનક મહા અગ્નિ પ્રકટ થયો, અને તેમા આખું નગર, સર્વ પ્રજા, રાજમદિર અને રાજા રાણી આદિ આખું રાજકુટુંબ બળીને ભસ્મ થઈ ગયું છે. હજુ મોટી બીહીક રહે છે કે, એ વૃદ્ધિ પામેલો નાશકારક અગ્નિ આખા નગરને દહન કરીને રખેને આ વનનો પણ ભક્ષ કરવાને આવી પહોચે. હર હર! એ કેવી અવદશા! કેટલું દુઃખ! તે મહાઅગ્નિમાં બળતા તેઓને કેટલો મોટો સંતાપ થયો હશે? તે સૌ કરતાં પણ મને તારો બહુ ખેદ થાય છે. તું એકલવાયો થઈ રહ્યો! તું અકુટુંબી થયો! તારાં માતા, પિતા, સ્ત્રી, પુત્ર, બહેન, ભાઈ, આપ્ત અને ધનાદિક સર્વ નાશ પામ્યાં. ક્ષણમાં તારી સર્વ દિશાઓ શૂન્ય થઈ ગઈ! શી પ્રારબ્ધગતિ!" આટલું કહી યોગી બહુ ઉદાસી ભરેલે મુખે ઉભા રહ્યા, ત્યારે એમના મુખના મહા ખેદકારક સમાચાર સાંભળવા છતાં પણ જેને કશો પણ શોક મોહ કે આશ્ચર્ય થયું જ નથી, એવો રાજપુત્ર મોહજિત્, પરમશાંતપણે બોલ્યો.-

"યોગીરાજ, આટલો બધો ઉત્પાત આપ મિથ્યા કરો છો. એમાં આશ્ચર્યકારક બનાવ તમોને કિયો જણાય છે, કે જેને અર્થે આપ શોક કરો છો? આ ખેદ શો? આ મોહ શો? આ ભ્રમ શો? કોને અર્થે તમે આટલી બધી ચિંતા કરો છો? મારી ચિંતા મને નથી, અને તમે આટલા બધા કેમ ઉદાસ થઈ ગયા છો? તેઓનો નાશ થયો, એમા

શી નવાઈની કે નહિ બનવા જેવી વાત છે, કે તમે વિસ્મય અને ચિંતાતુર થાઓ છો? આપ મહાત્મા અને યોગમાર્ગાવલંબી છતાં, આ સંસારચક્કીથી અજાણ્યા છો, એ જ આશ્ચર્ય છે! પ્રથમ એક લૌકિક વાર્તા આપને કહું છું, તે પર વિચાર કરી જુઓ અને પછી ખેદ કરો.

પૂર્વે એક નગરમાં કોઈ મહાત્મા હરિનામસ્મરણ કરતા કરતા નિઃસ્પૃહીપણે વિચરતા હતા. એવામાં એક શેરીમાંથી થઈ કોઈ મોહોલ્લામાં તે જઈ ચઢ્યા. ત્યાં એક ઘરમાંથી તેમને ઘરરર ઘરરર એવો કંઈ શબ્દ સંભળાયો. એ શું થાય છે, તે જાણવાને માટે પોતે કાન ધરી ઉભા રહ્યા તો તેમને માલમ પડ્યું કે, પાસેના ઘરમાં એક સ્ત્રી એકે ટસે ઘંટી ફેરવી રહી હતી, તેનો એ શબ્દ હતો. તે સ્ત્રી પોતાની ડાબી જમણી બંને બાજુ, ઘઉથી ભરેલા દોડિયાં* મૂકીને દળતી હતી. જ્યારે તે જમણા હાથથી ફેરવતાં થાકે ત્યારે ડાબાથી, અને ડાબા હાથથી થાકે ત્યારે જમણાથી સપાટાબંધ ઘંટી ફેરવી જ જતી હતી; અને જે હાથ છૂટો રહે, તેવડે તે દિશામાં પડેલાં દોડિયાંમાંથી ઘઉં લઈ, ઘંટીમાં ઓરી જ જતી હતી. આવું જોઈ તે સંત મહાત્મા એકદમ ઉદાસ થઈ ગયા, અને મોટેથી રુદન કરવા લાગ્યા. તેમને માર્ગ વચ્ચે રડતા જોઈ, જતા આવતા સેંકડો લોકો આશ્ચર્ય પામી ત્યાં એકઠાં થઈ ગયા અને તેને રડવાનું કારણ પૂછવા લાગ્યા, પણ તે કેમે કરતાં રડતા રહેજ નહિ, તેમ કોઇને ઉત્તર પણ દે નહિ. તે જોઈ લોકોને વધારે આશ્ચર્ય લાગ્યું. ચોમેરથી આ યોગીને જોવા સારુ હજારો મનુષ્ય એકઠાં થઈ ગયાં. પ્રત્યેક તેની સામે આવી આવીને પૂછે કે, આપને શું દુઃખ છે, જે આપ આટલું રુદન કરો છો? પણ તેનું ઉત્તર દીધા વિના પોતે રડ્યા જ કરે. આમ કરતાં કેટલીકવાર થઈ ગઈ, તેવામાં એક દંડધારી ચતુર્થાશ્રમી† શ્રીમન્નારાયણ નારાયણ, નારાયણ! એવો ધ્વનિ કરતા ત્યાં આવી ચઢ્યા. હજારો લોકોની ઠઠમાં થઇને તેઓ તે સંત મહાત્માની પાસે આવી ઉભા, અને તેમના રડવાનું કારણ પૂછવા લાગ્યા. જેમ કોઈ રડતાં બાળકને છાનું રાખવાને સેંકડો સ્ત્રીઓ અનેક ઉપાય કરે, છતાં કંઈ વળે નહિ; પણ જ્યારે તેના મનોભાવને જાણનારી તેની માતા આવીને તેને ખોળામાં લે અને સ્તનપાન કરાવે, ત્યારે લાગલું જ

* વાસની બનાવેલી તપેલાના આકારની ટોપલી

† છેલ્લા આશ્રમે એટલે બ્રહ્મચર્ય, ગૃહસ્થ અને વાનપ્રસ્થ એ ત્રણે અવસ્થાઓ અનુભવીને ચોથી સન્યસ્ત અવસ્થાને પ્રાપ્ત થયેલા સંન્યાસી.

તે છાનું રહી જાય છે, તેવી જ રીતે એ મહાનુભાવ દંડી સ્વામીને જોતાં જ, તેણે હાથ જોડી નમન કર્યું, અને તુરત છાના રહી જઈ, પોતાના રડવાનું કારણ જણાવ્યું. તે બોલ્યા; 'મહારાજ, આ હજારો લોકો ઉભા છે; પણ તેમાં હું મારી વાત કોને કહું? મારી વાતને સમજી શકે એવું આમાં કોઈ નથી. કહું તો મારુ કહેલું વૃથા જાય; પણ જ્યારે આપ સર્વ રહસ્યના જ્ઞાતા પ્રાપ્ત થયા છો, ત્યારે હું કહીશ. કૃપાનાથ! પેલી બાઈ ક્યારની ઘઉં દળે છે, તેની નાશકારક ક્રિયા જોઈ મને તેના જેવી જ પેલી મોટી ઘંટીની મહાવિનાશકારક ક્રિયા સાંભરી આવે છે; અને તેની અંદર કચડાઈ પીસાઈ જતાં પ્રાણીઓ પર અતિશય કરુણા છૂટવાથી મને શોક થવાથી રડવું આવે છે.'

આવું સાંભળતાં જ દંડી સ્વામીએ તે સંતને અતિશય ધન્યવાદ આપી હૃદય સાથે ચાંપ્યા; અને ઉભેલા લોકો પ્રત્યે મોટે સાદે કહ્યુ; 'અરે લોકો! આ સંત મહાત્માની મોટાઇનાં હું શાં શા વખાણ કરુ? અહા! શું એમનું દયાળુ હૃદય! શી એમની પરોપકાર બુદ્ધિ! અહો!' આવા મહાત્માઓ નિરંતર જગતના કલ્યાણ માટે જ જીવિત ધારણ કરે છે! આપણા સર્વના ઉપર તેમનો કેટલો મોટો ઉપકાર થયો છે, અને કેવો અમૂલ્ય ઉપદેશ તેમણે આપણને કર્યો છે!! એક વિચિત્ર-વિપરીત ક્રિયા જોઇને તેમને રડવું આવે છે. એ વિપરીત ક્રિયા તે પેલી સ્ત્રી કંઈક દળે છે તે જ છે. લૌકિક પ્રકારે જોતાં તો તેમાં આપણને કશું આશ્ચર્યકારક વા હૃદયદ્રાવક દેખાશે નહિ; પણ તેનું અવલોકન કરવામાં આપણે કિંચિત્ પરમાર્થબુદ્ધિ વાપરવી જોઇએ. ઘંટીની ક્રિયા તો આ સર્વેમાંના કોઇથી અજાણી નથી, પણ એ ઘંટી સજ્ઞાન ને અજ્ઞાન દૃષ્ટિવાળા જનોને ઉદાહરણરૂપ છે. જેમ કોઈ મનુષ્યને ઓળખવા માટે તેનું આબેહુબ ચિત્ર આળખેલું હોય છે, તેમ આ ઘંટીના જેવી જ ખરી નાશકારક વિચિત્ર ઘંટી તો એક બીજી જ છે. એ ઘણી મોટી છે; એની ક્રિયાએ મોટી-મહાભયંકર છે. આ કૃત્રિમ ઘંટીમાં જેટલાં વાનાં-સાધનો-પદાર્થો જોઇએ, તેટલા જ તે ઘંટીમાં છે, પણ તે બહુ વિચિત્ર પ્રકારનાં છે. પ્રથમ ઘંટીમાં નીચલું ને ઉપલું એવાં બે પત્થરના પડ છે, તેને ઠામે એ મહાચક્કીમાં દેશ તથા કાળનાં બનેલા બે પડ છે.* જગત્ ઘંટીના નીચલા પડ ઉપર ઉપલું પડ જે આધારે ફરે છે તે

* દેશ તે પૃથ્વી અને કાળ તે સમય કિંવા સમયને દેખાડનારા-સમયનુ પ્રમાણ બતાવી આપનારા આકાશમા ફરતા સૂર્યાદિક મંડળો.

ખીલડાંરૂપે, આ જગતને ધારણ કરનાર ઈશ્વર પોતે રહેલા છે. કાળન વિભાગ જે રાત્રિ અને દિવસ, એ રૂપે તે ઘંટીના ગાળો છે અને બંને સંધ્યાઓરૂપ તે ગાળામાં આડી રહેલી માંકડી, જે ઈશ્વરરૂપ ખીલડા ઉપર ભરાઇને ફરે છે, તે છે. તે ઈશ્વરી સત્તારૂપ જબરો હાથો એ ઘંટીને છે, અને તેને ઝાલીને એકીટસે ઘંટી ફેરવનારી સ્ત્રી, તે આ જગતનો ક્ષય કરનારી મૃત્યુદેવતા છે. તે પોતાની બન્ને બાજુઓ પડેલાં ભવરૂપ ભાજનમાં* ભરેલાં જગતમાંનાં સર્વ પ્રાણીઓરૂપી અન્નને, મુઠ્ઠીએ મુઠ્ઠીએ લઇને પેલા ગાળામાં ઓરે છે. કહો ભાઇઓ, એવી રીતે ફરતી ઘંટીમાં ઓરાયલા (પ્રાણીઓરૂપ) અન્નની શી દશા? કચ્ચરઘાણ! પીલાઈને લોટ! સમૂળો નાશ! એ વિના બીજું શું જોવામાં આવે છે? એ પ્રમાણે એ સંસારરૂપ મહાચક્કી નિરંતર ફર્યા જ કરે છે. તેને ફેરવનારી મૃત્યુદેવતા ક્ષણભર વિસામો લેતી નથી. ક્ષણેક્ષણ આ જગતમાંનાં અનેક પ્રાણીઓ તેમાં ઓરાયાં જાય છે, અને કચ્ચરઘાણ થયાં જાય છે. અહો! આ ક્રિયા કેટલી ત્રાસદાયક અને ભયંકર છે! આ ક્રિયા, ઘણી સૂક્ષ્મદૃષ્ટિથી પરમાર્થ બુદ્ધિવાળા તથા સર્વ પ્રાણીઓના હિતેચ્છુ એવા મહાત્માઓ પ્રત્યક્ષ જૂએ છે, તેથી તેઓના કરુણાળુ હૃદયોમાં, કૂપમંડૂકની પેઠે જેઓ વિષયથી જગત જ સર્વ સુખનું ઠામ છે, એવું માની બેઠેલા છે તેઓ માટે, બહુ દયા ઉપજે છે,-ખેદ થાય છે; અને જ્યારે એ વાત તેઓ કોઇને જણાવી શકતા નથી, વા જણાવવા છતાં કોઈ સાંભળતું નથી, ત્યારે તેઓને મોટું દુઃખ ઉત્પન્ન થાય છે; અને તેથી તેઓ પોતાનું હૃદય ખાલી કરવા માટે રડી પડે છે; કિંવા મૌન ધારણ કરીને એકાંતસ્થળ પ્રત્યે જઈ વસે છે. આ સંત મહાત્માને પણ એ સંબધે આપણા ઉપર અપાર દયા આવવાથી રડવું આવ્યું છે. તેઓ કહે છે કે, 'અરે! આ સર્વ-પ્રાણીઓ કેમ અજ્ઞાનસાગરમાં ડૂબે છે? આ કાળરૂપ ઘંટીના ગાળામાં ઓરાયા છતાં તેઓ કેમ બચવાનો ઉપાય શોધતા નથી? શું તેઓ-સસારચક્કીનું પરાક્રમ જોવા છતાં અંધ છે? રે! રે! આવા અજ્ઞાનમાં ડૂબી જઇને છેવટે આ જીવ નાશજ પામશે?'

એટલું કહી ફરી તે દંડીસ્વામી બોલ્યા; 'રે મનુષ્ય પ્રાણીઓ! આ અમૂલ્ય ઉપદેશ છે. એ સંસારચક્કીના ગાળામાં આ લોકનાં સર્વ પ્રાણીઓ સાથે, તમે, હું અને એ મહાત્માદિ સર્વે ઓરાઈ ચૂકાયા છિયે. એ ચક્કી ઘણા સપાટાથી ફરે છે. તેમાં આ કચડાયા! આ દબાઈ ગયા! આ

* સસારરૂપી વાસણમા.

નાશ પામ્યા! એમ ચિંતાજવાળામાં આપણે પડેલા છિયે. તેથી ચેતો! ચેતો! ચેતાય તેટલું ચેતો! બચવાનો ઉપાય કરો! આળસ મૂકી દ્યો! ઉતાવળા નિર્ભયસ્થાન શોધો. નિર્ભયસ્થાન કયાં છે? એમ જિજ્ઞાસા થાય, તો તેને માટે આ સંત મહાત્મા પુનઃ પુનઃ આપણને આ ઘંટીનું જ ઉદાહરણ લેવાનું સૂચવે છે. અંદર આવેલા સઘળા કણનો કચ્ચરઘાણ કરી નાંખનારી ઘંટીની એવી નાશકારક ક્રિયામાં પણ એક બીજો ચમત્કાર જોવામાં આવે છે. જૂઓ, જૂઓ, પેલી સ્ત્રી હવે દળી રહી, તેણે લોટ સાફ કરવાને ઘંટી ઉફરી* કરી છે. જૂઓ, ઓ અજ્ઞાની જીવો, જૂઓ! ઓ માયામાં લપટાયલાઓ, છતી આંખે અંધ થયેલાઓ, ક્ષણભર તમારાં ચક્ષુ ખોલી જૂઓ! તે ઘંટીના પેલા ખીલડાની આસપાસ સેંકડો દાણા આખા અણીશુદ્ધ એકઠા થઈ રહેલા છે, જેઓને, ઘંટી એટલીવારથી જોરભેર ફરવા છતાં વ્યથા થઈ નથી, નાશ થયો નથી, મૃત્યુ થયું નથી, બચ્યા છે! તેનું કારણ એ કે, તેઓએ ખીલડાનો આશ્રય કરેલો હોવાથી ઘંટીનું ચક્ર તેઓને કચરી શક્યું નથી. હે મનુષ્યો! ઓ પામર જીવો! આ સંસારચક્કીના ખીલડારૂપે કોણ છે? પરબ્રહ્મ-પરમાત્મા-સચરાચરવ્યાપી અવિનાશી પ્રભુ વિચારી જૂઓ. તે મહાચક્કીના ગાળામાં ઓરાતા પ્રાણીઓરૂપ કણોમાંથી, જેઓ એ પરબ્રહ્મરૂપ ખીલડાનો આશ્રય કરે છે તે કચરાતા નથી; તેનું અવશ્ય રક્ષણ જ થાય છે. આ સંસારરૂપ ચક્કીમાં ઓરાયલાઓને એ જ નિર્ભયસ્થાન છે. માટે હે પ્રાણીઓ! કાળના મુખમાંથી બચવું હોય, આત્માનુ કલ્યાણ કરવું હોય, તો સર્વના નિયંતા પરમાત્માનો આશ્રય કરો; તેનુ જ સ્મરણ કરો; તેના જ બાંધેલા કલ્યાણકારક નિયમોનું સેવન કરો; તેના જ ભક્ત થાઓ; અને તેના ભક્તોનો જ સંગ કરો. જો તમે પોતાનું તન, મન, ધન તે પરમાત્માને જ અર્પી, સર્વ રીતે તેના જ થઇને રહેશો તો તમને બ્રહ્મનો સાક્ષાત્કાર થશે અને તે બ્રહ્મની કૃપા થશે તો પણ કાળનો ભય નથી. શ્રુતિ કહે છે કેઃ-आनंदं ब्रह्मणो विद्वान्न बिभेति कदाचन ॥ જે પરબ્રહ્મના આનંદસ્વરૂપને જાણે છે તે કોઈ દિવસ ડરતો નથી અને તે જ બચ્યો, તે જ જીવ્યો, તેનો જ મોક્ષ થયો જાણો.' એટલું કહી સદ્દ્ગુરુદેવના જયધ્વનિ સાથે તે બંને મહાત્માઓ ત્યાં આગળથી ચાલતા થયા; અને તે સર્વ લોકો તેમના એ સદુપદેશથી પરમ કલ્યાણને પામ્યા."

---

* ઘંટીના પડને ઉંચું કરવુ.

રાજપુત્ર મોહજિત્ કહે છે; "હે યોગીરાજ! એ મારું સઘળું કુટુંબ, રાજસભા, પ્રજાજનો, હું ને તમે, એમ સર્વે એ કાળચક્રમાં–સંસારચક્કીના ગાળામાં ઓરાયલા છીએ, અને સર્વેને, સમય આવી પહોચતાં એકાએકી જ (એકલું જ) ચાલ્યું જવાનું છે. એમાં જે હરિરૂપ ખીલડાનો આશ્રય કરશે તે જ નિર્ભય થશે. માટે આ જગતની સઘળી મિથ્યા લઘુતા મૂકી દઇને, આપ ક્ષણુવાર કંઇક ભગવચ્ચર્ચા કરી, આપની સાથે થયેલા આ અલભ્ય સમાગમને સફળ કરો."

એટલું કહી રાજપુત્ર મોહજિત્ છાનો રહ્યો, ત્યારે તેના આવા નિર્મોહપણાથી અતિશય સંતુષ્ટ થયેલા તે યોગી મહાત્માએ અતિ પ્રસન્નતાથી તેને ઉપરા ઉપરી અનેક આશીર્વાદ આપ્યા; અને પોતે તેના કુટુંબની પણ પરીક્ષા લઈ આવ્યા હતા તે વાત કહેવા સાથે તે સર્વે પરમ કુશળ છે, એમ જણાવીને, તેઓને બહુ બહુ ધન્યવાદ આપવા લાગ્યા. પછી તે રાજપુત્ર તેમને વંદન કરીને પોતાના નગરપ્રતિ ચાલ્યો ગયો."

બટુક વામદેવના મુખથી મોહજિત્ કુટુંબનો આવો લાંબો અને ચમત્કારી ઇતિહાસ સાંભળી, તેમના પિતા, રાજા વરેપ્સુ અને આખી સભાના સર્વે જનો ચકિત થઈ ગયા. પછી બટુકે કહ્યું; "પિતાજી! એવી રીતે આખું કુટુંબનું કુટુંબ મોહજિત્ હોય છે, તો તેની સંગતિમાં રહેનાર મનુષ્યને મોહ શાનો થાય?"



# નવમ બિન્દુ

## સત્સંગમાહાત્મ્ય

यदि संतं सेवति यदसंतं तपस्विनं यदि वा स्तेनमेव ।
वासो यथा रंगवशं प्रयाति तथा स तेषां वशमभ्युपैति ॥

महाभारत

અર્થ—જેમ વસ્ત્ર રંગના સંગમાં રંગને અધીન થાય છે, તેમ મનુષ્ય જો સત્પુરુષની સેવા કરે છે, તો તે સત્પુરુષ જેવો થાય છે; જો દુર્જનની સેવા કરે છે તો તેના જેવો થાય છે, તપસ્વીની સેવા કરે છે તો તપસ્વીને અધીન થાય છે, અથવા તે જો ચોરની સેવા કરે છે તો ચોરને અધીન થાય છે.

ક્ષણભર મોહજિત્ સભા જેવી તે સભા શાંત થઈ રહી. વામદેવજીના પિતા પણ ક્ષણભર મૌન થઈ રહ્યા તથા હવે શું ઉત્તર દેવું, તે તેઓને સૂઝયું નહિ, પણ એટલામાં તેમને સ્મરણ થયું કે, "સત્સંગ સબનકો સાર," તે પરથી તેઓ બોલ્યા; "હે વત્સ ! તારા જેવા મોહજીત્ મહાત્માનો સંગ હોય તો આ અવિદ્યાથી પચેલા જીવ પણ તેવા જ થાય. તારા આટલા થોડા સમાગમથી પણ આ સર્વ શ્રોતાઓનાં અજ્ઞાન પડળ સમૂળાં ખસી ગયાં છે, તો પછી નિરંતર સમાગમ થવાથી શું અવશેષ રહે ? સત્સમાગમનું માહાત્મ્ય ઘણું મોટું છે; સત્પુરુષનો સમાગમ થવાથી જીવનાં સર્વ પાપ સમૂળાં વિનાશને પામે છે, સર્વ દુઃખનો નાશ થાય છે અને અખંડ સુખ પ્રાપ્ત થાય છે. પૂર્વે એકવાર સર્વ બ્રહ્મર્ષિઓ, દેવર્ષિઓ, મહાત્મા સંત પુરુષો અને દેવાદિકોએ એકત્ર થઈ એક તુલા* રોપી; અને તેમાં સત્સંગાદિક સાર વસ્તુઓની તુલના કરવા માંડી. એક તુલામાં સત્સમાગમનું એક જ સુખ મૂક્યું, અને બીજી તુલામાં બીજાં એટલે આ મૃત્યુલોકનાં સર્વ સુખ મૂકયાં, પણ



* ત્રાજવા.

સત્સંગ સુખવાળું ત્રાજવું લગારે ઉંચું થયું નહિ. તે જોઈ તેની સામેના ત્રાજવામાં મૃત્યુલોકના ઉપરાંત સ્વર્ગલોકનાં પણ સઘળાં સુખ મૂકી દીધાં; છતાં પણ રંચમાત્ર સત્સંગનું ત્રાજવું ઉપડ્યું નહિ; ત્યારે વિશેષમાં પરમ દુર્લભ એવું અપવર્ગનું–મોક્ષનું સુખ પણ તે સુખો ભેળું મૂક્યું; છતાં તે સર્વ સુખો મળીને પણ સત્સંગના સુખની બરાબર થયાં નહિ. તે જોઈ દેવ, ઋષિ આદિ સૌ કોઈ મોટા આશ્ચર્ય સાથે સત્સમાગમની પ્રશંસા કરવા લાગ્યા. માટે હે પુત્ર! સત્સંગનો આવો પ્રભાવ છે, તે સત્સંગનો અમને તું પણ લાભ આપ." એ સાંભળી રાજા વરેપ્સુ, તે વૃદ્ધ ઋષિને પ્રણામ કરીને બોલ્યો; "હે ઋષિવર! કૃપાયુક્ત થઈ મને સમજાવશો કે, સત્સંગ એટલો બધો મોટો છે, એનું શું કારણ?" ત્યારે ઋષિ આ પ્રમાણે બોલ્યા.

બટુકના પિતા બોલ્યા; "હે રાજન્! જેમ તને શંકા થઈ, તેવી જ શંકા તે તુલા થયા પછી, દેવર્ષિ નારદને પણ થઈ હતી. સર્વ સુખો કરતાં સત્સંગસુખની તુલા ભારે થઈ, ત્યારે નારદ મનમાં બહુ વિસ્મય પામી, વીણાના નાદવડે હરિસ્મરણ કરતા કરતા વિષ્ણુલોક વિશે ગયા. ભગવાનના પરમભક્ત હોવાથી નારદ ઋષિને નિર્બાધિત વિષ્ણુલોકમાં જવાનો અધિકાર છે. નારદે ત્યાં જઈ, ભગવાનને દંડવત્નમનપૂર્વક પ્રાર્થના કરીને, તેમને એ સત્સંગસુખની તુલા સંબંધી સર્વ વાત નિવેદન કરી અને પછી પૂછ્યું "હે કૃપાનાથ! હે જગન્નિયંતા! સત્સમાગમનું એટલું બધું માહાત્મ્ય શી રીતે હશે?" ત્યારે વિષ્ણુ ભગવાન્ બોલ્યા; "હે દેવર્ષિ! હે પ્રિયભક્ત નારદ! સત્સંગનું માહાત્મ્ય અપાર જ છે. એનો મહિમા કોણ વર્ણવી શકે એમ છે? સત્સંગ, એ પરમ સુખનું મૂળ છે; અને સર્વ સાધનોનું પણ સાધન છે. એનું માહાત્મ્ય જાણવાની જો તારે ઇચ્છા હોય તો ભૂલોકમાં હરિદ્વાર નામે તીર્થ ઉપર એક તપસ્વી બ્રાહ્મણ વસે છે, તેની પાસે જા. તે તને સત્સમાગમનું માહાત્મ્ય પ્રત્યક્ષ દર્શાવશે!"

સત્સંગમાહાત્મ્યથી ચકિત થયેલા નારદ તુરત ભૂલોકમાં આવ્યા અને ભગવાનના જણાવ્યા પ્રમાણે તે બ્રાહ્મણની આગળ ગયા. આ વેળા તે તાપસ અંત્યાવસ્થામાં હતો અને કોઈ હરિજનનાં દર્શનની મોટી લાલસાથી પોતાના આત્માને ધારણ કરી રહ્યો હતો. દેવર્ષિ નારદને પોતાની સન્મુખ આવી ઉભેલા જોતાંજ તે, "કલ્યાણ! કલ્યાણ! શ્રીહરિની પરમ કૃપા છે! આ વેળા મને આ હરિભક્તરૂપ પરમ

સત્પુરુષનાં દર્શન થયાં!! અહો! હે ઋષિદેવ! પધારો, પધારો, મને પાવન કરો; મને કૃતકૃત્ય કરો, હું આપને પ્રણામ કરુ છું અને આ ભૂલોકને પણ છેલ્લા પ્રણામ કરુ છુ" એટલાં વાકયો બોલતાંની સાથે જ તે તાપસ અચેત થઈ ગયો; અને ક્ષણવારમાં આ અનિત્યદેહનો ત્યાગ કરીને સત્ય લોકમાં ચાલતો થયો!!

નારદજી તો આવો વિલક્ષણ પ્રકાર જોઈ દિગ્મૂઢ જ બની ગયા અને શોચ કરવા લાગ્યા કે; "રામ! રામ! આ તો ઉલટું થયું! ભલા ભગવાને તો આ લલાટમાં બ્રહ્મહત્યા ચોંટાડી સત્સંગનું માહાત્મ્ય જાણવું તો કોરણે રહ્યું, પણ બ્રહ્મહત્યાનું આ પાપ કપાળે ચોંટ્યું!"

આમ વિચારવમળમાં પડેલા નારદજી સત્વર વિષ્ણુલોકમાં જઈ, ભગવાન્ પ્રત્યે બનેલી વીતક વાત જણાવીને કહેવા લાગ્યા કે; "કૃપાનાથ! એ બ્રાહ્મણ તો મને જોતાં જ મરણ પામ્યો, એનું કારણ શું? એ મડદું તે મને સત્સંગનું માહાત્મ્ય શું કહે? એ તો બની તે બની, પણ હવે ભલા આપ જ સત્સંગનું માહાત્મ્ય કહો" ભગવાન્ બોલ્યા: "નારદ, ત્યાં જે ચમત્કાર બન્યો, તે ઉપરથી તું સત્સગનુ માહાત્મ્ય સમજ્યો નહિ, ત્યારે જા પાછો મૃત્યુલોક વિશે; ત્યાં યમુનાતટ ઉપર એક ગાયને રત્ન સરખો વાછડો અવતર્યો છે તે તને સત્સંગનું માહાત્મ્ય જણાવશે!" ભગવાનનાં આ રીતનાં વચન સાંભળતાં તુરત જ નારદજી વીણાના નાદ કરતા કરતા નિશાની પ્રમાણે, યમુના કિનારે, ભગવાને જણાવેલી ગાય પાસે આવ્યા. તે ગાયને એક ઘણો સુંદર વત્સ ધાવી રહ્યો હતો. તે વાછડાને નારદે ઓળખ્યો કે, ભગવાને જે કહ્યો હતો તે જ આ વત્સ. તે તુરતનો જ જન્મેલો હતો. તેને જોઇ નારદજી વિચાર કરવા લાગ્યા કે, 'આ વત્સ તે મને કેવી રીતે સત્સગમાહાત્મ્ય કહેશે?' છતાં નારદજીએ પૂછ્યું "હે વત્સ! હે ધેનુપુત્ર! તું કુશલ તો છે?" એવા પ્રશ્ન સાથે તેને કંઈક વિશેષ પૂછવા જાય છે, એટલામાં એક કૌતક બન્યું. નારદને આવ્યા જોઇ તે વત્સે તુરત પોતાનું ધાવવું છોડી દીધું અને ઋષિની તથા પોતાની દૃષ્ટિ એક થતાં જ પોતાનું મસ્તક ઋષિની સામે નીચું નમાવી, એકદમ જમીનપર પડતું મૂક્યું; અને થોડીક ક્ષણ પગ તરફડાવી ઋષિની સામે સ્થિર દૃષ્ટિ રાખીને, પોતાનો પશુદેહ ત્યજી દઈ, ઊર્ધ્વ લોકને વિષે ગમન કર્યું? હર! હર! પોતાના વત્સને તત્કાલ મરણ પામ્યો જોઇ, ગાય તેને સુંઘવા અને ચકરી ખુંદવા લાગી; અને વારંવાર ઋષિના સામું જોઇ ભાંભરવા લાગી; અને પછી પોતાનાં શિંગડાં નીચાં

કરી ઋષિને મારવા દોડી. આવો બનાવ જોઇને ઋષિ તો તરછટ ઝંખવાણા જ પડી ગયા; અને જેમ બને તેમ ઉતાવળે પગલે ત્યાંથી નાઠા. માર્ગ વિષે ઋષિ મનમાં વિચાર કરવા લાગ્યા કે; "શું સત્સંગનો મહિમા આવો જ કે? ખરેખર ભગવાન્ તો મારી ટોળ કરવાને મને મિથ્યા આંટા ફેરા ખવરાવે છે. બાપડી ગાય વત્સ વગરની થઈ પડી, અને એકાદું શિંગડું મારા પેટમાં ભોંકી દીધું હોત તો સાંભળ્યું સત્સંગનું માહાત્મ્ય! તે વાછડા પેરે આપણે પણ ટાંટીયા ઘસતા તેની સાથે જ પહોંચી જતે!" આવું વિચારતા તે વિષ્ણુલોકમાં જઇ પહોંચ્યા. તેમને આવતા જોઈ ભગવાન્ બોલી ઉઠ્યા: "કેમ નારદ, વીલે મોઢે? શું કંઈ અપ્રિય થયું છે કે? ત્યારે નારદ બોલ્યા; "બસ મહારાજ! હવે ઘણું થયું. એ હત્યા મારે માથે ચોંટાડી અને હજી પૂછો છો કે, કંઈ અપ્રિય થયું છે કે? આપને આમ મને પાપમાં નાંખવાનું કંઈ કારણ? જે વત્સ બિચારો કિલકિલાટ કરતો પોતાની માતાનું સ્તનપાન કરતો હતો, તે મને જોતાં જ ભોંયપર પછડાઈ મૂવો, તે તે શું મને સત્સંગનું માહાત્મ્ય કહે વારુ? એક બ્રહ્મહત્યા ને બીજી ગૌબાળહત્યા કર્મે ચોંટી! એ જ સત્સંગનું માહાત્મ્ય હોય તો તમે જ સાંભળો, અને મને તો સત્ય હોય તે જ જણાવો." ત્યારે ભગવાને કહ્યું; "હશે, થયું તે થયું; પણ હવે તું પુનઃ એકવાર ભૂલોકમાં જા; અને ત્યાં બ્રહ્મારણ્યમાં સરસ્વતીને તીરે આવેલા ખીજડાપર નિવાસ કરી રહેલો એક કાકીડો તને સત્સંગનું માહાત્મ્ય બતાવશે."

પાછા નારદજી નવાણુંના ફેરામાં પડ્યા. વૈકુંઠમાંથી નિકળી નિશાની પ્રમાણે નારદજી બ્રહ્મારણ્યમાં ગયા નદી તટના એક જુના ખંખ થઈ રહેલા મોટા ખીજડાના પોલમાં એક કાકીડો, બાકોરામાંથી મ્હોં કાઢીને, જાણે નારદના આવવાની વાટ જ જોઈ રહ્યો હોય, તેમ બેઠેલો જણાયો. ક્ષણભર તે કાકીડો ને નારદજી એક બીજાની સામા જોઈ જ રહ્યા ને જાણે સ્વાભાવિક તારામૈત્રી કરતા હોય તેમ નેણાં નચાવી રહ્યા. પછી વિચાર કરીને, નારદે તેને પૂછ્યું; "અલ્યા કાકીડા, ભગવાનની ઈચ્છાથી તને સત્સંગનું માહાત્મ્ય પૂછું છું, તે તું કહેશે?" પણ હરીચ્છાથી જ, આટલા શબ્દો તે કાકીડાના કર્ણમાં પડતાં જ, તે એકદમ બાકોરામાંથી નિકળી, ધબ્બ લઇને નારદજીનાં ચરણ આગળ પડ્યો, અને તરફડ તરફડ કરતો ક્ષણેકમાં મરણવશ થઈ ગયો! 'અરરર! આ શું કૌતુક? આ ત્રીજી હત્યા કર્મે ચોંટતાં જ નારદ તો બહુ ખેદ પામ્યા; અને હું તે કોઈ કાળરૂપ જ છું કે શું, કે ભગવાન્ આવાં નિમિત્ત ઓઢાડવા

સારુ મને આમ તેમ રખડાવે છે;' આવો વિચાર કરવા લાગ્યા. પછી તેમણે ભગવાનના શ્રીમુખથી જ એનો નિર્ણય કરાવવો, એવો નિશ્ચય કરી, ગભરાયલા ગભરાયલા પાછા વૈકુંઠ પ્રતિ પ્રયાણ કીધું; અને ત્યાં જઈ, થયેલી વિતક વાર્ત્તા પ્રભુને નિવેદન કરી બોલ્યાઃ "હે કૃપાનિધાન, આવાં આવાં નિમિત્તો મૂકીને મને શું આપ અધમતાને અધીન કરવા ઇચ્છો છો? એ કાકીડો તે સત્સંગમાહાત્મ્ય શું વર્ણવે? એ તો મને જોતાં જ, તાપસ અને ગૌબાળ પેઠે, પ્રાણ તજીને ચાલતો થયો! હે પરમ પ્રભુ! કહો મને કે, એ જ સત્સગનું માહાત્મ્ય છે?"

એ સાંભળી ભગવાન્ સ્મિત હાસ્ય કરીને બોલ્યા; "અહો પ્રિય ભક્ત નારદ! હજુએ તમારે સત્સંગનું માહાત્મ્ય સાંભળવું બાકી જ રહ્યું છે કે શું? શું તમે હજુ પણ સત્સંગનું માહાત્મ્ય ન સમજ્યા? રે એ જ સત્સંગનું માહાત્મ્ય! એ બ્રાહ્મણ, વાછડો ને કાકીડો ત્રણેએ પ્રત્યક્ષ બતાવી આપ્યું કે જુઓ, સત્સંગ થવાથી જન્મ મરણરૂપ અપાર ભવ-દુઃખથી મુક્ત થઈને પવિત્ર લોકમાં જઈ વસીએ છીએ. છતાં હજી તમને સત્સંગનું માહાત્મ્ય ન સમજાયું? હરે! હરે!"

આટલું કહેવા છતાં પણ નારદ સમજ્યા હોય, એમ લાગ્યું નહિ; ત્યારે ભગવાન્ પુનઃ સ્પષ્ટપણે કહેવા લાગ્યા; "હે નારદ! તમે કૃપા કરી હમણાં શ્રીમંચ્છાપુરીમાં જાઓ. ત્યાંના રાજાને ઘેર અહુણાં જ પુત્ર અવતર્યો છે, તે તમને સત્સંગનું માહાત્મ્ય યથાર્થ સ્વરૂપમાં બતાવશે; અને ત્યાંનો તમારો ફેરો મિથ્યા જશે નહિ." "વારુ મહારાજ! બતાવ્યું તો ઠીક, ખૂબ ચતુરાઈ વાપરી! આમાં તો મારો ઘાટ ઘડાઈ જાય એવો સહેલો ઉપાય છે. પહેલો તો બીચારો મરવાની અણીપર આવેલો નિર્જન સ્થાનમાં વસતો બ્રાહ્મણ તાપસ હતો અને બીજાં બે તો પશુઓ હતાં, એટલે કોઈ મારા કૃત્ય માટે પૂછે તેમ નહોતું; પણ અહિંયા તો જો સત્સંગનું માહાત્મ્ય એવું જ નિવડે તો મારા ભોગ ફરી વળ્યા સમજવા; જીવતો જ શાને પાછો ફરું? ના; મહારાજ! મારે હવે કંઈ જાણવું નથી; આપનો સ્વભાવ વિશ્વાસ કરવા યોગ્ય લાગતો નથી; વળી ઊંટ કાઢતાં બકરુ પેસી જાય અને નવનું તેર વેતરાઈ જાય, માટે એવી વિટંબનામાં કોણ પડે?" નારદજીનો આવો ઉત્તર સાંભળી હસતા વદને ભગવાને સમજાવી આટલી એક વાર જવાને કહ્યુ. શ્રી ભગવાનની આજ્ઞા થતાં નારદજી મંચ્છાપુરીમાં પધાર્યા અને વીણાના નાદ કરતાં રાજસભામાં ગયા. તે સમય રાજા, વૃદ્ધ વયે પુત્રરત્ન સાંપડવાથી, અલૌકિક આનંદમાં મહાલતો હતો. તેવામાં દેવર્ષિ નારદનું આગમન થયું

તે જાણી, તે પરમ આહ્લાદિત થયો. દેવર્ષિ જોઈને ઋષિ તો તરછટ ઝંખ
પરથી ઉઠી સાષ્ટાંગ પ્રણામ કીધા. પછી એમ ઉતાવળે પગલે ત્યાંથી નાઠા.
"હે બ્રહ્મપુત્ર ! પરમભક્ત ! સાધુજનના પણ કે; "શું સત્સંગનો મહિમા
આપ ભલે પધાર્યા ! આ સેવકને શી આજ્ઞા ? કરવાને મને મિથ્યા
વિનયયુક્ત વચન સાંભળી ઋષિ બોલ્યા; "હે સાધુ ! થઈ પડી, અને
મેં સાંભળ્યું છે કે, તારે ત્યાં પુત્રરત્ન સાંપડ્યું છે, તે મહાભક્ત સત્સંગનું
દર્શન માટે મારું અત્રે આવવું થયું છે ?" નારદજીનાં આવાં વચને સાથે જ
રાજા, સભ્યેશો સહિત આશ્ચર્ય પામ્યો, કે નારદજી જેવા મહાત્મા તે
જેનાં દર્શન માટે અનેક જીવો તલસે છે, તે મારા પુત્રનાં દર્શન માટે
ક્યાંથી ? રે આ તો વિપરીત જ છે ! રે એ મહાદાશ્ચર્ય જ છે ! પછી
રાજા પાછળ ને ઋષિ આગળ, એમ અંતઃપુરમાં ગયા. રંગમહોલમાં
રાજપુત્ર આનંદથી કિલકિલાટ કરતો હતો, અને પગનો અંગુઠો ધાવતો
હતો. તે સુવર્ણના પારણામાં સૂતો સૂતો જાણે કંઈ ચિંતવન કરતો હોય
તેમ ગેલ કરતો હતો. નારદે પારણામાં પુત્રને રમતો જોઈને નીચા
વળીને તેના કાનમાં, ધડકતે હૃદયે કહ્યું; "વત્સ ! શ્રી ભગવાનની આજ્ઞાથી
હું અત્ર આવ્યો છું, તું મને સત્સંગનું મા-હા-ત્મ્ય." આટલા શબ્દે
તો હજી નારદજી પૂરા બોલી રહ્યા નથી, ત્યાં તો તે રાજપુત્રનાં નેત્ર
ચઢી ગયાં, તે ટાંટિયા ઘસવા લાગ્યો, મ્હોડે ફીણ આવ્યાં. આ જોઈ
નારદજી તો પુતળા જેવા જ થઈ ગયા ! અને ક્ષણમાં તે રાજપુત્ર
અનિત્ય દેહનો ત્યાગ કરી, પરબ્રહ્મધામમાં જઈ વસ્યો.

આ સર્વ બનાવ ક્ષણવારનો હતો. તે કુમારનું મૃત્યુ થતાં રાણી
દાસીઓ ને સભ્યેશો ગભરાઈ ગયા. રાજા શાંત થતાં શોકવશ થઈ ગયો
અને નારદજી પ્રતિ બોલવા લાગ્યો; "હે દેવ ! આ શું થયું ? આંધળાની
આંખ, પાંગળાના પગ અને પ્રજાના કલ્યાણરૂપ મારા જેવા વૃદ્ધને પ્રાપ્ત
થયેલા આ કુમારને આપે શું કીધું, કે તે માત્ર ક્ષણવારમાં મરણ
પામ્યો ?" નારદજી દિગ્મૂઢ થઈ ગયા હતા અને શ્રીભગવાને મને કેવા
પ્રસંગમાં મૂક્યો છે, તેના વિચાર કરતા હતા; તે થોડીવાર તો બોલી જ
શક્યા નહિ. પછી વિચાર કરી બોલ્યા; "હે રાજા ! હું નિરપરાધી છું.
મેં તો તારા પુત્રને સત્સંગનું માહાત્મ્ય પૂછ્યું હતું, તેટલામાં તો આવો
અણધાર્યો ને તને શોક કરાવનારો આ પ્રસંગ બન્યો, એ મહાખેદની
વાર્તા છે !" પણ અહીંયાં તો જ્યાં નારદજી રાજા સાથે આટલી વાત
કરે છે, તેટલામાં તો રાજાના પેટમાં ચુંથારો થયો અને તત્કાલ જ મૂર્છા

આ વર્ત્તમાન પ્રસિદ્ધ થતાં રાજ્યમહેલમાં રાજાની રાણી જે કુમારની માતા તે ત્યાં નારદને જોયા કે ઋષિને એકીટસે જોઈ જ ઠરી ગઈ! એ ત્રીજો ચમત્કાર બન્યો! પછી અને બીજા કાર્યભારીઓ પણ શ્રીનારદને નિર-[illegible]માં ચાલતા થયા. આવો દુર્ઘટ પ્રસંગ બનતાં નારદજી [illegible] ગયા. અને એ જોઈ લોકોએ તો એમ જ માન્યું કે, આ [illegible]રદ નથી, પણ કોઈ કાળ પુરુષ છે. એટલે નગરજનો નારદને [illegible]ના માટે દોડ્યા, અને તેને અનેક પ્રકારે શાપ દેવા લાગ્યા. નારદજી શોક [illegible]ને ગભરાટના માર્યા નગરમાંથી મુઠ્ઠીઓ વાળી એકદમ નાઠા, તે [illegible] માર્ગે કે ઠેઠ વૈકુંઠમાં આવ્યા ત્યારે જ તેઓ શ્વાસ મૂકવા પામ્યા.

[illegible]જીનું સિહાવિહા સ્વરૂપ જોઈ, શ્રીભગવાન્ સમજી ગયા કે, નારદ હજી સત્સંગનું માહાત્મ્ય જાણી શક્યા નથી, તેથી જરાક મનમાં સ્મિત કીધું. શ્રીપરમાત્મા વિષ્ણુ સમીપ આવ્યા પછી, નારદજીએ ક્ષણભર થોભી, ઉગ્ર ક્રોધથી કહ્યું; "ઠીક, મહારાજ! તમે પણ ખૂબ કીધી. મારે માથે અનેક હત્યા ચોંટાડવાનો ઉદ્યોગ સારો આરંભ્યો છે. આ શું? જ્યાં હું જાઉં છું, ત્યાં મને જોતાં જ મનુષ્યો ટપોટપ ને પટોપટ મરણ પામતાં જાય છે, એ શું સત્સંગનું માહાત્મ્ય કે? જ્યારે એવું જ સત્સંગનું માહાત્મ્ય છે, તો હવે મારો પણ ખેલ જુઓ. હવે હું આપને ત્યાં જ લક્ષ્મી, રાધા અને આપના સકલ પરિવારને હું જ સત્સંગનું માહાત્મ્ય પૂછીશ! પછી જે થાય તે ખરી!" આમ કહી નારદજી ઉઠ્યા, અને શ્રીભગવાનના પરિવાર તરફ દોડ્યા, ત્યારે ભગવાનને વિચાર થયો કે, નારદજી તો હવે અનર્થ કરશે, તેથી તેઓએ નારદજીને અટકાવ્યા ને કહ્યું; "રે નારદ, ક્યાં ચાલ્યા?" નારદ કહે; "બસ, હવે હું વૈકુંઠમાં જ સૌને સત્સંગનું માહાત્મ્ય પૂછીશ. મને જવા દો મહારાજ!" નારદ એમ કહેતા આગળ ધસે ને ભગવાન્ પ્રેમ-સ્મિતથી વારે, પણ નારદ કેમે કર્યા પાછા વળે નહિ. પછી મહાકષ્ટે નારદને શાંત પાડી, ભગવાન્ પોતાના આસન સમીપ તેડી લાવ્યા અને શ્રેષ્ઠ આસને બેસાડી કહ્યું; "નારદજી! તમે આવા પરમ જ્ઞાની છતાં આજે કેમ ભૂલો છો? સત્સંગનું માહાત્મ્ય હજી તમને સમજાયું નહિ?" નારદે કહ્યું; "સમજાયું, સમજાયું! સમજાયું તે એ જ કે, મને જોતાં આ સૌ ટપોટપ મરે છે, એ જ સત્સંગનું માહાત્મ્ય કે કંઈ બીજું અળ્યું છે? આજ જો ભગવાન્ મને એ સર્વનું યથાર્થ કારણ નહિ કહો તો



# દશમ બિન્દુ

## વાસના ટાળવી



जानामि धर्मं न च मे प्रवृत्तिर्जानाम्यधर्मं न च मे निवृत्ति. ।
केनापि देवेन हृदि स्थितेन यथा नियुक्तोऽस्मि तथा करोमि ॥ पाण्डवगीता.

भोगौघवासनां त्यक्त्वा त्यज त्वं देहवासनाम् ।
भावाभावौ ततस्त्यक्त्वा निर्विकल्प. सुखी भव ॥ यो. वा.

અર્થ—હુ ધર્મને જાણુ છુ, પણ તેમા મારી પ્રવૃત્તિ થતી નથી હુ અધર્મને પણ જાણુ છું, પરન્તુ તેમાથી મારી નિવૃત્તિ થતી નથી હૃદયમા રહેલા કોઈ દેવ મને જેમ પ્રેરે છે તેમ હુ કરુ છુ

ભોગના સમૂહની વાસના ત્યજી, તુ દેહવાસના પણ ત્યજ, પછી ભાવ અને અભાવ બન્ને ત્યજી નિર્વિકલ્પ બની સુખી થા



ભોક્તા થવા ઇચ્છે છે. આપ તો મહાપુરુષ છો અને જળમાં રહેલા કમળવત્ કેવળ નિર્લેપ છો, એટલે સંસારમાં લેપાવા જેવો ભય તો આપને કિંચિત્ પણ નથી! વળી આપના પિતા સુજ્ઞ હોવાથી આપનાં લગ્નને માટે પણ કોઈ સુલક્ષણી અને સારા કુળની જ કન્યા જોશે, છતાં આપ ઘેર જઈ સંસારમાં રહેવાને શા માટે ના પાડો છો?" એ સાંભળી ઋટુકે કહ્યું; "રાજા! તું કહે છે તે ઠીક છે. પરંતુ સંસારમાં વાસ કરવાથી વિષયો તરફ મન વળે છે ને તેથી મનુષ્ય વારંવાર ચોરાશીના ફેરામાં અટવાયા કરે છે. શ્રીકૃષ્ણે ઉદ્ધવને ઉપદેશ કરતાં કહ્યું છે કે, वनं तु सात्त्विको वासः વનનો જ નિવાસ સાત્વિક છે, પણ સંસારનો નથી અને એનું તાત્પર્ય એ જ છે કે, એકાંતમાં રહેવાથી મન સર્વ ઉપાધિમાંથી મુક્ત થાય છે; અને કોઈ પણ પ્રકારની તેને તૃષ્ણા થવા પામતી નથી અને આવો વિતૃષ્ણ મનનો પુરુષ, મુક્તિ મેળવવાને સમર્થ થઇ શકે છે. સંસારમાં રહેવાથી, લોક, શાસ્ત્ર ને દેહની વાસનાનું અધિક બળ થવાથી, યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થતું નથી: માટે સંસારબંધનથી મુક્તિ ઇચ્છનારાએ એ સર્વ વાસના ત્યજી દેવી જોઇએ; અને એ વાસનાથી જે મુક્ત છે, તે જ મુક્ત છે. જેમ શરીરમાં જ્યાં સૂધી ઝેર હોય છે, ત્યાં સૂધી તે આરોગ્ય થતું નથી, તેમ જ્યાં સૂધી સંસારની વાસના છે, ત્યાં સૂધી મુક્તિ મળતી નથી. આ સંસાર જ સર્વ વાસનાનું મૂળ છે, વાસના વિષયની વૃદ્ધિ કરે છે અને સાંસારિક વિષય વાસનાને વધારે છે; અને તેમાં ઉત્તરોત્તર વધવાથી, તે જન્મ મરણના વહવાતિયામાંજ આગમન કર્યા કરે છે. જેઓ વિષયોની ઇચ્છાવાળા છે તેઓ દેહરૂપેજ રહે છે, અને દેહરૂપ થવાથી આત્માથી જૂદા પડાય છે, અને આત્માથી જૂદા પડવાથી વિષયોમાં અનુસંધાન થાય છે, અને એ વિષયોનું અનુસંધાન સંસારબંધનનું મુખ્ય કારણ છે; માટે સ્વસ્વરૂપનિષ્ઠે સંસારબંધનનો ક્ષય કરવા વાસના તથા વિષયનો ક્ષય કરવો જોઇએ. આ સસારમાં રહેવાથી ક્રિયામાં પડાય છે, ક્રિયાથી ચિંતન થાય છે અને ચિંતનથી વાસના પ્રબળ થાય છે; પરંતુ સંસારમાં ન પડનારો ક્રિયાથી મુકત રહે છે; અને ક્રિયાના નાશથી ચિંતનનો નાશ થાય છે, ને ચિંતનના નાશથી વાસનાનો નાશ થાય છે ને જ્યારે વાસનાનો નાશ થાય છે ત્યારે જ મોક્ષ પ્રાપ્ત થાય છે. સાંસારિક વાસના પ્રબળ બંધનકર્તા છે, અને જીવને બ્રહ્મભાવની વાસના મિથ્યા થઇ પડે છે. ત્યારે કહે, હે રાજા! બ્રહ્મભાવનાથી ઉન્નત સ્થિતિએ પહોંચેલા જ્ઞાનીઓ, શું

માયિક પદાર્થ તરફ દોરાશે? જ્ઞાનરૂપી સૂર્યના ઉદય પછી રાત્રિના તારારૂપી સંસારસુખની કોણ સ્પૃહા કરે છે? હે રાજા! જેમ સ્વપ્નવાળાને જાગ્રત નથી ને જાગ્રતવાળાને સ્વપ્ન નથી, તેમ સંસારીને મુક્તિ નથી ને મુક્તજનને સંસાર અકારો, ખારો, નઠારો જ છે. એ સંસાર ઝાંઝવાના પાણી જેવો છે; તેમાં શું જ્ઞાની પ્રવૃત્તિ કરશે? જ્ઞાનનું ફળ અસત્ય પદાર્થમાં નિવૃત્તિ અને અજ્ઞાનનું ફળ અસત્ય પદાર્થમાં પ્રવૃત્તિ છે. જીવ જ્યાંસૂધી સંસારને ભજે છે, તેમાં જ શબ જેવા દેહને આરાધે છે, ત્યાંસૂધી તે પવિત્ર થઇને ક્લેશરહિત થતો નથી. પણ જન્મ, મરણ તથા વ્યાધિને જ સેવનારો પશુ રહે છે. આ સસાર કેવળ ક્લેશની જ મૂર્તિ છે, તેમાં કીયા ડાહ્યા મનુષ્યને પ્રેમ થશે? સંસાર એટલે શું? તેમાં જવું રહેવું તે શું? દેહ તથા ઇન્દ્રિયાદિનાં સુખો ભોગવવાં અને ઇષ્ટ કે અનિષ્ટ પદાર્થની પ્રાપ્તિ માટે સર્વદા વાસનાને વધારવી, વાસનાને વધારી વિષયોનું અનુસંધાન કરવું અને વિષયોનું અનુસંધાન કરી મમતાથી મોહિત થઈ અહંભાવ વધારવો, સ્ત્રી પુત્ર કલત્રમાં લપટાવું, પછી બ્રહ્મભાવમાંથી પડવું–એ સિવાય સંસારમાં અન્ય સુખ શું છે? સંસારમાં રહેલા કીયા જીવની વૃત્તિ, વિષયભોગમાં કુંઠિત થઈ જાય છે? અને કોને સત્ય સ્વરૂપની–બ્રહ્મસ્વરૂપની પ્રતીતિ થાય છે? અજ્ઞાનીઓ જ સાંસારિક સુખોમાં રચ્યાપચ્યા હોય છે. તેમનાં સુખો કે જે આકાશકુસુમના જેવાં છે, તેની ઇચ્છા, સ્વસ્વરૂપથી જગતને અનિત્ય અને ક્લેશમય જાણ્યા પછી, બ્રહ્મનિષ્ઠ કેમ કરી શકશે? સંસારમાં જે સુખ માન્યું છે–મનાયું છે, તે વિષયસુખ છે–કામાદિ રોગનું સુખ છે! અજ્ઞાનીઓએ માનેલું આ સંસારમાં મુખ્ય સુખ તે સ્ત્રીસ્નેહ છે. એ સ્ત્રીઓને તો દૂરથી જ નમસ્કાર હો. પરબ્રહ્મના અંશાવતાર ઋષભદેવ પોતાના પુત્રોને ઉપદેશ કરતાં કહે છે કે, महत्सेवां द्वारमाहुर्विमुक्तेस्तमोद्वारं योषितां सङ्गिसंगम् ॥ આ સંસારમાં મહાત્માઓની સેવાને મુક્તિનું દ્વાર કહ્યું છે અને સ્ત્રીઓ તો શું, પણ સ્ત્રીઓના સગીના સગને પણ અંધકાર (બુદ્ધિભ્રંશ)નું દ્વાર કહ્યું છે; તે શું સત્ય નથી? શુદ્ધ–પાપ કે કપટરહિત અંતઃકરણવાળી પવિત્ર પતિવ્રતા સ્ત્રીઓને માટે મારું કહેવું નથી; પણ તેવી સ્ત્રી કોટિમાથી એકાદિએ મળવી દુર્લભ છે. સ્ત્રીમાં વિશેષે કરીને પ્રકૃતિ (માયા)નો અંશ પ્રાધાન્ય હોય છે, અને તેમનામાં જડત્વ વિશેષ હોય છે. સ્ત્રીઓ ઘણે ભાગે સંસારને અનુકૂળ અને પરમાર્થમાં પ્રતિકૂળ હોય છે; તેથી કરીને પરમાર્થને માર્ગે લાગેલા પુરુષનું, સ્ત્રી અર્થાત્ પ્રતિકૂળ સ્ત્રીને

પ્રસંગથી બહુ અહિત થાય છે; અને સ્વસ્વરૂપનિષ્ઠ જીવને તે મહા-ક્લેશકારિણી થઈ પડે છે. સ્ત્રીને નરકદ્વારરૂપ એટલા જ માટે કહેલી છે કે, તેની જડતાને અનુસરીને પુરુષ પરમાર્થથી પાછો પડે છે, અને ધીરે ધીરે રાગાદિમાં ફસાઈ છેક અધમ થઈ જાય છે અને અધમ નરને અંતે નરકવાસ જ કરવો પડે છે. છતાં સંસારસુખ પણ, આ લોકના જીવને પરિપૂર્ણ મળતું નથી; કેમકે તેવી અધમ સ્ત્રીઓ કેવળ ઉપરથી જ પ્રેમ દેખાડનારી ને અંતરમાં બીજો ભાવ ધરાવનારી હોય છે, તેથી જીવ મહાક્લેશ ભોગવીને, ઉદાસીન થઈ જાય છે. એ માટે એક કુટિલ સ્ત્રીની કથા મારા સ્મરણમાં છે તે સાંભળ.

કોઈ એક નગરના ઉપવનમાં એક સંતમહાત્મા રહેતા હતા. તેમની પાસે એ નગરમાંથી કેટલાક મુમુક્ષુ જનો કથા શ્રવણ કરવાને આવતા. તેઓ એકાગ્રચિત્તે અતિ ભાવપૂર્વક ગુરુના મુખથી કથા શ્રવણ કરતા અને પછી ઘેર જઈ તેનું એકાંતે મનન કરતા હતા. મનન કર્યા વગર શ્રવણ કરેલું મિથ્યા થઈ પડે છે; માટે સાધકજીવે* ગુરુની પાસેથી જે જે શ્રવણ કરવું, તે તેણે પોતાના હૃદયમાં મનનદ્વારા સારી પેઠે છણીને ઠસાવવું જોઈએ. તે નિયમને અનુસરીને એ સર્વ શ્રોતાઓ મહાત્મા પાસેથી શ્રવણ કરી, તેનું મનન અને નિદિધ્યાસન કરતા હતા. એકવાર કથાની અંદર એવું આવ્યું કે, "આ પ્રપંચ ( સંસાર ) કેવળ સ્વાર્થી છે; અને તેમાંનો પ્રત્યેક પ્રાણી ઘણું કરીને સ્વાર્થ માટે જ સ્નેહ કરનારો હોય છે." એ સાંભળીને તેમાંના એક શ્રોતાએ પૂછ્યું: "ગુરુજી, એ વાત કેમ મનાય? શું જગતમાં નિઃસ્વાર્થ સ્નેહ જ નથી? પતિપત્નીનો, માતા પુત્રનો, ભ્રાતા ભ્રાતાનો, મિત્ર મિત્રનો, સ્વામી સેવક આદિનો સ્નેહ શું સ્વાર્થી જ છે?" ત્યારે તે મહાત્મા બોલ્યા; "હા ભાઈ; એમ જ છે. નિઃસ્વાર્થ સ્નેહ તો જગતમાં ક્વચિત જ હોય છે. મનુષ્ય પ્રાણીના સઘળા સંબંધોનું મૂળ પતિપત્નીનો સંબંધ છે, જે એક ગાઢા અને પવિત્ર સ્નેહથી જ માત્ર જોડાય છે. તેવો સ્નેહ પણ શુદ્ધ-નિષ્પ્રપંચી ક્વચિત જ હોય છે, તો બીજાની શી વાત? ઘણાંક દંપતી પરસ્પર કલહ કરનારાં અને ઘણાંક એકેકની પછવાડે મરજીમાં આવે તેમ વર્તનારાં તથા પુંઠચોરી કરનારાં હોય છે. કોઈ ઠેકાણે પુરુષ સ્નેહપાત્ર અને શુદ્ધ અંતઃકરણનો હોય છે, તો સ્ત્રી પ્રપંચી હોય છે. અને જો સ્ત્રી શુદ્ધ અંતરની હોય છે, તો પુરુષ તેવો હોતો નથી. માત્ર પોતાના જ મનને

* સાધન કરનારે—અધિકારીએ

ગમતું કરવું કિંવા પોતાના જ સુખને ઇચ્છવું, તેનું નામ સ્વાર્થ છે અને તે નિયમે સંસાર સ્વાર્થી અને પ્રપંચી છે. સ્વાર્થ જો કે પોતાનો જ સાધવો હોય, છતાં બહારથી સામાને તે વાતની ખબર ન પડવા દેવી, કિંવા સારું લગાડવાને બોલવામાં ને કામ કરવામાં યુક્તિ વાપરીને સામાનો જ સ્વાર્થ છે, એવું બતાવી આપવાનો પ્રયત્ન કરવો, તેનું નામ પ્રપંચ. એવો પ્રપંચ જગતમાંના કોઇક જ પવિત્ર માણસમાં નહિ હોય; અને એટલા માટે જ મહાત્મા જનોએ આ સંસારને પ્રપંચમય કહેલો છે. વાસ્તવિક આ સંસાર સત્ય નથી, છતાં સત્ય દેખાય છે, એવું આ સંસારરૂપ કાર્ય છે, માટે તેને પણ પ્રપંચ નામ આપેલું છે. આમ આ સંસારને પ્રપંચ કહેવાનાં અનેક કારણો છે; અને તેમાં હેતુ માત્ર મિથ્યાપણાંની દૃઢભાવના મનાવવાનો છે." એ સાંભળી પૃચ્છક શ્રોતાને તે માટે ચટપટી થવા લાગી. તેને એ વચનપર વિશ્વાસ બેઠો નહિ; કેમકે તેના ઘરની સ્ત્રી, તેના પ્રતિ નિષ્કપટ સ્નેહ દેખાડનારી, તેને માટે મરી ફીટનારી અને અનેક યુક્તિ પ્રયુક્તિથી પ્રસન્ન રાખનારી તેને લાગતી હતી. તે જીવ સ્ત્રીના સ્નેહ તથા સૌંદર્યમાં લીન હતો. આમ હોવાથી ગુરુવચનથી તેના મનમાં વ્યગ્રતા ઉત્પન્ન થઈ. એક બાજુથી ગુરુ મહાત્માના વચનપર વિશ્વાસ અને બીજી બીજુથી સ્ત્રીનો પોતાપ્રતિ જણાતો અતુલિત સ્નેહ, એ બેમાં કિયું સત્ય? એ ઉપર તેણે બહુ બહુ વિચાર કરી જોયો; પણ એકે વાત નક્કી થઈ શકી નહિ. પછી એક સમે પોતાના જેવો જ એક શ્રોતા, જે તે મહાત્મા પાસે શ્રવણ કરવાને આવતો હતો તેને, પોતાના મનનો ગોટાળો જણાવ્યો. તેણે ઉત્તર દીધું કે; "ભાઈ, તું શું ગાંડો થયો કે, આવો પ્રશ્ન પૂછે છે? આટલા બધા દિવસથી તું શ્રવણ કરવા આવે છે, છતાં હજી ગુરુ મહારાજનાં વચનપર તને વિશ્વાસ નથી? અરે, એઓ તો મહાપુરુષ છે, એમનું વચન તો મિથ્યા હોય જ નહિ. સંસાર પ્રપંચી છે, એ વાત કદી અસત્ય નથી; અને સ્ત્રીઓનો સ્નેહ તો ઉપર ઉપરનો જ જાણવો. શુદ્ધ અંતઃકરણની અને ખરો સ્નેહ ધરાવનારી સ્ત્રીઓ સતી કહેવાય અને તેવી સતીઓ શું ઠારે ઠાર હોય છે? તું ન માનતો હોય તો ભલે પરીક્ષા કરી જોજે."

આ ઉપરથી તે મહાત્માના શિષ્યે, પોતાની સ્ત્રીની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. તેણે એક યુક્તિ રચી. એક દિવસે તે ઘર બહારથી આવતાં એકદમ મોટેથી શ્વાસોચ્છ્વાસ લેતો ઘરમાં ગયો; અને 'અરરરર, મને પેટમાં કંઈક થાય છે!' એમ કહેવાંની સાથે જ ધબાક કરતો ભોંય-

પર પડી પચો. તેની સ્ત્રી તત્કાળ પાસે દોડી આવી અને અનેક પ્રિય વચનોથી સાંત્વન કરીને આસનાવાસના કરવા લાગી. એક પછી એક ઓસડવેસડ કરવા માંડ્યાં પણ કંઈ ફેર પડ્યો નહિ. રોગી અરોગી થાય, પણ સાજાને શું થાય? ઉંઘતું બોલે! કાંઈ જાગતું બોલે? સાધુને કિંચિત્ પાપાચરણ કે વિચાર માટે સંતાપ થાય, પાપીને સંતાપ જ શો? એમ જ આ જીવનું પણ હતું. એને તો દિન પ્રતિદિન વધારે ને વધારે માંદગી જણાવા લાગી, અને બે ત્રણ દિવસમાં તો છેક છેલ્લી અવસ્થાપર આવી રહેલો હોય તેવો જણાયો. સ્ત્રીએ જાણ્યું કે, હવે પતિનો દેહ ટકવાનો નથી; તેથી તેને મોટી ચિંતા થઈ અને પોતાના ભવિષ્યને માટે વિચાર કરવા મંડી. પતિની અસ્વસ્થ અવસ્થા જોઈ, પોતાનો પૈસો ટકો વગેરે સઘળી મિલકત ક્યાં છે, અને કેટલી છે ઇત્યાદિની તેણે પૂછપરછ કરવા માંડી; પણ પેલો શિષ્ય તો વધારે ને વધારે વિભ્રાંત થવાનો ઢોંગ કરતો ગયો. તેથી કેવી રીતે જવાબ દે? આવા હાલ જોઈ તે સ્ત્રી, નિરાશ અને આધાર વગરની થઈ જવાની બીહીકથી, બહુ કલ્પાંત કરવા લાગી અને પતિના ઓચિંતા મંદવાડને માટે દૈવને દોષ દેવા ઉપરાંત, પતિએ પોતાને માટે કંઈ ન કર્યું, તે માટે તેને પણ ક્રોધમાં કેટલાંક કઠોર વચન કહેવા લાગી. આ સઘળું પેલો શિષ્ય સારી રીતે જોતો તથા સાંભળતો હતો. હવે જેમ જેમ સમય વીતતો ગયો, તેમ તેમ તેનું શરીર તાણ કે આંચકી આવતી હોય તેમ ખેંચાવા ને કામઠું વળી જવા માંડ્યુ, ને ઘડિકમાં સ્થિર ને ઘડિકમાં હાથ પગ ખેંચાઈ જવા લાગ્યા. તે જોઇ તેની સ્ત્રીએ પતિની સર્વ આશા મૂકી; અને તેને કેટલું બધું દુઃખ થતું હશે, અને તે કેવી રીતે મટે, કિંવા ઓછું થાય, તેની કશી પણ ચિન્તા કર્યા વગર, પોતાનું ભવિષ્યમાં શું થશે, તેની જ ચિંતા કરવા લાગી. તે શિષ્યને તાણ આવતી વેળા પથારીમાંથી નીચે પડી જતો, નગ્ન અને બેશુદ્ધ થઈ જતો, મ્હોંમાં ફીણ આવી જતું અને એવી ઘણીક રીતે તેની દયામણી સ્થિતિ થઈ ગઈ, છતાં તે સ્નેહાળ, પરમ પ્રેમીલી ને એકનિષ્ઠ પતિભક્તિપરાયણા સ્ત્રી કેવળ જ નિઃસ્પૃહી રહી!! તે તો માત્ર સ્વાર્થનો જ વિચાર કરવા લાગી કે, 'રે રે, હવે મારુ શું થશે?'

આ સર્વ પ્રકાર જોઈ, તે માંદા શિષ્યે વિચાર કર્યો કે, 'અરે, આ દુષ્ટા સ્ત્રી તો ખરે જ હું ન મરતો હોઉં, તોપણ હરેક ઉપાયથી પરાણે મારી નાખે એવી છે! રખેને કયાક આ પ્રસંગમાં મારી ગફલતનો લાભ

લઈ જાણી જોઇને પાપ કાઢી નાંખે! માટે હવે ચેતવાની ઘણી જરૂર છે. વાહ! વાહ! ધન્ય છે ગુરુદેવનાં વચનને! મહાત્મા શ્રીશંકરાચાર્યનાં વચનો અક્ષરે અક્ષર ખરાં છેઃ-का ते कान्ता, कस्ते पुत्रः, संसारोऽयमतीव विचित्रः તારી બાયડી કોણ? તારો પુત્ર કોણ? આ સંસાર અત્યંત વિચિત્ર છે. હું આ દુષ્ટાના અસત્ય ને સ્વાર્થભર્યા પ્રેમથી લોભાઈને સાચું નહોતો માનતો; પણ હવેજ ખબર પડી કે, તેનો પ્રેમ કેવો શુદ્ધ ને પવિત્ર છે! એમ વિચાર કરીને તેણે એક ક્ષણ પછી પોતાની સ્થિતિ બદલવા માંડી. ગુરુની પાસેથી તે અનેક પ્રકારનાં આસન તથા શ્વાસ રુંધી રાખવાના અને શરીરને મુવેલા સરખું શિથિલ કરવાના પ્રાણાયામાદિ અનેક પ્રકારો શીખ્યો હતો. તે હવે કામે લગાડ્યા. ધીરે ધીરે શ્વાસ ખેંચીને બંધ કર્યો, અને હાથ પગાદિ અવયવો છૂટા નાંખી દઈ શબાસન* કરીને તે શાંત શિથિલ થઇને પડ્યો. હાથ પગ હાલતા રહી ગયા, શ્વાસ પણ બન્ધ પડ્યો, નેત્ર સ્થિર, શિથિલ અને કોડી સરખાં નિસ્તેજ થઈ ગયાં. એ જોઈ સ્ત્રીએ જાણ્યું કે, હવે મારુ ભાગ્ય ફૂટ્યું! તો પણ ખાત્રી કરવાને પાસે જઈ સારી પેઠે હાથ પગ હલાવી જોયા, ને અનેક વાર સાદ કરી જોયા, છતાં તેનામાં જીવ હોય એવું ચિહ્ન જણાયું નહિ ત્યારે તે ગભરાઈ અને પછી રડવા લાગી. પતિની સખ્ત માંદગીને લીધે, તેણે બે ત્રણ દિવસ થયા ભોજન લીધું નહોતું ને સાંસારિક કર્મ કરવાને—રડપીટ માટે—જોરની જરૂર હોય છે, તેથી પતિમરણના પરિતાપને વિસારી દેઈ, ઘરનાં બારણાં બંધ કરીને એક ગોરસું કાઢી તેમાંથી ઉતાવળે ઉતાવળે દહી ફદફદ શિરાવી લીધું અને ઘી, ગોળ, આટો કાઢી, સગડી સળગતી હતી તેમાં શિરો સેકી લીધો. તે ઉનો ઉનો શિરો સપાટાબધ શિરાવી ગઈ; અને બબડતી ગઈ કે, 'એ તો મુવા, જીવતા જીવને કંઇ કહાડી નંખાય છે. મારે તો હજી ઘણા દહાડા કાઢવાના છે; બારણે મેઝરુ મળશે, તે સામાં બાથોડીયાં લેવાનાં છે; તે જરાક ખાધા વગર જોર ક્યાંથી આવે.' આમ ઝટપટ શિરામણી કરી લીધી ને થોડો શિરો પછી ખાવા રહેવા દીધો. પછી ઘરમાંથી બધું આઘુ પાછું કરી દઇને, પેલા મૃતકના મરણસસ્કારો કરી ગોમયથી લીંપેલી અને દર્ભતિલથી આચ્છાદિત કરેલી ભૂમિપર શુદ્ધ જળથી સ્નાન કરાવી પતિને સુવારી, ઉપર એક લૂગડું ઓઢાડી, બારણાં ઉઘાડીને મોટે સાદે રડવાને વિલાપ કરવા લાગી

---

* શબાસન એટલે મુડદાના સરખુ આસન.

આ સમાચાર જાણી, એક પછી એક સગાં વહાલાં રડતાં કકળતાં આવીને એકઠાં થયાં, અને થોડી વારે સૌ સગાં આડોસીપાડોસી ને લાગતાં વળગતાં સ્રી પુરુષો એકઠાં થઇ, શબને સ્મશાન લઈ જવાની તૈયારી કરવા લાગ્યાં. એ વેળા પેલી સ્રી બહુ બહુ આક્રોશ કરવા તથા છાતી માથાં કૂટવા લાગી. સૌ એકઠાં મળેલાંઓએ અનેક પ્રકારે તેનું આશ્વાસન કરીને દિલાસો આપવા માંડ્યો; ત્યારે તેણે કૂટપીટ મૂકી દઈ, હેઠાં બેસીને સાંભળનારનાં મનને પીગળાવી નાંખે, તેવો વિલાપ કરવા માંડ્યો.

આ સઘળું પેલો શિષ્ય, મરણ પથારીપર પડ્યો પડ્યો એકાગ્રચિત્તે સાંભળતો હતો. તેનાથી એ મિથ્યા વલોપાત અને કલ્પાંત સંખાયું નહિ; અને સઘળો નાટક પરિપૂર્ણ ભજવાઈ રહેલો જોઇ, જેવા શબને બાંધવા સારુ ચાર પાંચ માણસ ઘરમાં આવ્યા અને તે જેવા ઉપરનું વસ્ત્ર કાઢી નાંખીને તેને ઉતારવા જાય છે, તેવો જ તે શિષ્ય આળસ મરડી, હરિનામોચ્ચારણ કરતો બેઠો થયો. એ જોઇ સૌ કોઈ અતિ આશ્ચર્ય પામી રડતાં રહી ગયાં; અને શબમાં જીવ આવ્યો, જીવ આવ્યો, એમ કહેવા લાગ્યાં; તે શિષ્ય ડાહ્યો અને વિચારવંત હતો. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—आयुर्वित्तं गृहच्छिद्रं मंत्रमैथुनभेषजम्। दानमानापमानं च नव गोप्यानि यत्नतः॥ આયુષ્ય, ધન, ઘરના વરકોળા, મંત્ર, મૈથુન, ઔષધ, દાન, માન તથા અપમાન—આ નવ સંભાળથી છાનાં રાખવાં, જોઈએ; તેથી પોતાની સ્રીની લોકોમાં હાંસી ન થાય, તેમ વિચારીને જ તે બોલ્યોઃ "પ્રિયે! અરે પતિવ્રતા! અરે સાત સાત દિવસની ઉપવાસી અબળા! તું છાની રહે, છાની રહે! તારા અવર્ણનીય પ્રેમથી જ મારામાં ચૈતન્ય આવ્યું છે, એ તારા સત્યનો પ્રતાપ છે. હે વહાલી! હે વલ્લભા! તારા સત્યના પ્રતાપથી, મહામોહરૂપી ઝૂડના ગળી જવાથી મારામાં જે અનાત્મપણાએ વાસ કીધો હતો અને બુદ્ધિનો ભમાવેલો દુઃખી થતો આ દુર્બુદ્ધિ જીવ, વિષયોરૂપી ઝેરથી ભરેલા અપાર સસારરૂપી સાગરમાં ગળકાં ખાતો હતો, તેમાંથી આજે તરી પાર ઉતર્યો છે, એ તારા સત્યનો પ્રતાપ છે. સ્રી મળો તો તારા જેવીજ સતી મળજો!" આ માર્મિક વચનો સાંભળીને તો તે સ્રી તદ્દન ઠરીજ ગઈ! તે કશું બોલી કે ઉંચું જોઈ શકી નહિ. તેમજ વિદાય થતાં સૌ લોકો પણ ચકિત થઈ ગયાં કે, એ શું બોલે છે! સર્વના ગયા પછી તે શિષ્ય ત્યાંથી ઉઠીને ઓરડામાં ગયો, અને એકાંતે મૂકેલો શિરો લાવી, તે સ્રી સમક્ષ પ્રેમથી આરોગ્યો. પછી તે સ્રીને કહ્યુંઃ "પ્રિયે! જ્યારે રાત્રિના શિરો તારે ખાવાનો હતો

તો તું હમણાં મારી સાથે ખા! કેમ કે તારા સત્યના પ્રતાપે મેં જાણ્યું છે કે, આ સંસારમાં સૌ સ્વાર્થી છે, તેનું તાદૃશ્ય મૂર્તિ તું મારી લલિત લલના છે! રંગ છે શ્રીગુરુદેવને, કે આજે મને સમજાયું. ધિક્કાર છે આ સંસારને!" અને પછી ઉભો થઈ તે બોલ્યો કે; "પિયા પિયા સબકો કરે, ગાન તાનમે ગાય; જિને પાયા અપના પિયારે, વાકે નેન એન પલટાય;" એમ બોલતો તત્કાળ ત્યાંથી ઉઠી, પોતાના ગુરુદેવ પાસે જઈ, વસ્ત્રોનો ત્યાગ કરી, માત્ર એક કૌપીન જ ધારણ કરી અને પછી શરીરે ભસ્મ ચોળી, પાત્રના બદલામાં એક તુંબી તથા હથિયારના બદલામાં એક દંડ લઈને, ગુરુનાં ચરણમાં પડ્યો, અને તેમનાં વચનની સત્યતા માટે વારંવાર પ્રણામ કરવા લાગ્યો. ગુરુ આશ્ચર્ય પામી બોલ્યા; "બચ્ચા યે ક્યા?" તેણે ઉત્તર દીધું, "બસ, અબ તો યેહી; આપકી કૃપાસેં સંસારકું જાન લિયા! અબ તો યેહીમેં આનંદ હૈ ઔર પ્રપંચ સબ જૂઠા હૈ, કોઈ કીસીકા નહીં, સબ સ્વારથકે સાથી હૈ. અબ કૃપા કરકે આપ દીક્ષા દીજીએ!" ગુરુએ તેનો ખરો નિશ્ચળ ભાવ જોઈને દીક્ષા આપી, એટલે તુરત જ તે માયાથી નિવૃત્ત થયેલો શિષ્ય, સર્વને પ્રણામ કરીને ત્યાંથી ચાલતો થયો. એ વેળાએ તેણે સૌના સાંભળતાં એક પદના આકારમાં જગતના સ્વાર્થીપણાં માટે આ પ્રમાણે કહ્યું:—

પદ

સબ મતલબકે યાર, જગતમેં સબ મતલબકે યાર,
માત પિતા ભ્રાતા ભગિની, સુતા ઔર નિજ નાર. જગ૦ ૧
સ્વજન કુટુંબી મિત્ર પ્રાણપ્રિય, દાસ દાસી પરિવાર,
રાજા પ્રજા ગરીબ તવંગર, પંડિત ઔર ગમાર. જગ૦ ૨
જોગી ભોગી અરૂ બૈરાગી, ઔર અરૂ સાહુકાર
પતિવ્રતા અરૂ કુલટા નારી, વર્ણાશ્રમ શુભ ચાર. જગ૦ ૩
પશુ પંખી જલજંતુ કીટ મૃગ, જીવા યોનિ અપાર,
સ્વારથબિન કોઉ પાસ ન આવૈ, કરે ન કછુ ઉપકાર. જગ૦ ૪
નિસ્વારથ કોઈ હરિકે પ્યારે, જિનકો હૃદય ઉદાર
જિનકો પરઉપકાર સદા પ્રિય, તિનપર મૈં બલિહાર જગ૦ ૫

આ વૃત્તાંત જણાવી વામદેવે કહ્યું; "બ્રહ્મનિષ્ઠ ગુરૂએ આટલા જ કારણસર સંસારનો ત્યાગ રાખવો જોઈએ ને વાસનાથી અલગ રહેવું જોઈએ. વાસના, એ આ જીવાત્માને ઝેરથી વધારે દુઃખદ છે; માટે જ હું સંસારને ફરીથી નમસ્કાર કરું છું."



# એકાદશ બિન્દુ

## મલિન વાસનાનો લય પરમ પ્રેમ છે



येषां श्रीमद्यशोदासुतपदकमले नास्ति भक्तिर्नराणां ।
येषामाभीरकन्या प्रियगुणकथने नानुरक्ता रसज्ञा ॥
येषां श्रीकृष्णलीलाललितगुणरसे सादरौ नैव कर्णौ ।
धिक्तान्धिक्तान्धिगेतान्कथयति सततं कीर्तनस्थो मृदङ्गः ॥

અર્થ–જે મનુષ્યોની શ્રીમદ્યશોદાસુત શ્રીકૃષ્ણનાં ચરણકમળમા ભક્તિ નથી, જેઓની જિહ્વા આહીરોની કન્યાના પ્રાણપ્રિય શ્રીકૃષ્ણના ગુણગાનમાં પ્રીતિવાળી નથી, જે મનુષ્યોના કર્ણ શ્રીકૃષ્ણલીલાથી સુંદર એના ગુણોના રસવિષે આદરવાળા નથી, તેઓને માટે, કીર્તન સમયે વગાડવામા આવતો મૃદંગ, સતત એમ કહ્યા કરે છે કે, ધિક્કાર હજો, ધિક્કાર હજો, ધિક્કાર હજો !!



સભાજનો, રાજા વરેપ્સુ, બટુકના પિતા, સૌ એકચિત્તે મહાત્મા બટુકના મુખથી કથા શ્રવણ કરતા હતા. તેઓ પ્રતિ, પુનઃ સૌમ્ય દૃષ્ટિ કરી, બટુક બોલ્યા; "હે રાજન્! આ અસાર સંસાર કેવો સંકટદાયક છે, અને જગતની વાસના, સંસારમાં રહેવાથી કેવી રીતે મિથ્યા કામનામાં મસ્ત કરાવે છે તે માટે, મેં જે કથા કહી, તેનું રહસ્ય તારા લક્ષમાં આવ્યું હશે. પૂર્વાપરનો વિચાર કર્યા વિના દૃઢ ભાવનાથી પદાર્થોનું જે ગ્રહણ તે જ વાસના કહેવાય છે. એ વાસના પરમ દૂષિત ને મોક્ષમાંથી પતન કરાવનારી છે. વાસનાયુક્ત અજ્ઞ જીવ, જ્યારે કાળવશ થાય છે ત્યારે, માયામા લીન થાય છે, ને પાછો આવર્જન વિસર્જનના ફેરામા પડે છે. પણ જ્ઞાની–વાસનાથી મુક્ત થયેલો જીવ–સર્વ ઉપાધિથી મુક્ત રહ્યો થકો બ્રહ્મમાં જ લીન હોય છે. આટલા માટે જ જ્ઞાની જીવે–સંસ્કારી–અધિકારી જીવે–જેમ બને તેમ નિર્વાસનામય થવું જોઈએ; અને એ જ કારણથી અમે સંસારમાંથી મુક્ત રહેવાની ઇચ્છા કરીએ છીએ. સસારમાં રહી, જ્યાં જ્યાં વૃત્તિ આકર્ષાય છે, ત્યાં ત્યાં કર્મબંધન જ થાય

છે. એ કર્મબંધનથી સર્વત્ર વાસનાદૃષ્ટિ ફેલાઈ રહે છે–પછી તે ભૂંડાં જે કામનું હો કિંવા અશુભ હો, પણ તે સકામ હોવાથી તેમાંથી છૂટાતું એ નથી. હતા; મોક્ષ પણ થતો નથી. માટે જ અમે બુદ્ધિયુક્ત મનથકી થતાં કર્મનાં ફળને ત્યજીને, જન્મબંધથી મુક્ત થવા છૂટા થઈ, અનન્ય પદની ઇચ્છાવાળા રહ્યા છીએ. આ સંસારની શુભ વાસના પણ જીવને કેવા પ્રકારે બંધનકારક થઈ પડે છે, તેપર એક પુરાતન કથા હું કહું છું, તે સાંભળો.

પૂર્વકાળમાં પતિતપાવિની જાહ્નવીના તટપર એક પવિત્ર નગર હતું. આ નગરસમીપના ઉપવનમાં સર્વ સંસારબંધનથી મુક્ત કેવળ જ અદ્વિતીય બ્રહ્મનું સેવન કરનારા, ક્રિયા માત્રથી નિર્લેપ બંધ, મોક્ષ, તૃપ્તિ, ચિંતા, આરોગ્ય, ક્ષુધાદિથી પીડારહિત, નિર્વિકાર, સ્થિતપ્રજ્ઞ, ઉપાધિઓને દૂર કરી બ્રહ્મ તથા આત્માની એકતામાં મગ્ન મસ્ત રહી, વિકલ્પરહિત બ્રહ્માકારવૃત્તિવાળા, દેહ વિદ્યમાન છતાં અહંતારહિત, પરમાત્માની સતત ભક્તિમાં જ લીન, એવા જીવન્મુક્ત, કોઇક યોગી રહેતા હતા. તે ગયેલી વાતનું સ્મરણ કરતા નહોતા, તેમ જ ભવિષ્યનો વિચાર પણ કરતા નહતા, સદા ઉદાસીન હોવા છતાં સદા આનંદમગ્ન રહેતા. તે પરમ ભક્ત હતા ને અહોકાળ ભગવાનનાં પાદારવિંદના સ્મરણમાં જ ગાળતા હતા તથા આત્મજ્ઞાનપૂર્વક સદા ભગવાનમાં જ અનુરક્ત રહેનારા હતા. તે જ્યારે પ્રભુભક્તિમાં લીન થઇ જતા ત્યારે આનંદના ઉભરામાં આવી, માત્ર કૌપીન ભેર જ નૃત્ય કરવા મંડી પડતા, તાળીઓ પાડતા, ગદ્ગદ સ્વરથી રુદન કરવા મંડી પડતા, લાંબો શ્વાસ લેતા ને 'હરે, નારાયણ' એવા નામના ઉચ્ચારણમાં જ તાદાત્મ્ય થઈ જતા હતા. કોઈ પ્રસંગે તે જડ જેવા, કદી બહેરા જેવા, કદી ગાંડા જેવા ને કદી મહાજ્ઞાની જેવા જણાતા હતા. તે યોગી કોઈ પ્રસંગે દેવળે દેવળે ફરી પ્રદક્ષિણાઓ કરતા, તો કોઈ પ્રસંગે વેદ ને દેવ સર્વની નિંદા પણ કરતા હતા. તેને નમસ્કાર કે આદરની આવશ્યકતા રહેતી નહિ. આ પરથી ઘણાંક મનુષ્યો જાણતાં ને માનતાં કે, આ કોઈ ગાંડો મનુષ્ય છે; પણ તે અનન્ય પ્રેમી પરમાત્મામાં રમતા રામ હતા. તેને સંસારમાં જરા પણ આસક્તિ નહોતી. તે, સર્વદા સમદૃષ્ટિવાન્–ન્યૂનાધિકરહિત, એકરસ, એકાકાર, દ્વૈતપ્રપંચરહિત, દ્વૈતભાવને જિતનારા અને સદા પરમાત્મામાં રમણ કરનારા હતા. જગના કોઈ પણ પદાર્થ પ્રાણીપર તેને રાગ કે દ્વેષ નહોતો. કોઈ પણ કર્મ, કામનાના હેતુથી કરતા ન હોતા; કેમકે કામનાથી હેતુપૂર્વક પરમાત્માની ભક્તિ કરવી, એ ભક્તિ નહિ, પરન્તુ વ્યાપાર છે, એથી તે

૫. સેવક સેવા કરે છે તે ભક્તિ નથી, પણ વ્યાપાર છે. સ્ત્રી સેવા કરે છે, પતિપર પ્રેમ કરે છે, તે સ્વાર્થનો વ્યાપાર છે; એમ જ પિતા પુત્રપર ને પુત્ર પિતાપર જે પ્રેમ કરે છે, તે પણ સ્વાર્થી વ્યાપાર જ છે. આવા કોઈ પણ સ્વાર્થથી ઈશ્વરભક્તિ કરવાની નથી, પરન્તુ કેવળ નિષ્કામપણાથી જ ભક્તિ કરવાની છે. ભક્તજનપર ઈશ્વર પ્રસન્ન થાય છે ને વરદાન દેવાની ઇચ્છા દર્શાવે છે, ત્યારે પવિત્ર ભક્ત, પૂર્ણ ભક્ત, નિષ્કામ ભક્ત તો કહે છે કે, મેં ફળની આશાથી વ્યાપાર કીધો નથી, પણ ભક્તિ જ કીધી છે. એમ અનન્ય ભક્ત કદી ફળની ઇચ્છા જ કરતો નથી; કેમકે જેમ સેકેલું ને ખાંડેલું ધાન્ય પાછું ઉગતું નથી, તેમજ જે ભક્તની વૃત્તિ તાદાત્મ્યક થઈ ગઈ છે, તે ફરીને સકામ થતી જ નથી. જેણે સત્ય પ્રેમ જાણ્યો છે, તે પ્રેમનાં પવિત્ર નામને અપવિત્ર કરતો નથી. પરતુ જ્યાં પ્રેમ ચોંટાડ્યો છે ત્યાં જ તેને સ્થિર કરી દે છે. તે અન્ય પ્રેમપાત્ર જ જોતો નથી. એ યોગીનો પ્રેમ તેવો જ હતો, એક જ હતો તેનો યોગ પણ એક જ હતો. તે કદી યોગક્ષેમની ચિંતા કરતા નહિ, પણ શરીરનિર્વાહ જેટલું અન્ન તેને ત્યાં નિત્ય આવતું, તેમાંથી અનેક સંતોને પ્રસાદી કરાવી, પછી શેષ પ્રસાદીને આરોગીને તેમાં આનંદ માનનારા હતા. આ યોગીનું નામ કૌણ્ડિન્ય મુનિ હતું. તેનો ભક્તિરસ અને આત્મજ્ઞાન એટલું બધું તો વ્યાપક હતું કે, વૃક્ષોમાં, જંતુમાં, કીટમાં, પતંગમાં, એમ સ્થાવર ને જંગમમાં, જ્યા જોઈએ ત્યાં તેને સાક્ષાત્કાર થતો હતો. તેને સ્વર્ગની, મહેન્દ્રના પદની કે અપુનર્ભવની પણ ઇચ્છા નહોતી. તેની તન્મયતાનું વર્ણન લોકોત્તર ચમત્કારથી ભરેલું હતું. તે સ્વયં બ્રહ્મરૂપ, સ્વયં મહાત્મારૂપ, સ્વયં પ્રેમમૂર્તિરૂપ હતા. એનો જ પ્રેમ સત્ય હતો, બાકી જગતના જીવો જે પ્રેમ પ્રેમ કહે છે ને પ્રેમ કરે છે તે તો પ્રેમના પવિત્ર નામને અપવિત્ર જ કરે છે.

મહાત્મા યોગીન્દ્ર આત્મનિષ્ઠ, પ્રેમ ભક્તિરસના પિતા કૌણ્ડિન્ય મુનિના આશ્રમમાં નિત્ય અનેક સંતો, બ્રહ્મનિષ્ઠો, આત્મજ્ઞાનીઓ ને સાધુઓનો સમાગમ થતો હતો, અને તેઓ કૌણ્ડિન્ય મુનિના સંગથી પવિત્ર થઈ, આ અપાર સંસારમાંથી પાર પડી ગયા હતા. જ્યારે જ્યારે કૌણ્ડિન્ય મુનિ સર્વને બ્રહ્મનિષ્ઠ થવાનો ઉપદેશ કરતા, ને પરમાત્માનો ગુણ કીર્તનનો ભેદ સમજાવતા, ત્યારે ત્યારે કહેતા કે, "આ જગતનો પ્રેમ મૂઢમતિને માટે છે; જગતનો પ્રેમ સ્મરણાનુરાગની વૃદ્ધિ કરનાર છે ને પૂર્વાપરનું સ્મરણ દૃઢભાવનાથી થવું, એ જ વાસના છે;

મલિન કે શુભ કોઈ પણ વાસના બંધનકર્તા છે, તથા મોક્ષ જે ઠામનું પાડનારી છે, તન્મયતામાંથી પાછી હઠાડનારી છે. માટે જીવે સહુતા; ત્યાગ પૂર્વે, પ્રથમમાં જ વાસનાત્યાગ કરવાને–સર્વ બંધનો નાશ કરવા માટે, ભોગની, દેહની ને કર્મની, એમ સર્વ વાસનાનો લય કરવો ને પછી ભાવ અભાવ ત્યજી નિર્વિકલ્પ થઈ જવું જેઓ વાસનામય થાય છે, તેઓને જ જન્મમરણના ફેરારૂપ બંધનમાં જકડાવું પડે છે. જગતના જીવે, રાગ, દ્વેષ, ક્રોધ, ભય, ઇર્ષ્યાથી મુક્ત થઇને જ્ઞાનપૂર્વક, પરમાત્મામાં પરાયણ થઈ, તેના જ પ્રેમમાં એકતાર થઈ જવું જોઇએ, અને તેવાનું જ, જન્મવું, જીવવું ને મરવું સાફલ્યને પામે છે, અન્યનું નહિ. આ સર્વ, વાસનાત્યાગથી જ થાય છે. વાસના બે પ્રકારની છે: શુદ્ધ ને મલિન. શુદ્ધ વાસના તત્ત્વજ્ઞાન–પરમ ભક્તિ–પવિત્ર પ્રેમમાં પ્રેરે છે; મલિન વાસના બંધનમાં નાંખે છે. આવી મલિન વાસના જો શેષ રહી તો બ્રહ્મસાક્ષાત્કાર થતો અટકે છે ને નિર્વિકલ્પ બ્રહ્મનો ઉદય થવા પામતો નથી. આટલા માટે વાસનાનો અત્યંત ક્ષય કરવો. તે ક્ષય અભ્યાસથી, પરમાત્માના પ્રેમમાં મગ્નમસ્ત થવાથી થઇ શકે છે; અને તેવા પ્રેમી થવાથી અપરોક્ષ બ્રહ્મસાક્ષાત્કાર થાય છે." આવા આવા ઘણા ઉપદેશોથી, કૌણ્ડિન્ય મુનિના સંગી અનેક જીવો તરી ગયા હતા, ને તેઓને તો બ્રહ્મનો સાક્ષાત્કાર નિત્યનો જ હતો. જ્યારે જ્યારે તેઓ બ્રહ્મરસમાં મત્ત થઈ જતા, ત્યારે ત્યારે તેઓ ચરાચરને સ્વાત્મસ્વરૂપે જ જોતા હતા, અને પ્રત્યેક પદાર્થ તેઓને બ્રહ્મસ્વરૂપે જ જણાતો હતો. તેઓનું ચિત્ત વૃત્તિશૂન્ય હતું ને સર્વત્ર સામ્ય અનુભવતું હતું.

આવા પવિત્ર કૌણ્ડિન્ય મુનિ, જે સર્વ પ્રકારે નિર્વાસનામય હતા, કેવલ અદ્વૈતમાં જ મગ્નમસ્ત હતા, તેઓ પણ માત્ર સંસારના સંબંધમા રહ્યાથી જન્મમરણના ફેરામાં પડ્યા હતા. એ મુનિના આશ્રમની સામે જ એક ગુણિકાનું ઘર આવેલું હતું. કોઈ કર્મના વિપાક ભોગવવા માટે તે ગૃહની સ્વામીનીનો, ગુણિકા જેવા અધમસ્થાનમાં જન્મ થયો હતો, તથાપિ તે ગુણિકા પોતાના ધર્મથી ક્ષણભર પણ ચલાયમાન થતી નહોતી. તે પરમાત્માનાં ચરિત્ર ગાવામાં જ સદા તલ્લીન રહેતી અને પરમાત્મા સિવાય ક્ષણભર પણ અન્યનું ચિન્તન કે સ્મરણ કરતી નહોતી. તે સર્વદા પ્રભુભક્તોપર કરુણાળ રહેતી; વેદે વર્ણવેલા સર્વ ધર્મનું સેવન કરનારી હતી; તેનો પ્રેમ શુદ્ધ ને પવિત્ર હતો. એવું બનતું કે, તે ગુણિકાના મંદિરમાં નિત્ય નિત્ય અનેક સંસારાસક્ત ને વિષયજન્યસુખના લોભી–

સુખની કામનાવાળા પુરુષો આવતા. જો કે પોતાના ધર્મને પ્રકારે અનુસરવા વિના, તે ગુણિકા, એક પણ અકર્ત્તવ્ય કરતી નહોતી, અને તે માત્ર ગુણી પુરુષોને જ ભજતી હતી, પણ લોકોમાં એવી વાતો ચાલતી કે, આ ગુણિકા સર્વ પ્રકારે ગુણિકાધર્મને જ અનુસરે છે; અર્થાત્ તે વેશ્યા છે. એ ગુણિકા સંસારમાં હતી, તેથી પોતાના યોગક્ષેમના નિર્વાહ માટે પરમાત્માના કીર્ત્તન વગર કોઈ પણ પ્રકારનું અસત્ કર્મ કરવામાં હમેશાં ભયયુક્ત રહેનારી હતી. પણ થોડા જ જીવો તેની આ સુનીતિના જ્ઞાતા હતા. તે ગુણિકા કામથી, મનથી ને બુદ્ધિથી પણ, સંગ ત્યજીને, આત્મશુદ્ધિથી જ પોતાના ધર્મમાં વર્ત્તતી હતી. તેને ફલાસક્તિ જ નહોતી. તે જળમા રહેલા કમળની પેઠે વર્ત્તનારી હતી. તે સર્વ કર્મ બ્રહ્માર્પણ બુદ્ધિથી કરતી, પણ તેમાં જરા લેપાતી નહોતી. તે વિવેક ને વૈરાગ્યાદિકથી અત્યંત સત્ત્વોદયવાળી એક નૈષ્ઠિક હતી

આ ગુણિકાને ત્યાં જે જે ગુણીજનો આવતા, તે કૌણ્ડિન્ય મુનિના જોવામાં આવતા, ને કર્મસંજોગથી, તે મુનિની નૂતન વાસના–મલિન વાસના જાગ્રત થઈ ગઈ. જ્યારે જ્યારે તે ગુણિકાના ઘરમાં કોઈ પણ પુરુષનો પ્રવેશ થતો તેઓ જોતા, ત્યારે ત્યારે તેઓ મનમાં ખેદ પામી બોલતા કે, ‘અરે, કમબખ્ત પાપી નર્કમે ગીરનેકું આયા!’ જો કે તેઓના મનમાં કોઈ પણ પ્રકારનો અકલ્યાણકારી ભાવ નહોતો, પણ ગુણિકાનું મંદિર એ સામાન્યતઃ પાપધામ જેવું છે એમ જાણી, ક્ષણિક ઇન્દ્રિયજન્યસુખ ભોગવી, પાપકર્મવડે અપાર નરકયાતનાના ભોગી થનારા જીવોને જોઈને, તેઓની કરુણાવૃત્તિ જાગ્રત થતી ને તે કરુણાથી જ તેઓ તે ગુણિકા-મંદિરમાં જનારા મનુષ્યોને માટે સંતાપ કરતા હતા. આ પવિત્ર સંતાપ હતો, તોપણ ક્ષણભર કર્મના બંધનમાં પ્રવેશ કરાવનાર ને વાસનાને વધારનાર સંતાપ હતો. મોક્ષમાંથી પાડનારી કષ્ટકારી કરુણા હતી. તે ગુણિકાના મંદિરમાં જેટલા જેટલા જીવો આવતા, તે સર્વેના પ્રવેશસમયે મુનિ કૌણ્ડિન્ય એ જ પ્રમાણે સંતાપ કરતા હતા. નિત્યના સંતાપથી મહાત્મા મુનિ ધીમે ધીમે બંધનમાં પડતા ગયા. આવા નિત્યના સહવાસથી, એવું બન્યું કે, અંતકાળ વેળાએ પણ તેઓને આ જ લક્ષ રહ્યું; અને જે પવિત્ર મહાત્મા, અપાર તેજવાળા સતે, એક અપવિત્ર વાસના–મલિન વાસનાથી–મુનિ તેમ જ જ્ઞાનીને અયોગ્ય એવી કરુણાના ભોગી થવાથી, પુનઃ જન્મમરણના ફેરામાં પડ્યા. હે રાજા વરેપ્સુ! તેનો જ જન્મ સફળ થયો જાણવો, કે જે સન્મતિવાળાની વાસના અંતકાળે પવિત્ર

રહે છે. કૌણ્ડિન્ય મુનિ સર્વ પ્રકારે વાસનામુક્ત હતા; લોકમાં જે ઠામનું સુખ છે ને જે સ્વર્ગનું સુખ મનાય છે તેની વાસનાથી તેઓ રહિત હતા; સર્વ કામનાનો, તૃષ્ણાનો, વાસનાનો ક્ષય કરી ચૂક્યા હતા; સંપૂર્ણ દૈવી કલાના ભોગી હતા, પણ અંતકાળે ઉદ્દ્ભવ પામતી વ્યાવહારિક વાસનાયુક્ત થવાથી, પુનઃ જન્મમરણના ફેરામાં પડ્યા. તેઓને આ વાસનાથી ને અંતકાળે પ્રભુભક્તિ ભૂલી જવાથી, પુનઃ જન્મ ધરવો પડ્યો.

સર્વ પ્રકારના અધિકારી, શુદ્ધ સંસ્કારી, જીવન્મુક્ત, બ્રહ્મનિષ્ઠ યોગી કૌણ્ડિન્યનો એક શુદ્ધ, પવિત્ર, બુદ્ધિમાન્, શ્રદ્ધા વૈરાગ્યાદિસંપન્ન ઉત્તમ બ્રાહ્મણના કુળ વિશે જન્મ થયો, પણ વૈરાગ્યભાવના અત્યંત પ્રબળ હોવાથી તેઓ જન્મ્યા છતાં તેનામાં પૂર્વજન્મનું જ્ઞાન રહ્યું અને પોતાના આવા પરિણામને માટે બહુ ખેદ પામ્યા. તેઓ સંસારથી વિરક્ત રહેવાનો ઠરાવ કરીને, માતાના ઉદરમાંથી બહાર પડ્યા પછી, કોઈ પણ જાતના સ્વર વગરના કે સ્તનપાન વગરના રહ્યા ને પોતાનો આ જન્મ સફળ કરવાનો નિશ્ચય કરી બેઠા! તેમનાં માતપિતાની અતિ શુશ્રૂષા-લાલન પાલન છતાં, અનેક પ્રકારના ઉપાયો છતાં કેવળ જ વિરક્ત રહ્યા; કેમકે પૌર્વદેહિક કર્મનું તેમને સંપૂર્ણ જ્ઞાન હતું. તેઓએ, જે વાસનાથી આ જન્મમરણ પ્રાપ્ત થયું છે, તેવી આપત્તિમાંથી મુક્ત થવા માટેનો પ્રયત્ન ગર્ભમાંથી જ આરંભ્યો. એ જોઈ તેમનાં માતપિતા, વ્યવહારને લઈને, ઘણો ખેદ પામ્યાં. લોકોમાં વાત પ્રસરી કે, યોગીન્દ્ર મુનિને ત્યાં જન્મેલો બાળક, પરમ સુંદર, પરમ તેજસ્વી છતાં, જરાએ, દૂધ પીતો નથી, જરાએ રડતો નથી, છતાં જેવો દહાડે વધતો નથી, તેવો રાતે વધે છે, ને રાતે વધતો નથી તેવો દહાડે વધે છે, એ મહત્ આશ્ચર્ય છે!

આ વાર્તા નગરમાં ચર્ચાતી ચર્ચાતી પેલી ગુણિકાના કાનપર આવી, ત્યારે તે પરમ આશ્ચર્ય પામી કે, આ જગત્ અન્નમય છે, અન્ન વગર કોઈ પણ પ્રાણી જીવી શકે તેમ નથી. યોગી વગેરે પણ દેહનિર્વાહ માટે, અન્નફળનો આહાર કરે છે; ત્યારે આ બાળક અન્ન વગર જીવે છે, જન્મ્યા પછી તેણે રુદાર કે હુંકાર પણ કીધું નથી, તેનું કારણ અવશ્ય કંઈ ગુપ્ત હોવું જોઈએ. નગરનાં અનેક લોકો આ બાળકનાં દર્શન માટે, તેના પિતાને ઘેર જતા હતા, તે ભેગી એક દિવસે આ ગુણિકા પણ ગઈ; અને તે બાળકનું પરમ તેજસ્વી સ્વરૂપદર્શન કરતાં જ, તેને પોતાના અને તે યોગીના પૌર્વદેહનું, તે યોગીના મૃત્યુ ટાણાંની વાસનાનું, પોતાને ત્યાં આવતા મનુષ્યો પ્રતિના તિરસ્કારનું અને તે જ ઝંખનામાં એમનું અવસાન થવાનું અને એ વાસનાના પ્રાબલ્યથી

પુનઃ આવા મહાત્મા યોગીને પણ આવર્જન વિસર્જનના ફેરામાં અટવાવું પડે છે, એ કર્મની વિચિત્ર ગતિનું સ્મરણ થયું! "અહો! મહાપ્રયાસવડે શુભ કર્મનું સેવન કરનારા આવા મહાત્મા યોગીને પણ જ્યારે આટલી રંચ જેટલી, પરના કલ્યાણને માટેની વાસના પીડે છે, ત્યારે ક્ષુદ્ર પ્રાણીની તો શી જ ગતિ! રંચ જેટલી પણ વાસના, જન્મ મરણના કષ્ટની દાતા થઈ પડે છે ને વાસનાનો અધ્યાસી યોગી પણ, દુઃખપરંપરાના અનુભવમાં રઝળે છે. આ મુનિ કૌણ્ડિન્ય સમર્થ આત્મવેત્તા હતા, ભક્તિ તો એમનું સાક્ષાત્ સ્વરૂપ જ હતું, અનન્યાશ્રિત હતા, શુભ કે અશુભ કર્મના બંધનથી મુક્ત હતા, એમને દ્વેષ્ય કે પ્રિય કંઈ પણ નહોતું, તો આ ગતિ શી? પરમાત્માનો ભક્ત કદાપિ નષ્ટ થતો નથી અને પરમાત્માનો ભક્ત પાપયોનિનો અધિકારી હોય તો પણ તરી જાય છે, તો આવા પવિત્ર મહાત્માની તો ઉત્તમ ગતિ થાય, એમાં આશ્ચર્ય શું! પણ અહો! રંચ જેટલી વાસનાએ આ પરમભક્ત, પરમ જ્ઞાનીની કેવી ગતિ કીધી!" આવો વિચાર કરતી તે ગુણિકા, તે બ્રહ્મબાળ કૌણ્ડિન્ય મુનિ સમીપ ગઈ અને તે બાળકને પોતાના ખોળામાં, પ્રેમપૂર્વક બેસાડી, તેના અંગપર હાથ ફેરવી ટગર ટગર કેટલીકવાર સૂધી તેના સામી જ જોઈ રહી. તે જોઈ મહાત્મા કૌણ્ડિન્ય મુનિ ખડખડાટ હસી પડ્યા. ત્યારે ત્યાં ઉભેલાં સર્વ મનુષ્યો આશ્ચર્ય પામ્યાં! કેમકે બાળ કૌણ્ડિન્ય મુનિને કોઇએ પણ આટલા સમયમાં હસતો કે રડતો જોયો કે સાંભળ્યો નહોતો.

પછી તે ગુણિકાએ સર્વને, તે બાળકના ગૃહમાંથી દૂર કીધા; અને પછી તે બાળકને ઉદ્દેશી બોલી; "મહાત્મા યોગીન્દ્ર! આપની આ શી ગતિ? આપ તો કર્મમાત્રથી નિર્લેપ હતા, આપ પંડે જ બ્રહ્મરૂપ હતા, બ્રહ્મને જ યજતા, ભજતા, સેવતા ને બ્રહ્મમાં જ વિચરતા હતા, તે છતા, હે દેવ! આપની આવી ગતિ શા માટે થઈ?" "હે અંબા! એ સર્વનુ કારણ તું છે!" મહાત્મા કૌણ્ડિન્યે સ્મિત કરીને કહ્યું. "હું તારે ત્યાં આવતા વિષયજન્યસુખની લાલસાવાળા જીવોનું ચરિત્ર નિરખવાથી, ભગવતસ્મરણમાં—પવિત્ર આત્મનિષ્ઠામા મોળો પડ્યો ને નિત્યના અભ્યાસથી અંતકાળે તારા ચરિત્રની મલિન વાસનાના બળનું સ્મરણ રહેવાથી, મારી આ ગતિ થઈ છે." તે સાંભળી ગુણિકા બોલી; "હે મહાત્મન્! હું ગમે તેવી હતી, ગમે તેવા અસત્ ચરિત્રવાળી હતી, કામનામાં લુબ્ધ હતી, પરંતુ આપે મારી ઉપેક્ષા ન કરતાં, મારુ ચિંતવન શા માટે કીધું?" ગુણિકાની આ વાણી સાંભળી, બાળ કૌણ્ડિન્ય બોલ્યો; "રે પરમ પાવિની અંબા! આ કેવળ સંગબળનું કારણ છે. તારે ત્યાં અનેક પુરુષો આવતા ને તેઓ અકલ્યાણકારી માર્ગે વળે છે, એનો મને મહા

પરિતાપ, માત્ર કરુણાથી જ થતો, ને તારે ત્યાં આવતા પ્રત્યેક પુરુષને જોઇને હું ખેદ કરતો, તેના પરિણામમાં અંતકાળે પણ મને નિત્યના અભ્યાસથી, તેજ ઝંખના રહી ગઈ ને મારી આ રીતની ગતિ થઈ છે; અને ફોગટમાં મારે આ એક જન્મ વધારે ભોગવવો પડ્યો છે! તારે ત્યાં આવતા પ્રત્યેક મનુષ્યને જોતાં મને એવો વિચાર થતો કે, આ મૂઢમતિઓ, શ્રીકૃષ્ણ પરમાત્માનું સ્મરણ, ચિંતવન, ભજન, પૂજન, સેવન ત્યજી, નરકદ્વારને માર્ગે શા માટે વળે છે? તેઓ કલ્યાણના દાતા સત્પુરુષોનો સંગ કરી, પાપને તરી જઇને આ જગતના બધથી મુક્ત થવાને માટે કેમ વળતા નથી? વાસ્તવિક રીતે બ્રહ્મને કોઈ પ્રિય કે દ્વેષ્ય નથી, પણ સર્વ સમાન છે. સર્વત્ર સમદૃષ્ટિ થવી તે વૃત્તિત્યાગનું ફળ છે!" ગુણિકા બાળકૌણ્ડિન્યનાં આ રીતનાં વચન સાંભળી બોલી; "મહાત્મા! આપે બહુ ખોટું કીધું. મનુષ્યદેહ ધરી, સર્વ કર્મનો ક્ષય કીધા પછી પણ, આ પાપિણીના ઉદ્ધારમાં આપે લગની લગાડી, એથી આપને પુનઃ જન્મ મરણનો ફેરો ભોગવવો પડ્યો છે! આપની વૈરાગ્યવાસના, સંસારત્યાગની વાસના, નિષ્કામ વાસના, પ્રથમથી જ તીવ્રતમ છતાં, આટલી પણ ભોગવાસના અંને રહી ગઈ કે, 'આ દુર્મતિઓ કેમ સત્ માર્ગે પ્રવર્તતા નથી?' તેનું જ આ ફળ આપને ભોગવવું પડે છે. હે દેવ! હવે આપ આ દેહ ભોગવો, તે વિના અન્યથા ઉપાય નથી. આ પાપિણી દુરાચારિણી કેમ છે તેના કારણમાં મારા પૂર્વજન્મનો વૃત્તાંત સાંભળો. હું જનકપુરની સ્વરૂપવતી ગુણિકા પિંગલાની દાસી હતી. મારી સ્વામિનીના આનંદને માટે, નિત્ય નિત્ય નવા નવા પુરુષોને આણી, તેના વિલાસને ઉત્તેજિત કરવાવાળી હું દાસી હતી. જ્યારે તે ગુણિકાએ, આ અસાર સંસારપરથી મમતા ઉતારી કેવળ બ્રહ્મનું સેવન કીધું; ત્યારે તેમાં પણ હું અનન્યતાથી તેને સહાય થનારી હતી. મેં પણ પરમાત્મા શ્રીકૃષ્ણચન્દ્રમાં મારુ સર્વસ્વ અર્પણ કરી દીધું હતું; પરંતુ પૂર્વના મારાં કર્મોનો વિપાક થયા પૂર્વે જ મારુ અવસાન થવાથી, મારે આ જન્મ ધરવો પડ્યો છે અને આપ જેવા મહાત્માનાં દર્શનથી જ મારી બુદ્ધિ પવિત્ર થઈ છે જ્યારે મારે મંદિરે આવતા પ્રત્યેક મનુષ્યોને જોઇને આપ ખેદ કરતા હતા કે, 'આ પાપી આવ્યો,' ત્યારે હું હમેશાં જ, આપની પર્ણકુટીમાં પધારતા મહાત્માઓને જોઇને, આનંદથી તેનાં દર્શન કરીને મનસા વાચા તેમને વંદન કરતી ને મનમાં હંમેશાં જ તેનું ચિંતવન કરતી કે, 'અહો! કેવા સમર્થ મહાત્મા છે, કે જેનાં દર્શનમાત્રથી મારાં સર્વ

પાપો બળી ભસ્મ થાય છે' સૂતાં, બેસતાં, ઉઠતાં, ખાતાં, પીતાં હું આ મહાત્માઓનું જ ચિંતન કરતી, ને આજે પણ જુઓ, હે મહાત્મા! કે તે ચિંતનના પ્રભાવથી મારી સર્વે વૃત્તિઓ વિરમી છે ને એક શાશ્વત શાંતિ ભોગવું છું. આપના પૂર્વજન્મનું અને મારા પૂર્વજન્મનું મને જે જ્ઞાન પ્રાપ્ત થયું છે, તે આ દર્શન, સ્મરણ, કીર્ત્તનનો જ પ્રતાપ છે. હું નિત્ય શુદ્ધ બુદ્ધ મુક્ત પરમાત્મા શ્રીકૃષ્ણચંદ્રનું સ્મરણ, અર્ચન, પૂજન, વંદન કરું છું, તેમના વિના મને અન્ય કોઈપર પ્રેમ નથી; આ જિહ્વા તેનું જ રટણ કર્યા કરે છે; આ કર્ણો તેનું જ ગાન શુણે છે; આ નેત્રો તેનાં દર્શનથી જ પાવન થાય છે–એ જ મારા પ્રેમનું પાત્ર છે; એ જ મારા હૃદયનો સ્વામી છે; એનામાં જ હું તદાકાર છુઃ અને જે એના ગુણોથી વિમુખ છે તે જ નરકમાં પડે છે. જન્મભરથી તે આજ દિન પર્યંત મેં એક પણ કર્મ બ્રહ્માર્પણ વિનાનું કીધું નથી; તેમ એક પણ નીતિના માર્ગનું મેં ઉલ્લંઘન કીધું નથી; સંત-પુરુષો વગર મે કોઈનું પણ દર્શન કીધું નથી, અને અગિયાર આસક્તિ વિના બારમી આસક્તિ કીધી નથી.* ત્યારે બ્રહ્મરૂપ સતે, આપે, આ મિથ્યા વાસનાનું સેવન કરીને આ ગતિ ભોગવી છે. હું નિત્ય આ જ ઉદ્દેશથી, મારે ત્યાં આવતા મૂઢમતિ ગમારોને બોધતી હતી, કે જેણે શ્રીકૃષ્ણચન્દ્રનું સેવન કીધું નહિ તેને ધિક્કાર છે, ને એ જ ઉપદેશ મેં મારા મૃદંગને પણ કીધો છે, જે સતત તે જ ઉપદેશ કર્યા કરે છે ને કરશે. જ્ઞાનીને મિથ્યા પદાર્થપર પ્રેમ થવો, એ જ પડવાનુ ચિહ્ન છે ને મોક્ષમાં પ્રતિબંધ કરનારું છે. આપ મુજ નિમિત્તદ્વારા દોષપાત્ર બની, પરમપદથી પદભ્રષ્ટ થયા છો, તો હવે આ જગતનું સેવન કરો; કર્મવિપાક કરો; વિરાગ, વિવેક, શમાદિ સપત્તિ પ્રાપ્ત કરો, પછી મનન ને નિદિધ્યાસન કરો; અને અસાર સંસાર, દુ:ખમય ભવ જે અનિત્યનો રગડો છે, તેમાંથી તરવા માટે બ્રહ્મની જ લેહમાં મસ્તાન રહો. મન, કર્મ, વાણી–એમ સર્વથી બ્રહ્મને જ આપણા ઈષ્ટ શ્રીકૃષ્ણને જ જુવો, અનુભવો, સંભારો; પરબ્રહ્મ શ્રીકૃષ્ણને જ ભજો, યજો, ભક્તિથી સેવો, તેના રૂપ જ થઈ રહો, એટલે આ સર્વ ભવપાશમાથી મુક્તિ મળશે. હે દેવ! એક ક્ષણભરની વાસના કેટલું સંકટ આણે છે, કેવી અવસ્થાએ પહોંચાડે છે તે આપ જુઓ.''

જ્યારે તે ગુણિકા બોલતી બંધ પડી ત્યારે, પરમાત્માપર ગોપી-

* ટીકા–અગિયાર આસક્તિ તે આ -ગુણમાહાત્મ્યાસક્તિ, રૂપાસક્તિ, પૂજાસક્તિ, સ્મરણાસક્તિ; દાસાસક્તિ, સખ્યાસક્તિ, કાન્તાસક્તિ, વાત્સલ્યાસક્તિ, આત્મનિવેદના-સક્તિ, તન્મયતાસક્તિ અને પરમ વિરહાસક્તિ.

એ સાંભળી રાજા બોલ્યો; "પ્યારા ચિત્તવીર્ય! એ તો હું પણ જાણું છું; પણ અગાઉથી જ તેનો આશ્રય કર્યો હોત તો કામનો હતો; હવે તો ચારેમેરથી નગરને શત્રુઓ ઘેરી વળ્યા છે, તો ત્યાં કેમ જવાશે? વળી એ દુર્ગનાં દ્વાર પણ ઘણા જ કાળથી બંધ કરેલાં હોવાથી નગરમાંથી સુરક્ષિતપણે નિકળી તેમાં કેમ પ્રવેશ કરાશે? એ કાર્ય મને કેવળ અશક્ય ભાસે છે." પ્રધાન બોલ્યો; 'મહારાજ! આપ ચિંતા ન કરશો, સેવક તેનો સઘળો ઉપાય જાણે છે. નગરમાંથી બહાર નિકળ્યા વગર અને દુર્ગનાં દ્વાર ઉઘાડ્યા વગર જ તેમાં પ્રવેશ થઈ શકે, એવો એક માર્ગ મને માલમ છે. આપણા રાજમહિરની જોડમાં જે પેલું મોટું ડેહેલું-જેને ભૂતિયો મહેલ કહીએ છીએ, અને જે સદાય બંધ જ રહે છે, તે આપ શું જાણતા નથી? દુર્ગમાં જવાનો એ જ માર્ગ છે. એ મોટું વિશાળ ભોંયરું છે; અને તેમાં થઈ નિર્ભયપણે દુર્ગના મધ્યભાગમાં નિકળાય છે. ચાલો, સજ્જ થાઓ અને સૈન્ય તથા પ્રજાને તેમાં પ્રવેશ કરવાની આજ્ઞા કરો."

તુરત રાજાએ ત્યાં જઈ તે ભૂતિયા મહેલનાં ઘણાક કાળથી બંધ રહેલાં દ્વાર ઉઘડાવ્યાં. અંદર ઘણો જ સુગમ માર્ગ હતો, તે માર્ગે થઈ, પ્રજા અને ચતુરંગ સૈન્ય સહિત આખા નગરને લઈને રાજા દુર્ગમાં ગયો અને તુરત તે માર્ગ બંધ કરી દેવામાં આવ્યો.

આ વાર્તાની જ્યારે તેના શત્રુઓને જાણ થઈ ત્યારે તેઓ વિચારમાં પડ્યા કે, રાજા કોણ જાણે કેવી રીતે નાશીને દુર્ગમાં ભરાયો! પછી તેઓ નગરને છોડીને દુર્ગ આગળ આવ્યા; પણ ત્યાં તો અવનવી માયા દૃષ્ટિએ પડી. પ્રપંચદુર્ગ એક મોટા પર્વત ઉપર આવેલો હતો અને તેને ઉપરાઉપરી સાત આવરણો (કોટ) હતા. પહેલું આવરણ, જે રાજા પ્રજાનાં રહેઠાણ, ધનધાન્યના ભંડાર અને અખૂટ જલાશયો ઈત્યાદિની આસપાસ બનાવેલું હતું, તે એક સોનાનો કિલ્લો હતો. તેની આસપાસ રૂપાનો, તેની આસપાસ ત્રાંબાનો, તે પછી અતિશય મજબૂત એવો લોઢાનો, તે પછી પાષાણનો, તેની આસપાસ અથાગ ઊંડા જળનો (જળની ખાઈ), અને તે પછી મોટાં મોટાં કોતરો તથા શિખરોથી અતિશય દુર્ગમ થઈ રહેલા એવા પર્વતોનો કિલ્લો હતો. એવી રીતે એક કરતાં એક અતિ કઠિન સપ્ત કિલ્લાઓથી સુરક્ષિત બનેલો પ્રપંચદુર્ગ જોઈ, શત્રુઓ ત્યાંના ત્યાં જ ઠરી ગયા, તેઓએ પોતપોતાના અપાર સૈન્ય સાથે ચોમેરથી ઘણાંય ફાંફાં માર્યાં, પણ કોઈ રીતે તેઓ કિલ્લો તોડવામાં ફાવી શક્યા નહિ. છેવટે તેઓએ થાકીને

ચાલ્યા જવાનો વિચાર કર્યો. એ પ્રસંગે શાંતિપ્રિયના ચતુર પ્રધાન ચિત્તવીર્યે, દુર્ગ ઉપર રહ્યાં રહ્યાં તેઓપર અસ્ત્રોનો અને શિલાઓનો એવો સખત મારો ચલાવવા માંડ્યો, કે જેથી ત્રાસ પામીને તેઓ ચોમેર નાસાનાસ કરવા લાગ્યા, પણ નાસીને જાય ક્યાં? મોટાં મોટાં કોતર અને ડુંગરોના ધારવાળી તેમ જ આડી ઉભી પડેલી શિલાઓમાં થઈ નાસવું સહેલું નહોતું ઉપરથી પાષાણ તથા અસ્ત્રોની વૃષ્ટિ થાય, તેમાંથી તેઓ કેવી રીતે બચી શકે? આ મારાથી તેમનાં મોટાં મોટાં સૈન્યો નાશ પામવા લાગ્યાં અને તેઓ પણ અધમુવા સરખા થઈ રહ્યાં. જ્યારે શત્રુઓએ બચવાનો એકે ઉપાય જોયો નહિ, ત્યારે 'અમે સૌ તમારે શરણે થયા છીએ, માટે અમારું રક્ષણ કરો' એવું રાજાને સૂચવનારા વાવટા પોતપોતાના સૈન્યમાં ચઢાવી દીધા; અને તેવા જ પ્રકારનાં વાજિંત્રો વગાડ્યાં. આવો પ્રસંગ જોઈ પ્રધાન ચિત્તવીર્યે, સંજ્ઞાદ્વારા તેઓનાં શસ્ત્ર મૂકાવી દઈ, બદીવાન સરખા બનાવીને પોતાને શરણે લાવી રાખ્યા. બસ તેઓ અધીન થયા; હવે તેઓનુ શું જોર ચાલે? જેઓ શત્રુ હતા તેઓ દાસ થઈને સેવા બજાવવા લાગ્યા. આ જોઈ રાજા શાંતિપ્રિય બહુ પ્રસન્ન થયો ને શત્રુઓ વગરનુ નિષ્કંટક રાજ્ય કરવા લાગ્યો."

આ પ્રમાણેની મર્મ રહસ્યવાળી, સંસાર દુર્ગનો માર્ગ જણાવનારી કથા કહી, બટુક મુનિના પિતા બોલ્યા; "હે પુત્ર! હે રાજા વરેપ્સુ! કહો વારુ, આ રાજાના ઇતિહાસ ઉપરથી તમે શું વિચારશો? એ કોના આશ્રયથી એવા મહાક્રૂર અને મદોન્મત્ત અનેક શત્રુઓથી બચ્યો?" ઋષિનું આવું પ્રશ્ન સાંભળી રાજા બોલ્યો; "પ્રપંચદુર્ગના આશ્રયથી" વામદેવજીએ કહ્યું; 'પિતાજી, દુર્ગનો આશ્રય ખરો; પણ ચિત્તવીર્ય પ્રધાન ન હોત, તો એ દુર્ગમાં જવાનો માર્ગ કોણ બતાવત?'" એ સાંભળી વૃદ્ધ ઋષિ બોલ્યા; "યથાર્થ છે." એ સઘળી વાર્તાનું રહસ્ય ગયે છે ? ી અને ત્યાગીના સંબંધમાં આપણે ઘટાવી લેવાનું છે. મનુષ્ય પ્રાણી શાંતિપ્રિય રાજા સરખો જ શાંત સ્વભાવનો છે. તે જો સંસારનો અનુભવ ન કરતાં તેનો ત્યાગ કરે, તો અતિ નિર્દય એવા કામ ક્રોધાદિક છ શત્રુઓ તેને ઘેરી વળે. એઓમાં સૌ કરતાં કામ અગ્રણી છે. કામરૂપી શત્રુ ઘેરી વળ્યો, એટલે મનુષ્ય તેને વશ થઈ જાય છે; અને વશ થયો, એટલે તેનો નાશ થતાં શી વાર? આ વેળાએ શત્રુઓવડે ઘેરાયલા-અકળાયલા પ્રાણીને શુદ્ધચિત્તરૂપી પ્રધાન, સન્માર્ગ બતાવી, પ્રપંચરૂપી (સંસાર-ગૃહસ્થાશ્રમરૂપી) દુર્ગનો આશ્રય કરાવે છે. એ દુર્ગને સોનાં રૂપાં વગેરેના કિલ્લાઓરૂપ જેમ

સાત આવરણ છે, તેમ આ સંસારદુર્ગમાં પણ છે. પહેલું આવરણ-સંયમ, બીજું શાંતિ, ત્રીજું વિવેક, ચોથું ભક્તિ, પાંચમું શ્રદ્ધા, છઠું જ્ઞાન, અને સાતમું વૈરાગ્ય. આવાં આવરણોના કિલ્લામાં રહેનારા પ્રાણીને વળી શુદ્ધ ચિત્તરૂપ પ્રધાનની સહાયતા હોય તો પછી સંસારના કામ, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર ઇત્યાદિ બળવાન્ અને ઘાતકી શત્રુઓ કંઈ પણ કરી શકવા નથી. એટલું જ નહિ, પણ ઉલટા તેઓ તેને વશ થઈ જાય છે; અર્થાત્ શુદ્ધ ચિત્તવાળો વિવેકી મનુષ્ય, સંસારમાં રહીને તે દ્વારા કામ ક્રોધાદિકને જિતી લે છે. પણ ત્યાગીથી તેમાંનું કશુંએ બની શકતું નથી ત્યાગી નિરાધાર અને કોઈ જાતની ઓથ વગરનો છે, તેટલા માટે તેને કામ ક્રોધાદિ શત્રુઓ એકદમ વશ કરે છે; અને અંતે તેના ત્યાગન ચણખા થાય છે. ગૃહસ્થાશ્રમી એટલે સંસારી ઉપર કદાચ એકી વેળાએ કામ ક્રોધાદિ છએ શત્રુઓ ચઢાઈ કરે, પણ એકદમ તેને હરાવી કે વશ કરી શકે નહિ; પરંતુ ત્યાગીને (સંસાર નહિ અનુભવેલા કાચા ત્યાગીને) તો તે છમાંનો એકાદો જ એક ક્ષણવારમાં નિગ્રહસ્થાનમાં લાવી મૂકે છે. માત્ર એક જ કામે (કામદેવે) તેવા સેંકડો ત્યાગીઓને, તેઓના સેંકડો વર્ષોના લીધેલા ત્યાગ છતાં પણ ક્ષણવારમાં ભ્રષ્ટ કરી નાંખ્યા છે; અને સુંદરી સાથે રમણ કરવાના એક ઘડીના સુખ સારુ તેઓએ પોતાનાં લાંબા કાળનાં તપ એળે ગુમાવ્યાં છે. તે જ પ્રમાણે એકલા ક્રોધને જ વશ થઈ જઈ સેંકડો ત્યાગીઓએ પોતાનાં અનેક સુકૃતોને ભસ્મીભૂત કીધાં છે. તેવી જ રીતે મોહે તથા લોભે પણ સેંકડો ત્યાગીઓને પોતાના પાશમાં નાંખી, તેઓની લજ્જા લૂટાવી છે અને તે જ પ્રમાણે મદમત્સરનું પણ જાણવું. આનું એમાંથી રક્ષણ થવા માટે, વિવેકવીરને, જેમ પરમાર્થ કરવું યોગ્ય છે, તેમ તો પ્રપંચ સાધન પણ જરૂરનું જાણવું જોઈએ.” અત્ર મુનિ-પિતા ક્ષણેક? થભ્યા અને સભાજનો શું થાય છે, તે જોવા લાગ્યા.

# ત્રયોદશ બિન્દુ

## ત્યાગની વિટંબણા

कृते पापेऽनुतापो वै यस्य पुंसः प्रजायते ।
प्रायश्चित्तं तु तस्यैकं हरिसंस्मरणं परम् ॥

અર્થ-પાપ કર્યા પછી જે પુરુષને પશ્ચાત્તાપ થાય છે, તેને હરિસ્મરણરૂપી એક પરમ પ્રાયશ્ચિત્ત છે.

**સૌ** શાન્ત છે. રાત્રિનો સૂર્ય-ચન્દ્રદેવ-પૂર જોશમાં પ્રકાશી રહ્યો છે. બટુક પિતાની મોહપ્રકૃતિનો વિચાર કરે છે કે, 'મોહરૂપી વંટોળીઆના વેગમાં તણાઈ જતાં સૂકાં પાન જેવી ગતિના આ લોકના પ્રાણીને આવી વિષમ મતિ કેમ પ્રાપ્ત થાય છે? રે સૌ જન્મ-જન્માંતરમાં સંસારકલેશ ભોગવ્યા છતાં અવિદ્યાના જોરે હજુ પણ સંસારસાગરમાં ડબકીયાં ખાવામાં જ આનંદ લે છે; તેમની નિર્ભયતા-મુક્તિ કેવી કઠિન છે! સંસારપ્રપંચ એવો રચાયો છે કે, તેમ સર્વીયો પણ તરી શકાતું નથી, એવા વિચારમાં તે લીન છે,' તેવામાં જ સાંભળી જુ, તે બટુકના પિતા પ્રત્યે બોલ્યો; "હે ઋષિરાજ! આપે જે અપાર ત્યાગી તે યથાર્થ છે, કે કામ સૌને પાડનારો છે; ઘણીક અપ્સરાદિકે રાજા સરખે કામદેવનાં તીવ્ર બાણથી ઘણાક મુનિઓનાં મન ચલિત તેનો ત્યાગ ઘણાક મોહવશ થયેલાનાં પણ ઉદાહરણો છે. કામદેવ તો વળી એ પ્રબળ છે કે, તે મનુષ્યની સઘળી ઇંદ્રિયોને એકદમ વશ એટલે મનુ પણ ત્યાગીને વળી લોભ શાનો? લોભ તો વિશેષે કરીને થતાં શી વાર લાગ છે; અને તે દ્રવ્યની તો ત્યાગીને કશી આવશ્યકતા જ ને શુદ્ધચિત્તરૂપ



ઋષિ બોલ્યા; "તું ધારે છે તે રીતે સર્વ ત્યાગ શ્રમરૂપી) દુર્ગનેજ પરિપૂર્ણ નથી હોતાં; પણ કોઇમાં એક તો કે ક્રિયાઓરૂપ જેમ

સંપૂર્ણ જ ખામી હોય છે, સ્ત્રી ત્યજે પણ કામ તજાયો ન હોય; ધામ ત્યજે પણ લોભ તજાયો ન હોય. એ પર એક કથા છે, તે સાંભળ.”

“રાજા! કોઈ એક નગરમાં એક રાજપુત્ર અને પ્રધાનપુત્ર બે યુવાન્ મિત્ર હતા. તેઓ વિદ્વાન્ અને સુલક્ષણા હોવા છતાં સ્વભાવે કંઈક વિનોદી પણ હતા. તેમને કોઈ કોઈવાર નગર પાસેના રમ્ય વન ઉપવનમાં ફરવાની ટેવ હતી. એકવાર તેઓ બંને અશ્વારૂઢ થઈ ફરવા નિકળ્યા; અને સુંદર પુષ્પવાટિકાઓ અને આરામોમાં ફરતા ફરતા ઉપવનને વટાવીને કંઈક આગળ નિકળી ગયા. ત્યાં માર્ગમાં એક નાનો અછાયી આશ્રમ દૃષ્ટિએ પડ્યો. તેમાં એક ત્યાગી પુરુષ બેઠેલો હતો; તેણે મૃગચર્મનું આસન પાથર્યું હતું; અંગપર ચીર વસ્ત્રમાં માત્ર એક કૌપીન સિવાય બીજું એકે વસ્ત્ર નહોતું; માથે સુંદર જટા અને અંગોમાં વિભૂતિ ચોળેલી હતી; આગળ ધુણી ધખતી હતી. તે સિદ્ધાસનવાળી, નેત્ર મીંચી, બને હસ્તવડે જ્ઞાનમુદ્રા કરીને ધ્યાનસ્થની પેઠે બેઠેલો હતો. પાસે બીજું કોઈ ન હોતું, તેમ રહેવાને પર્ણકુટી પણ ન હોતી. પેલા બે મિત્રો તેની નજીકમાં ગયા ને તે જોગીની આવી નિઃસ્પૃહી ત્યાગવૃત્તિ જોઈ રાજપુત્ર પ્રસન્ન થયો. તે તેની બહુ પ્રશંસા કરવા લાગ્યો કે, “ધન્ય છે આ સાધુ યોગીને, કે જે સઘળી આશા તૃષ્ણા ત્યજી દઈ વિરાગ ધારણ કરી, ઈશ્વર ધ્યાનપરાયણ થઈ, ઉપર આભ ને નીચે ધરતીનો આશ્રય કરી રહેલો છે! અહો! એમને માયાની લેશ પણ સ્પૃહા નથી. ધન્ય છે!” એ સાંભળી પ્રધાનપુત્ર બોલ્યો; “હા, સાધુ છે તો વંદન કરવા યોગ્ય; પણ સંસારની એને કશી સ્પૃહા નથી ને સઘળી વાસના ત્યજી દઈને બેઠો છે, એવું આપ શા ઉપરથી કહો છો?” રાજપુત્ર બોલ્યો; “જો એમ ન હોય તો આવા નિર્જન સ્થાનમાં ને આવી અકિંચન અવસ્થામાં શા માટે રહે? જૂઓ, એમની પાસે વસ્ત્ર સરખુંએ નથી, તેમ રહેવાને સ્થાન પણ નથી.” પ્રધાનપુત્ર કહે છે. “એમ હોવાથી શું થયું? શું એવી રીતે સઘળી વસ્તુને ત્યજી દઈ અકિંચન થવાથી આત્મા પવિત્ર થતો હશે? વધારે તો શું, પણ છેવટે પોતાના શરીરનો સુદ્ધાં ત્યાગ કરે તોએ મન નિર્વાસનામય થયા વિના આત્મા શુદ્ધ ક્યાંથી થાય? મન જ સંસારરૂપી અવિદ્યાનું કારણભૂત છે. જો મનનો નાશ થાય તો જ સંસારની માયા–મોહ–મમતા–પ્રપંચનો નાશ થાય છે, અને મન વૃદ્ધિ પામે તો સર્વ વૃદ્ધિ પામે છે. ગીતા–ઉપનિષદ્ ભણે છે કેઃ–मन एव मनुष्याणां कारणं बंधमोक्षयोः મનુષ્યોને બંધનનું અને મોક્ષનું કારણ કેવળ મન જ

છે. માણુસ જેમ પશુને દોરડાથી બાંધી વશ રાખે છે, તેમ જ મન, દેહાદિક સઘળા વિષય-પ્રપંચમાં, રાગ-પ્રીતિ ઉપજાવી વશ રાખે છે, અને એ જ મન વિષયમાં વૈરાગ્ય ઉપજાવી, જીવને બંધનમુક્ત પણ કરે છે. આ યોગી દેખીતા વૈરાગ્યવાન્ અને ત્યાગવૃત્તિવાળા છે, પણ એમનું મન સંસારના વિષયોમાં બંધાયલું છે કે મુક્ત છે, તેની આપણે ચાલો પરીક્ષા કરી જોઈએ."

આવો વિચાર કરીને તે બન્ને જણા એ ત્યાગીની સમીપમાં જઈ મોટેથી પ્રણામ કરી ઉભા રહ્યા. પછી પ્રધાનપુત્ર બોલ્યો; "અહો પ્રિય મિત્ર, આ મહાત્મા-યોગીરાજ કેવા ધ્યાનમગ્ન છે!! શી એમની એકાગ્રતા! શો એમનો તીવ્ર વૈરાગ્ય! એમની પાસે કંઈ જ નથી જાણે એમને સંસારમાં કશી સ્પૃહા જ ન હોય તેમ કશું પાત્ર કે વસ્ત્ર પણ પાસે રાખ્યું નથી. આવા નિષ્કચન સાધુની જ સેવા કરવાનું મહાપુણ્ય છે. આવા પુરુષને જો કોઈ વસ્તુનું દાન કર્યું હોય તો તેનું સહસ્રગણું ફળ મળે છે. હું ધારું છું કે, તમારા ને મારા કિરીટો* પર અમૂલ્ય મણિનાં લટકણો છે; જેનું મૂલ્ય કોઈ સાધારણ રાજાથી પણ આપી શકાય તેમ નથી; વળી તેમાં અતિ મોટો ગુણ તો એ છે કે, તે લોઢાને પણ સોનું બનાવી દે છે; તેનું દાન આ સાધુને દીધું હોય, તો આપણો મનખા દેહ સફળ થાય! પણ આપણે તેમને એ કેવી રીતે આપીએ? એઓ તો દૃઢ સમાધિમાં છે, બંને હસ્તવડે મુદ્રા કરેલી છે, પાસે કશું વસ્ત્ર પણ નથી, કે જેથી તેને છેડે બંધાય; મણિ, એમનાં એમ ખુલ્લા તેમની આગળ મૂકીએ તો કોઈ લઈ જાય. હવે કેમ કરીએ?"

પેલા ત્યાગી મહાત્મા નેત્ર મીંચી આનંદે ભગવન્સ્મરણ કરતા હતા. તેમણે આ બે જણની સર્વ વાતચિત અથેતિ સાંભળી અતિ ઉત્કંઠાથી પોતાનું મ્હોં પહોળું કર્યું-એવું સૂચવવાને કે મણિ મૂકવાનુ સૌથી નિર્ભયસ્થાન આ છે!!

એમ મ્હોડું પહોળું થયલું જોઈ, તેના મર્મને સમજી ગયેલો પ્રધાનપુત્ર મનમાં હસી પડ્યો, અને સાનવડે રાજપુત્રને સમજાવ્યું કે, "જોઈ આ ત્યાગીની નિઃસ્પૃહતા? જોયું એનું નિર્લોભીપણું? કહો વારુ, અત્યારે એનો ત્યાગ ક્યાં જતો રહ્યો!" ઘણીવાર થઈ તોએ મણિની આશાથી મ્હોડું બંધ થયું નહિ, ત્યારે પ્રધાનપુત્રે પેલી ધૂણીમાંથી ચપટી રાખ લઈને મોટેથી કહ્યું; "રામજી લ્યો બહુ સારુ થયું; આ યોગીરાજના

* મુકટો.

રીતે ઉઘડી ગયેલા મુખમાં જ હું મણિ મૂકું છું." પછી
ાદલે પેલી રાખ તેમાં નાંખીને કહ્યું; "પણ અહોહો! આ
ાર! જુઓ તો ખરા! આ તો એકનું બીજું થઈ ગયું. મણિ
સ્મરૂપ થઈ ગયો! અહો! શી કર્મની ગતિ! પ્રારબ્ધ વિના
ું. આપણે ગમે તેટલું દ્રવ્ય આપવા ધારીએ, પરંતુ પ્રારબ્ધ
થી રહે? આ જોઇને તો મને ઘણો ખેદ થાય છે!" આટલું
કના પિતા વળી બોલ્યા કહો રાજા આવી રીતે મણિના બદ-
ાના મુખમાં ચપટી રાખ આવી પડેલી જાણી, એ ત્યાગીને
ા ખેદ થયો હશે વારુ? તેને તે જ વેળાએ પોતાની ત્યાગ
) દઇને દ્રવ્યના લોભરૂપી પાપના ભોક્તા થવાની આશ
આ ને ભારે શિક્ષા કરવા જેટલો ક્રોધ ચડ્યો હશે. પણ રાજપુત્ર
અહુ ..તુર હતો તે, પ્રધાનપુત્રના વચનના ઉત્તરમાં બોલ્યો; "નહિ
નહિ, પ્યારા મિત્ર! એમ નથી. એ તો એમના તપોબળનો જ કિંવા
એમના ઉગ્ર ત્યાગનો જ પ્રભાવ છે. એમના તીવ્ર તપરૂપ અગ્નિથી આવો
વજ્રરૂપ મણિ પણ આમ ભસ્મ થઈ ગયો, ત્યારે બીજી વસ્તુનો શો
આશરો! આવી જ રીતે એમનાં સઘળાં પાપ પણ બળીને ભસ્મ જ
થઈ ગયાં હશે? હવે એમને શી વાતની વાસના હોય? અને આપણું
આપેલું દ્રવ્ય તે બીચારું એમના પ્રભાવ આગળ શી ગણતિમાં!" આવી
રીતે મણિની આશાએ મુખમાં રાખ આવી પડવાથી મહાનિરાશ અને
ખિન્ન થઈ ગયેલા તે ત્યાગીના મનનુ એવાં વચનોથી જ સમાધાન કરી
તથા તેને તેના ત્યાગતપ માટે વિશેષ ઉત્સાહી કરીને, તે બંને મિત્રો
ત્યાંથી ચાલતા થયા. જેમ વેશ્યા સ્ત્રીને, જે ઈચ્છા થાય તે પ્રાપ્ત કરી
શકે છે, પણ સતી સ્ત્રી તો કોઈ જ પરણ્યો હોય છે; તેમ જ મ્હોડેથી
વિરાગી થવામાં–'અમને તો આ જગતનો કશો પણ ખપ નથી, પ્રારબ્ધ
વશ છીએ ને તે જેમ દોરવે છે તેમ દોરવાઈએ છીએ,' એવું બોલનારા
અનેકાનેક છે; પરંતુ પૂર્ણ આત્મારામ તો કોઈક જ વિરલો થઈ શકે
છે હે પ્રિયપુત્ર વામદેવ! અપૂર્ણ ત્યાગીને લોભ મોહાદિ શત્રુઓ દબાવે
છે: તો એવા ત્યાગ કરતાં શ્રેષ્ઠોએ સર્વથા સંસાર જ શ્રેષ્ઠ માન્યો છે,
તેથી તું હવે અમારા વૃદ્ધોના ઉપર કરુણા લાવીને ઘેર ચાલ. મારા કરતાં
તારી માતાની તારે વધારે કરુણા કરવા જેવું છે; કેમકે તે તો તારો
વિયોગ થયો ત્યારથી અન્ન જળ ત્યજીને બેઠી છે. માટે હે પુત્ર! હવે
વિલંબ થશે તો તારી માતાના પ્રાણ બચવાની પણ આશા નથી."

પિતાપુત્રની આ વાતચિત સાંભળી, મહારાજા વરેપ્સુ વિચાર કરવા લાગ્યો કે, 'અતિશય આગ્રહ કરીને જો કદાચ ઋષિ, ગુરુદેવને લઈ જશે, તો મારા હાથમાં અનાયાસે પ્રાપ્ત થયેલું સદ્ગુરુરત્ન હું ગુમાવી બેસીશ. માટે હરકોઈ પ્રકારે ગુરુદેવ અહીંયાંથી ન જવા પામે તો જ ઘણું સારુ, એવા વિચારથી રાજા વરેપ્સુ બંને પિતા પુત્ર પ્રત્યે હાથ જોડી નમન કરીને બોલ્યો; "હે ઋષિવર્ય ! હે સદ્ગુરુદેવ ! મન, વાણી તથા કાયાવડે કરીને હું સર્વથા આપનો દાસ છું; માટે મને ત્યજીને હવે આપનાથી કેમ જવાય ? હું આપને શરણે છું ને આપની કૃપાથી જ અપાર ભવયાતનામાંથી છૂટીને સર્વેશ્વર એવા અચ્યુત પરબ્રહ્મનાં પ્રત્યક્ષ દર્શન કરવા પામ્યો છું. મારુ તો સર્વસ્વ આપ જ છો; માટે હું હવે આપને અહીંથી જવા દેનાર નથી. આપના અત્ર પધારવાથી મારુ એકલાનું નહિ, પણ આ સંસારમંડળનું–આધિ વ્યાધિ અને ઉપાધિથી પીડિતજનનુ–સંસારસાગરમાં ડૂબતાનું–કલ્યાણ થયેલું છે; અને તે જ પ્રમાણે ચિરકાળ પર્યંત પ્રજાનું નિરંતર કલ્યાણ થતું જ રહે, એ માટેનો સુલભ માર્ગ આપની કનેથી જાણવા ઇચ્છું છું. ગુરુદેવ ! મેં જે ભગવતદર્શનનો અલભ્ય લાભ મેળવ્યો, તે માત્ર આપના પરમ અનુગ્રહથી જ મેળવ્યો છે; અને તે પણ વળી આ સ્થૂલ દેહ છોડીને બીજા દિવ્યદેહદ્વારાએ, ઇંદ્રાદિકનાં વિમાનારુઢ થઇને મેળવ્યો છે; પરંતુ એ પ્રમાણે એ વસ્તુ મનુષ્યમાત્રને કંઈ સુલભ નથી, માટે એક સાધારણમાં સાધારણ મનુષ્ય પણ જેવી રીતે એ પરમ પદને પહોંચી શકે, તેવો સર્વસાધ્ય* માર્ગ જો હોય તો તે મારે જેવાની ઇચ્છા છે એ માટે આપનાથી હવે મારો ત્યાગ કેમ થાય ? તેમ અતુલ ભાગ્યવંતાં માતુશ્રી, કે જેમની કૂખે આપ સરખા મહર્ષિરત્નને જન્મ આપ્યો છે, તેમનો પણ ત્યાગ કેમ થઈ શકે ? માટે હવે તો નિર્વિલંબે એટલી જ આજ્ઞા થવી જોઇએ, કે જેથી હું અતિશીઘ્રપણે માતુશ્રીને અહીં તેડાવી લઉં. માતુશ્રી અહીં પધારે એટલે સૌ વાતે નિઃસ્પૃહી થઈ, આપ આ સેવકના શિરછત્રરૂપે આનંદે અત્ર વિરાજો. આપ પિતાપુત્રના ઋષિધર્મને કોઈજાતની હાનિ ન થવા દેતાં, હું નિરંતર આપની પવિત્ર સેવામાં તત્પર રહીશ."

આવી રીતના વરેપ્સુ મહારાજાના અત્યાગ્રહથી વામદેવે તે વાત માન્ય કરી. રાત્રિ હતી, છતાં તે જ વેળાએ રાજાએ ઘણાક વેગવાળા અસ્વારોને એક સુંદર મ્યાના સાથે, ઋષિના ઘણે દૂર આવેલા આશ્રમ પ્રત્યે મોકલ્યા. ઋષિએ બતાવેલી નિશાની પ્રમાણે તેઓ ત્વરાથી ચાર

---

* સૌ સાધી શકે તેવો.

દિવસનો માર્ગ માત્ર એક દિવસમાં વટાવીને ઋષિના આશ્રમે જઈ પહોંચ્યા. ત્યાંથી વામદેવનાં માતુશ્રીને તેટલી જ ત્વરાથી તેડીને પાછા આવ્યા! ઘણાક દિવસથી પુત્રવિયોગને લીધે અન્નજળનો ત્યાગ કરીને જીવ ઉપર આવી બેઠેલી અને ક્ષણે ક્ષણે પુત્ર પુત્ર ઝંખતી, યોગમાયા સરખી ઋષિપત્નીનો અને બટુકનો જે વેળા મિલાપ થયો, તે વેળાનું વર્ણન કોણ કરી શકે? પુત્રને જોતાં જ પ્રેમના ઉમળકાથી તેનાં નેત્રમાંથી શ્રાવણ ભાદરવો વહેવા લાગ્યો, બન્ને પયોધરમાંથી પયધારાઓ છૂટવા લાગી; એકદમ દોડીને પુત્રને બાથમાં તાણી લઈ હૃદય સાથે ચાંપતાં જ, અંબા અચેત થઈ ગઈ! ઘણીકવારે શુદ્ધિમાં આવતાં પુત્રને ઉપરાઉપરી ચુંબન આલિંગન દેવા લાગી અને પોતાને આમ ટળવળાવવા માટે પ્રેમથી ઠપકો દેવા લાગી. એ જોઈ મહાત્મા બટુકે પણ સંપૂર્ણ માતૃપ્રેમ દર્શાવી, તેના મનને સંતુષ્ટ કર્યું. તે ટાંણે સઘળે જયજયકાર થઈ રહ્યો.





# ચતુર્દશ બિન્દુ

## હરિ ભજવાનો અવસર ક્યારે ?

वीणाया रूपसौंदर्यं तन्त्रीवादनसौष्ठवम् ।
प्रजारंजनमात्रं तन्न साम्राज्याय कल्पते ॥
वाग्वैखरी शब्दझरी शास्त्रव्याख्यानकौशलम् ।
वैदुष्यं विदुषां तद्वद्भुक्तये न तु मुक्तये ॥

અર્થ—વીણાના રૂપ સૌંદર્યથી તેમ જ તંત્રીના વાદનકર્મના સૌષ્ઠવથી, કેવળ પ્રજા રંજન થાય છે, પરંતુ તેથી કંઈ સામ્રાજ્ય પ્રાપ્ત થતુ નથી. તેની પેઠે શબ્દોને ઝરનારી વૈખરી વાણી, શાસ્ત્રોના વ્યાખ્યાનની કુશળતા તથા વિદ્વાનોની વિદ્વત્તાની ભોગપ્રદ થઈ પડે છે, પરતુ મુક્તિપ્રદ થતી નથી.

પુનઃ રાત્રિ થઈ. શયનસ્થાનમાં બટુકની આગળ પાછી સભા ભરાઈ. ચંદ્રનો ઉદય થતાં જ ચકોર પક્ષીઓ જેમ સઘળો વ્યવહાર ત્યજી દઈ, ચંદ્રના અમૃતરસનું પાન કરવા માંડે છે, તેમ સર્વજનો મહાત્મા બટુકના અદ્ભુત સ્વરૂપ તથા કલ્યાણ કરનારાં વચનામૃતનું પાન કરવાને વારંવાર તેમની આસપાસ વિંટાઇને બેસતા હતા, જેથી તે મહાત્માને ક્ષણભર નિદ્રા લેવાનો અવકાશ પણ મળતો નહોતો. નિત્યના નિયમ પ્રમાણે આજે પણ લોકો તેમની પાસે આવીને બેઠા. એ સમયે તે તેજસ્વી બાળ મહાત્મા પોતાની પૂજ્ય માતુશ્રીનાં ચરણ તળાંસતા અનેક મધુર વચનોથી તેમને રંજન કરતા હતા. મહારાજા વરેપ્સુ બટુકના પિતાનાં ચરણ ચાંપતો હતો. ઉપવાસાદિકથી શિથિલ થયેલાં માતુશ્રી થોડીકવારમાં નિદ્રાવશ થઈ ગયાં, ત્યારે બટુકને તેમની સેવામાંથી વિરામ પામેલા જોઈ, એક જિજ્ઞાસુએ તેમને કંઇક પ્રશ્ન કરવાનો વિચાર કર્યો. પણ તે જેવો હાથ જોડીને પોતાના પ્રશ્ન માટે વિનતિ કરવા જાય છે, તેવો જ રાજા વચ્ચે બોલી ઉઠ્યો; "હે જિજ્ઞાસુ જીવો ! હું તમારા બોલવાની આડે આવું છું, માટે મને ક્ષમા કરશો. મારે કહેવાનું એટલું જ છે કે, ગુરુ મહા-

રાજને આપણે વારંવાર બહુ જ પરિશ્રમ આપ્યો છેઃ ક્ષણભર પણ તેઓને વિશ્રાંતિ લેવા દીધી નથી. માટે આજે સુખેથી એમને નિદ્રા લેવા દો !" એ સાંભળી બટુક વામદેવજી બોલ્યા; "રાજા, મને કોઈ વાતનો પરિશ્રમ નથી. જેની જે નિત્યચર્ચા હોય છે, તેમાં તેને પરિશ્રમ હોતો નથી. જળનો સ્વભાવ જ વહન કરવાનો હોવાથી તે રાત્રિ દિવસ વહ્યા જ કરે, તેમાં તેને પરિશ્રમ શાનો ? તેવી જ રીતે ભગવચ્ચર્ચા કરવી, એ આ દેહનું સ્વાભાવિક કર્મ હોવાથી તેમાં મને પરિશ્રમ શો ? મારુ તો કર્તવ્ય એ જ છે કે, દેહને નિરંતર ઈશ્વરચર્ચારૂપ પરમાર્થમાં લગાડવો. વળી સર્વ મનુષ્યપ્રાણીનું પણ કર્તવ્ય એ જ છે કે, સર્વ કાર્ય ત્યજીને ભગવત્સ્મરણાદિ કાર્ય પહેલે કરવું. મહાપુરુષોએ કહેલું છે કે:-

शतं विहाय दातव्यं सहस्रं स्नानमाचरेत् ।
लक्षं विहाय भोक्तव्यं कोटिं त्यक्त्वा हरिं स्मरेत् ॥

સો કામ મૂકીને પણ દાન કરવાનો પ્રસંગ આવે, તે વેળા દાન કરવું; સમય થાય ત્યારે હજાર કામ પડતાં મૂકીને સ્નાન કરવું; વળી ક્ષુધા લાગે ત્યારે લાખ કામ મૂકી દઈને જમવું; અને ભગવાનનું સ્મરણ તો કરોડ કામ પણ પડતાં મૂકીને કરી લેવું; કેમકે આ ક્ષણભંગુર દેહનો કિંચિત્ પણ ભરોંસો નથી. કોણ જાણે છે કે, કાલે-અરે ! ઘડી પછી-શું થશે ? આપણને આપણા દેહનો, સ્થિતિનો કે આયુષ્યનો જો ક્ષણભરનો પણ ભરોંસો હોય, અને આપણે કોઈ વાતે પરતન્ત્ર ન છતાં સર્વ રીતે સ્વતન્ત્ર હોઈએ, મન ઇચ્છાનુરૂપ કાર્ય કરી શકવામાં કદી ચૂકતું ન જ હોય, તો કદાચ એવી ધારણા રાખી શકીએ, કે આપણું ફલાણું ફલાણું કાર્ય છે, તે અમુક સમય સૂધીમાં કરી લઇને, પછી નિરાતે ભગવત્સ્મરણ કરીશુ. પણ આપણને ક્ષણવારનો તો ભરોસો નથી, આપણે કોઈ વાતે સ્વતન્ત્ર નથી, અમુક સમય સૂધી સંસારમાં ટકી શકવાને તો શું, પણ ભક્ષણ કરીને પેટમાં ઉતારેલું અન્ન કે જળ પચાવી શકવાને પણ આપણે સ્વતન્ત્ર નથી, છતાં એવી પરતન્ત્ર સ્થિતિમા રહેલા આપણે નવરાશ આવતાં સૂધીને માટે ભગવત્સ્મરણ કરવું મુલતવી રાખીએ, એ કેવી મૂર્ખતા ગણાય ? આ મનુષ્યદેહ તો માત્ર ભગવત્પ્રાપ્તિ અર્થે જ નિર્માણ થયેલો છે તેટલા માટે જ બીજા સર્વ દેહો (ચોરાશી લાખ જીવદેહો) કરતાં મનુષ્યદેહને શ્રેષ્ઠ કહ્યો છે. વળી એ દેહ (મનુષ્યદેહ) અપાર દુ:ખો અને પરિશ્રમોને અંતે ભગવત્કૃપાથી એક વાર પ્રાપ્ત થયેલો હોય છે, છતાં તેની યોગ્યતા ન જાણીને જે મનુષ્ય તેને

એળે ગુમાવી દે છે, તે અંતે પેલા અતિ ઉદ્યોગી વૈશ્યની પેઠે મોટા પસ્તાવામાં પડે છે!" એ સાંભળી રાજા બોલ્યો; 'તે કેવી રીતે મહારાજ!" ત્યારે વામદેવજીએ તેના ઉત્તરમાં નીચેનો ઇતિહાસ કહી સંભળાવ્યો.

"એક વેળા કોઇએક યોગી મહાત્મા ફરતા ફરતા એક નગરમાં જઈ ચઢ્યા. યોગી અનેક પ્રકારના હોય છે. જેને જે વસ્તુનો યોગ હોય, તેનો તે યોગી કહેવાય છે. જે યમ, નિયમ, આસનાદિક અષ્ટાંગ યોગવાળો હોય તે અષ્ટાંગયોગી; જે ધ્યાનપરાયણ હોય તે ધ્યાનયોગી, જે ભક્તિપરાયણ હોય તે ભક્તિયોગી ને જ્ઞાનપરાયણ હોય-જ્ઞાનપ્રાપ્તિદ્વારા પ્રભુનો સાક્ષાત્કાર જેને થયો હોય, તે જ્ઞાનયોગી. જેને માટે આ ઇતિહાસ હું કહું છું, તે મહાત્મા જ્ઞાનયોગી હતા. તે યદૃચ્છાથી સર્વત્ર વિચરતા અને ભવસાગરમાં બૂડતાં ને બૂડેલાં જનોને જ્ઞાનમાર્ગની ઉપદેશરૂપ નૌકામાં બેસાડી બેસાડીને તેનો ઉદ્ધાર કરતા હતા. તે એક સમયપર એક નગરમાં ગયા ત્યાં એક પવિત્ર મઠમાં તેમણે મુકામ કર્યો ને મધ્યાહ્ન થયલા હોવાથી ભિક્ષા કરવાને સારુ એક મોહોલ્લામાં ગયા. તે મોહોલ્લામાં એક ધનાઢ્ય વૈશ્ય રહેતો હતો. તેણે એ મહાત્માને જોતાં જ અતિ આદરવડે નમન કર્યું. ને પોતાના ઘરમાં અન્ન તૈયાર થયેલું હોવાથી, એ અતિથિરૂપ સત્પુરુષને જમવા બેસાડ્યા. રુચિ પ્રમાણે ભોજન કરીને ત્યાંથી વિદાય થતાં પૂર્વે, તે મહાત્માએ વિચાર કર્યો કે, 'આ વણિકના અન્નથી જે દેહ પોષાયો છે, તે દેહથી પોતાનો ધર્મ યથાર્થ પૂર્ણ કરી, ઋણમુક્ત થવું જોઇએ.' વરેપ્સુ, એવા મહાત્મા જનો જગતના કલ્યાણાર્થે અનેક ઉપાયો કરે છે ખરા; પરંતુ પોતે પોતાને સારુ બનતાં લગી કોઇના પણ ઉપકારમાં રહેતા નથી. માટે, આ વેળાએ પણ તેણે, તે શેઠને બદલો વાળી આપવાનો નિશ્ચય કર્યો. પછી શેઠની સમીપ જઈ કહ્યું; "હે વણિક્! પંચતત્ત્વના બંધાયલા આ દેહને અન્ન જમાડીને તે તૃપ્ત કર્યો છે, તે દેહ તારા હિતાહિતની બે વાત તને કહે છે, તે તું સાંભળીશ?" વણિક્ સમજતો જ હતો કે, યોગી-સંન્યાસી બીજું શું કહેવાના હતા? તેમને કહેવાનું ફરી ફરીને એજ હોય છે કે, સંસારની આસક્તિ મૂકી દો ને હરિને ભજો; પણ તે કંઈ અત્યારે બને? આટલો મોટો વેપાર કેમ મૂકાય? એ તો જ્યારે વખત આવશે ત્યારે થઈ રહેશે. મને મારા કામના ગુંચવાડામાં જમવાનો પણ ક્ષણભરનો અવકાશ નથી, તો હું હરિ ભજવા ક્યાંથી નવરો થાઉં? આવો વિચાર કરીને તેણે તે મહાત્માને ઉત્તર આપ્યું કે;

"યોગીરાજ! આપ કહેવા ઇચ્છો છો તે મેં જાણ્યું છે. તે મારા હિતની જ વાત હશે; પણ હમણાં તો હું બહુ કામમાં ગુંથાયો છું. વળી આપ કોઈ બીજી વેળા પધારીને મને કૃતાર્થ કરશો." મહા ઉદ્યોગી વૈશ્યનું એવું ઉત્તર સાંભળી, તે યોગી મહાત્મા હરિસ્મરણ કરતા કરતા ત્યાંથી વિદાય થયા.

આ વાતને કેટલાક દિવસ વહી ગયા, ત્યારે પુનઃ પેલા યોગીરાજ ફરતા ફરતા ત્યાં આવ્યા. તેમને જોઈ વણિકે ભોજન કરવાની વિનતિ કરી ત્યારે યોગીએ કહ્યું; "ભાઈ, ભોજન તો મેં જ્યાં મળ્યું ત્યાંથી કરી લીધું છે; પણ તેં આગળ મને કહ્યું હતું કે, "મહારાજ, કોઈ બીજે પ્રસંગે પધારજો; માટે હું આવ્યો છું તું આજે બે ઘડી સ્થિરચિત્ત કરીને ભગવત્સંબંધી બે શબ્દ સાંભળીશ ?" વણિક્ બોલ્યો; "શું કરું મહારાજ, આજે તો મને જરાએ અવકાશ નથી. આપ વળી કોઈ બીજી વેળા આવજો." યોગીરાજ 'અસ્તુ' કહીને પાછા ચાલતા થયા તે પુનઃ કેટલેક દિવસે તેના દ્વાર આગળ આવીને ઊભા રહ્યા. તેમને જોતાં જ વણિકે ઉત્તર દીધું કે; "યોગીરાજ! આજે તો જરા પણ અવકાશ નથી. આપ કાલે અથવા પરમ દહાડે પધારજો." મહારાજ ગયા, ને બે દિવસ રહીને પાછા આવ્યા ત્યારે વણિક્ બોલ્યો, "કૃપાનાથ! શું કરું? હજુ હું કામમાંથી છૂટ્યો નથી. આ જુઓ, દેશાવરોના આડતિયાઓની હુંડીઓ ચોમેરથી થોકની થોક એકઠી થઈ છે, તેનાં નાણાંની તજવીજ કરવી છે; તેમાં વળી આ ચાર પરોણા પણ આવ્યા છે, તેમની પણ સરભરા મારાથી બરોબર બની શકી નથી. બપોરના રાજદરબારમાં જવાનું છે; ને ત્યાં દેશની વ્યવસ્થા માટેના નિયમોમાં રાજાજીને કંઈ સલાહ આપવાની છે. નાણાંના સંબંધમાં એક સાહુકાર વાંકું બોલે છે, તેથી ન્યાયાધીશ સમીપ સર્વ વૃત્તાંત નિવેદન કરવાનો છે; વળી રાત્રિના સભામાં જવાનું છે, ને ત્યાં પડોસના રાજા તરફથી અમારા વેપારને હાનિ થાય છે, તેના વર્તમાન તે રાજાને નિવેદન કરવાના છે. આજે તો મહારાજ! બહુ કામમાં છું, માટે આપ કાલે પધારજો, કાલે અવશ્ય હું આપની વાત લક્ષ દઈને સાંભળીશ"

આ પ્રમાણે અનેકવાર આંટા ખાઈ ખાઈને પાછા ગયેલા છતાં જેને પરોપકાર અતિ પ્રિય છે એવા તે મહાત્માએ આવન જાવનને હિંડોળે ચઢ્યા છતાં, પોતાનું ધૈર્ય છોડ્યું નહિ તે જીવ ધર્મવૃત્તિવાળો હતો, તેથી યોગીને તેના કલ્યાણની ઇચ્છા થયા જ કરી. તેથી પાછા ઘણેક દિવસે તે યોગી તેને ત્યાં ગયા ત્યારે તે જીવે કહ્યું; "મહારાજ! આજે તો હું એક વેપારીના હિસાબમાં એવો ગુંચવાઈ ગયો છું કે, ક્ષણભર ચેહેન



# પંચદશ બિન્દુ

## પાવડે પગ ને બ્રહ્મ ઉપદેશ



विहाय कामान् यः सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहंकारः स शान्तिमधिगच्छति ॥ श्रीमद्भगवद्गीता

અર્થ—જે પુરુષ સર્વ કામનાઓનો ત્યાગ કરી, નિઃસ્પૃહ, મમતારહિત અને અહંકારરહિત થઇને વિચરે છે, તે શાંતિ મેળવે છે





એ વાર્તા સાંભળી પેલા પ્રશ્ન કરવા ઉઠેલા જીવનું તો આરંભમાં જ સમાધાન થઈ ગયું; પણ મહારાજા વરેપ્સુ, તે દૃષ્ટાંત પૂરું થતાં જ તેમાં શંકા કરી ઉઠયો. તે બે હાથ જોડી બોલ્યો; “કૃપાનાથ! એમ ક્ષણવારમાં એ વૈશ્યને કેવી રીતે ભગવદુપદેશ થયો ને તેટલામાં તેની કેવી રીતે સદ્ગતિ થઈ, તે મારા કળ્યામાં તો આવતું નથી; કેમકે જે વસ્તુની પ્રાપ્તિને માટે અસંખ્ય સાધનો કરતાં કરતાં જન્માંતરે પણ પ્રાણી થાકી જાય છે, તે વસ્તુ એવા સાંસારિક-માયાવશ જીવને સહજમા પ્રાપ્ત થઈ જાય, એ આશ્ચર્ય થવા જેવું છે.’ તે સાંભળી ગુરુ વામદેવજી બોલ્યા; “રાજા, એમાં આશ્ચર્ય થવા જેવું કાંઈ નથી. ઉપદેશ થતી વેળાની જે ક્ષણ, તેને ક્ષણ સમજવી નહિ. પૃથ્વીને વિષે બીજનું આરોપણ કરતાં ક્ષણવાર જ લાગે છે, પણ પરિણામે તે બીજનું જ્યારે મોટા વિસ્તારવાળું ફલિત વૃક્ષ થાય છે, ત્યારે તેના જોનારને ક્ષણની મહત્તા પ્રત્યક્ષ થાય છે. આમાં મૂળ મહત્તા કંઈ ક્ષણને માટે નથી, તાત્પર્ય જૂદું જ છે. જો કે ક્ષણ નહિ, પણ દિવસોના દિવસ સૂધી અતિ શ્રમ કરીને તેજ બીજ, ક્ષારવાળી ભૂમિમાં વા પાષાણમય પૃથ્વીમાં વાવ્યું હોય તો, તેનું પરિણામ કંઈ રસાળ પૃથ્વીમાં વાવ્યા જેવું આવે નહિ; તે બીજ તો વાવતાં જ નષ્ટ થઈ જાય, તેજ પ્રમાણે ઉપદેશમાત્ર બીજરૂપ જ છે; અને તે ઉપદેશરૂપ બીજને વાવતાં, ને ઉપદેશ કરતાં ક્ષણ જ જોઇએ છીએ,

કેમકે એ બીજ જો અધિકારીસ્થાનમાં, શુદ્ધ-શ્રદ્ધાળુ પવિત્ર અધિકારીના હૃદયરૂપ રસાળભૂમિમાં-વાવવામાં આવે તો, પરિણામે ભગવદ્‍ભક્તિરૂપ મોટું ફલિત વૃક્ષ થઈ જાય છે; અને તેના ભગવત્પ્રાપ્તિરૂપ અમર ફળોનો રસ પીને પ્રાણી અજરામર થઈ જાય છે. પણ રાજા ! ભગવત્કૃપાથી એવા બધા સંયોગો સાથે જ એકઠા થઈ જાય, ત્યારે જ તેવો પરિણામ આવે. જન્મ જન્માંતરનાં સુકૃત્યો, સંસારમાં વૈરાગ્ય, ઉન્નત ભાવના ને તે યોગવડે થયલું નિષ્પાપ શ્રદ્ધાળુ હૃદય, ને તેપર કોઈ મહાત્મા સદ્‍ગુરુનો ભગવદ્‍ઉપદેશ, આટલું મળે તો પછી પ્રાણીને તરી જતાં વિલંબ શો ? એમ તરી ગયેલાંઓનાં અનેક ઉદાહરણ પ્રસિદ્ધ છે.

પૂર્વે છાદિતબુદ્ધિ* નામે એક સમર્થ રાજા થઈ ગયો છે. તે મોટો પ્રતાપી હોવાથી રાજ્યભાર પોતાને સ્વાધીન થતાં જ પોતાની આસપાસનાં સર્વ રાજ્યોપર પોતાનો દાબ રાખવા યત્ન કરવા લાગ્યો. તે કેવળ યત્ન કરતો એટલું જ નહિ, પણ જે રાજ્યપર તે ચઢાઈ કરતો ત્યાંથી જય મેળવ્યા વિના પાછો ફરતો નહિ. એ સઘળાનું કારણ તેનું ઉદ્યોગીપણું હતું. સાધારણ રાજાની પેઠે તે કદી પણ અંતઃપુરમાં કે રાજમંદિરમાં બેસી ગપોડાં મારતો કે વિલાસમાં નિમગ્ન રહેતો નહિ. તે અને તેનો અશ્વ, તે અને તેના ધનુષ્ય બાણ, સાથેનાં સાથે જ રહેતાં. જ્યારે જોવામાં આવે ત્યારે તે સ્વારીમાં ફરતો અને સદા સાવધનો સાવધ રહેતો. ફરવું ને તપાસવું; લઢવું ને જિતવું; ઘેરવું ને સ્વાધીન લેવું; એ જ તેનું નિત્યનું કર્તવ્ય હતું, એની રાજગાદીનું સિંહાસન તે એના ચપલ અશ્વની પીઠ હતી. પોતાનાં સંધ્યાવંદનાદિ નિત્યકૃત્ય કરી ભોજન કરવું, ને અવશ્ય જેવું હોય તે જ રાજકાજ સંભાળી જોવું, એટલો જ સમય તે અશ્વપરથી નીચે ઉતરતો. તેના આવા સ્વભાવથી સઘળો પ્રકૃતિવર્ગ પણ પોતપોતાના કામમાં પૂર્ણ સાવધ રહેતો; તથા રાજધાનીના તેમ જ માંડલિક રાજ્યના નાના મોટા સર્વ અધિકારીઓ પણ પોતાના કામમા સાવધ રહેતા હતા; તેઓના મનને નિરંતર ભય રહેતો કે, કોણ જાણે કયી વેળાએ રાજા આવીને સન્મુખ ઉભો રહેશે. તાત્પર્ય એ જ કે સ્મરણગામીની પેઠે જ્યારે જોઇએ ત્યારે, ને જ્યાં જોઇએ ત્યાં, એ રાજા જાણે આવીને ઉભો જ છે. એ પ્રમાણે નિરંતર અશ્વારૂઢ થઈ તે ફર્યાં કરતો હતો. એના શરીરને જેમ કશો અવકાશ નહિ, તેમ એના

* ઢાંકેલી બુદ્ધિવાળો, અર્થાત્ શુદ્ધ બુદ્ધિવાળો છતાં આપશ્ચિત્ માયાના આવરણથી ઢાંકેલી બુદ્ધિ સરખો.

મનને જરાએ સ્થિર રહેવાનો અવકાશ મળતો નહતો. અમુક પ્રાંતની ખંડણી બાકી છે, ફલાણા પ્રાંતના લોકોપર શક્તિ કરતાં વધારે કરનો બોજો છે, અમુક ઠેકાણે પ્રજાને ચોરોનો ઉપદ્રવ થવા લાગ્યો છે, ફલાણી સરહદ ઉપર રાજ્યના છૂપા શત્રુઓ પ્રગટ થવા માંડ્યા છે. અમુક સ્થળે અન્ન પાકયું નહિ હોવાથી પ્રજા દુષ્કાળના પંજામાં પીડાય છે; ઇત્યાદિ અનેક વિષયો ને સ્થળોપર તેનું મન સદા ફરતું ને મથન કર્યા કરતું હતું.

રાજાની આવી સ્થિતિ જોઈ, તેના તનના ને મનના, ને સાથે આત્માના આરોગ્ય માટે, રાણીને મોટી ચિંતા રહેતી હતી. રાજા આટલો બધો વ્યાવસાયી છતાં, પોતાનાં સર્વ કાર્યોમાં નિયમિત હતો, માટે બનતાં સૂધી તેના શરીરને કશી વ્યથા બાધ કરી શકે તેમ નહોતું; તોપણ અતિવ્યવસાય, એજ મનુષ્યને કોઈ વેળા અનિયમિત કરી નાંખે છે, ને તેથી મનુષ્ય મોટા વ્યાધિમાં આવી પડે છે. એટલુંજ નહિ, પરંતુ અતિવ્યવસાયને લીધે મનની પવિત્રતાનો પણ નાશ થાય છે, અને મનની પવિત્રતા જતાં આત્માની ઉન્નતિ પણ દૂર થઈ જાય છે આટલા માટે તેની રાણી, જે ધર્મશીલ, બ્રહ્મજ્ઞાનની જાણનારી, ચતુર અને પતિવ્રતા હતી, તે તેનાં નિરંતર ભમતાં તનમનને કોઈ પણ રીતે સ્થિર અને વિશ્રામ લેનારાં કરવાને ઇચ્છતી હતી.

એકવાર તે રાણીને કોઈ પર્વણીને દિવસે દેવતાદિકનાં દર્શનને અર્થે ઉપવનમાં જવું પડ્યું. સાથે ઘણાંક દાસદાસી તથા રસાલો હતો. ઉપવનમાંનાં અનેક રમ્ય સ્થળો, દેવસ્થાનો તથા સુંદર વાટિકાઓનું અવલોકન કરતાં કરતાં, એક રમણીય આશ્રમ દૃષ્ટિગોચર થયો, તેમાં એક મહાપુરુષનો નિવાસ હતો. તીર્થાદિક સ્થળે જવાનો ગર્ભિત હેતુ એ જ છે કે, ત્યાં જવાથી અનાયાસે એવા કોઈ મહાત્મા પુરુષનાં દર્શનનો લાભ મળે: સંતને શોધતી રાણી આશ્રમમાં ગઈ. ત્યાં એક સત્પુરુષ આનંદે બેઠા બેઠા હરિસ્મરણ કરતા હતા. રાણીએ જઈ પ્રેમથી તેમને વંદન કર્યું, ને પોતાનું નામ જણાવ્યું. સંતે તેને આશીર્વાદ દઇને, તેની, રાજાની તથા પ્રકૃતિમંડળની કુશળતા પૂછી. રાણીએ જણાવ્યું; "હે મુનિવર! આપના આશીર્વાદથી સર્વત્ર આનંદ પ્રવર્તે છે; પરંતુ તેમાંથી કોઈ વેળા અકસ્માત્ મોટો શોક પ્રગટ થઈ જવાની મને મોટી ચિન્તા રહે છે. મમ નાથ પૃથ્વીપાલને કશા પણ વિશ્રામ વગર, નિરંતર–રાત્રિ દિવસ–રાજકાર્યના ભારી વ્યવસાયનું મથન કર્યા કરવાનું ચેટક લાગ્યું છે. પ્રયત્ન તો સ્તુતિપાત્ર છે; ને અત્યારે સર્વત્ર આ રાજ્ય કેવળ સુખી અને

નિષ્કંટક મનાય છે, તે અતિ પરિશ્રમનુંજ ફળ છે; પરંતુ મહારાજ! નીતિવચન છે કે, 'અતિ સર્વત્ર વર્જયેત્,' તે અસત્ય નથી. મારા સ્વામીનાથે આજ લગીમાં નિરાંતે નિદ્રા કે નિરાંતે ભોજન, એક પણ દિવસે કર્યું નથી, તો આત્મશોધનનું લક્ષ તો તેઓને હોય જ ક્યાંથી? જો એમ સતત ચાલ્યું રહેશે તો પરિણામે એમની સુખાકારીને મોટો ધક્કો લાગવાનો સંભવ છે અને પરલોક તો નિશ્ચય બગડશે જ અને અનેક સુકૃતવડે પ્રાપ્ત થયેલો આ મનુષ્યદેહ એળે ચાલ્યો જશે. આ સંબધે હું અને પ્રધાનાદિ પ્રકૃતિમંડળે તેમને અનેકવાર વિનતિ કરવા યત્ન કર્યો; પણ તે અમારું કોઈનું જરાએ સાંભળતા નથી. માટે હે મુનિદેવ! એ વાતનો આપ જો કંઈ ઉપાય કરો, તો હું એકલી જ નહિ, પણ રાજાપ્રજાદિક અમે સર્વ તમારા ઉપકૃત થઈશું"

રાણીની પ્રાર્થના સાંભળી, તે મહાત્મા પુરુષે કહ્યું: "હે રાજપત્ની! તારા મનમાં ઉભી થયેલી રાજાના આરોગ્ય સંબંધીની કાળજી ખોટી નથી. તેના એવા અતિવ્યવસાયીપણાથી તેને પરલોકપતનનો બીજો મોટો અનર્થ પ્રાપ્ત થાય, એ પણ સત્ય છે. પ્રત્યેક મનુષ્ય પ્રાણીનું કર્તવ્ય એ જ છે કે તેણે પોતાના મનુષ્યજન્મનો લાભ લઈને યથાશક્તિ પરમાર્થ સાધન કરવું. આ સાધન, મનુષ્ય વિના બીજા કોઈ દેહથી થવું અત્યંત અશક્ય જ છે, માટે તે સાધન કરવાને જ ઈશ્વર, પ્રાણીપ્રતિ દયા કરીને મનુષ્યદેહ આપે છે. એવી પરમ કૃપાએ મળેલો મનુષ્યદેહરૂપ અમૂલ્ય લાભ, માત્ર એકલા સંસારકાર્યમાં જ ખોઈ દેવાથી, હાથમાં આવેલા અમૃતને પીવાના આળસથી, રાખમાં નાંખી દીધા જેવું થાય. રાજા પોતાના રાજ્ય રક્ષણ સારુ નિરંતર પરિશ્રમ કરે છે, એ તેનો ધર્મ જ છે; અને ક્ષત્રિય થઈ, જે ક્ષાત્રધર્મનો ત્યાગ કરે, તે પોતાનો ધર્મ ત્યજવાથી પણ પાછો પડે છે, ને એ રીતે પરધર્મનું સેવન કરનારો અંતે પતિત થાય છે, પરંતુ સંસારકાર્ય સાથે પોતાના આત્મકલ્યાણનો પણ તેણે પરિશ્રમ કરવો આવશ્યક છે. હે રાજબાળા! તું ચિંતા કરીશ મા, પ્રભુની ઈચ્છા પ્રમાણે સર્વ થશે. હું પોતે તારે ત્યાં કોઈ સમયે આવીશ ને બને તેટલો ઉપદેશ કરીને રાજાનો માનસિક શ્રમ ઓછો કરાવીશ." મુનિનાં આ રીતનાં વચન સાંભળી રાણી ઉભી થઈ, ને તેમની આજ્ઞા લઈ, વંદન કરીને ત્યાંથી નગરમાં ચાલી ગઈ.

એક દિવસે મહારાજા છાદિતબુદ્ધિ પોતાનું સ્નાનસંધ્યાદિક નિત્ય

ઠર્મ આટપી લઇને અંતઃપુરમાં, રાણીના મંદિર વિશે ભોજન કરતો હતો; એટલામાં એક ચાર આવ્યો. તેણે બહાર ઊભા રહી, દાસીની સાથે કેટલાક સાંકેતિક શબ્દો અંદર કહાવી મોકલ્યા. એમાં દાસી કિંવા રાણી ઇત્યાદિ કોઇને પણ સમજણ પડી નહિં; પણ રાજા સઘળું સમજી ગયો. તત્કાલ ભોજન કર્યું ન કર્યું કરતો કે મુખપ્રક્ષાલન કરી, રાજા ઝડપભેર ઉઠયો. રાણી ઘણુંય વાનાં કરતી જ રહી કે; "કૃપાનાથ! એમ અન્ન ઉપરથી અર્ધ ભૂખ્યા ન ઉઠાય, એ તો અન્નનો તિરસ્કાર કર્યો કહેવાય," ઇત્યાદિ વચન કહ્યાં. પણ રાજાએ કોઇનું કંઈ ન માનતાં, તુરત પોશાક સજી લીધો, ને દેવડીપર અશ્વ તૈયાર રાખવાને સેવકને કહાવી મોકલ્યું તાંબૂલ મુખવાસ લીધો ન લીધો કરીને, ઝટ્ટ કમ્મર કસી લીધી; ધનુષ્ય, બાણ, ખડ્ગ, હસ્તચર્મ આદિ આયુધો બાંધી લીધાં, ને "જય શ્રીહરિ," એ મંગલ શબ્દ બોલતાંની સાથે જ ત્યાંથી તુરત બહાર નિકળી પડ્યો, અને જોતજોતામાં પોતે પોતાના મંત્રસ્થાન વિષે આવીને બેઠો! પોતાના સર્વ નાના મોટા મંત્રીઓ ત્યાં વિદ્યમાન હતા, તેઓ સાથે મંત્ર એવો સિદ્ધ થયો કે, "આજ રાત્રિએ સેના સઘળી તૈયાર રાખવી, અને ચારની સાથે હું આજ્ઞા મોકલું કે, તુરત તમારે શત્રુપર ચઢી આવવું. શત્રુ બળવાન્ છે, પણ વિદેશનો - દૂર દેશનો હોવાથી અજાણ્યો છે. તેને એકદમ દબાવી દેવાથી તેનું કંઈ પણ ચાલશે નહિ અત્યારે હું એકલો જ જાઉં છું, ને ગુપ્ત રીતે આપણા નિરીક્ષણ દુર્ગપર ચઢીને, તેનાં સૈન્યાદિકની સઘળી વ્યવસ્થા પ્રત્યક્ષ જોઈ વળું છું, કે જેથી તેનું બળ કેટલું છે, તે જાણ્યામા આવે."

થયું રાજા ઊભો થયો. સભા વિસર્જન થઈ. રાજા ત્યાંથી નિકળી તરત રાજવાડાના ચોકમાં આવ્યો. દેવડી આગળ તેનો ચપળ અશ્વ સજ્જ જઇને ઉભો હતો, તે પોતાના સ્વારને છેટેથી જોતાં જ હણહણવા લાગ્યો. તેની પછવાડે બીજા પણ પચાસેક સ્વારો રાજાની સાથે જવાને તૈયાર થઈ ઉભેલા હતા. દેવડી રાજ્યમન્દિરના મહાદ્વારને મોઢેજ હતી. યુવાન્ હસ્તીના સરખી ત્વરાથી ચાલતો રાજા, પોતાના અશ્વની લગભગ આવી પહોંચ્યો. તેટલામાં, મહાદ્વારને વિષે કોઈ તેજસ્વી યોગી પુરુષને તેણે પ્રવેશ કરતો જોયો. તેમણે કટિએ વ્યાઘ્રચર્મ પહેરેલું હતું, મસ્તકે જટામુકુટ, સર્વાંગે ભસ્મ, કંઠે રુદ્રાક્ષમાળા, હાથમાં દંડ ને કમંડલુ અને મુખમા, "નારાયણ," એવું નામ ધારણ કરેલું હતું. અગ્નિમા તપાવેલું સુવર્ણ, આછી આછી ભસ્મથી ઢંકાયલું હોય, તેના સરખી એ યોગીની

કાંતિ જોઈ, સ્વાભાવિક રીતે જ રાજાની દૃષ્ટિ, વિનીતભાવથી તેના ભણી આકર્ષાઈ; ને પોતે સપાટાબંધ ચાલ્યો આવતો હતો, તે કિંચિત્ ધીમો પડી ગયો. તે પોતાના અશ્વની પાસે આવી પહોંચ્યો, ત્યારે યોગીરાજ પણ ત્યાં આવી પહોંચ્યા, એટલે રાજાએ નીચા વળી તેમને પ્રણામ કર્યા; ને અશ્વપર સ્વારી કરવાની ઉતાવળ છતાં, હાથ જોડી વિનતિ કરી કે; "હે મુનિવર! આપના પધારવાથી હું કૃતાર્થ થયો, મારું મંદિર પાવન થયું. આજે આપે શા અર્થે આ ભૂમિ પવિત્ર કીધી છે? જે આજ્ઞા હોય તે કહો." યોગીની સાથે આટલી વાતચિત કરી ખરી, પણ રાજાનું ચિત્ત તો પોતાના કાર્યમાં હતું, માટે પોતાના પ્રશ્નનું ઉત્તર મળતાં પૂર્વે જ, તેણે એક હાથ અશ્વની પીઠપર મૂકીને પગ પેંગડા (પા'વડા)માં ભરાવ્યો, ને વિલંબ માત્ર છલંગ મારી અશ્વપર ચઢી બેસે, એટલો જ હતો. તેનો જીવ એટલો ઉતાવળો થઈ રહ્યો હતો કે, જે એક ક્ષણ જતી હતી, તે તેને પ્રહર સમાન લાગતી હતી. પણ ગમે તેવું આવશ્યક કાર્ય છતાં, આવા મહાત્માની આગળથી, તેમની અવગણના કરી, આજ્ઞા વગર ચાલ્યા જવું, એ તેમનું અપમાન કર્યા સરખું થાય, માટે તે પોતાના મનોવેગને મહાકષ્ટે દબાવીને ઉભો રહ્યો છે, એવામાં યોગીરાજ બોલ્યા; "રાજા! મારે તો કંઇ જ ઇચ્છા નથી; પણ હું ઘણા કાળથી તારી રાજ્યભૂમિમાં રહું છું, તેથી તારાપર કંઇક ઉપકાર થવો અવશ્યનો છે એમ જાણીને, અત્ર આવ્યો છું; જેથી તારું કલ્યાણ થાય ને પરિણામે તું અનંત સુખનો ભોક્તા થાય, એવા સત્ય શુદ્ધ માર્ગનો હું તને ઉપદેશ કરવા ઇચ્છું છું." એ સાંભળી રાજા બોલ્યો; "કૃપાનાથ! આપ મારું કલ્યાણ ઇચ્છો છો, એ પરમ હર્ષની વાત છે; ને તેવો ઉપદેશ શ્રવણ કરવાને હું તત્પર જ છું; પરન્તુ આપ જાણતા જ હશો કે, મારું રાજ્યકાજ સઘળું હું જાતે જ તપાસતો હોવાથી, મને ક્ષણભરનો પણ અવકાશ મળી શકતો નથી. તેમાં આજ તો વળી હું એવા ઉતાવળના કાર્યમાં ગુંથાયો છું, કે તેમાં જો મને વિલંબ થાય તો ક્ષણવારમાં આખા રાજ્યને મોટી હાનિ પહોંચવાનો સંભવ છે, તેથી અહુણાં તો આપના ઉપદેશને સારુ કોઈ ખાસ સમય મળી શકે તેવું નથી. હું સારી પેઠે જાણું છું કે, આપ જેવા મહાત્મા મમપર કૃપા કરવા પધાર્યા ને એ ઘેર આવેલી ગંગાનો લાભ સદ્ય ન લઈ લીધો તો પુનઃ તેવો પ્રસંગ મળવો દુર્લભ જ છે, પણ કરું શું? હું દીન છું, છતાં આપને મારા કલ્યાણાર્થે જે કંઈ કહેવાનું હોય, તે ઝટ-પટ આ એક ક્ષણમાં કહેવાય તેમ હોય તો કહો."

અહીં સૂધી કહીને પાછા બટુક વામદેવજી બોલ્યા; "વરેપ્સુ! આ યોગીરાજ કોણ હતા તેમને તેં ઓળખ્યા? છાદિતબુદ્ધિની રાણીને પેલા ઉપવનમાં મળ્યા હતા તે જ એ મુનિ! રાણીના નિવેદન કરવાથી, રાજાની સઘળી સ્થિતિ તે સારી રીતે જાણતા હોવાથી, રાજાની ઉપલી વિનતિ તેમણે લક્ષમાં લઇને, તુરત તે જ પ્રમાણે કર્યું. તે બોલ્યા; "સત્ય છે રાજા, તારુ કલ્યાણ થાઓ; તું સાવધાન થા, એક ચિત્ત થા, ને હું કહું તે શ્રવણ કરી સુખેથી તારા કાર્યાર્થે ચાલ્યો જા. આ મેં ઝટપટ, એક ક્ષણમાં કહ્યું, સાંભળ." રાજાએ હાથ જોડ્યા, અને પગ પેગડામાં છતાં જ, નીચા વળી, કાન, યોગીના મુખ આગળ ધર્યો. ત્યારે યોગીરાજ ધીમેથી, બીજું કોઈ ન સાંભળે તેમ, તેના કાનમાં "तत्त्वमसि" એટલા જ અક્ષરો ઉપદેશીને કોરે ખસી ગયા; અને બોલ્યા; "વત્સ! જા, હવે એ મંત્રનું સ્મરણ અને મનન કરતો સુખેથી તારું કાર્ય સાધજે!" ઉપદેશ થઈ ચૂક્યો. વેદનું વાક્ય–મહાત્માનો ઉપદેશ એટલો જ હોય. તત્ક્ષણે રાજા તેમને વંદન કરી અશ્વારૂઢ થઇને ચાલતો થયો; ને ચાલતાં ચાલતાં અધિકારીઓને એ યોગીરાજની પરિપૂર્ણ સંભાવના કરવાની આજ્ઞા કરતો ગયો. પેલા પચાસ સ્વારો પણ ચડપો ચડપ તેની પાછળ ઉપડી ગયા

રાજા યોગી પાસેથી નિકળી જોસભેર ઉપડ્યો, ને થોડા સમયમાં ઘણે દૂર નિકળી ગયો. માર્ગમાં એક મોટું વન આવ્યું; તેને વટાવીને પેલીમેર જવાનું હતું. દિવસો ઉષ્ણકાળના હતા, સૂર્યનારાયણ માથે આવેલો હતો, તાપ એટલો બધો અસહ્ય હતો કે, પરસેવાથી સ્વાર અને ઘોડા તમામ ભીંજાઈ ગયા. તૃષા પણ સૌને પુષ્કળ લાગી, ને સૌની ઇચ્છા એવી થઈ કે, ક્ષણભર ક્યાંક વિશ્રાંતિ લેવાય તો ઠીક! આવી વૃત્તિ જાણી રાજાએ એક સારી વૃક્ષઘટા નીચે અશ્વને ઊભો રાખ્યો. સૌ ઉતરી પડ્યા જળ પીધાં ને શાંત થયા. રાજા પણ એક આંબાના થડને અઢેલીને જરા આડો થયા સરખો બેઠો; ને શત્રુ ઘણો બળવાન્ છે, તેને કેવી રીતે બાળી શકાશે, તે માટે ચિન્તા કરવા લાગ્યો. શ્રમિત થયેલો હોવાથી સહજમાં તેની આંખ મીંચાઈ ગઈ અને થોડીવારમાં તેને સ્વપ્ન સરખો કંઇક આભાસ થયો. જાણે કોઈ તેનો જાણીતો દૂત, શ્વાસભેર દોડ્યો દોડ્યો આવીને, તે રાજાસે આવી પડેલા શત્રુ રાજા સંબંધી મોટું ભય પ્રદર્શિત કરવા લાગ્યો, ને કદી પોતાના આખા જન્મારામાં નહિ થયેલો એવો મોટો પરાજય થવાનું ભવિષ્ય સૂચવવા લાગ્યો. તે વૃત્તાંત સાંભળી રાજા બહુ

બહુ ગભરાયો, ને મનમાં અતિશય ખેદ કરવા લાગ્યો કે, "અરે, મારે માથે શત્રુ એવું નામ પણ નહોતું, તેમાં આજે આ શો બનાવ! હવે મારે કેમ કરવું, ને ક્યાં જવું? તેને ને મારે શત્રુતા શાની? મારો શત્રુ કોણ?" આવો ખેદ કરે છે, તેટલામાં એને જાણે ભણકારાની પેઠે માત્ર એટલું જ ઉત્તર મળ્યું કે, "तत्त्वमसि–તે તું જ છે!" એટલામાં તેનો અશ્વ હણહણ્યો. તે શબ્દ સાંભળતાંની સાથે જ રાજાની આંખ ઉઘડી ગઈ ને સ્વપ્નમાં થયેલા આભાસ સંબંધી આશ્ચર્ય સહિત તે વિચાર કરવા લાગ્યો કે; "અરે! આ મેં શું સાંભળ્યું? तत्त्वमसि! એ શબ્દ રાજમંદિરમાંથી નિકળતાં પેલા યોગીરાજે મને કહ્યો હતો, તે જ અહીં મને પાછો કોણે કહ્યો? એમાં શું તાત્પર્ય છે? એનો અર્થ તો સ્પષ્ટ છે. तत्–त्वम्–असि, તે–તું–છે. આમાં મારે શું સમજવું? સ્વપ્નમાં શત્રુના ભયથી હું ચિન્તા પામ્યો ત્યારે પણ तत्त्वमसि એવો ધ્વનિ થયો. તે–તું–છે! અરે! એ શું? તે હું છું? હું કોણ છું? તે કોણ છે? જો કે સ્વપ્નમાં મેં તે યોગી મહાત્માને તો જોયા નહિ, પણ સાદ તો ખરેખર તેમના સરખો જ હતો. એ ગમે તેમ હો, પણ મને એ શબ્દ કહેતી વેળા તેમણે સૂચવ્યું હતું કે, એ શબ્દનું વારંવાર સ્મરણ અને મનન કરવું, પરંતુ મેં તો અહીં આવતાં સુધીમાં તેનો ક્ષણભર પણ વિચાર કર્યો નથી. તેટલા માટે જ તે મહાત્માએ પોતાના યોગબળથી મને તેનું સ્મરણ ભૂલી ન જવાની અહીં સૂચના કીધી હશે! પણ અહા! સ્વપ્નમાં શત્રુના ભયથી હું ખેદ કરવા લાગ્યો. તેના ઉત્તરમાં કહ્યું કે, तत्त्वमसि! એ કહેવાનો ભાવ શો? શું, तत् એટલે તે; અને તે એટલે શત્રુ ને તે હું છું? એ શત્રુ કોણ? અને તે શત્રુ હું છું? નહિ, નહિ! શત્રુ તો બીજો જ છે. મારો શત્રુ હું શાનો? પણ ના, એમાં કંઈક હેતુ હશે; અથવા તો મારી ચિન્તામાં મને સ્વપ્નની આળપંપાળ સરખો અજંપો જ થયો હશે. સ્વપ્નમાં ઘણીએ વાર એવું ચિત્રવિચિત્ર દેખાય છે, પણ તેમાં કશો અર્થ હોતો નથી." આ પ્રમાણે રાજા પોતાના મનનું સમાધાન કરે છે, છતાં તેનું સમાધાન થતું ન હતું. વારંવાર તેના મનમાં તેના તે જ વિચાર આવીને ઘોળાયા કરતા હતા. એવી રીતે तत्त्वमसि મહાવાક્યના અર્થની શોધમાં રાજા એટલો ઉંડે ઉતરી ગયો, કે તેને જે મોટા શત્રુ સંબંધી મહાચિન્તા વ્યાપી હતી, ને જેની તપાસ કરવાને તે એટલી બધી ત્વરાથી ખરા મધ્યાહ્ન વેળાએ નિકળી પડેલો હતો, તે વાત પણ ક્ષણભર તે વિસરી ગયો! થોડીવારમાં શાંત થયલા સ્વારો પાછા તૈયાર

થયા, ને સૂચવવા લાગ્યા કે; 'કૃપાનિધાન! હવે શા માટે સમય ખોવો જોઇએ?' રાજા તુરત શુદ્ધિમાં આવી અશ્વારૂઢ થયો; ને સૌએ ત્યાંથી એકદમ કૂચ કરી.

ચાલતાં ચાલતાં તેઓ ઘણે દૂર નિકળી ગયા. શત્રુનો પડાવ સુમારે યોજનેક દૂર હતો ને નિરીક્ષણ દુર્ગ પણ તેટલે જ છેટે હતો. તેટલામાં તેઓના માર્ગમાં કેટલેક છેટે ધૂળ ઉડતી જણાઈ. થોડીકવારે ચળકતા ભાલાનું ફળ તથા ફરકતી ધ્વજા દૃષ્ટિએ પડી. વધારે નજીક આવતાં જણાયું કે, કોઈએક બળવાન્ ઘોડેસ્વાર આવે છે. તેના શરીરનું પ્રચંડ રૂપ, તેની ભયંકર મુખમુદ્રા, તેના વિશાળ બાહુ, તેણે શરીરે ધારણ કરેલાં કવચ, ટોપ, તેનાં દૃઢ અને તીક્ષ્ણ આયુધો તથા તેનો જાતવાન્ અશ્વ, ઇત્યાદિ જોઇને, રાજાસહિત આ પચાસે યોધાઓનાં મન આશ્ચર્યમગ્ન થઈ રહ્યાં! પહેલાં તો તેઓ ઠરી જ ગયા! પેલા દૂતના મુખથી જાણેલા વર્તમાનને આધારે રાજાએ તે યોધાના પોશાકપરથી જ કલ્પના કરી કે, આ શત્રુસૈન્યનો યોધો છે. પણ અહો! આવા પ્રચંડ યોધાઓથી વ્યવસ્થિત જેનું સૈન્ય હશે, તેવા શત્રુને આપણે સ્વપ્ને પણ કેમ જિતી શકીશું, એવી કલ્પનાથી છાદિતબુદ્ધિનું મન ચિંતાગ્રસ્ત થઈ ગયું. પલકવારમાં તે સ્વાર તેઓની સમીપ આવી પહોચ્યો અને તે ક્યાં જાય છે, કોણ છે, એ જાણવા સારુ, રાજા તેને પૂછવા જતો હતો, એટલામાં તો તેનાં રાજચિહ્નોપરથી તેને રાજા જાણીને, તે યોધો બોલી ઉઠ્યો; "અહો! જે પ્રતાપી ભૂપતિની વિશાલ રાજ્યભૂમિમાં હું ઉભો છું અને મારા સ્વામીની આજ્ઞાથી જેને મળવાને ઇચ્છું છું, એવા મહારાજા છાદિતબુદ્ધિની જ આ સ્વારી હશે, એમ અનુમાન કરવામાં હું ભૂલતો તો નથી?" એ સાંભળી છાદિતબુદ્ધિનો એક સ્વાર બોલ્યો; "હે વીર! તમારુ અનુમાન યથાર્થ છેઃ પણ શું આપને પણ અંતર્મતિના અધિકારી સમજવામાં અમે કંઇ અન્યથા તો નથી કરતા? આપ શાને અર્થે અમારા સ્વામીને મળવા ઇચ્છો છો?" એ સાંભળતાં જ તે યોધાએ અશ્વપરથી નીચે ઉતરી પડી, રાજાને પ્રણામ કીધા, ને પછી પોતાની પાસેથી એક પત્ર કાઢી, રાજાના હાથમાં આપ્યો. પત્ર વાંચતાં જ રાજાના મનની સઘળી ચિંતા એકદમ દૂર થઈ ગઈ, અને પછી તે સ્વારને ઉત્તર આપ્યું કે; "અતિ રુડું; હવે અમે ત્યાં જ આવીએ છીએ. અમને માર્ગમાં જ સમાચાર મળ્યા, એ બહુ સારુ થયું."

તુરત તે સ્વારની સાથે સૌ ચાલ્યા, છડી સ્વારીએ જ છાદિતબુદ્ધિ

અંતર્મતિને* જઈ મળ્યો. અંતર્મતિએ તે વેળાએ જે પ્રેમ દાખવ્યો, તેપરથી સ્પષ્ટ જણાઈ આવ્યું કે, તેના સંબંધમાં તેને શત્રુ સમજીને છાદિતબુદ્ધિ જે વિચાર ધરાવતો હતો, તે કેવળ તેની ભૂલ જ હતી. અંતર્મતિ યાત્રાર્થે નિકળેલો હતો, ને છાદિતબુદ્ધિના પ્રસિદ્ધ રાજ્યની સીમામાં પોતાનો ઉતારો થયો છે, તો તેને ભેટતા જવું, એવી જિજ્ઞાસાથી તેણે તેને પેલા યોધા સાથેનો પત્ર મોકલ્યો હતો. પછી છાદિતબુદ્ધિએ તે મહાત્મા રાજાને યોગ્ય સન્માન આપીને, પોતાના નગરપ્રત્યે આવવા આગ્રહ કર્યો; પરંતુ તે જ દિવસે ત્યાંથી ઉપડી જવાનો પોતાનો નિશ્ચય હોવાથી તેણે નિમંત્રણ સ્વીકાર્યું નહિ; પણ બહુ પ્રેમ દેખાડીને સેનાસહિત તે ઉપડી ગયો. છાદિતબુદ્ધિ કેટલેક દૂર સુધી તેને વળાવીને પાછો વળ્યો.

બીજે દિવસે છાદિતબુદ્ધિ પોતાને નગર આવવા સારુ ત્યાંથી નિકળ્યો. માર્ગમાં તેને આ બનાવ માટે અનેક વિચાર આવવા લાગ્યા;–"અહો! કાલે આ વેળાએ હું મોટી ચિંતામાં હતો! મને પૂરુ અન્ન પણ નહોતું ભાવ્યું! પેલા વૃક્ષ નીચે તો મારી વ્યથાનો પાર જ નહોતો; અને તેવી જ વ્યથામાં જો માર્ગમાં પેલા સ્વારની ભેટ ન થતાં હું પરભારો નિરીક્ષણ દુર્ગપર જઈ પહોંચ્યો હોત તો, નિઃશંક હાથે કરીને હું મોટો અનર્થ વહોરી લેત! દુર્ગપરના સૈન્યથી જ રાતોરાત જઈ તે રાજાપર ઓચિંતો છાપો મારત; ને નિદ્રામાંજ હજારો નિરપરાધીઓનો સંહાર કરત; અને આવા મોટા રાજાની નિષ્કારણ છેડ કરવાથી મહા મોટું વૈર બંધાત અને મોટી શત્રુતા થાત. અરે! જે અત્યારે પરમ મિત્રભાવ દર્શાવીને વિદાય થયો, તે વગર કારણે મોટામાં મોટો અનિવાર્ય શત્રુ થઇ પડત; અને તે બધાનું કારણ મારી ઉતાવળ–મારુ અવિચારપણું હોવાથી, મારે હાથે જ મારાં શાંત રાજ્યમાં ભંગાણ પડત, મારો નાશ હું મારે હાથે જ વહોરી લેત, એટલે હુ જ મારો શત્રુ! અહા! ખરેખર! પેલા વૃક્ષ નીચે મને જે સ્વપ્નાભાસ થયો હતો, તેનો ભાવાર્થ હવે હું યથાર્થ રીતે સમજ્યો. સ્વપ્નમાં મને સૂચના થઈ હતી કે तत्त्वमसि તે સત્ય છે. तत् એટલે તે–મારો શત્રુ, કે જેના ભયથી હું બહુ ગભરાતો હતો. તે શત્રુ

* ટીકા–છાદિતબુદ્ધિ=જેની બુદ્ધિ ઢંકાઈ ગયેલી છે તે. અંતર્મતિ=સાત્વિક બુદ્ધિ. યોગીરાજ=ગુરુ અથવા સત્ અસત્ વિચારવૃત્તિ દર્શાવનાર, સ્વપ્નમાં જે तत्वमसि નો વિચાર આવ્યો તે મનનરૂપે રાજસવૃત્તિવાળાને સદસત્ વિચારશીલતા પ્રાપ્ત થઈ તે. અંતર્મતિને શત્રુ માનવાનુ કારણ આ જ કે, રાજસવૃત્તિવાળાને સાત્વિકવૃત્તિ સાથે મેળ ન આવે–અતિપ્રવૃત્તિમાન જીવડાને હરિસ્મરણની ઇચ્છા જ ન થાય.

બીજો કોઈ નહિ, પરંતુ તે તો હું જ, અર્થાત્ મારો શત્રુ હું જ હતો. હું જેને માનતો-ધારતો હતો, તે મારો શત્રુ નહિ; પણ હું તેને શત્રુ માનતો, માટે મારો શત્રુ હું જ હતો. અને જો હું તેની સાથે તે જ પ્રમાણે શત્રુતાથી વર્ત્યો હોત તો અવશ્ય તે શત્રુ બહુ અનર્થ ઉપજાવત, માટે અવશ્ય મને થયેલા तत्त्वमसि મહાવાક્યનો ઉપદેશ આળપંપાળ નથી, પણ મારા કલ્યાણ માટે છે. તે ઉપદેશ મને કોણે કર્યો હશે! ધ્વનિ તો પેલા યોગીરાજના જેવો જ હતો! પણ તે સ્વપ્નમાં મને દેખાયા નહોતા. અસ્તુઃ પણ તેથી શું થયું? તેવા મહાત્માઓ તો ભવિષ્ય જાણનારા હોય છે; ને પોતાના યોગબળથી ધારે તે કરી શકે છે. મને ઘેરથી નિકળતી વેળા તેણે જે ઉપદેશ આપ્યો, તે જ ઉપદેશ અહીં પણ આપ્યો. પણ બંને ઠેકાણે તે શી રીતે ઘટાવી શકાશે? અહીં તો જાણે तत्त्वमसि બોધથી સૂચવ્યું કે, "તારો શત્રુ તું જ છે;" પણ પ્રથમ કહેલા तत्त्वमसिનો હેતુ શું? એ વેળા તેમણે ભગવદુપદેશ આપ્યો હતો. તેમાં તે એમનું "तत्त्वमसि" મહાવાક્ય શી રીતે ઘટાવી શકાય? तत् એટલે તે ભગવત્સ્વરૂપ; तत्त्वमसि એટલે તું છે? અર્થાત્ તે પરમાત્મા હું પોતે જ છું? અઃ એમ તે હોય? જીવ પ્રત્યક્ષ છે અને પરિછિન્ન છે, અને બ્રહ્મ પરોક્ષ તથા પરિપૂર્ણ છે. એમ બંને વિરુદ્ધ છે, તે એક કેવી રીતે હોઈ શકે? હું ગભરાતો, રડતો, ચાલતો, કામી, લોભી, મોહાંધ, તૃષ્ણાવાળો આદિ શરીરી તથા સુખદુઃખાદિ અંતઃકરણના ધર્મવાળો છું; અભિમાનરૂપ ઉપાધિ સહિત છું; ત્યારે નિરુપાધિમય, આ જગતનું સંપૂર્ણ ઉપાદાનકારણ તથા જે સર્વજ્ઞ છે તે નારાયણ હું કેવી રીતે હોઈ શકું? પરબ્રહ્મમાં સર્વજ્ઞત્વ જગત્કર્ત્તાપણું છે. તે ઉપાધિરહિત છે, અજ્ઞાન રહિત છે, દ્વૈત રહિત છે, નાશ રહિત છે, તથા અનુભવગમ્ય ચૈતન્ય છે, તે હું કેમ હોઈ શકું? હું અલ્પજ્ઞ અલ્પશક્તિવાળો દેહધારી નર, સર્વજ્ઞ, સર્વશક્તિમાન્ પરબ્રહ્મ કેમ હોઈ શકું? અદ્વૈત બ્રહ્મ, સત્ય છે, શુદ્ધ છે, બુદ્ધ છે, નિત્ય છે, મુક્ત છે, પ્રપંચ રહિત છે, અવિનાશી છે; અને હું ક્ષણભંગુર, મિથ્યાભિમાની, પાપમય છું, તે બ્રહ્મ કેવી રીતે હોઈ શકું? પણ ત્યારે શું કંઈ તે મહાત્મા પુરુષનો ઉપદેશ અસત્ય હોય? હું જ પરમાત્મા હોઉં તો પછી જોઈતું તું જ શું? પરમાત્મા તો સર્વ સમર્થ છે ને હું તો આ એક શત્રુના સમાચાર જ માત્ર જાણીને મુવા સરખો થઈ ગયો હતો; ત્યારે મારે શું સમજવું? પોતાની મેળે તો એમાંનું કંઈ સમજાય તેવું નથી. હવે એ તો ઉપદેશક પોતે જ જ્યારે સમજાવશે ત્યારે સમજાશે.

માટે હવે તે સર્વ છોડી, પ્રથમ તે મહાત્માને જ જઈ મળવું જોઇએ. અહો! શી તેમની અદ્‌ભુત શક્તિ! શી તેમની પરોપકાર બુદ્ધિ! તેણે જ મને આ મોટા અનર્થમાંથી ઉગાર્યો છે! તેના એવડા મોટા ઉપકારના બદલામાં હું શું કરી શકું તેમ છું? બસ, બીજું કંઈ જ નહિ, માત્ર એમની પૂર્ણ પ્રેમથી સેવા કરીશ, ને તેઓ કહેશે તેમ જ અનુસરીશ. માટે હવે જેમ બને તેમ શીઘ્ર એમને જઈ મળાય તો જ ઠીક.”

મન સાથે આવો નિશ્ચય થતાં જ રાજાએ પોતાના અશ્વને એકદમ ઉપાડ્યો. તુરત આખો રસાલો પણ ઉપડ્યો. વિચારમાં ને વિચારમાં તેણે ઘણો લાંબો પંથ વટાવી નાંખ્યો. નગરમાં પહોંચ્યા તેવા જ સર્વ મંત્રીઓ ને અધિકારીઓ રાજાને આવી મળ્યા. તેમણે આતુરતાથી પૂછવા માંડેલા શત્રુ સબંધી સમાચારનું કશું પણ ઉત્તર ન આપતાં તેણે માત્ર એ જ પ્રશ્ન પૂછ્યું કે; “પેલા યોગીરાજ ક્યા છે? તેમની સભાવના સારી પેઠે કરી છે કે નહિ? તેમને ક્યાં ઉતારો આપ્યો છે? ચાલો મારે તેમનાં દર્શન કરવાં છે.” એ સાભળી અધિકારીઓ સીહા-વીહા થઈ ગયા. તેઓએ ઉત્તર આપ્યું કે; “રાજાધિરાજ! યોગીરાજ હવે અહીં ક્યાંથી? એ તો તે જ વેળાએ ચાલ્યા ગયા. આપની આજ્ઞાથી તેમને અમે ઘણો ઘણો આગ્રહ કર્યો, પરતુ તે નિઃસ્પૃહી મહાત્મા તો હરિનામનું સ્મરણ કરતા ચાલ્યા ગયા”

રાજા તદ્દન નિરાશ થઈ ગયોઃ યોગીરાજને મળવા, જેટલા ઉમંગથી તે રાજમન્દિરે આવ્યો હતો, તેટલો જ આ વર્ત્તમાન સાંભળી તે નિરાશ થઈ ગયો. તે બોલ્યો; “અરે! હવે તે મહાત્માને મારે ક્યાં શોધવા? તે ક્યાંથી આવ્યા હશે? ક્યાં ગયા હશે? એવા પુરુષો તો કોઈ મોટા પર્વતોની ગુપ્ત ગુહાઓમાં જ વસે છે. માટે એમનો પત્તો હવે મને ક્યાંથી મળી શકશે?” આ પ્રમાણે ચિંતા કરતાં, તે વેળાએ જેઓએ તે મહાત્માને પ્રત્યક્ષ જોયા હતા, તેવાઓમાંથી ઘણાકને તેમની શોધ કરવા સારુ મોકલ્યા. પછી વ્યગ્રચિત્ત સહિત તે અંતઃપુરમાં ગયો. ત્યાં રાણીએ આવો પ્રકાર જોઈ તેનું કારણ પૂછ્યું, ત્યારે રાજાએ જણાવ્યું કે; “દેવી, શું કહું, જેણે મને એક ક્ષણવારનો સમાગમ થતાં જ મારા ભવિષ્યના મહાસંકટમાંથી મુક્ત કર્યો, તે મહાપુરુષની કશી સેવા કે આતિથ્યસત્કાર કર્યા વગર જ હું મૂર્ખ મારા કાર્યાર્થે ચાલ્યો ગયો! હરિ! હરિ! હવે તેમનો પુનઃ સમાગમ મને સ્વપ્નમા પણ ક્યાથી થવાનો હતો? પરન્તુ તેમનાં દર્શન થશે ત્યારે જ મને અન્ન ભાવશે.” રાજાના

મુખથી આવાં વચન સાંભળી, રાણી મનમાં બહુ હર્ષ પામી. તેણે માન્યું કે, હવે કંઇક દશા ફરી! રાણી સઘળા સમાચાર ઉપરથી કળી ગઈ હતી, તેથી સાનંદાશ્ચર્ય પામવા લાગી કે, 'અહો! તે યોગીરાજે મને વચન આપ્યા પ્રમાણે મારાપર પરોક્ષપણે મોટી કૃપા કરી છે! અહા! ક્યાં રાજાની રાજકાજમાં દોડાદોડ, ને ક્યાં તેની અત્યારે સત્સમાગમ માટે તલસી રહેલી મનોવૃત્તિ! ધન્ય છે સત્સમાગમને! સત્પુરુષનાં કેવળ દર્શનના પ્રભાવને પણ ધન્ય છે! રાજા પૂર્વે આટલીવાર સૂધી કદી મારી પાસે બેઠો નહોતો, તે અત્યારે સઘળું રાજકાજ ભૂલી જઈ, કેવળ તે મહાત્માનાં દર્શનની જ મોટી ચિંતામાં બેઠો છે. હવે અમારાં સર્વનું કલ્યાણ થવાની આશા બંધાશે.'

આ વાતનું રહસ્ય પોતે એકલી જ જાણતી હોવાથી, રાજાને ધીરજ આપીને તે બોલી; "સ્વામીનાથ! ચિંતા કરશો નહિ. જેની અત્યાસક્તિ, તેની શીઘ્ર પ્રાપ્તિ થાય છે. આપે શોધવા મોકલેલા અધિકારીઓ શી ભાળ લાવે છે, તે જાણ્યા પછી બીજો ઉપાય કરીશું. આપ નિશ્ચિતપણે ભોજન લઈ વિશ્રાંતિ લ્યો."

અધિકારીઓ ચોમેર ફરી ફરીને પાછા આવ્યા; પણ યોગીરાજનો કશો પત્તો મળ્યો નહિ ત્યારે રાજા વધારે નિરાશ થયો. તે છતાં તેને ધીરજ આપીને બીજે દિવસે છડીસ્વારીએ પોતાને સાથે લઈ નિકળવાની રાણીએ વિનતિ કરી. તે બોલી; "સ્વામીનાથ! મેં તે મહાત્માને આપણા નગરમાં આવેલા જોયા નથી; પણ આ ઉપવનમાં એકવાર કોઈ મહાપુરુષનાં દર્શન મને થયાં છે; માટે કદાચ તેજ આપને દર્શન આપી ગયા હોય તો ચાલો, પ્રથમ આપણે ત્યાં જઇએ." પછી તેઓ તે ઉપવનમાં ગયાં. ત્યાં રાણીએ પેલો આશ્રમ દેખાડ્યો. રાજા ધીમે ધીમે અંદર પેઠો, ને પર્ણશાળા આગળ જઈ જુએ છે તો તેજ જ્ઞાનમૂર્ત્તિ અંદર વિરાજમાન હતી! રાજાના સાનંદાશ્ચર્યનો પાર રહ્યો નહિ. તત્કાલ તેણે મોટા પ્રેમથી ભોંયપર પડી તેમનાં ચરણમાં દંડવત્પ્રણામ કર્યા; પછી બે હાથ જોડી નમ્ર થઇને દિગ્મૂઢની પેઠે તેમની આગળ ઉભો રહ્યો, પણ તે મુખેથી કશું બોલી શક્યો નહિ. રાજાને આવ્યો જોઈ, મહાત્માએ તત્કાલ આશીર્વાદપૂર્વક સામે પડેલા આસનપર બેસવાનું કહ્યું. રાજા સ્ત્રીસહિત ત્યાં બેઠો. તે વેળાએ રાજાને, નિર્ધન પુરુષને ખોવાયલું ધન પાછું હાથ લાગવાથી જેટલો આનંદ થાય, તેટલો આનંદ, આ સદ્ગુરુનાં પુનઃ દર્શનથી થવા લાગ્યો. મહાત્માએ જાણી લીધું કે, 'હવે તેનું અંતઃકરણ

સ્વાત્મશોધનપ્રતિ વળવાથી તેને અધિકાર પ્રાપ્ત થયો છે; એનાપર આવરણ કરતો માયારૂપી અંધકારનો પડદો હવે દૂર થયો છે, એ પાત્ર છે, અધિકારી બન્યો છે, ઉપદેશને યોગ્ય છે,' એમ જ્ઞાનથી જાણી તે બોલ્યા; “કેમ રાજા, શાને અર્થે આગમન કીધું છે? સર્વત્ર કુશળતા તો છેની?” રાજા બોલ્યો; “કૃપાનાથ, આપની કૃપાથી સર્વત્ર કુશળ છે. સર્વ અશુભને શુભરૂપ અને અકુશળને કુશળરૂપ કરનાર આપનો આશીર્વાદ જ છે. હે સંત! આપની જ પ્રેરણાવડે મોટા અપાયમાંથી બચી ગયેલો હું હવે નિત્યનું કુશળ મેળવવાની ઈચ્છાથી આપને શરણે આવેલો છું. હે સદ્ગુરુદેવ! હું અબુધ છું, અધમ છું, સંસારરૂપ પાશમાં સારી પેઠે બંધાયલો છું, માટે મારાપર કૃપા કરી મને તે પાશમાંથી મુક્ત કરો. મે જન્મથી માંડીને આજપર્યંત માત્ર અનેક ઉપાધિવાળું રાજકાર્ય જ જાણ્યું ને જોયું છે; એ વિના હું બીજું કાંઈ પણ સમજતો નથી. હું કેવળ મૂઢ છું. સંકલ્પ વિકલ્પવાળા મને ઉપજાવેલી માનસિક ઉપાધિને લીધે હું અપાર દુઃખી છું. હે દેવ! હું આમ દુઃખી છું, એવું સમજવાને પણ માત્ર આપનાં દર્શનથી જ ભાગ્યશાળી થયો છું; નહિ તો તૈલયંત્રના બળદના પરિક્રમણ પેઠે નિરંતર એ જ મારુ જીવન, એ જ સુખ અને એ જ સર્વસ્વ છે, એમ સમજીને તેમાં હું પચ્યો જતો હતો. મારું મન કદી તેમાંથી વિરામ પામતું નહોતું. જો કે એ ઉપાધિથી અપાર દુઃખો આવી પડતાં અને તેમાંથી હું મહાકષ્ટે તરી ઉતરતો હતો, તોપણ તે મને કદી અપ્રિય થયું નહોતું. હે ગુરુદેવ! હવે તો ક્ષણેક્ષણ સ્વાભાવિક રીતે જ મારુ મન તેપરથી ઉઠતું જાય છે, ને મને ઉત્તરોત્તર આપના વચનામૃત શ્રવણ કરવાની ઉત્કંઠા વધતી જાય છે. હું જાણું છું કે, કોઈ મારા પૂર્વના પુણ્યોદયને લીધે જ આ સંધિ મળી છે. નહિ તો, આપ સરખા મહાપુરુષનાં મને આપોઆપ દર્શન ક્યાંથી થાય? મારાં પૂર્વ સુકૃતને લીધે જ આપનો સમાગમ મળ્યો છે. હે મહારાજ! આપ હવે મારા સર્વ ક્લેશને દૂર કરી, કદી ન ખૂટે–ન ખસે એવું પરમ સુખ મને આપો.”

એ સાંભળી યોગીરાજ બોલ્યા; “तत्त्वमसि!” રાજા તો આવું ઉત્તર સાંભળી ચકિત જ થઈ ગયો. તે આવાં વચન સાંભળી પુનઃ પુનઃ તેનો મનમાં વિચાર કરવા લાગ્યો કે, ‘આ શું આશ્ચર્ય! મહારાજ તો પ્રત્યેક પ્રશ્નનું ઉત્તર માત્ર એક જ આપે છે; આમાં મારે શું સમજવું? શું ભગવાન્ પણ હું પોતે? અને અવિનાશી સુખ પણ હું પોતે જ? અસ્તુ; ગમે તેમ હો; એમાં પણ કંઈ તાત્પર્ય હશે જ; પણ તે એમના સમ-

જાણ્યા વિના લક્ષમાં ઉતરવાનું નથી.' આવા વિચારને અંતે રાજા પાછો હાથ જોડી નમ્ર થઈને બોલ્યો; 'હે દેવ! હે સત્પુરુષ! હું અજ્ઞાની છું, બુદ્ધિહીન છું, ને સારાસાર ન સમજતો હોવાથી વિચારહીન કૃપણ પણ છુ, માટે મારી તેવી સ્થિતિપર દયા કરો, દયા કરો; ને આપના ઉપદેશરૂપ મહાવાકયનું તાત્પર્ય નહિ સમજી શકવાથી અકળાયેલો એવો જે હું, તે શિષ્ય થઈ આપને શરણે આવેલો છું, માટે મારો મોહ મટાડીને મને નિઃસંશય કરો." ત્યારે યોગીરાજ બોલ્યા; "तत्त्वमसि!" પુનઃ રાજા વિસ્મય પામ્યો; 'શું મારો ગુરુ પણ હું જ? જો એમ હોત તો મારે અહીં એમની પાસે શા માટે આવવું પડત?' આવી શંકા કરી રાજા તેમને પુનઃ પ્રશ્ન કરવા જતો હતો, એટલામાં તે યોગી કહેવા લાગ્યા કે; "હે રાજા! વિચારને અંતે તને મારુ કહેલું નિઃસંશયપણે સત્ય થઈ પડશે, માટે તું ઉતાવળો ન થતાં, ઘેર જઈ એકાંતમાં બેસી એકાગ્રચિત્તે સારી રીતે સ્મરણ મનન કર. હે ભૂપ! પ્રાણીને વિચાર કરવાનું સાધન મન છે, મન, બુદ્ધિ, ચિત્ત તથા અહંકારને અંતઃકરણ ચતુષ્ટય કહેવામાં આવે છે. પણ જો મન શુદ્ધ હોય તો જ તેમાં યથાર્થ વિચાર પ્રવેશ કરી શકે છે. મન દર્પણ જેવું છે. પણ દર્પણ જો સ્વચ્છ હોય તો તેમાં મુખનું પ્રતિબિંબ પડે. તેવી રીતે મન સ્વચ્છ-શુદ્ધ હોય તો જ તેમાં પોતાના સત્યસ્વરૂપનું પ્રતિબિંબ પડે. દર્પણ જેમ અનેક પ્રકારની કાળાશ, ધૂળ, ધૂમાડો, ઇત્યાદિ વસ્તુથી અસ્વચ્છ થાય છે, તેમ મન અનેક પ્રકારનાં પાપો-નહિ કરવા જેવાં કર્મોથી મલિન થાય છે. એવા મલિન થયેલા મનને પ્રથમ પવિત્ર કરવું જોઇએ. માટે આજથી હવે તું તે પ્રયત્ન કર. હે નૃપ! પ્રાણીનુ મન તેના હૃદયમાં રહેલું હોય છે, અને હૃદય શરીરનો એક ભાગ છે; અર્થાત્ મનને શરીરનો આશ્રય છે, તેટલા માટે તેનું પોષણ પણ શરીરદ્વારા જ થાય છે. શરીર જેવા ગુણવાળા પદાર્થોનું સેવન કરે છે, તેવો ગુણ શરીરને થવા સાથે જ મનને પણ થાય છે. શરીર જડ અને સ્થૂલ છે, પણ મન જડ છતાં સૂક્ષ્મ હોવાથી શરીરમાં રહેલું છે, તો પણ દેખાતું નથી. એમ છતાં તેની સત્તા ઘણી મોટી છે; ને ઇંદ્રિયોને તે પોતાની ઇચ્છા પ્રમાણે ચલાવે છે. એટલા માટે શરીરની સઘળી ઇંદ્રિયો (હાથ, પગાદિક પાંચ કર્મેન્દ્રિયો અને નાક, શ્રોત્ર આદિ પાંચ જ્ઞાનેન્દ્રિયો)નો તે રાજા છે. એ મન જેમ દોરવે છે તેમ ઇંદ્રિયો દોરાય છે. ઇંદ્રિયો પાસે સારાં તેમ જ નરસાં કર્મ તે જ કરાવે છે. એટલા માટે તેને પ્રથમ સુશીલ-સુશિક્ષિત કરવું જોઇએ, કે જેથી પાપાચરણમાં વૃત્તિઓ ન પ્રેરાતાં

આપોઆપ જ નિષ્પાપ-શુદ્ધ રહે. હે નૃપતિ! સ્થૂલ દેહને વિષે ત્રિદોષનો વાસ છે, તેના નિવારણાર્થ ઓષધિ છે, તેમ જ અંતરમાં પણ મળ, વિક્ષેપ ને અજ્ઞાન, એ ત્રણ દોષો છે, તેને દૂર કરવામાં પ્રથમ મનને શુદ્ધ કરવા સારુ સ્થૂલદેહને જ શુદ્ધ અને નિયમિત કરવો."*

## મનઃશુદ્ધિ કર્મ

"પછી ક્ષણવાર વિરામ લઇને તે પાછા બોલ્યાઃ "રાજા, પાપરહિત થઇને સ્થૂળદેહ-શરીર તથા મનની શુદ્ધિ કરવા ઇચ્છનાર પુરુષે, પાછલી ચાર અથવા છ ઘડી રાત્રિ રહે, તે વેળા પ્રતિદિન ઉઠવું; ને બીજી કોઈ વાતમાં ચિત્ત ન જવા દેતાં માત્ર પરમ મંગળરૂપ એવા જગન્નિયંતા પ્રભુનું પ્રેમથી સ્મરણ કરવું, તેની કીર્તિ ગાવી. પછી શુભ વસ્તુઓનું અવલોકન કરી બંને કર જોડી ભૂદેવી (પૃથ્વીદેવી)ને વંદન કરી, શૌચ સ્નાન કરી, પવિત્ર વસ્ત્ર ધારણ કરી, દર્ભાસન કે કૃષ્ણાજિન કે ઉનનાં શુદ્ધ વસ્ત્રપર, એકાંત અને પવિત્ર ભૂમિમાં શાંત ચિત્તે પૂર્વાભિમુખે પદ્માસન વાળીને બેસવું. પછી એકાગ્રતાથી ઈશ્વરને આરાધવો. પછી ગદ્ગદિત કંઠે પવિત્ર પ્રજ્ઞાવાન્ થવા ને પાપમાંથી રહિત થવા પ્રાર્થના કરવી. પ્રાતઃકાળનો હોમ તથા પૂજન સૂધીનું કર્મ થઇ રહ્યા પછી, ગૃહસ્થાશ્રમીએ યથાશક્તિ દાન કરવું. દાનમાં અન્નદાન સર્વ કરતાં શ્રેષ્ઠ છે. દાન લેનાર પાત્ર તે દાનની વસ્તુને ઉત્તમ માર્ગે ખર્ચે તેવો હોવો જોઇએ, કે જે સત્કર્મ કરીને પોતાનું તથા દાતાનું કલ્યાણ કરી શકે. તારા જેવા રાજાએ તો નિત્યપ્રતિ ઘણું મોટું દાન કરવું જોઇએ."

"મધ્યાહ્ન સમય થાય ત્યારે માધ્યાહ્નિક સન્ધ્યાવંદન, પિતૃ આદિનું તર્પણ અને પંચમહાયજ્ઞ કરવાઃ દેવતાઓને ઉદ્દેશી અગ્નિમાં હોમ કરવો તે દેવયજ્ઞ; સમયપર આવી ચઢેલા ક્ષુધિત અતિથિને માનપૂર્વક ભોજન આપવું તે મનુષ્યયજ્ઞ; પિતરોને ઉદ્દેશી બલિ અર્પણ કરવો તે પિતૃયજ્ઞ; પછી વેદાધ્યયન કરવુ તે બ્રહ્મયજ્ઞ, અને ગાય, શ્વાન, કાગડા, કીટ, પતંગાદિકને ઉદ્દેશીને અન્નનો બલિ આપવો તે ભૂતયજ્ઞ. એ પંચમહાયજ્ઞ કરનાર, ઘરમાં નિત્ય સ્વાભાવિક રીતે નવાં થતાં પાંચ મોટાં પાપથી

---

* ટીકા-જેમ સ્થૂલદેહને રોગાદિકથી મુક્ત થવા માટે પ્રથમ જુલાબ, પછી રોગનાશક ઔષધિ ને છેવટ શક્તિવર્ધક રસાયન આપવામા આવે છે, તેમ જ આત્માને સશક્ત કરવા માટે-પવિત્ર જ્ઞાનનો અધિકાર બનાવવા માટે-પ્રથમ કર્મ-વ્રત, જપ, તપ, દાન, યજ્ઞ, તીર્થાટનાદિ કરવાં, સંત સેવા કરવી, પરોપકાર કરવો,-પછી ભક્તિજ્ઞાન-દેવદર્શન કરવાં, દેવપૂજા કરવી, કીર્તન કરવા, હરિગુણ ગાવા ને પછી જ્ઞાનપૂર્વક ભક્તિ થતા તે પુષ્ટ થઈ મુક્ત થાય છે.

મુક્ત રહે છે. એ પંચમહાયજ્ઞ કરતાં શેષ રહે, તે અન્ન પોતાના કુટુંબ સહિત ગૃહસ્થાશ્રમીએ આનંદે જમવું; ને ત્યાર પછી બાકી રહેલા સંધ્યાકાળ સૂધીના સમયમાં પોતાને યોગ્ય હોય તેવો વ્યવહાર કરવો. રાજાએ તે સમયમાં પોતાનું રાજ કાર્ય સંભાળવું."

"સંધ્યાકાળ થાય ત્યારે પાછા સ્નાનવડે શુદ્ધ થઇને સાયંકાળની સંધ્યા કરવી ને અગ્નિમાં હોમ કરવો. પછી સૂક્ષ્મ ભોજન કરી નિદ્રાનો સમય થતાં સૂધી અર્થાત્ પ્રહર રાત્રિ પર્યંત ન્યાયપૂર્વક વ્યવહાર કરવો, ને પછી પવિત્ર શય્યાપર શુદ્ધ વસ્ત્રો બીછાવીને તે પર હરિનું સ્મરણ કરતાં કરતાં નિદ્રાવશ થઈ જવું. હે રાજન્! એ આહ્નિકવિધિ કેવળ આવશ્યક છે–કદી નહિ ચૂકવા જેવો છે; માટે તેનો કિંચિત્ પણ અનાદર કરવાથી મોટો અનર્થ થાય છે. તું જો કે, મનુષ્યને સાધારણ કરતાં પણ સાધારણ લાગતો દંતધાવન (દાતણ)નો માત્ર એક વિધિ, જેને સમજુ તથા અણસમજુ સર્વે આચરે છે, તે જો એક બે કે ત્રણ દિવસ ન કરવામાં આવે તો તેથી કેવું દુઃખમય પરિણામ આવે છે? મુખ કેવું દુર્ગંધ મારવા માંડે છે? ચક્ષુ, નાસિકા, જિહ્વા તથા દંત ઉપર મેલ છવાઇ જઈ જેને કવિઓ કમળની ઉપમા આપે છે એવું મુખ, ગંધાતા ખાળના મુખ સરખું બની રહે છે! એ જ પ્રમાણે સ્નાનવિધિ ત્યાગ કરવામાં આવે તો શરીરની પણ દુર્દશા થઈ જાય છે! એ મુખ, નેત્ર, નાસિકા અને આખા શરીર માટેનું આહ્નિક ક્ષણવાર ત્યાગ થઈ શકે તેવું નથી, ને ત્યાગ કરવામાં આવે તો માઠું પરિણામ આવે છે, ત્યારે મનનું આહ્નિક કેટલું બધું આવશ્યક હોવું જોઈએ? મનને શુદ્ધ રાખવા માટે કરવામાં આવતાં આહ્નિક કર્મ જો ક્ષણવાર ત્યાગ કરવામાં આવે છે તો બહુ માઠાં પરિણામને પમાડે છે. હમણાં તને મેં જે સંક્ષિપ્ત આહ્નિકાચાર કહ્યો, તે શરીર તથા મન બન્નેની શુદ્ધિ–પવિત્રતા માટે આવશ્યક છે. શૌચ, દંતધાવન, સ્નાન, ઇત્યાદિ વિધિ શરીરશુદ્ધિના અને સંધ્યાવંદન, હોમ, ભગવત્પૂજન, દાન, પંચમહાયજ્ઞ તથા ક્ષત્રિયને યોગ્ય બીજા યજ્ઞો પરોપકાર ઇત્યાદિ વિધિ મન શુદ્ધિની છે. એ બન્નેનો પરસ્પર ગાઢો સંબંધ છે, ને તેમાંથી કોઇનો ત્યાગ થઈ શકે તેમ નથી. એ બન્ને (શરીરના તથા મનના) વિધિ, જીવના નિત્ય કર્મરૂપ છે; અને તદ્દન નિષ્કામપણે કરવાના છે. સંધ્યાદિક કર્મ કરવાથી કશી કામના સફળ થવાનો હેતુ નથી; પણ જો ન કરવામાં આવે તો મહાન્ હાનિ થાય છે. કર્મ કર્યાથી મનુષ્ય નિષ્પાપ થાય છે અર્થાત્ તેનું મન શુદ્ધ થાય છે."

## મન:સ્થિરીકરણ–ઉપાસના

એટલું કહીને પછી યોગીરાજ બોલ્યો; "હે રાજન્! તું તો એ પ્રમાણેનો આહ્નિકવિધિ યથાર્થ આચરે છે, માટે તારું મન પવિત્ર જ થયલું છે. પરંતુ એ પવિત્ર મનને સ્થિર કરવાની આવશ્યકતા છે. જેમ દર્પણ ધોઇને શુદ્ધ કર્યું હોય તો તેમાં આપણું પ્રતિબિંબ યથાર્થ પડે છે ખરુ, પણ તે દર્પણ જો એક સ્થળે સ્થિર થયેલું હોય તો જ તેમાંના પ્રતિબિંબને પૂર્ણપણે જોવાઈ શકાય છે, પણ હાલતું કે આઘું પાછું થતું હોય, તો જોઇ શકાતું નથી; તેમ જ મન જો શુદ્ધ થયેલું હોય, તો પણ તે સ્થિર થયા વિના તેમાં પોતાના આત્મસ્વરૂપને યથાર્થ જોઇ શકાતું નથી. માટે તેને, મુમુક્ષુજને સ્થિર કરવાનો પ્રયત્ન કરવો જોઇએ. ભડકણ મન તુરંગ જેવું ચંચળ છે, તદ્દન અસ્થિર છે, બહુ પ્રમાદી છતાં બળવાન્ અને દૃઢ છે. તે એકાએક સ્થિર થઈ શકે તેવું નથી. આ મને જ આ વિશ્વની રચના રચી છે. મને જ જગતનું સત્યત્વ રચ્યું છે, મનથી જ સંસાર છે. જે અદ્વૈત, દ્વૈત બની દૃશ્ય થાય છે ને સત્ય મનાય છે, તે અવિદ્યાએ ઉત્પન્ન કરેલો મનનો ખેલ છે. પણ એ મનને નિદિધ્યાસન, સત્સંગ, શ્રદ્ધા અને વૈરાગ્યથી સ્થિર કરી શકાય છે. જેમ ચંચળ તુરંગ છૂટો હોય ત્યાં સૂધી બહુ બહુ ઉન્માદ કરે છે, પણ જો તેને એક મજબૂત દોરડાંવડે ખીલા સાથે બાંધ્યો હોય તો પછી તેનું બળ નરમ પડે છે; એટલુંજ નહિ પણ ધીમે ધીમે તેને પોતાના ખીલાનો–ગમાણનો સહવાસ પડવાથી તે સ્થાન તેને પ્રિય થઈ પડે છે; કારણ કે તે ગમે ત્યાં ગયો ત્યાંથી આવીને ખીલે બંધાય છે; અને ત્યાં તેને ચંદી, ઘાસ અને રાતબ મળે છે. તેવી જ રીતે મન-રૂપ તુરંગને પણ સ્થિર થવા માટે ખીલે બંધાવું અવશ્યનું છે."

"મન એ સર્વે ઇંદ્રિયોનો રાજા છે, ને તેના દ્વારા તે સઘળા વિષયોનો ઉપભોગ કરે છે. પ્રત્યેક ઇંદ્રિયના જૂદા જૂદા વિષયભોગથી મન એક મદમત્ત હાથી સરખું બની જાય છે; ને પછી વિષયભોગ વિના બીજા કશાને તે લેખવતું નથી. તેથી હાથીની પેઠે જ તેનો નિગ્રહ કરવો જોઇએ. વિષયમાં મત્ત થયેલા અને વનવગડામાં નિરંકુશિતપણે મહાલતા હાથીને પકડવા જનારા, પ્રથમ એક છૂપી અજાડી (ખાડો) ખોદીને તેમાં તે હાથીને કપટથી પૂરે છે; અને ત્યાં ખાવાનું કે પીવાનું પાણી પણ ન મળવાથી, ઘણા દિવસની લાંઘણોથી તેનું બળ નરમ પડે છે, ત્યારે શિકારીઓ ઉપરથી તેને અનેક પ્રકારનો માર મારીને

વધારે નિર્બળ કરી નાખે છે. આમ સર્વ પ્રકારે તેનું બળ હણાઈ જાય છે, ત્યારે જ તે હાથી પકડનારાઓને અધીન થાય છે; અને પછી જન્મારા સૂધી તેઓની આજ્ઞામાં રહે છે; તેઓ બતાવે તે કામ કરે છે; સેંકડો મણ ભાર વહન કરે છે, ને તેઓ આપે તેટલું જ ખાઇને સંતોષ માને છે. આવી રીતે હાથી તેમને અધીન થઈ ગયેલો છતાં પુનઃ ઉન્મત્ત ન થઈ જાય, તે સારુ તેનો માવત સ્વારી વેળાએ તેના મસ્તક પર બેસે છે, ને તેને તાડન કરવા સારુ તે, પોતાના હાથમાં તીક્ષ્ણ અંકુશ રાખે છે. હે રાજન્! એવી રીતે એ મદમત્ત પ્રાણીને મોટા પરિશ્રમે વશ કરી શકાય છે, તો પછી મનુષ્યનું મન, કે જે મહા મદોન્મત્ત હાથીના કરતાં પણ ઘણું બળવાન્ છે, અને વળી અદૃશ્ય છે તેને વશ કરવું કેટલું કઠિન હોય, એનો તું જ વિચાર કર. મન અદૃશ્ય છતાં શરીર સાથે દૃઢ સંબંધવાળું હોવાથી તેને વશ કરવાના સર્વ પ્રયોગો પ્રથમ શરીર ઉપર જ કરવા પડે છે. વ્રતો, તપશ્ચર્યાઓ, બ્રહ્મચર્ય, સત્ય બોલવું, પરદ્રવ્ય ને પરસ્ત્રીનો તિરસ્કાર, પારકી નિંદા અને પોતાની સ્તુતિ તથા વિષયની વાતો પ્રતિ અરુચિ, પરમાર્થપ્રતિ વૃત્તિ, સુખદુઃખ સહન કરવાની ટેવ, પ્રાણીમાત્રપર દયા ઇત્યાદિ નિયમોથી શરીરને દુઃખ પડે તોપણ તે વેઠીને, હઠથી આચરવાં, એવું જે શાસ્ત્રો વારંવાર કહેતાં આવ્યાં છે, તે માત્ર મનોનિગ્રહ અર્થે જ છે. શરીરની ઇંદ્રિયોનું બળ ઓછું થવાથી તેઓ ઉન્મત્તપણે દોડતી નથી; એટલે મન પણ તેઓને બળે ઝૂઝનારુ હોવાથી, આપોઆપ નરમ થઇ જાય છે. આમ થવાથી જો કે ઇંદ્રિયોનું અને મનનું બળ નરમ પડે છે ખરું, તથાપિ તેઓ કેવળ નિર્મૂળ થઈ જતાં નથી. તેઓને માઠા ફળામાં આવે તો પાછાં હતાં તેવાં ને તેવાં જ થઈ જાય છે. કહ્યો, તે શરાનપડેલી ઇંદ્રિયોને તથા મનને પુનઃ ઉન્મત્ત બનવાનો શૌચ, દતધાવન, સ્ને સારુ, તેમને ભગવત્પરાયણ કરી દેવાની મહાત્મા હોમ, ભગવત્પૂજન, દાન,

પરોપકાર ઇત્યાદિ વિધિ મો કર્તા છે, વિકારોના કારણરૂપ છે, આત્મસંબંધ છે, ને તેમાંથી કોઇનેલસી રહેલો 'હું' અને 'મારું' એ મમત્વને (શરીરના તથા મનના) વિધિપુરઃસરુએ, ત્યાગ કરી દેવો જોઇએ. જીવ નિષ્કામપણે કરવાના છે. સંબંધવાળો છે તે, મનને વશ હોવાથી અને થવાનો હેતુ નથી; પણ જો નથી ઘેરાયલો હોવાથી જ, આ સંસારને છે. કર્મ કર્યાથી મનુષ્ય નિષ્પાપ, ચૈતન્ય, વ્યાપક, નિર્વિકારી, આનન્દ-

રૂપ, નિર્દોષ, કીર્ત્તિમય છે, તેને સંસારપ્રાપ્તિનું કારણ મન–અહંકાર જ છે. એ મહાદુઃખ દેનારા મન–અહંકાર શત્રુને, અસંગરૂપી વિજ્ઞાન શસ્ત્રથી કાપી નાંખ્યા પછી જ આત્મજ્ઞાનરૂપી ચક્રવર્તી પદને જીવ પામે છે; અને પરમાર્થમાં વૃત્તિઓ લેપાયાથી, રાગ માત્ર છૂટી, અહંકારવૃત્તિ નાશ પામી, આત્મસુખાનુભવથી નિર્વિકલ્પ થઈ, તે જીવબ્રહ્મમાં જ પરિપૂર્ણ-રૂપે વસે છે અને એ મન–અહંકાર નિર્મળ છતાં પણ જો ચિત્તમાં ક્ષણમાત્ર પણ તેનો સંકલ્પ સજીવન થવા પામે તો, હજારો વિઘ્નો સજીવન થવા પામે છે. માટે મનોનિગ્રહ કર્યા પછી વિષયચિંતનને સ્થાન આપવા દેવું જોઇએ નહિ. વિષયોની ઇચ્છાવાળો પુરુષ દેહી જ રહે છે; કેમ કે તે જો પોતાને દેહથી ભિન્ન માનતો હોય તો, વિષયોની અને વિષયજન્ય સુખોની કામના થવી સંભવિત નથી; અને એ રીતે દેહી થવાથી, આત્માથી જૂદો પડે છે ને વિષયોના અનુસંધાનમાં તત્પર થઈ જાય છે; અને તે જ સંસારબંધનનું મહત્ કારણ છે. માટે નિર્બળ થયેલાં ઇંદ્રિય અને મનને સ્થિર કરવા સારુ, પેલા મદોન્મત્ત અશ્વ અને હસ્તીનું દૃષ્ટાંત લક્ષમાં લઇને, તે જેમ ખીલે બંધાય છે, તેમ મનને પણ ખીલે બાંધવું જોઇએ. મનરૂપ તુરંગનો ખીલો ભગવદુપાસના છે, અને તે સાથે શ્રદ્ધારૂપ સાંકળવડે તેને બાંધવાનું છે; અર્થાત્ પૂર્ણ શ્રદ્ધા રાખીને, સંકલ્પ વિકલ્પનો, ભગવાનની ઉપાસના કરવામાં દૃઢતાથી ત્યાગ રાખીને, પછી ભગવાનની ઉપાસના કરવી જોઈએ. એકાંતમાં અને પવિત્ર સ્થળમાં પવિત્ર થઈ બેસી, સર્વ અંગોને તથા ઇંદ્રિયોને સ્થિર રાખી, આંખો મીંચી (અથવા શક્તિ હોય તો ખુલ્લી રાખી) હૃદયરૂપ આકા-શમાં સૂર્ય સરખો કિંવા તેથી પણ અધિક તેજવાળો પ્રકાશ મનોમય દૃષ્ટિથી જોવો. એ પ્રકાશ સર્વત્ર સરખો ભરેલો–સભર–વ્યાપેલો, પરમ સુખદ (ઘણા તેજવાળો છતાં ઉષ્ણતા રહિત, તેમ શીતતા રહિત) જાણવો, જોવો, અને તેમાં લીન થવું. એ પ્રકાશ અથવા તેજ સર્વને પ્રકાશિત કરનાર પરબ્રહ્મનું છે, પરબ્રહ્મની ઉપાસનાને અર્થે તે તેજનું જ ધ્યાન ધરવું; કારણ કે પરબ્રહ્મ તો એ તેજથકી પણ પર છે, ગૂઢ છે, મનની કલ્પનાની બહાર છે. તે કેવો છે, તે માત્ર જેને અનુભવ થાય, તે જ જાણે છે. તેનાથી પણ તે વર્ણી શકવાને શક્તિમાન્ થવાતું નથી. તથાપિ તેનો જેને અનુભવ હોય તે એટલું તો કહી શકે છે કે, એ જગદાત્મા, પરબ્રહ્મ, સર્વોત્તમ, સુખમય, સર્વ શક્તિમાન્, સર્વના ચૈતન્યરૂપ, સર્વનું મૂળ, સર્વમાં રહેલો અને સર્વરૂપ–જેવો માનીએ–કલ્પીએ, તેવો છે,

અને તેટલા જ માટે તેની પ્રાપ્તિ અર્થે તેની ઉપાસના કરવા સારુ વેદોએ તેને અનેક રૂપાંતરોમાં વર્ણવ્યો છે; એટલા માટે કે, જેને જેવી ભાવના હોય, તેવે રૂપે તે તેને માનીને તેની ઉપાસના કરે. એ તેજ, સવિતારૂપ એવા જગદાત્મા ઈશ્વરનું છે, ને તેના જ વડે આ સકલ જગત્ પ્રકાશને પામ્યું છે–એ જ તેજ આપણી પ્રજ્ઞાને પણ પ્રકાશિત કરી તેની ઉપાસનાને વિષે પ્રેરે છે. તેનું અહર્નિશ ધ્યાન ધરવું એવી, ઈશ્વરી જ્ઞાનના ભંડારરૂપ વેદની, મનુષ્ય પ્રત્યે પ્રથમ આજ્ઞા છે. એ તેજ પરબ્રહ્મરૂપ છે; અને એનું ધ્યાન કરવાના હેતુરૂપ, બોધરૂપ તથા સાધનરૂપ જે શબ્દપ્રણવ તથા ગાયત્રી, તે જ વેદ. એને જ શબ્દ-બ્રહ્મ કહે છે. એમાંથી જ વેદો વિસ્તાર પામ્યા, માટે તેને (ગાયત્રીને) વેદની માતા કહે છે; અર્થાત્ એ જ ગાયત્રીનું સ્મરણ (જપ), તેમાં કહેલા ઈશ્વરી તેજના ધ્યાન સાથે કરવામાં આવે તો, તેવડે મનુષ્ય કેવળ નિષ્પાપ અને સ્થિરચિત્તવાળો થાય છે, ને પરિણામે તે તેજથી પર રહેલા એવા અકલ પરબ્રહ્મની નિર્ગુણ સગુણ મૂર્તિમાં વિરમે છે."

"જગતમાં જેમ મનુષ્ય અનેક પ્રકારનાં છે, તેમ તેઓનાં મન તથા તેની રુચિઓ પણ જૂદા જૂદા પ્રકારની હોય છે, એટલું જ નહિ, પણ તેઓની પ્રજ્ઞા (બુદ્ધિ, મનશક્તિ)માંએ ઘણો ઘણો ફેરફાર હોય છે. તેથી ઓછી વધતી પ્રજ્ઞા પ્રમાણે તેવાં ચઢતાં ઉતરતાં સાધન પણ વેદે કહ્યાં છે. મેં જે ગાયત્રી વિષેનું ધ્યાન કરવાની ઉપાસના કહી, તેમાં તો વારં-વાર એકલું તેજ જ જોઇને સામાન્ય શક્તિના મનુષ્યને આનંદ ન થવાથી તેનું મન પાછું ત્યાંથી ઉપડે છે, ને અનેક સ્થળે ભટકી અનેકાનેક વસ્તુઓને પોતાની આગળ પરમાર્થના હેતુરૂપ જુવે છે. એથી, જીવે કરેલો પરિશ્રમ સત્વર સફળ થતો નથી; અને આટલા જ માટે આત્મ-જ્ઞાનમાં પ્રપૂર્ણ ન થયેલા જીવને, તે તેજને વિષે પરમાત્માનું સાકાર સ્વરૂપ જોવાની શાસ્ત્રે આજ્ઞા કરી છે. એ સ્વરૂપ આ જગદ્રૂપે થયેલા પરમાત્માનાં મૂળ અને મુખ્ય સ્વરૂપોમાંથી ગમે તે હોય, વિરાટ્રૂપ હોય, વિશ્વવ્યાપીરૂપ હોય અથવા તેના અંગભૂત ગણપતિ, અંબા, સૂર્ય, શિવ, વિષ્ણુ ઇત્યાદિ સગુણ પરમાત્માનાં અનેક રૂપે હોય–તેપર પ્રીતિ થાય છે–ને ત્યાં મન સ્થિરતાને પામે છે, પરંતુ તે સઘળાં સ્વરૂપો કાળાંતરે વિકૃતિને પામે છે. પણ એ સર્વ કરતાં આદિ અને કેવળ નિર્વિ-કાર એવું જે રૂપ, પોતાની અનાદિ કાળની સૃષ્ટિને વિષે પરમાત્માએ ધારણ કરેલું છે, ને જે પરમ આનંદમય, ઉપાધિરહિત, પ્રજ્ઞાનઘનરૂપ,

સચ્ચિદાનંદરૂપ તથા સર્વથા રુચિતોષક છે. તેની ઉપાસનાનો જે માર્ગ જાણે છે, અને તેમાં જે રમણ કરે છે તેવા જ, આ વિશ્વને તરી જાય છે અને એ જ તારે જાણવાની આવશ્યકતા છે; તેમાં તું પ્રવેશ કર, ને તેમાંથી તરી પાર ઉતર."

મહારાજા છાદિતબુદ્ધિનો અને યોગીરાજનો લાંબો સંવાદ આટલે સૂધી કહીને પછી બટુક વામદેવજી બોલ્યા; "વરેપ્સુ! શું આ ઇતિહાસ તેં યથાર્થ સાંભળ્યો? તે યોગીરાજે એ પ્રમાણે છાદિતબુદ્ધિને સામાન્ય ઉપાસના પ્રકાર કહી સંભળાવીને, પછી સાવધાન કરી ત્યાં પોતાની આગળ જ તેને બેસાડ્યો; ને તેના અંતઃકરણમાં તે શબ્દબ્રહ્મરૂપ ભગવત્તેજનું પ્રથમ અવલોકન કરાવીને પછી તે તેજને વિષે, તેં તારી મરણાવસ્થામાં બ્રહ્મલોકથી આગળ જતાં ઇંદ્રના વિમાનમાંથી પેલા મહાતેજમાં ઉથલી પડીને તેને વિષે જે આનંદમય ભગવત્સ્વરૂપ જોયું હતું, તે જ અચ્યુત સ્વરૂપનું તેને નખથી શિખાપર્યંત યથાર્થ જ્ઞાન કરાવ્યું. એ મહામંગળરૂપ પોતાના અંતરમાં ખડું થતાં જ છાદિતબુદ્ધિ વિહ્વલ બની ગયો; તે દેહભાન ભૂલી જઇને તદ્રૂપ થઈ આનંદસાગરમાં ઝીલવા લાગ્યો. અહીં તેને ભગવત્પ્રેરણાથી સ્મરણ થયું કે, યોગીરાજે મને तत्त्वमसि તે (બ્રહ્મ) તું (આત્મા) છે, એવું જે ભાન કરાવ્યું હતું, તે પરબ્રહ્મ પોતે આ જ છે! અહો! અહો! અને શું તે જ હું છું! એ કેવી રીતે? આવી સહજ ચિંતાથી તે પાછો પોતાના મનોમય સ્વરૂપને ભગવત્સ્વરૂપ સાથે સરખાવવા યત્ન કરવા જાય છે, તેવો જ તેના હૃદયપરનો અજ્ઞાનાવરણનો પડદો ઈશ્વરેચ્છાથી ખસી ગયો! તત્કાલે જ તેના અનુભવમાં આવ્યું કે, 'અહાહા! આ જગદીશ્વર શ્યામ સુંદર, મનોહર, નિર્ગુણ, સગુણ પરબ્રહ્મના સરખો જ હું છું!! રે, તેનો અંશ જ હોવાથી તે જ પોતે હું છું!! અહોહો!! હું તે, ને તે હું જ, હું ને તે ન્યારા નથી; હું ને તે એક જ! અહોહો!' આવી સ્થિતિને પ્રાપ્ત થયેલા તે રાજાની દેહવાસના ને અન્ય સર્વ વાસના ભંગ થઈ, ત્યારે અંતે અવિકૃતરૂપમાં લીન થઈ ગયો.





# ષોડશ બિન્દુ

## अहं ब्रह्मास्मि

श्लोकार्धेन प्रवक्ष्यामि यदुक्तं ग्रंथकोटिभि. ।
ब्रह्म सत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव केवलम् ॥

અર્થ–જે વાત કરોડ ગ્રન્થોથી કહેલી છે, તે વાત હુ અર્ધા શ્લોકથી કહુ છુ કે; બ્રહ્મ સત્ય છે, જગત્ મિથ્યા છે અને જીવ કેવળ બ્રહ્મ જ છે.

જ્યારે મહાત્મા બટુક આ પ્રમાણેની કથા કરી, સહજમાં પણ કેમ તત્ત્વજ્ઞાન પ્રાપ્ત થાય છે તે જણાવી, રાજા વરેપ્સુના પ્રશ્નનું સમાધાન કરી મૌન રહ્યા, ત્યારે પુનઃ રાજાએ કહ્યું; "હે ગુરુદેવ, રાજા છાદિતબુદ્ધિને तत्त्वमसिના પદનું જ્ઞાન થવા પછી, તે કેવા પ્રકારે આ સંસાર તરી ગયો, તે મને જણાવોઃ કેમકે તે જાણવાની મને બહુ ઉત્કંઠા છે."

રાજા વરેપ્સુની આવી ઉત્કટ ઇચ્છા જોઈ, બટુક બોલ્યા; "પછી પરમ આનંદમાં તે રાજા કેવળ લીન થઈ ગયો. કેટલીકવાર સૂધી તેવી એકલીનતાનો પ્રકાર અચળ જોઇને, યોગીરાજે રાજાને સંબોધીને કહ્યું; 'राजन्, को भवान् ? રાજા, તું કોણ છે? આમ કેમ નિશ્ચેષ્ટ થઈ રહ્યો છે?' તોપણ રાજા પરમાનંદ સ્વરૂપમાં લીન હોવાથી જરા પણ બોલ્યો નહિ, ત્યારે બીજીવાર બોલાવ્યો, ને તે વેળા પણ ન બોલવાથી ત્રીજીવાર તેના મસ્તકપર હાથ મૂકીને પૂછ્યું કે; राजन्, को भवान्? को भवान्? ત્યારે રાજાનાં નેત્ર ઉઘડી ગયાંઃ અતિશય હર્ષ પૂરિત વાણીથી તે એટલું જ બોલ્યો; 'ભગવન્! દેહભાવે હું આપનો દાસ છું; જીવ ભાવે આપનો અંશ છું, અને આત્મભાવે તમે છો તેજ હું છું; એ પ્રમાણે મારી મતિ છે. 'अहं ब्रह्मास्मि ! अहं ब्रह्मास्मि !! अहं ब्रह्मास्मि !!! હું બ્રહ્મ છું! હું બ્રહ્મ છું! હું બ્રહ્મ છું! આ સત્ છે; આ સર્વ ચિદ્રૂપ પ્રકાશે છે; આત્મારૂપ આ સર્વ બ્રહ્મ છે!' આવા આવા આનંદમાં તેનાં

રોમાંચ ઉભાં થઈ ગયાં. શરીરે પ્રસ્વેદ છૂટયો ને ઉન્મત્તની પેટે ઉભો થઈ તે નાચવા તથા કૂદવા લાગ્યો. પછી યોગીરાજે પ્રેમથી ઉભા થઈ તેને હૃદય સાથે ચાંપ્યો ને અનેક આશીર્વાદ દઈ સામે બેસાડી પૂછ્યું, "રાજા, કેમ હવે તારી શંકા નિવૃત્ત થઈ? તત્ત્વમસિનો અર્થ સમજાયો?" રાજા બોલ્યો; "હા ગુરુદેવ, હું યથાર્થ સમજ્યો. મેં પ્રત્યક્ષ અનુભવ્યું કે, તે પરમાત્માનો અંશ જ હોવાથી હું પરમાત્મારૂપ જ છું. હું નિઃશંક છું–આપની કૃપાથી હવે કેવળ નિઃશંક થઈ રહ્યો છું." ત્યારે યોગીરાજ બોલ્યા; "રાજા, હવે તને થયેલો પરમાત્મસ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ મને કહી શકીશ, કે તે પરમાત્મા કેવો છે?" ત્યારે રાજાએ કહ્યું; "કૃપાનાથ! તે હું શી રીતે કહી શકું? એ અનુભવ મારી પ્રાકૃત વાણીથી વર્ણી શકાય તેવો નથી. એ તો જે અનુભવે તે જ જાણે. મને જે મહાસુખનો અનુભવ થયો છે, તે ઉપરથી હું એટલું કહી શકું, કે એ પરમાત્મા પરમ સુખાનંદમય છે; તે પરમ જ્ઞાનમય છે, તે પોતાના તેજવડે હૃદયને પ્રકાશિત કરીને અજ્ઞાનથી મુક્ત કરે છે, માટે પરમ ગુરુરૂપ છે. અને અહા! ગુરુ મહારાજ, હવે આપના ઉપદેશનો ભાવાર્થ હું સમજ્યો, કે એ રીતે મારો ગુરુ હું પોતે જ; પરમશાંતિ-સદાકાળનું અવિનાશી સુખ પણ હું પોતે જ; મારો શત્રુ પણ હું પોતે જ; મિત્ર પણ હું પોતે જ; ને એમ આખું જગત્ પણ હું પોતે જ છું! કારણ કે હું પરમાત્મા છું ને એ પરમાત્માથી જ આ સઘળું જગત્ ઉત્પન્ન થયું છે. અહો! એ પરમાત્મા જ સર્વનું મૂળ છે, તે જ સર્વમાં વ્યાપી રહ્યો દેખાય છે, તેનાથી જ આ સઘળું હયાતી પામેલું છે, ને તેનાથી ભિન્ન કંઈ જ નથી. તે જ હું છું. આ સઘળું કેવળ બ્રહ્મ જ છે! એમાં બીજું કંઈ જ નથી. સર્વત્ર ઓતપ્રોત એક બ્રહ્મરસ જ પરિપૂર્ણ ભરી મૂકેલો છે. અહો! કૃપાનાથ! આપના કૃપાપ્રસાદવડે હવે હું ધન્ય છું, ધન્ય છું! ધન્ય છું! હું સદા આપને શરણે પડેલો છું."

આટલું કહી છાદિતબુદ્ધિ તે યોગીરાજનાં ચરણમાં પડ્યો. ત્યારે મહાત્માએ તેને પ્રેમથી બેઠો કરી પુનઃ હૃદય સાથે ચાંપીને કહ્યું; "હે વત્સ! હે પુણ્યવંત! હવે તું સૌ વાતે આ અસાર સંસારમાંથી મુક્ત બની, વિજ્ઞાની (અનુભવ સહિત જ્ઞાનવાળો) થયો છે. તું પરમ યોગ્ય અને કૈવલ્યરૂપ ધનવાળો થયો છે. તું જીવન્મુક્ત થયો છે. હવે તું નગરને વિષે જા, ને ધર્મ સહિત પ્રજાનું પાલન કર; અને આ પરમ સાધ્વી પતિવ્રતા (તારી રાણી)ના મનોરથ પૂર્ણ કરી, તેને વિષે તારા સરખી પરમશ્રેષ્ઠ પ્રજા

ઉત્પન્ન કર." એ સાંભળી રાજા બોલ્યો; "કૃપાનાથ, હવે મારે એ મિથ્યા પ્રપંચ શાને માટે ગ્રહણ કરવો જોઈએ? આપની કૃપાવડે બન્ધનમાંથી છૂટીને નિરંકુશ થયેલો એવો જે હું, તે પુનઃ પાછો એવા દુઃખમય ભવપાશમાં શાને માટે બંધાઉં? હવે કોની સ્ત્રી ને કોની પ્રજા? કોનો દેશ ને કોનું રાજ્ય? બસ, હવે તો ક્ષમા કરો. હવે તો શિવોહં! શિવોહં!"

આ સાંભળી ગુરુદેવ બોલ્યા; "હે છાદિતબુદ્ધે! શું તારા નામ પ્રમાણે જ તારો સ્વભાવ છે, અને તેથી જ તારી બુદ્ધિ ક્ષણવારમાં અજ્ઞાનથી છાદિત (ઢંકાયલી) થઈ ગઈ કે? તું વ્યવહાર અને પરમાર્થનો વિવેક કરી શકતો નથી, માટે એકના ધર્મ બીજા ઉપર આરોપિત કરી નાંખીને ભ્રમમાં પડી ગોથાં ખાય છે. જે માણસ સંસારમાં રહ્યે સતે તેના ઉપર પ્રીતિ રાખ્યા વગર સર્વ કાર્ય યથાસ્થિત કરે છે, અને બ્રહ્મ-આત્માને સર્વમાં એક રીતે ઓતપ્રોત થયેલો જૂવે છે, તે જ ખરો સ્થિતપ્રજ્ઞ છે. હમણાં જ તું અનુભવસિદ્ધ કહે છે કે, આ સર્વ (જગત્) બ્રહ્મ છે, તે શું તું ક્ષણવારમાં ભૂલી ગયો? તું સ્થિર બુદ્ધિથી જો, કે તું રાજા જેમ બ્રહ્મરૂપ છે, તેમજ અનેક દેશાંતરોમાં વિસ્તરેલું તારુ રાજ્ય પણ બ્રહ્મરૂપ જ છે; તેમાં વસતી મનુષ્યાદિક અને પશુ પક્ષ્યાદિક અનંત જીવાત્મક તારી પ્રજા પણ બ્રહ્મરૂપ જ છે; તારો પરિવાર, તારી રાણી અને તારો સઘળો રાજકાર્યભાર પણ બ્રહ્મરૂપ જ છે. તારા સઘળા દેહના, ઈન્દ્રિયના અને મનના વ્યવહારો પણ બ્રહ્મરૂપ છે. એમ પૂર્ણ જ્ઞાનદૃષ્ટિથી અનુભવતાં-તારી સ્થૂલ અને સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં, તને જે કંઈ દેખાય-અનુભવાય, તે સર્વ બ્રહ્મરૂપ જ છે, તો પછી તેમાં તારા સરખાને દુઃખ કયું, ભવપાશ કયો ને બંધન શાનું? ક્રિયા વગરની દોરડીમાં સર્પનું આવવું તથા જતા રહેવું, એ જેમ ભ્રમમૂલક છે, સત્ય નથી, તેમ જ માયાએ કલ્પેલા બંધ અને મોક્ષ, વાસ્તવિક રીતે બ્રહ્મમાં નથી, આવરણ હોવાથી બંધ અને આવરણ નષ્ટ થવાથી મોક્ષ છે, પણ બ્રહ્મસ્વરૂપને એમાંનું કશું પણ બાધકર્તા નથી અને બ્રહ્મ વિના અન્ય પદાર્થ જ નથી, ત્યાં પ્રપંચ શાનો? એ બ્રહ્મ આવરણરહિત છે; પણ આવરણ હોય તો અદ્વૈત કયાં? અને દ્વૈત હોય તો તે ભ્રમમૂલક છે, જે બ્રહ્મમાં નથી. બ્રહ્મરૂપ સમજીને નીતિ-વડે કરેલાં રાજ્યાદિક, સ્ત્રીસંગાદિક અને પ્રજોત્પાદનાદિ સર્વ કાર્ય પણ પરિણામે લેશમાત્ર દુઃખપ્રદ ન થતાં, કેવળ બ્રહ્મરૂપ ફળવાળાં-સુખમય થાય છે. હે રાજન્! એ વાતમાં તને તો આશ્ચર્ય થાય તેમ નથી; પરંતુ બીજા અજ્ઞાન અલ્પબુદ્ધિના મનુષ્યોએ પણ તેમાં આશ્ચર્ય પામવા જેવું

નથી. પરબ્રહ્મના સ્વરૂપમાંથી માયાના આશ્રયવડે જે આ બ્રહ્મરૂપ સૃષ્ટિ નિર્માણ થયેલી છે, તેમાંનો સકલ વ્યવહાર બ્રહ્મરૂપ સમજીને જ કરવાની આજ્ઞા, પ્રત્યેક મનુષ્યપ્રત્યે થયેલી છે. પરંતુ પોતપોતાના પાપાચરણથી વધી ગયેલા અજ્ઞાનને લીધે જ હીનભાગી પ્રાણીઓ, તે પવિત્ર-મહાપવિત્રતમ આજ્ઞાને અનુસરી શકતા નથી, એ ઘણા ખેદની વાત છે!! મહાભાગી અને પુણ્યાત્મા જનકાદિક રાજર્ષિઓએ પ્રભુની તે આજ્ઞા યથાર્થ પાળીને, એટલે કે પોતપોતાના રાજ્યાદિક વ્યવહારો બ્રહ્મરૂપ સમજીને ચલાવ્યાનાં અનેક વૃત્તાંતો સજ્જનોને મુખે ગવાય છે. માટે હે રાજન્! હે પ્રકાશબુદ્ધે!–આજથી હવે હું તને એ નામથી બોલાવીશ–તો તું પણ મારી આજ્ઞાને અનુસરી, જળકમળન્યાયની પેઠે અલિપ્ત રહી, બ્રહ્મરૂપ રાજ્યનું, બ્રહ્મરૂપ ધર્મથી પાલન કરી, રાજર્ષિપદને યોગ્ય થા. તારું કલ્યાણ થાઓ! અને તારી આ કલ્યાણરૂપ બ્રહ્મનિષ્ઠા સદા અચળ રહો!" ગુરુદેવનાં આવાં ઉત્તમ વચનોનું પાન કરી, રાજા ગુરુદેવનાં ચરણમાં પડ્યો, અને સ્ત્રી સહવર્તમાન ત્યાંથી ચાલી નિકળ્યો. પછી તે નગરમાં આવ્યો ને ગુરુદેવ પ્રતિ પૂર્ણ ભક્તિ રાખી, તેમની આજ્ઞાનુસાર બ્રહ્મરૂપે રાજ્ય ચલાવી; આ દેહના નાશ પછી પરમ તત્ત્વને પામ્યો."

આ ઈતિહાસ કહીને વામદેવજી વિરામ પામ્યા અને ભગવદ્વાર્તામાં જ રાત્રિ વ્યતીત થઈ જવા આવેલી હોવાથી, વરેપ્સુ આદિ સર્વ સભાજનો ગુરુદેવના નામનો જયધ્વનિ કરીને, ત્યાંથી ગંગાપર સ્નાનાદિ ક્રિયા કરવા માટે ઉઠ્યા.



# સપ્તદશ બિન્દુ

## सर्वं खल्विदं ब्रह्म

आनन्दादेव तज्जातं तिष्ठत्यानन्द एव तत् ।
आनन्द एव लीनं चेत्युक्तानन्दात्कथं पृथक् ॥ पञ्चदशी

અર્થ-નજરે પડતું જગત્ આનંદથી જ ઉત્પન્ન થયું છે, તે આનંદમાં જ સ્થિતિ કરીને રહેલું છે અને તે આનંદમાં જ લીન થાય છે. આ રીતે વર્ણવેલા આનંદથી (જગત્) ભિન્ન કેમ હોય ?

મહાત્મા બટુક વામદેવજીનાં વચનામૃતનું પાન કરવાથી શ્રોતાઓને તૃપ્તિ જ થતી નહોતી. ક્ષણે ક્ષણે તેમના મુખની પવિત્ર વાણી સાંભળવાની સૌને નવી નવી જિજ્ઞાસા થવાથી, જાણે કોઈ ગારુડીના ઇંદ્રજાળ પ્રયોગમાં ફસી પડેલો મનુષ્ય તેના ભણી જ આકર્ષાય, તેમ તેઓ વારંવાર આકર્ષાઇને તે મહાત્મા પાસે આવી બેસતા હતા.

બીજે દિવસે પણ પાછી તે જ પ્રમાણે સભા ભરાઈ, ત્યારે સિંહાસનપર વિરાજેલા સપિતૃ બટુકનું યથાવિધિ પૂજન કરીને રાજા બે હાથ જોડી સામે ઉભો રહ્યો. તત્ક્ષણે મુમુક્ષુઓએ એકે સ્વરે જયજયકારનો ધ્વનિ કર્યો. રાજા, વામદેવનાં ચરણારવિંદમાં નમન કરી વિનયપૂર્વક કંઇક પ્રશ્ન પૂછવાની તૈયારીમાં હતો, એટલામાં તે મહાત્મા પોતે જ બોલી ઉઠ્યા:-"હે રાજા ! આજે તારા અંતઃકરણમાં જે શંકા ઊભી થઈ છે, ને જેનું તું સમાધાન મેળવવા ઇચ્છે છે, તે મેં અગાઉથી જ જાણી લીધું છે. તું જાણતો હોઇશ, અને બીજાઓ પણ, જેઓએ સાંભળ્યું છે તેઓ, પોતાના મનમાં ધારતા હશે કે, सर्वं खल्विदं ब्रह्म આ સઘળું બ્રહ્મ છે, એ ઉપનિષદના મહાવાક્ય ઉપરથી તો આ અપરોક્ષ અને પરોક્ષ, ચર અને અચર, સર્વ જગત્, બ્રહ્મરૂપ થયું; અને તેમ થવાથી તેમાંના પ્રત્યેક જને પોતપોતાનો વ્યવહાર પણ બ્રહ્મરૂપ જ ઠરવો જોઇએ. પણ એવી રીતે કરતાં જગતની-જગતના વ્યવહારની વ્યવસ્થા શી રીતે

રહેશે? સઘળું અદ્વૈત જોવાથી તો કેવળ પૂર્વાપર વિરોધ આવશે, તેનું કેમ? એ શંકા સત્ય છે; પરંતુ તેમાં ગૂઢ અર્થ છે. પ્રત્યેક વિષય તેના અધિકારીથી ગ્રાહ્ય થઈ શકે છે. એ સર્વનો અધિકારી બ્રહ્મૈવદૃષ્ટિવાળો બ્રહ્મનિષ્ઠ પુરુષ છે. આ જગતને વિષે આવેલા રાજા, તેના પ્રધાન, કાર્યભારી, સેવકવર્ગ, તેની પ્રજા અને તેમાંનો હલકામાં હલકી સ્થિતિનો એક રંક; તેમ જ હાથીથી તે એક ઝીણા કીટક સૂધીનાં પ્રાણીઓ; તેમ જ પરમ પવિત્ર એવા તપસ્વી બ્રાહ્મણથી તે અધમમાં અધમ ચાંડાલ સૂધીનાં મનુષ્યો; ગરુડથી તે છેક ઝીણા અને દુર્ગંધ ઉપર જન્મ પામતાં મચ્છર સૂધીના જીવજંતુઓ; મોટા મકરાદિકથી તે ઝીણા પોરા સૂધીના જલચરો; મોટાં કલ્પવૃક્ષોથી તે દુર્ગંધવાળાં કીચડની આસપાસ બાઝેલી સેવાળ; મોટા મેરુ અને હિમાલય આદિ પર્વતોથી તે માર્ગમાં અટવાઈ અટવાઇને રેતીરૂપ થઈ ગયેલા પાષાણાદિક પદાર્થો; આખી પૃથ્વીથી તે તેમાંના ઝીણામાં ઝીણા કણ સૂધીનાં પરમાણુઓ; મોટા સાગરથી તે એક નાનામાં નાના ખાબોચિયા સૂધીનાં જલાશયો; અર્થાત્ સંક્ષેપમાં કહીએ તો, જગતમાંના સઘળા નાનાથી નાના અને મોટાથી મોટા, ભારેથી ભારે અને હલકાથી હલકા, ઊંચાથી ઊંચા અને નીચાથી નીચા, સારામાં સારા અને નબળામાં નબળા, પવિત્રમાં પવિત્ર અને અધમમાં અધમ, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ અને દુષ્ટમાં દુષ્ટ, એવા સર્વ પદાર્થો તથા પ્રાણીઓ, માત્ર એક બ્રહ્મમાંથી જ ઉત્પત્તિ પામ્યા હોવાથી બ્રહ્મરૂપ જ છે. તો તે સાથે, તેવી રીતનો એક સરખો વ્યવહાર કરવા જતાં તો મોટો અનર્થ થઈ જાય! સાગર અને ખાબોચિયું બંને જો કે બ્રહ્મરૂપ છે, પરંતુ સાગરનું કામ ખાબોચિયાથી ન થશે; તેમ જ મહા વેગવાન્ ગરુડનું કામ અલ્પ મચ્છરથી ન થશે; અને ખાળમાંનું ગંદુ પાણી, ત્રિલોકપાવિની ગંગાના પવિત્ર પ્રવાહની યોગ્યતાને પાત્ર ન થશે! મોટા મદોન્મત્ત હાથીની પીઠપર મૂકવામાં આવતી સુવર્ણમય અંબાડી કંઈ એક ઉકરડામાં ફરતા ખચ્ચર અથવા તો સૂકરની પીઠપર મૂકી શકાશે? અથવા શું કોઈ મહાપવિત્ર અને ભગવત્પરાયણ એવા વિદ્વાન્ જીવને ઠેકાણે કોઈ મહાહિંસક અને પાપરૂપ અધમાધમ ચાંડાલને બેસાડીને તેની પૂજા થઈ શકશે? અથવા જે વ્યવહાર તથા જેવા પ્રકારનો હાસ્યવિનોદ એકાંતમાં પોતાની સ્ત્રી સાથે કરવામાં આવતો હોય, તેવો વ્યવહાર અને વિનોદ શું કોઈ અધમ પુરુષથી પણ પોતાની માતા કિંવા ભગિની સાથે થઈ શકશે? ના, તેમ વર્તવાથી તો લોકમાં હાસ્યાસ્પદ થશે, શાસ્ત્ર રીતે અપરાધી ગણાશે ને મરણ પછી અધમ

ગતિને પામશે. ત્યારે પછી सर्वं खल्विदं ब्रह्म નો અર્થ શો ? એ મહાવાક્યનું પ્રયોજન શું ? ત્યારે શું એ મિથ્યા મુખેથી બોલવાનું જ વાક્ય છે, કે સર્વ બ્રહ્મમય છે ? આવી શંકા આ ઠેકાણે સાહજિક જ ઉત્પન્ન થવી સંભવિત છે. પણ અહિંઆં સમાધાન માટે જરાક સ્થિરબુદ્ધિથી જોવાનું છે. આપણે અનુભવીએ છીએ કે, આખું જગત્ બ્રહ્મ થકી ઉત્પત્તિ પામ્યું છે, બ્રહ્મમાં જ રમે છે અને બ્રહ્મમાં જ લય પામે છે. આદિ પણ બ્રહ્મ છે અને અંત પણ બ્રહ્મ જ છે, અને તેથી કહીએ છીએ કે, તે બ્રહ્મરૂપ અથવા બ્રહ્મમય છે. બીજી તરફથી કહીએ છીએ કે, આ જગત્ બ્રહ્મનું બનેલું હોવાથી તેમાં બ્રહ્મ વિના અન્ય કંઈ જ નથી; માટે તે બ્રહ્મ જગદ્રૂપ થયલું છે, તો તેમાં શું ખોટું છે ? કંઈ પણ ખોટું નહિ. એ એમ જ છે. બ્રહ્મ જગદ્રૂપ થયલું છે, તેમાં પ્રથમ જેમ તેણે અવિકારી છતાં વિવિધરૂપે થવાથી વિકારીપણું અને સદા સમાન એકરસ છતાં ક્ષણિક, વિષમ અને પૃથક્પણું (જગદ્રૂપ થવાથી), ધારણ કરેલું છે તો પછી તેવા પૃથક્પણામાં, તેમાંના વ્યવહાર પણ પૃથક્ પૃથક્ કાં ન હોય ? બ્રહ્મ પોતાના મૂળરૂપે જોતાં એક છે, અભિન્ન છે; પણ તે માયાથી જગદ્રૂપ થવાથી અનેક દ્વૈતરૂપે દેખાય છે, છતાં પણ તેમાંનો વ્યવહાર અને વ્યવહાર કરનારો એ સૌ જો કે તેમાંથી જ થયલાં છે, છતાં અદ્વૈતરૂપ જ છે.

હવે દૃષ્ટાંતથી સમાધાન કરીએ; સુવર્ણ એ મુખ્ય એક જ ધાતુ છે; અને તેમાંથી મનુષ્યાદિકના અનેક શૃંગારો–અલંકારો બને છે. સુવર્ણનો મુકુટ, સુવર્ણનાં કુંડળ, સુવર્ણના ગલેબંધ, સુવર્ણની કંઠી, સુવર્ણની માળા, મુદ્રિકા, કટિસૂત્ર (કંદોરો), કર્ણફૂલ, શિરફૂલ, કંકણ, કડાં, ઝાંઝર ઇત્યાદિ અલંકારો કેવળ સુવર્ણના જ છતાં તેઓને જૂદે જૂદે અંગે ધારણ કરવાની વ્યવસ્થા કરવામાં આવેલી જણાય છે. મુકુટ મસ્તકે, કુંડળ કાને, નથ નાકે, કટિસૂત્ર કટિએ અને ઝાંઝર ચરણે પહેરવામાં આવે છે. જો કે સુવર્ણ પોતે એક જ છે, સો તોલાની એક જ લગડીમાંથી કાપી કાપીને તેનાં જ એ બધાં આભૂષણો બનાવેલાં છે; એટલે નૂપુર પણ સોનાનું, કટિસૂત્ર પણ સોનાનું ને કુંડળ, મુકુટ પણ તે જ સોનાનાં બનેલાં છે–એ સઘળાં એક જ વસ્તુનાં હોવાથી, શંકા ન ધરતાં કોઈ જીવ માથે પહેરવાના મુકુટને પગમાં ભેરવે, કાનનાં કુંડળોને નાકે લગાડે, નથને ગળે પહેરે, નૂપુરને કાને લટકાવે અને હાથની મુદ્રિકા તથા કડાંને કટિએ પહેરે ને સુવર્ણની એકતા દેખાડે, તો તે કેવો કહેવાય ? આવું કરનારને તો સાંસારિક મનુષ્ય કેવળ મૂર્ખ જ કહેશે; કેમકે તે વ્યવહાર નીતિને

જાણતો નથી. સુવર્ણ ભલે એક જ છે, પણ તે અનેક આકારે વિકૃતિ પામેલું હોવાથી, તેની સાથેનો વ્યવહાર પણ તેવા વિકાર ભણી દૃષ્ટિ રાખીને જ કરવો જોઇએ. જે અલંકાર જે સ્થળે પહેરવાને નિર્માણ થયેલો હોય તે, તે સ્થળે પહેરવામાં આવે ત્યારે જ શોભે છે. હે રાજા ! જગદ્રૂપ થયેલા બ્રહ્મને વિષે બ્રહ્મનિષ્ઠ પણ તેવો જ વ્યવહાર કરે, ત્યારે તે યથાર્થ કહેવાય; અર્થાત્ પોતાની કાયાએ, કર્મે અને શીલે (લક્ષણે) કરીને જે બ્રહ્મવેત્તા હોય, તેને તેવી જ યોગ્યતાથી જાણવામાં આવે; અને કાયાથી, કર્મોથી તથા સ્વભાવ-શીલથી, જે અધમ, પાપિષ્ઠ હોય, તેને તેવી અધમતારૂપે જોવામાં આવે અને તેની સાથે તેવી યોગ્યતાથી વર્તવામાં આવે, તેનું નામ યથાર્થ વ્યવહાર કહેવાય. નાવ અને ગાડું બંને બ્રહ્મમય છે. તોપણ બ્રહ્મનાં વિકારરૂપો છે; માટે તે દૃષ્ટિએ જોતાં નાવ જળમાં ઉપયોગી થશે ને ગાડું ભૂમિ ઉપર જ ચાલશે. જો નાવને ભૂમિપર ને ગાડાંને જળપર ચલાવવાનો યત્ન કરીએ તો તેનું ફળ વિટંબણા જ થાય. માતા અને સ્ત્રી બ્રહ્મરૂપે છતાં વિકાર પામેથી જૂદાં (સ્ત્રીરૂપ અને માતારૂપ) થયાં માટે તેમની સાથે તેવી જ યોગ્યતાથી વ્યવહાર કરવો જોઇએ; અને એ જ પ્રમાણે આખા જગતનું સમજવું.

વળી એક શંકા પુનઃ ઉભી થાય છે કે, વ્યવહાર તો જગતમાં ચાલે જ છે, તો પછી તેમાં બ્રહ્મરૂપ વ્યવહાર કોનું નામ ? જગતને જગદ્રૂપે પૃથક્પણે જોવું એ તો અજ્ઞાન. એ કંઈ બ્રહ્મનિષ્ઠા કહેવાય નહિ અને એ જીવ કંઈ બ્રહ્મવેત્તા પણ કહેવાય નહિ. એ સંબંધે આવો વિચાર થવો જોઇએઃ-"જેમ સુવર્ણ તથા તેના અલંકારોનું દૃષ્ટાંત લીધું, તેમાં જોઇએ તો સર્વ સુવર્ણના અલંકારો સૌ સૌને સ્થાને પહેરવામાં આવે તો જ શોભે છે, માટે તે સમે સુવર્ણને અલંકારરૂપે જોવું ખરું; પરંતુ જ્યારે તેનો ક્રયવિક્રય કરવાનો પ્રસંગ આવે, અથવા તેનો તોળવાનો પ્રસંગ આવે ત્યારે તો પ્રત્યક્ષ અલંકારરૂપે છતાં તે સુવર્ણરૂપે જ સમજીને તોળવામાં, કે તેનું મૂલ્ય ગણવામાં આવે છે. તેમ જ આ બ્રહ્મમય જગતમાં રાજા અને રંક, પવિત્ર સાધુ અને અધમ ચાંડાલ, શત્રુ અને મિત્ર, માતા અને સ્ત્રી, સ્વજન અને પરજન, ચોર અને શાહુકાર, ગરીબ ગાય અને હિંસક સિંહ, તેજી તુરંગ અને ભારવાહી ગધેડો, ચળકતો હીરો અને કોયલાદિ સર્વ પદાર્થને, જગદ્રૂપે જોતાં, તેની તેની યોગ્યતા પ્રમાણે તે સર્વને પ્રત્યક્ષ સ્વરૂપે જોવા જોઇએ; પણ બ્રહ્મરૂપે જોતાં, તે સર્વ વિષમતાવાળા પ્રાણીઓ કે પદાર્થોને, કેવળ જ સમાન ગણીને, તે બ્રહ્મરૂપ હોવાથી મારા સરખા

જ છે, ને તેથી, જેવાં સુખદુઃખ માનપાનાદિક મને થાય છે, તેવાં જ તેઓને પણ થાય છેઃ અર્થાત્ તે તે પદાર્થ, પ્રાણી, મારાથી કિંચિત્ પણ હલકા કે ઉતરતા નથી એમ સમજી, આત્મા સમાન ગણીને, તેઓનો તિરસ્કાર ન કરવો જોઈએ, તેઓને દુઃખ થાય તેવું કર્મ નહિ આચરવું જોઈએ, તેઓનું ભલું કરવાનો અને તેઓ પોતાના મૂળ (બ્રહ્મ) રૂપને પામી શકે તેવો પરમાર્થ કરવો જોઇએ. જગતમાં કોઈ જ મારો શત્રુ નથી, સર્વે બ્રહ્મનું રૂપાંતર હોવાથી તદ્રૂપ અને મારા સરખા છે, અને મારા જેટલો જ સર્વનો અધિકાર છે, એવી વૃત્તિથી વર્તવું જોઇએ. આ વ્યાવહારિક બ્રહ્મનિષ્ઠા, એ કરતાં પણ વધારે એકતાવાળી છે."

### અંતર્બ્રહ્મનિષ્ઠા–જગન્નાટક

એટલું કહીને બટુક વામદેવજી પુનઃ બોલ્યા, "રાજા, એવી રીતે સઘળું બ્રહ્મમય જોનારો મનુષ્ય જગતમાં સર્વ સંગે બરોબર રીતે પૂર્ણ બ્રહ્મૈવવૃત્તિથી વ્યવહાર ચલાવે છે ખરો; અને તે વેળા તે સામાન્ય દૃષ્ટિથી જોનારને કેવળ સાંસારિક પણ દેખાય છે ખરો, પરંતુ તેના અંતઃકરણનો ભાવ કેવળ જૂદો જ હોય છે. તે આખી સૃષ્ટિને બ્રહ્મરૂપ અનુભવતો હોવાથી, અંતરમાં તે સર્વને સરખા મહત્વથી જૂએ છે; તે કોઇનો દ્વેષ કે પ્રેમ ન કરતાં, સર્વને સરખો ન્યાય આપે છે; સ્ત્રી, પુત્ર, ધન, પરિવાર ઇત્યાદિ જે જે પોતાનું છે, તેને પોતાનું દેખાડીને તેઓ સાથે વસે છે; પણ અંતરમાં તેને વિષે તે લુબ્ધ થતો નથી. તે જાણે છે કે, બ્રહ્મમાંથી ઉપજેલો વિકાર બ્રહ્મમાં જ લીન થશે; અર્થાત્ સ્ત્રી, પુત્ર, ધનાદિક વિકાર પામેલું બ્રહ્મ છે. તે અંતે વિકાર રહિત થવાથી શુદ્ધ બ્રહ્મરૂપ થઈ જશે; માટે તેમાંથી જો કોઇનો કદાચ નાશ થઈ જાય છે, અર્થાત્ કોઈ મરે છે, તો તે સંબંધે તેને કશો શોક થતો નથી, તેમ વૃદ્ધિ થવાથી તે હર્ષ પણ પામતો નથી. તેને સારાં કે નરસાં કોઈ કાર્ય માટે આસક્તિ જ નથી; તે કોઇની સ્તુતિથી પ્રસન્ન થતો નથી, તેમ કોઇની નિંદાથી અપ્રસન્ન પણ થતો નથી. તેનાપર નિરંતર કે કોઇક સમયે આવી પડેલું મહાદુઃખ તેના મનને દુઃખરૂપ થતું નથી, તેમ મહા આનંદની કથા, જે માયિક વૃત્તિના જીવને, મહાહર્ષનું કારણ થઈ પડે છે, તે તેને સુખાનંદનું પણ કારણ થઈ પડતી નથી. તેને પ્રિય, અપ્રિય, સુખ, દુઃખ સ્પર્શ કરતાં નથી અર્થાત્ તેનાથી તે પીડા પામતો નથી; તેમ સ્વર્ગ સમાન સુખથી તે હરખાઈ જતો નથી. તાત્પર્ય કે, જેમ કોઈ નાટકકર્ત્તા નાટકમાં પોતાના દેહથી અનેક વેશ ધારણ કરી

બતાવે છે, પણ મનમાં તો પોતે સમજે છે કે, હું તો જે છું તે જ છું માત્ર વેશ ભજવવા આ જૂદા જૂદા વેશ ધારણ કરું છું, પણ તે સર્વ મિથ્યા છે, અને તે પ્રેક્ષકો આગળ પ્રયોગ કરી બતાવવતાં સૂધીના જ છે; અને તેમ ધારીને તે સર્વ સ્વાંગો થકી કેવળ નિસ્પૃહી અને નિર-હંકારીપણે રહે છે; તેવી જ રીતે બ્રહ્મનિષ્ઠ પુરુષ પણ, પોતાના અંતઃ-કરણમાં બ્રહ્મભાવનું સ્મરણ કરતો થકો, કેવળ અહંકાર રહિત વર્તે છે. નિરંતર પરમ આનંદથી સુખ પામેલો બ્રહ્મવેત્તા કદી વિદ્વાન્ કે કદી મૂઢ, કદી રાજાના રાજસી ઠાઠમાઠવાળો, તો કદી ભટકતા વટેમાર્ગુ, કદી વ્યવહારકુશળ માણસ, તો કદી સાત્વિકવૃત્તિનો યોગી, કદી તામસ પ્રકૃતિનો માનવી, તો કદી અપમાન સહનારો ક્ષુદ્રક પ્રાણી થઈ વિચરે છે. તે નિર્ધન છતાં સંતુષ્ટ, સ્વાર્થ રહિત છતાં ઉત્સાહી, ભોગી છતાં નિરંતર તૃપ્ત, વિલક્ષણ છતાં સમદૃષ્ટિવાન્, કર્ત્તા છતાં અકર્ત્તા, ફ્લેચ્છુ છતાં નિઃસ્પૃહી, દેહી છતાં અદેહી, પરિચ્છિન્ન છતાં વ્યાપક અને દ્વૈત છતાં અદ્વૈત જ રહે છે.

“રાજા, શું તારા યજ્ઞ સમયે પધારેલા પેલા નાટકાચાર્ય મુનિનો નાટ્યપ્રયોગ તે જોયો નથી? પોતાના શિષ્યોને તે મહર્ષિએ કેવું ઉત્તમ શિક્ષણ આપેલું હતું, તેનો વિચાર કર. તેઓએ પરમ સત્યવ્રતધારી એવા હરિશ્ચન્દ્ર રાજર્ષિનો પુરાતન ઇતિહાસ નાટકરૂપે કરી બતાવ્યો હતો. તે પ્રયોગમાં હરિશ્ચન્દ્ર રાજા, તેની રાણી, તેનો પુત્ર, વરુણદેવ, વિશ્વામિત્ર ઋષિ અને વરુણનો યજ્ઞ કરતી વેળા એકઠા થયેલા વસિ-ષ્ઠાદિ ઋષિઓ ઇત્યાદિ સર્વ પાત્રો હતાં. છેવટે કાશીપુરીમાં ગંગાતટે રાજા હરિશ્ચન્દ્ર, તેને વેચનાર બ્રાહ્મણ, તેને વેચાતો લેનાર ચાંડાલ, શબરૂપ થઈ પડેલો રાજપુત્ર, તેને ખોળામાં લઈ સ્મશાનભૂમિમાં શોક કરતી રાણી અને ચાંડાલની આજ્ઞાથી રાજા ખડ્ગ લઈ રાણીને મારવા જતો ને તે વેળા પ્રકટ થયેલું ભગવત્સ્વરૂપ આદિ મુખ્ય પાત્રો તેં જોયાં છે? શી નાટકર્ત્તાઓની ચમત્કૃતિ! નાટક થતું હતું, તે વેળા ઘણા કાળ પૂર્વે થઈ ગયેલા હરિશ્ચન્દ્રને જાણે આપણે અપરોક્ષ જોતા હતા; અને તેના પર વીતતો મહાકષ્ટકર પ્રસંગ જોઇને આપણા સર્વનાં અંતઃકરણ દયા, ખેદ અને શોકથી પરિપૂર્ણ થઈ, નેત્રોમાંથી અશ્રુ વહેતાં હતાં. પ્રેક્ષકવર્ગને જ્યારે એમ થતું હતું ત્યારે સ્વતઃ તે રાજા અને રાણી, કે જે મૃતપુત્રને ખોળામાં લઇને વિલાપ કરતાં હતાં, તેના અંતઃકરણને દુઃખ થતું હશે, તેમાં શી નવાઈ!”

એ સાંભળી રાજા કંઈ કહેવા જતો હતો, તેટલામાં વામદેવજી પોતે જ બોલ્યા; "ના, ના; તેઓને શાનું દુઃખ? એ રાણી, રાજા, મૃતપુત્ર, ઋષિ વિશ્વામિત્ર અને ચાંડાલાદિકનો વેશ ધરનારા તો એ નાટકાચાર્યના શિષ્યો હતા તેઓ પોતાના મનમાં યથાર્થ સમજતા હતા કે, અમે જેમ આ સ્વાંગ ધર્યો છે તેવા અથવા તો તે નથી જ, પણ બ્રાહ્મણપુત્રો છીએ; અને આ વેશ છે તે માત્ર પ્રેક્ષકોને હરિશ્ચન્દ્રના ચારિત્ર્યનું યથાર્થ ભાન કરાવવાને અર્થે જ છે, અને તે આ ચાલતો પ્રયોગ પૂરો થઈ રહે ત્યાં સુધી જ છે. વળી તે વેળા રાજાનો વેશ પહેરીને ઊભેલા પાત્રને રાજાપણાનો દાવો કરવાનું કિંવા તેવા અધિકારનું અભિમાન કરવાનું કશું કારણ નહોતું, તેમ ચાંડાલનો વેશ લેનારાને સૌ ચાંડાલરૂપે જુએ છે તથા બોલાવે છે, તેમાં તેને ખેદ કરવાનું કારણ નહોતું. તેના મનમાં નિશ્ચય છે કે, હું અહુણાં પણ બ્રાહ્મણ જ છું, અને વેશ ઉતારીશ ત્યારે પણ બ્રાહ્મણ જ છુ; માત્ર ગુરુની આજ્ઞાથી મારે વારે આવેલો પ્રયોગ ભજવું છું તેવી જ રીતે શોક કરતી રાણીનો વેશ પહેરનાર તથા મૃતપુત્રનો વેશ લેનાર પણ, પોતાને પોતાના બ્રાહ્મણપણાની સ્મૃતિ પરિપૂર્ણ છતાં, પોતાને માથે આવેલું તે તે કાર્ય યથાર્થપણે બજાવ્યા જતા હતા. તેમના અંતરમાં તેનો હર્ષ કે શોક યત્કિંચિત્ પણ નહોતો. તે પ્રત્યેક પાત્ર પોતે પોતાને જાણે છે, તેમ બીજાઓને પણ સારી રીતે જાણે છે; છતાં નાટકના પ્રયોગ વેળા પોતાની ભૂમિકાનું જ કામ વગર ભૂલે કર્યાં જતા હતા; કેમકે તેમાં ખામી આવે તો પ્રયોગ દૂષિત થાય.

"તેવી જ રીતે બ્રહ્મનિષ્ઠ પુરુષ, આ જગતમાં કેવળ નાટકીય પુરુષરૂપે રહે છે. તે અંતરમાં યથાર્થ જાણે છે કે આ સઘળું બ્રહ્મમય છે; પરંતુ જગદ્રૂપ થયેલું હોવાથી તેની અંદર જગદ્રૂપ વ્યવહાર કરવા યોગ્ય છે. બ્રહ્મજ્ઞ પુરુષ વિશ્વમાં જગદ્રૂપે વ્યવહાર કરતો સતો, પરિણામે પાછો પોતાની બ્રહ્મનિષ્ઠા ઉપર આવી ઠરે છે. નાટકમાં જેમ પેલા બ્રાહ્મણે પિશાચિણીરૂપ ઠરાવેલી રાજા હરિશ્ચન્દ્રની સ્ત્રીને તથા તેના ખોળામાં પડેલા મૃતપુત્રને જોઈ, એ કોઈ સ્મશાનમાંનાં બાળકોનું ભક્ષણ કરનારી પિશાચિણી છે, એમ ધારીને મારવા માંડી, તે વેળા તે મારનારા ગ્રામ્ય જનોનું મારવું તથા મારણશસ્ત્રો, એ સઘળું જેમ કૃત્રિમ-વેશધારી-મિથ્યા છે, અર્થાત્ વાસ્તવિક જોતાં તે મારનારરૂપ થયેલા નાટકના પાત્રજનો મનમાં સારી રીતે સમજતા હતા કે, આપણે તો બધાય એક જ છીએ, પણ માત્ર મારવા સરખો સ્વાંગ પ્રેક્ષકોને દર્શા-

વીએ છીએ; અને જેમ તેઓનાં કૃત્રિમ શસ્ત્રોથી અને મિથ્યા પ્રહારથી તે રાણીરૂપ થયેલા પાત્રજનને જરાએ ક્ષત થતો નથી, તેવી જ રીતે બ્રહ્મવેત્તા પુરુષ પણ, અંતરમાં સઘળું બ્રહ્મમય સમજતો હોવાથી, પોતાનો અપરાધ કરનારને કે સુખ દેનારને કદાચ કોઈ પ્રકારનું શાસન કરે છે કે દાન આપે છે, તો તે દેખાવ માત્ર શાસનરૂપ કે દાનરૂપ હોય છે; પણ ખરું જોતાં તે તેને કશું દુઃખદાયક કે સુખદાયક ન થતાં, ઉલટું તેનું કલ્યાણ કરનારુ થાય છે અને જેમ અંધકાર તેજથી વિલક્ષણ છતાં પણ, ભાનુના તેજમાં લય પામે છે, તેમ જ સઘળું દૃશ્ય વિલક્ષણ છે, પણ તે બ્રહ્મમાં જ લય પામે છે. એવી બ્રહ્મનિષ્ઠા પ્રપંચમાં (સંસારમાં) રહેલા બ્રહ્મજ્ઞાનીને હોય છે, અને તે ભસ્મમાં ઢંકાયલા અગ્નિ સરખી ગુપ્ત હોય છે. પણ એના કરતાં વળી શ્રેષ્ઠ, જેઓની અતિ ઉગ્ર બ્રહ્મનિષ્ઠા થાય છે, તેઓ પરમહંસદશાવાળા પુરુષો છે."

## પરમહંસ દશા—જીવન્મુક્તિ

"વરેપ્સુ," ગુરુ વામદેવજી બોલ્યા; "વ્યાવહારિક બ્રહ્મનિષ્ઠા કરતાં પરિપક્વ બ્રહ્મદશા કેવળ ઐક્યરૂપ છે. તેવી નિષ્ઠાવાળો પુરુષ બ્રહ્મ અને જગતમાં કશો ભેદ કે વિકાર જોતો નથી. તે તો સર્વત્ર સદાકાળ કેવળ બ્રહ્મ જ અનુભવે છે. તેને માતા, પિતા, સ્ત્રી, પુત્રાદિ, સ્વજન કુટુંબાદિકમાં અને શત્રુ મિત્રાદિકમાં પ્રીતિ અપ્રીતિ હોતી નથી; તેને માટીનું ઢેફું, પત્થરો અને સોનું, બધુંય સરખું છે; તેને ચંદન પુષ્પથી કરેલી પૂજા અને શસ્ત્રનો પ્રહાર સરખો છે; સ્તુતિ અને નિંદા સરખી છે; અમૃત સરખા પકવાન્નનું ભોજન અને વિષનું ભોજન સરખું જ છે; ગોખરુના કાંટાની શય્યા અને મખમલની સુખશય્યા એ સરખાં જ છે; ઠરી ગયેલા જળનું હિમ અને અગ્નિનો અંગારો બંને સરખાં જ છે; સ્વર્ગનું સુખ અને નરકનું અસહ્ય દુઃખ સરખું જ છે; દિવસ અને રાત્રિ સરખાં જ છે; ભ્રાતા અને શત્રુ સરખા જ છે; કીડી અને કુંજર સરખા જ છે; મૃગ અને મૃગપતિ સમાન જ છે; રાજા અને રંક સરખા છે; જ્ઞાની અને અજ્ઞાની સરખા છે; અને જડ તથા ચૈતન્ય સરખાં જ છે. એવી રીતે તેની દૃષ્ટિએ સર્વ એક બ્રહ્મમય જ છે અને તે અંતરમાં ને બહાર સઘળે તેને એકરસ જ જુએ છે. તેને કશી કામના નથી, તૃષ્ણા નથી, હર્ષ નથી, શોક નથી, મોહ નથી, દંભ નથી, ગર્વ નથી, ક્રોધ નથી, મત્સર નથી, ભય નથી, સુખ નથી, દુઃખ નથી, ક્લેશ નથી, માયા (પ્રીતિ) નથી, મમતા નથી, અહંતા નથી, તેમ તેને કશી લજ્જા પણ હોતી નથી.

અવિદ્યાનાં જે જે કારણો છે, તે તેને બાધ કરી શકતાં નથી. આવી સ્થિતિને લીધે તે કેવળ ઉન્મત્ત સરખો દેખાય છે; વસ્ત્રાદિકનું પણ તેને ભાન હોતું નથી, તેમ ક્ષુધા તૃષ્ણાની પણ તેને કશી વ્યથા થતી નથી. કોઈ ઓઢાડે છે તો તે ઓઢે છે, પહેરાવે છે તો તે પહેરે છે, વસ્ત્ર ખેંચી લે છે તો કશી આનાકાની વગર તે લઈ જવા દે છે; ખવરાવે છે તો ખાય છે, પીવરાવે છે તો પીએ છે, કોઈ મારે છે તો તે સહન કરે છે, કોઈ ખેંચી જાય છે ત્યાં ચાલ્યો જાય છે; ક્ષણમાં તે નાચે છે, ક્ષણમાં કૂદે છે, ક્ષણમાં હસે છે ને ક્ષણમાં મુંગો અને સ્તબ્ધ બનીને બેસી રહે છે. એવો તે નગ્ન, ઉન્મત્ત, જડ અને બહેરા મુંગા સરખો અવધૂત પરમહંસ છે. તે સદા બ્રહ્માનંદમાં મગ્ન થઈ જીવન્મુક્તિનો આ દેહે જ અનુભવ લે છે, અને દેહ પડતાં સૂધી નિઃસ્પૃહી થઈને દૈવવશાત્ પ્રાપ્ત થયેલાં સુખદુઃખ ભોગવે છે. આ સર્વ દેહના ધર્મો છે, મારે તેની સાથે કંઈ લેવા દેવા નથી, એમ માનીને તે જગતમાં વિચરે છે; અને યથાકાળે દેહ વિસર્જન થયો કે, બ્રહ્મમાં લીન થઈ જાય છે. જીવન્મુક્ત પરમહંસની આ રીતે એકાગ્ર બ્રહ્મનિષ્ઠા હોય છે.

"હે રાજન્! એ ઉપરથી એમ સમજવાનું નથી, કે તે જીવન્મુક્તાની તેવી ઉન્મત્ત અને જડવત્ વૃત્તિને લીધે તેને (તેના દેહને) અપાર ક્લેશ થતો હશે. અધમ-અજ્ઞાની પ્રાણીઓ તેની પરમહંસ અવસ્થા જાણતા નથી, તેથી કદાચ તેને કષ્ટ આપવાની મૂર્ખતા કરે છે; પરંતુ તે મહાત્માનું તો ઈશ્વરી સત્તાવડે આપોઆપ જ રક્ષણ થાય છે. તે સ્વયં બ્રહ્માકાર થઈ ગયેલો હોવાથી તેને સર્વત્ર બ્રહ્મમય ભાસે છે, ત્યારે તેને જોનારને પણ તે સ્વાભાવિક જ આત્મા સરખો પ્રિય લાગે છે; કેમ કે તે પ્રત્યક્ષ ઈશ્વરતુલ્ય છે. તે તડકામાં ચાલે છે ત્યારે તેનાપર વાદળ છાયા કરે છે; પગને ફાડીને આરપાર નિકળી જાય તેવો માર્ગમાં ઉભેલો કાંટો તેને પીડા ન થાય, માટે ભોંયમાં નમી જાય છે; તેને દાહ ન થાય માટે અગ્નિ શીતળ બની જાય છે, જળ તેને ડૂબવા દેતું નથી, શસ્ત્રની ધાર પ્રહાર કરતી નથી, તેના મુખમાં જતું વિષ અમૃતરૂપ થઈ જાય છે, છંછેડાયલો વિષધર તેના પગથી દબાયો હોય, તોપણ તેને ડસવાને બદલે શાંત બનીને ચાલ્યો જાય છે; મહા વિકરાળ સિંહ પોતાની ક્રૂરતા મૂકી દઈ તેની સાથે રમણ કરે છે, ને શશક, મૂષક, કપોત, ચક્રવાકાદિક પશુ પક્ષીઓ, કે જેઓ મનુષ્યને જોઈ ભયથી નાસી જાય છે તેઓ પણ ભય ત્યજી દઈ, તેને પોતાના સરખો જ જાણીને તેની સાથે આનંદે

રમે છે. એવી રીતે સર્વ જગતનો તે મિત્રરૂપ થઈને વિચરે છે. હે રાજર્ષિ વરેપ્સુ! એવા પ્રકારની સુદૃઢ બ્રહ્મનિષ્ઠા હોય, તેના જ સંબંધમાં सर्वं खल्विदं ब्रह्म એ ઉપનિષદ્ મહાવાક્યની સાર્થકતા છે; મુખેથી બોલવામાં સાર્થક્ય નથી. શુદ્ધ અંતર્નિષ્ઠા થયા વિના ઉપનિષદાદિ મહાવાક્યો માત્ર બોલીને જ જે પોતાને 'અહં બ્રહ્મ! અહં બ્રહ્મ!' કહેવરાવે છે, અને 'આ સઘળું બ્રહ્મ છે, માટે તેમાં મારુ કીયું, ને તમારુ કીયું, પોતાનું શું ને પારકું શું, શોક શો ને હર્ષ શો, સુખ શું ને દુઃખ શું, લેવું શું ને આપવું શું, નહાવું શું ને ધોવું શું, પુણ્ય શું ને પાપ શું, દેવ શા ને ધર્મ શો, જીવ શો ને ઈશ્વર શો, એ તો મિથ્યા ભ્રમણા હોઇને સઘળું બ્રહ્મરૂપ છે,' એવું બોલી બોલીને, સ્વાર્થ પરાયણ મનુષ્ય અજ્ઞજનોને ભમાવે છે તથા ઠગે છે અને કર્માદિક માર્ગથી ભ્રષ્ટ કરે છે, તે કેવળ ધર્મવિપ્લાવક ઢોંગી છે અને બ્રહ્મદંડને જ પાત્ર થાય છે.

"તેમ જ, કેવળ ભોળા જીવો–અજ્ઞાન જીવોની સરળ બુદ્ધિમાં ભેદ પડાવનારા દાંભિક પુરુષો, વેદાંત શાસ્ત્રનાં વાક્યોને કંઠાગ્ર કરી લઇને તથા અનેક કૂટ દૃષ્ટાંતોને પોપટની પેઠે ગોખી રાખીને, પછી મોટા બ્રહ્મનિષ્ઠ સરખા આડંબરથી જગતમાં વિચરે છે; અને અજ્ઞ લોકોને આડું અવળું સમજાવી, બ્રહ્મ બતાવનાર બ્રહ્મનિષ્ઠ [illegible] બનીને, તેઓને ઉપદેશ આપે છે, તથા તેઓની પાસે અનેક [illegible] સંતોષાતાની સેવા કરાવે છે, એટલું જ નહિ પણ તેઓનાં તન, મન, ધ[illegible] સુદ્ધાં હરણ કરીને માયાને જાણનારા ને માયામાં મૂઢ થયેલા જીવને અકલ્યાણને માર્ગે ઉતારી પાડે છે, તેવા બ્રહ્મઠગો આત્મહત્યારા છે. તેઓ અનેક રીતે હાથે ઝાલી ઝાલીને શરણાગત જીવોને નરકમાં નાંખે છે, ને પોતે પણ (નરકમાં) પડે છે, જેમાંથી ઉદ્ધાર થવો મહા કઠિણ છે. એવા દાંભિકો–બ્રહ્મવેત્તાનો ડોળ કરનારા મિથ્યા બ્રહ્મનિષ્ઠો અથવા ઠગ બ્રહ્મનિષ્ઠો, ભક્તિયોગનો પણ નાશ કરનારા છે. આવા દંભી બ્રહ્મનિષ્ઠો અજ્ઞજનને બ્રહ્મજ્ઞાનનો ઉપદેશ કરતી વેળા પોતે પૂર્ણબ્રહ્મ થઇને બેસે છે, ને તેવી જ પૂર્ણતાની વાતો કરે છે. પણ તેઓ અસંસ્કારી છે ને તેમનો અંતરાત્મા જરાએ નિર્મળ થયેલો હોતો નથી. તેઓની ઇંદ્રિયો ક્ષુલ્લક વિષયસુખ ભોગવવા માટે ક્ષણે ક્ષણે વલખાં જ મારતી રહે છે, તેમની આશા, તૃષ્ણા તેમનું જ્ઞાન સાંભળનારા તેમના શિષ્યોના કરતાં પણ ઘણી સબળ હોય છે; શિષ્યો પાસે સેવા કરાવી કરાવીને તેઓ બહુ મોજી અને સુખિયા થઈ જવાથી કિંચિત્ પણ દુઃખ, શોક, કલેશ સહન કરી શકતા નથી. તેમનું મન નિરંતર મોટાઈ–પૂજ્યપણું પ્રાપ્ત

કરાવવામાં, વધારે દ્રવ્ય એકઠું કરવામાં અને અજ્ઞ લોકોને ઠગવાના પ્રપંચોમાં જ રમતું રહે છે. તેઓ દયાહીન, લજ્જારહિત, નમ્રતા વગરના અને સ્વાર્થમાં પરમ કુશળ હોય છે. કોઈ નિંદ્ય કાર્ય થઈ ગયું તો તે અપકૃત્યના રક્ષણાર્થે તે બ્રહ્મનિષ્ઠ થઈને પ્રત્યુત્તર આપે છે કે, 'એ કર્મો સાથે આત્માને શું લાગે વળગે છે? સત્કર્મ હો વા દુષ્કર્મ હો. એ તો માત્ર દેહનો જ ધર્મ છે. इंद्रियाणींद्रियार्थेषु वर्तन्त इति मे मतिः ઇંદ્રિયો ઇંદ્રિયોના વિષયો ભોગવે છે, આમ મારુ માનવું છે, ને દેહ દેહની મેળે યથોચિત વર્તે છે તો તે દેહનાં સુખદુ:ખ ભોગવે છે, એમાં મારે શું? ભોગ ભોગવે તે ભોગવશે!' અથવા એના કરતાં પણ ઘણી એકતા વાળું સમાધાન કરે છે કે, 'અહો! सर्वं खल्विदं ब्रह्म! વેદ વારંવાર પૂકારે છે કે, આ સઘળુ બ્રહ્મમય છે, તો પછી તેમાં કોણ ભોક્તા છે ને કોણ ભોગ્ય છે? એમાં પુણ્ય શું ને પાપ શું? બ્રહ્મવેત્તાને દોષ શાનો? અમને તો કશું અડતું નડતું નથી. અમારે મન તો સઘળું બ્રહ્મમય છે. મારુ, તારુ, ને પારકું ને પોતાનું એ સઘળા પ્રપંચો તો અજ્ઞાની-ઓની પાસે રહ્યા છે.' વળી જ્યારે તેઓને કોઈ કહે છે કે, 'તમે બ્રહ્મજ્ઞાની થઇને માયામાં મોહ શા માટે રાખો છો? તમારે તો પુત્રો, સ્ત્રી, ઘરબાર બધું મિથ્યા છે, તમારે સંસારી પદાર્થો માટે હવાતિયાં મારવાં અયોગ્ય છે, ત્યારે આ બધું શું?' ત્યારે તેઓ સમાધાન કરે છે કે, 'એ સૌ મિથ્યા છે, છતાં સ્વપ્નાનાં ધનની પેરે વ્યવહારમાં તો સત્ય છે. જ્યાંસૂધી દેહ જણાય છે, ત્યાંસૂધી આ જગત વળગેલું જણાય છે, બાકી અમે તો પરમહંસની પેરે વિચરીએ તેવા છીએ.'

"હે રાજા, એવા બ્રહ્મજ્ઞો આ યુગમાં* તો ક્વચિત્ જ હોય છે, પણ કલિયુગમાં જ્યારે અધર્મ અનાચાર વધી પડે છે, જીવ અવિદ્યાને યોગે અલ્પ બુદ્ધિનો થાય છે, ત્યારે તેઓ મોટી સંખ્યામાં પૃથ્વીપર ઉભરાઈ આવે છે, અને પવિત્ર પરમાત્માને નામે લોકોને ઠગતા ફરે છે. પણ તેવા બ્રહ્મજ્ઞોને જો કોઈ યથાર્થ બ્રહ્મવેત્તા મળી આવે છે, તો તે તેની ખોડ સમૂળી નાશ પામે છે ને પછી તે સત્યમાર્ગે પણ વળે છે; અને તેના દ્વારા અનેક ભેપગથી હોનું અકલ્યાણ થતું અટકે છે. એવાં ઘણાંક ઉદાહરણો ચાલ્યો જાય છે; માંએક હું તમને કહું છું તે સાંભળો. અહુણાં તેની સાથે રમણ કરે છે, ને શશટે શ્રીહરિનો જયધ્વનિ કરો."

---

*શુ પક્ષીઓ, કે જેઓ મનુષ્યને જોઈ ભ યુગ હતો; એટલે ઉતરતો સત્ય-યુગ ભય ત્યજી દઈ, તેને પોતાના સરખો જ જાણે



# અષ્ટાદશ બિંદુ

## શુષ્ક વેદાન્ત જ્ઞાની

आवरणस्य निवृत्तिर्भवति च सम्यक्पदार्थदर्शनतः ।
मिथ्याज्ञानविनाशस्तद्विक्षेपजनितदुःखनिवृत्तिः ॥ शंकर.

અર્થ–પદાર્થનું યથાર્થ રીતે જ્ઞાન થવાથી આવરણની નિવૃત્તિ થાય છે, મિથ્યાજ્ઞાનનો નાશ થાય છે ને વિક્ષેપથી થયેલા દુ:ખોનો પણ નાશ થાય છે.

સર્વ નિત્ય કર્મથી પરવારી, શ્રોતાઓ સાવધ બનીને, દેવસભા જેવી રાજા વરેપ્સુની સભામાં રાત્રિના પધાર્યા. ગુરુદેવ સજ્જ થઈ બેઠા હતા; કીર્તનો જારી થયાં હતાં; સર્વે જીવો શ્રવણ, મનન ને નિદિધ્યાસન કરતા હતા, તેથી સંતોષ પામી ગુરુદેવે પુનઃ ઉપદેશારંભ કીધો. શ્રી વામદેવજી બોલ્યા; "વરેપ્સુ! વસ્તુ અથવા કાર્યનું સુખ મુખેથી વર્ણવવું તો સહજ છે, પણ તેનો અનુભવ કરવો અતિ કઠિન છે. 'હું રાજા છું' એમ તો ગમે તે મનુષ્ય કંઈ પણ પરિશ્રમ વિના પોતાના મુખથી બોલી શકે, પરંતુ રાજાને મળતું માન, અને રાજાને થતાં સુખદુ:ખનો અનુભવ, અને તેને અંગે રહેલાં જોખમો, તથા જૂદે જૂદે પ્રસંગે અનેક જનોને, અનેક રીતે રંજન કરવાનું કામ બજાવવાને, કોઈક જ જીવ ભાગ્યશાળી બને છે. તે જ પ્રમાણે अहं ब्रह्मास्मि (હું બ્રહ્મ છું) અને सर्वं खल्विदं ब्रह्म (આ સઘળું બ્રહ્મ છે) એ મહાવાક્યો બોલી જવામાં યત્કિંચિત્ પણ પરિશ્રમ નથી; પરંતુ તે પ્રમાણે વર્તવાને અને અનુભવવાને અનેક જન્માંતરોપર્યંત અથાગ પરિશ્રમ કરવો પડે છે. આ જગતમાં અસંખ્ય પ્રાણીઓ છે, તેમાંથી એકાદો પ્રાણી પરમાત્માને પામવા પ્રયત્ન કરે છે; આવા અસંખ્ય પ્રયત્ન કરનારાઓમાંથી એકાદ જ પ્રાણી આત્મજ્ઞાનને પામે છે; અને તેવા અસંખ્ય આત્મજ્ઞાનીમાંથી એકાદ જ પરમાત્માને પામી શકે છે–તે પણ અસંખ્ય જન્મે પામી શકે છે. પણ તે વાતનું સત્ય રહસ્ય ન સમજતાં, મૂઢ

જનો માત્ર 'હું બ્રહ્મ, હું બ્રહ્મ'ની વાણી બોલવામાં જ સાર્થકતા માને છે, પરન્તુ તેઓ અનુભવસિદ્ધ થવાનો કિંચિત્ પણ યત્ન કરતા નથી. તેઓ અનધિકારી હોવાથી ચોરાસીના ફેરામાં અટવાયા જ કરે છે; અને આ જગતમાં મહામહા ક્લેશ ભોગવે છે. એવા શુષ્ક જ્ઞાનીઓ મુખે બોલાતી વાણી પ્રમાણે પોતે અનુભવ લીધેલો છે, એવો ડોળ કરીને આ જગતમાં વિચરે છે, અને અવિદ્યાથી રચીપચી રહેલા અજ્ઞ જનોમાં, મહાત્મારૂપે પૂજાય છે! કાર્ય કરતી વેળા જે જે સાધનો જોઇએ તે તે સાધનો, તે કાર્યનું ફળ ભોગવતી વેળા જોઇતાં નથી, એ નિયમ આવશ્યક છે; પરન્તુ કોને? પરમહંસોને, શુદ્ધ પવિત્ર જનોને, અન્ય જીવોને નહિ. તે તો એવાં કૃત્યથી ઉલટા પડે છે. પરમાત્માસ્વરૂપનો અનુભવ થવામાં જે જે કર્મ ઉપાસનાદિ સાધનો આચરવાં [illegible] જોઇએ તે તે સાધનો, પરમાત્મસ્વરૂપનો અનુભવ થયા પછી અત્યાવશ્યક નથી; કેમકે ભગવત્સાક્ષાત્કાર થયા પછી તે સાધનો આપોઆપ જ છૂટી જાય છે. [illegible] અપૂર્ણ બ્રહ્મનિષ્ઠાવાળા ને અસંસ્કારી જ્ઞાનીઓ [illegible] એ સ્વાત્મા પર[illegible]સોને જોઇને સઘળાં કર્મ ઉપાસનાદિક સાધનોને, જાણી જોઇને, અવિદ્યાના યોગે, માયામાં લપટાઇને પ્રમાદથી, સહજ ત્યજી દે છે; એટલું જ નહિ, પણ તેવાં સાધનોનો અતિ દ્વેષ કરી બીજા જીવો, જેઓ તે સાધનોને ભાવથી સેવતા હોય તેઓને પણ તેમ કરવાનો નિષેધ કરે છે. તેઓ કહે છે કે, 'એ સાધનોનો મિથ્યા રગડો શા માટે જોઇએ? સર્વત્ર બ્રહ્મભાવથી જોવું એટલે બસ, કૃતાર્થતા તેમાં જ સમાઈ છે!' આ જગતના માયાવશ લોકોને તો એટલું જ જોઇએ છે. સૃષ્ટિમાં સ્વાભાવિક નિયમ છે કે, સૌ મનુષ્ય જેમ બને તેમ સ્વલ્પ શ્રમથી અલભ્ય લાભ મેળવવાની વાંછના રાખનારા છે, અને જે ફળ ઘણા કષ્ટથી અને લાંબા કાળે પ્રાપ્ત થતું હોય, તે ફળ સ્વલ્પ પરિશ્રમ વગર સટ્ટ લઇને મળે, તેના સરખું તો રુડું એકકે નથી એમ જ,જે બ્રહ્મ જાણવાને અપાર કઠિન સાધનો કરવાના છે; તે બ્રહ્મ જો अहं ब्रह्मास्मि બોલવામાંજ પ્રત્યક્ષ થતું હોય તો પછી જોઇએ શું. પણ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવો, એ સહજ શ્રમનું કાર્ય નથી, પણ અનેક જન્મના સદ્વિચારનું ફળ છે પરંતુ અજ્ઞ જીવો તે જાણતા નથી? 'જે પાર જાય તે લડુ ખાય,' તેમ જ જે જીવ સદ્વિચારથી, સત્કર્મથી, સદ્જ્ઞાનથી, પૂર્ણ પ્રેમભક્તિથી, પરબ્રહ્મને પામવા મથન કરે છે, તે જ પરબ્રહ્મને, કોટી જન્મે પણ પામે છે. પરન્તુ તેનો વિચાર જ કોણ કરે છે? આ જગતના જીવોને તો એવા વાચિક વેદાંતીઓનો કર્મોપાસનાદિક સાધનોનો નિંદારૂપ ઉપદેશ, બહુ પ્રિય લાગે

છે, ને તેથી તેઓ તુરત જ સઘળાં સત્કર્મોનો ત્યાગ કરી, પરમ નિષ્ઠુર થઈ જાય છે. તેઓ શાસ્ત્રાદિકને માન્ય કરતા નથી, ધર્મ માત્રનો ત્યાગ કરી દે છે, અને પોતે જ બ્રહ્મ બની ગયેલા માનતા હોવાથી ઈશ્વરનો ભય પણ રાખતા નથી. કોરા પાષાણ જેવા શઠ શિષ્યો હોય છે, તેવા તેઓના ગુરુઓ પણ હોય છે. તેઓ પરમ ઈષ્ટ સિદ્ધાંતોને, વેશ બદલાવી, નિંદ્યરૂપે તે સિદ્ધાંતોને, ઠામ ઠામ ફેલાવે છે ને અનેક જીવોને અવળે માર્ગે દોરવે છે. પણ તેઓને જ્યારે કોઈ ખરો બ્રહ્મવેત્તા મળે છે, ત્યારે કોઈ જન્મના સંસ્કાર હોય તો, વળી અધિકારી બની, સત્ય માર્ગે પણ વળે છે.

"એવો એક શઠ ગુરુ, કે જેને વાચિક વેદાંતી, ઠગવેદાંતી, શુષ્કવેદાંતી, કે બ્રહ્મઠગ એવાં અનેક નામ આપી શકાય તે, એકવાર અજ્ઞ જનોને ભોળવતો ભોળવતો ઉત્તર દિશા ભણી ચાલ્યો. જતાં જતાં તે એક દેશમાં જઈ ચઢયો. ત્યાંનો રાજા ઘણો બળવાન્ અને મોટી સમૃદ્ધિવાળો હતો. તેના રાજ્યમાં સંત ને મહાત્મા જ્ઞાની પુરુષોનું સારુ સન્માન થતું હતું. આ બ્રહ્મઠગ માનતો હતો કે, આ લોકમાં મારા જેવા જ સર્વ સંત મહાત્મા હશે, માટે ચાલની હું પણ આ રાજાને ત્યાં જાઉં ને તેને મારા વાક્ચાપલ્યથી વશ કરી લઉં. એવા નિશ્ચયથી તે 'જય સચ્ચિદાનંદ, જય સચ્ચિદાનંદ' બકતો બકતો રાજદરબારમાં ગયો. પણ રાજાએ તેને વિશેષ આદર આપ્યો નહિ; માત્ર તેને ભોજનાદિક અપાવવાને સેવકોને આજ્ઞા કરી. આવું જોઈ તે દાંભિકે, રાજાના કોઈ સેવકને પોતાની પાસે બોલાવીને યુક્તિથી પૂછ્યું કે; "કેમ ભાઈ, દેશાંતરમાં તો તારા રાજાની ઘણી કીર્તિ સંભળાય છે કે, એ રાજા મહા સજ્જન અને મહાત્માઓનું સન્માન કરનારો ભાવિક ભક્ત છે, ને તેમાંનું તો અહીં કંઈ જોવામાં આવતું નથી, એ શું?" ત્યારે તે સેવકે જણાવ્યું, "મહારાજ! અમારા રાજ્યમાં સંત મહાત્માઓનું સન્માન થાય છે એ વાત સત્ય છે, પણ તે કંઈ આ ન્યાય દરબારમાં હોય? એ તો રાજાજીનાં એક રાણી મિહિરાને ત્યાં જ સૌ સાધુસાધુડાંની સેવા પૂજા! રાણીજી પરમ સાધ્વી અને સંતસેવક છે. તે નિરંતર સંતસમાગમ જ કર્યા કરે છે. તેમને ત્યાં મહાત્માઓનું સન્માન થાય છે. રાજાજીને ત્યાં તે શું હોય? નિરંતર સાધુઓમાં જ બેસવું ને પરબ્રહ્મની લગ્નીમાં રહેવું, એવો રાણીજીનો સ્વાભાવિક વ્યવહાર છે, માટે ત્યાં તમે પધારો, ત્યાં સૌ રુડાં વાનાં! તેણે . સંસારને અસાર જાણવાથી વિલાસ વૈભવનો ત્યાગ

કર્યાં, એટલે રાજાજીએ તેમનો ત્યાગ કરી, એક એકાંતભુવનમાં રાખ્યાં છે. તેમના નિર્વાહાર્થે રાજા પ્રતિમાસે કે પ્રતિવર્ષે જે દ્રવ્યની મોટી રકમ આપે છે, તે સર્વથી તેઓ સંતસેવામાં જ ખર્ચી નાંખે છે. આપ ત્યાં પધારો, ત્યાં તમારું સારું સન્માન થશે."

મહામુનિ વામદેવજી બોલ્યા; "રાજા, જેઓને માન તથા અપમાન, સુખ તથા દુઃખ બંને સરખાં જ હોય, તે જ મહાત્મા. તેવા પુરુષને 'મારું સન્માન થાય તો ઠીક' એવી કામના ઉદ્દ્ભવવા જ પામતી નથી. આ શુષ્કવેદાંતી, રાજાના થોડા માનથી અસંતોષ પામી, મોટું માન મેળવવાને સારુ રાજસેવકના કહ્યા પ્રમાણે, રાણી મિહિરાના મંદિર ભણી, 'કલ્યાણ! કલ્યાણ!' 'શિવોઽહમ્! શિવોઽહમ્!' બકતો ચાલ્યો. રાણીનું નામ સાંભળીને તેને મોટો આનંદ પણ થયો. તેણે ધાર્યું કે, પુરુષ કરતાં સ્ત્રીનું મન ઘણું સરલ હોય છે; તેથી મારો મત પુરુષોમાં પ્રસરે, તેના કરતાં સ્ત્રીઓમાં વધારે ઉતાવળો માન્ય થવાની આશા છે. આ વાત સત્ય છે કે, પુરુષ કરતાં સ્ત્રીઓને હરકોઈ માર્ગે વહેલી દોરી શકાય છે. અસ્તુઃ પછી તે સંત મિહિરાના મહેલમાં પેઠો. તુરત કેટલાક સેવકો સહિત મિહિરા પોતે તે સંન્યાસીની સામે આવી, તેનો બહુ સત્કાર કરી, તેને પોતાના મહેલમાં તેડી ગઈ. અંતરમાં ગમે તેમ હોય તે કોઈ જાણતું નથી; પણ ઉપરથી તે સાધુમાં સાધુત્વનાં લક્ષણ જોઈને, મિહિરાએ તેની ભક્તિથી સેવા કરવા માંડી. તેનો તો સ્વભાવ જ હતો કે, ભક્તોને ભગવદ્રૂપ જ માનવા અને બ્રહ્મવિદ્‌ને બ્રહ્મરૂપ જ જોવો. રાણી મિહિરા સ્વમંદિરે પધારેલા તે મહાત્માને રુચિકારક ભોજન કરાવે, સુંદર, ઊંચી ને સુંવાળી ગાદીપર બેસાડે, ભગવત્સેવા કરતાં વધેલાં સુગંધી ચંદન અને પુષ્પાદિક ઉપહારો, તેને ભગવદ્રૂપ જાણીને અર્પણ કરે ને પછી તેના સન્મુખ હાથ જોડીને ભગવત્ચર્ચા કરવાને બેસે. વાચિક વેદાંતીઓ હમેશાં બોલવામાં ચતુર હોય છે; માટે જ્યારે જ્યારે સાધ્વી મિહિરા ભગવત્સબંધે શંકાથી પ્રશ્ન પૂછે, ત્યારે તેનો યુક્તિપ્રયુક્તિથી ઉત્તર આપીને તે સંન્યાસી તેનું સમાધાન કરતો હતો. જો કે અંતરમાં પોતાને કશું રુચતું ન હોય, તોપણ તે રાણીનું મન મનાવવાને જ્યારે તે ભક્તિયોગમાં મસ્ત બની જઈ, વીણાવાદ્યની સાથે, પગે ઘુઘરા બાંધીને પ્રભુ સન્મુખ નૃત્ય કરતી ને હરિકીર્તન કરતી હતી, ત્યારે પેલો સંન્યાસી પણ તેમ કરતો હતો; પરંતુ પ્રસંગોપાત્ત પોતાનો કુટિલસિદ્ધાંત પ્રસારવાનો યત્ન કરવા ચૂકતો

નહિ તે જાણે કોઈ મોટામાં મોટો બ્રહ્મનિષ્ઠ હોય, તેમ ગંભીર મુખમુદ્રા કરીને કહેતો કે, 'હે રાણી ! અબ યહ મૂર્ત્ત નહિ ચાહિયે. આત્મપૂજા કરના યોગ્ય હૈ. સ્વામી ઔર સેવક, સ્તુતિ ઔર નિન્દા, ધ્યાન ઔર યાચના ઇત્યાદિ પ્રપંચ, જો પ્રત્યક્ષ દ્વૈત ભાવનાકો દિખાતા હૈ, યહ અબ તુમ્હારેકો કિસ વાસ્તે ચાહિયે? યે સબ મિથ્યા હૈ. યહ કુછ કામ નહિ આતા. તું તો બડી જ્ઞાની હૈ; તુમ્હારેમેં અભી કુછ દ્વૈતભાવના દિખતી નહીં હૈ; તો ફિર सर्वं खल्विदं ब्रह्म યહી ભાવસે ઇસ મિથ્યા જગતમેં બિચરનાં યોગ્ય હૈ. મહાત્માઓંકી સેવા ઔર જ્ઞાનકા શ્રવણ યહી અબ તુમકો ઉચિત હૈ.' સંતનાં તેવાં વચન સાંભળતી ત્યારે મિહિરા, જે કેવળ બ્રહ્મરસમાં મગ્ન હતી, ને જે કુટિલવાદમાં ન પડતાં યથાર્થ માર્ગને જ અનુસરનારી હતી, તે બહુ નમ્રતાથી પોતાનો વેદપ્રણિહિત ભક્તિયોગનો સિદ્ધાંત દર્શાવીને, પછી सर्वं खल्विदं ब्रह्म એ મહાવાક્યની સાર્થકતા પ્રતિપાદન કરતી હતી.

"એમ કરતાં કેટલાક દિવસો વીતી ગયા. રાજમહેલમાં રહી એ સંન્યાસી, નિત્ય મોને ભાવે તેવાં નૈવેદ્ય જમી જમીને હૃષ્ટપુષ્ટ અને ગુલાબનાં ફૂલ કે રાતી રાયણ જેવો બન્યો. તેનું અંતઃકરણ તો રાણીનું અદ્ભુત રૂપ પહેલવહેલું જોયું ત્યારનું જ ભ્રષ્ટ થયું હતું, પણ તે દુષ્ટભાવને પોતે મનમાં જ રાખીને વિચરતો હતો. પણ જ્યારે રાણી મિહિરા તેને ઈશ્વરભાવથી પૂજવા લાગી, ત્યારે તે ભાવનો તેણે પોતાના મનને ગમતો દુરુપયોગ કરવાનો વિચાર કર્યો. એક દિવસ રાણી ભગવત્સેવા કરીને પૂર્ણ પ્રેમથી નૃત્ય કીર્તનમાં મગ્ન હતી, એ વેળા દાસદાસી આદિ મંદિરમાં કોઈ નહોતું; માત્ર સંન્યાસી ગાદીપર બેઠો હતો, ને તે રાણીનું રૂપ જોઇ, મોહાંધ થયા છતાં, મોઢેથી 'કૃષ્ણોહમ્ કૃષ્ણોહમ્'* જપ્યા કરતો હતો. મહાસાધ્વી મિહિરાના ભક્તિયોગનું હું શું વર્ણન કરું? જ્યારે તે કીર્તન વેળાએ પ્રેમના આવેશમાં તલ્લીન થઈ જતી, ત્યારે પોતાના દેહભાવને વિસ્મૃત થઈ જતી હતી. તે પરિપૂર્ણ બ્રહ્માનંદમાં મગ્ન રહેતી હતી. આજે તેને એવી સ્થિતિમાં જોતાં જ તે બગમહાત્માનું મન વિહ્વલ થઈ ગયું ને તે આવેશમાં, તે પાપપુંજ, પવિત્ર મિહિરાને, તેની સાથે નૃત્ય કરતાં કરતાં વળગી પડ્યો. પોતાના શરીરને કોઇનો સ્પર્શ થયો છે, એવું જાણતાં જ રાણી શુદ્ધિમાં આવી ગઈ. પેલો ગ્લાનિ પામેલો સંન્યાસી પોતાના દુષ્ટભાવને છૂપાવવાને ચતુરાઇથી બોલી ઉઠ્યો; 'અયે

* સોહમ્-તે (પરમાત્મા) હું છું.

રાણી! કીતની અસાવધતા! મૈં આકર એકદમ તુમકો નહિ પકડતા તો તુમ તુરતહી ગિર જાતી. હમ હરએક વક્ત કહેતે હૈ કિ, યે જૂઠા બખેડા તુમ છોડદો. ભજના ઔર હમકો તો ઐસી દ્વૈતભાવના ઉચિત નહિ હૈ. આપકો તો શ્રીબહી બ્રહ્મરૂપ હૈ. દેખો, સબહી અદ્વૈત, વાઃ કૌન ઠાકુર ઔર કિસકી સેવા!'

"પરમ પવિત્ર મિહિરાના મનમાં તો દ્વૈતભાવના હોય જ શાની કે, તેને કશું પાતક કે સંદેહ ઉપજે? પણ ગુરુનું મન તો એવું ચંચળ બની રહ્યું કે, ક્યારે રાણી ભોળવાય ને ક્યારે મારી મનકામના પૂર્ણ થાય. પછી તેણે અનેક યુક્તિઓ રચવા માંડી. વાતવાતમાં તે શૃંગાર ક્રીડાનું વર્ણન કરવા ઉતરી પડે, ને તત્ત્વવિવેચન સાથે મિશ્રિત કરીને યુક્તિપૂર્વક અનેક મદનોદ્દીપક વાતો કરવા મંડી જાય. પ્રથમ તેવી શૃગારકથાને રાણીના મનમાં સંશય ન થાય માટે તે ધિક્કારે, ને પછી ધીરે ધીરે તેનું મંડન કરતો જાય; અને કહેતો જાય કે, "દેખો, સર્વકો બ્રહ્મહી દેખતા હૈ-યાને સબહી દૃશ્યાદૃશ્ય જગત્ બ્રહ્મરૂપહી હૈ, ઐસા જિસને અનુભવસે જાન લિયા હૈ, ઉસીકો કોઇભી કર્મસે પ્રત્યવાય નહિ લગતા. વહ તો સર્વ કર્માકર્મસેં જલકમલકે સમાન મુક્ત હી હૈ." પરંતુ આવાં વાક્યોથી મિહિરાના મનમાં કંઈ અસર થતી નહિ. પવિત્ર પ્રેમભક્તિયોગમાં લીન તે સાધ્વી એમ જ માનતી કે, આ ચરાચર મારા હૃદયના સ્વામી બ્રહ્મનું જ છે! ત્યારે તે સાધુડો નવી નવી યુક્તિઓ કહે, પણ ભક્તિરસથી રંગેલાં અંતઃકરણવાળી તે સાધ્વી, તેના દુષ્ટ ભાવને સમજી નહિ. એક દિવસે એકાંત જોઈ રાણી આગળ તેણે જ્ઞાનકથા કરવા માંડી. સાધુરૂપ બગભકતે પ્રથમ કેટલુંક જ્ઞાન રહસ્ય કહીને, પછી કોઇએક વિચિત્ર પ્રસંગ આણી, તેણે એવું દૃષ્ટાંત કહેવા માંડ્યું કેઃ—

"અય મિહિરા! આ આત્મા તો કેવળ નિર્લેપ છે; અને પ્રારબ્ધ તો ઇન્દ્રિયદ્વારા દેહને ભોગવવાં પડે છે, પણ તે સાથે આત્માને યત્કિંચિત્ પણ સબધ નથી. કોઇએક સમર્થ રાજર્ષિના નગરથી થોડે દૂર એક રમ્ય ઉપવન હતું. ત્યાં ઉત્તમોત્તમ પ્રકારનાં લલિત પુષ્પવૃક્ષો અને ફલિતવૃક્ષો છવાઈ રહ્યાં હતાં. અને શુક મેના વગેરે પક્ષી પણ મધુર કલરવ કરી રહ્યાં હતા. તે વૃક્ષવેલાની સુશોભિત ઘટાની મધ્યમાં એક મહાત્માનો આશ્રમ આવી રહ્યો હતો. એ મહાત્મા એક દિવસ આનંદથી એક આમ્રલતા નીચે બેસી, ઉપવનરૂપ બ્રહ્મલીલા નિરખતા હતા; તેટલામાં, ત્યાં જાણે બીજી ઉર્વશી ન હોય તેવી કોઇએક યુવતી તે

ઉપવનમાં ક્રીડા કરતી કરતી જઈ ચઢી. તેની સાથે તેવી જ સુંદરાંગી સખીમંડળી પણ હતી, જેના હાથમાં તે નવયૌવનાની સેવા માટેનો વિવિધ સેવોપચાર હતો. તે નવલકિશોરીને જોતાં જ તે મહાત્માનું મન બહુ વિહ્વલ થઈ ગયું, અને ઇંદ્રિયો સ્વેચ્છાથી તે સુંદરીની તરફ પ્રબળતાથી દોડવા લાગી. મહાત્મા તો સાક્ષાત્ બ્રહ્મરૂપ જ હતા, તેને તો કંઇ સંકલ્પ વિકલ્પ નહોતો, પરંતુ ઇંદ્રિયોથી પ્રેરાયલું સ્થૂલ શરીર એકદમ સ્વસ્થાનપરથી ઉઠી, ત્વરાથી દોડી તે નવલસુંદરીના મૃદુલ ગુલાબ સરખા અંગની સાથ બ્રહ્મભાવથી લપટાઈ ગયું; અને એવું દૃઢ આલિંગન કીધું કે, તેમાંથી તે સુંદરી છૂટવાને અશક્ત થઈ પડી. આવો પ્રસંગ જોઈ હસતી અને લજવાતી તેના સંગની સાહેલીઓ આશ્ચર્ય સહિત દૂર નાસી ગઈ અને તે વાટિકાની બહાર આવી રાજસેવકોને એ સમાચાર જણાવ્યા. આ બ્રહ્મલીલાનું રહસ્ય નહિ સમજનારા સર્વ સેવકો તુરત ક્રોધાયમાન્ થઈ, ત વાટિકામાં દોડી આવ્યા અને તે સુંદરીની ભેટથી નિવૃત્ત થઈ ઉભેલા પેલા મહાત્માના સ્થૂલ શરીરને મારવા લાગ્યા. પછી તેના શરીરને કેદ કરી રાજનગરમાં લઈ ગયા; અને રાજસભામાં ઘસડી જઈ તેના સ્થૂલ શરીરને ઉભું કરી, તેનો અપરાધ રાજાને નિવેદન કીધો. તે નગરીનો રાજા, પેલી નવલસુંદરીનો પિતા હતો. તે મોટો ધર્માત્મા અને જ્ઞાની હતો. સેવકોના મુખથી સર્વ વૃત્તાંત સાંભળી અને મહાત્માના શરીર તરફ જોઈ તે બહુ શોચ કરવા લાગ્યો, અને બોલ્યો, "હર હર!! રે કોણ પાપીએ આ મહાપુરુષને નિરર્થક પીડા કીધી છે? જાઓ રે, તે દુષ્ટોને એનાથી દશ દશ ગણી પીડા કરો અને તેમનાં માથાં મોઢાં મુંડાવી નગરમાં ફેરવો. પછી તે રાજર્ષિ કરસંપૂટ કરી, તે મહાત્માની સામા જોઇને ક્ષમા પ્રાર્થના કરવા લાગ્યો! અહો-"

"આટલામાં જ પરમચતુરગુણગિહિરા વચમાં બોલી ઉઠી; 'મહારાજ એ તો ઘણી વિપરીત વાત કહે. તે શું અવિવેકી, આશ્રમ વ્યવસ્થાના ભંગ કરનાર પુરુષને શિક્ષા થવા યોગ્ય નથી! એમાં સેવકોને ઉલટો દંડ શાને થવો જોઇએ?' એ સાંભળી તે વેદાંતીએ ઉત્તર દીધું; 'અરે સાધ્વી! તું આવી તત્ત્વજ્ઞા થઇને કેમ ભૂલે છે? આવા મહાત્માને કોણ અવિવેકી કહેશે? કોણ નીતિભગ કહેશે? આ જગત બ્રહ્મરૂપ જ છે! વિષયાદિક કર્મ દેહનાં છે અને તે દેહ ભોગવે છે! તેમાં બ્રહ્મજ્ઞને કંઈ પણ લાલસા થતી નથી; તે તો સદા નિર્લેપ અને નિષ્પાપ છે. આવા બ્રહ્મજ્ઞાનીની ભેટથી તો તે સુંદરી રાજબાળા પરમ પાવન થઈ અને તારા જેવાં જ બ્રહ્મપદને

પામી હતી !" એ સાંભળી સાધ્વી મિહિરા સમજી ગઈ કે, આ કૂટજ્ઞાની સાધુનું મન મલિન છે. મનનો સ્વભાવ બહુ વિલક્ષણ હોય છે. મનથી જ સંસાર સ્વર્ગનું દ્વાર અને એ જ સંસાર નરકદ્વાર થાય છે. મન જો અંકુશિત હોય તો તે દાસ ને નિરંકુશિત હોય તો શત્રુથી પણ વધારે દુષ્ટ છે. તે સાધુનાં કપટયુક્ત વચન સાંભળી રાણી મિહિરા મૌન ધરી રહી, પણ જ્યારે મિહિરા લજ્જિત થઈને કંઈ બોલતી નથી, ત્યારે આ ઠગ સંન્યાસીએ અનુમાનથી માન્યું કે, રાણી સાધ્ય છે. તે પુનઃ સાધુ ભાષામાં બોલ્યો, 'હે રાણી! ઇસ બાતમેં ગ્લાનિ કરનેકા કુછ પ્રયોજન નહિ. ક્યોંકિ યે તો અજ્ઞ જનોકી ઉલટી સમજ હૈ. યથાર્થ દૃષ્ટિસે તો કોઇમેં કુચ્છ ભિન્નતા નહિ હૈ સબ એકહી બ્રહ્મકે વિકાર હૈ. જૈસે એકહી કાંચનમેંસે યે તુમ્હારે કુંડલ બને હૈં ઔર ઉસીમેંસે તુમ્હારે હસ્તકંકણ બને હૈં. ઇન્હોમેં કેવળ આકાર માત્ર ભિન્ન હૈ, જો ઇન્હોંકો તોડકર અગ્નિમેં તપાયકે રસ કરેંગે તો એકરસ કાંચન હી હોગા, કુછ ભિન્નતા નહિ રહેગી. તૈસે હમારે સહિત સબ પુરુષવર્ગ ઔર તુમ્હારેસહ સબ સ્ત્રી વર્ગ કેવળ એકહી બ્રહ્મકે રૂપાંતર હોનેસે સર્વથા નિર્ભિન્ન હૈ, અર્થાત્ એકહી હૈં. તો સ્ત્રી પુરુષકા સંગ દૂષિત કૈસે કહા જાય ? ફિર ઉસમેંભી અજ્ઞપનેકી બાત અલગ હૈ, પરંતુ તુમ્હારે હમારેકો કોઈ બાત દૂષિત ઔર બંધનકારક નહિ હૈ. તુમ હમ સરીખે હૈ, ઇસલિયે નિરંતર સુખમય વિહાર કરતે રહેંગે તૌભી કિસી બાતસે લિપ્ત નહીં હોવૈ. સમાનોંકા વિહારભી બ્રહ્મરૂપહી હોતા હૈ ઇસસે ગ્લાનિ કરનેકા કુછ કામ નહીં; તુમ ઔર હમ એકરૂપહી હૈ, ઔર જો એકરૂપ હૈ તો લજ્જા કાહેકી ? જિસ સમય જિસ વિષયકી કામના હોવે, તિસ સમય તિસ વિષયકો ભોગકર નિઃસ્પૃહી હોના યોગ્ય હૈ. જબ પાયસ ખાનેકી ઇચ્છા હોવે, તભી યથેચ્છ પાયસ ખાકર [illegible] ઇચ્છાકો તૃપ્ત કરના. જો કિસી વખ્ત મન પ્રબલ હો જાય તો [illegible]ાંત કરનાહી ઉચિત હૈ. ઇસલિયે કોઈ સમય ઇચ્છા હો જાય તો [illegible] કરકે મનમેં છિપાના નહિ. તુમ્હારી પ્રસન્નતાકે વાસ્તે યહ બ્રહ્મરૂપ દેહ સદા તત્પર હૈ.'

"વરેપ્સુ, જો કે વેદાંતવાતથી મિશ્રિત છતાં આવી ગર્ભિત વિષય લાલસાથી લદબદ એવી તે સંન્યાસીની વાણી સાંભળી, મિહિરા પોતાના મનથી એકદમ સાવધ બની ગઈ. તેને નિશ્ચય થયો કે બ્રહ્મનિષ્ઠનાં વાક્ય આવાં હોય નહિ, પણ કોઈ કુટિલ પુરુષ જ આવી કલ્પના કરે. પરંતુ સાધુ જનોપર તેનો અસ્ખલિત પૂજ્યભાવ હોવાથી, તેણે પોતાનો તે

નિશ્ચય મનમાં જ દબાવી દઈને, આ શુષ્કવેદાંતીના મનની અને તેના બ્રહ્મભાવની પરીક્ષા કરવાનો નિશ્ચય કર્યો. તે નમ્રતાથી બોલી; 'મરારાજ! મારા મનમાં તો કોઈ જાતની કામના નથી. મારી સર્વ કામના, પરબ્રહ્મ શ્રીહરિના અંગના સંગમાં સર્વથા પરિપૂર્ણ લય પામી છે; પરંતુ સર્વત્ર બ્રહ્મમય દૃષ્ટિવાળા આપની કંઈ ઇચ્છા હોય તો હું તો આપની ચેલી છું!' એ સાંભળીને તે બ્રહ્મજ્ઞ બહુ જ પ્રસન્ન થઈ ગયો; અને ઘણા દિવસનો પ્રયત્ન આજે સફળ થયો, એમ સમજી બોલી ઉઠ્યો; "હે સુંદરી સાધ્વી! ઐસા યોગ ઔર ઐસી એકાંત ફિર કબ મિલેગી? તત્પર હોજા!" ત્યારે તે ચતુરા બોલી; "મહારાજ! આપ એ શું બોલ્યા? જ્યાં આપનું મન શુદ્ધ છે ને આપણે બંને સમાન બ્રહ્મદષ્ટિવાળાં છીએ, ત્યાં એકાંત શું અને ગુપ્ત શું? મહારાજ! મારી એવી ઇચ્છા છે કે, આપ વિદેશી છો, તેથી આપનો પ્રસંગ પુનઃ પુનઃ મળવો દુર્લભ છે; તે માટે પૂર્ણ ઠાઠની સાથ આપની ઇચ્છા પૂર્ણ કરો. આપ નિશ્ચિંત રહો. આજથી ત્રીજે દિવસે બ્રહ્મલીલાનું સુખ અનુભવવાને માટે મારો એક અતિ સુંદર બગીચો છે ત્યાં જઇશું!" આટલી વાતચિત થતી હતી એટલામાં એક દાસીએ આવી હાથ જોડીને વિનતિ કરી કે; "દેવી! શ્રીહરિને નૈવેદ્યાર્પણનો સમય થયો છે." તુરત તે પવિત્ર અબળા ઉઠીને હરિમંદિર વિષે ચાલી ગઈ.

"વરેપ્સુ," વામદેવજી બોલ્યા; "એ મહાસાધ્વી મિહિરા રાણીનો અધિકાર કેટલો મોટો હતો, તે કેવી બ્રહ્મસ્વરૂપમાં લીન હતી, તે એ મૂર્ખ શું જાણે? તે માત્ર મુખેથી જ 'અહં બ્રહ્મ, અહં બ્રહ્મ,' કહેનારી નહોતી, પણ સ્વયં બ્રહ્મ જ હતી. પોતાની આંતર્દૃષ્ટિથી પોતાનામાં અને આખા જગતમાં વ્યાપેલા એક જ પરમાત્માને અભેદપણે તે જોનારી હતી. તેને તો પરમાત્માનો બાલ્યાવસ્થામાં જ સાક્ષાત્કાર થયો હતો અને ત્યારથી જ તેનું અજ્ઞાનાવરણ ખસી ગયેલું હોવાથી, બ્રહ્મમય આખું જગત્ તેને હસ્તામલકવત્ હતું. તેનું અભેદપણું અને તેની પરમાત્મનિષ્ઠા તેના પતિના દેશમાં, તેમ જ તેના પિતાના રાજ્યમાં પણ, પ્રસિદ્ધ જ હતાં. સાસરામાં, સાસુ, નણંદ અને પતિ ઇત્યાદિએ તેને સૌના સરખી ભેદદૃષ્ટિવડે સંસારમાં રાખવા અને સંસારનો અનુભવ લેવરાવવા અનેક પ્રયત્નો કર્યા, પણ તેની દૃઢભક્તિભાવના આગળ કોઇનું કંઈ ચાલ્યું નહોતું; એટલું જ નહિ, પણ તેમ કરવાને તેઓએ તેની અનેક વાર પરીક્ષા કીધી હતી, અનેક વાર તેનો છળ કર્યો હતો, પણ કશાયથી, તેનો અચળ પ્રભુપ્રેમભક્તિયોગ શિથિલ થયો નહોતો. છેવટે તેના

પતિએ તેને આ એકાંતમંદિરમાં રાખી, વ્યયની સારી વ્યવસ્થા કરી આપી હતી. તેનાં એવાં સચ્ચરિત્રથી આ જગત્ અજાણ્યું નહોતું. તેની પરમ ઉદારતા અને દીનદયાળુતાને લીધે સ્વતઃ તેની જ નિંદા કરનારા કિંવા તેને વિઘ્ન કરનારા અનેક અધમ જનો પણ કલ્યાણપાત્ર બની ગયા હતા; એટલે હવે તે અતિરૂપવતી છતાં સર્વ સંસારથી વિરક્ત બની, નિઃશંક થઇને ઇચ્છામાં આવે તેવી પ્રેમલક્ષણાભક્તિથી હરિકીર્તન કરતી અને ગમે તેવા એકાંતમાં સંતસમાગમ કરતી, છતાં તેની વિશુદ્ધતા-નિર્દોષતાને માટે કોઈને પણ શંકા જ નહોતી. જે વાત મનમાં તે જ બહાર, ને જે બહાર તે જ અંતરમાં; કોઇથી કશો ભેદ જ નહિ ને કોઈથી કશું ગુપ્ત પણ નહિ. એવું શુદ્ધ ચરિત્ર જોઈ, તેનાં દાસ દાસી પણ કેવળ શુદ્ધ અને ભક્તિમાન્ થયેલાં હતાં. તેઓથી તેનું કોઈ ચરિત્ર ગુપ્ત નહોતું, તેમ તેના કોઈ ચરિત્ર માટે તેઓને શકા પણ નહોતી.

"પેલા શુષ્કવેદાંતી પાસેથી વિદાય થયા પછી મિહિરાએ સર્વ દાસીઓને પોતાની પાસે બોલાવીને તે મહાત્માની પરીક્ષા કરવા સારુ રચેલી યુક્તિ કહી સંભળાવી, ને પોતપોતાના સંકેતમાં બહુ સાવધ રહેવાની ચેતવણી આપી. પોતાના પવિત્ર પતિની આજ્ઞા લઈ તથા ઉપયોગી વ્યય માટે જોઈતું દ્રવ્ય મંગાવી, પછી શિબિરાદિ વિવિધ સુખસામગ્રી સહિત તેઓને બીજે દિવસે નગર બહાર આવેલી પોતાની એક રમણીય વાટિકામાં મોકલ્યાં. દેવીની આજ્ઞાનુસાર તેઓએ વાટિકામાં જઈ, ત્યાં યુક્તિપૂર્વક સઘળી રચના બરાબર કરી દીધી.

"ત્રીજે દિવસે ભગવત્સેવા કરી લઇને મિહિરા ત્યાં જવાને તત્પર થઈ. પેલો સંન્યાસી તો વાટ જ જોઈ રહ્યો હતો કે, હવે ક્યારે વાટિકામાં પહોંચાય ને આપણી મનકામના સફળ થાય. બે રથ તૈયાર થઈ દ્વાર આગળ ઉભા રહ્યા, મહેલમાંથી ઉતરીને મિહિરા રથમાં બેઠી. સંન્યાસી બીજા રથમાં બેઠો. તેનું મન તો એ વેળા તૃતીય સ્વર્ગના સુખમાં ડોલી રહ્યું હતું. થોડીક વારે વાટિકામાં પહોંચ્યાં. રથમાંથી ઉતરી મિહિરા તેને અંદર લઈ ચાલી. ત્યાં ઠારોઠાર અદ્ભુત લીલા થઈ રહી હતી. વાટિકાની વચ્ચોવચ્ચ એક અતિ સુંદર શિબિર ઉભો કીધો હતો, તે એવી રીતે કે, પ્રત્યેક મનુષ્યને ગમે ત્યાં ઉભાં ઉભાં તે પૂરેપૂરો દેખાઈ શકે. તે જોવામાં નાજુક, પણ અંદરથી ઘણો વિશાળ અને સુશોભિત હતો. તંબૂની અંદર સઘળી રચના રંગબેરંગી હતી. જર ઝવેરાતની ત્યાં ખોટ નહોતી. મખમલના વિચિત્ર સુંવાળા ગાલીચા ભોંયપર બિછાવી દીધા હતા. તંબૂના મધ્ય ભાગમાં

એક ચંદન પર્યંક ઢાળેલો હતો. તેનાપર દૂધના ફીણ સરખી મૃદુશય્યા બીછાવેલી હતી. તેપર, તેમ જ આખા તંબૂમાં તે ઋતુને અનુસરતી વિવિધ સુગંધીઓ છાંટેલી હતી. વળી અનેક સૌગંધિક પુષ્પગુચ્છો પણ જયાં જોઈએ ત્યાં ગોઠવી દીધેલા હતા. આવો વિશાળ અને આટલી રચનાવાળો છતાં તે શિબિર એવો યાંત્રિક હતો કે, જો ઇચ્છા હોય તો એક ક્ષણમાત્રમાં તે આખો ને આખો ત્યાંથી અદ્ધર ઉપાડી લઇને સંકેલી લેવાય, છતાં તેની અંદર રહેલાંઓને કશી પીડા થાય નહિ.

"રાણી મિહિરા એવા અદ્ભુત વિલાસભવન સરખા શિબિરમાં તે સંન્યાસીને લઈ ગઈ. અંદર જતાં જ સાધુ પુરુષ તો પ્રસન્ન પ્રસન્ન થઈ ગયો. વસંત ઋતુ, હૃષ્ટપુષ્ટ અંગ, સંગીતના આલાપ, કામોદ્દીપક પદાર્થોનો બહેકાટ–એ સર્વથી તે મદાંધ શુષ્કજ્ઞાની ધીરજ ધરી શક્યો નહિ. સંકેત પ્રમાણે દાસ દાસીઓ ત્યાંથી ટપોટપ સરકી જવા માંડ્યાં. શિબિરના દ્વારનો પડદો સરરર કરતો હેઠો ઉતરી ગયો. એમ થોડીક વારે મનુષ્યોના સમૂહ વચ્ચે આવેલો શિબિર એક ગુહ્ય એકાંતસ્થાન બની રહ્યો. અંદર ત્રીજું કોઈ જ નહોતું: મિહિરા ને સંન્યાસી બે જ ! સૌના ગયા પછી સંન્યાસી પલંગપર જઈ બેઠો, ને મિહિરાને હાથવતી પોતાના ભણી ખેંચી આલિંગનની ઉતાવળ કરતાં બોલ્યો; "હે સુભગ સુંદરી ! અબ ક્યોં દેર કરતી હૈ ? આજ તેરા ઔર મેરા દોનોંકા જન્મ સફલ હૈ. ઐસે મહાત્માજનકી સેવા કરકે કૃતાર્થ હોનેવાલી તુમકો વિશેષહી ધન્ય હૈ. બ્રહ્મચિહ્નકો–સર્વત્ર એકમય દેખનેકા યહી સાર્થક હૈ, અપને સરીખે બ્રહ્મદર્શીઓંકો તો સબહી એકરૂપ–બ્રહ્મમય હૈ, તો યહ સિદ્ધાંતકો તુમ સુજાન હોકર બાર બાર ક્યૌં ભૂલતી હૈં ? ઔર લજ્જિત હોકર કોમલ અંગકો ક્યૌ ગુપ્ત રખતી હૈ ? ઐસા મુગ્ધત્વ તો કેવળ અજ્ઞાન ઔર નવોઢા–મુગ્ધા સ્ત્રીયોંકોહી યોગ્ય હૈ; ઔર તુમ તો બ્રહ્મરસમેં મગ્ન હુઈ હૈ, ઇસલિયે અબ યહ અમૃતમય સમયકો મિથ્યા મત જાને દેના." એ સાંભળી મિહિરા એક કોરણે ખસી જઇને બોલી; "મહારાજ આપનું કહેવું સત્ય છે, હું કંઈ લજ્જા ધરતી નથી. હું તત્પર છું. આપ વસ્ત્ર ત્યજી દો, કારણ કે મારું અંગ જોવાથી જેમ આપને કામના ઉત્પન્ન થઈ છે, તેમ જ આપનું અંગ જોવાથી મને પણ કામના ઉત્પન્ન થાય, માટે એટલી ઇચ્છા પૂર્ણ કરો. આપ વસ્ત્ર ત્યજી આવો, એટલે બ્રહ્મનો વિલાસ કરીએ !"

"મહારાજ તો આ વાક્ય સાંભળી વધારે પ્રસન્ન થયા; અને પલં-

ગપરથી નીચે ઉતરી તંબૂમાંની ખીંટીપર એક પછી એક વસ્ત્ર ઉતારીને ભેરવવા માંડ્યાં. કમરપરનું ફેંટિયું પણ કાઢી નાખ્યું. હવે માત્ર બે આંગળની કૌપીન રહી. તે સાથે મહારાજ આવવા માંડ્યા, ત્યાર પછી રાણી બોલી; "શું કહું ? આપના સરખા સુંદર શ્વપુરુષ* મેં અદ્યાપિપર્યન્ત કદી નિહાળ્યા નથી. પણ વાહ ! આ બે આંગળની ચીંથડી આપે શા માટે રાખી છે ? એ તો આપના અંગગૌરવને લાંછન લગાડે છે, એને કહાડી નાંખો, બ્રહ્મદેવ !" તે સાંભળી મહાત્મા તે લંગોટી ઉતારવાને સંકોચ ધરવા લાગ્યો ત્યારે પવિત્ર રાણી પાછી બોલી; "રે ! આપ તો બ્રહ્મરૂપ છો, હું પણ બ્રહ્મ છું, આ બ્રહ્મલીલા છે, બ્રહ્મ સભરો છે, આપને એમાં સંકોચ તે શો ? લજ્જા શી ? સર્વત્ર અદ્વૈત છે, દ્વૈત ક્યાં છે કે લજ્જા ધરો છો ? આપની બ્રહ્મલીલા પૂર્ણ રીતે કરવા હું અત્ર આવી છું, આપ સત્વર પધારો ! શું આપના મનમાં દ્વૈતભાવ વસે છે ?" તે સાંભળી બહુ હર્ષિત થયેલો તે સંન્યાસી, દિગંબર બની ત્વરાથી પલંગ પાસે આવવા લાગ્યો. તેની સઘળી ઇંદ્રિયો પૂર્ણ જાગ્રત બની ગઈ હતી. તેને રોમે રોમ કામનું મહા બળ વ્યાપી ગયું હતું, પણ અહિંયાં 'અહં બ્રહ્માસ્મિ'ની પરીક્ષાની કસોટી હતી ! જેવો તે સંન્યાસી પલંગની પાસે આવી મખમલને સુંવાળે પગથિયે થઈને ઉપર ચઢવા જાય છે, તેવી જ રાણી, "પધારો પધારો," એવા શબ્દો મોટેથી બોલી; અને તત્ક્ષણે ત્યાં એક અદ્ભુત ચમત્કાર બની ગયો. એક સપાટાની સાથે આખો તંબૂ ત્યાંથી ઉપડી ગયો ને તેમાંનો પલંગ જાણે ખુલ્લા મેદાનમાં ઢાળ્યો હોય તેવો દેખાયો. હવે જોઈ લ્યો મઝા ! અહિંયા જ તે બ્રહ્મવેત્તાની દુર્દશાની પરિસીમા આવી રહી.

"તંબૂ ઉપડ્યો કે ચોમેરે રસાલાનાં માણસો હથિયારબંધ પહેરો ભરતાં જણાયાં. આસપાસ સઘળે દાસદાસી મ્હોડે લૂગડું ધરી ઉભાં હતાં. રાણીની અભિલાષાથી દિગંબર થઈ રહેલા તે બ્રહ્મજ્ઞાનીની આ પ્રસંગે કેવી દુર્દશા થઈ હશે તેનો, વરેપ્સુ, તું જ વિચાર કરી લે. તે મહામૂર્ખ, તંબૂ ઉપડતાં હાંફલોફાંફલો થઈ ગયો. તે દિગંબરનાથ પલંગનાં પગથિયાપરથી કૂદી પડીને, ભય અને લજ્જા ધરતો પોતાનાં વસ્ત્રો લેવા દોડ્યો; પણ વસ્ત્ર ક્યાં હોય કે તે પહેરે ? તે તો તંબૂ ઉપડતાંની સાથે જ ઉપડી ગયાં હતાં. હવે તે શું કરે ? ક્યાં જાય ? તેનાં અંગને ક્યાં ગુપ્ત રાખે ? તે અજ્ઞ જીવ, પોતાના અંગને હાથથી ઢાંકી આમ તેમ સંતાવાની જગ્યા શોધવા લાગ્યો. આવું કૌતુક જોઈ ચોમેર ઉભેલા

* શ્વાન પુરુષ, કુત્તો.

સેવકો, મોઢે ડૂચા દઈદઈને અને પેટ પકડીને ખડખડાટ હસી પડ્યા. આ વેળા જો પાસે કોઈ ઊંડો કૂવો હોય અથવા પૃથ્વી માર્ગ દે તો તેમાં પડી મરવું; અથવા તો જીભ કરડીને દેહત્યાગ કરવો, એવી ગ્લાનિ તેના મનને થઈ ગઈ હશે. એવામાં વળી મિહિરા નમ્રપણે કહેવા લાગી; 'મહારાજ! આ અમૃતસમી પળને કેમ ગુમાવો છો? શીઘ્ર આવો! આપ તો સ્વયંબ્રહ્મ છો, હું પણ બ્રહ્મ છું, આ સર્વ જગત પણ બ્રહ્મ છે, આ સેવકો પણ બ્રહ્મ છે, ત્યારે ચિંતા શી ને લજ્જા પણ કોની? અદ્વૈત ભાવવાળાને, પરમ બ્રહ્મસ્વરૂપને, બ્રહ્મરૂપની લજ્જા ઉચિત નથી. લજ્જા તો કેવળ દ્વૈતભાવવાળાનું અને ભેદદૃષ્ટિનું લક્ષણ છે. આપણામાં તો કંઇ પણ ભેદ નથી. હું તો અજ્ઞ અબળા છું, તેથી ભેદદષ્ટિથી જોઉં, પરંતુ આપ તો સ્વયંબ્રહ્મ છો, તેઓ ભેદદષ્ટિથી જૂએ તો આ જગત્ ડૂબી જાય!'

"આ સાંભળી તે સંન્યાસી બોલ્યો; 'હે મિહિરા! મિહિરા! યહ ક્યા? તંબૂ ગિરા દેઓ! ક્યા લજ્જાકા બિચાર નહિ હૈ?' મિહિરાએ કહ્યું: 'મહારાજ! બ્રહ્મરૂપને લજ્જા શી? શીઘ્ર પધારો, વિલાસ રમીએ! અહિંયાં બ્રહ્મ વગર કોણ છે કે તમને ભય ને શરમ લાગે છે! હું સર્વત્ર બ્રહ્મ જોઉં છું ને તમોને તે ભાસતો નથી એ શું?' વરેપ્સુ! આ વેળા તે શુષ્કવેદાંતીના મનને કેટલી મોટી ચોટ લાગી હશે? તેણે વિચાર કર્યો હશે કે, આ ચોમેર ફરતા પહેરેગીરો પોતાના ખડ્ગો સાથે મારાપર એકદમ તૂટી પડી મારો છૂંદો કાં કરી નાંખતા નથી? પણ તે દંભીનો પૂર્વ જન્મનો સંસ્કાર હતો, તેથી તેણે આ વેળાની એક ક્ષણ પણ જીવવા કરતાં પોતાના શરીરના ટૂકડે ટૂકડા થઈ જવા વધારે યોગ્ય માન્યા. તેને વિચાર થયો કે, જેઓએ આજ પર્યન્ત મને મહારાજ, ગુરુરાજ ઇત્યાદિ શબ્દોથી માન આપીને, ઇશ્વરની પેઠે મારી પૂજા કરેલી છે, તે સર્વજનો આજે મને આ દશામાં જૂએ છે! ધિક્કાર! ધિક્કાર! આ સઘળું મારા જ કૃત્યનું મને ફળ મળ્યું છે. મે મારો આખો જન્મારો મિથ્યા બ્રહ્મવાદમાં જ ગાળ્યો, પણ સત્ય બ્રહ્મને પીછાણ્યા નહિ. હાય! આ સાક્ષાત્ બ્રહ્મરૂપિણી અને જગતની માતા સરખી રાણીનો મેં કેવો મોટો અપરાધ કર્યો છે! અહો! ખરી બ્રહ્મજ્ઞા અને ખરી અદ્વૈત ભાવનાવાળી તો એ જ છે, કે જે અદ્યાપિ પર્યન્ત પલંગપર બેઠેલી છે. છતાં કશી ગ્લાનિ પામતી નથી; અને આ મૂર્ખ, દેહસુખાભિલાષી જીવને, બ્રહ્મવાક્યોનો બોધ કરે છે! અહાહા! ધન્ય છે એને ને એની શુદ્ધ

બ્રહ્મનિષ્ઠાને! રે! એ તો આખા જગતની ગુરુરૂપ છે, મારો સદ્ગુરુ તો એ જ છે: એ જ મને સર્વ પાપ તથા અજ્ઞાનથી મુક્ત કરશે. આવા વિચારથી તે સંન્યાસી, એ વેળા જાણે પાછલાં સઘળાં કુકર્મોનો વિપાક ભોગવી રહ્યો હોય, તેવા શુદ્ધ મનથી અને અકુટિલ ભાવથી, તેવી જ દશામાં દંડની પેઠે લાંબો થઈ, હાથ જોડીને તેનાં ચરણમાં પડ્યો ને મોટેથી કહ્યું; 'હે માતુશ્રી, હે માતુશ્રી! હે દયાકારિણી! હે બ્રહ્મરૂપિણી! હું તારો મહા અપરાધી બાળક તારે શરણે પડ્યો છું. આ અજ્ઞાન બાળક ઉપર દયા કરી, સર્વ અપરાધ ક્ષમા કર અને મને શરણે રાખી સદાને માટે ભવદુઃખથી મુક્ત કર.'

"સતી શિરોમણિ મિહિરાએ તેને આવો નમ્ર અને શુદ્ધ મનવાળો થયેલો જોઈને, તત્કાલ સેવકો પાસે તેનાં વસ્ત્ર અપાવ્યાં. તેને અધિકાર પ્રાપ્ત થયેલો જોઈ, શાંત કરી ત્યાં જ આગળ ભગવન્નામસ્મરણનો ઉપદેશ આપીને કહ્યું કે; 'હે સજ્જન! આ પાવન મંત્રનો શુદ્ધ મનથી ને એકનિષ્ઠાથી અસ્ખલિત જપ કરતાં કરતાં તું ભગવદ્રૂપ થઈ જઈશ. હે બાપ! તું મિથ્યા બ્રહ્મભાવ (અહં બ્રહ્મપણું) મૂકી દે ને તે સર્વ વ્યાપક પરબ્રહ્મ એવા શ્રીહરિનો હું દાસ છું, એવી દૃઢ ભાવના ધારણ કરીને તેને એકચિત્તે ભજ, એટલે પરબ્રહ્મરૂપ થઈ તારુ કલ્યાણ થશે. તારુ કલ્યાણ તારા હાથમાં જ છે.'

"આમ કહી મિહિરા ત્યાંથી ઉભી થઈ ને સેવકો પ્રભુના નામની જયગર્જનાઓ કરવા લાગ્યા, પણ પેલો નવો જન્મેલો સાધુ તો મિહિરાનાં ચરણમાં મસ્તક મૂકીને પડ્યો જ રહ્યો અને કહેવા લાગ્યો કે; 'માતુશ્રી! હવે હું તારાં ચરણ મૂકી ક્યાંય જવા ઈચ્છતો નથી, અને તું મારા સરખા અજ્ઞાન બાળકનો ત્યાગ કરવાને યોગ્ય નથી. હું અહીંઆં તારી સેવામાં જ જન્મપર્યન્ત રહીશ, તું જે ટુકડો અન્ન આપીશ તે ખાઇશ, ને પ્રપંચનો ત્યાગ કરી મારી ભક્તિને દૃઢ કરીશ.' આવા અત્યાગ્રહથી, મિહિરાને તે પ્રાર્થના માન્ય કરવી પડી. પછી શ્રીહરિના જય જયના ધ્વનિ સાથે સૌ ત્યાંથી નગર પ્રત્યે જવાને ઉભાં થયાં, અને તે શુષ્કજ્ઞાની, અહંભાવ ત્યજીને, ત્યાં રહ્યો અને જન્માંતરે પરમ જ્ઞાની બન્યો. એવો ભગવદ્ભક્ત અને સંત શિરોમણિ મિહિરા રાણીનો પ્રભાવ અદ્યાપિ લોકોમાં ગવાય છે."

## મહાસાધ્વી મિહિરા

આવો વિસ્તૃત ઇતિહાસ સાંભળી પ્રસન્ન થયેલા સર્વ સભાસદો સહિત રાજા વરેપ્સુએ, નમ્રતાથી બટુકને પાછી વિનતિ કરી કે; "હે

કૃપાળુ ગુરુદેવ! એ મિહિરા પોતે અબળા–સ્ત્રી જાતિ છતાં અને તેના પતિ આદિ સર્વ કુટુંબીઓ કેવળ સંસારમાં પચેલા છતાં, તેને આવી જ્ઞાનભક્તિ ક્યાંથી ને કેવી રીતે પ્રાપ્ત થઈ, તે કહો."

બટુક વામદેવજી બોલ્યા; "પૂર્વે મિહિરા નામની નગરીને વિષે જયસેન નામે કોઈ મહાસમર્થ બ્રહ્મનિષ્ઠ રાજા થઈ ગયો હતો. તેણે પ્રથમ તીવ્ર ઉપાસનાવડે પોતાના મનને ભગવત્પાદારવિન્દમાં દૃઢ–સ્થિર કરી દીધેલું હતું; સંસારપરની તેની પ્રીતિ જળકમળવત્ હતી. ધીરે ધીરે તેની સર્વ માયિક વૃત્તિઓ નિર્મૂળ થતાં જ તેને પરબ્રહ્મનો સાક્ષાત્કાર થયો; અને તે પછી તે પૂર્ણ બ્રહ્મનિષ્ઠાથી જ પોતાનું રાજ્ય ચલાવ્યો જતો હતો. તેના ધાર્મિક રાજ્યમાં કોઈને કશો અન્યાય, ભય કે અધર્મનો ડર રહેતો નહોતો. સર્વ પ્રજા સુખી અને સદાચારિણી હતી. એવા પ્રતાપી રાજાને ત્યાં, તેની વૃદ્ધાવસ્થામાં એક રત્નસરખી પુત્રી જન્મી. તે કન્યા સાક્ષાત્ કોઈ દેવપુત્રી સમાન અને શ્રીના ભંડારતુલ્ય હતી. 'પુત્રનાં લક્ષણ પારણામાંથી જ વર્તાય' એ કહેવત પ્રમાણે, જન્મતાં જ તે કન્યાનાં શીલ એવાં ઉત્તમ દેખાવા લાગ્યાં કે, રાજાને તેના વગર ક્ષણભર પણ ચેન પડે નહિ. સૂતાં, બેસતાં, સ્નાન કરતાં, જમતાં અને સભામાં રાજકાજ કરતાં પણ પુત્રી તેની પાસેની પાસે જ રહેતી હતી. પહેલવહેલું બોલવા શીખી ત્યારથી જ તે બાળાના સુંદર કુમળા મુખમાંથી એવા મધુરા શબ્દો નિકળવા માંડ્યા, કે જે સાંભળી સર્વને આનંદ થવા લાગ્યો. થોડા સમયમાં જ્યારે તે પૂરેપૂરી વાણી બોલવા લાગી ત્યારે, ગર્ભમાંથી જ રાજપુત્રી હોવાથી અને સર્વની લાડ લડાવેલી છતાં, પોતાનાં માતા-પિતા (રાજા રાણી) થી માંડીને તે રાજમંદિરના છેક હલકામાં હલકા પરિચારકજન (દાસ દાસી) સૂધી સર્વેને, યોગ્ય મનપૂર્વક અને પ્રિય શબ્દોથી બોલાવતી; કોઇને પણ તોછડો કે રોષભરેલો શબ્દ કહેવાનું તેને ગમતું જ નહિ. પછી રાણીએ તેને થોડું થોડું અક્ષરજ્ઞાન કરાવવા માંડ્યું; ને રાજાના રાતદિવસના સહવાસથી સ્વાભાવિક જ તેને અનેક સુભાષિત શ્લોકો, ભગવત્સંબંધી અનેક સ્તોત્રો અને ભગવત્કીર્તિગીતો (કીર્તનો) તદ્દન શુદ્ધ વાણીએ કંઠાગ્ર થઇ ગયાં. જ્યારે રાજા, નિત્ય ભગવત્સેવા કરીને વીણાવાદ્ય સાથે પ્રભુસાંનિધ્ય નૃત્ય કરતી વેળા સ્તોત્રાદિક પ્રેમથી ગાતો, ત્યારે તે પણ સ્વાભાવિક બાળલીલાથી પિતાની સાથે નાચતી ને ગાતી હતી. તે સંસ્કારી હતી, યોગિની હતી, પણ પૂર્વજન્મના યોગમાં કાંઈ ઉણપ રહેવાથી તેને જન્મ ધરવો પડ્યો હતો. આ જન્મે તેના

સંસ્કાર પૂર્ણ થવાના હોવાથી તે જન્મથી જ પરબ્રહ્મમાં લીન હતી. તે જેમ જેમ ઉમ્મરે મોટી થતી ગઈ, તેમ તેમ ભગવત્સેવાને વિષે તેનું મન એટલું બધું પરોવાયું અને દૃઢ થઈ ગયું, કે પોતાની બાળવયને યોગ્ય રમવું, ખેલવું, ખાવું, પીવું, આનંદ ઉત્સાહથી સખીસાહેલીઓ સંગે વસવું, જોવું, ફરવું, ભણવું, ગણવું તથા કલાકૌશલ્યાદિ શીખવું ઈત્યાદિ સઘળાં વાનાંને એક કોરે મૂકી દઈને, મારે જે કંઇ કરવાનું, તે માત્ર ભગવત્સેવા જ છે, એમ તેના મનમાં દૃઢ ઠસી ગયું. રાજાને કદાચ કોઈ રાજકાજને લીધે વિક્ષેપ થઈ જાય તો તેની સેવાનો સમય લગાર પણ વહી જવા ન દેતાં, નિત્યની જ વેળાએ સ્નાનાદિકથી શુદ્ધ થઇને, એ કુંવરી પ્રભુ-સેવામાં તત્પર થઇ જતી; અને યથોક્ત વિધિથી સેવા કરતી. મોડું થઈ જવાથી જ્યારે રાજા સેવાને માટે અતિ ચિંતાગ્રસ્તપણે આવતો અને પોતાના કરતાં પણ અતિ ચતુરાઇવડે સેવાને પૂર્ણ કરીને તે પવિત્ર બાળાને એકાગ્રચિત્તે પ્રભુનું ધ્યાન કરતી જોતો, ત્યારે તેનાં નેત્રમાંથી પ્રેમાશ્રુની ધારા વહેતી હતી. પુત્રીનો ભક્તિભાવ જોઇ તે આનંદમગ્ન થઈ જતો. તે મનમાં વિચાર કરતો કે, આ બાળા પૂર્વ જન્મની કોઈ મહાભક્ત છે, પણ ભગવત્સાક્ષાત્કાર થવો બાકી રહી જવાથી તે પૂર્વ-જન્મનો અધૂરો ભક્તિયોગ પૂર્ણ કરવાને અર્થે જ મારે ત્યાં જન્મી છે.*

"આવી રીતે કાળ નિર્ગમન કરતાં તે કન્યા પરણવા યોગ્ય થઈ ત્યારે રાજાએ તેનો વિધિપૂર્વક વિવાહ કર્યો; પરંતુ તે વાત એ સાધ્વી કન્યાને સંમત નહોતી. લગ્ન થઇ ગયું, પણ સાસરે જવાને યોગ્ય વય થતાં સૂધી તે પિતાને ઘેર જ રહી. એ સમયમાં તેનો ભક્તિયોગ પરિપકવ દશામાં આવી ગયો. તેનાપર પૂર્ણ કૃપા કરીને પૂર્ણબ્રહ્મ પુરુષોત્તમ એવા શ્રી હરિએ, પોતાના સગુણ સ્વરૂપનો તેને સાક્ષાત્કાર કરાવ્યો. એક વાર તે રાત્રિના આરંભે ભગવત્સેવા કરવા બેઠી. પ્રદક્ષિણા નમસ્કારાદિક સર્વ ઉપ-ચારો કરી રહ્યા પછી, સર્વ ઇન્દ્રિયોને નિવૃત્ત કરીને પ્રભુનું ધ્યાન તથા માનસિક પૂજા કરવાનો તેણે આરંભ કર્યો. ચરણારવિન્દથી મુકુટ પર્યંત

---

* આ ઉપર ભગવદ્વાક્ય નીચે પ્રમાણે છે:-

શુચીના શ્રીમતાં ગેહે યોગભ્રષ્ટોऽભિજાયતે ।
અથવા યોગિનામેવ કુલે ભવતિ ધીમતામ્ ॥

પૂર્વનો યોગભ્રષ્ટ-અધૂરો યોગી, પોતાનો તે યોગ સુલભપણે પૂર્ણ કરવાને કોઈ પવિત્ર અને ધનવાન્ મનુષ્યને ઘેર જન્મે છે અથવા કોઈ શુદ્ધ બુદ્ધિવાળા યોગીઓના કુળમાં જન્મે છે

પરમાત્માસ્વરૂપનું ધ્યાન કરીને ગંધ પુષ્પ નૈવેદ્યાદિક માનસિક ઉપચારો તેને અર્પણ કર્યાં. પછી માનસિક નિરાંજન દીપકવડે પ્રભુના અંગ પ્રત્યંગોનું પ્રેમથી અવલોકન કરતાં કરતાં તે સ્વરૂપાનંદમાં એટલી તો તલ્લીન થઈ ગઈ કે તેને તેનો દેહભાવ કેવળ વિસ્મૃત થઈ ગયો. આ જ ક્ષણે તેનું હૃદય ઉઘડી ગયું. જે સ્વરૂપાવલોકનમાં તે તલ્લીન થઈ ગઈ હતી, તે સચ્ચિદાનંદઘન સ્વરૂપ હૃદયકમળને વિષે અખંડ વિરાજતું દૃશ્યમાન થયું. આ દેહમાંના આત્મસ્વરૂપમાં જ આત્મસ્વરૂપ જ સાક્ષાત્ બ્રહ્મ છે, એવાં દર્શન થતાં જ–એવો અનુભવ થતાં જ–તે પરમાનંદમય–સચ્ચિદાનંદમય–તેજોમય બની રહી! આવા ચિન્મય સ્વરૂપમાં જ તેનું શરીર કંપવા લાગ્યું, રોમ ખડાં થઇ ગયાં, આખે શરીરે પ્રસ્વેદ છૂટવા લાગ્યો! આજ લીનતામાં પૂર્ણ ભક્તિભાવથી ઉભી થઇને તે નૃત્ય કરવા લાગી! એ વેળાના તેના અકથ પ્રેમાનંદને લીધે તેના હૃદય સન્મુખ વિરાજતી પરમાત્માની સગુણ નિર્ગુણ મૂર્તિ પણ તેની સાથે નૃત્ય કરવા લાગી! જેથી તે સ્થળ કેવળ અચ્યુતપુર વિષેનું અચ્યુતમંદિર જ બની રહ્યું!!

"એ વેળા પછી બીજો ચમત્કાર બન્યો. એ પ્રમાણેની ભગવાન્ સાથેની એકતામાં સમય બહુ વીતી ગયો, તેથી ત્યાં પ્રાર્થના સમયે પ્રકટાવેલા દીપકોમાંનું ઘૃત ખૂટ્યું, ને દીવા ટપોટપ શાંત થઈ ગયા, એટલામાં તેના પિતા પોતાના કાર્યથી પરવારીને પ્રભુસેવા માટે મંદિરમાં આવ્યા. ત્યાં સઘળે અંધારુ ઘબ્બ જોઇને તેને આશ્ચર્ય થયું, કે પુત્રી સેવા કરવા આવી હતી તે પણ નથી, ને મંદિરમાં દીપકે નથી, એ શું? પછી તેણે પુત્રીને બે ત્રણ વાર મંજુલ સ્વરે બૂમ પાડી બોલાવી, પણ કોણ બોલે? મિહિરા તો તે ક્ષણે પોતાના પ્રભુના સ્વરૂપાવલોકનમાં જ મગ્ન હતી, કેવળ બ્રહ્મરૂપ હતી, તો 'મિહિરા!' 'મિહિરા'!નું ઉત્તર કોણ આપે? પ્રત્યુત્તર ન મળવાથી તે અંદર પેસતા અચકાયો; ને દીપક લાવવા સારુ સેવકને હાંક મારી; એટલામાં તેની દૃષ્ટિએ ઉપલો ચમત્કાર દેખાયો. મિહિરા એ વેળાએ સ્વરૂપાનંદમાં મગ્ન થઈ જતાં તેનું હૃદય ઉઘડી જઇને તે તેજોમય બની રહી છે, અને અદ્વૈત પરમાત્મસ્વરૂપ સંગે તે નૃત્ય કરે છે, અને આમ તેના શરીરમાં ભગવત્સ્વરૂપનો સાક્ષાત્ આવિર્ભાવ થવાથી ત્યાં એકાએક સૂર્ય સરખો પ્રકાશ થઈ રહ્યો છે. અકસ્માત્ પોતાની દૃષ્ટિ આગળ એવો અદ્ભુત પ્રકાશ જોઈ તથા તેમાં (તે પ્રકાશમાં) પોતાની પુત્રીની સાથે પેલી દિવ્ય પરમાત્માની મૂર્તિને

નૃત્ય કરતી જોઈ, રાજા આશ્ચર્યમાં લીન થઈ ગયો; તદ્રૂપ બની ગયો ને તેના મુખમાંથી તે વેળા સાહજિક જ એવું વાક્ય નિકળી પડ્યું કે "अत्र को मिहिरः साक्षात्? (અરે, આ અહિંયાં સાક્ષાત્ સૂર્ય સરખું કોણ છે?)" તત્કાલ તેના ઉત્તરમાં નૃત્ય કરતા ભગવાને તેવી જ પદબદ્ધ વાણીથી કહ્યુંઃ-

"कोप्यन्यो मिहिरो नास्ति मिहिरा तव कन्यका ॥
मदीयानामशेषाणामज्ञानांधविनाशिनी ॥
सुतारूपेण ते जाता भक्तिर्मे प्राणवल्लभा ॥
खद्योतानां जगत्स्त्रीणां मिहिरा भास्करा इव ॥

"હે રાજા, અહીં કોઈ અન્ય સૂર્ય નથી, પણ તારી પુત્રિ જ મિહિરા એટલે સૂર્યા–સૂર્ય સરખી છે; જે મારા સર્વ ભક્તોના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનારી છે. મારી પ્રાણપ્રિય ભક્તિ જ તારી પુત્રીરૂપે જન્મેલી છે; ખદ્યોત એટલે આગિયા નામના જંતુઓ સરખી જગતમાંની સર્વ સ્ત્રીઓમાં તે મિહિરા સૂર્ય સરખી જ છે."

"આ વાણી સાંભળતાં જ રાજાના આનંદાશ્ચર્યનો પાર રહ્યો નહિ; અને તે પરમાત્માનાં નિર્ગુણ સ્વરૂપનાં દર્શન થતાં, સ્વાત્મસ્વરૂપમાં લીન થતાં, પૂર્ણ અધિકારી હોવાથી, તે પણ તે અદ્ભુત લીલામાં પ્રવિષ્ટ થઈ ગયો! ત્યાં આપોઆપ દિવ્ય એવાં વીણા, વેણુ, મૃદંગ, તાલ, ઘુઘરુ આદિ વાજિંત્રોના મધુરા શબ્દો થવા લાગ્યા; તત્ક્ષણે વળી એક નૂતન ચમત્કાર બન્યો. નૃત્ય કરતાં શ્રીહરિનાં પ્રકટ સ્વરૂપમાંથી બીજાં અનેક અનેક રૂપો પ્રકટ થઈ ગયાં! ત્યાં આગળ સેવાદિકના જે જે પદાર્થો પડેલા હતા તે, અને બીજા અદૃશ્ય અને દૃશ્ય સર્વ પદાર્થો, હરિરૂપ–બ્રહ્મરૂપ દેખાવા લાગ્યા. જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં ત્યાં સઘળું રૂપેરૂપે બ્રહ્મરૂપ જ ભાસમાન થવા લાગ્યું. બ્રહ્મ વિના કોઈ વસ્તુ જ નહિ! બ્રહ્મ વિના કોઈ સ્થળ જ નહિ, અને બ્રહ્મ વિના કિંચિત્ અવકાશ જ નહિ! છેવટે આ અદ્ભુત લીલા જોનાર રાજા પણ ભગવદ્રૂપ અને તે રાજકન્યા પણ ભગવદ્રૂપ જ બની રહ્યાં. આવા સચ્ચિદાનન્દ સ્વરૂપસાગરમાં બ્રહ્મરસ ઝીલતાં તે આખી રાત્રિ તેઓને ક્ષણ સમાન વીતી ગઈ! જ્યારે ઉષઃકાલ થવા આવ્યો ત્યારે પોતાની તે બ્રહ્મલીલાને આવરી લઈને શ્રીહરિ પાછા એકરૂપે થઈ ગયા. પછી તે પિતાપુત્રી પણ તત્કાલ સંજ્ઞામાં આવી જઈને, તેમની અનેક પ્રકારે સ્તુતિ કરવા લાગ્યાં. બંનો ચરણમાં પડીને ગદ્ગદિત કંઠે પ્રાર્થના કરવા લાગ્યાં કે; 'હે પરબ્રહ્મ! હે નિરંજન નિરાકાર સચ્ચિ-

દાનંદ ઘનશ્યામ પરમાત્મા! હવે અમને મૂકીને આપ ક્યાં જાઓ છો? આપ દ્વૈતભાવ કેમ દર્શાવો છો?' ત્યારે અતિ પ્રસન્ન થઈ ભગવાને તેઓને મધુરી વાણીએ કહ્યું; 'હું ક્યાંય જતો નથી, હું ક્યાંયથી આવ્યો પણ નથી, ને મારે ક્યાંય જવાનું પણ નથી. અત્ર મારાથી અન્ય કોઈ આત્મવિત્ નથી, તેમ મારાથી કોઈ અજ્ઞાનીએ નથી. એ શું હજુ તમારા અનુભવમાં આવ્યું નહિ, કે મારા વિના કોઈ સ્થળ ખાલી નથી? હું સભર ભર્યો છું. મારી સગુણ બ્રહ્મલીલાનો મેં તમને હમણાં જ અનુભવ કરાવ્યો, તે તમે કેમ ભૂલી જાઓ છો? આ સર્વ જગત્ મારામાંથી જ ઉપન્યું હોવાથી હું સર્વત્ર છું, પણ માયાનો આશ્રય લઈને જગદ્રૂપ થયેલો હોવાથી હું ગૂઢ છું. અવિદ્યાવાન્, અજ્ઞ, અપુણ્યજનો અને પાપી મને પ્રત્યક્ષ અનુભવી શકતા નથી, પણ જ્ઞાની ભક્તની હું સમીપ જ છું. તમે જેવો અત્યારે મને જુઓ છો, તેવો હું સર્વને સુલભ નથી. હું જગતમાં સદા અદૃશ્ય જ છું. મારું સેવન–ભક્તિ કરવાને શાસ્ત્રની આજ્ઞાથી આ સંસારી જીવો મને અનેક ભાવનાથી જોય છે, તેઓને તે તે રૂપે હું દર્શન દઉં છું. આખા જગતને એક અંશવડે વ્યાપી રહેલો હું, આ મૂર્ત્તિમાં પણ છું ને આત્મામાં પણ છું, આ ગોખલામાં પણ છું ને વૈરાટમાં પણ છું, દ્વૈત પણ છું ને અદ્વૈત પણ છું. જેવો તમે જાણો, જુવો, તેવો હું છું. તમારા થકી જગતમાં ભક્તિયશ વિસ્તાર પામશે, પછી મચ્ચિત્–તદ્રૂપ થયેલાં તમો પુણ્યાત્મા, અંતે મારા પરમધામ એવા બ્રહ્મધામના નિવાસી થશો–જ્યાં ગયેલા ભાગ્યવત પ્રાણીને પછી કદી પણ ત્યાંથી પાછા ફરવાનો ભય રહેતો નથી.'

"આટલું કહી ભગવાને તેઓને નેત્ર મીંચવાની આજ્ઞા કરી, ક્ષણ પછી નેત્ર ઉઘાડી તેઓ જુએ છે તો ભગવાન્ મૂર્ત્તિરૂપે જ સિંહાસન ઉપર વિરાજમાન થયેલા હતા. પ્રાતઃકાળ થવા આવ્યો, તે જોઈ પિતા-પુત્રી પાછાં તેમની સેવામાં તત્પર થઈ ગયાં. એવી રીતે એ રાજકન્યા તે દિવસથી સર્વ ભક્તજનોમાં, તેમ જ સકળ સ્ત્રીસમાજમાં કેવળ સૂર્યસરખી ઉપમાને યોગ્ય થવાથી 'મિહિરા' નામથી પ્રસિદ્ધ થઈ છે.

"એવી રીતે બ્રહ્મસાક્ષાત્કાર પામેલી તે રાજકન્યા મિહિરા, શુદ્ધ પ્રેમભક્તિયોગ સાધી, સ્વાત્મામાં બ્રહ્મને જોઈ, પ્રેમ જ્ઞાનભક્તિમાં લીન થઈ, પવિત્ર શ્રદ્ધાથી નિરંતર બ્રહ્મરૂપે વસેલા પ્રભુની સેવા કરતી હતી. તેનો પ્રભાવ જાણી સ્વાભાવિક જ અનેક મહાત્મા ભક્તજનોના ટોળેટોળાં

તેનાં દર્શનાર્થે તથા સત્સંગનો લાભ લેવાને આવતાં હતાં. મિહિરા પણ આ સંતોનો ઉત્તમ પ્રકારે સત્કાર કરી, અહોનિશ તેઓ સંગે પ્રેમથી હરિ-ચર્ચા કરતી હતી. હે વરેપ્સુ! ભક્તને ભક્તજન બહુ પ્રિય હોય છે; તેથી મિહિરાનું સ્વાભાવિક જ નિત્યકર્મ એ થઈ પડ્યું, કે નિરંતર સંત મહાત્માઓનો સમાગમ કરી, તેઓના સમૂહમાં જ રહીને જગતની નિર્લજ્જ લજ્જાનો ત્યાગ કરી, પૂર્ણપ્રેમથી હરિકથારસનું પાન કરવું. તેના એ મોટા ગુપ્ત પ્રભાવને ન જાણવાથી અને તેની આવી સમાનવૃત્તિને લીધે, અજ્ઞ જનો નિંદા કરતા હતા; પણ તે કશાને ન ગણકારતાં, તેણે પોતાનો તે શુદ્ધ બ્રહ્મ પ્રેમભાવ જેવો ને તેવો જ પ્રગટ રાખ્યો હતો.

"એમ કરતાં પછી કેટલેક કાળે તેને પતિને ત્યાં જવાનો સમય આવ્યો ત્યાં પણ તે તેવા જ ભક્તિભાવથી વર્તવા લાગી. એ તેના રાજસી પતિને ઠીક લાગ્યું નહિ. તેણે તે સ્વભાવ છોડાવીને પોતાના વિચારને અનુસરતી કરવાનો ઘણોય પ્રયત્ન કર્યો, પણ મિથ્યા જ. તેનો ભગવદ્‌ભાવ મિથ્યા ઢોંગનો છે કે સત્ય છે, એ તપાસવાને તેણે અનેક વાર પરીક્ષા લીધી. છેવટે એક વાર વિષપાન સુદ્ધાં કરાવ્યું; પરંતુ મિહિરા સઘળે બ્રહ્મમય જોતી હોવાથી કોઈ વાતે ગ્લાનિ કે નાશ પામી નહિ. એવી શુદ્ધ ભક્તિના બીજા પણ ઘણાક ચમત્કારો તેના જોવામાં આવ્યા, ત્યારે છેવટે લજ્જિત થઈ, રાજપતિએ તેના ભક્તિયોગમાં ઉપદ્રવ કરવો મૂકી દીધો. હરિસેવા, સંતસમાગમ અને હરિકીર્ત્તન, એ તેનું નિત્યનું કર્ત્તવ્ય હતું. ભક્તિયોગ મિહિરાએ યથેચ્છપણે પૂર્ણ પ્રેમથી સાધ્યો હતો. તેની સર્વત્ર એટલી પ્રસિદ્ધિ થઈ ગઈ કે, દેશદેશાંતરથી મોટા ધર્મધુરંધર સંત મહાત્માઓ અને જ્ઞાની જનો તેનાં દર્શનમાટે આવતા હતા. જે કોઈ સજ્જન મહાત્મા તેને પૂછતા આવે, તેને મોટા આદરમાનથી પોતાને ત્યાં રાખતી, તેની સાથે ભક્તિરસની વાતો કરતી, તેઓનાં મુખથી નવનવાં ભગવચ્ચરિત્રો સાંભળતી, યુક્તિપ્રયુક્તિથી તેમનાં પવિત્રપણાંની અને બ્રહ્મત્વની પરીક્ષા કરતી, ને તેમ કરતાં કદાચ કોઈ શુષ્કજ્ઞાની જણાઈ આવે તો યુક્તિપૂર્વક તેની બુદ્ધિને ઠેકાણે લાવીને તેને સુમાર્ગે લગાડતી, તથા જે મુમુક્ષુ જણાય તેમનો ઉત્તમ પ્રકારે સત્કાર કરી વિદાય કરતી, અને તેમના સદ્‌ગુણો જણાય તો પોતે ગ્રહણ કરી લેતી હતી. આવા પ્રસંગોમાં તેણે અનેક કુટિલ શુષ્કજ્ઞાનીઓને ક્ષણમાત્રમાં પવિત્ર કરીને મહાન્ સાધુઓ બનાવી દીધા હતા. એ અરસામાં જ, જે શુષ્કજ્ઞાનીનો ઇતિહાસ મેં હમણાં તને કહી

સંભળાવ્યો, તેની મતિને પણ તેણે ઠેકાણે આણી દીધી હતી. એ પ્રમાણે ઘણા કાળ સૂધી અસંખ્ય પ્રાણીઓનું કલ્યાણ કરી, જગતને વિષે પ્રેમજ્ઞાન ભક્તિનો પૂર્ણ પ્રકાશ કરીને, જીવન્મુક્તપણે વિચરતી મિહિરા, અંતે પરબ્રહ્મ શ્રીહરિમાં સમાઈ જઈ સાયુજ્યતાને પામી હતી.”

આ પ્રમાણે જીવશિવનું ઐક્ય દર્શાવનારો, પ્રેમજ્ઞાનભક્તિ અને કર્મની પરંપરા દર્શાવનારો ઉપદેશ કરતાં કરતાં સાયંકાળ થવા આવ્યો, ત્યારે સભા વિસર્જન થતાં જ સૌ જનો સંધ્યાવંદનાદિ માટે ગંગાતટપર ચાલ્યા ગયા. એમ ઉપરાઉપરી ઘણીક રાત્રિઓ ને દિવસોનો એક સામટો પરિશ્રમ થવાથી, મહારાજા વરેપ્સુએ તે રાત્રે સભા ભરવી મુલતવી રાખી; ને ગુરુદેવને સુખેથી શયન કરાવી પોતે તેમની ચરણસેવા કરતો બેઠો.



# मंगल प्रयाण



शार्दूलविक्रीडितम्

यस्माद्विश्वमुदेति यत्र रमते यस्मिन्पुनर्लीयते
भासा यस्य जगद्विभाति सहजानन्दोज्ज्वलं यन्महः ।
शान्तं शाश्वतमक्रियं यमपुनर्भावाय भूतेश्वरं
द्वैतध्वान्तमपास्य यान्ति कृतिनः प्रस्तौमि तं पूरुषम् ॥

અર્થ–જેમાથી આ વિશ્વ ઉદય પામે છે, જેમાં વિશ્વ રમે છે, પુનઃ જેમાં લય પામે છે, જેની કાંતિથી વિશ્વ ભાસે છે તથા જે તેજ સહજ આનંદમય, ઉજ્જવલ, શાંત, શાશ્વત ને વિકારરહિત છે તથા પુણ્યવંતો દ્વૈતરૂપી અજ્ઞાનનો ત્યાગ કરીને મુક્તિમાટે, જે પ્રાણીઓના ઈશ્વર પ્રત્યે જાય છે, તે પરમ પુરુષની હું સ્તુતિ કરું છું.

अनुष्टुप्

मूकं करोति वाचालं पंगुं लंघयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥

અર્થ–જેની કૃપા, મૂગાને વાચાળ કરે છે ને પાંગળાને પર્વત ઓળંધાવે છે, તે પરમ આનંદમૂર્તિ માધવને હું નમસ્કાર કરું છું.

ઉપજાતિ

इतो न किंचित्परतो न किंचिद्यतो यतो याति ततो न किंचित् ।
स्वात्मावबोधादपरं न किंचिद्विचार्यमाणेऽपि जगन्न किंचित् ॥

અર્થ–અહીં પણ કંઇ જ નથી, પરલોકમાં પણ કંઇ જ નથી, જ્યાં જ્યાં તે જાય છે, ત્યાં ત્યા પણ કંઇ જ નથી–આત્મજ્ઞાન વિના બીજું કંઈ પણ નથી અને વિચાર કરતાં જગત્ પણ કંઇ જ નથી અર્થાત્ સર્વ મિથ્યા છે.

શિખરિણી

वपुः प्रादुर्भावादनुमितमिदं जन्मनि पुरा
पुरारे न प्रायः क्वचिदपि भवन्तं प्रणतवान् ।
नमन्मुक्तः संप्रत्यहमतनुरग्रेऽप्यनतिभाङ्-
महेश क्षन्तव्यं तदिदमपराधद्वयमपि ॥

અર્થ–હે ત્રિપુરારિ ! શરીરના પ્રાદુર્ભાવથી આવું અનુમાન થાય છે કે, પૂર્વે જન્મમાં હુ ઘણું કરીને તમને કયારેય નમ્યો નહિ હોઉં; અને હમણાં નમવાથી મુક્ત થઇશ, તેથી શરીર રહેશે નહિ, માટે હવે પછી પણ તમને નમીશ નહિ. માટે હે મહેશ્વર! આ બન્નેય અપરાધને ક્ષમા કરજો.

શાર્દૂલવિક્રીડિતમ્

बीभत्साः प्रतिभान्ति किं न विषयाः किं तु स्पृहाग्रुष्मती
देहस्यापचयो मृतौ विनिश्चते गाढो गृहेषु ग्रहः ।
ब्रह्मोपास्यमिति स्फुरत्यपि हृदि व्यावर्तिका वासना
का नामेयमतर्क्यहेतुगहना दैवी सतां यातना ॥

અર્થ–વિષયો શું બીભત્સ લાગતા નથી? લાગે છે, પરંતુ તેને માટે પ્રબળ ઇચ્છા થાય છે; દેહનો ક્ષય, મરણ તરફ લઈ જાય છે, પરંતુ ગેહ ઉપર ગાઢ આગ્રહ બંધાયલો છે; હૃદયમા બ્રહ્માની ઉપાસના કરવી, આવી સ્ફુરણા થયા કરે છે, પરંતુ વાસના તે સ્ફુરણાને પાછી વાળે છે. આ તે અતર્ક્ય હેતુઓથી ગહન એવી કઈ પીડા મહાત્માઓને નડતી હશે?

शिखरिणी

अजानन्दहार्तिं पतति शलभस्तीव्रदहने
न मीनोऽपि ज्ञात्वा कृतबडिशमश्नाति पिशितम् ।
विजानन्तोऽप्येते वयमिह विपज्जालजटिला-
न्न मुञ्चामः कामानहह गहनो मोहमहिमा ॥

અર્થ-પતંગિયે। દાહની પીડાને ન જાણતાં તીવ્રાગ્નિમાં ઝંપાપાત કરે છે; મીન પણ આંકડાને ન જાણતાં આંકડામાં ભરાવેલા ગળને। આહાર કરે છે, પરતુ આ અમે તો, જાણતાં છતાં પણ, વિપત્તિઓના સમૂહથી જટિલ એવી કામનાઓને છોડતા નથી, અરે રે। મોહને। મહિમા કેટલે। બધો ગહન છે।।।

शार्दूलविक्रीडितम्

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतः स्तुन्वन्ति दिव्यैस्तवै-
र्वेदैस्साङ्गपदक्रमोपनिषदैर्गायन्ति यं सामगाः ।
ध्यानावस्थिततद्गतेन मनसा पश्यंति यं योगिनो
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

અર્થ-બ્રહ્મા, વરુણ, ઇંદ્ર, રુદ્ર અને મરુતો, દિવ્ય સ્તોત્રોવડે જેની સ્તુતિ કરે છે; સામવેદનું ગાન કરનારા મુનિઓ, અંગો, પદ, ક્રમ અને ઉપનિષદ્ સાથે વેદોથી જેને ગાય છે; યોગીઓ સમાધિ ચઢાવીને પરમાત્મામાં રહેલા મનવડે જેનાં દર્શન કરે છે, અને સુરાસુરગણો જેના મહિમાના પારને પામતા નથી, તે પરમાત્માને હું નમસ્કાર કરુ છું.

अनुष्टुप्

श्रूयतां देवदेवेश नारायणजगत्पते ।
त्वदीयेनावधानेन कथयिष्ये शुभां कथां ॥

અર્થ-હે દેવના પણ દેવ! હે નારાયણ! હે જગત્પતે! સાંભળો આપના નામનું અવલંબન કરી, હું આ શુભ કથા કહીશ.



# મહા લહરી—પરમ પદ

## કાળક્રીડા

### શ્રદ્ધા પરીક્ષા

कालोऽस्मि लोकक्षयकृत् प्रवृद्धो
लोकान् समाहर्तुमिह प्रवृत्तः ॥ — भगवद्गीता.

અર્થ—લોકોનો સંહાર કરનારો હું કાળમૂર્તિ છું અને લોકોનો સંહાર કરવામાટે અહીં આગળ પ્રવૃત્ત થયો છું.

બીજે દિવસે વરેપ્સુ મહારાજાએ, યજ્ઞ પરિપૂર્ણ થઈ ગયેલો હોવાથી તે માટે બહુ આદરથી તેડાવેલા રાજપ્રાહુણાઓ, ઋષિઓ, મુનિઓ, સદ્‍ગૃહસ્થો ને અન્ય પ્રજાજનોને, સૌ સૌની યોગ્યતા પ્રમાણે વિદાયગિરિ આપવા માંડી; પરંતુ મહાત્મા બટુકના સમાગમનો લાભ મૂકીને કોઇને ત્યાંથી વિદાય થવું ગમ્યું નહિ. રાજા, લોકોના મનનો એ ભાવ સમજી ગયો, તેથી તેણે સૌને પુનઃ આદરસત્કારપૂર્વક પોતાને ત્યાં રાખ્યા. બટુકની વાણીરૂપ અમૃતધારાથી તેઓને તૃપ્ત કરવાને યજ્ઞમંડપમાં પાછી સભા ભરાઈ. આ વેળા સભાના મધ્યભાગમાં ભવ્ય સિંહાસનપર પિતા સહિત બટુક વિરાજમાન થયા હતા. પછી સભ્યેશો સહિત મહારાજા વરેપ્સુ, હાથ જોડીને તેની સન્મુખ ઉભો રહ્યો; અને સર્વના સાંભળતાં સદ્‍ગુરુદેવની જય ગર્જના સહિત તેણે આ જીવલોકના કલ્યાણાર્થે, પોતાનો આગળથી નિશ્ચિત કરી રાખેલો પ્રશ્ન મહાત્મા બટુકને પૂછ્યો.

વરેપ્સુ બોલ્યો; "હે સદ્‍ગુરુદેવ! જેમ સ્વાતિ નક્ષત્રમાં પડતી અમૃતરૂપ વૃષ્ટિના એક એક બુંદને માટે ચાતકપક્ષિગણ મુખ ફાડીને વાટ જોઈ રહે, તેમ આ સર્વ મનુષ્યગણ આપનાં વચનામૃતને માટે તલસી

રહ્યો છે. જેમ પૂર્વે બ્રહ્મપુત્રો-સનકાદિકોના સમાગમથી સકલ પ્રજાને કલ્યાણમાર્ગ પ્રાપ્ત થયો હતો, તેમ આ સમયે આ સકલ મુમુક્ષુ જીવો, આપનાથી પોતાનું કલ્યાણ કરવાને આતુર થઈ રહ્યા છે. હે દેવ! ક્લેશરૂપ દાવાનળથી દગ્ધ થયેલો ને તૃષ્ણાથી દુઃખી થયેલો અમારો મનરૂપી હાથી, કથારૂપ વિશુદ્ધ નદીમાં પેસી જવાથી દાવાગ્નિરૂપ સંસાર-ભયને ભૂલી ગયો છે, ને તે કથારૂપી અમૃતસરિતામાંથી બહાર નિકળવા ઇચ્છા પણ કરતો નથી; તે પરબ્રહ્માકાર થયેલો જણાય છે! હે દેવ! આપ સર્વ ઉપર અનુકંપા કરીને કલ્યાણનો જે માર્ગ હોય, તે માર્ગ બતાવો. હે પ્રભો! મેં તો આપની કૃપાથી પ્રત્યક્ષ જોયું છે અને તેથી હું નિઃસંશય થયો છું કે, આ અપાર દુઃખમય ભવસાગરમાંથી તરી પેલે પાર જઇને ત્યાંથી ફરી કદી પણ પાછા આવવાના ભય વગર સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સુખમય સચ્ચિદાનંદઘન એવા અચ્યુત પરમાત્માના ચરણમાં તદ્રૂપ થઇને રહેવું, એ જ પરમ કલ્યાણ છે, અને આપના અનુગ્રહથી અલૌકિક માર્ગદ્વારા મે તે ધામ જોયું છે. પણ સર્વ જીવોને એ માર્ગ સુલભ નથી, એમ આપે મને પૂર્વે જ જણાવ્યું છે. મારી પ્રાર્થના એટલી જ છે કે, જગતમાંના સર્વ પ્રાણીઓ, જે માર્ગે જઇને પરબ્રહ્મના આનંદ-સ્વરૂપનું દર્શન કરવાને ભાગ્યશાળી થઈ શકે, એવો પરમ સુલભ માર્ગ અમને આપ બતાવો.”

રાજાનું એવું પ્રશ્ન સાંભળી, મહાત્મા બટુક વામદેવ એક મુહૂર્ત પર્યંત ચિત્તને સ્થિર કરી, નેત્ર મીંચીને ધ્યાનપરાયણ થઈ ગયા. સભા પણ શાંત થઈ ગઈ. કોઈ દિશામાંથી એક શબ્દ પણ આવતો નહોતો. સૌ કોઈ એકી ટસે મહાત્મા બટુકની આ સ્થિતિ ભણી જોઈ રહ્યા હતા. એવામાં એક ચમત્કાર બન્યો. દિવસો વસંતઋતુના હતા, છતાં એકા-એક મહા પ્રચંડ વાયુ વાવાથી ઉડેલી ધૂળવડે આકાશ પૂરાઈ ગયું. તે સાથે વળી અભ્રઘટા પણ એવી છવાઈ રહી કે, ખરો મધ્યાહ્ન છતાં અંધારુ ઘોર થઈ રહ્યુ-કોઈ કોઇને જોઈ શકે નહિ, તેવો અંધકાર થઈ રહ્યો. એવો પ્રકાર જોઈ સૌને મોટું આશ્ચર્ય થવા લાગ્યું. જેમ જેમ સમય વ્યતીત થતો ગયો, તેમ તેમ સભાજનોનાં મન ગભરાવા લાગ્યાં. વધારે અકળામણ થવાથી તેઓએ ગુરુ વામદેવના નામનો જયધ્વનિ કરવા માંડ્યો, અને ગદ્ગદિત કંઠે વિનતિ કરવા માંડી કે; “હે મહાપુરુષ! આપે પોતાના પ્રાણોનું આકર્ષણ કરવાથી, આ જીવો અકળાવા માંડ્યા છે અને તેને લીધે આ દેહ પણ સંશયમાં આવી પડેલો છે, કૃપા કરો! કૃપા કરો!”

તત્ક્ષણે સભાસ્થાનની સામેની દિશામાં એક મોટો પ્રકાશનો ગોળો આકાશથી પૃથ્વી સૂધી દિશાઓને આવરણ કરતો દેખાયો. એ પ્રકાશ ધીમે ધીમે વધ્યો. તેમાં મોટી મોટી જ્વાળાઓ દેખાવા લાગી. સૌએ જાણ્યું કે, ત્યાં મોટો ભયંકર દાવાગ્નિ સળગેલો છે ને તે આખા વનને દહન કરવાને પ્રગટ્યો હોય, તેમ વૃદ્ધિ પામતો જાય છે. જોતજોતામાં વધીને તે પ્રકાશ છેક સભાસ્થાનની લગોલગ આવી પહોંચ્યો, ને તેની ભયંકર જ્વાળાઓ ધમધમાટ સીઇઇ સીઇઇ કરતી સભાની અંદર પ્રવેશ કરવા લાગી. ક્ષુલ્લક જીવો, 'ઓ બળ્યા, ઓ બળ્યા,'ની બૂમો મારતા ભડકી, ગભરાટ કરી ઉઠ્યા. મહાત્મા વામદેવ, કે જે અધુના જ ધ્યાન-મુક્ત થઇને બેઠેલા હતા, તેમણે તત્કાલ ઉભા થઇ સૌને ધીરજ આપી. પછી સિંહાસનથી નીચે ઉતરી અગ્નિ આગળ જઇને પોતાના પલાશ-ખાખરાના દંડવડે પૃથ્વીપર એક આડી રેખા તાણી, અને કહ્યું; "હે અગ્નિદેવ! આપને પ્રણામ કરું છું! એ પ્રણામ સ્વીકારી કૃપા કરો! હવે અહિંથી આગળ વધશો મા." અગ્નિ તેટલેથી જ અંદર આવતો અટક્યો; પણ બહાર તો જ્યાં જોઇએ ત્યાં સઘળે અગ્નિ જ અગ્નિ થઇ રહ્યું હતું. જ્વાળાઓના ભભૂકા આગળ બીજું કંઈ દેખાતું નહોતું. આશ્ચર્યમાં ને ભયમાં સંજ્ઞારહિત થઈ ગયેલા તે સર્વે જીવો, જે ત્રાસદાયક અગ્નિ ભણી જોઈ રહ્યા હતા. તેવામાં તેઓમાંના કેટલાકને, તે સભામંડપના દ્વાર આગળથી એક માર્ગ અગ્નિમાં પડેલો દેખાયો. એ માત્ર એક પગલું દઈ શકાય એટલો જ પહોળો હતો, અને વચ્ચે વચ્ચે કેટલેક ઠેકાણે તેની રેખા ગુમ થયા છતાં, તે અગ્નિરૂપ આવરણના પેલા કિનારા સૂધી ગયેલો જણાતો હતો. અગ્નિની મહાજ્વાળાઓ તે રેખાને ક્ષણે ક્ષણે ઢાંકી દેતી હતી. મહાત્મા બટુકે સર્વે જીવોને સબોધીને કહ્યું: "હે પરબ્રહ્મની ઈચ્છા ધરનારાઓ! જૂઓ, એ દેખાય છે તે જ કલ્યાણનો માર્ગ છે. એ જ માર્ગે થઇને નિશ્શંકપણે ચાલનાર પુરુષ પરમ કલ્યાણને પામે છે. આ માર્ગ મહાકઠિન છે. નહિ વટાવી શકાય તેવો છે, પણ તમા-રામાંથી જેને કલ્યાણ પ્રાપ્ત કરવું હોય, પરબ્રહ્મધામમાં જવું હોય, જે સંસ્કારી હોય, જેને ગુરુના શબ્દપર શ્રદ્ધા હોય, જેણે ભક્તિયોગ વિશુદ્ધિથી સાધ્યો હોય, સર્વ સંસારને બંધનું કારણ માન્યું હોય, તેણે એ માર્ગે થઇને અગ્નિની પેલે પાર જવું પડશે. જે દૃઢ શ્રદ્ધાળુ પુરુષ એ અગ્નિરૂપ માર્ગને ભેદી સામે પાર જશે, તેને ત્યાં તત્કાલ જ એક અતિ મનોહર તથા પરમ સુખરૂપ દિવ્ય વિમાન બેસવાને મળશે."

એ પછી ક્ષણવાર થોભીને વળી ઓચિંતો હાથ લાંબો કરી તે બોલ્યા; "જૂઓ! યાન-વિમાન તો અગ્નિની પેલીમેર આવીને થોભ્યું છે. અહા! તે કેવું સુંદર છે! શી તેની શોભા! અહો! તેમાં વાગતાં મનોહર વાજિંત્રોનો સ્વર થોડો થોડો અહીં સૂધી સંભળાય છે. એ વિમાન જેઓ મુમુક્ષુજનો છે, તેઓ માટે જ નિર્માણ થયેલું હોવાથી, તેઓની વાટ જોતું ઉભું છે. તે ખોટી થાય છે, માટે ચાલો જેઓએ જ્ઞાનભક્તિયોગ સાધ્યો હોય કે સાધતા હોય, જેઓમાં વિશુદ્ધ શ્રદ્ધા હોય અને જગતમાં સર્વ સાધારણ કલ્યાણ માર્ગ કેવો છે, એ જાણવું હોય, તેઓ હવે નિર્વિલંબે તત્પર થાઓ; આ પવિત્ર કરનારા અગ્નિમાં સ્નાન કરીને ઝટપટ પેલે કિનારે નીકળી જાઓ. ત્યાં વિમાનમાં ઉભેલા પ્રભુભક્તો તમને બહુ આદરમાનપૂર્વક દિવ્ય પુષ્પોથી વધાવી લઇને વિમાનમાં બેસાડશે અને અમૃતરસનું પાન કરાવશે.

આવી ખરી કસોટીની વાત આવી ત્યારે સભાસદોમાંના ઘણાંકનાં મન ઢચુપચુ થવા લાગ્યાં. તે અતિ મનોહર વિમાન, અગ્નિની બીજેપાર આવી ઉભેલું સર્વેને દેખાયું. ઘણે છેટેથી જોવા છતા પણ તેની પરમ શોભાથી સૌ વિસ્મય પામ્યા. એકે એકનાં મન તેમાં જઈ બેસવા સારુ આતુર થઈ રહ્યાં; પણ જવું કેમ? માથું આપે તે માલ ખાય! અહીંયાં ખરી કટાકટીનો ખેલ હતો. એ પ્રલય સરખા મહાઅગ્નિમાં થઇને પેલે કિનારે જવાને કોની હામ ચાલે? સભાસ્થાનમાં બેઠાં બેઠાં જેની મહાજ્વાળાઓની આંચ જરા પણ ખમી શકાતી નહોતી, તેવા ભયંકર અને નાશકારક દાવાનલમાં, પોતાના જીવિતની પણ આશા કર્યા વગર ઝંપલાવે, એવો નકાળજો કોણ હોય? વિમાનમાં બેસવા સારુ ઘણીએ કામના થતી હતી, પણ ભભૂકા કરતી જ્વાળાઓ જોતાં જ, આ જગતના અશ્રદ્ધાળુ, પ્રેમભક્તિરહિત જીવો શિથિલ થઈ જતા હતા.

એમ ક્ષણવાર વાટ જોઇને વળી પાછા વામદેવજી દંડ દઇને ઉભા થયા ને બોલ્યા; "હે મોક્ષાભિલાષીઓ, ચેતો! અમૃત સરખો અમૂલ્ય સમય વહી જાય છે; તે ફરી મળવો દુર્લભ હોવાથી ઉતાવળે તત્પર થાઓ. હે મુમુક્ષુઓ! ક્ષણ પૂર્વે મુક્તિમાટે જે ઉત્સાહ તમારામાં દેખાતો હતો, તે એટલામાં ક્યાં ઉડી ગયો! હર! હર! જગતની કેવી વિલક્ષણ સ્થિતિ છે? સૌને આયતું જ સુખ જોઇએ છીએ, પણ એમ શું મુક્તિ કંઈ માર્ગમાં રખડતી પડી છે? ચોરાશી લાખ યોનિમાં અસંખ્ય જન્મો લઇને વારંવાર ભટકતાં ભટકતાં, અને તે તે જન્મોની નરકયાતનારૂપ

વાસનાઓ ભોગવતી વેળાનાં દુઃખને લીધે, અસંખ્ય વેળા પ્રભુની પ્રાર્થના કરતાં કરતાં, તે પ્રાણીપર દયાળુ પ્રભુ, કંઈક દયા કરીને, તે દુઃખોમાંથી છૂટવાના સાધનરૂપ મનુષ્યદેહ આપે છે, અને તેવો મનુષ્યજન્મ પામીને પણ તેનું સાર્થક્ય સમજી, અનેક સાધન આચરે છે, ત્યારે તેનાં કંઈક પાપો લય પામે છે. પછી ઉત્તરોત્તર એથી વધારે સારાં સાધન તે કરી શકે, એટલા માટે તેને ઉત્તમ સ્થાનમાં મનુષ્યદેહ દયા કરીને પ્રાપ્ત કરાવે છે. એ પ્રમાણે અસંખ્ય જન્મોને વિષે અનેકાનેક તીવ્ર સાધનો કરી કરીને પ્રાણી થાકી જાય છે, ત્યારે ઘણા કાળનાં તેનાં એકઠાં થયેલાં પુણ્યોના ઉદયને લીધે તેને કોઇએક જન્મમાં સદ્‌ગુરુ પ્રાપ્ત થાય છે; તેમના વચનપર વિશ્વાસ ધરી તેમની નિશ્ચળ ભક્તિ કરતાં જ્ઞાન પ્રાપ્ત થાય છે; એવી બીજી અનેક અનુકૂળતાઓ એક સામટી આવી મળે છે, ત્યારે તેનું કલ્યાણ થાય છે, એટલે તેને સંસારના જન્મમરણમાંથી સદાને માટે મુક્તિ મળે છે. એટલું બધું દુષ્પ્રાપ્ય કલ્યાણ, તે તમારી દૃષ્ટિ સામે આવીને મૂર્તિમાન્ ઉભું છે, છતાં પણ તેને પ્રાપ્ત કરી લેવાને તમે શક્તિમાન્ થતા નથી, એ બધાનું કારણ માત્ર આ (અવિદ્યારૂપ) અગ્નિનો સાગર છે. પણ એ (અવિદ્યારૂપ) અગ્નિને પેલે કિનારે પહોંચવું જોઇએ. દિવ્ય એવા ઊર્ધ્વ લોક તથા ત્યાં જવાનો પવિત્ર માર્ગ, આ લોકના જીવને, આ અપવિત્ર પાંચભૌતિક દેહથી પ્રાપ્ત થઈ શકતો નથી, પરન્તુ વિશુદ્ધ મનવડે પ્રાપ્ત થાય છે. આ દેહની પાછળ કામ, ક્રોધાદિક તથા અહંતા, મમતાદિક શત્રુ વળગેલા છે, તેથી તેનો ત્યાગ કરી, પવિત્ર દિવ્ય દેહથી જ તે માર્ગ પ્રાપ્ત થઈ શકે છે. દિવ્ય દેહ અને બીજી વસ્તુઓ પ્રાપ્ત કરવામાં શ્રદ્ધાભક્તિ મુખ્ય છે, ને તેમાં પણ સાત્વિક શ્રદ્ધા મુખ્ય ગણાય છે–શ્રદ્ધા સર્વોત્તમ છે, શ્રદ્ધા વિષે ઉપદેશ આપતાં પરમાત્માએ અનેક અનેક વાર્તા કહી છે, પણ છેવટે કહ્યું કે, આ શ્રદ્ધા વિના જે કંઈ હોમ્યું હોય, અર્પ્યું હોય, તપ કર્યું હોય, તેમ બીજું કંઈ કર્યું હોય તે મિથ્યા મનાય છેઃ તેનું આ લોકમાં ને પરલોકમાં ફળ મળતું નથી. જેઓમાં પ્રેમ અને શ્રદ્ધા હોય, તેઓ જ આ જગતના સુખ કરતાં, આ દેહના સુખ કરતાં, વિશેષ ઉત્તમ દેહ પ્રાપ્ત કરવાને અહોભાગી બને છે. જેઓને એ પરમદિવ્ય અચ્યુત માર્ગ–બ્રહ્મમાર્ગ પ્રાપ્ત કરવાની અભિલાષા હોય, તેઓએ આ અગ્નિમાં સ્નાન કરીને આ સ્થૂલદેહાભિમાનને તેમાં બાળી નાંખીને, દિવ્ય દેહ ધરવો જોઇશે, ને ત્યારે જ પરબ્રહ્મને માર્ગે જવાનો તેઓને અધિકાર મળશે. ગુરુ તથા શાસ્ત્રનાં

વચનોપર જેઓને દૃઢ વિશ્વાસ હશે, સંસારમાંની પ્રત્યેક માયા માટે જે પૂર્ણ નિઃસ્પૃહી હશે, અને અચ્યુત પદની જ જેઓને ખરી જિજ્ઞાસા હશે, એવા મુમુક્ષુજનોને જ આ અગ્નિમાં પ્રવેશ કરી તે વટાવી જવો તે, જળપ્રવેશ સરખો સુખદ થશે, એમ હું માનું છું. માટે ચાલો, વિલંબ મા કરો; સમય બહુ થોડો છે."

બટુકનું એ વાક્ય સાંભળીને ઘણાક મુમુક્ષુ શ્રદ્ધાળુઓનો ભય દૂર થઈ ગયો. તેઓ એક પછી એક આવી બટુકની સામે હાથ જોડી ઉભા રહ્યા, ને વિનતિ કરવા લાગ્યા; "આ જીવના કલ્યાણદાતા ગુરુદેવ! અમને શ્રદ્ધા છે, આપની કૃપાથી અમે અગ્નિ ઉલ્લંઘી પેલે પાર જઈશું. અમારું કલ્યાણ તથા કલ્યાણનો માર્ગ કેવળ આપ જ છો. આપનો અમને વિયોગ મા થાઓ." એ સાંભળી બટુક વામદેવ, અતિ પ્રસન્ન થઈને બોલ્યા; "અહો! વિયોગ કેવો? જેને જેનાપર દૃઢ પ્રીતિ છે, તે સદા તેની સમીપ જ છે! માટે જાઓ, સુખેથી અગ્નિ ઉલ્લંઘો, વિલંબ કરો મા; નહિ તો હવે થોડીકવાર પછી એ અગ્નિ પોતાની સીમા ત્યજી દઈને વધવા માંડશે, ને અહીં કોઈથી રહી શકાશે નહિ."

આવું સાંભળતાં જ તેમનાં ચરણમાં નમન કરી, ગુરુદેવના જયધ્વનિ સાથે તે મુમુક્ષુ એવા પરમાર્થવીર* નરોએ પેલા મહાઅગ્નિની અંદર ઝંપલાવ્યું. અંદર પડતાં જ તેઓની આસપાસ ભયંકર જ્વાળાઓ ફરી વળવા માંડી. એક ક્ષણ અગ્નિરૂપ થઈ તેઓ ક્યાં ગયા છે, તે કોઇને દેખાયું નહિ–ઘણાક અનાધિકારીઓએ માન્યું કે, ભસ્મ થઈ ગયા! એક-વાર ફરીથી બટુકે સભામાં બેઠેલા આત્મકલ્યાણેચ્છુઓની શ્રદ્ધાની પરીક્ષા કરવાને કહ્યું; "જુઓ, આ અગ્નિ હવે વધવા માંડ્યો છે; આમે પણ સૌને બાળી ભસ્મ કરશે; ત્યારે એમ મિથ્યા બળી મરવા કરતાં શ્રદ્ધાળુ થઈને પરમાર્થ માટે જ કાં અગ્નિમાં પ્રવેશ નહિ કરવો?" એ સાંભળી બટુકનાં માતાપિતા, અને બીજાં ઘણાંક શ્રદ્ધાળુ પવિત્ર મનુષ્યો ઉભાં થયાં, પણ જેઓ મલિન હૃદયનાં, દુરાચારી, નાસ્તિક, પરદ્વેષી અને આત્મકલ્યાણ શોધવા માટે નહિ, પણ અમથાં કૌતુક જોવા માટે જ સભામાં આવી ભરાયલાં હતાં તેઓની અવિદ્યાને લીધે તે વેળા છાતી ચાલી નહિ.

તુરત જ તે ઉભા થયલા સમાજને આગળ કરીને, 'નારાયણ, નારા-યણ, સોહં સોહં' ની ગર્જના કરતા, વામદેવજીએ અગ્નિમાં પ્રવેશ કર્યો અને તે જ ક્ષણે અગ્નિદેવે પણ મોટા ભભૂકા સાથે સભામંડપમાં પ્રવેશ કર્યો.

* પરમાર્થ સાધનમાં વીર સરખા નરો.

મંડપમાં અવશેષ રહેલા એ હતભાગ્યજનો તે અગ્નિની ભયંકર જ્વાળાઓથી ત્રાસ પામી, આમ તેમ નાસભાગ કરવા લાગ્યા; પણ ચોમેર અગ્નિ ફરી વળવાથી કોઈથી નાસી શકાયું નહિ. મહાત્મા બટુકનાં વચનપર શ્રદ્ધા ન કરવા માટે તેઓને બહુ બહુ પશ્ચાત્તાપ થયો. પણ હવે શું કરે? જ્વાળાઓના દાહને લીધે તેઓએ થોડીકવાર તો આમ તેમ દોડાદોડ કરીને કારમી ચીસો પાડી; પણ છેવટે દાહ નહિ ખમાવાથી તેઓ ગુંગળાઈ મૂર્છિત થઈને ભોંયપર પડ્યા! થયું. અવિદ્યાના સેવકોની એ દશા છે.

## વિમાનારોહણ

થોડીક વારમાં તો ઉપરાઉપરી થતા મોટા ઘણઘણાટ શબ્દોથી આકાશ પૂરાઈ ગયું; અને ત્યાં થયેલા એકસામટા જય જય શબ્દથી ચમકીને, પેલા મૂર્છિત થઈ પડેલા અનધિકારી જીવો અકસ્માત્ જાગી ઉઠ્યા. તેઓએ આશ્ચર્ય સાથે ચોમેર ધારી ધારીને જોયું તો સભામંડપ જેવો ને તેવોજ અખંડિત ને સુશોભિત જણાયો. તેમાં અગ્નિનું નામે નહોતું, કિંવા અગ્નિ લાગીને શાંત થવાની કશી નિશાની પણ નહોતી. તે જોઈ સૌ અતિશય આશ્ચર્ય પામ્યા. એટલામાં પુનઃ પેલા મંગળકારી શબ્દોની ગર્જના સંભળાવા લાગી. એ શબ્દો ક્યાં થાય છે, તે જાણવાને સારુ અસંસ્કારી જીવો ઉઠીને મંડપના દ્વાર સમીપ આવ્યા. ત્યાં પણ અગ્નિની કશી નિશાની નહોતી; પરંતુ કેટલેક છેટે અંતરિક્ષમાં ડોલતું એક પરમ શોભાયમાન્ વિમાન દૃષ્ટિગોચર થયું. તેમાંજ તુમુલ શંખશબ્દો થતા હતા. એ જોતાંજ કેટલાકો, જેઓને સત્સંગનો ચટકો લાગ્યો હતો, ને કાલાંતરે પણ મુક્તિના અધિકારી, વામદેવના પ્રતાપથી બન્યા હતા, તેઓ બોલી ઉઠ્યા; "અરે, હો હો! આ તો પેલું અગ્નિને બીજે કિનારે દેખાતું હતું તેજ વિમાન છે; અને પેલા સઘળા તેજસ્વી કાંતિવાળા દેખાય છે, તે તો આપણી સાથેના લોકો છે. અહો! તેઓ એટલા બધા તેજસ્વી કેમ થઈ ગયા? જૂઓ! તે સર્વેને લઈને સાધુ બટુક વિમાનપર ચઢે છે! અહા! તેઓને કેટલો બધો આનંદ થતો હશે? કેવાં મધુર સ્વરનાં વાજિંત્રો વાગી રહ્યાં છે? કેવી પ્રેમ સહિત જય જયની ગર્જનાઓ થયા કરે છે? પેલી જૂઓ! વિજળી સરખી ચમકતી ધ્વજાઓ ફરકવા માંડી! ઓ! સૌ વિમાનમા ચઢી ગયા. હવે તો જણાય છે કે, વિમાન સજ્જ થઇ ચૂકયું છે, તે ઉપડવાની તૈયારીમાં છે."

બીજા કેટલાક બોલ્યા; "અરે ધારીને તો જૂઓ! હવે તો સઘળું શાંત થઈ ગયું દેખાય છે. પેલો અદ્‌ભુત બાળક (બટુક) સૌની વચ્ચે

ઉભો રહીને કંઈ કહી સંભળાવે છે. અહા! તે અદ્ભુત બાળકનીજ આ સર્વ લીલા છે. તે ખરેખર સર્વનો ગુરુ અને ઈશ્વરતુલ્ય છે! હાય! હાય! પરમ અભાગ્યને લીધે જ આપણને તેનાં વચનપર વિશ્વાસ આવ્યો નહિ. પણ હવે શો ઉપાય? પાણી વહી ગયા પછી શોચના શા કામની? સૌની સાથે અગ્નિમાં જઈ પડ્યા હોત તો સહેજ શ્રમથી કલ્યાણ વહોરી લેત. આપણે ચોમેર વીંટી વળેલા અગ્નિના મુખમાં પ્રથમ જ પડેલા હતા, છતાં અત્યારે આપણા શરીરને કશી વ્યથા નથી, તેજ પ્રમાણે એ અગ્નિ વટાવનારાઓને પણ વ્યથા થઈ નહિ હોય; કેમ કે તેઓની સાથે તો મહાત્મા સદ્ગુરુ (બટુક) પોતે હતો, કે જેણે આ અદ્ભુત ચમત્કૃતિ કરી બતાવી છે. હરિ હરિ! ધિક્કાર છે! ધિક્કાર! શ્રદ્ધારૂપ અમૃતતત્ત્વથી રહિત એવા આપણને સહસ્રવાર ધિક્કાર છે."

આ પ્રમાણે મોટા વિમાસણ સહિત ઈશ્વર, શાસ્ત્ર અને સદ્ગુરુપર અશ્રદ્ધાથી જોનારા જીવો કલ્પાંત કરતા હતા, એટલામાં પુન. પુનઃ ઘટા, શંખ, દુંદુભિ આદિના મંગળ ઘોષ થવા લાગ્યા; અને ગુરુ મહારાજના નામનો મોટો જયજયધ્વનિ થતાંની સાથે જ વિમાન આકાશપંથે ઉપડ્યું. આ વેળા તેની દિવ્ય શોભા અને સૌંદર્ય જોઈને, કોટાન કોટી રહી ગયેલા જીવો, ચકિત જ થઈ ગયા, વિમાન તો 'આ જાય, પેલું જાય' એમ કરતાં કરતાં ઘણે દૂર ચાલ્યું જવાથી દેખાતું બંધ થઈ ગયું. નીચે રહેલા તે સર્વ અસંસ્કારી જીવો, તદ્દન નિરાશ, ઉત્સાહ વગરના અને હૈયાફુટા સરખા થઈ પૃથ્વીપર પડ્યા; તથા પોતાના અશ્રદ્ધાળુપણાંને માટે ઉપરા-ઉપરી નિઃશ્વાસ નાંખી, બહુ બહુ પશ્ચાત્તાપ કરવા લાગ્યા. યજ્ઞવાટ, યજ્ઞમંડપ અને તે આખું ઉપવન ઉજ્જડ ખંખ સરખું થઈ રહ્યું; અને દશે દિશાઓ સૂની સટ્ટ થઈ રહી.

એ અદ્ભુત વિમાન પછી ક્યાં ગયું? તે માયિક જીવની આ દૃષ્ટિએ દેખાશે નહિ! કારણ કે તે દિવ્ય છે. આપણી દૃષ્ટિ સ્થૂલ અને લૌકિક એટલે પ્રાપંચિક છે. એ વિમાન જોવા પૂર્વે જીવે પ્રપંચ રહિત અર્થાત્ માયાથી મુક્ત થવું જોઈએ. પ્રપંચ રહિત જીવની દૃષ્ટિ ધીમે ધીમે વિવેકી થાય છે. દૃષ્ટિને વિવેકી કરવા માટે શાસ્ત્રરૂપી અંજનની જરૂર છે, અને તે પછી તે આ અલૌકિક માર્ગે જતાં વિમાનને જોઈ શકવા સમર્થ બને છે. એ વિમાન જોવા માટે આ અસાર સંસાર અને તેનો વ્યવહાર પરિણામે મિથ્યા છે, એમ જાણવું જોઈએ. તેમાથી પ્રીતિ ખસેડી, સત્ય વસ્તુપર પ્રીતિ થવી જોઈએ. તે પ્રીતિ થવા માટે સસારની નવનવી ઉદ્ભવ પામતી તૃષ્ણાઓનો ત્યાગ

કરવો જોઇએ. તૃષ્ણા તૂટી, મોહ મટ્યો કે વિષયો વેગળા થાય છે, અને શાસ્ત્રરૂપી શલાકાથી વિવેકદૃષ્ટિમાં નવું તેજ પ્રવેશતાં તે બળવાન્ બને છે; અને ત્યારે જ તે દિવ્ય યાન, દૃષ્ટિગોચર થાય છે. સંસ્કારી જીવો! અધિકારી જનો જોય છે કે, તે અદ્ભુત યાન આ રહ્યું! અહો! તે પેલ્લું અવકાશમાં વહન કરતું દેખાય છે! અહો! તે પરમ દુર્ગમ એવા અચ્યુતપથ ભણી ચાલ્યું જાય છે! જિજ્ઞાસુ! જીવને હવે આ વેળાએ ખરેખરી એકાગ્રતાનું કામ છે. ઓ જિજ્ઞાસુ! તું પવિત્ર મન કરીને હું કહું, તેપર પૂર્ણ લક્ષ આપ. ગુરુદેવના પ્રતાપથી, કંઇક પૂર્વ જન્મના સંસ્કારથી અને કંઇક આ જન્મના સદાચરણથી, ત્યાંની સઘળી અલૌકિક ક્રિયા મને પ્રત્યક્ષ દેખાય છે; અને હું જેને દેખાડું તે પણ સુખેથી જોઇ શકે તેમ છે, છતાં પણ મેલથી છવાયલા દર્પણની પેઠે માયાથી છવાયલી તારી જ્ઞાનદૃષ્ટિ, એ સૂક્ષ્મમાર્ગનું અવલોકન કરી શકતી ન હોય તો, તેનું (તે વિમાનસંબંધી) ઇત્થંભૂત વૃત્ત, જે હરિ-ગુરુ-કૃપાથી મને હસ્તામલકવત્ છે, તેને વિષે તું સ્થિર મન કરીને મારી પાસેથી શ્રવણ કર. માયિક જીવે, બીજી સઘળી કહાકૂટ મૂકી, એ શ્રવણરૂપ સાધન જ કરવું ઇષ્ટ છે. શ્રવણ કરતાં કરતાં માયિક જીવનાં અનેક મોટાં તીક્ષ્ણ પાપ સમૂળાં વિનાશ પામશે; અને હૃદય નિર્મળ થઈ, તેમાં અચ્યુતપુરવાસી અચ્યુત પરમાત્માની પ્રેમભક્તિ પ્રકાશશે, એટલે તે જીવ આ વિમાનમાં બિરાજવાનો અધિકારી બની, અચ્યુતપુરમાં પ્રવેશવાને શક્તિમાન્ બનશે.

## વિમાનારોહણ

એ વિમાન કેવું અદ્ભુત અને ચમત્કારિક હતું અને તે મૂળ કયી વસ્તુનું બનેલું હતું, તે તેમાં બેઠેલામાંના કોઇને માલમ પડતું નહોતું. તે સ્વર્ગના નર્યા-સ્વચ્છ સુવર્ણ સરખું ઝઘઝઘાટ તેજ મારતું હતું. વળી તે પારદર્શક હતું બહારથી પૃથ્વીપરના જોનારને તેની આકૃતિ એક સુશોભિત વિશાલ નૌકા સરખી લાગતી હતી, પણ અંદરથી તો તે જાણે એક મહાવિશાલ મહાલય હતો. તેના મધ્યભાગમાં એક અમૂલ્ય મણિજડિત સભામંડપ હતો. તે મધ્યે જે અતિ તેજસ્વી પ્રૌઢ સિંહાસન હતું, તે પર પોતાનાં પિતરો સહિત ગુરુ વામદેવજી વિરાજ્યા હતા. તેની સન્મુખ રાજાનું અને તેની આસપાસ-ગુરુ સન્મુખ-અર્ધ વર્તુલાકૃતિએ બીજા સર્વ અધિકારી જ્ઞાનેચ્છુ જીવોનાં સુખરૂપ આસન નિર્માણ થયેલાં હતાં. મંડપની ભૂમિ સર્વોત્તમ સ્ફટિકની હતી, સ્તંભો વિદ્રુમના હતા અને છત

વૈડૂર્યમણિની રચેલી હતી. સભામંડપની ચોમેર જૂદાં જૂદાં અસંખ્ય ભવનો નિર્મેલાં હતાં, જેની શોભાનો પાર જ નહોતો. તેમાં ભાતભાતની સુંવાળી બેઠકો, આસનો અને સુંવાળી શય્યાઓ બિછાવેલી હતી. તેમાં રહેનારાઓને અમીના ઓડકારો આવતા હતા, તેથી એ વિમાનમાં બેસનારને આહાર, નિદ્રા, તૃષા, આશા, મમતા, માયા, કામનાદિ આ લોકના વ્યવહારની ઈચ્છા જ થતી નહોતી. એ ભવનમાં જનારે તેમાં પગ દીધો, કે તુરત જ તેમાં ગોઠવેલાં વિચિત્ર વાદ્યો, સમય સમયને અનુસરતા રાગોમાં પરબ્રહ્મની અપૂર્વ લીલાના મધુર સ્વરે, કર્ણપ્રિય આલાપો કરવા માંડતાં હતાં. દિવસ કિંવા રાત્રિના ભાગમાં ગુરુદેવ વિરાજે ત્યાંસૂધી તો સર્વે જનો સભામાં જ બેસતા હતા; પણ ત્યાંથી આજ્ઞા થાય, કે તુરત પેલાં ઈચ્છિત ભવનોમાં જઈને, દેવેંદ્ર કરતાં પણ અધિક સુખાનુભવ લેતા, હરિરસસાગરમાં ડૂબી જતા હતા. પ્રાતઃકાળે, મધ્યાહ્ને અને સાયંકાળે જ્યારે સંધ્યાવંદનાદિક માનસિક કર્મોનો સમય થતો ત્યારે ત્યારે તે કર્મો કરવાને ઇચ્છનારા સંસ્કારી શ્રદ્ધાળુઓ, સ્નાનાદિક માટે તીર્થની અપેક્ષાથી (તે ભવનોમાંથી) બહાર નિકળતા; અને તે વિમાનની ઉત્તર દિશામાં વહેતી પવિત્ર ગંગાનો પ્રવાહ તેઓને માટે તૈયાર હતો, ત્યાં જતા; અને ગંગાના સુદર રત્નખચિત ઘાટ ઉપર બેસીને આનંદે નિત્ય કર્મો કરતા હતા. ત્યાં પરમાત્મજ્ઞાનનો આનંદ, હરિરસનો સ્વાદ, અદ્વૈતનાં દર્શન, અદ્વૈતનું ગાન અને અદ્વૈતભાવ સર્વત્ર વ્યાપી રહ્યો હતો. આવું સર્વ સુખોના મંદિરરૂપ છતાં તે અદ્ભુત યાન વળી ઇચ્છાનુગામી હતું. અર્થાત્ તેમાં બેસનારાઓની જ્યાં અને જે માર્ગે થઇને જવાની ઇચ્છા થાય, ત્યાં અને તે માર્ગે થઇને તે ચાલ્યું જાય તેવું હતું. જરૂર પડે તો જેવડું જોઇએ તેવડું મોટું ને જોઇએ તેટલું નાનું પણ તે થઈ જતું હતું, ઇચ્છામાં આવે તે પ્રમાણે દૃશ્ય કિંવા અદૃશ્ય પણ થઈ જતું હતું, જેથી પૃથ્વી પરના જનોને તે દેખાતું નહોતું. એવા વિચિત્ર અને સુખસદનરૂપ તે દિવ્ય યાનમાં બેસીને, ગુરુ વામદેવની કૃપાથી સનાથ બનેલા તે સર્વ સંસ્કારી જીવો ગગન માર્ગે ચાલ્યા. વિમાન ચાલતી વેળાએ તેમાંની બેઠકો જુદા જ પ્રકારે ગોઠવાયલી સૌના જોવામાં આવતી હતી, કે જેથી તેમની સામે, ઉંચે અથવા નીચે–આકાશપર કે ભૂમિપર બનતો બનાવ એકે સાથે તેઓ પૂરેપૂરો સુખેથી અવલોકન કરી શકતા હતા. વિમાન ચાલ્યું ત્યારથી માર્ગમાં જે જે આનંદદાયક અને વિચિત્ર દેખાવો દૃષ્ટિએ પડતા, તે તે જોઈ હર્ષ પામતા સર્વ વિમાનવાસીઓ વારંવાર "જય

જય ગુરુદેવ! જય જય ગુરુદેવ!" એવો મંગલધ્વનિ કરતા હતા. તે વિમાનમાં બેઠેલા જીવોને નિત્ય નિત્ય નવો નવો બોધ કરવામાં આવતો ને તેમ થતાં, સર્વ વિમાનવાસીઓ મુક્તાવસ્થાને પ્રાપ્ત થયા જેવી સ્થિતિમાં આવ્યા. આવા આનંદસુખનો અનુભવ કરાવતું એ વિમાન ફરતું ફરતું કેટલેક કાળે એક અતિ વિચિત્ર અને વિસ્તીર્ણ નગર ઉપર આવી અંતરિક્ષમાં સ્થિર થયું.

## જગન્નગર

વિમાન ઉભું રહેતાં જ બટુક વામદેવજી સર્વ સંસ્કારી જીવોને સંબોધીને બોલ્યા; "હવે તમે સૌ સજ્જ થાઓ; ચિત્તવૃત્તિને સ્થિર કરો; અને આ તમારી દૃષ્ટિ સામે શા શા અદ્ભુત ચમત્કારો દેખાય છે, તેપર પૂર્ણ લક્ષ આપી, તેનું રહસ્ય વિચારો. અહીંથી જ પરમ દુર્લભ એવો અચ્યુત માર્ગ આરંભાય છે. આ જુઓ, આપણે હમણાં ક્યાં આવેલા છીએ?" એ સાંભળતાં સભાને વિષે ગુરુદેવની સન્મુખ બેઠેલો રાજા વરેપ્સુ તુરત ઉભો થયો, અને પૃથ્વી ભણી જોઈ સાનંદાશ્ચર્ય સહિત બોલ્યો; "અહો! ગુરુદેવ! આ તો કોઈ અતિશય મોટું વિલક્ષણ નગર દેખાય છે. આપણું વિમાન બરોબર તેના ઉપર જ, તેને સુખેથી સૌ જીવો પૂરેપૂરું અવલોકન કરી શકે તેવી રીતે, ઉભું છે. અહો! કૃપાનાથ! આપણે આ નગરથી આટલા બધા ઉંચા છેક અંતરિક્ષમાં છીએ, છતાં આપના અનુગ્રહથી, અમોને આ દિવ્યદેહની સાથે મળેલી દિવ્યદૃષ્ટિવડે, દૂર સૂધી જોઈ શકીએ છીએ; તોપણ જેના દરવાજા દેખાતા નથી, એવું અપાર વિસ્તારવાળું આ કોઈ અદ્ભુત નગર છે. એ કિયું હશે? એમાંની એકેક શેરી કે પોળ અમને મોટા ખંડ કે શહેર જેવડી લાગે છે. તેમાંના બાગ અને બગીચા અમને સેંકડો ને હજારો યોજનના મોટાં અરણ્યો સરખાં ભાસે છે. એ સિવાય તેમાંનું જે જે જોઇએ છીએ, તે તે સઘળું અપાર જોવામાં આવે છે. આવું અદ્ભુત અને પૂર્વે માર્કંડેય ઋષિને શ્રીબાલમુકુંદ ભગવાનના ઉદરમાં દેખાયલી વિરાટ્ માયા સરખું આ નગર કિયું હશે."

વામદેવજીએ કહ્યું; "રાજા, ખરેખર ભગવાનની વિરાટ્ માયા સરખું આ અતિ વિસ્તૃત નગર, વિચિત્રતા, અદ્ભુતતા અને ચમત્કૃતિઓથી ભરેલું છે. તેને મહાત્મા પુરુષો 'જગન્નગર' ને નામે ઓળખાવે છે. એના દરવાજા ક્યાંથી દેખાય? એના વિસ્તારનો અંત કોઇ વિરલ મહાપુરુષના જ જોવામાં આવી શકે છે. એમાં સર્વ વસ્તુ છે, એમાં સર્વ

જાતિનાં પ્રાણી છે, સર્વ વિદ્યાનો ભંડાર છે, સર્વ પ્રકારની ભૂમિ છે, સર્વ સમય-કાળવ્યવસ્થા છે, ને સર્વ રસ છે; સંક્ષિપ્તમાં આખા જગતની અંદરના સઘળા જ દૃશ્યાદૃશ્ય પદાર્થો, ચિત્રપટમાં સમાયલા મહાન્ ચિત્રની પેઠે એની અંદર પરિપૂર્ણપણે વ્યાપેલા છે, એટલા માટે જ એનું નામ જગન્નગર પડેલું છે. આખા જગતમાં જે જે છે, તે તે સઘળુ એ નગરમાં વસ્યું છે. એ આખા જગતનું પ્રતિનિધિ છે, અથવા જગત્ પોતે જ છે, એમ કહીએ તોપણ અસત્ય નથી. એને ચાહે તો જગત્ કહો, અથવા જગન્નગર એટલે જગદ્રૂપ નગર કહો. પરબ્રહ્મની સમગ્ર અદ્ભુત લીલાઓ જે જગદ્રૂપે પરિણામ પામેલી છે તે જ એ છે. હવે તમે સર્વે, અહીં રહી સુખેથી અનેક ઈશ્વરી લીલાના ચમત્કારો એક્કે ચિત્તે જૂઓ." એ સાંભળી મહારાજા વરેપ્સુ બોલ્યો; "પણ કૃપાનાથ! હવે તો સંધ્યાકાળ થવા આવ્યો છે, માટે પ્રથમ સંધ્યાવંદન કરી લઇએ; પછી રાત્રિના તો વિશ્રામ જ લેવાનો છે, નહિ વારુ? રાત્રિએ ત્યાં શું જોઈ શકાવાનું હતું?" વામદેવજીએ કહ્યું; "હા, સમય થયો છે, માટે સંધ્યાવંદન કરી લેવું, એ તો યોગ્ય જ છે; પણ રાજા, તું કહે છે તેમ રાત્રિ મિથ્યા નથી. દિવસે પણ ન દેખાય તેવા અદ્ભુત ચમત્કારો રાત્રિના જોવામાં આવે છે! આ વિરાટરૂપ નગરમાં વસતા જીવોના-પૃથ્વીના મનુષ્યોના મનથી રાત્રિ એ રાત્રિ જ છે, એટલે વિશ્રામ લેવાનો સમય છે; પણ એવી અનેક રાત્રિઓ તથા અનેક દિવસો મળીને જેની એક ઘડી કે ક્ષણ પણ થતી નથી, તેવા મહાત્માઓ તથા દેવતાઓ, એવી રાત્રિને રાત્રિ જાણીને પોતાનું કાર્ય પડતું મૂકતા નથી; માટે સંધ્યાવંદન, ભગવદ્ધ્યાનાદિક પોતાપોતાનું ઉપાસ્ય કર્મ કરી લઇને સર્વે જનો પાછા તત્પર થાઓ. તમને આ વિમાનમાં વસતાં સૂધી નિદ્રા દેવી બાધ કરી શકશે નહિ, તેમ આહાર વિહારની ઇચ્છા પણ થશે નહિ. જેને પરિશ્રમ કરવો પડે છે, તેને વિશ્રામ લેવાની આવશ્યકતા ખરી, પણ જેને શ્રમ નહિ, તેને વિશ્રામ પણ હોય નહિ." ગુરુદેવનાં મુખનાં એવાં વચન સાંભળી, રાજા સહિત પુણ્યજનો એક પછી એક ગુરુચરણમાં વંદન કરતા કરતા સંધ્યોપાસના માટે ચાલ્યા ગયા.

## અચ્યુતપથપીઠ-કાળક્રીડા

સંધ્યોપાસના પૂર્ણ થઈ, સંધ્યાકાળ મટીને કાળી રાત્રિ વ્યાપી ગઈ! સર્વત્ર અંધકાર છવાઇ રહ્યો! ગગનમાં એક પછી એક તારાઓ, નક્ષત્રો અને ગ્રહો ઉદય પામવા લાગ્યા. અંતરિક્ષમાં વિચરતાં દેવાદિકનાં

વિમાનો પોતપોતાના લોકને વિષે ચાલ્યાં ગયાં. અંધકારને પ્રિય ગણનારા રાક્ષસો, પિશાચો અને નિશાચર પ્રાણીઓ સુખેથી વિચરવા લાગ્યાં. પૃથ્વીપર એટલે જગન્નગરને વિષે પણ એ જ પ્રમાણે રાત્રિનું રાજ્ય ચાલુ થયું. અંધકારને લીધે અને દિવસના પરિશ્રમને લીધે મનુષ્ય, પશુ, પક્ષી, કીટાદિક સર્વ પ્રાણીઓ એક પછી એક વિશ્રાંતિરૂપ નિદ્રાદેવીને વશ થઇ ગયાં. દીપકાદિ સાધનોવડે અંધકારને હઠાવીને પણ વ્યવહારાદિકમાં પ્રયત્ન કરનારા પ્રપંચકુશળ જનોને ધીમે ધીમે હવે નિદ્રાદેવીએ પોતાની સત્તામાં લઇ લીધા. એવી રીતે અંધકાર અને નિદ્રા બંનેના ભેગા અમલથી જ્યાં જોઇએ ત્યાં મોહનું રાજ્ય વ્યાપી રહ્યું.

વિમાનની લીલા નૂતન પ્રકારની હતી. ત્યાં ગુરુ વામદેવજીની સન્મુખ મહારાજા વરેપ્સુ આદિ સર્વ મુમુક્ષુ જીવો સંધ્યાદિ કર્મથી નિવૃત્ત થઇને, પોતપોતાનાં દિવ્ય આસનોપર, ગુરુ મુખમાંથી ઝરતી અમૃતવાણીનું પાન કરવાને તત્પર થઈ બેઠેલા હતા. ત્યાં નિદ્રા તંદ્રાનું નામ નહોતું. ગુરુ વામદેવજીનાં વૃદ્ધ માતાપિતા પણ એ ઇશ્વરતુલ્ય મહાત્મા પુત્રના આવા અદ્ભુત કાર્યથી સાનંદાશ્ચર્યમાં મગ્ન થતાં, કૃતકૃત્યપણે ભગવદ્ભજન કરતાં હતાં. સંધ્યાવંદનાદિકથી નિવૃત્ત થયાં ત્યારે સર્વ મુમુક્ષુ જનો પોતપોતાના ગૃહને વિષે યથેચ્છ અમૃતપાન કરીને સભામંડપમાં એકત્ર થયા. રાત્રિના આરંભે હરિકીર્ત્તન આરંભ્યું. મધ્યસિંહાસને વિરાજેલા ગુરુદેવની ઉત્તમ પ્રકારે સ્તુતિવંદના કરીને, પછી તે દિવ્યરૂપ પામેલા સર્વ જીવો, પોતાની અતિ મધુર દિવ્ય વાણીથી એક સાથે ઉત્તમ સ્વર અને તાલમાં, શ્રીહરિના ગુણ ગાવા લાગ્યા. એ વેળા તેઓના ગાનની સાથે સભામંડપમાં ગોઠવેલાં મધુર વાદ્યો પોતાની જ મેળે, તેવા જ સુંદર રાગમાં વાગવા લાગ્યાં, કે જેથી તેઓના કીર્તનરંગમાં કોટી ગણો વધારો થઈ ગયો. દિવ્ય વાજિંત્રોનું સ્વાભાવિકપણે તાલ સ્વરમાં વાગવું, દિવ્યદેહધારી મુમુક્ષુ જીવોનું પૂર્ણ પ્રેમથી ગાવું, ને પરમ પુણ્યરૂપ એવા શ્રીહરિનાં નામો તથા ગુણોથી અલંકૃત થયેલી તેઓની વાણી, એટલી વસ્તુ એકત્ર થાય ત્યાં આનંદનું તો પૂછવું જ શું? એ કીર્તનાનંદ એટલો ઉછળવા લાગ્યો કે, અમે કોણ છીએ, ક્યાં આવ્યાં છીએ ને કેવી સ્થિતિમાં છીએ, એનું ભાન પણ તે જીવો ભૂલી ગયા. જય જય પરમ દેવના ધ્વનિ સાથે કીર્તન સમાપ્ત થયું; સર્વ જીવો ગુરુચરણમાં વંદન કરીને આસને બેસી ગયા. તત્ક્ષણે તે સભામંડપ બદલાઇને સઘળાં આસનો જગન્નગરનું અવલોકન થઈ શકે, તેવા

આકારમાં ગોઠવાઈ ગયાં. સૌ જીવો હવે મોટી જિજ્ઞાસાથી જગન્નગર વિષે શા શા ચમત્કારો થાય છે, તે જોવાને સારુ તત્પર થઈ બેઠા.

પછી ગુરુ વામદેવજી પોતાના માતાપિતાને વંદન કરી, વરેપ્સુ આદિને સંબોધીને બોલ્યા; "હવે સૌ તત્પર છો? જૂઓ, નીચે શી લીલા વર્તી રહી છે!" વરેપ્સુ ઉભો થઈ હાથ જોડી બોલ્યો; "કૃપાનાથ! નીચે તો સઘળું અંધકારમય છે, સર્વત્ર તદ્દન શાંતિ છે." ગુરુજી બોલ્યા; "ના, તેમ નથી, સૂક્ષ્મદૃષ્ટિએ અવલોકન કરી જો, તેમાં અનેક પ્રકારના વ્યવહારો અસ્ખલિતપણે થયા કરે છે. તે જોવાને શું તારી દિવ્યદૃષ્ટિ કામે લાગતી નથી? જેઓ જગતના સર્વ પ્રાણીઓના દિવસને પોતાની રાત્રિ સમાન ગણે છે તેવા એકાંતિક યોગીઓ અને મહાત્માઓનો હવે દિવસ ચાલુ થયો છે. તેઓ હવે નિરાંતે અને એકાગ્રચિત્તે, વૃત્તિઓને નિયમમાં લાવી, પોતાનું આત્મસાધનરૂપ કાર્ય સાધવાને તત્પર થઈ ગયેલા છે. તેઓની ક્રિયાઓ પરમ શાંત અને કોઇને પણ કશી પીડા ન કરે તેવી હોવાથી જ તમારા સમજવામાં કે જાણવામાં આવી નથી. બીજાં તિર્યક્યોનિનાં તમોગુણી પ્રાણીઓને પણ જૂઓ. તેઓ અંધારામાંએ પોતપોતાનાં ભક્ષ્ય શોધવાના પ્રયત્નો કરી રહ્યાં છે. વળી મનુષ્યવર્ગમાંનાં પણ વિષયલંપટ પ્રાણીઓને જૂઓઃ તેઓ વિષય ભોગવવો, એ જ પરમસાધન, મોટામાં મોટું સુખ અને કૃતાર્થપણું સમજે છે. તેથી તેઓ સ્ત્રી પુરુષરૂપ જોડાં બનીને એકાંત વિલાસમાં મગ્ન થયેલાં છે. કેટલાક મહારોગથી પીડાતા જીવો, કે જેઓને દેહની દારુણ પીડાને લીધે ક્ષણવાર પણ કળ પડતી નથી, તેઓને પણ જૂઓ; તેઓ પોતાને માથે હાથ દઇને કરેલાં કર્મોનો પશ્ચાત્તાપ કરે છે; અને હૃદય પીગળી જાય તેવી ચીસો પાડી રહ્યાં છે." આ સાંભળી સર્વ પુણ્યજનો જેઓ એ સઘળો પ્રકાર દિવ્યદૃષ્ટિવડે જોઈ રહ્યા હતા તેઓ બોલ્યા; "હા, ગુરુમહારાજ! આપે બતાવ્યા તે ઉપરાંત બીજા પણ ઘણાક વ્યવહારો પ્રવર્તતા દેખાય છે; રે! તે સઘળા દુઃખરૂપ જ છે. તે સઘળાને પરિણામે સત્ત્વલોકમાંથી પતન જ થાય છે. રે! કાળના કાળ વહી જશે, અનેક જન્મોનું આવર્જન વિસર્જન થશે તો પણ મોક્ષનો માર્ગ કીયો છે, તે એ જીવો જાણી શકવાના નથી. આ જગન્નગરમાં કેટલાક નિશાચરો પોતાનાં કુટુંબીઓનું પોષણ કરવા માટે દ્રવ્યની લાલસાથી, મોટા દુર્ગમ સ્થળોમાં ચોરી કરવા પ્રવૃત્ત થયેલા છે, પણ તેઓને ક્ષણે ક્ષણ પકડાઈ જવાનો ભય રહે છે. આ પેલું જૂવો! મોટું ચતુરંગ સૈન્ય, પેલા

દૂર રહેલા બીજા બળવાન્ સૈન્યને, તેની સામે લડી શકાય તેટલું બળ પોતામાં ન હોવાથી તેને છેતરીને અસાવધપણામાં દબાવી દેવા સારુ જાય છે; પણ તેમાંના સર્વ યોધાઓને એ પ્રસંગે પોતાના પ્રાણ બચશે કે નહિ, તેની મોટી શંકા છે. આ જૂઓ! પેલાં ક્રૂર મનુષ્યો પોતાપરનાં અને પોતાના પૂર્વજોપરનાં વૈરનો બદલો વાળવા સારુ વૈરીઓનો વિનાશ કરવાનો પ્રયત્ન કરી રહ્યાં છે. એ જ પ્રમાણે બીજાં મનુષ્યો પણ પોતાપર ઝઝૂમી રહેલાં વૈરીઓનાં દળવાદળ તૂટી પડવાની મોટી ચિંતામાં છે. કેટલાકોને ધનની ચિંતાથી નિદ્રા આવતી નથી, કેટલાકોને રહેવાને કે આશ્રયને માટે સ્થાન જ નથી, કેટલાકો અન્નની જ ચિંતા કરી રહ્યા છે; કોઈ સંતાનને માટે દુઃખી છે, તો કોઈ સ્ત્રીની આશામાં ને આશામાં સુખે નિદ્રા લઈ શકતા નથી. આશા, તૃષ્ણા, કામ, ક્રોધ, લોભ, અહંકાર, મોહ તથા મદમાં લીન એવા જીવો, અનેક પ્રકારે દુઃખી છે. જ્યાં જોઈએ ત્યાં કેવળ દુઃખમય જ વ્યવહાર ચાલી રહ્યો છે. દિવસે અતિ વિચિત્ર શોભાયમાન લાગતું આ જગન્નગર, અત્યારે કેવળ દુઃખનું જ સ્થાન બની રહેલું છે. માત્ર આપે સૌથી પહેલે દેખાડેલા જિતેન્દ્રિય બ્રહ્મનિષ્ઠ મહાત્માયોગી જનો જ કેવળ નિર્ભય લાગે છે. તેમની ક્રિયાઓ કેવળ અનપાયિની* છે, તેવું જ તેમનું પરિણામ પણ અખંડ સુખરૂપ છે. એ જ પ્રમાણે દિવસના શ્રમથી થાકેલા અને કોઈ જાતનું દુઃખ કે ચિંતા માથે નહિ હોવાથી સુખે નિદ્રાવશ થયેલા, આ બીજા સર્વ પ્રાણીઓ પણ સુખી છે, નહિ ગુરુ મહારાજ!" એ સાંભળી વામદેવજી બોલ્યા; "એ તો કેમ કહેવાય? પ્રત્યક્ષ જણાય છે કે, તેઓને માથે તો એક ઘણું મોટું અનિવાર્ય સંકટ ઝઝૂમી રહ્યું છે. અરે! તેઓ પ્રત્યક્ષ સંકટના મુખમાં જ પડેલા છે. બળતા ઘરની અંદર ઊંઘમાં પડેલાં મનુષ્યો કેવળ સુષુપ્તિ† અવસ્થામાં હોય, કે જેથી તે વેળા તેઓના દેહ–મનની સઘળી વૃત્તિઓ નહિ સરખી થઈ ગયેલી હોય છે, તેથી તેઓને સુખી ગણવા, એ કેવળ અવિદ્યાનું જ ફળ છે. સુખી તો રહ્યા, પણ તેઓ એટલા બધા દુઃખી કહેવાય, કે થોડીક વાર જો તેઓ એવી અસાવધ અવસ્થામાં રહે તો તેઓનો સમૂલો નાશ થયા વિના રહે નહિ. આ નગરનાં નિદ્રિત મનુષ્યો એવાં જ અજાણ્યા સંકટમાં છે. તેમ જ આ બીજાંઓ પણ કે જેઓ દેખીતાં દુઃખો અને ચિંતાઓથી નિદ્રા લઈ શકતાં નથી, તેઓ પણ એ અજાણ્યા સંકટથી

---

* કોઇને પણ હાનિ નહિ કરનારી. † ગાઢ નિદ્રામાં.

બચેલાં નથી, માત્ર બચવાની આશા તો પેલા મહાત્મા યોગીઓને જ છે. એ આખા નગરને માટે આવનારું મોટું સંકટ તેઓના જાણવામાં છે; અને તે સારુ તેમાંથી છૂટવાનો મહા પ્રયત્ન તેઓ સતત-અવિચ્છિન્નપણે કર્યા જ કરે છે; સાવધતાથી-ઘણી ભૂલ ન થતાં, ક્ષણે ક્ષણે તે પ્રયત્ન ચાલુ જ રાખે છે."

ગુરુદેવનાં એ વચન સાંભળી સર્વ પુણ્યજનો અતિ આશ્ચર્ય પામ્યા; અને પૂછવા લાગ્યા કે, "કૃપાનાથ! એવું તે કીયું અનિવાર્ય સંકટ આ નગરને માથે ઝઝૂમી રહ્યું છે?" આ પ્રશ્નને અંતે જ તે નગરની દક્ષિણ દિશા ભણી એકાએક મ[illegible]ો પ્રકાશ દેખાવા લાગ્યો. થોડીક વારમાં તે પ્રકાશ એટલો વિશાલ થઈ પડ્યો કે જેને જોતાં સર્વ પુણ્યજનો આશ્ચર્યથી ચકિત થઈ ગયા. તેઓ [illegible]માં એવી શંકા કરવા લાગ્યા કે, એટલી વારમાં લાંબી રાત્રિ પૂરી થઈ ને [illegible]સ ઉગ્યો? તે પણ વળી શું દક્ષિણ દિશામાં?" પણ તત્કાલ ગુરુદેવ તે [illegible] ભણી હાથ લાંબો [illegible] બોલ્યા; "એ જ જગન્નગરનું અનિવાર્ય સંકટ છે. [illegible] એકાએક મુમુક્ષુ જીવોનું ચિત્ત ને દૃષ્ટિ તેણી ગમ ખેંચાયાં. જોતજોતામાં [illegible] તે [illegible]શ એટલો બધો વધી ગયો, કે તેવડે એ આખી દિશા, ભૂમિથી તે આકાશપર્યંત વ્યાપ્ત થઈ ગઈ. થોડીવારમાં તે પ્રકાશની અંદર કંઇક આકૃ[illegible] દેખાવા લાગ્યું. તે આકૃતિ પુરુષ જેવી હતી. તે ક્ષણે ક્ષણે વ[illegible] સરખું [illegible]વા લાગી; અને જોતજોતામાં તેણે તે આખા પ્રકાશને વ્યાપી લીધો; જેટલા વિસ્તારમાં એ તેજ ફેલાયું હતું. તેવડું જ મોટું તે પુરુષાકૃતિનું શરીર બની ગયું, એ ક્ષણે તેના સામું જોવું પણ મહાભયંકર હતું. આખી દક્ષિણ દિશાને વ્યાપી રહેલો એ પ્રચંડ પુરુષ રંગે તદ્દન શ્યામ હોવાથી કાજળનો જાણે મોટો પર્વત હોય તેવો લાગતો હતો. તેની કૃષ્ણવર્ણી ભયંકર કાયાના અવયવો ઘણા જ વિલક્ષણ હતા. તેના બે પગ [illegible] અને લાંબા હતા. પ્રત્યેક પગને ત્રણ ત્રણ વજ્ર જેવાં કઠિન અને અણીદાર આંગળાંઓ હતાં. તેની પ્રત્યેક કાંધમાંથી ત્રીસ ત્રીસ લાંબા હાથ ડાળાંની પેઠે ફૂટેલા હતા. પ્રત્યેક હાથને પણ ચાર ચાર આંગળાંઓ

હતાં. નેત્રો પણ બહુ જ વિકરાળ હતાં, તે વારંવાર આંખોની નિમેષ માર્યા કરતો હતો. તેના મુખનો આકાર બહુ ભયંકર હતો. અને એ ભયંકર મુખથી ભોજન કરવા માટે આમ તેમ જતો આવતો હતો. તેના મુખમાંની વિકરાળ અગ્નિ જેવી જીભ પલકારા મારી રહી હતી. તેના મસ્તકનો પ્રદેશ છેક અંતરિક્ષમાં પહોંચેલો હોવાથી વાદળ સાથે વાદળના જેવો દેખાતો હતો.

જોતજોતામાં તે ભયંકર પુરુષ જાણે હેઠો બેસવા જતો હોય તેમ નીચે વળ્યો, ને તેણે પોતાનું વિકરાળ મુખ પહોળું કરવા માંડ્યું. તેનું મુખ એટલું બધું પહોળું થઈ ગયું, કે તેનો હેઠલો હોઠ પૃથ્વીપર ને ઉપલો છેક અંતરિક્ષની પેલીમેર પહોંચી ગયો. એક્કે ફેરે આખા જગ-ન્નગરને મુખમાં લેશે કે શું, એવો તે, તે સમયે દેખાતો હતો. અહુણાં તેના આખા શરીરને ઠેકાણે અતિ વિસ્તાર પામેલું માત્ર તેનું મુખ જ દેખાતું હતું. એ વિકરાળ પુરુષે પોતાનું ભીષણ કાર્ય આરંભ્યું. તેણે ઊંઘેલા જગન્નગરમાંથી ઊંઘતાં ને જાગતાં હજારો ને લાખો પ્રાણીઓને મુખમાં લઈ લઈને દાઢોવતી ભચડવા માંડ્યાં, ને ઉદરમાં ઉતારવા માંડ્યાં!

આવો ભયંકર પ્રકાર જોઈ, પેલા વિમાનવાસી જીવો ઘણા ભય-ભીત થઈ ગયા, અને હાથ જોડી ગુરુદેવને ચરણ પડી, વિનતિ કરવા લાગ્યા કે; "હે કૃપાનાથ! આ શું? અરે! આ કેવો ઘાતક પ્રસંગ? આ વિકરાળ પુરુષ તો સર્વનો નાશ કરે છે. આખું જગન્નગર તો શું, પણ આ આખું આકાશ અને તેમાં અદ્ધર રહેલું આપણું આ વિમાન પણ તેના મુખમાં જ છે!! અમને પણ એ લીધા! એ ખાધા! એમ ભય થાય છે. આપણે હવે ક્યાં જઈશું? હે દેવ! જુઓ, તેના મુખમાં ગયેલું કોઈ પણ પ્રાણી પદાર્થ બચવા પામતું નથી. કોઈ કદાચ છટકીને નીકળી પડે છે, તો તેને પોતાના તીક્ષ્ણ નખવાળા લાંબા હાથોવડે પકડીને પાછો તે પોતાના જ મુખમાં મૂકે છે. આવાં રત્ન સરખાં મનુષ્યો, પશુઓ, પક્ષીઓ, જળચર ને સ્થળચર ઈત્યાદિ સર્વ પ્રાણીઓ, એમાંથી કોઈને પણ તે છોડતો નથી. ચર અને અચર સઘળી જ સૃષ્ટિ જાણે તેનો ભક્ષ હોય; એમ લાગે છે. આવો મહા ત્રાસ જોઈ શકવાને અમારાં નેત્ર સમર્થ નથી."

આવી રીતનો કોલાહલ મચી રહ્યો ત્યારે, બહુ ભય પામેલા તે પુણ્યજનોને પ્રેમ સહિત બટુક વામદેવજીએ કહ્યું; "હે પુણ્યજનો! આપણે સર્વ તેના મુખમાં છીએ એ સત્ય છે. અને આપણને આ સૌની પેઠે નાશ થવાને વાર પણ લાગે નહિ, એ પણ સત્ય છે; પરંતુ તમારી

પાસે શ્રદ્ધા, ભક્તિ અને આત્મજ્ઞાન, એ ત્રણ પેલા પાર્ષદ ઉભા છે; તમે ઇચ્છાનુગામી દિવ્ય વિમાનમાં બેઠેલા છો, માટે તમારે તેવો કશો ભય ધરવાનું કારણ નથી. તમે નિર્ભય રહો ને દૃષ્ટિ આગળ શું થાય છે, તે જોયા કરો. પરંતુ એ પરથી તમે જાણો કે, આ કાળના સપાટામાં સર્વનો, ગમે ત્યારે, જાગ્રતમાં કે નિદ્રામાં, નાશ જ થાય છે; માત્ર જેઓ આત્મયોગી છે, તે જ તરી જાય છે. હવે જૂઓ, પેલો'એક ધીટ મનુષ્ય તેના મુખમાંથી–તેની વજ્ર સરખી તીક્ષ્ણ દાઢોના વચગાળામાંથી છટકીને બહાર નિકળી ઉભો છે; અને તેને ઝાલી લેવાને આ ભક્ષકે હાથ પસાર્યો છે; પણ એ ચપળ પુરુષ બંને કર જોડીને તેને વિનય વિવેકથી કંઈક કહે છે; તેથી ભક્ષક પણ તેને ન પકડતાં તેનું કહેવું સાંભળે છે; માટે તમે સૌ મૌન ધરી, એકચિત્તે તેનું કહેવું સાંભળો, કે તે શું કહે છે." પછી સૌ એકાગ્રચિત્તે કાન માંડીને બેઠા. એ ધીટ ગંભીર મનુષ્ય, પેલા એકાંત ક્રિયા કરનારા મહાત્માઓમાંનો એક હતો. તે વિશ્વવ્યાપી ભક્ષકને નમન કરી બોલ્યો; "અહો દેવ! હે સર્વને ભક્ષ કરનારા દેવ! આપ કોણ છો, તે મને કહો. શું તમે જગતનો સંહાર કરનારા અને ભૂતપતિ એવા ભયંકર રુદ્રદેવ છો? અથવા પાપીઓને દંડ આપનારા યમરાજ છો? કિંવા ભસ્મીભૂત કરનારા અગ્નિદેવ છો? હે ભયંકર દેવ! તમારા ભયથી હું મનુષ્યપ્રાણી, સ્વતઃ તમારે જ શરણે આવ્યો છું; માટે કૃપા કરી આપ કોણ છો અને આવું ભીષણ તથા નાશકારક કર્મ કરવાને કેમ ઉદ્યુક્ત થયા છો, તે મને કહો. શરણે આવેલાનો મહા અજ્ઞાન ક્રૂર પ્રાણી પણ નાશ કરતો નથી, તો આપે પણ મારો નાશ કરવો યોગ્ય નથી." એના ઉત્તરમાં વિશ્વવ્યાપી ભક્ષક, ગગનગર્જના સરખી ગંભીર વાણીથી બોલ્યો; "હે સાધુ! હે પરમાર્થપરાયણ યોગી! હું આ જગતનો પ્રભુ છું અને મારુ નામ 'કાળ' છે, અને સર્વનો અંત આણવો, એ મારુ નિત્યનું કર્તવ્ય છે. આ આખું જગત્, જેમાં કોઈ પણ વસ્તુ શેષ રહેતી નથી, તે સઘળું મારું ભક્ષ્ય છે. ઈન્દ્ર ને બ્રહ્મા, યમ ને કુબેર, દેવ ને દાનવ તથા માનવ, ચર અને અચર, સ્થાવર ને જંગમ, સર્વનો કાળ આવે હું સંહાર કરું છું.* મારી ક્ષુધા અખંડિત અને ઘણી જ મોટી છે. જે પ્રલયાંતે પણ શાંત

---

* कालोऽस्मि लोकक्षयकृत्प्रवृद्धो लोकान्समाहर्तुमिह प्रवृत्तः ॥ કાળસ્વરૂપ શ્રીભગવાન્ બોલ્યા;-હું સર્વ લોકોનો સંહાર કરનારો ઘણો વધી ગયેલો ઉગ્ર કાળ છું; અને લોકોનો સંહાર કરવા માટે આ લોકમાં પ્રવૃત્ત થયો છું. (ગીતા.)

થાય તેવી નથી; માટે નિરંતર વગર વિસામે મારે મારો આહાર કર્યો જ કરવો પડે છે. મારું કર્મ કદી પણ અટકતું નથી; તેમ તેથી મને કંટાળો કે થાક પણ લાગતો નથી. અત્યારે પણ હું મારો આહાર જ કરવાને વૃદ્ધિ પામેલો છું, ને તે માત્ર આજકાલને માટે નહિ, પણ નિરંતરને માટે જ તેવો છું. એક મેરથી મારો નવીન આહાર ઉત્પન્ન થાય છે, અને બીજીમેરથી હું તેનો સમય આવતાં ભક્ષ કરતો જ જાઉં છું, છતાં કોઈ મને જાણતું નથી, કોઈ મને જોતું નથી–જોવા સમર્થ પણ નથી. માત્ર કોઈ તારા સરખા પરમાર્થપરાયણ પુરુષો જ મને ક્વચિત્ જાણે છે. જેઓ અવિદ્યાનો ત્યાગ કરી સદ્વિદ્યા પામ્યા છે, માયા રહિત થયા છે, મારો પ્રેમ સંપાદન કરવા મારી આજ્ઞાને અનુસરે છે, પરમાર્થને લીધે જેઓનું અંતઃકરણ શુદ્ધ છે, અને જેઓની દૃષ્ટિ દિવ્ય થયેલી છે, તેઓ જ મને જાણે છે અને જોઈ શકે છે.”

એ સાંભળી પેલા ધીર વીર સાધુએ પ્રશ્ન કર્યું; “હે ભગવન્ કાળપુરુષ! હે જગદ્ભક્ષક! જો આ પ્રમાણે સર્વ ચરાચરનો ભક્ષણરૂપે નાશ કરવો, એ જ તમારું કર્તવ્ય હોય, તો તે મોટું પાપકર્મ છે. હે દેવ! શું તેવા ઘાતક કર્મને આપ પ્રિય ગણો છો? અને શું તેના પ્રૌઢ પાતકથી આપ લેપાતા નથી? આપ મારા પર ક્રોધ ન કરતાં, મારા આ પ્રશ્નનું વાસ્તવિક ઉત્તર આપી, સમાધાન કરવા યોગ્ય છો.” કાળપુરુષે કહ્યું; “ના; હું પાતકથી રંચ પણ લેપાતો નથી. મારા આ કર્તવ્યને હું પ્રિય કે અપ્રિય ગણતો નથી. પ્રિય અપ્રિય, પાપ પુણ્ય, શુભાશુભ ગણવા ગણાવાનો મને અધિકાર નથી. એ તો મારી સ્વાભાવિક જ ચર્યા છે. જેમ કરોળિયો પોતાના મુખમાંથી ઘણાક લાળના તંતુઓ કાઢી, તેઓને અનેક આકારમાં ગોઠવે છે, ને ક્ષણમાં પાછા તેઓને સમેટી લેઈ પોતાના મુખમાં ગળી જાય છે, પણ તે જેમ પાપથી લેપાતો નથી, તેવી જ મારી આ ક્રીડા છે.” એ સાંભળી તે મહાત્માએ પૂછ્યું; “હે દેવ! એ કેવી રીતે? શું આપને આ ચરાચરની સાથે કરોળિયાની લાળના સરખો જ સંબંધ છે?” કાળપુરુષે કહ્યું; “હા; આ સઘળું જગત્ મારાથી જ ઉત્પન્ન થયું છે, મારામાં જ સ્થિતિ કરી રહ્યું છે, ને મારામાં જ લય પામે છે. આખા જગદ્રૂપે હું જ છું. હું એક જ છતાં અનેક રૂપે વ્યાપ્ત છું. અહિયાં જે હું ભક્ષકરૂપે છું, તે જ હું અન્ય સ્થળે પાલકરૂપે છું, ને વળી ઉત્પાદકરૂપે પણ હું જ છું. હું કર્તા ભોક્તા સંહારકર્તા છું. હું વિશ્વવ્યાપી છું–વિશ્વ મારામાં છે ને વિશ્વમાં હું છું. છતાં ભૂત માત્ર મારામાં છે, પણ

હું તેમનામાં નથી. જેઓ મારી અન્ય ક્રીડા જોયે છે, તે મારી માયાનું બળ છે. જેઓ એ માયાને તરી ગયા છે, ને માયાના મસ્તકપર થઇને ચાલ્યા છે, તેઓ જ આ ક્રીડા જાણી શકે અને તેઓ જ મને જ્ઞાનદૃષ્ટિથી જોઈ શકે છે. વળી પૃથક્‌પણાંથી જુએ તો હું કૃષિકાર* છું, ને જગન્નગર મારી કૃષિ† છે. ખેડૂત ખેતીને વાવે છે, સિંચે છે, સાચવે છે, ને તે જ પાછો તેને લણે છે ને તે જ તેનું ભક્ષણ કરે છે."

પુનઃ તે મહાત્માએ વિનતિ કરી; "હે પ્રભુ! એ ગમે તેમ હો; આપની લીલાને આપ જાણો; એમાં મારી પામરની શી ગતિ? પણ હે મહારાજ! મને તો મોટી ચિન્તા એ થાય છે કે, આ ચરાચર પ્રાણીઓનો સમૂહ, જે આપે પોતાના ભક્ષ્યરૂપ ગણેલો છે, તે શું એમ જ કચડાઈ મરવાને સરજેલો છે? શું એની બીજી ગતિ જ નથી? અને એ કચ્ચરઘાણમાંથી કોઇને પણ બચવાનો આરો જ નથી? શું આપ દયાથી રહિત છો અથવા કોઈ દયાપાત્ર પ્રાણીને આપ પોતાના ભક્ષણમાંથી મુક્ત કરતા નથી?" કાળપુરુષે ઉત્તર દીધું; "હે નિષ્પાપ! કોઇને કશી ચિંતા કરવા જેવું મેં રાખ્યું જ નથી; તેમ કોઈ મને દૂષણ દઈ શકે તેવું પણ નથી. ક્ષેમ અને લય, સુખ અને દુઃખ, પુણ્ય અને પાપ, કલ્યાણ અને અકલ્યાણ, ક્ષર અને અક્ષર—એ સર્વનું જ્ઞાન મેં જેનું તેનાપર જ રાખ્યું છે. તેમાં પણ વળી મનુષ્યાદિક, જે જ્ઞાનવાન્ પ્રાણી છે, તેઓને તો કેવળ સ્વતંત્રતા જ આપી છે, જેથી તેઓ પોતાની મેળે પોતાનાં કલ્યાણ—સુખનો માર્ગ શોધી લે. હું દયારહિત નથી. મેં તેઓને માટે ક્ષેમનો માર્ગ પહેલેથી જ નિર્મીને ખુલ્લો મૂકેલો છે. મેં એવા ન્યાયયુક્ત નિયમો બાંધેલા છે કે, જેને સંપૂર્ણ અનુસરનારા પ્રાણીને મારાથી પણ કશો અપાય કરી શકાય નહિ; પણ તેઓને સહાયભૂત થવું પડે, કારણ કે જેઓ મારા નિયમને વશવર્તી થઈ મને ભજે છે, તેને હું ભજું છું; અર્થાત્ જેઓ મારામાં જ લીન રહે છે, તેઓ મારામાં જ લીન થાય છે, મારો નિર્મિત માર્ગ બહુ દૃઢ છે, પવિત્ર છે, પુરાતન અને સનાતન છે, તથા કશા પ્રતિબંધ વગરનો ખુલ્લો છતાં, અનધિકારી અને જિજ્ઞાસારહિત પ્રાણીને તદ્દન પરોક્ષ છે. વળી એ સનાતન માર્ગ ઘણો કાળ થઈ જવાથી અવ્યવસ્થિત ન થઈ જાય, કિંવા મનુષ્યોથી ભૂલાઈ ન જવાય, તે સારુ મેં તેને તેવી જ અવિનાશી ગાથાઓમાં, ત્રણે

* ખેડૂત. † ખેતી.

સીમાઓ* સહિત વર્ણેલો છે; અને તે પવિત્ર ગાથાઓને લોકોના ઉપકારાર્થે પ્રચલિત કરેલી છે. આટલા લાભ છતાં જે ભાગ્યહીન પ્રમાદી પ્રાણી પોતાના ક્ષેમનો ઉપાય ન કરે, તે પછી લય પામવાને મારા મુખમાં આવી પડે, તેમાં શું આશ્ચર્ય? તેમાં દોષ કોનો? એ ગાથાઓમાં દર્શાવેલો †મુક્તિમાર્ગનો ઈત્થંભૂત વૃત્ત પણ લાંબે કાળે લોકોમાં શિથિલ અને સામાન્ય થઈ જાય છે, તેથી સંકલ્પ વિકલ્પને વશ થયેલા જીવોને તેમાં મહત્વ‡ લાગતું નથી, ત્યારે હું પોતે અંશતઃ§ મનુષ્ય કિંવા દેવરૂપે પ્રકટ થઇને તે પવિત્ર મુક્તિમાર્ગ પાછો સતેજ કરી આપું છું. આટલું છતાં વ્યર્થ આશાવાળા, વ્યર્થ કામનાવાળા, વ્યર્થ જ્ઞાનવાળા, જે મૂર્ખ લોકો રાક્ષસી ને આસુરી એવી મોહક વાસનાનો–માયાનો આશ્રય કરે છે, તેઓ મારા ભક્ષ્ય થાય, તેમાં તેઓનોજ દોષ જાણ."

એ સાંભળી તે ધીર મહાત્માએ વિનતિ કરી; "દયાળુ! ત્યારે એ પવિત્ર મુક્તિમાર્ગ કીયો, કે જેને અનુસરવાથી આ અનિવાર્ય સંકટમાંથી મુક્ત થવાય? હે દેવ! એ માર્ગે થઇને અંતે ક્યાં પહોંચાય છે, કે જ્યાં જઈ રહેવાથી પ્રાણીને આપનું ભક્ષ્ય થઈ પડવાનો ભય રહેતો નથી, તે મને કહો." કાળરૂપ પ્રભુએ કહ્યું; "હે ધીર! એ માર્ગ દૂર નથી; પેલો સામે દેખાય છે તે જ એ માર્ગ. એ ઘણો ગહન અને દુર્ઘટ છે, તોપણ ધીર, ધીટ, દૃઢ શ્રદ્ધાવાળા, પ્રેમી, પવિત્ર અને માયારહિત મનનાં મનુષ્યને ગહન અને દુર્ઘટ નથી. એનો ચઢાવ ઉંચો હોવાથી એ જો કે ભયંકર દેખાય છે, તોપણ જિતેન્દ્રિય, આત્મશોધનમાં ઉદ્યુક્ત, એકાગ્રચિત્તના ને પ્રમાદ રહિત અવિદ્યાથી મુક્ત ને વિદ્યાથી સંયુક્ત પુરુષને, એ માર્ગ પરમ સુખરૂપ થઇ પડે છે. એ માર્ગે કોઇને ભય નથી! પણ એમાં ભૂલાવા ઘણા હોવાથી અસાવધ પંથી કદાચિત્ વચમાં જ રહી જઈ, પાછો ભવાટવીમાં ભટક્યા કરે છે. એ માર્ગનું નામ 'અચ્યુતપથ' છે. તે પથને અંતે અક્ષર, અવિનાશી અચ્યુતપુરમાં પહોંચાય છે. ત્યાં કેવળ નિરામય, અખંડ સુખમય ને વિનાશરહિત એવા સચ્ચિદાનંદ ઘનશ્યામ સ્વરૂપ અચ્યુત પ્રભુ, એકરસ, એકાકાર, અભેદરૂપ, ચિન્માત્ર

---

* ઉપનિષદ્, બ્રહ્મસૂત્ર અને ગીતા † મુક્તિમાર્ગ એટલે સંસારથી બચવાનો છૂટવાનો–તરવાનો માર્ગ ‡ ઘણી અલભ્ય અને મહત્વવાળી વસ્તુ પણ ઘણા સમય સુધી નિત્ય દૃષ્ટિ આગળ આવે છે, ત્યારે તે મનુષ્યને સાધારણ થઈ પડે છે, ને તેનાપર પ્રેમ–મોહ રહેતો નથી, એમ થવાથી જો કે તે વસ્તુનું મહત્વ તો કિંચિત્ પણ ઘટતું નથી, પણ જેમ નિત્ય સહજ મળી આવવાથી અમૂલ્ય ચંદનને પણ સાધારણ કાષ્ઠની પેઠે ભીલડી બાળી નાખે છે, તેવી અવસ્થા થાય છે § અંશવડે–મારા અંશથી

પરબ્રહ્મ, પરમાત્મા, શેષશાયી નારાયણરૂપે હું વસું છું, એ જ મારું મુખ્ય અને મૂળરૂપ છે. આ મારું કાળરૂપ અને બીજાં સર્વ રૂપો ગૌણ છે. તે થોડી ઘણી ઉપાધિવાળાં છે, એ અચ્યુત પરબ્રહ્મને શરણે જઈ વસનારને કોઈ પણ પ્રકારનો ભય રહેતો નથી."

એ સાંભળી મહાત્માએ પૂછ્યું; "હે દેવેશ્વર! આપ એક જ છતાં ને એકરસ છતાં પરસ્પર વિરુદ્ધ સ્વભાવવાળાં અનેક રૂપે થયેલા છો, એ આપની ચમત્કૃતિ ભરેલી વિલક્ષણ વિશ્વલીલાને કોઈ જાણી શકે તેમ નથી. પણ હે પ્રભો! આપના એ અચ્યુતપથમાં ભુલાવા ઘણા છે, તેમાં પંથી ભૂલો ન પડે એવું સાધન કીયું છે, તે મને કહો." કાળપુરુષે કહ્યું; "એ ભૂલાવા અને લાલચોથી બચવાને "પથદર્શિકા"* નામે એક ઉત્તમ સાધના છે; જે મારી પ્રગટ કરેલી અસંખ્ય ગાથાઓમાંથી ઉદ્ધૃત† કરેલી છે. મારામય થનારા, મજનિર્મિત પંથે ચાલતા સાવધ પંથીઓ, સતત એને પોતાના હૃદયમાં રાખે છે, ને તેમાંની પવિત્ર ગાથાઓનું અહોકાળ પ્રેમથી ગાન કરતા, તેમાં દર્શાવેલે માર્ગે ચાલ્યા જાય છે. તેથી અધિકારી મુમુક્ષુ વિરલ જીવ, કોઈ પણ ભૂલાવામાં કે લાલચમાં ફસાતો નથી. અધિકારી પાથિકોની કલ્યાણદાતા, મુક્તિદાતા તે પથબોધિની,‡ 'ગીતા'ના નામથી લોકોમાં પ્રસિદ્ધ છે. હે વત્સ! એ પથબોધિની પોતાના હૃદયમાં છતાં પણ, માર્ગના અગમ્યપણાંને લીધે, કિંવા પ્રમાદને લીધે, પંથી ભૂલીને અડચણમાં આવી પડે, તો તેને ત્યાંથી ઉદ્ધારીને પાછો માર્ગે લગાડવાને પણ મેં પૂર્વથી જ યોજના કરી રાખેલી છે. એ કાર્ય માટે કેટલાક ભોમિયા છે, જેઓ તે માર્ગના પ્રત્યેક સ્થળને, પ્રત્યેક ઉતારાને અને સઘળી આંચખુંચને સારી પેઠે જાણે છે. તેઓ કેવળ મારી પવિત્ર આજ્ઞાને જ અનુસરનારા છે. એ સુખદાયી, પણ ગહન મુક્તિમાર્ગપર અને તેમાં પણ વિશેષ કરીને ગુંચવણવાળા મુકામોપર તેઓ વારંવાર ફરતા રહીને, ફસાયલા કે અડચણમાં આવી પડેલા પંથીને, સુમાર્ગે વાળે છે. તેઓ સ્વભાવે અતિ પરોપકારી, દયાશીળ અને સજ્જનતાના સર્વ ગુણોથી યુક્ત છે. તે ગુરુ–સદ્ગુરુ–સંત–મહાત્મા ઇત્યાદિ નામોથી લોકપ્રસિદ્ધ છે. હે સાધુ! તું પણ તેવા જ મહાત્માઓના સરખા શુભગુણોથી યુક્ત છે, ને તેથી જ દયાપાત્ર થઇને મારા મુખમાંથી સુરક્ષિતપણે બચી શકયો છે. તારે જો સદાને માટે નિર્ભય થવું હોય તો, ક્ષણિક સ્થિતિવાળા, નાશવંત અને મારા ભક્ષ્યરૂપ આ જગ-

* માર્ગ દેખાડનારી † તારવી કાઢેલી ‡ પથદર્શિકા તેજ.

નગરમાં વસવાની લાલસા ત્યજી દઇને, શીઘ્ર એ અભયપથે આરોહણ કરવું કલ્યાણકારી છે એમ જાણ. હું કાળનો પણ કાળ છું, વિશ્વનું કારણ છું, સૃષ્ટિનું તારણ છું, તેને તું જાણે છે, તેથી હું તારાપર પ્રસન્ન છું. મને જે જાણે છે તેનો હું સ્વામી નથી, પણ હું ને તે સમાન છીએ. હું મારી સન્મુખ કોઇને કુશળ જોઇ શકતો નથી, તેમ મારી આગળ કોઈ કુશળ રહી શકતું પણ નથી. હું કાળ છું ને સર્વનો કાળ આણવો એ જ મારું સ્વાભાવિક કર્મ છે. મેં તને હમણાં જ કહ્યું છે કે, મારી ક્ષુધા ઘણી ઉગ્ર છે. તે જ્યારે કોઈ કોઈવાર વૃદ્ધિ પામે છે, ત્યારે હું એકીવારે જે દૃશ્યમાન અને અદૃશ્યમાન આખું વિશ્વ છે, તે સર્વને ભક્ષણ કરી જાઉં છું, જેને મહાપ્રલય કહે છે. ત્યારે તો કશું જ ન બચવાથી ઘણા લાંબા સમય સૂધી સઘળે કેવળ હું જ વ્યાપી રહું છું. માત્ર જે શેષ રહે છે, તે હું જ છું. બ્રહ્મા, રુદ્ર, વિષ્ણુ, ઇન્દ્ર, ચન્દ્ર, સૂર્ય, નક્ષત્રો ને આ પૃથ્વી, એમાંનું કંઈ ક્ષેમ રહેતું નથી. ઉગ્ર ક્ષુધાને લીધે પોતાનાં જ પ્રસવેલાં બાળકોને સર્પિણી ભક્ષ કરવા મંડી જાય છે, તે વેળા તેને તેપર કશું વાત્સલ્ય રહેતું નથી, તેજ પ્રમાણે હું પણ જે સ્વભાવથી જ સર્વનો ભક્ષક છું, તે જો કે તારાપર પ્રસન્ન છું તો પણ, તારે હવે મારી સન્મુખ ઉભું રહેવું ક્ષેમદાયી નથી, માટે તું અહીંથી સત્વર ચાલ્યો જા.”

આ છેલ્લા શબ્દો બોલતાની સાથે તો તે કાળ પુરુષનું સ્વરૂપ ઘણું જ વિકરાળ બની ગયું. બારને ઠેકાણે તેના સેંકડો ને હજારો હાથ થઈ ગયા ને ચોમેરથી ઉપાડી ઉપાડીને પ્રાણીઓને મુખમાં મેલવા માંડ્યાં. મુખ પણ એકને ઠેકાણે અનેક થઈ ગયાં, ને સઘળાં કરાળ મુખમાંથી વૃદ્ધિ પામેલા, મહાધૂમની સાથે અગ્નિના ભભૂકા નિકળવા માંડ્યા, અને આકાશ ધૂમથી પૂરાઈ જવા માંડ્યું, અંધકાર વધવા લાગ્યો, કાળના મુખેમાંના કરાળ દાંત, લબકા કરી રહેલી જીભ સાથે નિમેષ માત્રમાં મુખ ઉઘડતાં ને બીડાતાં, જાણે અંધારેલા મેઘમંડળમાં વારંવાર ઝબકતી તીક્ષ્ણ વિજળી હોય તેવા દેખાવા લાગ્યા. અસંખ્ય પ્રાણીઓ સળગેલા દાવાનળમાં ઝંપલાઈ પડનારાં પતંગાદિક જંતુઓની પેઠે, તે કરાલ મુખોમાં કચ્ચરઘાણ થવા લાગ્યાં. આવું મહા ભયંકર કાળરૂપ જોઈ, તેમ જ તેણે ચલાવેલો અપાર ત્રાસદાયક ઘોર સંહાર જોઈ, તે મહાત્મા ધીર પુરુષ એકાએક બાવરો બની જઈ, ગભરાઇને ત્યાંથી નાઠો; પણ નાસતાં નાસતાં અડવડિયાં ખાઈ જઇને તે ભોંયપર પડ્યો, ને સંજ્ઞારહિત થઈ ગયો!

પેલા વિમાનવાસીઓ, કે જેઓ અંતરિક્ષમાં હતા, તેઓનાં પણ, આવો ઘોરસંહાર જોઇને, ચચ્મર છૂટી જવા લાગ્યાં. તેઓ એકીવારે કોલાહલ કરી ઉઠ્યા; "ઓ ગુરુ મહારાજ! હે કૃપાનાથ! રક્ષણ કરો! રક્ષણ કરો! હવે ક્યાં જઇશું? હવે કેમ જીવાશે? આ કાળદેવ તો કોઇને નહિ છોડે. અરે રે! જુઓ! તે ઘણો વૃદ્ધિ પામતો જાય છે, ને ચોમેરથી ભક્ષ કરવા માંડે છે. રે આ શો ચમત્કાર! અહુણાં સૂધી તો એ કેવળ એક મુખથી જ ભક્ષ કરતો હતો, પણ હવે તો એનાં મુખો અનેક દેખાય છે, અને અસંખ્ય હાથ, પગ, નાક, કાન ઇત્યાદિ પ્રત્યેક અવયવથી પણ તે પ્રાણીઓનો સંહાર કરે છે! એનાં પ્રત્યેક અંગ પ્રાણીઓને ગળી જાય છે. હવે કોઇને પણ બચવાની આશા નથી: અરે! આ તો ક્ષણે ક્ષણે અંધકાર પણ વધતો જ જાય છે. હવે તો કોઈ કોઇને દેખતું પણ નથી. કૃપાળુ ગુરુદેવ! હવે તો અમ પામરોની પ્રાર્થનાને લક્ષમા લઈ કોઈ નિર્ભય સ્થળે ચાલો; અમને ઉગારો. આપ જેવા સમર્થને શરણે છીએ, તેથી અમને કાળનો ભય તો નથી જ, પણ અમારાં અંતઃકરણમાં હજી જીવભાવ રહેલો હોવાથી, આ મહા ભયંકર કાળક્રીડા અમારાથી જોઈ શકાતી નથી."

આવી પ્રાર્થના સાંભળી મહાત્મા ગુરુ વામદેવજીએ તત્કાળ ત્યાંથી વિમાનને ચાલી નિકળવાની આજ્ઞા કરી; જેથી તે અપાર આકાશને વિષે ઘણે દૂર ચાલ્યું ગયું.





# પ્રથમ બિન્દુ—પ્રથમ સોપાન

## પથારોહણ

### જગતબન્ધને ક્લેશ

क्षीरं क्षीरे यथा क्षिप्तं तैलं तैले जलं जले ।
संयुक्तमेकतां याति यथात्मन्यात्मविन्मुनि ॥ शंकर.

અર્થ—દૂધમા દૂધ, તેલમા તેલ ને જળમા જળ મળવાથી જેમ એકરસ થઈ જાય છે, તેમ આત્મવેત્તા મુનિ આત્મામાં મળવાથી એકરસ (કાર્યમા લીન) થઈ જાય છે.

પરોઢિયું થયું. ધીરે ધીરે પૂર્વ દિશા ઝઘઝઘિત દીસવા લાગી. સૂર્યોદય થવાની તયારી જોઇ, વિમાનમાંના મુમુક્ષુ પુણ્યજનો ચડપોચડપ પોતાના પ્રાતરાહ્નિકમાં પ્રવૃત્ત થઈ ગયાં. સ્વલ્પ કાળમાં સકળ કાર્યમાંથી નિવૃત્ત થઈ ગુરુદેવને વંદન કરી કરીને આસનોપર બેસી તેઓ જુએ છે તો, વિમાન જગન્નગર ઉપર આવીને ઠરેલું હતું. રાજાએ ઉભા થઈ, સર્વ સભાજનો સાથે મોટો જયધ્વનિ કર્યો; ત્યારે ગુરુ વામદેવજીએ સર્વને ઉદ્દેશીને કહ્યું; “રાજા! કેમ અત્યારે તો કંઈ ભય જેવું નથીને? જો હવે નગરમાં શું ચાલે છે?” સૌ પુણ્યજનો ભૂમિપર જોઈ કહેવા લાગ્યા; “અહો! ગુરુ મહારાજ! હવે તો સઘળું આનંદમય છે. સકળ પ્રાણીઓ ઉમંગભેર પોતપોતાના ઉદ્યોગમાં મંડેલાં છે; ને તેઓને આખાં ને આખાં ગળી જનારો પેલો કાળપુરુષ પણ કોઈ સ્થળે દેખાતો નથી.” એટલામાં, બહુ સૂક્ષ્મપણે ચોમેર ધારી ધારીને દૃષ્ટિ ફેરવી રહેલો મહારાજા વરેપ્સુ બોલ્યો; “નહિ નહિ, ગુરુ મહારાજ! એ કરાળ કાળ ક્યાંય ગયો નથી; માત્ર જોવામાં જ

ફેર છે. આપની આપેલી દિવ્યદૃષ્ટિવડે મને તો પ્રત્યક્ષ દેખાય છે કે, એ ક્યાંય ગયોએ નથી, અને જવાનોએ નથી. એણે પોતાને મુખે કહ્યું હતું, અને આપણે પ્રત્યક્ષ જોયું છે, તે જ પ્રમાણે એની નાશકારક ભક્ષણક્રિયા નિરંતર ચાલૂ જ છે. આ જૂઓ, પશ્ચિમ દિશામાં તે દેખાય છે, એણીગમ અથાગ દૂર જ્યાં અંધકાર વ્યાપેલો છે ત્યાં, તે નાશ પ્રવર્તાવી રહ્યો છે. આ ઉપરથી મને તો લાગે છે કે, એ સદા ચોમેર ફરતો રહે છે. એ ગમે ત્યાં હોય તોએ સઘળે નાશ પ્રવર્તાવે છે. તેના હાથ તો છેક અહીં સૂધી આવી પહોંચ્યા છે. તે આ સંખ્યાબંધ પ્રાણીઓને ચડપોચડપ ખેંચતો ને ગળતો જાય છે. એ તો આપણે રાત્રિના પ્રત્યક્ષ જોતા હતા, માટે ઓળખી પણ શક્યા કે, એ કાળપુરુષનો કેર છે; પણ આ વિલક્ષણ સ્થાનપર વસતા જીવો શું કંઈ જાણતા હશે? તેઓ તો બીચારા અજાણપણામાં કુટાય છે ને પોતામાંના ઘણાકનો નિત્ય નાશ થતો જૂએ છે, તોપણ તે માટે તેઓ કશો વિચાર કરતા જણાતા નથી. એવા અજ્ઞાનાંધ પરાધીન પ્રાણીઓની કેવી દયામણી સ્થિતિ! આપની પૂર્ણ કૃપા છે; નહિ તો અમારી પણ એ જ દશા થાય!"

આ પ્રમાણે વરેપ્સુના કહેવાથી સૌ સૂક્ષ્મતાથી તે દિશાભણી જોઈ રહ્યા, પણ એટલામાં ગુરુ વામદેવજીએ તેઓનું ધ્યાન બીજી ગમ ખેંચ્યું. તે બોલ્યા, "અરે જૂઓ, જૂઓ! પેલો મનુષ્યોનો સમૂહ શા માટે એકઠો થવા માંડ્યો છે? શેરીએ શેરીએ, ચકલે ચકલે ને ઠેક ઠેકાણે લોકોનાં ટોળે ટોળાં એકઠાં મળતાં દેખાય છે. એમ કરવાનું તેઓને કંઈ કારણ હશે? તેઓ પોતાની મેળે ઘરની બહાર નિકળતા નથી, પણ જૂઓ, પેલા કેટલાક મનુષ્યો, ચકલે ચકલે ફરીને તેઓને ચાલી નિકળવાનું સૂચવે છે. તે સૂચના કરનારાઓ શું કહે છે, તે તમે સૌ સમજો તો ઠીક." મહાત્મા બટુકનું બોલવું સાંભળી, રાજા બોલ્યો; "હા ગુરુદેવ! આપની કૃપાથી સઘળું સમજીએ છીએ. તે સૂચવનારાઓ કહે છે કે:—

अहो मनुष्याः कृपणाः कुसंगिनः कालस्य वक्त्रे पतिताः सबांधवाः।
अस्मिन्महाकष्टमये प्रसंगे आश्चर्यवन्निर्भयतां किमाश्रिताः॥
महाऽदय. कालनरोऽस्त्ययं पुरं ग्रासैः प्रचंडैश्च न वेत्ति यो जनः।
यदीप्यते कालभयात्स्वरक्षणं ततो हरेर्मार्गमितः प्रयात वै॥

ભાવાર્થ:–'અરે, હે કૃપણ અને કુસંગી* મનુષ્યો! હે બંધુ પરિવાર સહિત કાળના મુખમાં પડેલા મનુષ્યો! આવા મહાભયંકર હું અભય

* કું એટલે ખોટી–મિથ્યા એવી જે સંસાર માયા તેના સગી.

પ્રસંગમાં અચરજ પામવા સરખી નિર્ભયતાને કેમ ધારણ કરી રહ્યા છો? મહાનિર્દય કાળપુરુષ, મોટા પ્રચંડ કોળિયા વાળી આ પુરને ખાઈ જાય છે, એ શું કોઈ માણસ જાણતું નથી? જો એ કાળપુરુષના ભયથી પોતાનું રક્ષણ કરવા ઇચ્છતા હો તો અહીંથી અચ્યુતપથને વિષે પ્રયાણ કરો.'

"તેઓની આવી સૂચનાથી લોકો ખળભળી ઉઠયાં છે અને તેમાં પણ જેઓ શોધક, સત્યજ્ઞ, ઉદ્યમી, પ્રમાદ રહિત અને પોતાનું રક્ષણ કરવામાં સાવધ છે, તેવાઓ તો તુરત જ ઘરમાંથી એકાદું પોટલું લઈ બહાર નિકળી પડે છે! વળી તેઓ બીજા આડોસીપાડોસીને પણ બૂમ મારતા જાય છે કે, 'ચાલો નિકળી પડો, જલદી કરો, નીકર રહી જઇશું, સપડાઈ જઇશું!' એ પ્રમાણે પ્રત્યેક શેરી અને મોહોલ્લામાંથી નિકળી આવેલા અસંખ્ય લોકો પેલા સામેના મેદાનમાં એકઠા થતા જાય છે. તેઓના મધ્યમાં પેલા ઉંચા ચોતરાપર એક મનુષ્ય ઉભો છે, જે ઉંચા હાથ કરીને એકઠા થયલા લોકોને કંઇક કહી સંભળાવે છે. જો કે એ બોલે છે અતિ મોટેથી, તો પણ આ અસંખ્ય લોકોના કોલાહલને લીધે અહીં સૂધી તે સાંભળી શકાતું નથી."

એ સમયમાં એક બીજો પુણ્યાત્મા પ્રાણી વચમાં બોલી ઉઠયો; 'કૃપાનાથ! પણ એ ચોતરાપરનો પુરુષ તો રાત્રે પેલા કાળપુરુષની સાથે વાત કરતો હતો તે જ છે! હા, હા, ખરેખર તે જ છે!" વરેપ્સુ બોલ્યો; "હા, તે જ એ. ગુરુદેવ! એ તો કાળના ભયંકરપણાથી ગભરાઇને નાઠો હતો, અને અંધકારમાં પડીને અચેત ( મરણવશ ) થઇ ગયો હતો, પણ અહિંયાં પાછો સજાગર છે, એમ કેમ?" ગુરુ વામદેવે કહ્યું; "વત્સ! એ ભય પામીને નાઠો હતો ખરો, પણ મરણશરણ થયો નહોતો; એને તો એ મહાભયંકર દર્શનથી મૂર્છા આવી ગઈ હતી. તે વળી ગઈ, એટલે તે તુરત જ ત્યાંથી ઉઠીને સાવધ થઈ અહીં આવ્યો છે અને હવે નિર્વિઘ્ને નિર્ભય સ્થળે જઈ પહોંચવાનો પ્રયત્ન કરવા મંડી પડ્યો છે. અહો! જૂઓ, એ કેટલો બધો પરોપકારશીલ છે! પોતે મહાભયથી બચ્યો છે, ને કુશળ રહેવાનો માર્ગ મેળવી શકયો છે, તો તેનો લાભ સર્વને આપી સર્વ જનોનું સંરક્ષણ કરવાને એણે હામ ભીડી છે. જેનાથી સ્વપ્નાન્ત અને જાગરિતાન્ત અનુભવાય છે, તેવો પુરુષ મહાન્ વિભુ આત્માને જાણે છે ને કદી શોચ કરતો નથી; પણ સર્વનું હિત કરે છે. જે આત્મા છે તેને પ્રિયાપ્રિયનો સ્પર્શ નથી, પરન્તુ દેહને જ પ્રિયાપ્રિયનો લાભ હોય છે. આ વિનાશી જગતમાં પુરુષના પ્રયત્નથી

જ સ્વાત્મદર્શન થાય છે. શ્રવણ, મનન અને નિદિધ્યાસન વિના, કેવળ ગુરુપ્રસાદ કે પુણ્યકર્મ તો સ્વાત્મદર્શનમાં ગૌણ સાધન છે અને પુરુષ-પ્રયત્નજન્ય સ્વબળે ચેને છે તે માયામાંથી તરે છે, પણ ડૂબતો નથી; કેમકે તે માયામાં લુબ્ધ નથી, તેમ તે અજ્ઞ પણ નથી. પણ અજ્ઞ જો તરી શકે તેમ હોય તો ગુરુજી! ઉટ કે નાથેલા વૃષભને કેમ ન ઉદ્ધારી શકે? કેવળ સ્વાત્મબળ જ શ્રેયને પમાડે છે. આ જીવ સ્વાત્મબળી છે, અજ્ઞ નથી. તે ઇચ્છે છે કે, બીજાને પણ અજ્ઞપણામાંથી ઉદ્ધારુ. એ મહાત્માનું બેલવું આપણે સ્પષ્ટપણે સાંભળી શકીશું, તમે સાંભળો." પછી એક ચિત્તે સર્વ મુમુક્ષુઓ તે સાંભળવા લાગ્યા.

તે ધીર મહાત્મા ઉંચા હાથ કરી કરીને આખા જનસમૂહમાં ચોમેર દૃષ્ટિ ફેરવતો ફેરવતો કહેવા લાગ્યો; "અહો કેવું મહદાશ્ચર્ય! કેટલા મોટા ખેદની વાત! શું કહું! અરે! ઓ જગન્નગરવાસીઓ! હે દયાપાત્ર મનુષ્યો! આપણા આખા નગરની થઈ પડેલી ભયંકર સ્થિતિ શું તમારા કોઇના જ જાણવામાં અદ્યાપિ પર્યંત આવી નથી? ચોમેરથી અગ્નિ સળગી ઉઠ્યો છે, ત્યારે ચોમેરથી સળગી ઉઠેલા તે વનમાંનો પ્રાણી કેવી રીતે તેની જ્વાળાઓ ખમી શકે? રે! અગાધ જળવાળા સમુદ્રમાં મુખ વિકાસીને પડેલા ગ્રાહની આગળ ગળકાં ખાતો મનુષ્ય પોતાનું જીવન કેવી રીતે જાળવી શકે? મોટા ભયંકર અજગરે ઘોર વનમાં છાતી સૂધી ગળેલો માનવી તેમાંથી બચવાની આશા કેવી રીતે રાખી શકશે? રે! સાત દિવસનો ભૂખ્યો સિંહ, ભક્ષ્ય મેળવવાને પ્રયત્ન કરતો પર્વતના કોતરમાં જેને પકડી પાડે, તેને પછી ત્યાંથી બચવાની શી આશા? પણ ના, એમ જીવિતને ખોઈ બેઠેલાઓ પણ કોઈ વાર તે ભયંકર પ્રસંગમાંથી બચવા પામે છે; પરંતુ આ લોક, અરે આખું જગન્નગર! જે ઘોર ભયમાં છે, જે અનિવાર્ય સંકટમાં આવી પડ્યું છે, તે તેમાંથી કોઈ પણ રીતે બચે એમ નથી. આવું મોટું સંકટ આપણાપર તૂટી પડેલું છે, એ હું પણ નહોતો જાણતો પણ હમણાં જ જાણ્યું છે, તેથી મારી છાતી ભીડાઈ ગઈ છે પણ હું મારા રક્ષણનો માર્ગ શો છે તે જાણી, તે માર્ગે જવા ઇચ્છું છું. હું કોઈ કોઈવાર સાંભળતો હતો ખરો કે, 'આ નગરનો ધીમે ધીમે, ક્ષણે ક્ષણે, પણ ગુપ્ત રીતે, કોઈ નાશ કરે છે, ને તેથી કોઈવાર એક ભયંકર રાત્રિએ તે સઘળું નાશ પામશે, માટે બચવાની ઇચ્છા-વાળાએ તેને ત્યજીને નિર્ભય સ્થળે ચાલ્યા જવું.' તે શું છે, તેથી હું અજ્ઞાત હતો. પણ ગઈ રાત્રિના તો મેં પ્રત્યક્ષ જોયું છે કે, કેમ નાશ

થાય છે! ત્યારથી મારું હૃદય ધ્રુજી રહ્યું છે. કદી સ્વપ્નમાં પણ ન જોયેલો, કિંવા કલ્પનામાં પણ ન આવી શકે, એવો ભયંકર બનાવ પ્રત્યક્ષ જોઇને હું મોટા ભયને લીધે ચમકીને ત્યાંથી નાઠો; અને માર્ગમાં પડીને મૂર્છિત થઈ ગયો. પછી શુદ્ધિમાં આવતાં ત્યાંથી ઉઠ્યો. તે વેળાએ જ હું નગર છોડીને ચાલ્યો જાત, પણ દયાને લીધે તમને ચેતાવવાને જ અહીં આવ્યો છું. માટે વિલંબ ન કરતાં આપણે સૌ નિર્ભય સ્થળે ચાલો. હું કહું છું તેનું કારણ કે, માથાપર બોજો આદિ મૂકાયો હોય તો તે દુઃખમાંથી બીજાઓ મુક્ત કરી શકે છે, પણ ક્ષુધાદિથી થયેલું દુઃખ પોતા વિના બીજાથી મટાડી શકાતું નથી રોગી જો પોતે જ ઔષધનું સેવન કરે તો આરોગ્ય પામે, પણ બીજાના સેવનથી આરોગ્ય મળતું નથી તેમ જ વીણાના તાર બજાવવાની ચાલાકીથી આ લોક રાજી થશે, પણ તેથી કંઈ કાળપાશમાંથી છૂટાતું નથી. માટે હે દયાપાત્ર મનુષ્યો! જેને કશી, કોઈની ઉપમા ન આપી શકાય એવો, અને પરમ વિલક્ષણ આકૃતિવાળો એક મહા પ્રચંડ પુરુષ, આ નગરનો, કોઈ ન જાણે તેમ નાશ કરે છે. તે નિર્દયની પેઠે ભયંકર રીતે સર્વનો ભક્ષ કર્યો જાય છે, અને મુખેથી કહે છે કે, 'આવી રીતે હું સર્વનો થોડા સમયમાં ભક્ષ કરીશ. પણ બચવું હોય તો અવિનાશી માર્ગપ્રતિ પલાયનમઃ કરો;' માટે હે માનવો! આટલું જાણવા છતાં પોતાના જીવતરને અળખામણું કરીને આવા ભયમાં પડી રહેનાર કોણ મૂર્ખ હશે? હવે તો ચેતો, રે ચેતો! સૌએ આત્માથી આત્માને ઉદ્ધારવાનો છે. આ આત્મા જ આત્માનો બંધુ છે ને આ આત્મા જ આત્માનો રિપુ છે; વિચારથી પોતાની મેળે આત્માએ આત્માને અવલંબી સંસારમોહ સમુદ્રથી ભરપૂર આ નગરમાંથી પોતાના મનરૂપી મૃગને તરી પાર ઉતારવો, એ કર્તવ્ય મુખ્ય છે. હવે તો આ નગર એક નિમિષ પણ વસવા યોગ્ય નથી. અહીંથી તો હવે સત્વર જ કોઈ નિર્ભય સ્થળે ચાલ્યા જવું જોઇએ. આપણે ઘણીવાર સાંભળ્યું છે કેઃ-

'दुःखलेशविहीनमक्षरं सुखमयं तु सदाच्युतपदम्.'

"દુઃખના લેશથી પણ રહિત, અવિનાશી અને સદા સુખમય, એવું તો અચ્યુત નામનું પદ જ-સ્થળ જ છે. બ્રહ્મધામ-અક્ષરધામ તે એ જ છે. ત્યાં નિરંતર વસતો પુરુષ સર્વની સુષુપ્તિ વેળાએ જાગ્રત રહે છે. વિવિધ કાર્યનું નિર્માણ કર્યો જાય છે, સૌ જાય છે પણ તે તો તેવોને તેવો જ રહે છે. તે જ શુદ્ધ બ્રહ્મ પરમાત્મા-અચ્યુત છે, તે જ અમૃત છે. લોક માત્ર તેમાં જ આશ્રિત છે, તેનાથી પર કંઈ નથી, એ જ પર-

બ્રહ્મ છે. તે દૃષ્ટિનો દ્રષ્ટા છે, પણ દૃષ્ટિ તેને દેખતી નથી; તે શ્રવણનો શ્રોતા છે, પણ શ્રવણ તેને સાંભળતું નથી; તે વાણીનો પ્રવર્ત્તક છે, પણ વાણી તેને વદી શકતી નથી; એ જ પરમાત્મા–આત્મારામરૂપે સર્વના અંતરમાં છે–તે ત્યાં છે! એક અગ્નિ સર્વ ભુવનમાં પ્રવેશ કરી રૂપે રૂપે તે રૂપાનુસાર દેખાય છે, તેમ એક એવો સર્વ ભૂતનો અંતર આત્મારૂપ પરમાત્મા, રૂપે રૂપે રૂપાનુસાર થાય છે, છતાં તેથી બાહ્ય છે, નિર્લેપ છે, અવિનાશી છે; તેના સ્થાનમાં રહેવું અને તેમા જ સમાઇ જવું, એ જ કલ્યાણકારી છે. જેમ દર્પણમા જોયા વિના તેની અંદર રહેલા પદાર્થનુ દર્શન થતું નથી, તેમ એ સચ્ચિદાનન્દ–પરમાત્માને પામ્યા વિના નિર્ભય થવાવાનું નથી. માટે સત્વર સજ્જ થાઓ આપણે સર્વે ત્યાં જઇને રહેવું કલ્યાણકારી છે. ત્યાં જવાનો માર્ગ પણ ઘણો સારો છે, એમ સંભળાય છે. ત્યાં જતાં માર્ગમાં ખાવા પીવાનું પણ અખૂટ છે, માટે જેને આવવાની ઇચ્છા હોય, તે હવે કશો પણ વિલંબ ન કરતાં સત્વર ચાલે. હવે અહીં ક્ષણવાર પણ વસવું શુભકર નથી"

આ છેલ્લા શબ્દો બોલવાંની સાથે જ તે ધીર પુરુષ તત્કાળ ચોતરાપરથી નીચે ઉતરી પડીને ઉત્તર દિશા ભણી ચાલ્યો. એ જોઇને નગરમાંથી એકઠા થયેલા હજારો ને લાખો મનુષ્યો પણ તેની પછવાડે ચાલ્યાં. આખું નગર જાણે ઉજ્જડ સરખું થઇ રહ્યું. પણ કેટલાક અતિવ્યવસાયી, વિસ્તૃત કુટુંબવાળા, પરધનલોભી, અત્યાલસી, નીચ કર્મોમાં પચેલા, પ્રમાદી, અવિદ્યાવંત અને મહાજડ તેમ જ બુદ્ધિવાળા તથા ધીર એવા, તે પુરુષના વચનપર વિશ્વાસ ન ધરનારા* એવા અનેક મનુષ્યો તે નગરમાં રહી પણ ગયા.

નગરના વિશાળ રાજમાર્ગપર ચાલતા એ અસંખ્ય લોકોની મેદિની ભણી જોઈ, ગગનતળમાં રહેલા વિમાનને વિષે, રાજા વરેપ્સુ, ગુરુજીને નમન કરી બોલ્યો; "કૃપાનાથ! આ ધીર પુરુષ તો સર્વેને પાળા જ લઇને જાય છે. એમા ઘણીક સ્ત્રીઓ તથા બાળકો પણ છે, તેઓને માટે કશાં વાહનો નથી. વળી તેઓના ખભા તથા મસ્તકોપર અક્કેક બબ્બે પોટલાનો ભાર પણ છે એ પોટલાં શાનાં હશે?" ગુરુદેવે કહ્યું; "એ પોટલાંમાં, સૌ જીવોએ, માર્ગમાં ખપ લાગશે એમ ધારીને, લેઈ શકાય તેટલું ભતું બાંધી લીધું છે! કેટલાકની પાસે તો તે ઉચકી પણ ન શકાય એટલું બધું છે." એ સાંભળી રાજા બોલ્યો; "ખાવાનું તો

* નાસ્તિક, વેદશાસ્ત્ર ન માનનારા.

પેલા ધીર પુરુષે આગળ જણાવ્યા પ્રમાણે માર્ગમાં જોઇએ તેટલું તૈયાર છે, તેમ છતાં એક તો પગે ચાલવું, ને તેમાં વળી ખભે એ પોટલાનો ભાર* શાને માટે ઊંચકી જવો જોઇએ?" ત્યારે ગુરુદેવ બોલ્યા; "એ વાત સત્ય છે. પણ જે ચિત્તને અર્ધો જ વિવેક પ્રાપ્ત થયો છે, ને અચળ પદ પ્રાપ્ત થયું નથી, તેને ભોગનો ત્યાગ કરતાં બહુ પરિતાપ થાય, ને વિશ્વાસ પણ ન રહે. બ્રહ્મમાર્ગમાં ખાવાનું, પીવાનું, રહેવાનું, બેસવાનું, ને સૂવા વગેરેનું જે જોઇએ તે તૈયાર જ છે; પરંતુ જેને પોતાની વસ્તુને માટે દૃઢ અભિમાન હોય છે, તે બીજાનાપર આધાર ન રાખતાં, પોતામાં જ મહત્વ માને છે, અને એવા પોતાપણાના મિથ્યા અભિમાનને લીધે જ તેઓને એ પોટલાં ઊંચકવાં પડ્યાં છે. પણ હવે તેઓ શું કરે છે, તે તમે સૌ એકી દૃષ્ટિએ અવલોકન કરો. જુઓ, એ ધીર પુરુષની આગળ કેટલાંક બાળકો, સ્ત્રીઓ ને પુરુષો આવીને આડાં ફરી વળ્યાં છે. તેઓ કોણ છે ને શાને સારુ એમ કરે છે, તે આપણે જોઇએ."

પછી સૌ પુણ્યાત્મા પ્રાણીઓ એકીટસે તેઓ ભણી જોવા લાગ્યાં. એટલામાં, પાછો મહારાજા વરેપ્સુ બોલી ઉઠ્યો; "કૃપાનાથ! એ તો સઘળું એ ધીર પુરુષનું કુટુંબ જ દેખાય છે, ને એ મહાત્માને અકસ્માત નગર ત્યજી જતો અટકાવવાને સારુ, માર્ગપર આવેલા વિશાળ મંદિરમાંથી તે નિકળી આવેલા છે. જુઓ, તે ટોળામાંની પેલી સ્ત્રી છે. તે મને લાગે છે કે, એ મહાત્માની ધર્મપત્ની છે. તે, તે મહાત્મા પ્રત્યે, 'કૃપાનાથ! સ્વામીનાથ!' ઇત્યાદિ સંબોધનોથી, તેમને ત્યજીને ચાલી ન નિકળવાની પ્રાર્થના કરી રહી છે. બીજા તેના ભ્રાતાઓ, ભગિનીઓ, પુત્રો પુત્રીઓ આદિ આખું કુટુંબ પણ તેને તેવી જ પ્રાર્થના કરે છે. તેઓ ઘણા જ આગ્રહપૂર્વક કહેતાં સંભળાય છે કે, 'હે સજ્જન! હે વીર! આપ આ શો ઉદ્યોગ લઈ બેઠા છો? આપ આવો પંથીના જેવો વેશ લઈને, પછવાડે આવનારા કોઈ મોટા ભયથી ભયભીત થઈ નાસતા હો, તેમ ક્યાં જાઓ છો? શું આપનામાં આવું કાયરપણું કે બીકણપણું સંભવે છે? અમારું સર્વનું રક્ષણ-પોષણ કરી સર્વત્ર કીર્તિ પામેલા આપને હવે અમે સૌ અકારાં-રે ત્યજવા યોગ્ય કેમ થઇ પડ્યાં? હે ધીર! તમારી પૂર્વની મોટી

* ટીકા-જીવે માની લીધેલું પોતપોતાની શ્રદ્ધારૂપ ભાતું, જેમ ગણપતિના ઉપાસકે ગણપતિની સેવારૂપ શ્રદ્ધા, હનુમાનના ઉપાસકે તેની સેવારૂપ શ્રદ્ધા અને શક્તિઉપાસકે શક્તિસેવારૂપ શ્રદ્ધા. આ શ્રદ્ધાના સેવનથી માન્યું કે, મોક્ષ એનાથી જ થને અને તેથી મોક્ષ માટે આ પ્રમાણે જે જૂદા જૂદા દેવોની ઉપાસનારૂપ શ્રદ્ધા તે રૂપ ભાતુ

બ્રહ્મ છે. તે દૃષ્ટિનો દ્રષ્ટા છે, પણ દૃષ્ટિ તેને દેખતી નથી; તે શ્રવણનો શ્રોતા છે, પણ શ્રવણ તેને સાંભળતું નથી; તે વાણીનો પ્રવર્ત્તક છે, પણ વાણી તેને વદી શકતી નથી; એ જ પરમાત્મા-આત્મારામરૂપે સર્વના અંતરમાં છે-તે ત્યાં છે! એક અગ્નિ સર્વ ભુવનમાં પ્રવેશ કરી રૂપે રૂપે તે રૂપાનુસાર દેખાય છે, તેમ એક એવો સર્વ ભૂતનો અંતર આત્મારૂપ પરમાત્મા, રૂપે રૂપે રૂપાનુસાર થાય છે, છતાં તેથી બાહ્ય છે, નિર્લેપ છે, અવિનાશી છે; તેના સ્થાનમાં રહેવું અને તેમાં જ સમાઈ જવું, એ જ કલ્યાણકારી છે. જેમ દર્પણમાં જોયા વિના તેની અંદર રહેલા પદાર્થનું દર્શન થતું નથી, તેમ એ સચ્ચિદાનન્દ-પરમાત્માને પામ્યા વિના નિર્ભય થવાવાનું નથી. માટે સત્વર સજ્જ થાઓ આપણે સર્વે ત્યાં જઇને રહેવું કલ્યાણકારી છે. ત્યા જવાનો માર્ગ પણ ઘણો સારો છે, એમ સંભળાય છે. ત્યાં જતાં માર્ગમાં ખાવા પીવાનું પણ અખૂટ છે, માટે જેને આવવાની ઇચ્છા હોય, તે હવે કશો પણ વિલંબ ન કરતાં સત્વર ચાલે. હવે અહીં ક્ષણવાર પણ વસવું શુભકર નથી”

આ છેલ્લા શબ્દો બોલવાંની સાથે જ તે ધીર પુરુષ તત્કાળ ચોતરાપરથી નીચે ઉતરી પડીને ઉત્તર દિશા ભણી ચાલ્યો. એ જોઇને નગરમાંથી એકઠા થયેલા હજારો ને લાખો મનુષ્યો પણ તેની પછવાડે ચાલ્યાં. આખું નગર જાણે ઉજ્જડ સરખું થઈ રહ્યું. પણ કેટલાક અતિવ્યવસાયી, વિસ્તૃત કુટુંબવાળા, પરધનલોભી, અત્યાલસી, નીચ કર્મોમાં પચેલા, પ્રમાદી, અવિદ્યાવંત અને મહાજડ તેમ જ બુદ્ધિવાળા તથા ધીર એવા, તે પુરુષના વચનપર વિશ્વાસ ન ધરનારા* એવા અનેક મનુષ્યો તે નગરમાં રહી પણ ગયા.

નગરના વિશાળ રાજમાર્ગપર ચાલતા એ અસંખ્ય લોકોની મેદિની ભણી જોઈ, ગગનતળમાં રહેલા વિમાનને વિષે, રાજા વરેપ્સુ, ગુરુજીને નમન કરી બોલ્યો; “કૃપાનાથ! આ ધીર પુરુષ તો સર્વેને પાળા જ લઇને જાય છે. એમા ઘણીક સ્ત્રીઓ તથા બાળકો પણ છે, તેઓને માટે કશાં વાહનો નથી. વળી તેઓના ખભા તથા મસ્તકોપર અક્કેક બબ્બે પોટલાનો ભાર પણ છે એ પોટલાં શાનાં હશે?” ગુરુદેવે કહ્યું; “એ પોટલાંમાં, સૌ જીવોએ, માર્ગમાં ખપ લાગશે એમ ધારીને, લેઈ શકાય તેટલું ભ તું બાંધી લીધું છે! કેટલાકની પાસે તો તે ઉચકી પણ ન શકાય એટલું બધું છે.” એ સાંભળી રાજા બોલ્યો; “ખાવાનું તો

* નાસ્તિક, વેદશાસ્ત્ર ન માનનારા.

પેલા ધીર પુરુષે આગળ જણાવ્યા પ્રમાણે માર્ગમાં જોઇએ તેટલું તૈયાર છે, તેમ છતાં એક તો પગે ચાલવું, ને તેમાં વળી ખભે એ ફોકટનો ભાર* શાને માટે ઊંચકી જવો જોઇએ ?" ત્યારે ગુરુદેવ બોલ્યા; "એ વાત સત્ય છે પણ જે ચિત્તને અર્ધો જ વિવેક પ્રાપ્ત થયો છે, ને અચળ પદ પ્રાપ્ત થયું નથી, તેને ભોગનો ત્યાગ કરવાં બહુ પરિતાપ થાય, ને વિશ્વાસ પણ ન રહે. બ્રહ્મમાર્ગમાં ખાવાનું, પીવાનુ, રહેવાનું, બેસવાનું, ને સૂવા વગેરેનું જે જોઇએ તે તૈયાર જ છે; પરંતુ જેને પોતાની વસ્તુને માટે દૃઢ અભિમાન હોય છે, તે બીજાનાપર આધાર ન રાખતાં, પોતામા જ મહત્વ માને છે, અને એવા પોતાપણાના મિથ્યા અભિમાનને લીધે જ તેઓને એ પોટલાં ઊંચકવાં પડ્યાં છે. પણ હવે તેઓ શું કરે છે, તે તમે સૌ એકી દૃષ્ટિએ અવલોકન કરો. જુઓ, એ ધીર પુરુષની આગળ કેટલાંક બાળકો, સ્ત્રીઓ ને પુરુષો આવીને આડાં ફરી વળ્યાં છે. તેઓ કોણ છે ને શાને સારુ એમ કરે છે, તે આપણે જોઇએ."

પછી સૌ પુણ્યાત્મા પ્રાણીઓ એકીટસે તેઓ ભણી જોવા લાગ્યાં. એટલામાં, પાછો મહારાજા વરેપ્સુ બોલી ઉઠ્યો; "કૃપાનાથ! એ તો સઘળુ એ ધીર પુરુષનું કુટુંબ જ દેખાય છે, ને એ મહાત્માને અકસ્માત નગર ત્યજી જતો અટકાવવાને સારુ, માર્ગપર આવેલા વિશાળ મંદિરમાંથી તે નિકળી આવેલા છે. જુઓ, તે ટોળામાંની પેલી સ્ત્રી છે. તે મને લાગે છે કે, એ મહાત્માની ધર્મપત્ની છે. તે, તે મહાત્મા પ્રત્યે, 'કૃપાનાથ! સ્વામીનાથ!' ઇત્યાદિ સંબોધનોથી, તેમને ત્યજીને ચાલી ન નિકળવાની પ્રાર્થના કરી રહી છે. બીજા તેના ભ્રાતાઓ, ભગિનીઓ, પુત્રો પુત્રીઓ આદિ આખું કુટુંબ પણ તેને તેવી જ પ્રાર્થના કરે છે. તેઓ ઘણા જ આગ્રહપૂર્વક કહેતાં સંભળાય છે કે, 'હે સજ્જન! હે વીર! આપ આ શો ઉદ્યોગ લઈ બેઠા છો? આપ આવો પંથીના જેવો વેશ લઇને, પછવાડે આવનારા કોઈ મોટા ભયથી ભયભીત થઈ નાસતા હો, તેમ ક્યાં જાઓ છો? શું આપનામાં આવું કાયરપણુ કે બીકણપણું સંભવે કે? અમારુ સર્વનું રક્ષણ-પોષણ કરી સર્વત્ર કીર્તિ પામેલા આપને હવે અમે સૌ અકારાં-રે ત્યજવા યોગ્ય કેમ થઇ પડ્યાં? હે ધીર! તમારી પૂર્વની મોટી

---

* ટીકા-જીવે માની લીધેલુ પોતપોતાની શ્રદ્ધારૂપ ભાતુ, જેમ ગણપતિના ઉપાસકે ગણપતિની સેવારૂપ શ્રદ્ધા, હનૂમાનના ઉપાસકે તેની સેવારૂપ શ્રદ્ધા અને શક્તિઉપાસકે શક્તિસેવારૂપ શ્રદ્ધા. આ શ્રદ્ધાના સેવનથી માન્યુ કે, મોક્ષ એનાથી જ થશે અને તેથી મોક્ષ માટે આ પ્રમાણે જે જૂદા જૂદા દેવોની ઉપાસનારૂપ શ્રદ્ધા તે રૂપ ભાતુ

ધીરજ ક્યાં જતી રહી ? આગળ કોઈ પણ કષ્ટને ન લેખવનારા એવા તમે, અત્યારે એવા કયા મોટા કષ્ટના ભયથી આમ અવ્યવસ્થિતપણે નાસો છો, તે કહો. કોઈ કાળે કોઇના વચનપરથી મોહ કે ભ્રમ ન પામો એવા તમે, આજે કેના કહેવાથી ભ્રમિત સરખા થઇને નાસી જાઓ છો ?' એટલું કહી વરેપ્સુ બોલ્યો; "ગુરુ મહારાજ ! તેઓનું આ કહેવું સાંભળીને, જૂઓ, એ ધીરમહાત્મા તથા તેની સાથેનો આખો જનસમાજ સ્થિર થઈ ગયો છે. હવે જોઇએ વારુ, તેના પ્રત્યુત્તરમાં એ મહાત્મા શું કહે છે ?" વરેપ્સુના મુખમાં એ શબ્દો હતા, એટલામાં તો એ ધીર ધીટ પુરુષે, મેઘ સરખી ગભીર ગિરાથી કહેવા માંડ્યું; "હે મારા સુહૃજ્જનો ! જેમ નેત્ર શબ્દને જોઈ શકતું નથી, કેમકે તેનો સમાન સ્વભાવ નથી, તેમ જ તમો ભૌતિકદૃષ્ટિવાળા આત્માને જોઈ શકતા નથી, તેથી જ આવું કહો છો; કેમકે અહિંયાં (જગતમાં) શો ભય છે, તેથી તમે અજ્ઞ છો. પણ જેમ વિશુદ્ધ આદર્શ-મેલ વગરના આરસામાં, સાફ ચહેરો દેખાય છે; તેમ જ જેઓ અધિકારી છે, તેઓની બુદ્ધિ ખીલે છે ને તેઓ વિનાશી ને અવિનાશીને-જગત્ ને આત્માને જૂએ છે, ને તેઓ જ આ ભય જાણે છે. ક્યાં જાઓ છો, એમ તમે જ્યાંથી પૃચ્છા કરો છો, ત્યા જ (પોતાના આત્મપ્રદેશને બતાવી) આ જાય છે. ભયથી જ હું કંપું છું, તો મને હવે તમે 'વીર' 'ધીર' એવી કશી ઉપમા આપશો નહિ; કેમકે સર્વના વીરત્વનો પોતાના એક જ પંજામાં સમાવેશ કરી લેનાર સર્વોપરી વીરને, મેં જ્યારે જોયો, ત્યારથી મારુ વીરત્વનું અભિમાન ગળી ગયું છે, અને મારી સઘળી ધીરજે ધીરજપણું પણ ત્યજી દીધું છે ! એટલા જ માટે હવે હું ધીર વીર ન છતાં, આ તમે જૂઓ છો તે પ્રમાણે એક પંથી છું, અને પછવાડે આવનારા-સમીપ ઉભેલા-મસ્તકપર ઝઝૂમી રહેલા-મોટા ભયમાંથી નાસી છૂટવાનો ઉદ્યોગ લઇ બેઠો છું. આ જગતમાં શ્રેય એક છે ને પ્રેય એક છે. આ નગરના પુરુષો-જીવોને, તે-પ્રેય જ નાના પ્રકારના અર્થવિષે બધન કરાવી, હર્ષ ઉપજાવે છે, પણ એમાંથી જે શ્રેયનું શરણ કરે છે તેનું જ સારુ થાય છે, પણ જે પ્રેયને વરે છે તે કોઇ પણ અર્થ પ્રાપ્ત કરી શકતો નથી. મેં શ્રેય શું છે તે જાણ્યું છે ને તેવા કારણથી જે કાયરપણું ને બીકણપણું તમે મારામાં ન છાજતું જણાવો છો, તે આપો આપ આવી ગયું છે. તમારુ રક્ષણ પોષણ આજ લગી મે કર્યું, એવું જે તમે જણાવો છો તે યથાર્થ નથી. કેમકે તમારુ તો શું, પણ મારુ

પોતાનું જ રક્ષણ કરવાને હું સમર્થ થયો હોત તો બસ હતું. વાસ્તવિક જોતાં તો તમારું કે મારું કોઈનું પણ રક્ષણ મારાથી થઈ શક્યું નથી. રક્ષણ કોનું નામ, કે જેવડે મોટા ભયથી સદાને માટે છૂટાય. પણ આપણે તો સૌ હજુ મોટા ભયમાં જ છીએ, ને તેટલા જ માટે મારું મન ચિન્તાતુર છે, ને તે જોઈને તમે સૌ મને અકારાં થઈ પડ્યાં છો, એવું તમને ભાસે છે. જે ભયથી હું નાસું છું, તે મહાઅનિવાર્ય ભયથી તમે મને છોડાવી શકો તેમ નથી; પણ ઉલટો તમારા સંગથી મને તે ભયમાં સત્વર જોતજોતામાં સપડાઈ જવાનો સંભવ છે, ત્યારે હું ને તમે શું કરી શકીશું? જો હવે તમે આ સર્વ જનોની પેઠે મારું કહ્યું માની, મારા જેવાં થાઓ, તો કેટલેક ભાગે તમારું કહેવું ભવિષ્યમાં સત્ય ઠરી શકે ખરું કેમકે હું જ્યાં આ સર્વને લઈ જવા ઇચ્છું છું તે સ્થળ અવશ્ય સર્વ ભયથી મૂકાવનાર છે, ને ત્યાં આવવાથી તમારું પણ રક્ષણ થાય જ ને જ્યાં તમારું રક્ષણ થાય ત્યાં તમને ઠરીઠામ મૂકું, ત્યારે જ હું તમારો ખરેખરો રક્ષક ઠરું. પૂર્વે કોઈ પણ કષ્ટને ન લેખાવતા એવા મેં, જ્યારે આ-જેને લીધે હું નાઠો છું તે-મહાસંકટ પ્રત્યક્ષ જોયું, ત્યારથી હું સર્વ રીતે ભ્રમિત ચિત્ત બની ગયો છું. તનની દશા તો આ તમે જુઓ જ છો; પણ તેવી જ મનની પણ દશા થઈ ગઈ છે. કોઈના કહેવાપર મને ભ્રમ ન થતો, એવું તમારું કહેવું અસત્ય છે, કેમકે અત્યાર લગી હું કેવળ મોહિત અને ભ્રમિત જ હતો; પણ હવે એ સઘળા મોહભ્રમથી જાગ્રત બની ગયો છું. મારું શ્રેય શામાં છે, એ મેં અપરોક્ષ વિચાર્યું છે; અને તે માટે હવે મારે જે કરવું જોઈએ, તેને સારુ પણ હું તદ્દન સાવધ-ઉદ્યોગી બની ગયો છું; અર્થાત્ સત્યપ્રતિ દૃષ્ટિ કરતાં (તમારા કહેવા પ્રમાણે) અહુણાં હું ભ્રમણામાં નથી. માટે જો તમારા કલ્યાણની તમને ચાહના હોય તો વિલંબ ન કરતાં, શીઘ્ર મારી સાથે ચાલો; હવે અહિંયાં મારાથી ટકી શકાતું નથી. આ નગરમાંની એક ક્ષણ પણ મને હવે વર્ષ જેવડી થઈ પડી છે. માટે તમારે ચાલવું હોય તો ભલે; નિકર આ નમસ્કાર! જય જય હરિ! અમે તો હવે એકલા જ ચાલીશું."

આમ ઉપદેશ કરી, તેણે ચાલવા માંડ્યું, ત્યારે સર્વ લોકસમૂહ પણ તેની પછવાડે ચાલવા માંડ્યો. આ જોઈ પેલી સ્ત્રી, તદ્દન બાવરી સરખી બની જઈને, "ઓ સ્વામીનાથ! ઓ પ્રભો! ઓ મહારાજ! તમે આટલા બધા નિર્દય-કેમ થઈ જાઓ છો? આ રંક દાસીપર કૃપા

કરો! કૃપા કરો!" એમ કરુણાળ સ્વરવડે બોલતી તેની પછવાડે દોડી, ને પેલાં બાળકો પણ રડતાં કળકળતાં પછવાડે દોડ્યાં, તેમ બીજાં કુટુંબીજનો પણ પછવાડે દોડવા લાગ્યાં. સ્ત્રી તો આ આશ્ચર્ય સરખો બનાવ (પોતાના સ્વામીની કદી નહિ ધારેલી એવી સ્થિતિ) જોઇ, કેવળ અધીરી બની જઇને, યત્કિંચિત્ પણ ગુરુજનની લજ્જા ન ગણતાં, તે ધીર પુરુષને બાઝી પડી; ને ઘાડા સ્વરે રુદન કરતી અને કરુણામય વાણીવડે પ્રાર્થના કરવા લાગી; "હે મહારાજ! હે સ્થિરબુદ્ધિમાન્! કશા પણ વિકાર વગરના તમારા દૃઢ મનને આ શું સૂઝ્યું છે? હે રક્ષક! હે પ્રાણ! પોતાના અતુલ પરાક્રમ અને દયાળુપણાથી અસંખ્ય જીવોને અભય આપનારા તમોને આ શો અણધાર્યો ભ્રમ થઈ આવ્યો છે? હે મનસ્વી! આપના સરખા મહાન્ પુરુષને આમ અમારો, વિના કારણે ત્યાગ કરવો ઘટિત નથી; માટે કૃપા કરી આવા અનુચિત કર્મથી વિરામ પામો."

આવું જોઇ તે ધીર પુરુષ અચકાઇને માર્ગમાં જ ઉભો રહ્યો ને કહેવા લાગ્યો કે, "હે સ્ત્રી! તારા જાતિ સ્વભાવને વશ થઈને તારો અને મારો બન્નેનો નાશ કરાવવા તું ઇચ્છે છે, એ કેવો મોહ? જન્મરૂપી તળાવમાં પડેલા અને ચિત્તરૂપી કાદવમાં ખરડાયલા, મનુષ્યરૂપી માછલાંના બંધન માટે, દુર્વાસનારૂપ દોરી છે, અને સ્ત્રી, એ તેને બાંધેલો માંસના લોચાવાળો ગળ છે. તેમા મોહાંધ થઈ બંધાયલો જીવ, તરણતારણનું કારણ પ્રત્યક્ષ છતાં, તે જોઇ શકતો નથી, પણ તે તો વિષયમાં-માયામાં જ ધ્યાન ધરે છે; અને એમ વિષયોનું ધ્યાન ધરવાથી, પુરુષને તેનો સંગ થાય-રહે છે. સંગથી કામ વ્યાપે છે, કામથી ક્રોધ થાય છે, ક્રોધથી સંપૂર્ણ મોહ ઉદય પામે છે, મોહથી સ્મૃતિનો વિભ્રમ થઈ જાય છે, સ્મૃતિભ્રમથી બુદ્ધિનાશ થાય છે ને બુદ્ધિનાશથી વિનાશ જ થાય છે. એવો વિનાશ કરનાર આ લોકમાં અણસમજુ સ્ત્રી જ છે. જેને સ્ત્રી છે તેને ભોગની ઇચ્છા છે, સ્ત્રી નથી તેને ભોગની ભૂમિકા જ ક્યાં છે? વાસ્તવિક રીતે સ્ત્રીનો ત્યાગ કરવાં જગતનો ત્યાગ થયો, અને જગતનો ત્યાગ થતાં સુખ જ પ્રાપ્ત થાય છે. સચ્ચરિત્રશાળી સ્ત્રીના સંગથી પણ લોક માત્ર પતનને પામ્યું છે, તો વિષયમાં લુબ્ધ સ્ત્રીના સંગની તો કથા જ શી? સત્કુલવતી સ્ત્રીના સંગતથી ઘણાક પુરુષો, છતે પુરુષાર્થે નાશ પામ્યા છે, તો માયામાં લપટાયલી સ્ત્રીનું ચરિત્ર કેવું હોય? રણમાં શત્રુની સામે લડતાં, વગડામાં ચોર મળ્યા હોય ત્યાં, પૂર આવેલી નદી

ઉતરતાં, ઘરવ્યવહારમાં, ને કોઈ મોટા ભયમાં જો સ્ત્રી સાથે હોય તો તે પોતાને રક્ષવા ઉદ્યુક્ત થયેલા પુરુષને જ (સ્વાત્મરક્ષણની ઇચ્છાથી) બાઝી પડીને તેના પુરુષાર્થને ગુંગળાવી નાંખે છે; જેથી અંતે તે બિચારો, પ્રસ્તુત ભયના પંજામાં દબાઈ જાય છે! તેની પેઠેજ તેં અત્યારે કરવા માંડેલું હું જોઉં છું. પણ હે સ્ત્રી! આમ કરવાથી તું, તારા અને મારા બન્નેના આત્માનું અનિષ્ટ કરીશઃ એટલુંજ નહિ, પણ આ આખા જનસમાજનું પણ અકલ્યાણ કરીશ. તું મને મૂકી દે, જાઉં છું ત્યાં જવા દે. તું શત્રુની ગરજ સારીશ મા. તારે જો આવતા ભયમાંથી બચવું હોય તો યદ્વાતદ્વા બકવાનું છોડી, આમ જ ચાલી નિકળ અને તારા આત્માનું શ્રેય કર; કેમકે જે આત્મઘાતી જનો છે તે મરણ પછી અંધકારથી વ્યાપ્ત એવા અસૂર્ય—જ્યાં કશો પ્રકાશ જ નથી તે સ્થાનમાં જાય છે. પરંતુ હું તો પ્રકાશયુક્ત દેશમાં પ્રવેશ કરવા પધારું છું. તમે સર્વ જીવો અજ્ઞાની છો, ને અજ્ઞાની, અશ્રદ્ધાવાન્, સંશયાત્મા પ્રાણીનો વિનાશ જ છે; આ લોક કે પરલોક તેનો નથી. કલ્યાણમાં સંશય ધરનાર આત્માને ક્યાંઈ સુખ નથી, તો વધારે શું કહું? હે માયાવી! તારા સંગે રહેવામાં, ઘોર નરકરૂપ અપ્રકાશમાં પડવા માટે રંગે રમવા વિના બીજો કશો અર્થ સરતો નથી. પણ એ વિષયો છે તે ચિરકાળ રહેશે તો પણ અવશ્ય જનાર છે; ત્યારે પ્રથમથીજ તેઓના ત્યાગમાં શો ફેર પડવાનો છે કે મનુષ્યો તેઓને ધીટ ધીર વીર થઈ ત્યજતા નથી? જો વિષયો પોતે સ્વતંત્ર રીતે જશે તો મનને અતુલ પરિતાપ આપતા જશે, પણ આપણે પોતે તેમને ત્યજીશું તો તે આપણને સુખ આપતા જશે. તું જે જ્ઞાની છે તે જાણે છે કે, પોતાના શરીરરૂપી જે મહાનગરી છે, તે એક ઉપવનપેરે ભોગ અને મોક્ષને અર્થે છે, સુખને અર્થે છે, પણ દુઃખને અર્થે નથી. સ્ત્રીસંગમાં રહેવું, એ વિષયો માટે હોય તો તે મારા હણાવાનો ઉપાય છે. મૃગ, હાથી, પતંગિયું, મીન અને ભમરો, એ પાંચ, એક એક ઇંદ્રિયના વિષયસુખમાં લુબ્ધ થવાથી હણાય છે, તો પછી પ્રમાદી એવો મનુષ્ય, પાંચ ઇંદ્રિયોથી એકે સામટા પાંચે વિષયોને સેવતા કેમ ન હણાય? હવે સૌ છૂટો! ચાલ્યા જાઓ, માયાનું આવરણ દૂર થાઓ! આ આત્મા સ્વતંત્ર છે, તે પરાધીનપણાનું દુઃખ સેવશે નહિ."

આવું સાંભળી, પોતાના કુટુંબીજનો સહિત તે સ્ત્રી ફરી પૂછવા લાગી કે; "હે સ્વામીનાથ! પણ આપને માથે એવું તે શું મોટું સંકટ આવી પડ્યું છે કે; જેથી આ સુખના સ્થાનરૂપ સુહૃજ્જનોથી ભરેલા

અને તમારી પોતાની સત્તામાં રહેલા જગન્નગરને, કોઈ અપવિત્ર સ્થાનની પેઠે, અકસ્માત્ ત્યજીને ચાલ્યા જાઓ છો ?" તેના ઉત્તરમાં એ મહાપુરુષ બોલ્યો; "અરે સંકટ તો એવું છે કે, જેનું કોઇથી પણ વારણ ન થઈ શકે ! તે સંકટ મારે એકલાને માથે જ નહિ, પણ તમારા અને આખા નગરના માથાપર દાંત કકડાવીને ઝઝૂમી રહેલું છે." એટલું કહીને, અતિ ભય ઉપજાવનારુ અને પોતે પ્રત્યક્ષ જોયલું, કાળપુરુષનું સર્વના ભક્ષણરૂપ મહાભીષણ કર્મ ઇત્થંભૂત કહી સંભળાવ્યું અને પછી જણાવ્યું કે; "હું પણ તે કાળપુરુષના મુખમાં સપડાઈ ગયો હતો, છતાં કોઈ પૂર્વના સંસ્કારથી જ છૂટવા પામ્યો છું; ને ત્યાંથી જ મને આ નિર્ભય માર્ગનું અવલંબન કરવાની પ્રેરણા થઈ છે. તે જગદ્‌ભક્ષકે મને ખરેખરુ વચન આપેલું છે કે, 'અચ્યુતપથ,' જેને પરબ્રહ્મ માર્ગ પણ કહે છે, તે પવિત્ર માર્ગનો આશ્રય કરનારાઓને મારાથી કશો ભય રહેતો નથી; કેમકે એ માર્ગ કદી પણ નાશ નહિ થનાર પરમ સુખરૂપ અચ્યુતપુરનો છે. તે પુરમાં જે જઈ વસશે, તે અવિનાશી રહેશે. માટે હે કુટુમ્બીજનો ! ઓ આ લોકમાં મોહ પામેલા ક્ષુલ્લક–નાશવંત જીવડાઓ ! મહાપુણ્યરૂપી ધન આપીને આ કાયારૂપી નાવ ખરીદ કરેલું છે, તે ભાંગે નહિ ત્યાંસૂધી તેનાવડે ભવરૂપી દુઃખ-દરિયાને તરી લો."

મહાત્માના મુખથી એ પ્રમાણેનું કાળપુરુષનું ભયંકર વૃત્ત સાંભળી, એના સર્વ સુહૃજ્જનો ભયભીત થઈ ગયા. તેઓમાંના કેટલાક તો, જેવા ઉભા હતા તેવા જ તેની સાથે જવા તત્પર થઈ ગયા; વળી કેટલાક માર્ગમાં જોઈતું ખાવાનું વગેરે સાહિત્ય લેવાને દોડાદોડ કરવા લાગ્યા; પણ કેટલાક માયા, મમતા ને ક્ષણભંગુર ભોગમાં લોલુપ્ત થયેલા પ્રમાદીઓ તો કહેવા લાગ્યા કે; "હાય મારી સ્ત્રી ! હાય મારુ ધન ! હાય મારા પુત્રો ! હાય મારુ ભવન ! અરે ! એ સર્વને મૂકીને આમ એકાએક કેમ ચાલી નિકળાય ? જે થનાર હશે તે થવા દઇશું, પણ એમ એકાએક જવાશે નહિ. એ કાળ શો ને ફાળ શી ! એ તો માત્ર ભ્રમણા જ છે ! !"

એ પ્રમાણે કેટલાક જીવો કાળના ભોગ થવા ને અનેક યોનિનાં મહાદુઃખો ભોગવવા, ત્યાં જ પડ્યા રહ્યા; કેમકે તેઓ આત્મઘાતી હતા. અનુત્તમ જન્મ પ્રાપ્ત કરી, અવિકળ ઇંદ્રિયો પામી, જે આત્મહિત જાણતો નથી, તે આત્મઘાતી છે. એવા આત્મઘાતીજનો, શરીરનો નાશ થતાં પૂર્વે બોધ પામવા અશક્ત છે, ને તેમ હોવાથી અનંત-

કાળમાં શરીર ધારણુ કરી દુ:ખને જ ભોગવ્યા કરે છે. એવા જ કેટલાક લોકો તે જગન્નગરમાં પડ્યા રહ્યા, પણ બાકીના સર્વ પંથીઓ સહિત પેલો ધીર પુરુષ, તેઓના આગેવાન ભોમિયા તરીકે,' ત્યાંથી શ્રી અચ્યુતપુરપતિના નામનો જયધ્વનિ કરીને ચાલવા લાગ્યો. આ મહાપ્રયાણ જોવાની ઇચ્છાથી બીજા અસંખ્ય જનોની ત્યાં મેદિની એકઠી થઈ હતી. તે પણ ત્યાંથી પાછી ન વળતાં, તેઓની સાથે જ ચાલી–એવી ઇચ્છાથી કે જોઇએ તો ખરા, કે તેઓ કયાં જાય છે ને શું કરે છે! આ પુરપ્રયાણ એવું ગંભીર અને ભવ્ય દેખાતું હતું કે તે જોઇને, તેનો હેતુ સમજ્યા વગર પણ, કેટલાક સરળ સ્વભાવના મનુષ્યો, દ્રવિત થઈને તેની સાથે પ્રયાણ કરવા લાગ્યા. માર્ગમાં ક્ષણે ક્ષણે અચ્યુતપ્રભુની જયગર્જનાઓ થતી જાય છે; તેની સાથે તે મહાત્મા, પંથીઓને, "ચાલો, શીઘ્ર ચાલો," એવી સૂચના કરતો જાય છે; અને અનેક પોળો, શેરીઓ, ચૌટાં ને રાજમાર્ગોને વટાવતો જાય છે. એમ સંઘ આગળ ચાલતો જાય છે, તેમ તેમ આસપાસના લત્તાઓમાંથી અસખ્ય જનો, સત્સાધવા કે કૌતક જોવા તેમાં ઉમેરાતા પણ જાય છે.

એમ કરતાં સાંઝ પડવા આવી. વિમાનવાસીઓને સંધ્યાવંદનનો સમય થયો. તેઓ ગુરુદેવભણી જોવા લાગ્યા. તેમની ઇચ્છા જાણી લઇને ગુરુમહારાજે કહ્યું; "પવિત્રજનો! સંધ્યાકાળ થવા આવ્યો છે, માટે તમે સર્વ એકાગ્રચિત્તે પોતાનું ઉપાસના કર્મ કરીને પાછા શીઘ્ર તત્પર થાઓ; કેમકે આ અચ્યુતપથે ચઢેલા પથીઓ શું કરે છે, તે તો ખરેખરું હવે જ જોવાનુ છે. જુઓ, સંધ્યાકાળ થવા આવ્યો છે, માટે અંધારુ થઈ જવાના ભયથી તેઓ હવે ઝડપથી ચાલે છે. વ્યવહારદૃષ્ટિએ જોતાં એ પ્રકાર બહુ ઉલટો છે! કોઈ દેશાંતરથી આવનાર પંથી, ગામ નજીક દેખાતુ હોય તો, અંધારુ થઈ જવાના ભયથી ઝટ્ ગામમાં પેશી જવા સારુ ઉતાવળો દોડે છે; ત્યારે આ પંથીઓ, શહેરમાંથી નિકળી જવા સારુ ઉતાવળા દોડવા માંડ્યા છે! એ જ આ અચ્યુતપથની વિલક્ષણતા છે!" પછી પુણ્યજનો તત્કાલ ઉભા થયા; અને ગુરુદેવના નામનો જયધ્વનિ કરીને સંધ્યોપાસન માટે ચાલ્યા ગયા.

### પુરદ્વારદર્શન

નિયમ પ્રમાણે સાયંકાળની સંધ્યા, હરિકીર્તન, ગુરુવંદન ઇત્યાદિ નિત્યકર્મ આટોપી લઈ, યથેચ્છ અમૃતપાન કરીને, સર્વ સમાજ પાછો પંથીયાત્રા ને નગરના અવલોકન માટે તત્પર થયો. વિમાન, જે આટલી

ઘડી સૂધી અંતરિક્ષમાં સ્થિર હતું, તે પેલા પંથીઓ ઉપર આવી અટ-કયું. વરેપ્સુ મહારાજા ઉભો થયો, ને ગુરુજીને વંદન કરીને કહેવા લાગ્યો; "અહો! કૃપાનાથ! આ પંથીઓ તો એટલીવારમાં ઘણે દૂર આવી ગયા છે. તેઓ આવા અંધારામાં પણ હજુ દોડ્યા જ જાય છે. તેઓ-માંના ઘણાક તો થાકી જવા આવ્યા છે; છતાં અંધારાથી, પછવાડેના ભયથી (કાળપુરુષના સપાટામાં આવી જવાનો, ને માયામાં પાછા પડવાનો) અને પેલા સત્સાધકના (પેલો ધીર મહાત્મા તે જ; એને હવે આપણે સત્સાધક કહીશું) વારંવારના બોધથી, એ રીતનાં અનેક કારણોથી, તેઓ જેમ તેમ કરીને ઘસડાતા જાય છે. હવે એમના એમ ક્યાંસૂધી ચાલ્યા જશે તે જોવાનુ છે." એ સાંભળી વામદેવજી બોલ્યા; "રાજા, આપણે તો માત્ર એકી દૃષ્ટે જોયા જ કરવાનું છે. પણ મને લાગે છે કે, તેઓ હવે એકાદ સ્થળની સમીપ જઈ પહોંચવા ઈચ્છે છે. જો પેલો પરાર્થ-કુશળ સત્સાધક તેઓને કંઈક કહેવાને ઉભો રહ્યો છે. તે શું કહે છે તે સાંભળો." સૌ શાંત બનીને તેણી ગમ કાન ધરી સાંભળવા લાગ્યા.

તે મુમુક્ષુ સત્સાધક બોલ્યો; "હે પુણ્યવાન્ મનુષ્યો! (કેમકે તમે મહાભયથી મુક્ત થવાને માર્ગે ચઢેલા છો, માટે પુણ્યવાન્ જ છો.) હે મુમુક્ષુઓ! હે અચ્યુતપુર પ્રાપ્ત કરવાની કામનાવાળા પ્રાણીઓ! જુઓ, આ અંધારુ થઈ ગયું. આપણે ઘણીવારથી ચાલ્યા આવીએ છીએ, તેથી હું ધારુ છું કે, તમે સૌ થાકી ગયા હશો. પણ ગભરાશો નહિ, હવે આપણે એક નિર્ભયસ્થાનની લગભગ આવી પહોંચ્યા છીએ. ત્યાં આપ-ણને ઘણો મોટો ને સારી સગવડતાવાળો ઉતારો મળશે. જુઓ, આપણી દૃષ્ટિ સામે પેલો મ્હોટો દરવાજો રહ્યો. શું તે તમને દેખાય છે?" ત્યારે સૌ લોકો બોલ્યા; "ના, અમને તો અંધારામાં કશુંએ દેખાતું નથી; માત્ર એક દીવાના સરખો કંઈક પ્રકાશ જ દેખાય છે" સત્સાધક બોલ્યો; "એ જ એ દરવાજાની નિશાની છે. હવે તે અહીંથી વધારે દૂર નથી; તેથી થોડાને માટે ધૈર્ય ન ત્યજતાં તમે સૌ ધીમે ધીમે મારી પછવાડે ચાલ્યા આવો. એ દરવાજો આ દુઃખદાયી નગરનું મહાદ્વાર છે. એને વટાવીશું, એટલે લાગલી જ આ વિસ્તૃત નગરીની રળિયામણી ભાગોળ આવશે; અને ત્યાં પછી આપણને પેલા ક્રૂર કૃતાંતનો, અહીંના જેટલો તો ભય રહેશે નહિ જ" આ વચન સાંભળી સૌ જીવો, જેમ બને તેમ તેની પાછળ ત્વરાથી ચાલવા લાગ્યા. થાકયા પછી તો થોડું ચાલવું પણ કઠણ થઈ પડે છે, તેથી તેઓ જેમ જેમ ચાલે, તેમ તેમ તેઓને જાણે માર્ગ

વધારે વધારે લાંબો લાગવા માંડ્યો. કેટલાક નિર્બળ શરીરનાઓ* તો થાકથી કંટાળી ગયા, ને ધૈર્ય ધારી શક્યા નહિ. તેઓ હવે આગળ જવું માંડી વાળવાનો વિચાર કરવા લાગ્યા. કેટલાકો, જેઓ પૂછ્યા ગાછ્યા વગર, દેખાદેખી જ સૌની સાથે, ચાલી નિકળ્યા હતા, તેઓ તો, આવું અધારુ ને થાક અનુભવીને, ત્યાંથી જ પાછા વળી જવાનો નિશ્ચય કરવા લાગ્યા. બીજા સરલ, શુદ્ધ અને દૃઢ મનનાઓ, સત્સાધકના વચન ઉપર પૂર્ણ વિશ્વાસ રાખીને, ચાલવામાં જ આપણું શ્રેય છે, આમ પરસ્પરને કહેવા લાગ્યા. એટલામાં એ મહાત્મા સત્સાધક પુનઃ ઉભો રહ્યો ને લાંબો હાથ કરીને લોકોને કહેવા લાગ્યો; "અરે સારા ભાગ્યવાળા જનો! હવે તમે સૌ હર્ષ પામો, ને આપણુ સર્વને સદાને માટે અભય આપનારા અચ્યુત પ્રભુની એકવાર જય ગર્જના કરો." લોકોએ તત્કાલ એકે અવાજે અચ્યુત પ્રભુના નામનો મોટો જયધ્વનિ કર્યો. ત્યાર પછી તે પાછો બોલ્યો; "આપણુને આ પ્રમાણે હર્ષિત થવાનું શું કારણ છે, તે તમે સૌ સમજ્યા તો હશો જ. ચિત્ જેમ પોતાના ભાનના નિર્વાહ માટે સમર્થ છે, ભેદ જેમ ભેદના નિર્વાહ માટે સમર્થ છે, તેમ પોતાના અને પારકાના નિર્વાહ અર્થે સમર્થ એવી, સંભાવનાથી પણ અઘટિતની ઘટના–કલ્પના કરવામા કુશળ–પેલી માયા–જે વિભ્રમ થકી મોહ ઉપજાવે છે, તે માયાના મોહમાંથી હવે આપણે છૂટ્યા છીએ. એ મહામાયા જ્ઞાનીના ચિત્તને પણ બળાત્કારે ઘસડી મહામોહમાં પૂરે છે, તો આપણે અજ્ઞ જીવો તે કઈ ગણતીમાં? જૂઓ, એ માયામાંથી છૂટી, મહા મહા કષ્ટને અંતે આપણે અત્યારે આ પવિત્ર અને સ્વતંત્ર સ્થાનવિશે આવી પહોંચ્યા છીએ. આ જ એ પુરદ્વાર. આ જ આ દુઃખરૂપ જગન્નગરમાંથી છૂટી નિકળવાનું ખરુ દ્વાર છે. આ જ પરમ સુખરૂપ અચ્યુતપુર જવાના માર્ગનું મુખ છે. એ ઉપરથી એનાં નામ પણ અનેક છે." એ સાંભળી કેટલાકો તે પુરદ્વાર, જે પોતે અતિ સુંદર પ્રકાશમાન છતાં વળી મધ્યમાં પ્રકટેલા જ્ઞાનદીપકવડે સુપ્રકાશિત હતું તેને જોઈને, બોલી ઉઠ્યા; "હા હા મહારાજ! આ એના ઉપર મોટા સુવર્ણાક્ષરોથી લખેલું છે, તે એનું નામ જ હશે, નહિ વારું? એ અનેક રત્નોથી જડેલા સુવર્ણાક્ષરોમાં તો બીજું પણ કેટલુંક લખેલું છે. તેપર આ દીપકનો પ્રકાશ પડતાં તથા પેલાં રત્નોને લીધે, જાણે અનેક દીપકો હોય તેવો તેનો પણ ઝળહળ પ્રકાશ થઈ રહ્યો છે!" એવી રીતે વાત કરતા સૌ

---

* ઓછી શ્રદ્ધાવાળા.

પવિત્ર જીવો, તે મહાદ્વાર આગળ આવીને ઊભા રહ્યા ને એકેક સાથે પેલા સુવર્ણના અક્ષરો વાંચવા લાગ્યા. તે દ્વારના સૌથી ઉપરના ભાગમાં ઘણા મોટા અક્ષરોથી લખ્યું હતું કેઃ—

॥ श्रीअच्युतपथद्वारमिदम् ॥

अच्युतस्य पथद्वारं जगन्नगरवासिनाम् ।
त्रिनाशभयमोक्षाय निर्मितं ब्रह्मणा स्वयम् ॥
स्वतंत्रं सुखदं श्रेष्ठं रम्यं सत्साधनाकरम् ।
जन्मानेकार्जितपुण्यफलरूपं सुदुर्लभम् ॥
तत्प्राप्य तु वदेद्वृत्तिं धार्मिकीं कर्म चेदृशम् ।
लभतेऽच्युतमार्गं तु भगवत्कृपया नरः ॥
लब्ध्वापि तत्क्वचिन्मूढा अन्यथावृत्तिमाश्रिताः ।
न सत्पथं न सौख्यं ते न पुरद्वारदर्शनम् ॥

(ભાવાર્થ–દોહરા)

અચ્યુતપથનુ દ્વાર આ, જગન્નગર જનકાજ;
વિનાશ ભયથી છૂટવા, મેલવવા સુખસાજ ૧
રચ્યું બ્રહ્મદેવે સ્વય, હૃદય ધરી અતિ હેત;
સ્વતંત્ર સુખદ શ્રેષ્ઠ રમ્ય, સાધન સર્વ સમેત ૨
જન્મજન્મકૃત પુણ્યફલ, દુર્લભ અતિશય એહ,
તેને પામી કર્મ શુભ, કરે–ધર્મ પર નેહ– ૩
તો ભગવત કૃપા થકી, અચ્યુતમાર્ગ જણાય;
જે મારગ ચાલ્યા જતા, અચ્યુતપુર પ્હોંચાય ૪
પણ અહીં આવી મૂઢ જે, મન ખેંચે ત્યા જાય,
મનનું ભાવ્યું આચરે, તેનું અવળુ થાય ૫
(ને)અચ્યુતપથ સુખ ના મળે, ફરી ન આવે આહિં;
જગન્નગરમાં ભટકતા, પડે કાળ મુખ માંહિ. ૬

તે પુણ્યજનો, એ પ્રમાણે દ્વારપર લખેલું વાંચી રહ્યા ત્યારે, સત્સાધક બોલ્યો, “હે ભાવિક પંથીઓ! એવી મહત્તાવાળું આ મહાદ્વાર છે; અને આખા નગરને માટે માત્ર એ એક જ* છે. બીજાં નાનાં મોટાં અસંખ્ય દ્વાર છે ખરાં; પણ તે અધમ, પરમ દુઃખરૂપ, અંધારામાં પડેલાં અને માંહેથી નિકળી પણ ન શકાય એવાં છે; એટલે જગન્ન-

* આ મહાદ્વાર તે મનુષ્યદેહમા થતુ પ્રારભનું જ્ઞાન. તે એવું કે, મોક્ષનુ કારણ પરબ્રહ્મનું નિષ્કામ ભક્તિજ્ઞાન છે પુરદ્વારનો પ્રથમ દરવાજો તે પ્રારંભનું જ્ઞાન–હરિ ભજવા તે; અને તેમાંથી મુક્ત થવું, તે સંસારરગડામાથી નિકળવું તે.

ગરમાં વેઠવાં પડતાં અપાર દુઃખોથી કંટાળી, કાળપુરુષના ભયથી ત્રાસીને, પ્રાણીઓ અજાણપણે આમથી તેમ, એવાં અનેક દ્વારો પ્રત્યે ભટકતાં ફરે છે, પણ જ્યારે કોઈ ઠેકાણેથી છૂટી શકતાં નથી ત્યારે થાકીને, વારંવાર મોટેથી પ્રાર્થના કરે છે કે; 'હે પ્રભો! આમાંથી કૃપા કરી એકવાર મુક્ત કરો! જો આપ એક લગાર અવકાશ આપો, તો હું તુરત અહીંથી છૂટીને આપને માર્ગે આવું!' આવી અનેકવારની, અંતઃકરણપૂર્વક કરેલી પ્રાર્થનાથી, દયા લાવી પ્રભુ એકવાર એવો સંયોગ મેળવી આપે છે કે, જેવડે આ પવિત્ર મહાદ્વારનાં દર્શન થાય છે. હવે એવી રીતે મહાકષ્ટને અંતે એનાં દર્શન થવા છતાં, જે જીવ પૂર્ણ સાવધપણાથી તત્કાલ એમાં થઇને નિકળી જાય નહિ, તે પાછો ભૂલાવામાં પડે છે; ને એમ વામાટામા કરતાં દ્વાર બંધ થઈ ગયું, એટલે બસ! પછી સદાને માટે દ્વારેદ્વાર ભટકવું, તેને કપાળે ચોંટે છે. પણ તેમ થયું, એટલે પ્રભુ પણ તેની પ્રાર્થનાને સાંભળતો નથી શું? ના; તે પરમ દીનદયાળુ છેઃ માટે અનેક દુઃખોને અંતે એને પીડાતો જોઈ, એનાપર દયાદૃષ્ટિ કરીને કોઇક કાળે, પાછી આવી સગવડ કરી આપે છે. એમ છતાં પણ જો તે અવિદ્યાશ્રિત જીવ પુનઃ ભૂલે છે તો તેના ભોગ જ! હે ભાગ્યવંતો! આપણને પણ આ સઘળી, અહીં સૂધી આવી પહોચવાની સગવડ, એવાં અનેક કષ્ટને અંતે, એ પ્રભુની દયાથી જ પ્રાપ્ત થઈ છે. માટે આપણે હવે શાને વિલંબ કરવો જોઇએ? અને શા અર્થે આલસ્ય કરવું જોઇએ? તમે સૌ ઘણા સમયથી તડકામાં, ને પછી અંધારામાં, વગર વિસામે ત્વરાથી ચાલ્યા આવો છો, ને તેથી તદ્દન થાકી ગયા છો, એ હું સારી પેઠે જાણું છું; પણ હવે થોડાને માટે કંટાળવું યોગ્ય નથી. માટે સૌ એકવાર જેમ તેમ કરીને ટટાર થાઓ, ને હું કહું તેટલી વિનતિ સારી પેઠે લક્ષમાં રાખી, મારી પાછળ પાછળ આવો. તમે સર્વે શરીરપોષણને ઇચ્છો છો, પણ તેમ કરીને તમારા આત્માના કલ્યાણની દિદક્ષા કરશો તો તે, લાકડાંને ભરોસે મોટા મગરમચ્છપર બેસી, નદીપાર જવા જેવું થશે. માટે હવે શરીરની માયા તજો; અને તમારા પોતાને જ જોઈ ચાલો. માત્ર આ દ્વાર જેવું સુંદર છે, તેટલું જ માંહેથી વિશાળ છે. એમાં અનેક ભુલવણી, ચુકવણી ને આડાં અવળાં બારી બારણાં છે; તેમ એમાં અનેક સગવડો તથા સુવા, બેસવા ને રંગરાગ કરવાનાં સર્વ સુખનાં સાધનો પણ છે. એમાં પેઠા પછી જેવી પ્રકૃતિનો મનુષ્ય જેવી સગવડ ઇચ્છે, તે સઘળી તેમાં અનાયાસે મળી શકે છે. પરંતુ

આપણે તેમાંની કોઈ પણ વસ્તુનો ઉપભોગ કરવાનો નથી. આપણે થાક્યા છીએ, ભૂખ્યા છીએ, રાત પણ ઘણી ગઈ છે; પણ તેથી જો થોડીવાર પણ વિસામો લેવા બેસીશું તો સત્વર ઉઠવાનું મન થશે નહિ; ને એટલામાં જો કદાચ દ્વાર બંધ થઈ જાય* તો પછી સઘળું જ ખોઈ બેસીશુ—સઘળો પ્રયત્ન પાણીમાં જશે;—કેમકે પેલા કૃતાંત કાળ પુરુષની હાક અહીં સૂધી વાગે છે ને તેના લાંબા હાથ અથડાવાથી ઘણીકવાર દ્વારના કમાડ ધડાધડ (અકસ્માત્ મૃત્યુથી) બંધ થઈ જાય છે, તેથી તેના ભક્ષ પણ થઈ પડશું! ભોગજોગે દ્વાર બંધ થઈ જાય તો આપણે પેલી પાર જતા અટકી પડીશુ અને એકવાર એક હાથ આવેલો અવસર ચૂક્યા, એટલે પછી કોણ જાણે ક્યારેય દાવ આવે, તે કોઈ જાણતું નથી. માત્ર આપણે અણધારી વિટંબણામાં આવી પડીએ, એ જ ફળ મળશે. માટે ફરીથી હું કહું છું કે, હે સજ્જનો! તમે ઘણા જ સાવધ રહેજો; ગમે તેવાં ખાવા, પીવા, સૂવા, બેસવા, પહેરવા, ઓઢવા, જોવા, લેવા, સાંભળવા, રમવા, જમવા, અંગીકાર કરવા, હસવા, બોલવા ને હર્ષિત થવા આદિકના અનેક પ્રકારનાં સુખો, અનાયાસે ગમે તેટલાં મળે તોપણ, તેમાં તમે કદી લોભાતા નહિ. જો લોભાયા તો પસ્તાશો અને અમારો સંગાથ તૂટશે; કેમકે કર્મથી પ્રાણી બંધનમાં પડે છે; અને એ કર્મ ચિત્તની શુદ્ધિ અર્થે છે, પણ વસ્તુપ્રાપ્તિને અર્થે નથી. આપણે બંધમાં પડવું નથી, પણ વસ્તુ પ્રાપ્ત કરવી છે. ભોગેચ્છા માત્ર બંધ છે, ને તેનો ત્યાગ તે મોક્ષ છે; માટે એ ભોગનો ત્યાગ કરવો, એ શ્રેયેચ્છુ પ્રાણીનું આવશ્યક કર્તવ્ય છે. ચિત્ત એ જ એ અર્થ માત્રનું કારણ છે. ચિત્તે માનેલા ત્રણે જગત્ છે, પણ ચિત્ત ક્ષીણ થયું કે જગત્ ક્ષીણ થાય છે, માટે એ ચિત્તને પ્રયત્નવડે સ્વાધીનમાં લેવું. તે માટે ભોગની વાસના ત્યજી, દેહવાસના પણ ત્યજવી; પછી ભાવ અને અભાવ બનેને ત્યજી નિર્વિકલ્પ થઈ સુખીયા થવાનું છે. લોકપ્રેમથી, શાસ્ત્રપ્રેમથી, કે દેહપ્રેમથી જીવને યથાર્થ જ્ઞાન (કલ્યાણ) થતું નથી, માટે એ સર્વનો ત્યાગ કરવાનો છે. કોઈ માનશે કે, હું સમર્થ છું, પણ તત્ર તો હુંએ નથી, ને તુંએ નથી, ભાઇએ નથી ને મિત્રે નથી, માતાએ નથી ને પિતાએ નથી—એ તો માત્ર ઉપાધિભેદ છે. આ સૃષ્ટિમાં જેમ માટી, લોહું આદિક પદાર્થો રૂપાંતર ભેદે અન્યથા અન્યથા

* જ્ઞાનભક્તિએ તરી પાર જવાય તે પૂર્વે મરણ થયું ને પાછો વાસનામાં જીવ લપટાયો તો પછી તરવાનો—મુક્ત થવાનો ઉપાય હાથમા નથી.

કહ્યા છે, પણ તે બધા વાણીકલ્પિત ભેદ છે, પણ વાસ્તવિક ભેદ કંઈ જ નથી. તેમ જ આ સર્વ પ્રાણીઓ પણ કંઈ નથી. તેઓ તમારા જેવા જ છે; માટે આ સ્થાનમાં ચિત્તને જ સ્થિર કરવાનું છે. વારંવાર એ ઉપર લક્ષપૂર્વક પ્રયત્ન કરતાં પણ ચિત્તજ્ઞ-ચિત્તને જાણનાર, શુદ્ધતા-યોગ-યુક્તાત્મપણા વગર મનને જિતી શકતો નથી; તો તમે ક્ષણવારમાં જ ચિત્તને જિતો, એ દુર્લભ છે. એ ચિત્ત તો અતિ કષ્ટે આધીન થાય છે. દુષ્ટ હાથીને અંકુશ વિના વશ કરાતો નથી, તેમ ચિત્તને પણ તત્ત્વજ્ઞાનરૂપી અંકુશ વિના વશ કરાતું નથી. એ ચિત્તને વશ કરવાના સાધનમાં અધ્યાત્મવિદ્યાજ્ઞાન, સાધુસંગ, વાસનાનો ત્યાગ, પ્રાણગતિનો વિરોધ, એ વગેરે મોટી યુક્તિઓ (ચિત્તજય માટે) છે; છતાં પણ જેઓ હઠથી કે મમતથી બીજા પ્રકારે ચિત્તને નિયમમાં રાખવા મથે છે, તે, દીવાને પડતો મૂકી, અંજન ચોપડી, અંધકારને દૂર કરવા ઇચ્છનાર જેવા અવિદ્યાથી પચેલા પ્રાણીઓ છે. આટલું તો નિશ્ચયાત્મક જ જાણવું કે, તે જ સન્મતિવાળાનો વિચાર સફળ થયો-તેનું જ કલ્યાણ થયું કે, જેની ભોગલાલસા દિનપ્રતિદિન નિવૃત્ત પામી ગઈ. હવે તમે સર્વ સડસડાટ મારી પાછળ પાછળ જ, શુદ્ધ ને દૃઢ ચિત્ત થઈને, ચાલ્યાં આવજો. થોડીક વારનું કામ છે. ઘડી બે ઘડીમાં તો આપણે એ મોટા વિસ્તારવાળા મહાદ્વારને ઓળંગીને બહાર જતા રહીશું. ચાલો, તત્પર થાઓ; કૃપાળુ અચ્યુતપ્રભુ આપણને તે સઘળી વિટંબણાઓમાંથી મુક્ત કરશે." એમ કહી, તુરત અચ્યુતપ્રભુના નામની જયગર્જના કરાવી, તે મહાપુરુષ આખા સંઘસહિત પુરદ્વારને વિષે પેઠો.

આમ થયું એટલે તો અત્યાર સૂધી એ સઘળો પ્રકાર એકાગ્રતાથી જોઈ રહેલા આપણા વરેપ્સુ મહારાજા આદિક વિમાનવાસીઓ, ગુરુ વામદેવજીને કહેવા લાગ્યા કે, "હે દયાળુ! હવે કેમ કરીશું? હવે તેઓ માંહે શું કરે છે, તે પ્રકાર આપણાથી કેમ કરીને જોવાશે?" ત્યારે વામદેવજી બોલ્યા; "એ વાત મારા લક્ષમાં છે, માટે ચાલો આપણે જરા નીચા ઉતરીએ અને દ્વારની સામે જઈ ઉભા રહીએ ' સૌ જનોના આશ્ચર્ય વચ્ચે વિમાન કળી ન શકાય તેવી રીતે, એકાએક નીચું ઉતર્યું અને તે, દ્વાર અંદરનું સઘળું યથાર્થ દૃષ્ટે પડે તેવી રીતે, તે મહાદ્વારની સામે, અંતરિક્ષમાં સ્થિર થઈ ગયું! એ અદ્ભુત વિમાન દિવ્ય હોવાથી, પ્રાકૃત પ્રાણીની દૃષ્ટે પડતું નહોતું; માટે તે એટલું બધું નીચું આવ્યું તોપણ, તેને ભૂમિપરથી કોઈ જોઇ શક્યું નહિ. પછી સૌ પવિત્ર જનો એકચિત્ત થઈને દ્વારભણી દૃષ્ટિ કરતા શાંતપણે બેઠા.

## દ્વારાંતઃપ્રવેશ

મહાત્મા સત્સાધક તે જગન્નગર ત્વરાથી વટાવી, એ મહાદ્વારમાં થઇને ચાલવા માંડ્યો તે વેળા, આસપાસનાં સુખસાધનો કે વૈભવવિલાસપર કે તેમાંની અતિ અદ્ભુત રચનાપર તેણે કશું લક્ષ દીધું નહિ. તેમ પોતાની પછવાડે આવનારા પેલા સર્વ પંથીઓ પણ તેવી જ ત્વરાથી ચાલ્યા આવે છે કે નહિ, તે ભણી પણ તેણે પાછું વળી જોયું નહિ. અધિકારી પુરુષ, પદાર્થ–પ્રાણીમાત્રને પોતાના આત્મારૂપે સાક્ષાત્ અનુભવે છે ને તે અવસ્થામાં તેને ભ્રાંતિ ઉત્પન્ન થતી નથી તથા શોક–ચિત્તની વ્યાકુળતા પણ થતી નથી, કારણ કે શોકમાં કલહાદિનું કારણ જે ભેદબુદ્ધિ, તે તેનામાંથી જતી રહી છે–તેનાથી તે છૂટો છે. જ્યારે પ્રત્યક્ષ અનુભવ કરનારને સર્વ પોતાના આત્મારૂપે ભાસે છે ત્યારે એવા અભેદદૃષ્ટિવાળાને શોકે શો ને મોહે શો ? સત્સાધક, જગન્નગરના પરમ કષ્ટમાંથી અને કાળ પુરુષના નિત્યના ભય–ત્રાસથી સદાને માટે છૂટવાનો, આવો અમૂલ્ય, છતાં ક્ષણ માત્રમાં જરાક જેટલી અવિદ્યામાં ફસાઈ જવાથી છટકી જનારો પ્રસંગ–ફરી ફરી પ્રાપ્ત થવો દુર્લભ છે, તેનો જ્ઞાતા હતો. એ દુર્લભ પ્રસંગને સહજમાં ગુમાવી ન દેવો, એવું સમજીને તે પોતાના ચિત્તને દૃઢ કરી, જેમ બને તેમ દ્વારની બહાર ક્યારે નિકળી જવાય, એવી દૃઢ નિષ્ઠાથી ચાલ્યો જતો હતો* તોપણ વારંવાર મોટે સાદે પાછળના પંથીઓને સૂચના કર્યો જતો હતો કે; "હે જિજ્ઞાસુઓ ! ચાલો, શીઘ્ર ચાલો; થોડીકવાર આડું અવળું ક્યાંય ન જોતાં નાસાગ્રે દૃષ્ટિ કરીને ચાલો. કાને બે હાથ દાબીને અને મનને ધાડું કરીને દૃઢપણે મારી પાછળ પાછળ ચાલ્યા આવો. કશામાં લોભાશો નહિ, કોઈમાં લપટાશો નહિ, ને થોડાને માટે થાકથી ગભરાશો નહિ. પરિશ્રમ ન સહન થતો હોય તો આપણને અંતે રક્ષણ આપનારા સમર્થ અચ્યુતપ્રભુ–પરબ્રહ્મનુંજ સુખેથી નામ સ્મરણ કરતા આવો. પુનઃ પુનઃ આવો સમય નહિ આવશે; માટે પૂરતી સાવધતાથી ચાલ્યા આવો. એકવાર દ્વારને ઓળંઘીને આપણે ક્ષેમકુશળ બહાર નિકળી જઇએ તો જાણે જગજિત્યા, કૃતાર્થ થયા ને સર્વ કાર્ય કરી રહ્યા. જેઓ જિતેન્દ્રિય છે, વૈરાગ્યવાળા છે, તેનાથીજ અંદરના તથા બહારના વિષેચોનો ત્યાગ થઈ શકે છે, અને એ ત્યાગ જો મોક્ષની ઈચ્છા હોય તો

---

* વિજ્ઞાનભક્તિ સંપૂર્ણ કરવામાં પ્રારંભની જે દૃઢ શ્રદ્ધા, તેમાંથી ચલાયમાન થવાને જે ભય છે તેજ એ.

જ થાય છે. તમે મોક્ષેચ્છુ છો, તો હે વિચક્ષણો! જાણો કે આ જીવને મુક્તિરૂપી મોટા મહેલપર ચઢવામાં વૈરાગ્યને બોધ પાંખો છે, ને જેમ પક્ષી બે પાંખ વગર ઉડી શકતું નથી, તેમ તમે પણ એ બે વગર ચઢી શકશો નહિ. માટે વૈરાગ્યને દૃઢ કરી રાખો. આ દ્વારમાં રહેલા વિષયાદિક બાહ્યપદાર્થોનું અનુસંધાન, એકેકથી અધિક, દુષ્ટ વાસનારૂપ ફળ આપનારું છે, તેથી વિવેકથી સમજી, બાહ્યપદાર્થોનો–ભોગોનો–ત્યાગ કરીને, સ્વસ્વરૂપનું અનુસધાન કરવામાં જ કાર્યસિદ્ધિ છે. બાહ્યપદાર્થો–પ્રતિ દૃષ્ટિ જતી રોકવાથી, મન સ્વચ્છ થાય છે. મન સ્વચ્છ થવાથી અચ્યુત–પરમાત્માનું યોગ્ય જ્ઞાન થાય છે; યોગ્ય જ્ઞાન થવાથી, બંધનરૂપ માયા છૂટે છે, માયામાંથી છૂટા થવાથી સ્વરૂપાનુસંધાન થાય છે, ને સ્વરૂપાનુસંધાનથી તરી જવાય છે. તેથી હે ભાગ્યવાન્ પંથીઓ! આપણા ઘણાક કાળના સઘળા પરિશ્રમનું સાફલ્ય એટલું જ છે કે, એકવાર આપણે ક્ષેમકુશળ આ પુરદ્વારમાં થઇને બહાર નિકળી જઇએ."

એ પ્રમાણે કહેતો તે મહાત્મા સડસડાટ ચાલ્યો, ત્યારે પથીઓ પણ તેવી જ ત્વરાથી આગળ ચાલવા લાગ્યા. તેઓની સંખ્યા જેમ ઘણી મોટી હતી, તેમ તે પુરદ્વારનો વિસ્તાર પણ કંઈ થોડો નહોતો. એવા એવા અનેક લોકસમૂહ તેમાં સમાઈ જાય, તેવું તે વિશાળ હતું. તેમાં થઇને જતાં ડાબા જમણી બન્ને બાજુએ અનેક પ્રકારનાં સુંદર આસનો ઢાળેલાં હતાં. કોઈ ઠેકાણે સુંવાળા મખમલના ગાદી તકિયા બિછાવેલા હતા; કોઈ સ્થળે અતલસ ને મશરુની તળાઇઓવાળા સુંદર પલગો બિછાવી રાખ્યા હતા; કોઈ ઠેકાણે સેજવટો, ક્યાંક ચોરગો, ક્યાંક ખુરશીઓ, સિંહાસનો ને બાજઠો આદિક ઢાળેલા હતા. એ બિછાવી રાખેલાં કોઈ કોઈ આસનો પાસે નિર્મળ જળ, દૂધ, શેરડીનો રસ આદિક પેય પદાર્થો, કોઈ સ્થળે મેવા મિઠાઈ આદિ ભક્ષ્ય પદાર્થો ને કોઈ ઠેકાણે અત્તર, અગરજા, ચદન, પુષ્પ આદિ સુગંધિ પદાર્થો તૈયાર હતા; અને આસનોપર આવી બેસનાર મનુષ્યને વિના શ્રમે ઉપયોગમાં આવી શકે, તેવી રીતે તે તે પદાર્થો ગોઠવી રાખેલા હતા. સમય રાત્રિનો હતો, પણ એ વિશાળ અને અદ્‌ભુત આશ્રમસ્થાન સરખા પુરદ્વારમાં, ઠેકઠેકાણે એવા તેજસ્વી મણિઓ જડેલા હતા કે, ત્યાં અસંખ્ય દીપકો પ્રકટેલા હોય તેવા દેખાતા હતા, અને તે વેળા રાત્રિનો જાણે દિવસ થઇ રહ્યો હોય નહિ શું! એવો ભાસ થતો હતો. આવી લલચાવનારી રચનાની વચ્ચોવચ્ચ થઇને ચાલવાનું હતું. સર્વ પંથીઓ આખા દિવસની દોડાદોડથી થાકીને વદન

લોટપોટ સરખા થઈ ગયા હતા; ભૂખ અને તરસનો ત્રાસ પણ કંઈ ઓછો નહોતો; રાત પણ બહુ જવા આવેલી હોવાથી નિદ્રાદેવી પણ કેટલાકનાં નેત્રપર ચઢી બેઠી હતી, અને ઉપરાઉપરી બગાસાં ખવરાવતી હતી. આવી રીતે ઉંઘ, ભૂખ ને દુઃખ, એ ત્રણેના ભારમાં દબાયેલા પંથીઓમાંથી, હવે આગળ ચાલવા માટે, થોડાક જ ઉમંગ ધરાવનારા નિકળે એમ હતું. માત્ર પોતાના નાયક સત્સાધકની વારંવારની સૂચના અને ધીટપણાને વળગીને જ સઘળા ઘસડાયા જતા હતા. પણ એવું તે ક્યાં સૂધી ચાલે? એ મહાપુરુષ ગમે તેટલી ત્વરા કરતો હતો, ને ગમે તેટલી ચેતવણી આપ્યો જતો હતો, તો પણ શું થયું? આસપાસ દૃષ્ટિ જ ન ઠેરવે, એવી સ્થિર મનોવૃત્તિવાળા એ સંઘમાં વિરલ જ હતા. અને તે સુખસ્થાનમાં દૃષ્ટિ ફેરવી, એટલે તો સહુજમાં મન લલચાઈ જાય તેમ હતું. આખો સમાજ ધસમસ્યો ચાલ્યો જતો હતો, તેમાંથી આસપાસ દૃષ્ટિ કરી, એટલે લલચાઇને, ઘણાક જનો માર્ગમાં જ ઢાળેલાં આસનો જોઇને, તેપર ટપોટપ 'હાસ!' એમ બોલતા, બેસી જવા લાગ્યા. એમ સમજીને કે આટલો મોટો સંઘ ચાલ્યો આવે છે, તેમાં હજી ઘણો ભાગ પાછળ છે; તે બધો આવી રહેતાં સૂધીમાં તો આપણે જરા વિશ્રામ લઇએ, જરા બેસીશું તેમાં શું? હમણાં ઉઠી, તેઓના ભેગા થઈ જઈશું. એમ વિચારી, કોઈ સુંવાળી ગાદીપર, તો કોઈ શય્યાપર, કોઈ પાટપર, તો કોઈ બાજઠપર, કોઈ પલંગપર, તો કોઈ ચોરંગપર, એમ બેસી જઈ, આડાઅવળા આળોટવા લાગ્યા. કોઈ જળ પીવા લાગ્યા; અને કોઈ કોઈ તો વળી મેવા મિઠાઈ ઉડાવવા લાગ્યા. આવું જોઈ સંઘમાંના કેટલાક જનોએ તેઓને વાર્યા કે; "ભાઇઓ, તમો આ શું કરો છો? એ પદાર્થો આપણા કે આપણા બાપના નથી; તે કેમ લેવા તત્પર થાઓ છો? વળી હા ના કરતાં હમણાં આ સંઘ ચાલ્યો જશે, ને તમે રહી જશો. પેલો મહાપુરુષ વારંવાર શું કહેતો જાય છે ને આપણે માટે કેટલો પ્રયત્ન કરે છે, તે તમે સમજતા નથી કે શું? ઝેર જેવા વિષયોની આશાને કાપી નાખો, કેમકે એ આશા જ મૃત્યુના પાશરૂપ છે. રે તમે જાણતા નથી કે, વસ્તુના તત્ત્વને જાણનારા કહે છે કે, દૃશ્ય પદાર્થો કલ્પિત છે, તેથી તેઓમાં અચ્યુતનો અંશ નથી, ને અચ્યુતમાં તેઓનો અંશ નથી. તે છતાં આ દૃશ્ય પદાર્થોમાં મોહ કેમ કરો છો?" એ વાક્ય પૂરાં થતાં જ તેના ઉત્તરરૂપે માર્ગની બન્ને બાજુમાંથી ઘણા મીઠા અને માનભરેલા શબ્દો સંભ-

ળાવા માંડ્યા; "હે સજ્જનો! હે સત્પથગામી જનો! ડરશો નહિ, ને અમારી સ્વાગતનો અનાદર કરશો નહિ. એ સઘળી વ્યવસ્થા તમારા સરખા જતા આવતા પંથીઓના આતિથ્યને અર્થે જ યોજવામાં આવેલી છે, કંઈ અપાય કરવાને સારુ નથી. માટે ઇચ્છામાં આવે ત્યાંસૂધી એનો ઉપભોગ લ્યો, ને પછી સુખેથી પોતપોતાના માર્ગ પ્રત્યે ચાલ્યા જાઓ; અત્ર કોઈ રોકતું નથી. આ સર્વ પદાર્થની માલિકી તમારી જ છે, ચાહે તેમ મોજ કરો. વાપરો, ઉડાવો, ભોગવો!" એ સાંભળીને તો સર્વને અચરજ લાગ્યું, તેથી તેઓ બન્ને બાજુએ તાકી તાકીને જોવા લાગ્યા. જેટલે સૂધી દૃષ્ટિ પહોંચી શકે, તેટલે સૂધી વિસ્તરેલા આ પ્રદેશમાં અનેક વિલાસભવનો સરખી એ સ્થાનમાં રચના બની રહી હતી. એમાં ઠેકઠેકાણે પાંથિકોને સારુ વિવિધ ઉતારાઓ કરેલા હતા; ને તેમાં કામકાજ કરતાં ઘણાંક સુંદર સ્ત્રી પુરુષો, એ જ પ્રમાણે આદરથી, પથીઓને વિનવતાં હતાં. પંથીઓ તેઓ ભણી જોવા લાગ્યા, ત્યારે તેઓ અનેક હાવભાવ દેખાડતાં માર્ગપર આવીને આગ્રહ કરવા લાગ્યાં; અને કહેવા લાગ્યાં કે; "હે ભાગ્યવંતો! તમે શાને ડરો છો? આમાં કયી વસ્તુ તમને દુઃખ દેનારી છે? ક્ષુધા, તૃષા, પરિશ્રમ, ખેદ ઇત્યાદિ સર્વને દૂર કરવા ઉપરાંત અનેક પ્રકારનો આનંદ આપનારા આ પદાર્થો અહીં તૈયાર છે. અમે સ્ત્રી પુરુષો મળીને આખો સંસૃતિદાયી* વર્ગ, અમારા નિયંતા દૈવદાયીની આજ્ઞાથી, તમારી સેવાને માટે નિયત થયલા એ દૈવપ્રેરી† છીએ. આ મહાદ્વારનો દ્વારપાળ છે. તે પોતાના એ અધિકાર સંબંધી અનેક કામકાજ માટે ઘણું કરીને હાજરાહજુર રહે છે. તેણે આ કામ કરવાને અમને આજ્ઞા કરેલી છે."

આ પ્રમાણે કહેનારાં તે સંસૃતિદાયીમાંની કોઈ સ્ત્રીના હાથમાં સુંદર વીણા શોભતી હતી, કોઈ પુરુષ વેણુથી મધુર સ્વરે ગાન કરી રહ્યો હતો; કોઈ સ્ત્રી શીતળ જળપાત્ર લઈને ઊભી હતી; કોઈ પુરુષ પંખો લઇને ફરતો હતો; કોઈ સ્ત્રી, પ્રેમ દર્શાવી, હૃદયનો પ્રેમ જણાવતી હતી, તો કોઈ નેણ મારી, પાસે બોલાવતી હતી. ઇત્યાદિ અનેક સુખસાધનો યુક્ત નરનારીઓને જોતાં જ, કેટલાક પાંથિકો, પોતાનું

---

* સસૃતિદાયી એટલે જન્મમરણરૂપ સસાર તેને આપનારા અર્થાત્ તેમા પ્રેરનારાં, માટે સસૃતિદાયી; અને તેઓનો સમૂહ તે સસૃતિદાયીવર્ગ

† દૈવ એટલે પ્રારબ્ધ, એને પ્રેરનાર–કરનાર અર્થાત પ્રારબ્ધ બધાવનાર કિંવા ભોગવનાર તે દૈવપ્રેરી.

ભાન ભૂલી ગયા; કેટલાકો તેઓના કહેવાપર લોભાઈ ગયા ને વિચાર્યું કે, 'ચિંતા નહિ, હમણાં ઉઠી જઈશું,' એવા વિચારથી ટપોટપ વિશ્રામને સારુ બેસવા લાગ્યા. પ્રથમથી બેઠેલાઓ તે જોઈ વધારે નિશ્ચિત બની લોટવા ને આળોટવા લાગ્યા; અને સૂતેલાઓ આંખ મીંચવા લાગ્યા. કેટલાકો ખાવાપીવામાં રોકાયા; કેટલાક રંગરાગને ગાનતાનમાં લીન થયા; કેટલાકો તે સુંદર નવી સ્ત્રીઓ સાથે મીઠી મીઠી વાતો કરવા લાગ્યા; કેટલાકોએ ત્યાં ફરતાં મસ્ત ચાકરો પાસે શરીરને ચંપાવીને હલકું કરાવવા માંડ્યું; ને કેટલાક સ્ત્રીપુત્રને લાડ લડાવવા લાગ્યા. આ પ્રમાણે અસંખ્ય પાંથિકો, મનને વારી ન શકવાથી, ત્યાં વિશ્રામ લેવામાં રોકાઈ ગયા. 'ઉઠીએ છીએ, જઈએ છીએ, હમણાં પ્હોંચી વળીએ છીએ,' એમ કરતાં કરતાંમાં કેટલોક સમય વીતી ગયો ને સંઘથી ઘણું છેટું પડી ગયું! પછી કોણ કોનો ભાવ પૂછે છે? કોને ગરજ પડી છે કે, તેઓને ચેતાવવાને વારંવાર ઘાંટા પાડે? એ વેળા તો પોતે પોતાનું સાચવે તોય ઘણું કહેવાય. જે મનુષ્યો મહા ધીટ, દૃઢ મનના, સાવધ અને ગુરુવચનપર પૂર્ણ વિશ્વાસુ હતા, ને પોતાના કલ્યાણને માટે કેવળ એકનિષ્ઠ હતા, તેઓ તો મુંગે મોંઢે, આડું અવળું ક્યાંય ન જોતાં ને કોઇનું કશુંય ન સાંભળતાં, ગમે તેટલા થાકયા હતા તો પણ, સડસડાટ મહાત્મા સત્સાધકની પાછળ પાછળ ચાલ્યા ગયા. બુદ્ધિમાન્, પંડિત, ચતુરસુજાણ અને અત્યંત સૂક્ષ્મ વિષયમાં જાણનાર છતાં, બહુ બહુ પ્રકારે સમજાવ્યા છતાં પણ, જો પુરુષ તમોગુણથી ઘેરાયલો હોય, માયામાં લુબ્ધ હોય, તે સત્ય વાર્તા સમજી શકતો નથી; તો તે ભ્રાંતિથી ભમી જઇને, પોતે માનેલા અસત્યને સત્ય ગણે છે, પોતાના જ ગુણોને વશ થાય છે, એ મોટી ને પ્રબળ આવરણશક્તિ છે. પરંતુ એથી પરિણામે નીચતાને પમાય છે. આવરણશક્તિના સંસર્ગવાળાને અનાસ્થા, ને ઊંધો નિશ્ચય રહે છે; અને તેથી તેને વિક્ષેપશક્તિ નિરંતર પીડે છે, અનાત્મ પદાર્થનું ચિંતન મોહરૂપ ને દુઃખના કારણરૂપ છે. એટલા માટે જ્ઞાતાએ, સ્વસ્વરૂપમાં પ્રમાદ કરવો, એનાથી બીજો કોઈ અનર્થ નથી. એ પ્રમાદથી મોહ, મોહથી અહંબુદ્ધિ–મમતા–પ્રેમ, અહંબુદ્ધિથી બંધ, ને બંધથી વ્યથા થાય છે, પણ મૂઢ જીવ એ જાણતો નથી. પરંતુ વશ્ય છે અંતઃકરણ જેનું એવાને, વૈરાગ્ય–પદાર્થ માત્રમાં તિરસ્કાર કરતાં વધારે સુખ આપનારુ બીજું કંઈ નથી. પણ એ વૈરાગ્ય જો અત્યંત શુદ્ધ આત્મામાં, બોધ સહિત વ્યાપક હોય તો તે આત્માનંદરૂપી ચક્ર-

વર્તીપણાંના સુખને આપે છે. મુક્તિરૂપ સ્ત્રીને વરવાનું દ્વાર એ જ છે; એટલા માટે જે જીવ, પરમ કલ્યાણને વાસ્તે, સઘળાંની સ્પૃહા છોડી દે છે, તે જ જીવ જિતે છે. અનાત્મ પદાર્થોપર પ્રીતિ, એ જ આ સંસારમાં સંકટનું કારણ છે.

આ સઘળો પ્રકાર આપણા વિમાનવાસીઓ એકાગ્રચિત્તથી જોઈ રહ્યા હતા. તેઓએ તે સંઘને આમ છિન્નભિન્ન થયલું જોઈ બહુ ખેદ સાથે ગુરુ વામદેવજીને કહ્યુંઃ "કૃપાનાથ! આ તો બહુ ખોટું થયું! પેલા મહાજન સત્સાધકનો વારંવારનો પ્રયાસ અર્ધો નિષ્ફળ થયા જેવું થયું! તે મહાત્માએ કેવો કેવો ઉપદેશ, ને કેવી કેવી માથાઝીંક કરીને સર્વને દુઃખરૂપ જગન્નગરમાંથી છેક અહીં સૂધી આણ્યા હતા, તે કશું તેઓના કામમાં આવ્યું નહિ! હવે કેમ થશે! શું તે પાછળ રહી ગયેલાઓ કોઈ પણ રીતે તેઓને જઈ મળશે?" એ સાંભળી વામદેવજી બોલ્યા; "જઇ પહોંચવાની વાત જ શી કરવી? રહ્યા તે તો રહ્યા જ. કોણ જાણે હવે તેઓની શી દશા થશે, તે કહી શકવું પણ કઠિન છે. તમારા સંબંધમાં પણ હમણાં જ આવો પ્રકાર બન્યો છે તે તમે કેમ વિસરી જાઓ છો? આ દિવ્ય વિમાનમાં બેસવા પહેલાં તમારે બધાઓને શું કરવું પડ્યું હતું? તે વેળાએ તીવ્ર અગ્નિમાં સ્નાન કરતાં જેઓ ખંચાયા, ભય પામ્યા, તેઓની વાટ જોવા માટે ક્ષણવાર પણ આ વિમાન સ્થંભ્યું હતું? વિમાન ઉપડ્યા પછી તેઓની કેવી કષ્ટકારક દશા થઈ હશે! પણ એ વાત રહેવા દો!" એ સાંભળી સૌ પુણ્યજનો એકકે શબ્દે બોલી ઉઠ્યા કે; "અહો મહારાજ! તેઓની તો ઘણી દુર્દશા આપણે જોઈ! તેઓ તો વિમાન ઉપડ્યા પછી મહા નિરાશાને લીધે કેવળ નિસન્ન થઈ પડેલા હતા! આ બિચારાઓનું પણ એમ જ થશે કે?" ગુરુદેવ બોલ્યા; "સ્વરૂપનું વિસ્મરણ–અનાસ્થા જેમ વિદ્વાન્ કે વૈરાગ્યવાનને, વિમુખ કરે છે; ને જેમ સ્ત્રી, જારપુરુષને બુદ્ધિના દોષથી વિક્ષેપયુક્ત કરે છે, તેમ જ પંડિત કે અજ્ઞનું પણ, વિસ્મરણથી અકલ્યાણ થાય છે. પણ સૂર્ય ઉદય થતાં અંધારું અને અંધારાના કાર્યરૂપ અનેક અનર્થો નાશ પામે છે, તેમ જ જેઓને અદ્વૈત એવા પરમાનંદ રસનો અનુભવ થાય છે, કે તેનાં બીજ પ્રકટે છે, તેઓ બંધનમા થતાં દુઃખોથી નિવૃત્ત થાય છે. આવો ભાવ થયા વિના આનંદઘન અચ્યુત માટે સાવચેત થવાતું નથી. એ બંધનમાંથી છૂટવા માટે, સ્વાત્માર્પણ વિના અન્ય માર્ગ જ નથી. વરેપ્સુ! નગરવાસીઓનું જે થશે

તે આપણે પાછા અહીં આવીને જોઈશું; પણ પેલો આખો સંઘ, જે ઘણો આઘો પહોંચી જવાથી આપણી દૃષ્ટિએ પડતો નથી, તે ઘણું કરીને દ્વારને ઉલ્લંઘી જવા આવ્યો હશે, માટે આપણે પ્રથમ તેની સ્થિતિ જોવી જોઈએ." એટલા શબ્દો પૂરા થતાંજ, વિમાન અણધારી રીતે ત્યાંથી ઉપડ્યું. તે થોડીક વારમાં નગરદુર્ગને* ઓળંઘી મહાદ્વારની બહારની બાજુએ આવી સ્થિર થયું.

## બહિરાગમન

વિમાન થોભતાં જ પુણ્ય જનોમાં મુખ્ય એવો મહારાજા વરેપ્સુ, ઊભો થઈ ચોમેર દૃષ્ટિ ફેરવી ને બદ્ધાંજલિ કરી ગુરુજી પ્રત્યે બોલ્યો; "કૃપાનાથ, અહીં તો બધું વિલક્ષણ છે! આ જ આ નગરની ભાગોળ હશે? તે વિશાળ, સૌમ્ય અને રમ્ય છે! આ તેની પવિત્ર ભૂમિપર પથરાયલી રેશમ જેવી સુંવાળી અને ચાંદીના ભૂકા સરખી ચળકતી રેતી શી સુંદર શોભે છે! તેના ઉપર ભાતભાતનાં કલ્પતરુ સરખાં સુપુષ્પિત વૃક્ષો નવપલ્લવ થઈને લેહેકી રહ્યાં છે! જો કે દીપક તો આટલામાં ક્યાંય છે નહિ, તોપણ સઘળું આપણને દિવસની પેઠે સ્પષ્ટ દેખાય છે, એનું કારણ શું?" એમ કહીને વળી તે બોલ્યો, "અહિંયાં તો કંઈ જ દેખાતું નથી. પેલા આપણા સત્સાધકનો સંઘ ક્યાં છે? પુરદ્વાર પણ બંધ થયલું જણાય છે, તો તેઓ બીચારા એટલો પ્રયાસ કરવા છતાં અંદર જ અટકી પડ્યા તો નથી?" ગુરુજી બોલ્યા; "ના, પુરદ્વાર બંધ નથી; એ તો વૃક્ષઘટામાં ઢંકાયલું છે, માટે આપણે જોઈ શકતા નથી; પણ એ સંઘ, હું ધારુ છું કે, હવે આવતો જ હશે." એટલામાં તો ઉંડાણમાં સમર્થ અચ્યુતપ્રભુના નામનો ગંભીર જયઘોષ સંભળાયો, તે સાંભળી સઘળા વિમાનવાસીઓ હર્ષ પામ્યા; ને તેના આવેશમાં તેઓ પણ જય ગર્જના કરવા લાગ્યા. ક્ષણેકવાર થઈ, તેટલામાં વામદેવજી બોલ્યા; "આ જુઓ, પેલું અજવાળું પડ્યું. હવે તે સંઘ બહાર આવવાની તયારીમાં છે. હું ધારુ છું કે, વૃક્ષોની આડથી તમને સર્વને ત્યાં ચાલતો પ્રકાર બરાબર દેખાતો નહિ હોય, માટે ચાલો જરા નીચા ઉતરીએ." તુરત વિમાન તે દ્વારની સામે આવીને ઠર્યું ને તેમાં બેઠેલા સૌ કશી પણ અડચણ વિના પૂરેપૂરો સામેનો પ્રકાર જોઈ શકતા હતા.

થોડીક વારે ત્રણ મનુષ્યો તેમાંથી નિકળતાં દેખાયાં. તેમાંના એકના હાથમાં એક મોટો તેજસ્વી દીપક હતો. તેણે આગળ આવી, તે દ્વારના

---

* નગરદુર્ગ એટલે તે જગન્નગરનો કિલ્લો.

મુખ ઉપર સ્થાપન કર્યો. બીજાએ તેની સામે એક અતિ ઉત્તમ સિંહાસન લાવીને ઢાળ્યું. ત્રીજો પુરુષ જે દિવ્ય દેહધારી હતો તથા જેણે દિવ્ય વસ્ત્રાભૂષણ ધારણ કર્યાં હતાં-તે આવીને પેલા સિંહાસનપર બેઠો. વળી એક ચોથો પુરુષ આવ્યો. તેણે પોતાના માથાપરથી એક મોટી સુંદર પેટી ઉતારીને પેલા દિવ્ય આસન આગળ મૂકી. તે ઉઘાડી તો જણાયું કે, તેમાં ખડિયો લેખણી, આદિક લખવાનાં સાધનો ઉપરાંત એક ભાગમાં તમામ સુવર્ણપત્રો, અને બીજા ભાગમાં નાહનાં ગુટકાના આકારનાં પુસ્તકો ભરેલાં હતાં. એ દિવ્ય પુરુષ, જેના ઠાઠ ઉપરથી પુરદ્વારમાંનો કોઈ મોટો અધિકારી હોય તેવો ભાસતો હતો. તે હાથમાં લેખણી લઇને તૈયાર થતાં જ, માંહેથી સત્સાધક મહાત્મા પોતાની સાથે આખા સંઘને લઈને આવતો દેખાયો. અધિકારીએ પોતાના અનુચર પાસે એક આસન મંગાવીને સત્સાધકને પોતાની સામે સત્કાર કરી તે આસનપર બેસાડ્યો. પછી તુરત પેલી પેટીમાંનું એક સુવર્ણપત્ર કાઢી તેપર તેનું નામ લખીને તેના હાથમાં આપ્યું. પછી પેલા પુસ્તકનો ગુટકો હાથમાં લઇને બોલ્યો; "હે મહાત્મન્! હે અચ્યુતપ્રિય! તમે ધન્ય છો. તમે તરણતારણ છો. માત્ર પોતાનું જ શ્રેય કરી લેનાર મનુષ્યો તો જગન્નગરમાં ઘણા વસે છે; પરંતુ પોતાની સાથે બીજા પણ અસંખ્ય પ્રાણીઓનું શ્રેય કરવાનો આવો સ્તુત્ય પ્રયત્ન કરનાર તો કાલાંતરે તમારા સરખો કોઇક જ નિકળી આવે છે. તમે કાળપુરુષના મુખમાંથી સ્વતઃ છૂટી જઇને, અસંખ્યાત મનુષ્યોને પણ તેમાંથી સદાને માટે છોડવવાનો જે ધુરંધર આયાસ ઉઠાવ્યો છે, ને તેમાં પણ છેક આટલે સૂધી સફળ થયા છો, તે માટે તમને સૌ શિષ્ટજનો ધન્યવાદ આપશે આ સર્વ પાંથિકો ઉપર તમારો ઘણો મોટો ઉપકાર થયો છે; તે માટે તમે તેઓના પરમ પૂજ્ય, માન્ય અને ગુરુતુલ્ય છો. હવે તેઓને લઇને તમારે મહાપંથે ચઢવું છે. એ મહાપંથ જો કે ભયંકર નથી, તો પણ ગૂઢ હોવાથી જ્ઞાની જીવ પણ ભૂલો પડે છે; ને તેમ થાય તો કદાચ પરિણામે તે ભયંકર પણ થઈ પડે; માટે તેવું ન બને, ને સુખેથી અચ્યુતપુર જઈ શકાય તે માટે, છેવટ સૂધીનો માર્ગ સ્પષ્ટપણે દેખાડનારી આ 'પથદર્શિકા' છે, જે પ્રત્યેક પંથીને આપવામાં આવે છે, તે તમે લ્યો. માર્ગમાં એનું વારંવાર અવલોકન કરવાનું છે; ને એમાં કહેલી આજ્ઞા પૂર્ણ લક્ષમાં રાખીને જ કર્મ કરવાનું છે. એ આજ્ઞાને જે શ્રદ્ધાવાળા મનુષ્યો, અસૂયા રાખ્યા વગર અનુસરે છે, તેઓ સર્વ કર્મથી મુક્ત થાય છે."

એવી રીતે એ 'પથદર્શિકા' મહાત્મા સત્સાધકને આપીને, પછી તે પુરુષ આખા સંઘને ઉદ્દેશીને બોલ્યો; "હે પુણ્યવંત મનુષ્યો! તમારાં ઘણા જન્મનાં પુણ્ય ઉદય થયેલાં હોવાથીજ તમોને આ સત્પુરુષનો સમાગમ થયો છે, જેને લીધે તમે આ અચ્યુત માર્ગે ચઢેલા છો. તમે સૌ જાણો છો કે, એ મહાપુરુષ તમારા નગરને વિષે કેવી સ્થિતિમાં હતા? એ બ્રહ્મકુળમાં જન્મેલા છતાં પોતાના તપોબળને લીધે મોટા પૃથ્વીપતિ કરતાં પણ અધિક સમૃદ્ધિ સંપાદન કરીને પરમ સુખાનંદનું રાજ્ય ભોગવતા હતા. એટલુંજ નહિ, પણ તે સમૃદ્ધિવડે બીજાં અસંખ્ય દીન પ્રાણીઓને સુખી કરતા હતા. તેથી ઋષિરાજ, મહારાજ, રાજાધિરાજ ઈત્યાદિ અનેક ઉપપદથી લોકો તેમને ઓળખતા હતા એવા મહત્સુખને પણ દુઃખરૂપ જાણી તથા વમન સમાન ત્યાગ કરી દઈને તેઓ આ માર્ગે ચઢેલા છે; કેમકે સુવર્ણના થાળમાં અમૃત સરખાં પકવાન્નો પીરસેલાં હોય, પણ પછવાડેથી મહા કરાળ સિંહ ગર્જના કરતો, મુખ ફાડીને દોડ્યો આવતો હોય, તો પછી તે થાળ શા કામનો? એવું એ સારી રીતે સમજે છે. જ્યાં આગળ પળેપળ ને ક્ષણેક્ષણ નાશકર્તા કાળપુરુષનો ભય વ્યાપી રહેલો છે, ત્યાં આગળનાં અપાર સુખ પણ મહા દુઃખપ્રદ છે. આ જગન્નગરમાં નિરંતર ચાલતો કાળપુરુષનો એ વ્યાપાર પ્રથમ તો સાધારણ મનુષ્યના જાણવામાં આવવોજ દુર્લભ છે. તે આ મહાત્માએ આત્મજ્ઞાનના પ્રભાવથી જાણ્યો છે, પ્રત્યક્ષ જોયો છે, ને અતિશય દયાની લાગણીથી તમારા ઉપકારને અર્થે તમને તે જણાવ્યો છે. એટલુંજ નહિ, પણ તે દુષ્પ્રસંગમાંથી તમારું શ્રેય કરવાનો પ્રયત્ન સુદ્ધાં તેમણે હાથ ધર્યો છે. તેમની એ સ્તુત્ય કૃતિ ભણી તમારે સૌને કેટલું બધું વિનીત અને જાગ્રત રહેવાનું છે, તે ભૂલતા ના. આ મહાદ્વારનું ઉલ્લંઘન કરી બહાર નિકળી શકે, તે પ્રાણી સ્વતંત્રપણાને યોગ્ય થાય છે. તે નિયમને અનુસરીને તમે પણ સૌ આ મહાપુરુષની કૃપાથી સ્વતંત્રપણાને યોગ્ય થયા છો, અર્થાત્ હવે તમને તમારી ઇચ્છા પ્રમાણે ચાલવા જેટલી સત્તા મળી ચૂકી છે; ને તેનાં ચિહ્ન તરીકે આ 'સુવર્ણપત્ર' તમને પ્રત્યેકને આપવામાં આવે છે. એ પત્ર તમારી પાસે હોવાથી કોઈ તમને બળાત્કારે પરતંત્ર કરી શકશે નહિ. એ વડે તમે સંસારમાર્ગમાં સર્વથી સ્વતંત્ર રહેશો. પરંતુ આ મહાપુરુષને અધીન થઈને ચાલવામાંજ તમારું કલ્યાણ છે, માટે તેમનાથી સ્વતંત્ર થવું ઈચ્છશો નહિ. વળી એ સાથે આ 'પથદર્શિકા' પણ હું તમને પ્રત્યેકને આપું

છું, કે જેને આધારે તમે સુખેથી માર્ગક્રમણ કરી શકશો. પરંતુ તેમાં જો કદાચ તમો ગુંચવાઓ તો આ મહાત્માના ચરણ પ્રત્યેની તમારી અધીનતા જ તમને તારશે. જેઓને અચ્યુતપુરમાં જઇ બ્રહ્મરૂપ થવાની ઇચ્છા હોય, તેણે બ્રહ્મનો સાક્ષાત્-અચ્યુતપુરનું દર્શન-થાય ત્યાં સૂધી, ગુરુરૂપ સત્સાધકપર તથા પથદર્શિકાની આજ્ઞાપર જ, દૃઢ ભાવથી વિચાર કરવો જોઇએ. કર્મ એ વ્યાવહારિક,ઉપાસનાનું સાધન-રૂળ છે પણ સિદ્ધ ફળ નથી, માટે તેનું ઝાઝું ચિન્તન કરવું નહિ."

એટલું કહીને તે દિવ્ય નરે એ સંઘમાંના પ્રત્યેક પંથીને તેનાં નામ સહિત સુવર્ણનું સ્વતંત્ર પત્ર તથા 'અચ્યુત-પદર્શિકા' એ બે વાનાં આપીને વિદાય કીધા. આખો સંઘ નિકળી રહ્યો. તે પછી, તે અધિકારી પોતાના આસનપરથી ઊભો થયો; ને સૌની સાથે મોટા બળથી શ્રીઅચ્યુતપ્રભુની જયગર્જના કરીને ત્યાંથી વિદાય થયો. તે સાથે તેના અનુચરો પણ પોતપોતાની લાવેલી વસ્તુઓ લઈને ચાલ્યા ગયા. તત્કાળ દ્વાર દેવાઈ ગયું! રહ્યા તે રહ્યા ને નિકળ્યા તે જિત્યા. માંહે તે માંહે ને બહાર તે બહાર.

પછી સર્વ જનોની સન્મુખ આવી મહાત્મા સત્સાધક કહેવા લાગ્યો કે; "હે પુણ્યવાન્ પંથીઓ! હે સ્વતંત્ર મનુષ્યો! જો કે રાત્રિ ઘણી ગઈ છે, તો પણ ઘણા પરિશ્રમને અંતે અત્યારે આપણે આ નિર્ભયસ્થાન પ્રત્યે આવી પહોંચ્યા છીએ, તેથી મને બહુ આનંદ થાય છે. હવે આપણે અત્યારે આગળ ચાલવું નથી. આજ આપણો આ ઉતારો, અને આ સુંવાળી વેળુ જ આપણી શય્યા! શ્રી સમર્થ અચ્યુતપ્રભુની કૃતિથી આપણા જેવા પંથીઓને માટે કેવી સઘળી સગવડ બની રહેલી છે, કે જેમાંથી કશી પણ ઉપાધિ કે અપાય થવાનો સંભવ જ નથી. જળ જોઇએ તો જૂઓ પેલું કમળપત્રોથી ઢંકાયલા નિર્મળ જળવાળું સરોવર ભર્યું છે; પવન તો પોતાની મેળે જ આ સુપુષ્પિત વૃક્ષ લતાઓમાંથી સુગંધ સહિત મધુરો મધુરો ચાલ્યો આવે છે; ભોજનનો તો સમય નથી. કેમકે અર્ધરાત્રિ વીતી ગઈ છે; તેમ છતાં કદાચ કોઇથી ન રહેવાય તેમ હોય તો વૃક્ષો નીચે ફળ ઘણાંય પડ્યાં છે; તે માટે કશો પ્રતિબંધ નથી. અહો! આ પુણ્યભૂમિનો પ્રતાપ તો જૂઓ! સમય રાત્રિનો છે, ચંદ્રનો ઉદય નથી, તેમ દીપક પણ નથી, છતાં આપણે સઘળું કેવું સ્પષ્ટ જોઇ શકીએ છીએ! લ્યો, હવે એકવાર સૌ પ્રભુના નામનો જયઘોષ કરો, એટલે નિશ્ચિન્તપણે આ રમણરેતીમાં લેટી જઇએ.'

એ છેલ્લા શબ્દો પૂરા થતાં જ, સર્વજનો જયજયકાર કરતાં તે મખમલ સરખી સુંવાળી વેળુમાં આળોટી પડ્યા. તૃષાતુર હતા તે સરોવરપર ગયા, ને ક્ષુધાથી વ્યાકુળ હતાં, તેમણે પોતપોતાની પાસેનાં ભાતાનાં પોટલાં છોડ્યાં થોડીકવારે જેને જે ભાવ્યું તે ખાઇ પીને શીતળ વેળુમાં લેટી પડ્યા. જોતજોતામાં આખો સંઘ ગાઢ નિદ્રાને વશ થઇ ગયો. પેલા વિમાનવાસીઓ, કે જેઓ એક દૃષ્ટિએ તે સઘળો પ્રકાર જોઈ રહ્યા હતા, તેઓને પણ ગુરુ વામદેવજીએ વિશ્રામ લેવાની આજ્ઞા કરી. ને તુરત વિમાન ત્યાંથી ઉપડી અંતરિક્ષમાં જઇને સ્થિર થયું.





# દ્વિતીય બિન્દુ—દ્વિતીય સોપાન

## આત્મોન્નતિમાં માયાનું બન્ધન

### સંધમાં ભંગ

कश्चिन्मां प्रेरयत्येत्रमित्यनर्थकुकल्पने ।
यः स्थितोऽदृष्टमाश्रित्य त्याज्योऽसौ दूरतोऽधम. ॥
ईश्वरप्रेरितो गच्छत्स्वर्गं नरकमेव वा ।
स सदैव पराधीनः पशुरेव न संशय ॥
मनसैव मनश्छित्वा पाशं परमबन्धनम् ।
उन्मोचितो न येनात्मा नासावन्येन मोक्ष्यते ॥

અર્થ—મને કોઇક આ પ્રકારે અન્યાયને—અસતને—માર્ગે વળવાની પ્રેરણા કરે છે, એ રીતે અનર્થ અને કુકલ્પનાનો આશ્રય કરીને, અર્થાત્ તેને વશ થઇને, અદૃષ્ટ નસીબને આધારે જે (જીવ) પડ્યો છે, તે અધમ (જીવ)નો દૂરથીજ ત્યાગ કરવો. ઈશ્વર જેમ કરશે તેમ સ્વર્ગમાં કે નરકમાં જઇશ, એવું માનનારો જીવ સદાજ પરાધીન પશુ છે, એમાં સંશય નથી. મનરૂપ જે મહાબંધન—પાશ છે, તેને મનથીજ છેદી નાંખી, જે (જીવે) પોતાના આત્માને મુક્ત ન કર્યો, તેને બીજુ કોઈ મુક્ત કરી શકનાર નથી.



ઉષઃકાળ થતાં મહારાજા વરેપ્સુ આદિ વિમાનવાસીઓ જાગ્રત થયા. સૂર્યોદય થતાં સુધીમાં સૌ પોતપોતાનું સ્નાન સંધ્યાદિ કર્મ સમાપ્ત કરીને તત્પર થઈ બેઠા. એ વેળાએ ગુરુદેવની આજ્ઞાથી, દિવ્ય વિમાન, અચ્યુતપથ ઉપર આવીને ઉભું રહ્યું. પુરદ્વાર વિપેના સુખોમાં ન લોભા'તાં કુશળતાથી બહાર નિકળેલા પાંથિકોનું હવે પછી શું થશે, તે જોવાને વિમાનવાસીઓ બહુ ઉત્કંઠિત હતા. વિમાનવાસીઓ વિમાન સ્થિર થતાંજ જય સચ્ચિદાનંદની ગર્જના કરીને ત્યાં બિછાવેલાં આસનોપર બેસી ગયા, અને આ લોકની લીલા જોવા લાગ્યા.

જગન્નગરની રળિયામણી ભાગોળપર નિશ્ચિન્તપણે પથરાઈ પડેલા પાંથિકોપર ઉગતા સૂર્યનાં કુમળાં કિરણો પડવા લાગ્યાં, તોપણ ગત દિવસના પરિશ્રમને લીધે હજી તેઓ જાગ્રત થયા નહોતા, અને જે કેટલાક જાગ્રત હતા, તેઓ ગઈ રાત્રિના મોડું થવાથી કશું ખાધા વગર જ સૂતેલા હોવાથી ભૂખને લીધે વહેલા વહેલા સ્નાનાદિક કરીને, ટીમણ કરવા મંડી પડ્યા હતા. મહાત્મા સત્સાધક, પ્રિય લાગે એવા મધુર શબ્દોથી તે સૂનેલા પંથીઓને જગાડતો હતો ને કહેતો હતો કે, "ભો ! ભો ! પુણ્યવંત પાંથિકો (જીવો) ! સમગ્ર જગતનો અંધકાર દૂર કરનાર તથા સર્વના સાક્ષીરૂપ ભગવાન્ સવિતાનારાયણ હવે ઉદય પામ્યા છે, ને તે આપણ સર્વને અહીંથી શીઘ્ર પ્રયાણ કરવાનું સૂચવે છે જો આપણે વહેલા ચાલીશું, તો તે દેવ, ગગનમાં ભ્રમણ કરતા કરતા આપણા મસ્તકપર આવી પહોંચે, તે પહેલાં જ આપણે સુખેથી બીજા આશ્રમપર જઈ પહોંચીશું. જૂઓ, પેલી આમ્રઘટામાં મધુર ટહુકા કરીને આખા ઉપવનને આનંદમય કરી મૂકતી કોકિલા પણ આપણને ઉતાવળા થવાનું જ સૂચવે છે. તે જણાવે છે, કે પંથીએ-વટેમાર્ગુએ તો માર્ગમાં ઝાઝીવાર ખોટી ન થતાં જેમ બને તેમ સત્વર પોતાને નિર્ધારેલે આશ્રમે જવામાં જાગ્રત રહેવું, એ જ શ્રેયસ્સાધક છે;

નાંખ્યા છે કે જ્યાં ખાવા પીવાનું તો રહ્યું, પણ અંગ ઉપર ઓઢવાનુંએ કશું ઠેકાણું નથી. ત્યાં પડ્યા, એ પણ કર્મની કઠણાઈ જ છેની! રામ! રામ! આખા માર્ગમાં કોણ જાણે કેવુંએ સંકટ વેઠવું પડશે! નગરમાં આપણને કોણ ખાઈ જતું હતું કે, આપણે આ મનસ્વી ધૂનમાં ભરાયેલા બીકણોના કહેવા પ્રમાણે, ઘરબાર, સ્ત્રી, પુત્ર, મિત્ર, સ્નેહીઓ, સંપત્તિ, આનંદ અને મોજ મૂકીને ચાલ્યા આવ્યા? આપણા સરખું મૂર્ખ કોણ હોય? હશે થયું તે થયું; પણ હવે આપણે તો એક ડગલું પણ આગળ ભરવાના નથી. આપણે તો અહીંથી જ પાછા વળીશું, જેને જવું હોય તે ભલે જાય."

થોડીકવારે સૌ પંથીઓ નહાઈ ધોઈ, ભાતું પોતું ખાઈ કરીને તૈયાર થયા, એટલે પરબ્રહ્મ સચ્ચિદાનંદ અચ્યુતપ્રભુનો જયઘોષ કરીને મહાત્મા સત્સાધક આગળ થયો. સૌ ચાલ્યા, પણ પેલા પાછા વળવાના નિશ્ચયવાળા આયાસુઓ (અજ્ઞાન જીવો) તો ઉઠ્યા જ નહિ. તેમને જોઇને બીજા ઘણાક પાંથિકોએ પણ આગળ વધવું માંડી વાળ્યું. મહાત્મા સત્સાધક તો સૌથી મોખરે ચાલતો હતો; ને તેને એક ડગલું પણ પાછું ભરવાનો મોટો ખેદ હતો; માટે તે પાછો ફરીને જોવાની પરવા કરતો નહિ. તે તો મોટેથી બોધ જ કર્યો જતો હતો કે; "આ અલ્પબુદ્ધિના મતિમંદો! ઘણે પ્રયાસે જગન્નગરનો ત્યાગ* કરી સ્વતંત્ર થયા છો, તો હવે અંતઃકરણને જરા પણ ઢીલું મૂકશો નહિ. આપણે સુખે યા દુઃખે ગમે તેમ કરીને પણ આપણા લાંબા માર્ગમાંનો એક સોપાન તો ચઢી ચૂકયા છીએ; હવે છ સોપાન ચઢવાના છે. એ પછી રઢિયાળું એવું અવિનાશી અચ્યુતપુર આવશે. દુઃખ તો માત્ર આપણને આ માર્ગમાં જરા સાવધપણે ચાલવું પડશે તેટલુ જ છે, પણ તેને અંતે સમાનદૃષ્ટિવાળા, નિર્વિકારી, અવિનાશી, પરમ પુરુષોત્તમ, પરમાત્મા સમર્થ અચ્યુત પ્રભુના રાજ્યમાં, આપણે અનંત સુખ ભોગવીશું! ભો! ભો! સુભાગી મનુષ્યો! ત્યાંનું એક લવ માત્ર સુખ પણ અહીંના, આ નાશવંત જગન્નગરના, સમગ્ર સુખ કરતાં અતિ અધિક છે. તે સુખ ત્યાં વસનારાઓને (પરબ્રહ્મધામમાં) અમુક નિયત કાળ સૂધી જ ભોગવવાનું છે, એમ પણ સમજતા નહિ; પણ અનંત કાળ—સદા—કાળ

---

* જ્યા જ્યા 'જગન્નગરનો ત્યાગ' એમ સૂચવ્યુ છે, ત્યાં ત્યાં, એવો અર્થ લેવો કે, સસારરૂપી રગડાનો ત્યાગ. સ્વતંત્ર થયા છો, એટલે જ્ઞાનભક્તિ જ મોક્ષનું સાધન છે તે જણ્યુ છે.

નિરંતર ભોગવવાનું છે, અવિનાશી છે, દુઃખના લેશ વગરનું છે, અક્ષય છે, નિત્ય છે, સત્ છે, પરમ છે; માટે ત્યાં એકવાર જઈ પહોંચ્યા, એટલે સર્વ ઉપાધિઓમાંથી મુક્ત થશો ને આનંદે કલ્લોલ કરશો. ત્યાં સર્વ દુઃખનો અંત અને અપાર સુખની પ્રાપ્તિ, સર્વને સરખી જ છે. ત્યાં આપણી પહેલાં, આ માર્ગે થઈને ગયેલા, ઘણાક મુક્ત જીવોને આપણે જોઈશું, મળીશું, ભેટીશું, તેનામાં જ એકતાર બની જઈશું. તેઓ આપણને બહુ પ્રીતિથી આદર આપશે, ને ત્યાંના સુખથી જાણીતા કરશે. માટે માર્ગનાં સહજ દુઃખથી ગભરાશો નહિ. આપણો માર્ગ એટલો બધો કઠિન કે દુઃખદ નથી; તો પણ પ્રવાસ તે પ્રવાસ જ. એમાં બધાં સુખ તો ક્યાંથી જ હોય? લો! લો! પાંથિકો! તમે મિથ્યા પદાર્થો પરની મમતાનો ત્યાગ કરો, કેમકે મિથ્યા પદાર્થોપર વૈરાગ્ય હોય તો નિઃસંશય, પ્રતિબંધ વગરનો બોધ થાય છે. આ જીવને જ્યાંસુધી આવરણશક્તિથી નિઃશેષ નિવૃત્તિ થતી નથી, ત્યાંસુધી વિક્ષેપશક્તિ (માયા) જિતી શકાતી નથી. અને વિક્ષેપશક્તિ જિતાયા વગર, આવરણના બળથી, મોહાંધ કરનારી અહંબુદ્ધિ સતેજ રહે છે. આટલા જ માટે તમારે હવે આ દેહની, માયા, મમતા, આશા, તૃષ્ણા, કામનાનો ત્યાગ કરવો. પણ જ્યાંસુધી તમે દેહ ઉપર પ્રીતિ રાખશો ત્યાંસુધી આ મન બહારના પદાર્થોના અનુભવમાં લાગશે, અને તમે દેહની સૌ ક્રિયાઓ કરશો; ને તેથી આ નાશવંત દૃશ્ય પદાર્થોમાં ચિત્ત સુદૃઢ ચોંટેલું જ રહેશે. એટલા માટે પરબ્રહ્મના આનંદને ઇચ્છનારા મુમુક્ષુએ સઘળાં કર્મ-વિષયનો ત્યાગ કરવો ને પરમાત્મામાં જ નિષ્ઠા રાખવી આવશ્યક છે."

એ પ્રમાણેના બોધવચનથી ઉત્સાહી બનેલા ઘણાક પાંથિકો માર્ગે પડ્યા, ત્યારે પોતાના જ અજ્ઞાનપણા અને પામરપણાને લીધે, તે ઉપદેશને અર્થ વગરનો લેખવતા પેલા, વિષયજન્ય સુખમાં લુબ્ધ જીવો, ત્યાં જ પડ્યા રહ્યા. સંઘમાં ભંગ પડી ગયો. નગરમાંથી તૈયાર થયલો સંઘ તો ઘણો મોટો હતો–અનેક જીવોથી ભરપૂર હતો; પણ તેમાંથી ઘણાકો પુરદ્વારમાં રોકાવાથી ઓછા થયા, ને ઘણાકો અહીંથી પણ ઓછા થયા; તોપણ આ સંઘમાં મુમુક્ષુ જીવો થોડા નહોતા. તેઓનો સામટો જયઘોષ ગગનમંડળને ભેદી નાખતો હતો. ઉત્તમોત્તમ જાતિનાં નવપલ્લવિત વૃક્ષોથી શોભતા એ ઉપવનમાં થઈને કેટલાકો,

હરિ ભજી લે મનવા ભાઈ, છે સાચી હરિસગાઈ ટેક.
તજ સંસારીનો નાતો, ચલ હરિના ગીતડા ગાતો,
જીવ ઉતરી જા ભવપાર, તજ ગંદી જગની ખાઈ. હરિ.

તેરી સૂરત મુઝે ભાઈ, મેરા જી જાનતા હૈ;
જો ઝલખ તુને દિખાઈ, મેરા જી જાનતા હૈ
ખ્વાબસા હો ગયા તેરી સુહબતકા અબ ખ્યાલ,
વોહ મઝા ફેર નવ પાઈ, મેરા જી જાનતા હૈ

એમ ભજન સ્તુતિ કરતા ચાલ્યા જતા હતા. માર્ગમાં કોઈ નિર્વિકલ્પ સમાધિમાં રહેતા, તો કોઈ સ્વસ્વરૂપનું અનુસંધાન કરતા, તો કોઈ દુષ્ટવાસનાને આત્મજ્ઞાનના બળથી દબાવતા, તો કોઈ દૃશ્ય પદાર્થોનો ત્યાગ કરી સત્ય પદાર્થના અવલોકનમાં મંડી પડતા તથા કોઈ હરિચર્ચા કરતા હતા. કષ્ટમાં તેઓના આત્માને ઉદ્વેગ થતો નહિ, તેમ સુખમાં તેઓ હર્ષવશ થતા ન હતા. તેઓ રાગ, દ્વેષ, ભય, ક્રોધને તરી ગયેલા સ્થિરપ્રજ્ઞ જેવા જણાતા હતા. તેઓને જગતના સ્નેહનો વિષય જ નહોતો. તેમ નાના પ્રકારના શુભાશુભથી આનંદ કે દ્વેષ પણ થતો નહોતો. તેઓની બુદ્ધિ સ્થિર હતી. આ પ્રમાણે આ પંથીઓ આખું ઉપવન વટાવીને ઘણે દૂર નીકળી ગયા.

## નરકમાર્ગાતિક્રમણ

અત્યાર સૂધીનો સર્વ પ્રકાર વિમાનવાસી પુણ્યજનો જોઈ રહ્યા હતા. તેઓ આ સંઘને ઉપવનની બહાર નિકળેલો જોઈ ગુરુ વામદેવજી પ્રત્યે કહેવા લાગ્યા કે, "કૃપાળુ ગુરુદેવ! આ પંથીઓ તો હવે માર્ગે પડ્યા છે, તે મુકામ આવશે ત્યાં સૂધી એમના એમ ચાલ્યા જશે; પણ પેલા પછવાડે રહી ગયેલાઓની શી અવસ્થા હશે? તે આપણે કયારે જોઇશું?" મહાત્મા વામદેવજી બોલ્યા; "એ વાત હું ભૂલી ગયો નથી. પછવાડે રહી ગયેલાઓની અવસ્થા અવશ્ય આપણે જોવાની જ છે; પણ તમે ધારો છો, તે પ્રમાણે આ સંઘ હજી સત્યપંથે પડ્યો નથી. જૂઓ! હમણાં સૂધી તે ઉપવનના પહોળા અને સરળ માર્ગપર હતો, પણ હવે તે ગાઢ અરણ્યમાં માત્ર એક પગથી ઉપર જ ચાલ્યો જાય છે." પછી મહારાજા વરેપ્સુ બોલી ઉઠ્યો; "કૃપાનાથ! તે સાંકડા માર્ગને તો આગળ જતાં બે ફાંટા જણાય છે. એક તો આરંભથી ચાલ્યો આવે છે તે સીધો ને સીધો અરણ્યમા જ જાય છે અને તેમાંથી ફંટાતો પેલો બીજો માર્ગ તો ત્યાંથી પૂર્વ ભણી વળીને પછી દક્ષિણ દિશા તરફ ફંટાય છે. વળી એ ઘણો પહોળો અને રમણીય લાગે છે. હું ધારુ છું કે, એ જ અચ્યુતપુરનો માર્ગ છે" પુનઃ તે બોલ્યો; "ગુરુદેવ! એ બે માર્ગની સંધિ ઉપર જઇને સંઘ કેમ અટકી પડ્યો છે? મોખરે ઉભો રહીને સત્સાધક

તેઓને શું કહે છે? ચાલો આપણે તે સાંભળીએ." પછી વિમાનવાસીઓ તે તરફ એક ચિત્તે જોવા લાગ્યા.

મહાત્મા સત્સાધક તે નવા માર્ગ ભણી આંગળી કરીને બોલ્યો; "હું ધારું છું કે, આ મોટો અને શોભીતો માર્ગ જોઇને, આપણામાંના ઘણાકનું મન તે તરફ વળવાને લલચાયું હશે; ઘણાકનો સ્વાભાવિક એવો નિશ્ચય પણ થયો હશે કે, એ માર્ગ તે જ પરબ્રહ્મમાર્ગ હોવો જોઇએ, પણ તેમ ધારતા નહિ. આપણે તો આ સાંકડી પગથીએ જ જવાનું છે. આ નવો માર્ગ જેટલો મોહક અને રમ્ય છે, સૌંદર્યથી ભરેલો ને લીલાથી વિસ્તરેલો છે, તેટલો જ પરિણામે દુઃખ ને કંટકમય પણ છે. એ માર્ગ અચ્યુતપુર જતો નથી. ભૂલથી એ માર્ગે ચઢી જનારાઓ, માર્ગમાં અનેક પ્રકારનાં અનુચિત કર્મ કરી ઘણાંક દુઃખ સહન કરે છે, ને અંતે સંયમિની પુરી, કે જ્યાં એ માર્ગનો અંત આવે છે ત્યાં તેઓ જઈ પહોંચે છે. જગતપુરમાં રહીને 'યમરાજ' એ નામ કોઈ દહાડો તમે સાંભળ્યું છે?" પંથિકોએ ઉત્તર દીધું; "મહારાજ! એ નામ તો જન્મથી તે આજ સૂધી વારંવાર સાંભળતા આવ્યા છીએ. યમલોકનો રાજા તે જ યમરાજ કેની? તે તો બહુ નિર્દય ને ભયંકર છે!" સત્સાધક બોલ્યો; "તે નિર્દય નથી, પણ સહૃદય ને ન્યાયી છે, પરન્તુ તે દુષ્ટાત્માઓ પ્રત્યે ભયંકર છે ખરો. તે સંયમિની પુરીનો રાજા છે, ને જગન્નગરમાં વસી અનુચિતકર્મ (પાપકર્મ) કરનાર પ્રાણીને પોતાને ત્યાં બોલાવી મંગાવીને, તેનાં તે પાપકર્મની યોગ્ય શિક્ષા કરે છે. સમર્થ અચ્યુતપ્રભુએ પ્રત્યેકનો ન્યાય કરવાનો, ને તે પ્રમાણે યોગ્ય શાસન કરવાનો અધિકાર તેને સોંપ્યો છે. આખા જગન્નગરમાંથી પકડી આણેલા ઘણાક અપરાધીઓ વારવાર તેને ત્યાં એકઠા થાય છે. તેઓને તેઓના અપરાધના પ્રમાણમાં ઘટિત શાસન–નાનો વા મોટો જેવો અપરાધ હોય, તેવા પ્રકારનું શાસન (શિક્ષા)-આપવા માટે જૂદાં જૂદાં ઘણાંક સ્થળ ત્યાં નિરમી રાખેલાં છે; અને ત્યાં રહી તે અપરાધીઓ પોતાના તે તે અપરાધોની અસહ્ય શિક્ષાઓ મહાકષ્ટે ભોગવે છે. એ શિક્ષાઓ ભોગવવાનાં પ્રત્યેક સ્થળને 'નરક' એવું નામ આપ્યું છે. તેવાં નરક ત્યા એક આખા લોકની પેઠે વિસ્તરેલાં હોવાથી તે પ્રદેશ 'નરકલોક'–ના નામથી પ્રસિદ્ધ છે. આ મોટો માર્ગ ઠેઠ ત્યાં સૂધી જાય છે, માટે તેનુ નામ પણ નરકમાર્ગ છે. વળી એ યમરાજની નગરીનું નામ યમલોક છે. ત્યાં જવાનો આ માર્ગ છે, માટે તેને યમલોકમાર્ગ પણ કહેવામાં આવે છે. જાણી જોઈને, કિંવા

ભૂલથી પણ એ માર્ગે ચઢી જનારા મનુષ્યો, યમરાજના અપરાધી થઈ પડે છે; અને તેઓને પણ ઘોર દુઃખવાળા નરકોમાં શિક્ષા ભોગવવી પડે છે. જગન્નગરમાંથી યમરાજના સેવકોએ પકડી આણેલા અપરાધીઓને યમરાજ સમીપ લઇ જવા માટે આ માર્ગ ખુલ્લો મૂકવામાં આવ્યો છે. વળી અચ્યુતપથે ચઢેલાઓ સિવાયના, પછી ગમે તો અપરાધી હો કિંવા નિરપરાધી હો, તે સર્વને એકવાર તો પોતાના કર્તવ્યનો હિસાબ આપવા માટે યમરાજનાં દર્શન કરવાં પડે છે; અને તેઓને પણ આજ માર્ગેથી ત્યાં લઈ જવામાં આવે છે. માત્ર અચ્યુતપથગામીઓ જ એ વિટંબણામાંથી મુક્ત છે; કેમકે તેઓ અચ્યુતપ્રભુના સત્ય અનુસંધાનને લીધે જગતના કર્મબંધમાંથી મુક્ત રહે છે ને અચ્યુતપ્રભુના મોટા અનુગ્રહથી સ્વતંત્ર રહે છે. તેમનાપર કોઈ પણ સત્તા ચલાવી શકતું નથી. અચ્યુત સ્વરૂપનું અનુસંધાન કરનાર જીવે, ખોટા દેહાદિકનું અનુસંધાન, જે પતનનું કારણ છે, બંધનું કારણ છે, તેને છોડી દઈ, હું બ્રહ્મ છું, સર્વ બ્રહ્મ છે, એવી જ આત્મદૃષ્ટિ કરતા રહેવું; કેમકે એ બ્રહ્મનિષ્ઠા પરમ સુખદાયી છે; અને પરમ બ્રહ્મનિષ્ઠ થવાથી, જેમ ભ્રમરીના ધ્યાનમાં પડેલો કીટ, ભ્રમરીપણાંને પામે છે, તેમ એકનિષ્ઠાથી એ અચ્યુત બ્રહ્મનું ચિંતવન કરવા મચેલો જીવ બ્રહ્મરૂપ થાય છે. પણ જો કોઈ અસ્થિર મનનો અને પ્રમાદી જીવ પોતાને પ્રાપ્ત થયેલા જગતબંધમાંથી છૂટવાની અમૂલ્ય સ્વતંત્રતા, પ્રમાદથી કે આ જગન્નગરના કોઈ પ્રકારના તુચ્છ વિષય સુખથી લોભાવાઇને, ગુમાવી દે છે, તો પછી તેને માટે પણ આ જ માર્ગ છે. મને જણાવવાને મોટો હર્ષ ઉપજે છે કે, અચ્યુતપથની મહત્તા એટલી બધી સ્તુત્ય છે, કે તેને અનુસરનાર અચ્યુતમાર્ગનો પ્રવાસી મોટા ધુરંધર અને સર્વોપરી અધિકારી યમરાજથી પણ સ્વતંત્ર છે. એને યમરાજને ત્યાં ન્યાય કરાવવા જવું પડતું નથી; તેમ બીજું પણ કોઈ તેનાપર સત્તા ચલાવી શકતું નથી. આપણે પણ તે જ અચ્યુતપથ ઉપર છીએ, ને તેવા જ સ્વતંત્ર છીએ પુરદ્વારમાંથી નિકળતી વેળા મળેલું કનકનું સ્વતંત્ર પત્ર તમારી સૌની પાસે છે કે ? જો જો, બહુ સંભાળથી તેને સાચવી રાખજો”

આટલું કહીને વળી તે બોલ્યો; “ લો ! ભો ! પ્રિય પથિકો ! આપણને પુરદ્વારમાંથી મળેલી પેલી પથદર્શિકા પણ તમારી સૌની પાસે છેની ? અચ્યુતમાર્ગે જતાં, જ્યાં જ્યાં ગુંચવણ જણાય ને મુંઝવણ થાય, ત્યાં ત્યાં એ બહુ કામની થઈ પડે છે. જૂઓ, એમાં આ નવા માર્ગને

માટે આપણને સ્પષ્ટ આજ્ઞા મળી આવશે. વાંચો, દ્વિતીય સોપાનનું દ્વિતીય પ્રસ્થાન." સત્સાધકનાં તે વચન સાંભળી, સૌ પથિકોએ ચડપોચડપ પોતાની પાસેનો પથદર્શિકા નામનો ગુટકો કાઢીને ઉઘાડ્યો, તો તેમાં દ્વિતીય સોપાનના દ્વિતીય પ્રસ્થાનમાં આ પ્રમાણે લખ્યું હતું:—

'कामादिदोषनिवहा. संति यत्र महोद्धुरा. ।
'स पंथा नरकायैव न गच्छेत्पथिकस्ततः ॥
'संगोऽपि नैव कर्त्तव्यो कदा तन्मार्गगामिनाम् ।

અર્થ—'જ્યાં કામ આદિ દોષનો સમૂહ નિરંતર મહા મદમત્ત થઈને વસે છે, એવે માર્ગે પથિકોએ (અચ્યુતપથગામી જનોએ) કદી પણ ચઢવું નહિ, કારણ એ માર્ગ નરકે જ લઈ જનારો છે વળી તે માર્ગે જેઓ ગયેલા કે જતા હોય, તેઓનો સંગ પણ કદી કરવો જ નહિ '

કેમકે:-

'संगात्संजायते कामः क्रोधमानयते तु सः ।
'क्रोधो मोह च दुर्लोभं क्रमाद्दर्वं च मत्सरम् ॥
'एतानि मित्ररूपेण वर्तन्ते पथिकैः सह ।
'घोरपापेषु युंजन्ति यमलोकप्रदायिषु ॥
'एतस्मान्नरकं यांति पथिका पापभागिन. ।
'भुक्त्वा तत्र महद्दुःख विनाशं यांति ते जनाः ॥

અર્થ—'સંગથકી કામ (રાગ) ઉત્પન્ન થાય છે, અને એ કામ નામનો દુષ્ટાત્મા પુરુષ * જે પથિકોની સાથે મિત્રતા બાંધીને તેને અનેક પ્રકારની મિથ્યા લાલચો-ઇચ્છાઓ 'ઉત્પન્ન કરાવી બહેકાવે છે, અને પછી જીવની લાલચો પાર ન પડતાં, ક્રોધ નામના મિત્રને 'આલિંગન દે છે તે ક્રોધ પછી પોતાના જ સરખા મોહને લાવે છે, મોહ લોભને લાવે 'છે, લોભ માનને એટલે મદ અથવા ગર્વને લાવે છે, ને માન મત્સરને લાવે છે એવી 'રીતે તેઓની એક આખી મંડળી એકઠી થઈ જાય છે. પછી તેઓ પોતાના પાશમા 'ફસાયલા ભોળા પથિકોની સાથે મિત્રરૂપે વર્તવાનો ડોળ કરીને પોતાના સ્વભાવ પ્રમાણે 'તેઓની પાસે મહાઘોર પાપો કરાવે છે એ પાપો યમલોકે પહોંચાડનારા છે. પછી તે 'પાપોવડે તે પથિકો નરકે જાય છે, અર્થાત્ ત્યા (તે માર્ગે) વારવાર ફરતા યમદૂતો તેઓને 'એવા ઘોર પાપ કરતા જોઇ, યમરાજના અપરાધી ગણીને, આજ્ઞા પ્રમાણે તેઓને (નરકે) 'લઈ જાય છે. ત્યા તે માણસો મહાદુખો ભોગવીને છેવટે વિનાશ પામે છે '

† 'આત્માનો નાશ કરનાર નરકનાં દ્વાર ત્રણ છે: કામ, ક્રોધ અને

---

* संगात्संजायते कामः कामात् क्रोधोऽभिजायते ।
क्रोधाद्भवति समोह संमोहात्स्मृतिविभ्रम. ॥
स्मृतिभ्रंशात् बुद्धिनाशो बुद्धिनाशात् प्रणश्यति इति ॥

એનો ભાવાર્થ પણ ઉપલાને મળતો જ છે—સંગથકી કામ (કામના) ઉત્પન્ન થાય છે, કામથી ક્રોધ ઉપજે છે, ક્રોધથી મોહ થાય છે, મોહથી સ્મૃતિમા ભ્રમ થાય છે, સ્મૃતિ ભ્રંશથી બુદ્ધિનો નાશ થાય છે ને બુદ્ધિનો નાશ થયો, એટલે પ્રાણી અવશ્ય નાશ જ પામે છે (અધોગતિએ જાય છે)
ગીતા.

'લોભ. સત્પથગામી જીવે એ ત્રણને ત્યજવાં. નરક તે નરક જા! ત્યાંનું 'અપાર નરકદુઃખ ભોગવીને તે મનુષ્યો અંતે વિનાશ પામે છે એટલે 'યમરાજ નરકને અંતે તેઓને પાછા જગત્પુરમાં લાવીને ગમે તેવે નીચ 'સ્થાને મૂકે છે, કે જે સ્થળ પણ નરકથી સહજ જ ઉતરતું હોય છે; અને 'ત્યાં નિરંતર પેલા કૃતાંત કાળપુરુષનો ક્ષણે ક્ષણે મોટો ભય હોય છે.'

એ પ્રમાણે પથદર્શિકામાંનો લેખ વાંચી રહ્યા ત્યારે પાછો મહાત્મા સત્સાધક બોલ્યો; "હે પુણ્યશાળી જનો! એવા નરકે લઈ જનારા માર્ગ પ્રત્યે જવાને હવે તમે યોગ્ય નથી. એ માર્ગ તો, યમરાજના અપરાધીઓનો અને આવા નિર્ભય અચ્યુતમાર્ગપરથી લથડી પડનારાઓનો છે, કે જેઓ પોતાને ઘણે પ્રયત્ને અને ઘણે કાળે સમર્થ અચ્યુતપ્રભુની અનુકંપાથી પ્રાપ્ત થયેલી અમૂલ્ય સ્વતંત્રતાને, જીવની પેઠે ન જાળવતાં, સહજમાં ખોઈ નાંખે છે. દંભ, દર્પ, અભિમાન, ક્રોધ, પારુષ્ય, અજ્ઞાન, એ સર્વ આસુરીસંપત્તિને વિષે હોય છે, પણ દૈવિસંપત્તિ તો અભય, સત્ત્વસંશુદ્ધિ, જ્ઞાનયોગ વ્યવસ્થાવાળી, દાન, દમ, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ઇર્ષ્યાનો અભાવ, ભૂતદયા, લઘુતાનો અભાવ, મૃદુતા, લજ્જા, તેજ, ક્ષમા, ધૃતિ, અદ્રોહ અને શૌચવાળી છે. તમે દૈવી જીવ છો, તમારે એ દૈવી સંપત્તિ ગ્રહણ કરવાની છે. ચાલો, આપણને કાળક્ષેપ થાય છે. આપણે જે મુકામે આજે જઈ પહોચવું અવશ્યનું છે, તે હજુ ઘણો દૂર છે." તુરત સર્વેશ્વર એવા અચ્યુત પરબ્રહ્મના મંગલ નામનો જયજયકાર પોકારીને સૌ ત્યાંથી તે અરણ્યમાં આવેલી વિકટ પગદંડી તરફ ચાલ્યા.

## વિષયના અનુસંધાનકર્તાની અવસ્થા

પછી ઇચ્છાનુગામી વિમાનને વિષે સમસ્ત પુણ્યજનોને ઉદ્દેશી વામદેવે કહ્યું; "રાજા! હવે એ સંઘને આજે એ નાના માર્ગપર જ ઘણે દૂર ચાલ્યા જવાનું છે; ને મુકામ આવતાં સૂધીમાં વચ્ચે કશું વિઘ્ન નડે તેમ નથી; માટે આપણે પેલા પછવાડે રહી ગયેલાઓની સ્થિતિ જોઈ આવીએ" એ સાંભળી મહારાજા વરેપ્સુ હાથ જોડીને બોલ્યો; "કૃપાનાથ! મહાત્મા સત્સાધકે જેને માટે પથિકોને બહુ બહુ કહી સંભળાવ્યું, ને જ્યાં થઇને ધર્મરૂપ એવા મહાત્મા યમરાજને ત્યાં જવાય છે, તે માર્ગને નરકમાર્ગ શા માટે કહ્યો? હું જ્યારે યમરાજના પુરમાં ગયો, ત્યારે તો માર્ગમાં કંઈ તેવો પ્રકાર મારા જોવામાં આવ્યો નહોતો. ત્યાં કામ, ક્રોધ, મોહ ઇત્યાદિ કોઈ દુષ્ટ પુરુષો નહોતા. એ યમસદન માર્ગ

બહુ રમ્ય હતો, ને યમપુરમાં ગયા પછી પણ ક્યાંય નરકાદિક સ્થળો, કે તેમાં દુઃખ ભોગવતાં પ્રાણીઓને મેં જોયાં પણ નહોતાં. ત્યાં સઘળું આનંદમય જ લાગતું હતું." બટુકે ઉત્તર આપ્યું; "રાજા! એ સત્ય છે પણ તે સમજાવવાને માટે તો તારા પોતાના જ સંબંધનું લૌકિક દૃષ્ટાંત લેવું પડશે. જે વેળા તું તારા નગરથી દૂર આવેલા પેલા ક્ષેમદુર્ગમાં ન્યાય કરવાને બેસતો હતો તે વેળા નગરમાંથી જે જે મનુષ્યોને ન્યાયને માટે બોલાવવામાં આવતાં, તે સર્વને માટે તારા ન્યાયસ્થાન સૂધી શું પૃથક્ માર્ગો હતા? અને તે આવનારા સર્વ જનો સાથે શું તું સમાન ભાવથી વર્તતો હતો?" વરેપ્સુ બોલ્યો. "એમ કેમ થાય? આવનારા સર્વને માટે એક જ માર્ગ હતો, પણ મારી સ પછી જેવી યોગ્યતાનો મનુષ્ય હોય, તેની સાથે હું તે વર્તતો હતો. બધા એકસરખા ગણવામાં આવે ત્યારે ન્ય યોગ્યાયોગ્યનું નિરાકરણ કરી, અપરાધીને દંડ અને ધર્મિષ્ઠ આપવામાં આવતો હતો." વામદેવે કહ્યું; "એ જ પ્રમાણે આ છે. ન્યાય માટે તેડાવવામાં આવતા કેટલાક સત્યવાદીઓ, સજ્જનો, ધર્મિષ્ઠો અને એવા યોગ્ય જનોને સ્વતઃ તારા જ અનુચરો ગાડી, ઘોડા, પાલખી આદિક વિવિધ વાહનોમાં બેસાડીને, ખંમા ખંમા કરતા તેડી લાવતા હતા; પણ દુર્જનો, ચોરો, ખળો, પરપીડકોને—જો કે તે જ માર્ગે થઇને, તારા તે જ અનુચરો લાવતા હતા, તોપણ તે કેવળ જૂદી જ પદ્ધતિથી લાવતા હતા. તેવાઓને તો તેઓ પગે ચલાવતા હતા, એટલું જ નહિ, પણ મુખેથી કુવચનો પણ સંભળાવતા હતા, નહિ સહન થાય તેવી આજ્ઞા કરતા હતા, સમયે પ્રહાર પણ કરતા હતા, ને એવી અનેક વિટંબણાઓવાળી સ્થિતિમાં તેમને તારી સમીપ તેડી લાવતા હતા. વળી તું પોતે પણ ન્યાય કરવા સમયે, તેમ જ અંતે તેનું યોગ્ય શાસન કહી સંભળાવતી વેળાએ, જેવા જનો તેવો તેમને લાગતો હોઇશઃ એટલે દુષ્ટોને ક્રૂર અને સજ્જનોને સૌમ્ય જ ભાસતો હોઇશ. એ જ પ્રમાણે અહીં પણ સમજી લે. તને પૂર્વે પણ મેં એકવાર કહ્યું છે કે, તને યમરાજ તે વેળા જે સૌમ્ય લાગ્યો, તે માત્ર તારી તેવી યોગ્યતાને લીધે જ હતું; અને તેમાં પણ તું સભારી જો, કે જે વેળા યમપુરમાંથી પેલા દિવ્ય સ્વર્ગીય વિમાનમાં બેસીને તારે ઇંદ્રલોકમાં જવું હતું, ને જે વેળા યમરાજ પોતાની આખી સભા સાથે તને વિદાય કરવાને ત્યાં સૂધી આવ્યા હતા, તે વેળા તારા મનમાં શો વિચાર થયો હતો? તે વેળા

તું મનમાં એમ સમજતો હતો કે યમસભામાં પ્રધાને જે મારાં સુકૃત દુષ્કૃત વાંચ્યાં, તે તો માત્ર યમરાજને કહી સંભળાવ્યાં એટલું જ; બાકી આટલાં બધાં સુકૃતને અંગે થોડાંક પાપો માટે તે યમરાજ મને શું કહેશે? એમ તેં તેઓને ક્ષમા કરનારા ગણતાં જ, તત્કાલ પેલો ઘાડો અંધકાર વ્યાપી ગયો હતો! તેમાં તારી શી દશા થઈ હતી? તે મહા-કષ્ટ અનુભવ્યા પછી, તે જ સૌમ્ય યમરાજને માટે તારા અંતઃકરણમાં કેટલી ભીતિ ઉત્પન્ન થઇ હતી? એવી જ રીતે આ યમમાર્ગ વિષે પણ જેવો પ્રાણી, તેવી યોગ્યતાથી તેને ત્યાં લઈ જવામાં આવે છે. તું જે વેળા યમલોકમાં ગયો, તે વેળા તારે માટે ઉત્તમ વાહન હતું, ને ઘણાક અનુચરો આગળ પાછળ ચાલનારા હતા. ત્યાં કામાદિક ખળો કયાં તારો સંગ કરવા આવી શકે?"

આવો પ્રત્યુત્તર સાંભળી મહારાજા વરેપ્સુ બોલ્યો; "ઓહો! એવા એ વિલક્ષણ યમલોક ને તેનો માર્ગ છે કે? જ્યારે મારાં એવાં નામના જ પાતકોને માટે ક્ષણવારમાં મારે એવું અસહ્ય કષ્ટ અનુભવવું પડ્યું, ત્યારે જેઓને સદા જ પાપ પ્રિય છે ને જેઓ ઘણા કુકર્મી–કદી ક્ષમા ન થઈ શકે તેવાં કર્મ આચરનારા છે, તેઓની ત્યાં શી દશા થતી હશે? હર! હર! તેવાં મોહાંધપાતકીપર ત્યાં મોટા દુઃખના પર્વતો તૂટી પડતા હશે. તેવાઓને તેવી કઠિન યાતનાઓ ભોગવવાનાં મહાભયંકર સ્થાનો–નરકો, કેવાં હશે? હવે તો કૃપાનાથ, અમને પ્રથમ એ યમલોક જ દેખાડો, જેથી અમારા સર્વના જાણવામાં આવે કે, પાપીઓને કેવા પ્રકારની શિક્ષાઓ થાય છે." વામદેવજીએ કહ્યું; "એ યાતનાલયો* પ્રત્યક્ષ જોઈ શકવાં અત્યંત કઠિન છે; કારણ કે ત્યાંની ચતુર્દિશામાં જોનારને અનેક પ્રકારનો અનિવાર્ય ભય, અપાર દયા અને અતિશય ગ્લાનિ–કંટાળો ઉપજે તેવો પ્રકાર હોય છે. તોપણ જગતના કલ્યાણાર્થે હું તે સઘળું તમને બતાવવા ઇચ્છું છું. તથાપિ હમણાં તો આપણે પેલા પછવાડે રહી ગયેલા પાંથિકોની સ્થિતિનું જ અવલોકન કરવું યોગ્ય છે. તેમ કરતાં આપણને આપોઆપ યમલોક જોવાનો પ્રસંગ આવશે. તેઓમાંના ઘણાક જનો યમલોકવાસી થશે; કેમકે તેઓએ નિર્ભય અને નિષ્પાપ એવા અચ્યુતપથનો ત્યાગ કીધો છે; અને પવિત્ર માર્ગથી ઉતરી પડેલા સર્વની બહુધા એ જ ગતિ થાય છે. પ્રાણીને લોકવાસનાથી, કર્મવાસ-નાથી, દેહવાસનાથી સત્ય જ્ઞાન પ્રાપ્ત થતું નથી. એ વાસનાઓથી

* નરકો.

નરકમાંજ પડવું પડે છે. માટે પ્રત્યેક પ્રાણીએ અનાત્મ પદાર્થોની વાસનારૂપ જાળાંએથી તિરોહિત થવું. આત્માની વાસનાથી, નિરંતરની આત્મનિષ્ઠાથી એ માયિક વાસનાનો નાશ થાય છે, માટે સત્ય તો આત્માની વાસના છે. તેજ વાસના ગ્રહણ કરવી, બાકી સર્વનો ત્યાગ કરવો. એ પરમબ્રહ્મના અનુસંધાનનું સત્વ છે. પણ ચાલો આપણે પ્રથમ પેલા પુરવાસીઓને જોઇએ." એટલું કહેતાંની સાથેજ વિમાન સડસડાટ કરતું ત્યાંથી ઉપડ્યું. તે નેત્ર મીંચીને ઉઘાડતામાં જગત્પુરની ભાગોળ ઉપર આવીને ઠર્યું.

દિવસ ઘણો ચઢી ગયો હતો. ઉપવનમાંનાં પશુ પક્ષીઓ સર્વ પોતપોતાના નિર્વાહ કાર્યમાં પ્રયત્નવાન્ થઈ ગયાં હતાં, તોપણ પેલા સત્સાધકના સંઘમાંથી વિખૂટા પડેલા, અચ્યુતપથ ઉપર શ્રદ્ધા વગરના અને વિષયમાં અનુસંધાનવાળા પ્રમાદીઓ તો, હજી તુરતના જ ઉઠેલા દેખાતા હતા. ઉઠ્યા પછી ચોમેર જોવા લાગ્યા તો, તેમનો સંઘ તો ઘણીવારથી ચાલ્યો ગયેલો હોવાથી, ત્યાં કોઇને જોયું નહિ. તેમને કંઇક ઉદાસીનતા તો લાગી ખરી, પણ પોતાની મેળેજ સંઘનો અનાદર કરેલો હોવાથી તે માટે મન વાળીને હવે ત્યાંથી ચાલી નિકળવાની તેઓ તૈયારી કરવા લાગ્યા. પણ ક્યાં જવું? પુરદ્વાર તો બંધ થયેલાં હતાં; અને અચ્યુતપથ વિના બીજો કોઈ માર્ગ ત્યાંથી નિકળતો નહોતો. સઘળાઓ ગુંચવાઇને ઉભા રહ્યા, એક બીજાના મુખ સામું જોવા લાગ્યા ને જાણે પૂછતા હોય કે શું કરવું, એવા દેખાયા તેમાંના કોઈને આગળ જવાનું મન નહતું, તેમ પાછા વળવાનો માર્ગ પણ નહોતો. વિચાર કર્યો કે, આજનો દિવસ અહીં જ રહીએ, તેટલામાં કોઈ જતા આવતાને સારુ દ્વાર ઉઘડે તો લાગ જોઇને અંદર પાછા પેસી જઇશું રાત્રે તો અવશ્ય દ્વાર ઉઘડશે જ. એમ ધારી-વિચારીને એક મોટા વૃક્ષની છાયા તળે જવા માટે પુનઃ સૌ પાછા વળ્યા. એટલામાં તેઓમાંનો એક જણ એકાએક મોટી ચીસ નાંખીને હેઠો પડી ગયો, ને "ઓ બાપરે! મારા ભાઈ રે! હાય હાય! મને આ કોઈ ઘસડી જાય છે રે! મને કોઇ બચાવો રે!" ઈત્યાદિ ઉદ્ગારો કાઢતો ક્ષણેકમાં બેશુદ્ધ થઈ ગયો! સૌ આશ્ચર્યચકિત બની જઇને તેની આસપાસ વિંટળાઈ વળી, તેની બને તેટલી સારવાર કરવા લાગ્યા. તેટલામાં એક બીજા મનુષ્યે પણ તેવી જ બૂમ પાડી તે કહેવા લાગ્યો કે, "અરે! આ કોઇએ મને ગળામાંથી પકડ્યો છે! રે! કોઇના ઘણા બળવાળા લાંબા પંજામાં

હું સપડાયો છું! હાય! હાય! તેના તીક્ષ્ણ નખ મારા શરીરને ભેદી નાંખે છે! અરે, મને નિશ્ચય થાય છે કે, પેલો મહાત્મા સત્સાધક કહેતો હતો, તેવા કાળપુરુષે જ મને પકડ્યો છે! કોઈ પણ દયા કરી મને છોડાવો! અરે હું ચાલ્યો! હાય રે! હું જાઉં છું!! આ કોઈ વિકરાળ રાક્ષસો મને ઘસડી જાય છે!"

એમ વાત કરતામાં તથા જોતજોતામાં બંને જીવો ઉપડી ગયા. તેઓને કોઈ રાખી શક્યું નહિ–કોઈ પણ બચાવી શક્યું નહિ. આવો પ્રત્યક્ષ બનાવ જોઈને, સત્સાધકનાં વચનપર શ્રદ્ધા નહિ રાખનાર એ સર્વ અશ્રદ્ધાળુઓ, પ્રમાદીઓ, વિષયલુબ્ધ લોક, વિત્ત, પુત્ર, કલત્ર એ આદિ જગતની એષણાઓમાં રાગ પ્રીતિ ધરનારાઓ, ફીકા ફચ્ચ બની ગયા. તેઓનાં અંતઃકરણ એકદમ જાગ્રતિમાં આવી ગયાં; ને સઘળા શ્રદ્ધાળુ જીવો, અણધારે સમયે કૃતાંત–કાળપુરુષના પંજામાં ફસાઈ જવાના મોટા ભયમાં આવી પડેલા પોતાને માનવા લાગ્યા. તેઓ પસ્તાવા લાગ્યા કે; "હર! હર! તે પરોપકારી મહાત્માની દયાથી આપણે આ અભયપંથે ચઢેલા હોવા છતાં, હાથે કરીને તેનો સંગ ત્યજી નિરાધાર થઈ પડ્યા છીએ, અને તેની કૃપાથી મળેલી સ્વતંત્રતા ખોઈ બેસવાની અણીપર આવી ચઢ્યા છીએ. આકાશમાં પક્ષીનાં કે જળમાં જળચરનાં પગલાં જણાતાં નથી, તેમ જ્ઞાનીની પણ ગતિ જણાતી નથી. તેમ જ ગુરુ સત્સાધકની ગતિ આપણે ન જાણી શક્યા." આમ કલ્પાંત કરતા હતા, પણ હવે ફળ શું? પછી ગુરુદેવ, સર્વે વિમાનવાસીઓને સંબોધી બોલ્યા; "ઉપદેશ આપ્યા છતાં જેને કોઈ પણ પ્રકારે અનુભવ કે બોધ થતો નથી, તેવા નરાકૃતિ ગધેડાને તે ગુરુ કે શાસ્ત્ર શી રીતે ઉપદેશે? રે! સત્ય સર્વદા જય જ પામે છે, અનૃત નહિ. સત્ય–શ્રદ્ધાથી જ દેવમાર્ગ મળે છે, ને જેની સત્ય કામનાનો વિકાસ થયો છે તે જ ત્યાં જઈ શકે છે, પણ ભ્રમણાવાળો નહિ." થોડી ક્ષણ આ ભ્રષ્ટ જીવોએ કલ્પાંત–શોચના કીધી, પછી તેઓ બોલ્યા; "પણ હશે, ચાલો; થઈ તે થઈ: પણ હવે આપણે અહીં ઉભુ રહેવું હિતકર નથી. જો કે સંઘને અને આપણને વાર બહુ થવાથી ઘણું છેટું તો પડી ગયું છે; તોપણ જરા ત્વરાથી ચાલીશું તો કાલસોરા પહોંચી વળીશું." આવા વિચારથી તેઓ તત્કાળ ચાલતા થયા; ને મહાત્મા સત્સાધકનો સંઘ જ્યાં થઈને ગયો હતો, તે માર્ગપર ચઢ્યા. જેમ બને તેમ સઘને વહેલા પહોંચી વળાય તો સારું એવા વિચારથી સૌએ પગ ઉતાવળે ઉપાડવા માંડ્યા.

વિમાન વિષે મહારાજા વરેપ્સુએ, ગુરુ મહારાજને વિનતિ કરી કે; “દયાનિધે! આમ કેમ?” સત્સાધકે તે પુરદ્વારનું ઉલ્લંઘન કરવા સમયે કહ્યું હતું કે, “પુરદ્વાર ઓળંગીને બહાર નિકળેલા મનુષ્યને કાળ-પુરુષનો ભય નથી, છતાં હમણાં પેલા બે મનુષ્યોને કાળપુરુષ કેમ પકડી શક્યા? એ તો અચ્યુતપથને હીણતા લગાડનારું કાર્ય થયું!” બટુક વામદેવજી બોલ્યા; “રાજા, એમાં પવિત્ર અચ્યુતપથને હીણતા નથી. આ ઉપરથી તો ઊલટી તેની પવિત્રતા અધિક પ્રકાશિત થઈ; કેમકે આ સંઘના ગુરુરૂપ મહાત્મા સત્સાધકની આજ્ઞામાં–મર્યાદામાં જ્યાંસૂધી એ મનુષ્યો હતા, ત્યાંસૂધી જ તેઓ અચ્યુતપથ ઉપર હતા; અને ત્યાંસુધી જ તેઓ નિર્ભય પણ હતા પરંતુ જ્યારે તે મહાત્માનાં વચન ઉપર અને પુરદ્વારમાંથી પોતાને મળેલાં સ્વતંત્રપત્રો ઉપર એ જીવોને શ્રદ્ધા ન રહી અને જ્યારે તેઓએ આગળ જવું માંડી વાળીને ત્યાથી પાછા વળવાનો નિશ્ચય કર્યો, ત્યારથી જ તેઓ અચ્યુતપથ ઉપ-રથી પતનપણાંને પામ્યા છે. અજ્ઞાની, અશ્રદ્ધાવાન્ અને સશયાત્માનો વિનાશ જ થાય છે; આ લોક કે પરલોક એકે એનો નથી; સંશયા-ત્માને સુખ નથી, તે તો વિનાશને જ પામે છે. અહુણાં એઓની પાસેનાં સ્વતંત્ર પત્રો પથદર્શિકા ઇત્યાદિ સાધનો પણ પચાવી લીધેલાં કે ખોઈ નાંખેલાં જેવાં જ છે. અચ્યુતમાર્ગથી ભ્રષ્ટ થયેલાઓની પાસે તે સાધનો રહેવા દેવામાં આવતાં નથી. એ કામ માટે એક ખાસ અધિકારી છે, જે તત્કાળ આવીને તેવાઓ પાસેથી તે અમૂલ્ય વસ્તુઓ છીનવી લે છે. આ સમયે પણ તે અહિંયાં તયાર જ હતો; પરંતુ પાછા એ લોકોને, કંઇક શ્રદ્ધાળુ થઈ અચ્યુતમાર્ગે ચઢેલા જોઈ, તે પાછો વળ્યો છે. જૂઓ પેલો પુરદ્વારની બારીમાં થઇને અંદર પેસવા જાય છે તે જ એ!” સઘળા વિમાનવાસીઓએ તેને પ્રત્યક્ષ જોયો.

ફરીને પાછા અચ્યુતમાર્ગે ચઢેલા એ પછવાડેના પથિકો જ્યાં સૂધી સીધો માર્ગ હતો ત્યાં સૂધી તો ઉપદ્રવ રહિત સપાટાબંધ ચાલ્યા ગયા; પણ ભાગોળ મૂકીને ઉપારણ્યમાં* થઈ અરણ્યમાં જયારે પેઠા, ત્યારે પાછાં તેમનાં કર્મ આડાં આવ્યાં. સંશયાત્માની એ જ ગતિ છે. પેલા બે માર્ગના સાંધા આગળ આવીને તેઓ અટક્યા; ને હવે કીયે માર્ગે જવું, તે માટે મોટા વિચારમાં પડ્યા. તેઓનો કોઈ અગ્રણી કે ભોમિયો (ગુરુ) નહોતો, એટલે તેઓ કોના વિચારને અનુસરે? કોના કહેવા

* ઉપારણ્ય એટલે ઉપવન. નગરની સમીપમા આવેલું નહાનું વન.

પ્રમાણે વર્તે? પથબોધિની* જો કે સૌની પાસે હતી, પરંતુ તેઓમાં સઘળા એક કરતાં એક અધિક ગાફલ હતા, એટલે તેમાં જોઇને માર્ગનો નિર્ણય કરવાની માથાકૂટ જ કોણ કરે? વળી પથબોધિનીમાં જોવા જેવું કારણ તેઓને લાગ્યું નહિ; કેમકે જે માર્ગ મ્હોટો, સીધો અને સુશોભિત લાગતો હતો તે જ અચ્યુતમાર્ગ હશે, એવી તેઓએ ધારણા બાંધી અને તેઓ એ માર્ગે વળતા હતા, એટલામાં વળી બીજી રીતે પણ તેમના વિચારનું દૃઢીકરણ થયું.

એ જ માર્ગેથી (પેલા રમણીય માર્ગેથી) એક યુવાન્ હસમુખો પુરુષ, તેઓના ભણી આવતો દેખાયો. તેને જોતાં જ ગમે તેવા પુરુષને પણ મોહ ઉપજે, એવો તે સ્વરૂપવાન્ હતો તેનાં સુંદર અંગો ઉપર વસ્ત્રાલંકારો પણ બહુ શોભીતા ને તે ચિત્ર વિચિત્ર મોહક રીતે પહેરેલા હતા તેની મુખમુદ્રા અને વિશેષે કરીને તેનાં ચપળ નેત્ર ઉપરથી તે ઘણો ચતુર સાહસિક અને માયાળુ જણાતો હતો. થોડો નજીક આવ્યો એટલે કિંચિત્ હસતે મુખે તે બોલ્યોઃ "અરે ભાઈઓ! તમે કોની વાટ જૂઓ છો? અહિયાં કેમ ઉભા છો? આવો સુંદર ને સરળ માર્ગ તમારે માટે ખુલ્લો હોવા છતાં ગુંચવાવાનું શું કારણ છે?" એટલું કહીને જ ન અટકતાં, એ લોકોની સાથે એઓનો કોઈ મુખી જ નથી એવું જોઈ, વળી તે નિધડકપણે બોલ્યો; "ડરશો નહિ! આખા માર્ગનો હું ભોમિયો છું. ચાલો હું તમને અનેક સુખોના સ્વાદ ચખાડી, મોજ કરાવીશ" એ સાંભળી સૌ જણ બહુ પ્રસન્ન થયા. પછી માંહેથી એક જણે પૂછ્યું; "આપ કોણ છો, ને આપનું નામ શું? અને આપ આ માર્ગના ભોમિયા છો, ત્યારે અમારી આગળ ગયેલો સંઘ તમને મળ્યો જ હશે; તે કેટલે પહોંચ્યો હશે?" એના ઉત્તરમાં તે યુવાને, યુક્તિપૂર્વક કહ્યું; "શું તમે કોઈ મને ઓળખતા નથી? રતિદેવીનો પતિ જે કામદેવ, તે જ હું છું, તમારી આગળ ગયેલો સંઘ મે જોયો છે; તે સુમારે એક ખેપ સૂધી પહોંચ્યો હશે." પુન. તે બોલ્યો; "તમારે તે સઘનું પ્રયોજન છે? જો મારો મેળાપ ન થયો હોત, તો તો તમે ભૂલીને ગમે તે માર્ગે ચઢી જાત, ને મિથ્યા દુઃખી થાત. પણ હવે હું સાથે છું, એટલે તમારે કોઈનું કામ પડશે નહિ. મારો નિરંતર આ માર્ગ ઉપર નિવાસ છે, તે મત્ર તમારા સરખા પથિકોને ઇચ્છિત સુખ આપવાને માટે જ છે. તમે હવે સઘળી ચિન્તાથી મુક્ત થાઓ. હું

* પથદર્શિકા તે જ પથબોધિની.

તમને નવા જ પ્રકારનાં અનેક ઇચ્છિત સુખોના ભોક્તા કરીશ. ચાલો મારી સાથે. ( આંગળીવડે અચ્યુતમાર્ગ બતાવી ) પેલો માર્ગ તો મહાકષ્ટદારક છે, તે તરફ ભૂલેચૂકે જશો નહિ."

તે ચંચળ દિવ્ય પુરુષનાં રૂપ, રંગ અને આવી સરળ પણ ગર્ભિત વાણી ઉપરથી પંથીઓએ, એકદમ ભોળવાઈ જઈ, કિંચિત્ વિચાર કરવા જેટલો પણ અવકાશ ન લેતાં, તુરત તેની સાથે ચાલવા માંડ્યું. એ જોઈ અંતરિક્ષમાં રહેલા વિમાનવાસીઓ પ્રત્યે મહાત્મા વામદેવજી નિઃશ્વાસ મૂકી બોલ્યા; "બહુ ખોટું! અરે પોતાના કરતાં શ્રેષ્ઠ પરોપકારી અને પોતાનું હિત કરવા માટેજ પ્રવૃત્ત થયેલા એવા ગુરુજનનું શિક્ષણરૂપ કહેવું જેઓ માનતા નથી, વા તેનાપર શ્રદ્ધા રાખતા નથી, તેઓની તે નિંદ્ય કૃતિનું આવુંજ પરિણામ હોય! મહામાયા, જ્ઞાનીનાં પણ મનને બળાત્કારે મહામોહમાં ભમાવી નાંખે છે, તો પછી અજ્ઞાનીના શા આશરા? માયાવડે ઠગાયલો જીવ, ગુરુવચનપર સંશય ધરે છે, અને અચ્યુતપ્રભુમાં ભેદ જુએ છે. સત્યનો સંગ ત્યજે છે, ને વારંવાર જન્મમરણને જ પામે છે. આ મૂઢોએ જો મહાત્મા સત્સાધકનાં વચનપર પ્રથમથી શ્રદ્ધા રાખી હોત તો તેઓ આમ આડે માર્ગે ચઢત નહિ. પણ આ તો તેઓ કુછન્દી કામને વશ થઈ નરકને પથે ચઢ્યા! હવે તેઓની શી ગતિ?" આ પ્રમાણે કહીને વિમાન એ માર્ગ ભણી વાળ્યું, અને તેમાંના પુણ્યજનોએ સ્થિર ચિત્તથી તેઓની ચેષ્ટા જોવા માંડી.

ઘણીકવાર સૂધી એ સુંદર પુરુષ, કે જેણે પોતાનું 'કામ,' એવું નામ જણાવ્યું હતું, તેની સાથે સાથે તે પંથીઓ, મનને બહેકાવતા ચાલ્યા. તેના મુખથી અનેક પ્રકારના વૈભવ વિલાસની મોહક વાર્તાઓ સાંભળીને, આ જીવોને ચાલવાનો જરાએ પરિશ્રમ જણાયો નહિ. વાતો ઉપરથી તેઓના મનમાં અનેક પ્રકારની કામનાઓ જન્મ પામી. છેવટે મોડું બહુ થઈ ગયું હતું, તેમ માર્ગ પણ ઘણો કપાઈ ગયો હતો, માટે એક પછી એક પંથીઓ, પરસ્પર પોતાને થાકેલા અને ભૂખ્યા તરસ્યા થયેલા જણાવા મંડ્યા. થોડીકવારે એક આશ્રમ આવ્યો. તે દેખાડીને કામે કહ્યું; "ગભરાશો નહિ, આ સુંદર આશ્રમ તમારે ઉતરવાને માટે છે; એમાં જઈને મુકામ કરો. ત્યાં તમારે જોઇતી સર્વ ચીજો તૈયાર છે; અને તમારી ઈચ્છામાં આવે ત્યાં સૂધી તેમાં રહી શકાશે. આ આશ્રમ એવો છે કે, એમાં રહેવા ન રહેવા સંબંધે કોઇને કશો પ્રતિબંધ નથી. તેમ છતાં તમે માર્ગસ્થ હોવાથી તમારે વધારે રોકાવાની ઈચ્છા ન હોય

તો આજની રાત્રિ સુખે નિર્ગમજો, અને સવારે ચાલતી વેળા હું પાછો અહીં આવીને તમને માર્ગ દેખાડવા સારુ તૈયાર થઇશ.” એમ કહી તે ત્યાંથી ચાલ્યો ગયો અને પેલા સર્વ પથિકો, માર્ગપરથી ઉતરી, બાજુમાં આવેલા આશ્રમ આગળ ગયા.

એ આશ્રમ એક મોટી વિશાળ અને શોભાયમાન ધર્મશાળા હતી. તેનાં મોટાં દ્વાર બંધ હતાં. પંથિકો જઈને ત્યાં આગળ ઉભા રહેતાં જ, તે પોતાની મેળે ફડાફડ ઉઘડી ગયાં, ને તેમાંથી એક પુરુષ, નિકળી આવ્યો. એ પુરુષ, જે એ ધર્મશાળાનો વ્યવસ્થાપક હતો, તેણે આદરથી સર્વેને અંદર લીધા, અને પ્રત્યેકને માટે હારબંધ બેસવા સૂવાની સગવડ કરી દીધી. પછી તે એક ઓરડામાં ગયો. એ ઓરડાની ભીંત જાળીની જ બનેલી હતી, ને તેમાં જવાનુ બારણુ પણ જાળીનું જ હતું, તેની અંદર શું છે, એ સઘળું સારી પેઠે જોઈ શકાતું હતું. અદર ખાવાને માટે અનેક પ્રકારની સ્વાદિષ્ટ સુખડી, થાળમાં હારબંધ ગોઠવી મૂકેલી હતી. એક બાજુ જળનાં પાત્ર, એક બાજુ રમત ગમતની વસ્તુઓ ને એક બાજુ સોના મોહોર આદિ પુષ્કળ દ્રવ્યનો ઢગલો પડેલો હતો. મનુષ્યના ઉપભોગની સર્વ વસ્તુઓ તેમાં હતી. પેલો પુરુષ અંદરથી એક જળપાત્ર લઇને આવ્યો, ને તેણે સર્વ પથીઓને જોઇએ તેટલું જળ ભરી આપ્યું. જેઓની પાસે ભાતુંપોતું થઈ રહેલું હતું, તેઓને ખાવાનું પણ લાવી આપ્યું. રાત્રિ પડવા આવી હતી, માટે દીવાબત્તી પ્રકટાવી, ઓરડાનાં જાળીવાળાં બારણાં બંધ કરીને તે ત્યાંથી ચાલ્યો ગયો. સૌ ટીમણ કરવા બેઠા, ત્યારે ધર્મશાળામાંથી જેઓને ખાવાનું મળ્યું હતું, તેઓની પાસેના અતિ સ્વાદિષ્ટ પદાર્થો જોઈ, બીજાઓને તે લેવાનુ મન થયું, જેથી તેઓ પોતાનું અન્ન પડતું મૂકીને તે ઓરડામાંથી અન્ન લઈ આવવા માટે પ્રયત્નવાન્ થયા. કેટલાકોને એમ પણ મન થયું કે, જોઇએ તો ખરા, આટલું બધું તે આ ઓરડામાં શું ભરી મૂક્યું છે? આ વિચારથી કેટલાકો ઓરડાનાં બારણા આગળ જઈ ઉભા રહ્યા, તો તેપર મોટા શુદ્ધ અક્ષરોથી લખેલું હતું કે, “मा प्रविश्यताम् માંહે પેસવું નહી” છતાં તે ન ગણકારતાં કેટલાક પંથીઓ અંદર પેઠા. મોખરે જ ગોઠવી રાખેલી થાળીઓમાંથી મિઠાઈ લઈ આરોગવા મંડી પડ્યા. તેઓ ધારતા હતા કે, પેલા વ્યવસ્થાપકે બહાર લાવી આપેલી મિઠાઈ આમાંથી જ આણી હશે; પણ એ તેમની ભૂલ હતી. પંથીઓને આપેલી મિઠાઈ ચોખ્ખી હતી, ને તે બીજા ઓરડામાંથી આણેલી હતી. આ મિઠાઈ જે તેઓ સ્વાદે સ્વાદે ખાવા લાગ્યા,

તે બહુ માદક હતી. તેમાં એવી કેફી મેળવણી કરવામાં આવેલી હતી, કે જેથી ખાતાં જ તેઓનું માથું ફરવા માંડ્યું ને તેઓ એક બીજાને ન કહેવાય તેવા શબ્દો બોલવા લાગ્યા. પછી તે અતિ વિસ્તૃત ઓરડામાં યથેચ્છપણે ચોમેર ઘૂમવા લાગ્યા, ત્યારે એક બાજુ પડેલો પેલો દ્રવ્ય-ભંડાર દૃષ્ટિએ પડ્યો સંસારની માયા એવી છે કે, ગમે તેવી અસ્વસ્થ અવસ્થામાં પણ દ્રવ્યની ઇચ્છા મનુષ્યનો ત્યાગ કરતી નથી. તે પ્રમાણે, એ દ્રવ્યભંડાર જોઇને તેમાંથી મોહોરોની ગાંસડીઓ બાંધવા માંડી. એક કહે કે, 'આ તો બધું દ્રવ્ય મારુ જ છે, તે તું કેમ લઈ જાય છે?' ત્યારે બીજો કહે કે, 'ચાલ મૂઢ! એ તો સઘળું મારુ છે.' એમ કરતાં કરતાં તેઓ પરસ્પર લઢી પડ્યા; ને એવી ધડમ્ધડા થઈ પડી, કે ઘણાક જણા ઘાયલ થયા; તેમ ઓરડામાંનો ઘણોક સામાન પણ ધૂળધાણી થઈ ગયો! પરસ્પરના ભયથી ઘણાકો [illegible] નાંખે છે, આવવા લાગ્યા; પણ કેમ કરીને આવે? બારણાં [illegible]લો જીવ, ગુરુવચનપબારણામાં એવો ચમત્કાર હતો, કે અંદર જનાર[illegible] છે. સત્યનો સંગ ત્યજે ડી જતાં. ને અંદર જતા વેત પાછાં એવાં [illegible] આ મૂઢાએ જો મહાત્મા [illegible]ર ગયલાને તેની કળ જાણ્યા વગર [illegible] [illegible]હોત તો તેઓ આમ આડે માદાકય થઈ પડતું હતું. તેથી આ પ[illegible] [illegible]ને વશ થઈ નરકને પથે ચઢ જઈ પડ્યો! પછી જાળીવાટે જોઈને [illegible] [illegible]વિમાન એ માર્જના માટે વિનતિ કરવા લાગ્યા. પણ કોણ ઉઘ[illegible] [illegible] બાજુ જ રમખાણ જાગેલું હતું.

ખાઇપીને નિરાંતે વાતો [illegible], અને અંદર જનારાઓને અનુચિત કાર્ય કરવા માટે અટકાવતા ને ઠપકો દેતા તેઓ બેઠા હતા, એટલામાં ત્યાં એક અતિશય સ્વરૂપવતી તરુણી આવી. તે ઓશિયાળી થઇને કહેવા લાગી; "અરે, તમે આટલા બધા પુરુષો છો, તેમાંથી કોઇ પણ મારુ રક્ષણ કરી શકો તેમ નથી? હુ એમ્નાસીને બહારણા દ્રવ્યવાળી છું, માટે જે મારુ રક્ષણ કરશે, તેને સજ્જડ બંધ હતાં. તે તેની સ્ત્રી થઈ રહીશ!" નવયૌવના સુંદરીને જોઇનોટે તે આપોઆપ ઉઘ મૂકી દઈ તેના મુખચંદ્ર ઉપર, ચકોર પક્ષીવત્ જોઈ રહ્ય થઈ જતાં, કે અંબા તેને માટે આસક્તિ ઉત્પન્ન થઇ; અને સર્વે મનમાં ધાવવું તદન જકે, તેની સાથેનાં પુષ્કળ ધન સહિત આ સુંદરી અમને પ્રા. ને હાથે તો અહોભાગ્ય! પણ તેના બોલવામાં શો મર્મ રહેલો હતો, તેન્બારણુઇએ ક્ષણભરે વિચાર કર્યો નહિ, અર્થાત્ તેણે પોતાના રક્ષણ માટે વિનંતિ કરી હતી, અને રક્ષણ કરે તેને જ આધીન થઇને રહેવાનું જણાવ્યું હતું, તે સંબંધે તો કોઇએ

પૂછ્યું જ નહિ, કે તેને શું દુઃખ છે, ને કોનાથી તે પોતાનું રક્ષણ થવા ઇચ્છે છે. વળી તે કોણ છે, ક્યાંથી અને કેવી રીતે અહીં આવી છે તે પણ પૂછ્યું નહિ. એટલામાં તેઓને માર્ગમાં મળેલો પેલો ભોમિયો ત્યાં આવી ચઢ્યો. તે સૌને પૂછવા લાગ્યો; "કેમ, ઉતારો તો ઠીક છે ના? વળી જણસ ભાવ જે જોઇએ તે માંહેથી માગી લેજો, જરા પણ વિચાર કરશો મા!" પછી પેલી સ્ત્રીના ભણી દૃષ્ટિ ફેરવીને બોલ્યો; "આ કોણ? અહો, લાલસા કે? તું અહીં ક્યાંથી?" ત્યારે જાણે શરમાતી હોય તેમ નીચું નીહાળીને તે સ્ત્રી બોલી; 'શું કરું? આપ તો મારા જેવીની સામે દૃષ્ટિ પણ કરતા નથી; ને પેલી પ્રપંચી ટોળી વારંવાર મને સતાવે છે; મારી સમૃદ્ધિ તેઓનાથી જોઇ શકાતી નથી. હું અબળા તે શું કરી શકું? માટે જો કોઇના આશ્રયતળે રહું, તો તેઓનો નડાવ નડે નહિ, એમ ધારીને અહીં આવી છું." એટલે ભોમિયા કામે કહ્યું; "કંઈ ચિન્તા નહિ, આ પથિકોમાંનો કોઈ મોટેરો તને આશ્રય આપશે." પછી પ્રત્યેક પાંથિક પ્રત્યે વજ્રકટાક્ષ મારી કહ્યુ; "આ યુવતી મોટી સમૃદ્ધિવાળી છે, માટે તેને રાખો. તમને તે માટે કોઈ અડચણ કરવા આવે, તો ડરશો મા. હું હમણાં પાછો જઈને આવું છું." એમ કહી કામ ચાલ્યો ગયો.

કામની પ્રેરણાથી અને લાલસાના રૂપથી લલચાઇને, પથિકોએ તે સ્ત્રીને આવકાર આપ્યો અને ઉતારાના એક ખૂણા ભણી તેને સૌએ પોતાની પ્યારી માની, નિશ્ચિતપણે બેસાડી. ઘણાક તો તેની સુંદરતામાં એટલા બધા લુબ્ધ બની ગયા હતા, કે તેની આસપાસ વીંટાઈ વળીને બેઠા! તે સ્ત્રી પણ પોતાનાં કટાક્ષબાણથી સર્વનાં હૃદય ભેદતી હતી. સર્પને રજ્જુ ધારી હાથમાં લેવા જતાં, દેહનો નાશ થાય છે, તેમ અસત્યમાં જેને સત્યનો નિશ્ચય થાય છે, તે આત્માનો નાશ કરાવે છે. તેમ જ, વિષને અમૃત ધારી પીનારની ગતિ વિષસમાન થાય છે; તેવી જ અવસ્થા જેઓ કામમુગ્ધ બને છે, તેઓની થાય છે. પણ અસત્ સત થતું નથી, સત્ અસત્ થતું નથી. આ બંનેનો નિર્ણય માત્ર તત્ત્વદર્શી—પરબ્રહ્મને જાણનાર અને સદ્‌ગુરુની સેવામાં રહેનાર જ જાણે છે.

આ બધી ખટપટ થતા ચાર ઘડી રાત્રિ વીતી ગઇ. સુવાનો સમય થયો. પ્રત્યેક પંથી મનમાં ધારી બેઠા, કે સર્વથી પહેલી તે સ્ત્રી મારી કામના પૂર્ણ કરે તો મારુ અહોભાગ્ય! પણ એટલામાં એક મોટા જોદ્ધા જેવો પ્રચંડ પુરુષ તે તરફ આવતો દેખાયો. તેને આવતો જોઇને, આંગળીવડે બતાવીને, લાલસા પંથીઓને કહેવા લાગી કે, "જૂઓ, પેલો

આવે છે તે જ મારી પછવાડે લાગેલો, લુચ્ચાનો સરદાર છે! એનું નામ ક્રોધ છે! એ બહુ ભુંડો છે ને કજીયો કરવા કે મારફાડ કરવામાં કશો વિચાર કરતો નથી; એનાથી મારું રક્ષણ કરો, એટલે બીજાઓને તો હું પહોંચી વળીશ" એટલું કહેતા કહેતામાં તો તે જોદ્ધો બારણા આગળ આવી ઉભો રહ્યો, ને મોટેથી બોલવા લાગ્યો કે; "કેમ રે? અહીં કોણ ઉતરેલા છે? અહીં કોઈ સ્ત્રી આવી છે કે?" તેના ઉત્તરમાં કોઇ બોલ્યું નહિ, ત્યારે તે અંદર ધસી આવ્યો, ને આમ તેમ દૃષ્ટિ કરતાં, લાલસાને જોઈ કે, તુરત જ મોટી રીસ કરીને, નહિ સંખાય તેવા અપશબ્દો બોલવા લાગ્યો, પગ પછાડવા લાગ્યો, હાથમાંનો લઠ્ઠ ઉગામવા લાગ્યો ને મોટાં લાલચોળ ચક્ષુ દેખાડી ડરાવવા લાગ્યો. તે જોઈ સઘળા પંથીઓ સામા થયા, ને પરસ્પર ધડમધડા જાગી. ક્રોધનું જોર બમણું વધ્યું, છતાં પંથીઓએ તેને છોડ્યો નહિ. સઘળા એક સાથે તેને વળગી પડ્યા, પણ તેઓ ઉલટા તેને અધીન જ થતા ગયા તેઓ જો એનાથી છેટે રહ્યા હોત તો એનું જોર ફાવત નહિ, પણ એને પકડીને મારવાની ધારણાથી વળગી પડ્યા, તેથી એટલા બધા જર્જર થઈ ગયા કે, એ ક્રોધ એકલો અને તેઓ એટલા બધા છતાં તે, તે સર્વને પોતા સાથે ઘસડી ચાલ્યો. એ વેળા ઘણાક તો બેભાન થઇને પડ્યા; ને ઘણાકો અશક્તપણે ઘસડાતા ચાલ્યા. એટલામાં એક નવો જ પુરુષ ત્યાં આવી ચઢ્યો. તેણે આ ગડબડનો લાભ લઈ સઘળાને ભૂલાવામાં નાંખી દીધા. સર્વને એક બાજુ કરી દઇ, લાલસાને હાથે ઝાલીને તે લઈ ચાલ્યો. એની લડાઇમાં ત્રીજાનું કામ થયું. એ ગડબડ, માર્ગેથી સાંભળીને, આ કોલાહલ શાનો થયો છે તે જાણવા સારુ, એક બીજો ડાહ્યો માણસ ત્યાં આવ્યો ને તેણે એ અનુચિત થતું બતાવવા, તુરત હાંક મારીને પંથીઓને કહ્યું, "અરે મૂર્ખાઓ! એકલા એ ડાંડિયા (ક્રોધ)ને શું વળગી રહ્યા છો? જૂઓ, તમારી સ્ત્રીને તો પેલો લુચ્ચો મોહ ઉપાડી જાય છે. હવે તમે તેઓને પહોંચી શકો તેમ નથી. એ તો રહ્યું; સ્ત્રી જાય તો ભલે જાય, પણ તેની પાસેનુ ધન તો કંઈક લઈ લો. ચાલો, હું તેને પકડી લાવું છું, ને પછી કંઇક આપણે તેનો માર્ગ કરીએ."

આત્માભ્યાસ યોગથી જ્યાં સૂધી જીવની ભેદબુદ્ધિ શાંત પડી નથી, અને સર્વત્ર દ્વૈત પેખે છે, ત્યાંસૂધી અતદ્રૂપાબુદ્ધિ–માયામાંથી મુક્ત થઈ, અદ્વૈત જે એક બ્રહ્મ–અચ્યુત–તે બ્રહ્મનું દર્શન તો એક તરફ રહ્યુ, પરંતુ તે જાણવાને પણ, શક્તિ આવતી નથી. બ્રહ્મધામમાં જવાના માર્ગમાં

જે દ્વારપાળો છે તેમાં શમ, વિરાગ, સંતોષ ને સાધુસંગ એ ચાર છે, આ પંથીઓ એ ચારેનો ત્યાગ કરવાથી પાછા મહામાયામાં બેભાન થઈ પડ્યા છે. એ બેભાન થઈ પડેલા પંથીઓને સાવધ કરીને તે માણસ જેનું નામ લોભ હતું, તે પેલી સ્ત્રીને લઈ જતા મોહને બોલાવી લાવ્યો; એટલામાં પેલો ભોમિયો કામ પણ આવી ચઢયો. પછી બધાએ એકઠા થઈને એવી પંચાયત કરી કે લાલસા, કામને સ્વાધીન કરવી, ને તેની પાસેનું ધન બધાએ વહેંચી લેવું. વહેંચણી કરતી વેળા વળી બે બીજાં માણસો આવીને તેમાં ભળ્યા. એકનુ નામ મદ ને બીજાનું નામ મત્સર હતું. એ બે કજિયાનુ મૂળ હતા. એક અભિમાની ને ઉન્મત્ત હતો અને બીજો અદેખો હતો. વહેંચણીનું કામ લોભના હાથમાં હતું, જે પાદો સ્વાર્થી ને એકલપેટો હતો; તેથી ભાગ બરાબર ન થતાં, ધન એક બીજાને ઓછું વધતું આવ્યુ. એથી કોઇને સંતોષ થયો નહિ. જેઓને સહેજસાહજ ઓછો ભાગ મળ્યો, તેઓ પણ બડબડવા લાગ્યા કે, આ બરાબર વહેંચાયું નથી. એઓમાં પેલો મત્સર હતો, તે તો ગાળો ભાંડીને કહેવા લાગ્યો કે, 'અમને ફરીથી વહેંચી આપો.' એ વેળા જેઓના ભાગમાં કંઈક વધારે આવ્યું હતું, તેઓમાંનો પેલો મદ તડુકી ઉઠયો કે, 'જાઓ, જાઓ, ફરી શાનું વહેંચે? જેને જે મળ્યું, તે તેના બાપનું.' આમ મદ અને મત્સર બન્નેનું વિરુદ્ધ બોલવું થતાં, પાછી ટપાટપી ચાલુ થઈ, અને ક્ષણમાં કજિયાનું સ્વરૂપ વધી પડ્યું. મારામાર, ધડાધડ ને પડાપડ ચાલી. એટલામાં બહારથી એકાએક મોટા ચમકાવનારા શબ્દો સંભળાયા કે, 'શું છે? કોણ છે? શી ગડબડ! ધર્મશાળામાં કોણે તોફાન મચાવ્યું છે?' તત્ક્ષણે ચાર પહેરાવાળાઓ હાથમાં મુદ્દગરો લઇને ત્યાં આવી પહોંચ્યા; જેઓએ તે તોફાનીઓને ચડપોચડપ પકડવા માંડ્યા. આ વેળાએ પેલા કામ, ક્રોધ, મોહ, લોભ, મદ, મત્સર, એ લુચ્ચાઓ તો લાગ સાધી સાધીને એવા ચટોચટ ત્યાંથી ખસી ગયા કે કોઇને ખબર સુદ્ધાં પડી નહિ! તેમ પેલી લાલસા પણ ક્યાં નાસી ગઈ, તે પણ જાણવામાં આવ્યું નહિ.

આ સઘળો પ્રકાર વિમાનવાસીઓ એક દૃષ્ટે જોઇ રહ્યા હતા, તે વામદેવજીને કહેવા લાગ્યા; "ગુરુદેવ! આમાં તો સઘળા પંથીઓ જ પકડાયા! અને પેલી મંડળી તો કોણ જાણે ક્યાંય ગેપ થઈ ગઇ!" વામદેવજીએ કહ્યું; "એ એમ જ થાય; માયામાં લુબ્ધ કરનારા હિત-શત્રુઓનાં કામ જ એવાં હોય છે. જેમ ચક્ષુ-નેત્ર, શબ્દને જોઇ શકતાં

નથી, તેમ વિષયમાં બંધાયલા જીવો પરબ્રહ્મને જોઈ શકતા નથી, કેમ કે બંનેનો સમાન સ્વભાવ નથી. અને એમ જ વિષયમાં અનુસંધાન કરનારા જીવો, અનુત્તમ જન્મ પ્રાપ્ત કરી, અવિકળ ઇંદ્રિયો પામી, આત્મહિત જાણતા નથી. એ જ ખરા આત્મઘાતી છે; ને તેઓ જ આ સંસારમાં મહા મહા સંકટ વેઠે છે. પણ હવે પકડાયલાઓની શી દશા થાય છે તે જુઓ. એ પહેરેગીરો ધર્મશાળાખાતાના છે. તે રાતમાં એક બે વેળા તપાસ કરવા આવે છે. આ માર્ગ યમલોકનો છે, માટે અહીં સઘળે સત્તા પણ યમરાજની જ હોવાથી એ પહેરેગીરો પણ યમના જ દૂતો છે. હવે આપોઆપ એ હતભાગ્ય પંથીઓના કર્મે યમનો દરબાર જોવાનો તમને પણ પ્રસંગ આવ્યો છે."

તુરત એ તપાસ કરવા આવેલા દૂતોએ અંદર આવી પેલાં ખીંટિયોપર ટાંગેલાં પંથીઓનાં પોટકાં, કે જેમા તેઓને પુરદ્વારમાંથી મળેલાં સ્વતન્ત્ર પત્રો હતાં, તે પ્રથમ કબજે કરી લીધાં. સ્વતન્ત્ર પત્રો ગયાં, એટલે સઘળુ ગયું. એના બળથી અદ્યાપિ પર્યંત એઓપર કોઈ બળાત્કાર કરી શકે તેમ નહોતું. તેઓ સ્વતન્ત્ર હતા, એટલે ઇચ્છે તેમ કરી શકવાની તેમનામાં સત્તા હતી. પણ હવે સર્વ ખોઈ બેઠા, પરતન્ત્ર થઈ પડ્યા. પછી તત્કાલ તેઓએ પકડી પકડીને પ્રત્યેકના હાથમાં બેડીઓ નાંખી દીધી. ત્યાર પછી દૂતો પાછા અંદર પેલા જાળીવાળા ઓરડા ભણી જુએ છે તો ત્યાં પણ તેવો જ પ્રસંગ હતો. અંદર ગયેલાઓ સઘળું રમણભ્રમણ કરીને બેઠેલા હતા. કોઈ તો હજુ પણ નિશામાં ઊંઘતા જ હતા. એ જોઇને દૂતો ઘણા જ કોપ્યા. તેઓને પણ પકડી પાશવડે એક સાથે બાંધી લીધા; ને પછી સઘળાને ધર્મશાળાની બહાર કાઢી, ક્ષણભર પણ વિલંબ ન થવા દેતાં, તેની તે જ વેળાએ, આ મોટા અપરાધની શિક્ષા કરાવવાને સારુ યમપુર પ્રત્યે લઈ જવાને તૈયાર કર્યા. બે દૂતો આગળ થયા, ને બે પાછળ રહી, અનેક કટુ વાક્યોથી તથા હાથમાંના મુદ્ગરોથી તાડન કરતા ચાલવા લાગ્યા; મસ્તકપર અને વાંસામા ધડાધડ મુદ્ગરો પડવા લાગ્યા; ને હૃદયને ફાડી નાંખે એવા ક્રૂર હોકારા સંભળાવા લાગ્યા. એથી નિશામાં બેશુદ્ધ બનેલાઓનો નિશો પણ ક્યાંય જતો રહ્યો; અને તેઓ, 'ઓ રે! ઓ બાપ રે! હાય હાય રે!' એમ બૂમો પાડવા લાગ્યા. વળી સૌ મોટેથી પોકારવા લાગ્યા કે, "અરે દુષ્ટ કામ! તેં જ પાપીએ અમને ફસાવ્યા! હાય રે, તે જ ચડાળે અમને અવળે માર્ગે ચઢાવ્યા! રે, તેં જ પેલી લુચ્ચી સ્રીને સંઘરવાની અમને

મતિ આપી, ને તારા, કહેવાથી જ અમને પોતાનું ભાતું મૂકી સારુ ખાવાનું મન થયું. પણ કોઈ શું કરે? હાથનાં કરેલાં જ હૈયે વાગ્યાં છે. પરમ દયાળુ અને પરોપકારી મહાત્મા સત્સાધકનો સાથ છોડ્યો નહોત, કે, તેના શબ્દે શબ્દ ઉપર શ્રદ્ધા રાખી હોત, તો આ દુઃખ ભોગવવા દહાડો આવત નહિ. તેનો સંગ ત્યજવાથી, ચિત્તને વૈધુર્ય ઉપજાવનાર અને અચુધ્ય પાપી એવા પિશાચની અમારાપર દૃષ્ટિ પડવાથી, પરબ્રહ્મને અમે ભૂલી, મહામાયામાં સપડાયા છીએ." પછી તેઓ દૂતોને બહુ બહુ નમ્રતાથી પ્રાર્થના કરવા લાગ્યા કે, "દયા કરો! દયા કરો! ફરીથી અમે આવું કામ કદી નહિ કરીએ. અમે કોઇનું નહિ સાંભળતાં હવે સીધે સીધા અચ્યુતમાર્ગે જ ચાલ્યા જઇશું." પણ તેઓ સાંભળે શાના? તેઓએ તો ઉત્તર આપ્યું કે, "અમને તો અપરાધીને પકડી લઈ જવાનો જ માત્ર અધિકાર છે, ક્ષમા કરીને છોડી દેવાની અમારી સત્તા નથી. માટે એકવાર તો તમારે યમરાજની સમક્ષ થવુ જ પડશે પછી શિક્ષા કરે કે છોડી દે, તે તે જાણે." મદારીના હાથમા માંકડો હોય, તેવી દશા પામેલા તે અશ્રદ્ધાળુ અને પ્રમાદી પથિકો, વાસનામાં મોજ માની સહજમાં, અતિ દુઃખરૂપ એવા યમમાર્ગ પ્રત્યે સિધાવ્યા.

વિમાનમાં વસેલા પુણ્યજનો પ્રત્યે ગુરુ વામદેવજી કહેવા લાગ્યા; "નાસ્તિકપણું, ગુરુવચનપર અવિશ્વાસ, શ્રદ્ધારહિતપણું, વાસનામાં લીનતા અને પ્રમાદ, એ મોટા દુર્ગુણોનું જ આ પરિણામ છે. પણ ઉષ:કાળ થાય છે માટે સ્નાનાદિક આટપી લો. પછી અચ્યુતપુરગામી મહાત્મા સત્સાધકના સંગનાં દર્શન કરવા સજ્જ થજો." મહારાજા વરેપ્સુ બોલ્યો; "કૃપાસિન્ધુ! આપણે એમ વળીશું તો પછી આ યમદૂતોને અધીન થઈ પડેલાઓનું શું થાય છે, તે આપણા જોવામાં આવશે નહિ!" ગુરુજી બોલ્યા; "યમમાર્ગ ઘણો લાંબો છે, તેથી યમપુર પહોંચતાં એ લોકોને બહુ વિલંબ લાગશે. વળી અચ્યુતમાર્ગ જોવા ઉપરાત આપણે બીજાં ઘણાં કાર્યો કરવાનાં છે. હજી પુરદ્વારમા રહી ગયેલાઓની સ્થિતિ તો આપણે જોવી બાકી જ રહી છે. તે જોવા પ્રસગે યમલોક તથા ત્યાં જનારાઓની સ્થિતિ આદિ સઘળું હું તમને બતાવીશ." પછી વિમાન આકાશપંથે ઉપડ્યું. સર્વ પુણ્યજનો પોતપોતાના પ્રાતરાહ્નિકમાં પ્રવૃત્ત થયા. પ્રાતઃકાળ થયો. સૂર્યદેવના સ્વર્ણરજ સરખા કુમળાં કિરણો પૃથ્વીપર પથરાઈ ગયાં; અને પુણ્યજનો પોતપોતાનું પ્રાતરાહ્નિક કરી લઈ, ગુરુચરણ વંદીને તત્પર બની ગયા. વિમાન અચ્યુતપથ ઉપર સત્સા-

ધકના સંઘે જ્યાં ઉતારો કર્યો હતો, તે પ્રદેશપર આવીને અંતરિક્ષમાં સ્થિર ઠર્યું; અને ભૂમિપરથી સમર્થ અચ્યુત પ્રભુના નામનો જયજયકાર સંભળાયો. ત્યાં સર્વે પુણ્યજનો નીચે બેઠા હતા. થોડીવારે સંઘ સ્નાન સંધ્યાદિક કરીને પ્રયાણને માટે તત્પર બન્યો, અને મંગળાચરણમા જયજયકાર કરી માર્ગે પડ્યો તે વેળાએ ગુરુ વામદેવજીએ સર્વના સાંભળતાં મહારાજા વરેપ્સુને પૂછ્યું; "કેમ વારુ વરેપ્સુ! હવે તમને સૌને આ પથીઓનો માર્ગ કેવો લાગ્યો છે? તેઓની સ્થિતિ કેમ છે?" વરેપ્સુ બોલ્યો; "દયાનિધાન! જોઇને મને ઘણો હર્ષ ઉપજે છે કે, એઓનો માર્ગ ઉત્તરોત્તર ઘણો નિર્ભય છે, એઓની સ્થિતિ પણ ઘણી સારી ને દૃષ્ટિ અગોચર છે. તેઓનું વર્ણન કરવુ પણ અશકય છે. ભવ્યતામાં ભવ્યતા લય પામે છે. વ્યાવહારિક જનની દૃષ્ટિએ ભયંકર, ત્રાસદાયક જણાતો આ માર્ગ આનંદથી, ઐશ્વર્યથી, મહત્તાથી ભરપૂર છે. તેની મહત્તા વર્ણવી શકાય તેમ નથી. એ માર્ગ ભવ્ય ને વિજ્ઞાનમય છે. એ માર્ગે ગયેલા સર્વાત્મભાવને પામેલા છે. એમનાં શરીર પણ આગળના કરતા તેજસ્વી, પવિત્ર અને શાંત બન્યાં છે. એઓ પણ સહજ સરાગી થયા છે. મહાત્મા ભવ્ય ભાસે છે. એ બધાને જોઇને આ દિશાઓ પણ પ્રેમનુ પ્રતિબિમ્બ થવા પામી છે. એમનાં મુખ પ્રસન્ન છે. મન પૂર્વના કરતાં વધારે શ્રદ્ધાવાળાં દેખાય છે. માર્ગ જો કે અરણ્યમાં છે, તો પણ ઘણો પુણ્યરૂપ-આહ્લાદમય છે. બંને બાજુએ સુંદર વૃક્ષઘટાઓ આવી રહી છે, પક્ષીઓ મધુર શબ્દો બોલી રહ્યા છે, ઠારેઠાર જળાશયો દેખાય છે ને તેમા નિર્મળ મીઠાં જળ ભરેલાં છે. વળી માર્ગે ચાલતાં મહાત્મા સત્સાધક, વારંવાર સર્વેશ્વર અચ્યુત પરબ્રહ્મના અદ્‌ભુત ગુણોનું કથન કરતો જાય છે; એ શ્રવણ કરીને પંથીઓને માર્ગનો શ્રમ કિંચિત્ જણાતો નથી. જુઓ સર્વે પ્રેમમાં લીન છે. આનંદમાં મગ્ન છે. જ્ઞાની અને પ્રેમાળુ પથીઓ તો તે પ્રભુના પવિત્ર ગુણ સાંભળીને તેની અપાર શક્તિ તથા અદ્વિતીય દયાળુપણાના પ્રભાવ માટે બહુ સાનંદાશ્ચર્ય પામી, પ્રેમના ઉભરાને લીધે, પોતે પણ મીઠા સ્વરથી ગાવા મંડી પડેલા છે."

આમ પરમ આનંદે પંથીઓ ચાલ્યા જાય છે. એ સંઘ કેટલીકવારે એક રમ્ય સ્થાન આગળ જઈ પહોંચ્યો. ત્યાં અનેક વૃક્ષોથી ઢંકાયલા પર્વતપરથી પવિત્ર જળવાળી સુંદર સરિતા વહી રહી છે. તેને કિનારે, તે પર્વતની તળેટીમા એક મોટું ભવ્ય દેવાલય આવી રહ્યું છે. દેવાલયમાંથી સહસ્ર વધિ મનુષ્યોનો સાથે લાગો જયજયકારનો ધ્વનિ સંભળાય

છે. તે જયધ્વનિ ઘણે દૂર સૂધી પહોંચી જતાં, દુન્દુભિ તથા ઘંટનાદથી પણ બહુ પ્રિય લાગતો સ્વર કર્ણને અથડાય છે. સુંદર દેવાલયનાં મણિ-જડિત સ્વર્ણશિખરો તથા તેપર ફરકતી મોટી ધ્વજાઓમાં રહેલા ગરુડા-રૂઢ ભગવાન્, જોનારના મનમાં અચ્યુતપ્રભુ માટે ઉત્તમ યશનું સ્મરણ કરાવે છે. એ પવિત્ર સ્થાન અચ્યુતમાર્ગની જમણી બાજુએ આવેલું છે. ત્યાં આગળ જઈ પહોંચતાં જ મહાત્મા સત્સાધક માર્ગ વચ્ચે ઉભા રહેલા તે સત્સંઘ પ્રત્યે કહેવા લાગ્યો કે, "હે પુણ્યવાન્ પંથીઓ! આપણી આજની ખેપ અહીં જ પૂરી કરો. એ ત્રણ દિવસથી તમે ચાલચાલ કરો છો, માટે કેટલાક દિવસ સૂધી આપણે અહીં જ વિરામ લ્યો. આ સ્થાનમાં એક ઘણું પુરાતન તીર્થ છે; ને જેને શરણે જવા માટે આપણે, પ્રેમબુદ્ધ થયા છીએ, તે અચ્યુતપ્રભુના સગુણ સ્વરૂપનું મનુષ્યને પરિપૂર્ણ ભાન કરાવે, એવુ આ તીર્થ છે. એનું નામ 'अच्युततीर्थ' છે. અહીં ઉતારો કરવામાં સૌને માત્ર વિશ્રાંતિનો જ લાભ નથી, પણ બીજા અનેક લાભો સમાયલા છે. પ્રાણી માત્રને એકાકાર સ્થિતિમાં લઈ જનાર સર્વેશ્વર અચ્યુતપ્રભુ કેવો છે, તે પ્રત્યક્ષની પેઠે એ તીર્થમાંથી જાણી લઇશું. તે પ્રભુને કયી વસ્તુ પ્રિય અને કયી અપ્રિય છે, તે શાવડે આપણાપર પ્રસન્ન થાય, એના ચરણમાં શી રીતે શીઘ્ર જઈ પહોંચાય, ઇત્યાદિ અનેક વાતો આપણા જાણવામા અત્ર નિવાસ કરવાથી આવશે. વળી આપણી પૂર્વે આ માર્ગે ગયેલા, અને આપણા કરતાં આ માર્ગના વિશેષ-જ્ઞાતા, દૃઢ મનવાળા, તથા વાસના-રહિત ઘણાક જીવોનો સંગાત પણ થશે. તેઓ ગમે તેવા મોટા છતા નિરભિમાની હોઈ, પ્રેમપૂર્વક સમર્થ અચ્યુતપ્રભુના દાસાનુદાસ કહેવડા-વવામાં જ આત્મકલ્યાણ માને છે. આ સર્વોત્તમ તીર્થને વિષે સાક્ષાત્ અચ્યુત પરબ્રહ્મનુ પ્રતિનિધિ સ્વરૂપ વિરાજે છે. અહીં સર્વથા અચ્યુત-પુરનુ જ અનુકરણ કરવામાં આવેલું છે. અહીંઆંથી આપણે તે પ્રભુમાં લીન–એકાકારવૃત્તિવાળા–થવાનો, સર્વ પ્રકાર જાણી લઇશું." એ સાભળી ઘણા હર્ષથી કૃપાળુ પ્રભુનો જયજયકાર કરીને સંઘ અચ્યુતતીર્થ ભણી વળ્યો. તીર્થ વિષે આવા સઘોને ઉતરવા માટે ત્યાં વિસ્તૃત પાંથિકાશ્રમો હતા. ત્યાંના અધિકારીએ, ત્યાંના મહાદ્વાર આગળ આવીને, તેવા જ જયઘોષવડે, તેમને આવકાર આપ્યો. પછી પ્રત્યેક પંથી પાસેનું સ્વતંત્ર પત્ર જોઈ જોઇને તેઓને અંદર પેસવા દીધા. પછી સઘળા પાથિકોએ પુણ્ય જળવાળી પવિત્ર સરિતામાં સ્નાન કર્યું. તેઓનાં લલાટાદિક અંગો-પર કેસર કુંકુમાદિકનાં ચિહ્નો કરવામાં આવ્યાં, ને ઉત્તમ પ્રકારનાં ગંધ

પુષ્પાદિક પૂજોપચારો સહિત તેઓને તે અદ્દભુત મંદિરને વિષે બિરાજેલા અચ્યુતરૂપના દર્શન કરવા જવાની આજ્ઞા થઈ. મહાત્મા સત્સાધક આગળ થયો ને તેઓને મંદિરમાં તેડી ગયો.

આટલે સૂધી વિમાનવાસીઓ સઘળું જોઇ શકયા; પણ હવે મંદિરમાં શું છે, તે તેઓથી અંતરિક્ષમાં રહીને જોઇ શકાયું નહિ. તેથી વરેપ્સુએ, ગુરુદેવને વિનતિ કરતાં જ, વિમાન સરરર કરતું નીચે ઉતરી આવ્યું, ને મંદિરના દ્વાર આગળ એવી રીતે સ્થિર થયું, કે જેથી વિમાનમાં બેઠેલા સર્વ પુણ્યજનો મંદિરમાંનું સઘળું જોઇ શકે, પણ મંદિરમાં જતાં આવતાં કોઇને કશી અડચણ નડે નહિ, અને ભૂમિપરનો પણ કોઇ મનુષ્ય જોઈ શકે નહિ, એ અદ્દભુત ગુણ તેના દિવ્યપણામાં હતો. વિમાન સ્થિર થતાં જ સઘળાની દૃષ્ટિ એક જ ક્ષણે મંદિરના મધ્યભાગે વિરાજેલા મણિમય અને તેજોમય, ગૂઢસત્ત્વથી ભરપૂર, દિવ્ય, ભવ્ય, જ્યોતિરૂપ ઉપર પડી. તત્કાળ સઘળા વિમાનવાસીઓએ મોટા હર્ષથી જયજયકારનો મહાધ્વનિ કર્યો. અસંખ્ય તીર્થવાસીઓ, સંઘના પાંથિકો તથા પુણ્યજનો, એ સર્વના વારંવાર થતા એક સામટા જયઘોષથી એ વિશાળ મંદિર તો શું, પણ અપાર વિશાળ આકાશ સુદ્ધાં ગર્જી ઉઠયું. એ જયગર્જના સાભળીને તે પ્રત્યેક મનુષ્યના મનમાં બહુ ગભીર ભાવ ઉત્પન્ન થતો હતો. મંદિરના મધ્યભાગમાં મોટા વિચિત્ર રત્નસિંહાસન ઉપર, અનેક ગૂઢસત્ત્વથી લેહલીન, છબીલું, મંગળમય, શ્યામસુંદર જ્યોતિરૂપ વિરાજમાન હતું. એ સ્વરૂપનું વર્ણન કરવાને ભારતી (સરસ્વતી) પણ અસમર્થ છે. તેને વસ્ત્રાલંકારો પણ કેવળ અલૌકિક જ ધરાવવામા આવેલા હતા. વારંવાર સેવાને અંગે તેને અર્પવામાં આવતા માનસિકોપચારો પણ અલૌકિક જ હતા. ત્યાં દિવ્ય વીણા, મૃદંગ, તાલ આદિક વાદ્યો સાથે ઘણાં મંજુલ અને મધુરા સ્વરોથી સમર્થ અચ્યુતપ્રભુની વિમલતાનું ગૂઢ ગાન થઈ રહ્યું હતું. તીર્થવાસીઓ અને પાંથિકો અચ્યુતપ્રભુની તે અદ્દભુત મૂર્તિને જોઇ, કામના રહિત ભાવથી તેના ચરણમા વારવાર દંડવન્નમસ્કાર કરતા હતા, ને ગદ્દગદિત વાણીએ પ્રાર્થના કરતા હતા કે, "હે પ્રભુ! કૃપા કરી, સર્વ કામનાનો લય કરી, નિર્વિઘ્ને તારા રૂપમાં ખેંચીને નિર્ભય કર." પોતાની અંજલિઓમાનાં સુપુષ્પોથી પ્રભુને વધાવીને પ્રસન્ન થયેલા તે જનો, ક્ષણે ક્ષણે સ્થિર થઇ જઈ, પરબ્રહ્મના તે અદ્દભુત રૂપને ચરણથી માંડીને મુકુટ પર્યંત નિરખતા હતા. તેઓ મહાત્મા સત્સાધકના ઉપદેશને વારંવાર લક્ષમાં લઈ, તે મંગળ સ્વરૂપને

પોતાના હૃદયમાં ઠસાવતા હતા. વિશુદ્ધ અને વિમળ અંતઃકરણના જનો, એ દર્શનથી તદ્રૂપ બની ગયા. આમાંનો એક પંથી તો તે સ્વરૂપનુ અવલોકન કરતાં કરતાં એવો પ્રેમબદ્ધ થઇ ગયો કે પોતે ક્યાં ઉભો છે ને કયી સ્થિતિમાં છે, તેનું પણ તેને કશું ભાન રહ્યું નહિ. થોડીક વારે સ્વસ્વરૂપના પ્રેમાવેશમાં તે એવો પ્રેમબદ્ધ થઈ ગયો કે એકદમ નાચવા ને કૂદવા મંડી પડ્યો, તાળી વગાડવા લાગ્યો, મુખેથી અચ્યુત-પ્રભુનાં જયજયકારપૂર્વક અનેક નામોનો ઉચ્ચાર કરવા લાગ્યો, ને હસ્તે મુખે ઉન્મત્તની પેઠે મદિરમાં ખેલવા લાગ્યો. ઘણાક પાંથિકો એને ગાંડો થઈ ગયેલો જાણી હસવા લાગ્યા, પણ મહાત્મા સત્સાધક એની આંતર સ્થિતિનો જ્ઞાતા હતો તે સૌને કહેવા લાગ્યો કે: "એને તમે ગાંડો જાણશો નહિ. એ જ મોટો ભાગ્યશાળી છે, ને એના પદરમાં સુકૃતોના પુણ્યનો પુંજ એકઠો થયેલો છે. એ પૂર્ણ સાધનસંપન્ન છે અને એનામાં વાસનાનો-સર્વ લૌકિક વાસનાનો ત્યાગ-વિરાગ-નિર-ભિમાન સુદૃઢતાથી વસ્યું છે; તથા આ ચૈતન્ય સ્વરૂપની સાથે એના આત્મિક સ્વરૂપનું પૂર્વકાળનું ઓળખાણ છે, તેથી એ આ સ્વ-રૂપને નિરખતાં, પૂર્વભાવમાં લીન થઈ ગયો છે. જેમ બાળક, ભૂખ અને દેહની પીડા ભૂલી જઈને, પોતાને પ્રિય એવાં રમકડાંથી રમે છે, તેમ અહંતા મમતા રહિત સુખ પામેલો એ પ્રેમબદ્ધ પણ, સઘળું ભૂલી જઈને પરમાત્મામાં રમે છે. ચૈતન્યરૂપી આકાશમાં રહેલો પ્રેમ-બદ્ધ બ્રહ્મવેત્તા, કદી નાગો ફરે, કદી વસ્ત્ર પહેરી ફરે, કદી વલ્કલ પહેરી ફરે, કદી ઉન્મત્તપેરે ફરે, કદી બાળકપેરે ફરે, કદી પિશાચપેરે ફરે, કદી માદક પદાર્થનું પાન કરનાર ભગડ ફરે તેમ ફરે, કદી વિષયોમાં ફરે, કદી વિષયથી બહાર ફરે; તેમ કોઈ માન આપે, કોઈ અપમાન આપે, પણ તેને કોઈ પણ પ્રકારનું લેપન થતું નથીઃ શરીરના અભિમાન રહિત જીવને પ્રિય અપ્રિય કંઇ નથી. જેમ કોઈ પ્રેમાળુ સ્ત્રી પતિનો પહેલ-વહેલો અને ઘણો ટુંકો સમાગમ થયા પછી, તુરત વિખૂટી પડી હોય, ને ઘણા લાંબા વિયોગને અંતે પાછી તેને મળે તે વેળા તેના મનની જે સ્થિતિ થાય, તેવી સ્થિતિ આ અચ્યુતસ્વરૂપ જોઈને, એ પ્રેમબદ્ધ જીવની થઈ રહી છે. એ પોતાના હૃદયમાંથી ઉભરાઈ જતા પ્રેમાનંદમા નિમગ્ન થઈ ગયો છે! એ મહાત્મા તો આપણ સર્વને વંદ્ય છે; કેમકે એનામાં અચ્યુત પરબ્રહ્મની પ્રેમાળ ભક્તિએ વાસ કર્યો હોવાથી, એ તે સમર્થ સચરાચર વ્યાપી પરબ્રહ્મમય થઈ રહ્યો છે. અંતઃકરણની

શુદ્ધવૃત્તિ વિના પ્રેમ થતો નથી, ને પ્રેમ વિના એકાકારવૃત્તિ–અભેદભાવ પ્રકટતો નથી. જ્યાં સૂધી અભેદભાવ હોય નહિ, અંતઃકરણ શુદ્ધ હોય નહિ, ત્યાં સૂધી જીવ જ્ઞાતા સતે પાછો પછડાઈ, વિનાશરૂપ આટામાં ગુંચવાઈ પડશે. તમને તો પરમ રહસ્ય જાણવાની ઇચ્છા છે, પણ માત્ર જાણવાની જ ઈચ્છા–ખરી મુમુક્ષુતા નથી. ખરી મુમુક્ષુતા પ્રેમબદ્ધ હોવા પછી, ચૈતન્યમાં–ચૈતન્યની લીનતામાં છે. સાધનસંપત્તિથી વિકસિત થયેલી મુમુક્ષુતા તે જ મુમુક્ષુતા છે. આત્મસત્તા સાથે એકરસ થયેલો આત્મા, અભિન્ન અનેક વિલક્ષણ ચમત્કાર પેખે છે, પણ જે તેની પાર પહોંચે છે, તે જ ખરો આત્મજ્ઞાની તથા ખરો મુમુક્ષુ છે. જે જીવ વાસનાગ્રસ્ત નથી, તેનામાં જ આવી સિદ્ધિ આવી શકે છે. તે જે જોય છે તેવું અન્ય જોઈ શકતું નથી; તે જે સાંભળે છે તેવું અન્ય સાંભળી શકતું નથી; તે જેવો બન્ધને પામે છે તેવો અન્ય બન્ધ નથી. તમારા મનમાં પ્રેમાત્મજ્ઞાનનો ભાવ છે, અને પ્રેમાત્મજ્ઞાન–ચેતનમાં એકાકારવૃત્તિની વાતો સરળ છે, સહેલી છે–વગર સંકટની–વગર કષ્ટની છે, પણ પ્રેમાત્મજ્ઞાનરસનું પાન કરી, ચકચૂર થઈ જવું, એ તો અતિ દુર્ઘટ કાર્ય છે. અનેક શંકા, અનેક ભય, સર્વ વાસના, સર્વ કાર્ય ભાવોનો નાશ કીધા વગર, નિશ્શંક અભયસ્થાન–પરમાત્મામાં અભેદભાવવૃત્તિરૂપ અભયસ્થાન–પ્રાપ્ત થતું નથી. સ્થૂલવાસનામાં લીન થઈ જનારો, આત્મજ્ઞાનના આવેશમાં આગળ આગળ વધશેઃ અને તે સત્ત્વ–ગૂઢસત્ત્વ યથાર્થ જાણી તેમાં તન્મય થયો હોય, પણ તે જો પૂર્ણ સાધનસંપત્તિસંપન્ન ન હોય તો, તેના જીવિતનો હેતુ સાર્થક થતાંએ, પ્રેમાત્મતત્ત્વનુ જ્ઞાન પ્રાપ્ત કરવું કષ્ટદાયી થઈ પડે છે. વિશુદ્ધ પ્રેમાત્મપ્રસાદ વિનાનો–કાચો–સંપત્તિ રહિત–આ પ્રેમી તત્ત્વજ્ઞની સ્થિતિને પામતો નથી. આને તમે પ્રેમઘેલો જુઓ છો, પણ એ તેવો નથી. એની વૃત્તિઓ અભેદપણાંને પામેલી છે, તેથી એ પરમાત્મામાં એકાકાર થઈ ગયો છે. જુઓ, એણે નિર્ભયતાના મંત્રજપથી સર્વ વાસના ટાળી દીધી છે; ને તેમાં એ જે જુએ છે, તે મારાથીએ જોવાતું નથી.” સ્થિર ચિત્તથી, નિશ્ચય દૃષ્ટિથી ને સૂક્ષ્મ પ્રમાણોથી જે જે વાતો સત્સાધકે કહી, તે તે સાંભળી સર્વેની વૃત્તિઓ વિસ્મયમાં જ લીન થઈ ગઈ. સર્વ વ્યાપી, પણ કોઈ અદૃશ્ય ભાવથી, અન્ય જીવો–પ્રેમી આત્માઓ, તેની સાથે જોડાઈ જતા જણાયા. મનોમન એક થઈ ગયાં. સર્વે તે પ્રેમબદ્ધનો વિશુદ્ધ આત્મા યથાર્થ સ્વરૂપમાં જોઈ શકવા લાગ્યા.

વિમાનમાં પણ એમ જ બન્યું. પ્રભુની મૂર્તિનાં દર્શન થતાં જ, સઘળા પુણ્યજનો ચિત્રવત્ બની ગયા અને મહારાજા વરેપ્સુને સમાધિ લાગી ગઈ. તે જ્યાં બેઠો હતો ત્યાંનો ત્યાં જ મૂર્તિવત્-ચિત્રવત્ થઈ ગયો. થોડીક વારે તેનું શરીર કંપવા લાગ્યું. તેનાં રોમાંચ ખડાં થઈ ગયાં, નેત્રમાંથી જળ વહેવા માંડ્યું, બેઠો હતો ત્યાંથી ઉભો થઈ ગયો, હાથ ઉંચા કરી કરી તાળિયો પાડવા લાગ્યો, અને માદક પદાર્થથી પરવશ થયેલા મનવાળા મનુષ્યની પેઠે અનેક પ્રકારની ચેષ્ટાઓ કરવા લાગ્યો. વરેપ્સુને આ સઘળું સ્વરૂપાનંદના ઉભરાનું પરિણામ હતું; આત્મા પરમાત્માની એકતાના શુદ્ધભાવનું દર્શન હતું; ચેતન રહસ્ય હતું. આવા જ આનંદના ઉભરામાં તે વળી સ્વસ્થ બનીને કહેવા લાગ્યો; "અહા ! ગુરુદેવ ! હું શું કહું ! શી લીલા વિસ્તરી છે ! શી શોભા બની છે ! આપની કૃપાથી આત્મજ્ઞાનરસ પીધો છે ને તે દશામાં મેં જે પ્રત્યક્ષ અનુભવ્યું હતું, તે જ સ્વરૂપ આ-આ-આ તે જ સ્વરૂપ ! તેવડું જ અને તેવું જ સુંદર ! ચરણથી માંડીને છેક શિખાપર્યંત એકેએક અંગ હું ધારી ધારીને જોઉ છું તો તે જ દિવ્ય સ્વરૂપનું દર્શન થાય છે." બીજાઓ વ્યવહારદૃષ્ટિએ જોનારાઓ-આને ઘેલછા ગણે, માયિક દૃષ્ટિવાળા આને જાદુ કહે, કોઈ મનાવે કે, એ ભૂતનો વળગાડ છે, પણ જેની વ્યાવહારિક વાસના નિર્મૂળ થાય, જગતનાં દુઃખસુખ ક્લેશ આનંદની ભાવના ટળી જાય, અને આત્મભાવ જ રમણ કરી રહે, એની વૃત્તિ આ જ છે, એવું માનનારા તો, આનું કારણ, અભેદવૃત્તિ જ કહેશે-આત્મબળનું રહસ્ય સમજશે, સર્વમયતાનું પ્રત્યક્ષ દર્શન લેખશે, મનોવિકારની વિશુદ્ધિનુ પવિત્ર ફળ જાણશે, અહંભાવનો લય માનશે ને સર્વ વાસનાનું નિકંદન ફળ વૃદ્ધિવૃક્ષની ટોંચે પહોંચ્યું માની, બહુ રાચશે તેવા બનવાનો યત્ન કરો પુનઃ રાજા વરેપ્સુ બોલ્યો; "અહો ! ગુરુદેવ, જૂઓ, મરકતમણિ સરખું શ્યામ શ્રીઅંગ કેવું સુકોમળ છે, અને અહા ! દીપ્તિમાન્ ! પરમજ્યોતિ ! પરમજ્ઞાન મૂર્તિ ! પવિત્ર ચેતન છે ! તેના અંગ પ્રતિ અંગોમાં વસ્ત્રાલંકારો પણ મેં ત્યાં જોયા હતા, તે જ સુંદર અને અલૌકિક જ છે ! ચરણમાં રત્નનાં નૂપુર, કટીએ પહેરેલા પીતાંબરપર કંદોરાની જગ્યાએ આવેલી કિંકિણીવાળી રત્નજડિત કટીમેખલા, હૃદયે વિરાજતી રત્નમાળાના પદકરૂપે લટકતો મહાતેજોમય કૌસ્તુભ, હસ્તમાં રત્નમુદ્રિકા, પહોંચામાં મણિકંકણ, બાંહેમાં બાજુ, હડપચિએ હીરક ચિબુક, પેલી નાજુક સરળ નાસિકાને છેડે લટકતું બેસરનું તેજસ્વી મોતી, એ સૌન્દર્ય-બ્રહ્મદેવના મનને પણ લોભાવે

તેવું જ છે! એ સુંદર શ્રીમુખના બંને ગોળ અને કુમળા ગાલ ઉપર પેલો પ્રકાશમણિ ઝળકી રહ્યો છે, તે શો અદ્દભુત છે! શી તેના શોભાયમાન કર્ણોમાં રહેલાં મત્સ્યાકાર રત્ન કુંડળોની તેજસ્વી પ્રભા નાચી રહી છે! એનું હસી રહેલું કમળ સરખું મુખ, વિકસિત કમળ સરખાં નિર્મળ સુકોમળ નેત્ર, બંને કપોલપર ઝુકી રહેલા ભ્રમર પંક્તિ સરખા કેશ, લલાટમાં કરેલું કસ્તૂરી તિલક–અહા! પરમ મોહક છે! આ મસ્તકપરનો મયૂર ચંદ્રિકાઓથી અલંકૃત થયેલો રત્નમુકુટ, ચિત્તને લુબ્ધ જ કરી નાંખે છે. કંઠમાં ચઢઉતર આવેલી અદ્દભુત પુષ્પમાળાઓ તો વળી એ શોભામાં વધારો કરી મૂકે છે. ગુરુદેવ! એવી અદ્દભુત પુષ્પમાળાઓ પ્રભુને માટે રચનારની ભક્તિ અને ચાતુર્યનો જય! જય! ચૈતન્યમાં એકાકારમય અભેદવૃત્તિથી જોનાર, આત્મપ્રસાદથી પૂર્ણ, ચૈતન્યવિવર્તમાં તલ્લીન, જ્યોતિમાં એકાકારવૃત્તિવાળા, વાસનારહિત વૃત્તિવાળા પ્રેમઘેલાને–જોઈએ તો ગાંડાને–કહેવા દો કે પ્રેમઘેલછામાં લીનને, જે ગોચર થાય છે, તે અહંભાવથી ભરેલા અજ્ઞાનીને થતું નથી. તેનું ભાગ્ય જ નથી, તેનું ભાવીએ નથી. જેટલો જે અજ્ઞાની, તેટલો તે અભિમાની! તેને મનુષ્યજીવિતનો પરમ લાભ જ હુંપદમાં છે. જ્ઞાનનાં દ્વાર તો જોયાં ન હોય, તે પૂર્વે આત્મબળ–અધ્યાત્મરહસ્યની વાતો–એ માત્ર હુંપદાઈ જ છે. આ હું તો પ્રેમઘેલો જ બન્યો છું!" એમ સ્વરૂપવર્ણન કરતા કરતાં વળી તેને પ્રેમનો આવેશ થઈ આવ્યો; જેમાં તે પોતાની ચાલુ સ્થિતિનું ભાન ભૂલી જઈ, પોતે આત્મપ્રસાદમા સાક્ષાત્કારથી અનુભવેલા અચ્યુતપ્રભુ આ જ છે, એમ ધારીને, પૂર્વની* પેઠે તે પ્રભુ જતા ન રહે તે સારુ, આ વેળાએ તે સ્વરૂપને ભેટી પડવા સારુ વિમાનમાંથી જેવો કૂદી પડવા જાય છે, તેવા જ ગુરુ વામદેવજી ચેતી ગયા અને તત્કાલ તે પ્રભુના નામની જયગર્જના કરાવતાંની સાથે, વિમાન સડસડાટ કરતું આકાશપંથે ઉપડ્યું.

વરેપ્સુને નીચે પડતો ગુરુદેવે બચાવી લીધો; પણ તેથી કંઈ તેના આત્માનુભવ પ્રેમનો વેગ ઓછો થયો નહિ. તેનું નીચે કૂદવા જવું ને વિમાનનું ઉપડવું, એના બેવડા બળના આઘાતપ્રત્યાઘાતથી તે વિમાનમાં જ તૂટી પડ્યો, ને પડતાની સાથે મૂર્છિત–શુદ્ધિહીન થઈ ગયો. આવું જોઈ સૌ પુણ્યજનો ચિન્તાતુર થઈને તેની સારવાર માટે દોડાદોડી કરવા મંડ્યા, ત્યારે ગુરુદેવે કહ્યું કે; "ચિન્તા કરવાનું કંઈ કારણ નથી. એના આત્માને

* આગળ વરેપ્સુએ જ્યારે આત્માનુભવ કર્યો હતો ત્યારે સ્વરૂપાનંદમા મગ્ન થઈ, તે તેમને ભેટી પડવા દોડ્યો હતો, પણ તત્કાળ ભગવદ્રૂપ અદૃશ્ય થઈ ગયું હતુ તેમ.

કોઈ જાતનું કષ્ટ થાય છે, એમ ધારશો મા. એ તો અત્યારે કૈવલ્યબ્રહ્મનું સુખ અનુભવે છે; ને એ બ્રહ્મભાવમાં મગ્ન થઈ ગયો છે. હે પુણ્યજનો! આ મહાત્મા રાજર્ષિની આ અવસ્થા પરમ શ્લાઘ્ય છે. આ સ્વરૂપદર્શી-નથી જ જ્યારે એની આવી દશા થઈ છે, ત્યારે તે કૃપાળુ અચ્યુતપ્રભુનો સાક્ષાત્કાર થતાં શું બાકી રહેશે!! અદ્વૈત-એકતા-અનુસન્ધાન જુઓ, ચિત્તની આવી એકતા નિશ્ચળતા-તદ્રૂપતા, એ જ ભગવત્સાક્ષાત્કારમાં કારણભૂત છે. જે પ્રભુને માટે જે મનુષ્યને આટલી બધી ભાવના પ્રકટ થાય છે, તે શુદ્ધ પ્રેમાળ ભક્તને, તે સર્વમય-સર્વવ્યાપી-સર્વાન્તર્યામી સમર્થ પ્રભુ કોઈ ક્ષણે પણ કેમ જ વિસારે? સાધનસંપત્તિમાનને વિસારે તો ક્યાંથી, પણ નિરંતર-ક્ષણે ક્ષણ, તે કૃપાળુ પ્રભુ તેના આત્માનું શ્રેય થાય, તેવી રીતે પરિચરણ અને રક્ષણ કર્યા કરે છે; ને તે અન્તે સુદૃઢ પ્રેમ થવાથી ગમે ત્યાં હોય ત્યાંથી પણ તે એને પોતાનાં ચરણમાં ખેંચી લે છે."

એટલી વાતચિત થતાં થતાંમાં તો વિમાન જગત્પુરના દ્વાર ઉપર જઈને ઠર્યું. વરેપ્સુ પણ આળસ મરડીને જાગ્રત થયો ને પુણ્યજનો હર્ષ પામ્યાં વરેપ્સુએ ઉઠતા વારમાં ગુરુદેવનાં ચરણમાં વંદન કર્યું; અને ક્ષણભર અનુભવેલા પરમાનંદના ઉભરામાં કૃપાળુ અચ્યુતપ્રભુના નામની જયગર્જના કરી. પછી મહાત્મા વામદેવ બોલ્યા; "રાજા, હવે સાવધ થા, અને નીચે દૃષ્ટિ કર, કે તને જણાશે કે, હમણાં આપણે ક્યાં છીએ." સર્વ પુણ્યજનો અનિમેષ દૃષ્ટિ કરી, સ્થિર ચિત્તે નીચે જોવા લાગ્યા. પછી વરેપ્સુ બોલી ઉઠ્યો; "કૃપાનાથ! આ તો પુરદ્વાર જણાય છે! અહીં તો ઘણું જોવા જેવું છે!" પુનઃ સૌ વિમાનવાસીઓને ઉદ્દેશીને તે બોલ્યો; "અરે! આ તો પેલા સત્સાધકના સંઘમાંથી પછવાડે રહી ગયેલા જનો જોવામાં આવે છે. અહો! તેઓ કેટલા મોટા સંકટમાં સપડાયા છે! જે સુખની લાલસાથી તેઓ અહીં અટકી ગયા હતા, તે સુખની કશી પણ અસર તેમનામાં હવે દેખાતી નથી. અહુણાં તેમને પળે પળે વિટંબના જ આવી ગળે વળગે છે. મહાત્મા સત્સાધકનું કહેવું અક્ષરે અક્ષર સત્ય છે, એમ તેઓને હવે લાગવા માંડ્યુ છે પણ હવે તેનું શું ફળ? તેઓનો સંસાર જગન્નગરમાં હતો. તેના કરતાં પણ હવે ઘણો વધી પડ્યો છે; તેમાંથી તેઓ કોઈ રીતે ઉન્નત સ્થાનમાં જઈ શકે તેમ નથી; પણ તેમાંના તેમાં જ રીબાતા કેટલાકો પેલા કાળપુરુષના ભક્ષ્ય થઈ સમૂળા નાશ પામતા જાય છે." એટલામાં એક પુણ્યજન બોલી ઉઠ્યો; "રાજન્! આપ કહો છો તેમ જ છે. એ સઘળાઓ અનેક

પ્રકારની સાંસારિક વિટંબણાઓમાં ફસાઈ પડેલા છે, પણ તેમાંએ વળી પેલો એક મનુષ્ય બહુ દયામણી સ્થિતિમાં તરફડતો દેખાય છે. આપે હમણાં કહ્યું તેમ તે જાણે કાળપુરુષના પંજામાં જ ફસાયો હોય, એમ જણાય છે. તે બિચારાને આ વેળા કેટલું બધું કષ્ટ–વેદના–દુઃખ થતું હશે! મારાથી તો એ જોવાતું પણ નથી." ગુરુ વામદેવજી બોલ્યા; "પુણ્યજનો! હમણાંથી જ કટાળશો મા. એ મનુષ્યની સ્થિતિ તમારે અવશ્ય જોવા જેવી છે, કેમકે એમાંથી બહુ જ્ઞાન થશે. ચાલો, આપણે છેક તેની નજીકમાં જઈએ." તત્કાળ વિમાન અકલ્પ્ય રીતે, એ મનુષ્યની સઘળી સ્થિતિ વિમાનવાસીઓથી બરાબર જોવાય તેમ, નીચે જઈને અદૃશ્યપણે સ્થિર થયું.

એ દુઃખી મનુષ્ય જ્યાં પડ્યો હતો તે સ્થળ એ અતિ વિસ્તારવાળા પુરદ્વારમાં આવેલું એક વસતિગૃહ* હતું. તેમાં વસનારો એ મનુષ્ય બીજા સર્વ પાંથિકોની પેઠે એક પાંથિક જ હતો. જેમ પંથીને એકાદ રાત્રિ વિશ્રામને અર્થે ધર્મશાળામાં નિવાસ કરવા દેવામાં આવે છે, તેમ જ આ સ્થળ માત્ર એક પાંથિકાશ્રમ હોવાથી, તેને થોડા સમયને માટે જ તેમાં નિવાસ કરવા દેવામાં આવ્યો હતો; છતાં પોતાની મૂર્ખતાને લીધે તે સ્થળને તેણે પોતાનું જ માની લીધું; અને હું ક્યાં જવા નિકળ્યો છું, તથા મારે શું કરવું જોઈએ, તે વાત ભૂલી જઈને, તેણે પોતાનો ત્યાં જ પથારો નાંખ્યો. સત્સાધકના સંઘની પણ પહેલાંના કોઈ બીજા સંઘની સાથે તે અચ્યુતપુર જવા નિકળ્યો હતો † પણ અહીં માત્ર એક રાત્રિ વિશ્રામ લેવા રહ્યો, તેટલામાં પ્રમાદથી અહીંનાં જ ક્ષણિક સુખમાં ભોળવાઈ ગયો ને અચ્યુતપુર જતાં તે રહી ગયો. ધીરે ધીરે સ્ત્રી, પુત્રો, પુત્રીઓ, ધનદોલત, સાહેબી, વારાંગનાઓ આદિક બહુ મોટા સમાજને તેણે પોતાના કુટુંબ તરીકે માની લીધો વાસ્તવિક જોતાં તો એમાંનું કોઈ તેનું નહોતું, પરંતુ તેણે તો જે જોયું મળ્યું, તેને પોતાનું જ માની લીધું ને તેમાં એવો ધાડો મમત બાંધી દીધો, કે કેમે કર્યો છૂટવા પામ્યો નહિ અને ઉત્તરોત્તર સમય જેમ જેમ વહેતો ગયો, તેમ તેમ તેને પોતાની ખરી સ્થિતિનું વિસ્મરણ થતું ગયું હું કોણ છું, ક્યાંથી આવ્યો છું, શા ઠામે આવ્યો છું, મારે કયા જવું છે, ને અહીં

---

* રહેવાનું, નિવાસ કરવાનુ ઘર અર્થાત્ જગન્નગરમાંનું એક પુર-શહેર

† અર્થાત્ ઘણા કાળ પૂર્વે તે જીવ જન્મ્યો હતો ને આવર્જન વિસર્જન–જન્મવું ને મરવું ને જન્મવું, એમ અનેક યોનિમા-જન્મનારો જીવ હતો.

હું કીયા સ્થળે આવી રહ્યો છું ઈત્યાદિ સર્વ વાતનું તેને વિસ્મરણ જ થઈ ગયું. મારું ઘરબાર ને ઉત્પત્તિ સ્થિતિ આ સર્વ આ પુરદ્વારમાં જ છે, આ સર્વજનો મારા કુટુંબી છે, ને હું તેઓનો વડીલ છું, સર્વનો રક્ષક–પોષક છું, એમ જ તે ગર્વથી સમજતો હતો. મારે શી પીડા છે, શી ખોટ છે, કોણ પૂછનાર છે, એવું તેનું અભિમાન હતું. પણ પરાયું તે પરાયું જ! પાંથિકની સત્તા પાંથિકાશ્રમ ઉપર ક્યાં સૂધી? અંતે તો તેમાંથી ગુડા ભરવા જ પડે. જ્યાં ક્ષણે ક્ષણ કરાળ કાળપુરુષનો ભય, ત્યાં વધારે વાર નિશ્ચિન્તપણે વસવું, કુશળરૂપ ક્યાંથી જ હોય? પણ એ સંસારાસક્ત મુગ્ધ જીવ ચેત્યો નહિ, સમજ્યો નહિ, ને એને વિચાર આવ્યો નહિ કે, આ જગન્નગરમાંથી મારે એક દહાડો જવાનું છે, ને જે અચ્યુતબ્રહ્મે મને અત્ર મોકલ્યો છે, તેને મારા જીવનના કર્તવ્ય કર્મનો હિસાબ આપવાનો છે અણુવિંધેલા આખલા માફક તે નિશ્ચિન્તપણે વિચરતો હતો પણ ધીમે ધીમે ભયંકર કાળપુરુષના લાંબા હાથ તેના પ્રતિ લંબાવા માંડ્યા. તેણે માનેલા કુટુંબમાંથી, થોડા થોડા સમયને અન્તરે, તેની દૃષ્ટિ આગળ કેટલાક તેના કાળજા જેવા કાજગરા જીવો કાળપુરુષના મુખમાં ઘસડાઈ ગયા. છતાં એ મૂઢ પંથી ચેત્યો નહિ, કે હું અહીં નિશ્ચિન્ત કેમ પડ્યો છું. એમ કરતાં કરતાં સ્વતઃ તેનાપર જ ધાડ આવી. કૃતાંત કાળપુરુષના લાંબા હાથ પોતાભણી પ્રસરી આવતા તે પ્રત્યક્ષ જોવા લાગ્યો. એમ થવાથી તે જાણે ઘણી લાંબી નિદ્રામાંથી જાગ્રત થયો હોય, તેમ સાવધપણામાં આવી, એ ભયમાંથી છૂટવાનાં મિથ્યા વલખાં મારવા લાગ્યો. પણ હવે ઘણું મોડું થયું હતું. તેનું શરીર બહુ જીર્ણ થઇ ગયું હતું. તેણે માની લીધેલા કુટુંબાદિકની સેવા કરી કરીને તે તદ્દન થાકી જ ગયો હતો. તે ઉપરાંત વળી તેની પાસે બોજો* પણ ઘણો એકઠો થયેલો હતો, જે ઉપાડી શકવાની તેનામાં શક્તિ નહોતી. આવાં સઘળાં કારણો છતાં પણ, તે કાળપુરુષના ભયથી વારવાર ચમકી ચમકીને નાસી છૂટવા તયારી કરવા લાગ્યો, પણ પેલા માની લીધેલા કુટુંબમાં ઠરી ગયેલી મિથ્યા પ્રીતિ, તેને ખેંચી ખેંચીને પાછો પાડવા લાગી. તેની એટલી પ્રીતિ છતાં પણ, એ કુટુંબીઓ તો તેને કોઈ વાતે ગણકારતા ન હતા. જર્જરિત થઈ ગયેલો હોવાથી તે તેઓની કશી સેવા બજાવી શકતો નહોતો; અને જે વૃક્ષ ફળ નહિ

* વાસનારૂપ કર્મોનો બોજો પુત્ર કલત્ર–અર્થાત્ ધન કીર્તિ–સ્ત્રી આદિ વાસનારૂપ બોજો. બીજા રૂપમાં પાપપુણ્યનો પણ બોજો

આપે તે બાળવા સિવાય બીજા શા ઉપયોગમાં આવી શકે છે? એમ જ જે જીવ વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થવાથી, કુટુંબના ઉપયોગીપણામાં નિરુપયોગી થઈ પડે છે, તેનાપર પ્રીતિ કેમ રહે? જ્ઞાની જીવ જ વિચારે છે કે, આ સંસારમાં પ્રાણી કિંવા પદાર્થની એક સ્થિતિ કાયમ રહેતી નથી; માટે એમાંથી તરવા માટે શોક મોહ છોડી દઈ, પરમાર્થ સાધનની વૃત્તિને સબળ કરવી જોઈએ; પરંતુ સંસારની દુર્ઘટ અવસ્થામાં અને મિથ્યા આશામાં ને આશામાં, સર્વ વાતે કેવળ અશક્ત બની જવાથી, આ જીવને ઘણી મોટી ચિન્તા ઉત્પન્ન થઈ, ને તેથી તેના શરીરમાં જ્વરે પ્રવેશ કર્યો. જુઓ, અહુણાં એ જીવ મહાજ્વરથી પીડાતો પથારીપર પડ્યો છે; તેની છાતીમાં કફ ભરાઈ ગયો છે; ઘોઘળો ઘરડ ઘરડ બોલે છે; નાકમાંથી પાણી સરખો શ્લેષ્મ વહે છે; આંખો ઉંડી જતી રહી છે ને પીયા તથા આંસૂનાં ઝળઝળિયાંથી ભરાઈ ગઈ છે; નેત્રમાંનું તેજ ઓછુ થઈ ગયેલું હોવાથી તે ફીકી કોડા સરખી લાગે છે; તેના કાન બહેર મારી ગયા છે; મુખમાંથી લાળ વહે છે; જિહ્વા ટૂંકી થઈ ગયેલી હોવાથી, સ્પષ્ટ વર્ણોચ્ચાર થઇ શકતો નથી; તેની નાડિઓ ખેંચાય છે, માટે તે પોતાના હાથ પગ વારેવારે લાંબા ટુંકા કરે છે; તેની રુચિ ઊઠી ગઈ હોવાથી કેટલાક દિવસ થયાં તેણે કશું પ્રાશન કર્યું નથી; હૃદય કફથી રુંધાયું છે, માટે તેનો પ્રાણવાયુ હેઠો બેસી શકતો નથી; ને તેના મુખદ્વારા ધમણની પેઠે શ્વાસ ચાલી રહ્યો છે; શ્વાસવાયુના વારંવાર જવા આવવાથી તેનું મુખ સૂકાઈ કોરુ પડી ગયું છે, ને તેથી તેને જરા જેટલા જળની અપેક્ષા છે, માટે જ તે ભાંગી તૂટી વાણીથી 'પા–આ–આ–ણી, પા–આ–આ-ણી' કરી રહ્યો છે. પાસે બેઠેલાં તેનાં કુટુંબી જનો અને સગાં સ્નેહીઓ તેની સારવારને માટે એકઠા થયેલાં છે, તથાપિ તેની આવી સ્થિતિપર ખરા મનથી કોઈપણ લક્ષ આપતું જોવામાં આવતું નથી. જેઓના કલ્યાણને માટે એ પુરુષે પોતાનું આયુષ્ય ગાળ્યું, અને જેઓના સુખને સારુ પોતાના નિરંતરના સુખનો ત્યાગ કર્યો, તે સ્વાર્થી જનો અત્યારે તે પુરુષના દેહદુઃખની કશી પણ દરકાર રાખતા નથી; ઉલટું તેઓ તે જીવને ગભરામણ થાય તેવી રીતે નાના પ્રકારની પ્રાપંચિક કુથલી લઇ બેઠા છે. એવા નગણાઓના મિથ્યા પ્રેમથી ભૂલી તેઓપર આસક્ત થનાર મનુષ્ય મહામૂર્ખ છે, મૂઢ છે, જાદુથી ઘેરાયલો નટ છે. અરે! આ સૃષ્ટિના સ્નેહીઓ સાચો પ્રેમ ધરાવતા હોય તોપણ, આ વેળાએ તેઓ મહાકષ્ટમાં પડેલા કોઈ પણ એ

પુરુષને સહાય કરી શકતા નથી; એને કર્મે તો જે ભોગવવાનું છે તે છે જ. આત્મા-ચૈતન્ય એક જ છે, તે સર્વવ્યાપી એકાકાર છે, તે જ પરમ છે; પણ તેને ન જાણનાર-તેની શોધ ન કરનાર જીવના કષ્ટનો પાર નથી. એવાનું કોઈ સાંભળતું નથી, અને તેને કંઈ સંભળાતુંએ નથી. તેની સ્ત્રી, કે જેના પ્રેમને લીધે તે જીવે અહીં જન્મારો પૂરો કર્યો છે, ને પોતાનો ખરો અર્થ ભૂલાવ્યો છે, તે અત્યારે બેઠી બેઠી પોતાના ભવિષ્યના સંસારસુખને જ રડે છે. તે સ્ત્રીનો, પોતાના પતિપરનો પ્રેમ-બુદ્ધિ જેને શંકા સમાધાનથી પ્રેમ ઠરાવે છે તેવો પ્રેમ-સત્ય ન હતો, પરંતુ જે આ સંસારની જન્મમરણની ઘટમાળમાં ગોથાં ખવડાવે છે તેવો પ્રેમ હતો; અને એ જીવનો પ્રેમ તો ગાંડો હતો. એ જાણતો નહોતો કે, એ પ્રેમ રાખ થનારો છે. એ જાણતો ન હતો કે, મર્ત્ય સૃષ્ટિમાં એક ક્ષણિકએ વહન કરનારો પ્રેમ જૂદો જ છેઃ પરમજ્યોતિનો પ્રેમમાર્ગ નિરાળો છે. નિરવધિ જીવિત ભોગવાય તેવા રસપાનને યોગ્ય, પરમ, અનંત જ્યોતિનો માર્ગ-પ્રેમમાર્ગ, એ જીવે સાધ્યો નથી; સાધવા વિચાર્યુંએ નથી. પરમાનંદ સાક્ષાત્કારમાં મત્ત થવાને બદલે, ક્ષણિક પ્રેમ-સાક્ષાત્કારમાં મત્ત થયેલા એવા પુરુષની આ સહચરી, એ પેલી અત્યારથી જ તેનાં લાડ કોડ પૂરા પાડનારો પતિ હવે નથી, એમ ગણીને છેડો વાળે છે. પોતાનો તેના પર પ્રેમભાવ છે; એવું લોકોને દેખાડવા તે અનેક પ્રકારે અતિશયોક્તિવાળાં વાક્યોથી વિલાપ કરે છે. એ કેટલું વિષમ છે? આવે સમયે એ પુરુષને માટે શું કરવું જોઇએ, તેનો વિચાર કરવાને સ્થાને, એ સ્ત્રી, 'હાય ભાગ્ય! હાય ભાગ્ય!' એમ રુદન કરે છે, એ કેટલું ખેદકારક છે? પણ હે વરેપ્સુ, આવી જ રીતે આ સઘળો પ્રપંચ છે. એમાં કોઈ કોઇનું નથી. ન જ હોય. આ સ્થાન, એ માત્ર અચ્યુતપથનો એકાદ રાત્રિનો ઉતારો છે, અને એક રાત્રિના ઉતારામાં સાથે મળેલા ઉતારુઓનો પરસ્પરનો પ્રીતિભાવ-સ્નેહ-પ્રેમ-સૌ મિથ્યા છે. તેને સત્ય માનીને જે પુરુષ તેમાં લપટાય છે, તે આ પુરુષની પેઠે પસ્તાય અને દુ:ખી થાય, એમાં આશ્ચર્ય જેવું નથી. પણ હવે શું થાય છે, તે સૌ સ્થિરચિત્ત કરીને જુઓ." સૌ પુણ્યજનો સ્થિર ને શાંતચિત્તે પુરદ્વારમાં બનતા એ જીવની કાળપાશની સ્થિતિ જોવા લાગ્યા.

તે પુરુષની તૃષા અતિશય વૃદ્ધિ પામેલી હોવાથી તે જળ માટે હાથ પગ તરફડાવી રહ્યો હતો, પરન્તુ તેની કોઇને સમજણ પડતી નહોતી. કુટુંબીઓની કચપચથી તે બહુ જ ગભરાતો હતો, તેવામાં જેને

પ્રિયપત્ની માની છે તે સ્વામીનાથની સંભાળ લેવા પાસે આવી. મનથી તો સઘળાં કંટાળી ગયાં હતાં, કે હવે આ પીડા ક્યારે ટળે. તેઓ પરસ્પર બોલતાં હતાં કે; આ ડોકરો તો ખોં ખોં કરતો કેમે મરતો નથી, ને મંદવાડે મૂકતો નથી! પરંતુ ઉપરથી પતિસેવામાં બહુ આગ્રહ ધરાવતી હોય તેમ તે સ્ત્રી ત્વરાથી પાસે આવીને કહેવા લાગી; "અઅં! તમને શું થાય છે? શું તમારો જીવ ગભરાય છે કે? કેટલાએ દિવસ થયાં મોઢામાં અન્ન લીધું નથી, તેથી ગભરામણ થતી હશે!" જે પુરુષ બ્રહ્માંડની અભેદલીલા વિલોકવા છતાં, અભેદમય ચૈતન્યને જાણવા મથતો નથી, તેનો આ લોકનો ફેરો ફોકટનો જ છે. એવા જીવને, અનંત જીવોની સૃષ્ટિ પરમાત્મામાંથી વિસ્તરેલી છે, તેનું ભાને નથી. આ સૃષ્ટિથી અધિક સત્ત્વવાળી સૃષ્ટિ છે, તેનાથી અધિક સત્ત્વવાળી સૂક્ષ્મ-સૃષ્ટિની મહાસૃષ્ટિ છે, તે અનન્ત જીવોથી ભરપૂર છે—અગાધ છે-તેના ગુહ્યાગારમાં પ્રવેશી, વિશ્વરચનાનાં કારણો-નિયમો-જે જીવ વિચારે છે, તેવો જ જીવ આત્મપ્રસાદ પામી, અધ્યાત્મજ્ઞાનનું રહસ્ય સમજી, વ્યષ્ટિ સમષ્ટિના હેતુ સમજી, જગતમાં વિચરે છે ને તરે છે, ને તેને જ ચૈતન્યનો સાક્ષાત્કાર થાય છે; અન્ય તો શૂન્યમાં જ રડવડે છે. તેવી જ આ જીવની ગતિ છે. એની સ્ત્રી કહે છે, "લો, આ જરાક ઉની ઉની રાબ, ન ભાવે તો એ ગટક લઈ ઉતારી જાવ તો જીવને આધાર મળે!" તે પુરુષને તો પોતાના જીવની પડી છે; એનો આત્મા ક્લેશમય કષ્ટમાં ડૂબી ગયો છે; એટલે તેનામાં બોલવાની પણ આય નથી. તે નિરાશ થઈને પોતાનો કંઠ સૂકાય છે, તે જણાવવા સારુ હાથ ઉંચકે છે, પણ શક્તિ વિના શી રીતે ઉંચકાય? એટલામાં તેની પ્રેમાળ સ્ત્રી—તેનું તન મન ને ધન—તેનું સર્વસ્વ—તેના હૈયાનો હાર, કંઠની માળ—જેને માટે જગન્નગરમાં રહી અનેક ન કરવાનાં કૃત્ય કીધાં છે, જેને માટે જગત્ સત્ય ને બ્રહ્મ મિથ્યાનો વિચાર કરી, અનેક કુકર્મના બન્ધનમાં બંધાયો છે, તેનું માથું ઊંચુ કરીને, તેમાં ઉની ઉની રાબડીનો કટોરો તે ઢાળી દે છે! અરર! મહાકષ્ટ! આ જોઈ વિમાનવાસી સર્વે એકે અવાજે કહેવા લાગ્યા કે; 'અરેરેરે!' આ સમયે તે જીવને દેહ ભારરૂપ ભાસે છે, કષ્ટકારક જણાય છે; તે જીવે છે, પણ ન જીવ્યા જેવો જ થઈ જાય છે! વૃક્ષો પણ જીવે છે, મૃગાદિ પ્રાણીઓ પણ જીવે છે, પણ તે જ મનુષ્ય જીવે છે કે, જેનુ મન મનનથી જીવતું નથી. હવે તે ડોસાનો શ્વાસ રુંધાય છે, ઘણી વારથી દબાઈ રહેલી ઉધરસ એકદમ ઉપડી

આવે છે, કફનો ડચૂરો કંઠમાં આવી અડતાંજ તેને ઝોખો આવી ગયો, આંખો તણાઈ ગઈ, હાથ પગ ખેંચાઈ ગયા, જીવ બ્રહ્માંડમાં ચઢી ગયો, અને તેનું માથું જે અદ્ધર ઉચકી રાખ્યું હતું, તે ધબ્બ લઇને પડતું નાંખતી કે તેની પ્રેમપાત્ર સ્ત્રી 'હાય! ભાગ્ય!' ની બૂમ પાડતી કે, વેગળી ખસી ગઈ! અહો હો! કેવી દયામણી સ્થિતિ! અનાત્મજ્ઞને કેટલું બધું કષ્ટ! આ દૃશ્ય પ્રવાહ સામે હામ દુસ્તર છે, તો પણ જેને પ્રવીણ નાવિકનો-સદ્‌ગુરુનો સમાગમ થાય છે, ને જે વિવેકને પ્રાપ્ત કરે છે, તેજ કષ્ટ વગર આ દુસ્તર સાગર તરી જાય છે અને આનંદ પામે છે બાકીનાઓને તો આવું જ કષ્ટ-લલાટમાં લખેલું છે. પાપ-રૂપ, માયારૂપ જીવ પાસે સર્વ માયા દૂર કરવા માટે, જે ઇષ્ટસાધન હરિભક્તિ તે ન હોય, તો તેનાપર ઈશ્વરાનુગ્રહ હોયજ નહિ.

આ જીવનું એટલેથી જ કંઈ પત્યું એમ નથી. આ સઘળો પ્રકાર વિમાનવાસીઓ જોઈ રહ્યા છે, એટલામાં પોતાના હાથમાં કેટલાંક વાળેલાં પડીકાં લઇને એક યુવાન્ મનુષ્ય તે આતુરની પાસે દોડતો આવ્યો; અને શ્વાસભેર બોલ્યો કે; "પિતાજી! પિતાજી! એટલીવારમાં આ શું? અરે! એમને માટે તો હું મહા મહેનતે આ ઔષધ લાવ્યો છું, ને એમના તો રામ રમી ગયા! ઓ મારા બાપા રે!" આમ પોક મૂકતો, તેણે તે પુરુષને મરી ગયલો જાણી, ઝડપથી ગોમયનો ચોકો કરાવ્યો. જગતમાં મૃત્યુ એવો પદાર્થ જ નથી; પરન્તુ જેને જગતના લોકો મૃત્યુ કહે છે, તે માત્ર રૂપાંતરજ છે. શિયાળામાં પડતા ઠારથી જ્યારે ફૂલોનો નાશ થાય છે, ત્યારે આપણે કહીએ છીએ કે, ફૂલો મરી ગયાં; પરંતુ તેજ ફૂલો પાછાં વસંતમાં ખીલે છે, તો મૃત્યુ એ શબ્દ શું મિથ્યા નથી? પેલા જીવના દેહને પછી બે જણાએ મળી પથારીમાંથી ઉંચકી ચોકમાં સુવાડ્યો-ઉતાવળે ઉતાવળે ભીના ચોકમાં સુવાડી દીધો! પણ મસ્તક ઉપર થડક થતાં જ તાળુએ ચઢી ગયેલો તેનો જીવાત્મા શીતળતાને લીધે હેઠો ઉતરવાથી તે જરાક શુદ્ધિમાં આવ્યો. ટાઢને લીધે તેનું શરીર ધ્રુજવા લાગ્યું એ જોઈ "જીવ આવ્યો, જીવ આવ્યો!" એમ સૌ કહેવા લાગ્યાં. પણ કોઇએ તેની ટાઢની કે તેને થતા કષ્ટની કાળજી કરી નહિ. એ બહારથી આવનાર યુવાન્, તે પુરુષ જરા શુદ્ધિમાં આવતાંજ સ્વાર્થની વાતો તેને પૂછવા લાગ્યો:-"પેલું દ્રવ્ય, પેલા સાહુકારનું નાણું, વ્યવહારની સઘળી રકમ!" પરંતુ તે પુરુષને જીવાત્મા ને દેહ વચ્ચે થતા યુદ્ધની પડી છે, તેનો દેહ મહાદુઃખના ઓઘમાં ડબકિયાં ખાય છે, કિંચિત્ બોલવા જેટલી પણ

તેનામાં શક્તિ રહી નથી, તેથી તે કશું ઉત્તર આપી શકતો નથી. થોડીક વારે નિરાશ થઈ પુત્ર તેના કાન આગળ મ્હો ધરી મોટેથી બોલ્યો; "બાપા, તમે તો તમારે માર્ગે ચાલ્યા; પણ પછવાડે રહેલાંઓની શી ગતિ? ઓ બાપા! તમે અમારો કશો પણ વિચાર કીધો નહિ."

આ પ્રકાર જોઈ વિમાનવાસીઓ પરસ્પરની સામે જોઇ, તે પુરુષને* તિરસ્કાર કરતા કહેવા લાગ્યા કે, "અરે અનાત્મજ્ઞ! આટલા અને આવા સુખમાં તું લોભાયો! આ નિર્દય અને સ્વાર્થપરાયણ જનોને તેં સુહૃદ્ ગણ્યાં? તેઓના સ્વાર્થી પ્રેમમાં ભોળવાઇને તેં પરમ નિર્ભય-સુખરૂપ-સર્વમય અચ્યુતપ્રભુનો ત્યાગ કર્યો! ઓ હીનભાગી તેં સાર્થક દેહને નિરર્થક દેહ બનાવી અપવિત્ર કીધો! ઉત્તમ બુદ્ધિવાળો થઈ ઉગ્ર વિનાશ પરાયણ માર્ગે જોયો! હત્! દેવના સુખકારી માર્ગને ત્યજી રાક્ષસના ભયકારી માર્ગે વર્ત્યો! છીઃ છીઃ પણ એનો દોષ શો? જેમ નેત્ર શબ્દને જોઇ શકતું નથી, તેમ જ ભૌતિક દૃષ્ટિ આત્માને જોઇ શકતી નથી. મહા પુણ્યરૂપી ધન આપી આ કાયારૂપી નાવ, અપાર ક્લેશમય સંસારસાગરની પાર જવા ખરીદ્યું, તે ભાંગી ન જાય તેટલા સૂધીમાં પુરુષે તરી જવું જોઇએ. પણ અશ્રદ્ધાવાન્, સંશયાત્મા, અજ્ઞાની તે વાર્તા જાણતો નથી, તેથી તેનો વિનાશ જ થાય છે સંશયાત્માને આ લોક કે પરલોક કોઈ પણ ભજતું નથી, તેને કયાંઈ સુખે નથી; માત્ર આત્મવિત્ જ શોકમોહને તરી જાય છે; કર્મનિષ્ઠ પણ પ્રપંચકુશળ, શોકને તરી જઈ શકતો નથી. આવરણશક્તિ, જેથી એક વસ્તુ બીજા પ્રકારની ભાસે છે, તે જ સંસારમાં મોહ કરાવવાનું તથા વિક્ષેપશક્તિ તરફ ખેંચાવાનું કારણ છે. એ આવરણવાળાને અનાસ્થા, પ્રતિકૂળ નિશ્ચય, સશય, અશ્રદ્ધા, કદી ત્યજતાં નથી; અને વિક્ષેપ તેને હંમેશ કનડ્યા કરે છે. ગમે તેવા બુદ્ધિમાન્ પંડિત, ચતુર ને વ્યવહારના સૂક્ષ્મવિષયનો જ્ઞાતા છતાં, સારી રીતે સમજાવ્યો છતાં પણ, જીવ રજતમવશવર્તી રહેવાથી, તે સત્ય વાર્તા સમજતો નથી, પણ ભ્રાંતિથી મનાઈ ગયેલી અસત્ય વાતોને જ સાચી માને છે. તેથી તે અહોનિશ કષ્ટભાગી જ છે. આ પુરુષના સંકટનો પાર નથી—રે! તે અપાર છે. તે જીવની રગે રગે અને રુવે રુંવે મહાવેદના થઈ રહી છે. એના દેહને મૂકવાને માર્ગ નથી. મહાસ્વાર્થી નિર્દય કુટુંબીઓ તેને અનેક રીતે કષ્ટે છે. એ કેવળ પરવશ છે. એના મનની આ પ્રસંગની સ્થિતિ ભયાનક છે. તે નિર્જીવ જ છે, શૂન્ય જ છે તેની રાજસી તામસી વાસના અનંત

* આમાં જ્યા જ્યાં 'પુરુષ' શબ્દ છે, તે જીવાત્માવાચક જાણવો.

બીજામાં ટેવાઈ ગઈ હતી ને સાત્વિકભાવ રહિત હતી, તેનું હમણાં તેને સ્મરણ થાય છે ને તે પિશાચપેરે સામી આવી નૃત્ય કરે છે. તેથી તે આ સમે પોતાને માટે કંઈ વિચાર કરી શકતો નથી!" વિમાનવાસીઓની આ વાતચિત સાંભળી ગુરુ વામદેવજી બોલ્યા; "અરે વિચાર શું? આ વેળાએ તો તેની સમીપ અનેક પિશાચો આવી ઉભા છે, ને પુગ્દ્વારમાં અવિદ્યામાં જ સદા રડવડ્યો તેનો એ જીવ પશ્ચાત્તાપ કરે છે. હવે પછી પોતાનું શું થશે, તેને માટે ચિંતાનો મોટો પર્વત એના હૃદયપર આવીને પડ્યો છે. સ્થૂલવાસનાની પ્રબળતામાં લેપાયા પછી, અનંત વાસનાઓ જન્મે છે, તેનો સંહાર કેમ ન થયો, ને સત્વગુણી પરબ્રહ્મનું લક્ષ કેમ ન લાગ્યું, તેનો અહુણાં એ શોચ કરે છે–અભયસ્થાન પ્રાપ્ત ન થયું, તેનો શોચ સર્વથા કરે છે. પરતુ એકમાં અનેક અને અનેકમાંથી અનેકાનેક વાસનારૂપી પિશાચો તેની સામા આવી ઉભા છે, તેથી એનું હૃદય ભયભીત બન્યું છે. એ સાધનસંપન્ન નથી તેથી, એની અંતાવસ્થા રાક્ષસપેરે કનડતી જણાય છે. આ વેળાએ સર્વનું કહેવું જરાએ એ સાંભળતો નથી, કેમકે જે વાસનાઓ સ્વસ્થપણામાં કે આરોગ્યમાં પણ તે પુરુષને છોડતી નહોતી તેવી સર્વ વાસનાઓ, તેને અત્યારે ઘેરી બેઠી છે; કારણ કે આ અવસ્થામાં પ્રાણી તીવ્રેન્દ્રિય થાય છે. આ વેળાએ સર્વ આગલી પાછલી દુષ્ટ વાતોનું તેને સ્મરણ થઈ આવે છે; ને પોતાના જન્મ પર્યંતમાં આત્મરસાયનનું પાન ન કરવા માટે ને વ્યાવહારિક સ્થૂળ વાસનાની લીનતા માટેનું ભય, મૂર્તિમાન્ થઈ, તે પોતાની આગળ આવીને ઉભેલું જોય છે."

એટલામાં એક પુણ્યજન બોલી ઉઠ્યો; "ગુરુદેવ, પેલું કોણ? એ એ ચાર હથિયારબંધ પુરુષો છે, સૌ જુઓ. મેં એઓને અતરિક્ષમાંથી હમણાં જ અકસ્માત્ નીચે ઉતરતા જોયા. તેઓ સપાટાબંધ પેલા પુરુષ ભણી આવે છે. તેઓ મહાભયંકર છે! સ્વરૂપે કરાળ વિકરાળ કાળ છે! એમનો શરીરવર્ણ કાજળના જ પર્વતરૂપ છે. એના પિંગટવર્ણી ડરામણા ડોળા, અને તેવા જ રંગના માથાના કેશ કેવા તીક્ષ્ણ! જાણે તીણાં ઉભાં ભાલાં હોય તેવા જણાય છે. એમની મોટી મોંફાડમાંથી બંને બાજુએ નિકળેલી કાતી સરખી પેલી દાઢો, મહાતીક્ષ્ણ છે. કટીવસ્ત્રના કછોટા વાળવા ઉપરાંત બીજું એકે વસ્ત્ર તેમની પાસે નથી. જે સૌથી મોખરે ચાલે છે, તેના બંને હાથમાં પાશ અને મુદ્‌ગર છે, બીજાની પાસે મુદ્‌ગર અને અંકુશ છે, પાછલા બે માત્ર મુદગરો ખભે ધરીને ચાલ્યા આવે છે. એ વજ્રસરખા લોહના મુદગરો બહુ ભારી છે; મત્ત

હસ્તી પણ તેનો પ્રહાર થતાં ગતપ્રાણુ થઈ જાય!" એટલામાં એ વિકરાળ આકાશી પુરુષમાંના એકે ઊંચું જોઈ બગાસું ખાધું, જે વેળા તેના ફાડેલા મુખની વિકરાળ આકૃતિ જોઈ સૌ પુણ્યજનો ભય પામી ગયા અને સૌથી પ્રથમ જોનાર બેબાકળો થઈને ગુરુદેવભણી દોડ્યો. ગુરુ વામદેવે સૌને ધીરજ આપીને કહ્યું; "ડરશો નહિ; એ ભયકર પુરુષોથી કશો ભય નથી. આત્મરસાયનનું જેણે પાન કીધુ છે, તેઓ ભણી આવવાની તેઓની સત્તા જ નથી. તેઓ ક્યાં જાય છે, ને શું કરે છે, તે જ સાવધાનપણે જુઓ."

ચાલતા ચાલતા તે ભયંકર પુરુષો પુરદ્વાર આગળ આવ્યા; ને દ્વારમાં પેશી, પેલા પુરુષના બારણા આગળ આવીને ઉભા. તેઓ ધીમે ધીમે કંઇક વાતચિત કરતા હતા. એક બારણાની બહાર બેઠો, બીજો બારણામાં ઉભો. પાશાંકુશધારી બે પુરુષો ઘરમાં ચાલ્યા. તેઓને તે ઘરમાં બેઠેલાં મનુષ્યોમાથી કોઈ જોય શકે તેમ નહોતું તેઓ મનુષ્યોથી અદૃશ્ય રહી શકવાને સમર્થ હતા; પણ વિમાનવાસીઓ તેમને જોઈ શકતા હતા, કેમકે ગુરુપ્રસાદથી તેમને દિવ્યદૃષ્ટિ પ્રાપ્ત થઈ હતી. ચોકામાં પડેલો પુરુષ તેઓને જોઈ શકતો હતો. અંતાવસ્થાને લીધે અતીંદ્રિયપણું પ્રાપ્ત થઈને તેનાં ચક્ષુ સૂક્ષ્મદર્શી (દિવ્ય) થયાં હતાં; જેથી સૂક્ષ્મદર્શક યંત્રવડે જણાય તેમ તે અપાર આકાશમાં ભરેલા અનન્ત જીવો, જલકણના જીવો-અનન્ત જીવોની ભરેલી સૃષ્ટિને જોઈ શકવા સમર્થ થયો હતો; પણ શૂન્યતામાં જ તે સમર્થ હતો. આ ભયંકર પુરુષોને ધસમસ્યા પોતાભણી આવતા જોતાં જ તે પુરુષે અતિ ભયથી કારમી ચીસ પાડી. હાથ આઘો પાછો કરવાની તેનામાં શક્તિ નહોતી, છતાં તે ત્યાથી નાસવાનો પ્રયત્ન કરતો હોય તેમ, મહાકષ્ટથી ચોકામાં વેહેંતભર અદ્ધર થઈ ગયો. અદ્ધર થઇને જેવો તે ભોંયે પછડાયો, તેવો જ પેલા એક જણે આવી તેના ગળામાં પાશ નાંખ્યો, ને બીજાએ અંકુશવડે તેના જીવાત્માને શરીરમાંથી ખેંચવા માંડ્યો. આ દુસ્તર વેળાએ એ પુણ્યહીન-જ્ઞાનરહિત-વાસનામય-પુરુષના દેહને કેટલું અસહ્ય સંકટ પડ્યું હશે, તેનું વર્ણન કરવું, એ મોટા જ્ઞાનીની કલ્પનાશક્તિથી પણ દૂર છે. તેનો જીવ આ મહાદુસ્તર પ્રસંગમાંથી બચવાને શરીરમાંના છએ* ચક્રમાં ફરી

* છ ચક્ર શરીરમા છે. ૧ ગુદાદ્વારે, ૨ લિંગદ્વારે, ૩ નાભિએ, ૪ હૃદયે, ૫ કંઠે ને ૬ ઠું ભ્રૂમધ્યભાગે એ ઉપરાત સાતમું બ્રહ્માંડ એટલે તાલુસ્થાન છે. તે બ્રહ્મનું ધામ છે, ને સદા નિર્ભય છે નીચેના છએ ચક્ર ભેદીને આત્મા ત્યા જઇ શકે તો નિર્ભય થાય છે. ગુરુસેવા, યોગાભ્યાસ અને ભગવત્કૃપાથી એ સ્થળ પ્રાપ્ત થાય.

વળ્યો, સર્વ નાડીઓ* અને સઘળા કોઠામાં જઈ આવ્યો, સર્વ ધાતુનાં અને ઉપધાતુનાં સ્થાન તપાસી વળ્યો, રોમે રોમનાં રંધ્ર પણ રુંધેલાં જોયાં, ઇંદ્રિયો માત્રનાં દ્વાર પણ તેઓના દેવતાઓ ત્યજી ગયેલા હોવાથી બંધ થઈ ગયેલાં હતાં, તે જોયાં. એમ આખા શરીરમાં સમાનપણે વ્યાપી રહેલો જીવાત્મા, આ વેળાએ પૃથક્‌રૂપે ઘટ ઘટ ફરી વળ્યો; છતાં પોતાને નાસી છૂટવાનું અથવા તો નિર્ભયપણે ભરાઈ બેસવાનું કોઈ અભયસ્થાન તેને મળ્યું નહિ. ફરી ફરીને અનેકવાર તે એ સર્વ સ્થાનોમાં ફર્યો, પરંતુ તે અભય સ્થળ મેળવી શક્યો નહિ. મનુષ્ય પ્રાણીના શરીર વિષે મસ્તકના ઉપલા ભાગમાં આવેલું સ્થાન બ્રહ્મરંધ્રમાં છે. જીવાત્માને તે બ્રહ્મપ્રાપ્તિનું સ્થાન છે અને તે જ પરમ નિર્ભય છે. પણ એ સ્થાન આ અનાત્મજ્ઞ ક્ષુલ્લક જીવને માટે ન હતું. તેના કંઠમાં તો પ્રથમથી જ આવીને પેલા કાળપુરુષે પાશ નાંખ્યો હતો; તેથી બ્રહ્મરંધ્રમાં જવાનો માર્ગ કેવળ બંધ થઈ ગયો હતો. વારંવાર ચોમેર ફરી ફરીને તે જીવ અકળાયો, ને અંતે નિરાશ થયો. એ ક્ષણે તેના ગભરાટનો ને સંકટનો પાર રહ્યો નહિ. આ વેળા તેને રોમે રોમ એકે સામટા સહસ્રાવધિ વિછીઓના પ્રબળ દંશો સરખી અપરંપાર વેદના થવા લાગી. અસહ્ય કષ્ટથી, એક સામટી દોડાદોડથી,† અને ભારી અકળામણથી, તેની સર્વ નાડીઓ તૂટી ગઈ, ગાત્ર વિદીર્ણ થઈ ગયાં, ને પ્રબળ આઘાતથી ઇંદ્રિયોદ્વારા મળમૂત્રાદિકનો મોટો જથો બહાર આવ્યો, નેત્ર ખેંચાઇને અવળાં થઈ ગયાં, નાક ભમી ગયું, ડાકલી ફાટી ગઈ, દાંત બહાર નિકળી આવ્યા અને તેના શરીરની જોતાં માત્રમાં જ ભય ઉપજે એવી વિલક્ષણ આકૃતિ થઈ ગઇ. ઉગ્રવિનાશના મુખમાં રમતા આ જીવાત્માને પેલા અંકુશધારી પુરુષે મુદ્‌ગરના પ્રહાર કરવા માંડ્યા; ત્યારે અસહ્યતાથી તેનું આખું શરીર ધ્રૂજવા માંડ્યું, ને છેવટે એ મહાદુ ખ ન જ સહન કરી શકાયું, ત્યારે અધોદ્વારે થઇને ફરીથી જે મલોત્સર્ગ થયો, તેની સાથે મહાત્રાસથી, તે જીવાત્મા બહાર નિકળી તે કાળના પાશમાં બંધાઈ ચાલ્યો. દેહ નિશ્ચેષ્ટ થઈ પડ્યો, ધ્રૂજ મટી ગઈ, હાથને ઠેકાણે હાથ, પગને ઠામે પગ, એમ અંગેઅંગ જ્યાનાં ત્યાં શુષ્ક કાષ્ઠવત્ થઈ પડ્યાં. ઘોઘળો બોલતો રહી ગયો, શ્વાસોચ્છ્વાસ બંધ પડ્યો, તેજ ઉડી ગયું, ત્યારે કુટુંબીઓએ જાણ્યું કે, હવે એ મરણ પામ્યો છે! જે આદિએ નથી, અંતે નથી, વર્તમાનમાંએ નથી, મિથ્યા છતે સત્ય જેવો ભાસે છે—એવો દેહ જગતના જીવોને કાષ્ઠવત્ જણાયો.

* નવસેં નાડી ને બોહોતેર કોઠા કહેવાય છે, તે સઘળા ફરી વળ્યો.
† શરીરાંતર્ગત જીવાત્માની દોડાદોડથી.

વિમાનમાં રહીને આ સર્વ પ્રકાર જોઈ રહેલા પુણ્યજનો અને ગુરુ વામદેવજી નામધારી પુરુષને, આ સમયે બહુ ખેદ થયો. અતિ ખિન્ન વદને તે દયાળુ મહાત્મા બોલ્યા; "કેટલા મોટા ખેદની વાત છે કે, જેઓના કલ્યાણને માટે અને જેઓના સુખને માટે એ પુરુષે પોતાના સકળ સુખનો ત્યાગ કરીને પણ જન્મારા સૂધી અનેક પ્રયાસ કર્યા ને અનેક દુઃખ સહ્યાં, તે સર્વ તેનાં કુટુંબીઓ, આ દુસ્તર પ્રસંગે તેની ખરી દુઃખની વેળાએ-પરવશ થયેલા એ અનાથને કશી પણ સહાય કરી શકયાં નહિ! તેનું કષ્ટ કોઈ રીતે ઓછું થાય, તેના આત્માનું કંઈ પણ કલ્યાણ થાય, એવો કશોએ યત્ન કર્યો નહિ! જેઓ પોતે જ અજ્ઞાનાંધકૂપમાં પડેલા છે, તેઓ કલ્યાણની વાત કેમ સમજે? પવિત્ર અચ્યુતમાર્ગને તજી રાક્ષસી વાસનાનું જે સેવન કરે છે, તે આ મહત્કષ્ટ સહે છે. એનાં પામર કુટુંબીઓ એને આ કષ્ટમાં કંઈ સહાય ન કરે તો રહ્યાં; પણ આપણાથી બને એટલું કરવાને આપણે શા માટે ચૂકવું જોઈએ? આપણી સમક્ષ એ અનાથ પુરુષ મહાકષ્ટ સહન કરે એ જોયું જ કેમ જાય?" એ સાંભળી વરેપ્સુ મહારાજા, હાથ જોડી બોલી ઉઠયો; "કૃપાનાથ! આપ કહો છો તેમ દયા તો ઘણીએ આવે છે, પણ અહીં તટસ્થ રહ્યા રહ્યા આપણે તેનું શું ભલું કરીએ તેમ છે? એ બળવાન્ ક્રૂર પુરુષો, કે જેઓની આકૃતિ જોતાં જ મહાભય ઉપજે છે, તેઓને આપણે શું કરી શકીએ? તેઓનું નિવારણ આપણાથી કેમ થઈ શકે? ઘણીક નમ્રતા અને વિનયથી પ્રાર્થના કરીએ તો પણ તે નિર્દયોના અંતઃકરણમાં કિંચિત્ સહૃદયતા વ્યાપે, એવો તેમની આકૃતિઓ જોતાં જ મને વિશ્વાસ આવતો નથી. મહારાજ! એ કોણ છે અને શા અર્થે તે અનાથને પીડે છે?" બટુકે કહ્યું; "એ સઘળું તું હમણાં જાણુશે; પ્રથમ આપણે સર્વ મળી, મોટા પાપસમૂહનો નાશ કરનારા સમર્થ અચ્યુતપ્રભુના મંગળ નામનો ધ્વનિ કરો. પ્રભુનું શુભકારી નામ પ્રાણીને સમગ્ર પાપથી મુક્ત કરે છેઃ અને અંતસમયે જે પ્રાણી પ્રભુના નામનું સ્મરણ કરીને શરીરનો ત્યાગ કરે છે, તે પ્રભુના પદને પામે છે, એમ પૂર્વે, પોતાનાં શરણાગત પ્રત્યે અચ્યુતપ્રભુએ કહેલું છેઃ-

"अंतकाले च मामेव स्मरन् मुक्त्वा कलेवरम्।
यः प्रयाति स मद्भावं याति नास्त्यत्र संशयः॥

અર્થ-અંતકાળે મારું જ સ્મરણ કરતાં કલેવર મૂકીને જે જાય છે, તે મારા ભાવને જ પામે છે, એમા સશય નથી.

"પણ એમ અંતસમયે ક્ષુલ્લક પ્રાણીથી બની શકતું નથી. ચૈતન્યથી પદભ્રષ્ટ થયેલો, ચૈતન્યને જાણે નહિ, વિલોકે એ નહિ. તેના વિલોકવામાં તો એ સમયે સ્થૂળવાસનાથી જન્મેલા વ્યાઘ્ર, સર્પ, રાક્ષસો–જે વાસનારૂપે વસેલા છે તે જ આવે. એવા પુરુષના પ્રાણોત્ક્રમણ સમયે તેની પાસે રહેલાં સર્વ જનો, પ્રભુના નામનો ઉચ્ચાર કરે, તો તેથી કોઈ જન્મે પણ તેનું કલ્યાણ થાય છે. પ્રાણોત્ક્રમણ સમયે પ્રાણી અતીંદ્રિય થાય છે, એટલે ભગવન્નામની અભેદતાનો વિચાર કરતાં પણ તે સાધનસંસ્કારી થવા પામે છે; અને મંગળધ્વનિ શ્રવણ કરી શકવાથી ઈશ્વરને સંભારે છે.

" सकृदुच्चारितं येन हरिरित्यक्षरद्वयम् ।
बद्धःपरिकरस्तेन मोक्षाय गमनं प्रति ॥

અર્થ–માત્ર એક વાર જ હરિ એવા બે અક્ષરવાળું અચ્યુત પ્રભુનું નામ જે ઉચ્ચારે છે, તે સર્વ બંધનથી મુક્ત થઈને મોક્ષ પામે છે.

"અવસાન સમયે પુરુષના પ્રિયજનોએ તથા બીજાઓએ પણ તેના કલ્યાણને માટે અવશ્ય આત્મા પરમાત્માની અભેદતા–અદ્વિતીયતાનું ભાન–માત્ર જ્ઞાન જ કરાવવા, ભગવન્નામનો ધ્વનિ કરવો, એ પણ કલ્યાણકારી ને વિઘ્નવિદારી છે. ભગવાન્ અચ્યુતનાં હરિ, રામ, કૃષ્ણ, ગોવિંદ, માધવ, પરમાત્મા, પુરુષોત્તમ, કેશવ, અચ્યુત, અનંત, નારાયણ, વાસુદેવ ઇત્યાદિ અપાર નામ છે. તેમાંથી ઇચ્છામાં આવે તે નામનો ઉચ્ચાર વિશુદ્ધિથી, પરવશપણામાંએ પણ, જે પુરુષ કરે, તેનાં પાતકો સિંહના ત્રાસથી જેમ મૃગગણ નાસી જાય છે, તેમ નાશ પામે છે.

" अवशेनापि यन्नाम्नि कीर्तिते सर्वपातकैः ।
पुमान्विमुच्यते सद्यः सिंहत्रस्तैर्मृगैरिव ॥

અર્થ–પરાધીનપણામાં પણ જો હરિનું નામ લેવામાં આવે તો મૃગો જેમ સિંહથી ત્રાસ પામીને તુરત તેને છોડીને નાસી જાય છે, તેમ સર્વે પાતકો પણ તે હરિનું નામ લેનાર પુરુષને છોડીને જતા રહે છે.

"માટે હવે એ પુરુષના કલ્યાણાર્થે આપણે વારંવાર અચ્યુત પ્રભુના નામની ગર્જના કરો." એ સાંભળી આખો પુણ્યજનસમાજ એકકે સાદે અચ્યુત નામનો ઉપરા ઉપરી ધ્વનિ કરવા લાગ્યો, જેની ગગનમાં મોટી ગર્જના થઈ રહી.

મહાત્મા બટુક પાછા બોલ્યા; "ૐ! એ મંગળકારી નામસ્મરણનું ફળ તત્કાળ આપણી સમક્ષ જ એ આત્માને પ્રાપ્ત થયું!" એ' સાંભળી સર્વ જનો પાછા તેની ભણી એકાગ્રવૃત્તિએ જોવા લાગ્યા. તે આત્મા,

કે જે મહાત્રાસથી મળદ્વારે થઇને મળની સાથે જ દેહના સંગથી છૂટો થયો હતો, ને જેને બહાર આવતાંની સાથે જ પેલા પાશધારી પુરુષે પાશવડે મોટા બળથી બાંધી લીધો હતો, તે અંતરિક્ષમાં ભગવન્નામનો પુણ્યધ્વનિ સાંભળતાં જ, પાશમાંથી મુક્ત થયો; ને પેલા ભયંકર પુરુષોની સામે તટસ્થની પેઠે સ્થિર ઉભો રહ્યો. એમાં કંઈ ન સમજવાથી વરેપ્સુએ પૂછ્યું; "કૃપાનાથ, એ આત્મા કયાં છે? અમો તે જોઈ શકતા નથી. હું તો એ પુરુષના દેહને પેલા ભયંકર કાળપુરુષના તીક્ષ્ણ લાંબા પંજામાં સપડાયેલો જ જોઉં છું. તે હવે તેને ખેંચી જવાની તૈયારીમાં છે." બટુક બોલ્યા; "સત્ય, યથાર્થ. કાળપુરુષ તો એનું કામ કરશે જ; પણ એમાં જે એક ગૂઢ રહસ્ય સમજી લેવાનું છે, તે હવે સૌ ધ્યાન રાખીને જૂઓ. કાળપુરુષ એ આ જગતમાંના જડ વિભાગને જ ભક્ષણ કરનારો છે, ચૈતન્યને ભક્ષ કરી શકતો નથી. જગત્ એ જડ તથા ચૈતન્ય બનેના સંમીલનથી ભાસમાન થયું છે. તેમ જ આ સ્થૂલ પુરુષરૂપ પણ એ બંને પદાર્થના સંયોગથી ઉત્પન્ન થયો છે. પુરુષના દેહનો ભાગ તે સ્થૂલ અને તેમાં રહેલો તેનો આત્મા તે ચૈતન્ય છે. કાળપુરુષ, પુરુષના સ્થૂલ દેહનું ભક્ષણ કરે છે, તે વેળા તેમાંનો આત્મા (જીવાત્મા) પોતાના સહાયભૂત થોડાક સ્થૂલ સમૂહ સાથે તેમાંથી બહાર નિકળી જાય છે. અચ્યુતપથદર્શિકારૂપ મહાશાસ્ત્ર વિષે અચ્યુત પરબ્રહ્મના શ્રીમુખની જ એ સંબધે પવિત્ર વાણી છે કે:–

'ममैवांशो जीवलोके जीवभूतः सनातन ।
'मन षष्ठानीन्द्रियाणि प्रकृतिस्थानिकर्षति ॥
'शरीरं यदवाप्नोति यच्चाप्युत्क्रामतीश्वरः ।
'गृहीत्वैतानि संयाति वायुर्गंधानिवाशयात् ॥

અર્થ–મારો જ સનાતન અશ જીવલોકને વિષે જીવનું રૂપ ધારણ કરે છે; અને પ્રકૃતિમા (જડસમૂહમાં) લીન થયેલી પાચ ઇદ્રિયો તથા છઠ્ઠુ મન એમને તે આકર્ષી લે છે. જ્યારે જ્યારે તે શરીર ધારણ કરે છે તથા શરીરનો ત્યાગ કરે છે, ત્યારે ત્યારે એ ઇદ્રિયો સહિત મનને–તે પોતાની સાથે લેતો જાય છે એ કેવી રીતે? વાયુ જો કે અદૃશ્ય અને અલિપ્ત છે, છતા ગધના સ્થાનમા થઇને વહેતાં તેમાંના ગંધને પોતાની સાથે લેતો જાય છે તેમ

"અને

'श्रोत्रं चक्षुः स्पर्शनं च रसनं घ्राणमेव च ।
'अधिष्ठाय मनश्चायं विषयानुपसेवते ॥

'उत्क्रामंतं स्थितं वापि भुंजानं वा गुणान्वितम् ।
'विमूढा नानुपश्यन्ति पश्यन्ति ज्ञानचक्षुषः ॥

અર્થઃ-કર્ણ, નેત્ર, ત્વચા, જીભ અને નાક, એ પાંચ જ્ઞાનની ઇંદ્રિયો સહિત મનને વિષે નિવાસ કરીને વિષયોનો ઉપભોગ લેતો થકો તે જીવાત્મા, શરીરમાંથી નિકળે છે ત્યારે, કિંવા શરીરમાં જ હોઇને ઇંદ્રિયોદ્વારા વિષયસેવન કરે છે ત્યારે પણ, તેને મૂઢ જનો જોઈ શકતા નથી. માત્ર જેઓને જ્ઞાનરૂપી નેત્ર હોય છે, તેઓ જ જોઈ શકે છે.

"આ વિશ્વનિયમનો અનુભવ, તમારી દૃષ્ટિ આગળ બનતા બનાવ ઉપરથી જ તમે કરી લ્યો. એ વચનમાં કહ્યું છે કે, જીવાત્મા દેહમાં હોય કિંવા તેમાથી નિકળતો હોય, તેને મૂઢ જન જોઈ શકતા નથી; પણ જ્ઞાનરૂપી નેત્રવાળા જોઈ શકે છે; તો તે પ્રમાણે તમોને પણ દિવ્યચક્ષુ પ્રાપ્ત થયાં છે, તે વડે તેને તમે જોઈ શકશો. એ પુરુષનો સ્થૂલ દેહ, કાળપુરુષના પંજામાં છે; ને તેમાં (એ દેહમાં) આજપર્યંત વાસ કરી રહેલો તેનો જીવાત્મા, જે તેને ત્રાસ દેનારા પેલા ક્રૂર રાક્ષસોના આકર્ષણથી બહાર આવી પાશમાં બદ્ધ થઈ ગયો છે તે, આપણે કરેલા ભગવન્નામધ્વનિના પુણ્યથી તત્કાળ છૂટી જઇને કોરે ઉભો છે, તે જૂઓ."

વરેપ્સુ બોલ્યો; "હા; તેના પગની પાસે પેલા બે કાળા પુરુષો ઉભેલા છે!" બટુકે પૂછ્યું; "પણ મૃતકદેહના મસ્તક ભણી કંઈ તમારા જોવામાં આવે છે?" વરેપ્સુ બોલ્યો; "ના; ત્યાં તો કંઇ જ નથી; માત્ર થોડાક ધૂમાડાના ગોટા જેવું કંઇક ભાસે છે." બટુકે કહ્યું; "એ જ એ જીવાત્મા.* એ ધૂમાડો નહિ, પણ તે મૃતકનો જીવાત્મા છે. તમારાં

---

* ટીકા-ઉપર જે વર્ણન કરવામા આવ્યુ છે, તેનુ વિશેષ સ્પષ્ટીકરણ કરવાનુ આવશ્યક હોવાથી અહીં કંઇક ખુલાસો કરીએ છીએ. મનુષ્ય આ પાંચ ભૌતિક દેહનો ત્યાગ કર્યા પછી કેવી આકૃતિ ધારણ કરીને પોતાનાં પુણ્ય પાપ આદિક કર્મનો ભોક્તા થાય છે તે કેવળ અનિર્વચનીય છે છતા મહાભારતના આશ્રમવાસી પર્વમા શ્રી વ્યાસદેવે તેના સંબંધમા ધૃતરાષ્ટ્રનો કંઇક સંદેહ દૂર કરતાં જે જણાવ્યુ છે, તે ઉપરથી એ વિષયનુ કંઇક સ્ફોટન થાય છે, કે મનુષ્ય દેહનો ત્યાગ કર્યા પછી જીવાત્મા લિંગદેહ-સૂક્ષ્મદેહ ધારણ કરે છે અને તે હવામાં ધૂમાકૃતિએ રહે છે તે જ લિંગદેહના પુણ્યપાપના કર્મોનો ઇશ્વરી ન્યાયમંદિરમાં નિર્ણય થાય છે. આ વિષયમાં રૉટજન-રે નામની નવીન વિદ્યાની શોધ આપણા પ્રાચીન તત્વજ્ઞાનને પુષ્ટિ આપે છે. પેરીસના એક વિદ્વાને મૃત્યુ એ શી વસ્તુ છે, તેના સંબંધમાં આ પ્રમાણે કંઇક હકીકત આપી છે.-કેદખાનામાં પડેલા એક કેદીના મૃત્યુ સમયે તેના શરીરપર રૉટજન-રેના કિરણો મૂકીને તપાસ કરવા માંડી મૃત્યુના અવસાન કાળે તે પુરુષનો જીવાત્મા જાણે ઘણો જ ગભરાતો હોય તેવી અવસ્થામાં એક ગૂઢાકૃતિમાં દેહમાં દોડાદોડ કરતો જણાયો અને ઉપર લખ્યા પ્રમાણે જાણે નવસેં ને નવાણું

દિવ્યચક્ષુ છતાં પણ તમને એ દેખાયો નહિ, કેમકે એ તો માત્ર દિવ્ય જ્ઞાનચક્ષુથી જ દેખાય એવો છે. પણ હજુ એ શુદ્ધ ચૈતન્ય નથી, તેમાં કેટલોક સૂક્ષ્મ જડભાગ* છે, એથી જ કંઈક જ દષ્ટે પડે છે. એનું કારણ છેઃ જેમ શરીરમાં થોડોક પણ ઝેરનો ભાગ હોય છે ત્યાં સૂધી પ્રાણી આરોગ્ય હોઈ શકે નહિ, તેમ જ જ્યાં સૂધી જીવાત્મામાં અહંકારવૃત્તિ છે હું ને મારું એવું બંધન છે-ત્યાંસૂધી તે શુદ્ધ ચૈતન્ય બની શકતો નથી. અહંકાર-હું છું, હું દેહ છું, પણ આત્મા નથી, એવી ભાવનાની નિવૃત્તિ થાય નહિ, અહંકારે માનેલા બીજાને રોગરૂપ માની તેનો સંહાર કરે નહિ, અને આત્મતત્ત્વના વિવેકથી સ્વયં બ્રહ્મ છે એમ જાણે નહિ ત્યાં સૂધી જીવાત્મા વિશુદ્ધ ચૈતન્યપણાંને પામતો નથી. જે જીવ વસ્તુતઃ વિશુદ્ધ છે, સર્વદા એકરસ છે, ચૈતન્ય છે, વ્યાપક છે, આનંદરૂપ છે, નિર્દોષ છે, નિર્વિકાર છે, તેણે અહંકારથી જ-માયાની ભૂલવણીથી જ-સંસાર માન્યો છે; અને તેના યોગથી ભૂલાવામાં પડી, તેમાં જ લપટાઈ, આનંદ માનવાથી શુદ્ધ થતો નથી. એમ શુદ્ધતા વગર ચૈતન્યરૂપ સતે, બંધનરૂપ અહંકાર વશ રહે છે, ત્યાં સૂધી વિશુદ્ધિની લેશ માત્ર પણ આશા એ જીવાત્માને નથી. પણ જે જીવાત્મા, અહંકારથી મુક્ત થાય છે, તે શુદ્ધ સ્વરૂપને પ્રાપ્ત કરે છે, ચન્દ્રપેરે નિર્મળ થાય છે, પૂર્ણ, સદાનંદ ને સ્વયંપ્રકાશ થાય છે. તેવા જીવાત્માને દિવ્ય ચક્ષુ પણ જોઈ

નાડીઓની અંદર અભયસ્થાન મેળવવા માટે તે કરતો હોય, તેમ ભાસ થયો ક્ષણ સૂધી તે દેહગત હૃદયના ધબકારા બંધ પડી ગયા અને ક્ષણ પછી પાછા ચાલુ થયા, અને બીજે જ ક્ષણે તે દેહીનાં ચક્ષુરિન્દ્રિયમાથી નિકળીને હવામાં મળી જતો ધૂમાડો જણાયો. એ ધૂમાડો ચક્ષુમાથી સંપૂર્ણ બહાર નિકળ્યા પછી તે જ પુરુષના જેવી જ એક આકૃતિ બંધાઈ ગઇ ને મસ્તક પર ઉભી રહેલી જણાઇ તે પછી તે ધૂમાકૃતિ પુરુષ, પોતાનો હાથ ઉંચો કરી ભૂમિપર પડેલા દેહને છેવટના રામ રામ કરતો હોય ને કહેતો હોય કે મારો ને તારો સબધ હવે પૂરો થયો છે, માટે છેલ્લા પ્રણામ, એવા સૂચનાદર્શક છેલ્લા પ્રણામ કરતો મસ્તક સૂધી હાથ લઈ જતો જોવામાં આવ્યો પાછો તે હાથ નીચે નમાવ્યો અને તે ધૂમાકૃતિ જોતજોતાં જ હવામાં અદૃશ્ય થઈ ગઇ. આ ઉપરથી આપણે સાર એ લેવાનો છે કે, તે ધૂમાકૃતિ પુરુષ તે આપણા અધ્યાત્મશાસ્ત્રમા વર્ણવેલો સૂક્ષ્મ દેહી જીવાત્મા હતો

* કાન, નાક, નેત્ર, જિહ્વા, ત્વચા, એ પાચે જ્ઞાનેન્દ્રિયોમા રહેલી જે વિષયોનું ગ્રહણ કરવાની સૂક્ષ્મ શક્તિઓ તથા મન, અર્થાત્ મન સહિત ઇંદ્રિયો, એ સર્વ જડ પદાર્થો છે, ચૈતન્ય નથી; ને ચૈતન્ય વગર એકલા હોય તો કશા કામનાં નથી. તેઓના જ સંગથી આત્મા, જે કેવળ નિરાકાર, નિરંજન, ચિદ્રૂપ છે, તે આવો સાકાર અને દૃશ્યમાન થયો છે

શકતાં નથી. એ જીવાત્માને માત્ર દિવ્યજ્ઞાનચક્ષુ જ જોઈ શકે છે, પણ સામાન્ય પ્રાકૃતજન તો આ પાંચ ભૌતિક સ્થૂલદેહના સ્વરૂપને પણ જોઈ શકતાં નથી. તો ચૈતન્યની તો વાત જ શી?" એટલામાં વરેપ્સુ અકસ્માત્ બોલી ઉઠ્યો; "ગુરુદેવ, એ ધૂમાડાની તો સુંદર આકૃતિ બની ગઈ! અને તે પણ વળી જાણે એ મૃતકના દેહ સરખી જ છે! એ સઘળી પુરુષાકૃતિ જો કે ધૂમાડા જેવા પદાર્થની બનેલી લાગે છે ખરી, પણ વળી તે નિર્મળ પારદર્શક છે, એથી આપોઆપ ઓળખાઈ આવે છે કે, એ જ એ મૃતકનો લિંગદેહ છે. એની પાસે વસ્ત્રાદિકમાંનું કશુંય નથી. હવે એ સાવધ છે, ને કંઈક બોલતો હોય એમ લાગે છે, માટે આપણે તે સાંભળવું જોઇએ."

એ ધૂમાકૃતિ પુરુષ પ્રાર્થના કરતો હોય, તેમ હાથ જોડીને પેલા બિહામણા પુરુષો પ્રત્યે બોલ્યો; "આવી ભયંકર આકૃતિવાળા તમે કોણ છો? તમે અહીં કેમ આવ્યા છો? તમારો કશો અપરાધ ન કર્યા છતાં મને તમે કેમ અસહ્ય દુઃખ દ્યો છો?" તે લિંગદેહી મૃતકનાં આવાં વચન સાંભળી, તે યમદૂતો તેને કહે છે કે; "અમે મહાત્મા ધર્મરાજાના અનુચરો છીએ, ને તેમની આજ્ઞાથી તને તેડી જવા સારુ આવ્યા છીએ. તેં અમારો અપરાધ કર્યો નથી; પણ અમારા સ્વામીના સ્વામી–ધર્મરાજનો અપરાધ કર્યો છે; અને એના અપરાધીઓને તેની આજ્ઞાથી દંડ દેવો, એ અમારુ કર્તવ્ય છે." ધૂમાકૃતિરૂપ લિંગદેહી જીવાત્માએ કહ્યું; "તમારા સ્વામીનો મેં શો અપરાધ કર્યો છે!" તેના ઉત્તરમાં તેઓ બોલ્યા; "આ પુરદ્વાર* તે પવિત્ર અચ્યુતમાર્ગનું દ્વાર છે; જેમાં થઇને અચ્યુતપ્રભુને શરણ જનારાઓને તેમનો માર્ગશ્રમ નિવૃત્ત થવા સારુ જ માત્ર અહીં થોડો કાળ નિવાસ કરવાની આજ્ઞા છે; છતાં તે સ્થાનને પોતાનું વસવાનું સત્ય–નિત્ય–સ્થાન માની લઇને, તેમાંના ભોગ્ય પદાર્થોનો જે મનુષ્ય નિરંતર યથેચ્છપણે, પોતાના દેહસુખને અર્થે ઉપભોગ કરે છે ને પરલોકના સાધનનો–સ્વાત્મસ્વરૂપનો વિચાર કરતો નથી, તે જીવ અમારા પ્રભુના પ્રભુનો અપરાધી છે. આ સ્થાનનું પુરદ્વારનું આધિપત્ય અમારા સ્વામીના હાથમાં છે. પણ અલ્યા દેહ-

---

* મનુષ્યદેહ મનુષ્યદેહથી સતજ્ઞાન પ્રાપ્ત કરી, જીવ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે. એને પુરદ્વાર માનવાનું કારણ આ જ કે, એ દ્વારથી જ પરમજ્ઞાનની પ્રાપ્તિ થઇ શકે છે, બીજા પશ્વાદિક દ્વારથી જીવાત્માને જ્ઞાન કે મોક્ષ પ્રાપ્ત થતાં નથી.

ભોગી! સત્યાસત્ય, નિત્યાનિત્યનો ભેદ ન જાણનારા! જગન્નગરમાંથી* અચ્યુતપુર જવાની પ્રતિજ્ઞા કરીને તું નિકળ્યો હતો કે નહિ?"

તેના ઉત્તરમાં તે લિંગદેહી જીવાત્માએ કહ્યું; "હા, હા." ત્યારે ધર્મદૂત બોલ્યો; "ત્યારે પછી ત્યાં જવાનો પ્રયત્ન ન કરતાં, અહીં કેમ લપટાઈ રહ્યો છે?" જીવાત્માએ કહ્યું; "થાક લાગવાથી થોડીવાર વિશ્રામ લેવાને બેઠો, ને હમણાં ઉઠું છું, હમણાં ઉઠું છું,† એમ વિચાર કરતો હતો, એટલામાં નિદ્રા આવી ગઈ. જ્યારે શુદ્ધમાં આવીને ચોમેર જોયું તો મારા સાથીઓ સૌ આગળ નિકળી ગયલા હતા. હું નિરુપાયથી ગભરાઇને ચિંતા કરવા લાગ્યો. પણ એટલામાં એક સ્ત્રી‡ ત્યાં આવીને મને ધીરજ આપી કહેવા લાગી કે, 'તમે શાને ચિંતા કરો છો? તમે પોતાને એકલા સમજશો નહિ; હું પણ તમારી પેઠે પાછળ રહી ગયેલી છું ને સંગાત શોધું છું, પણ મને તો આ સર્વ પાંથિકોની દોડધામ ઉપર ધિક્કાર છૂટે છે; કેમકે આવું સુંદર સ્થાન મૂકીને, જ્યાંનું કંઈ જાણતા નથી, તે તરફ શા માટે દોડી મરવું? આપ તો આગળ જવું રહેવા દઇ, અહીં જ મુકામ કરો. હું તમારી સેવા કરીશ અને આપણે બંને જણ આનંદ કરીશું.' આવી રીતે કહેવા ઉપરાંત અનેક પ્રકારના હાવભાવ કરીને તેણે મને અચ્યુતપુર તરફ જતાં અટકાવ્યો, એટલે તેની સાથે હું અહીં જ રહ્યો! પછી દિવસે દિવસે હું અચ્યુતમાર્ગે જવાની વાર્તા વિસરી ગયો મેં કરેલી પ્રતિજ્ઞા પણ વિસરી ગયો, અને તેની સાથે પ્રીતિમાં એવો જકડાઈ ગયો, કે મને એ વાર્તાનુ સ્મરણ સરખુંએ થયું નહિ" "બસ બહુ થયું; તારાં કુકર્મો અમારે સાંભળવાં નથી; તે અમારા પ્રભુની દરબારમાં તેનો વડો કારભારી સાંભળશે. પણ હવે તું સમજ્યો હોઇશ, કે એટલા જ માટે તું અમારા સ્વામીનો અપ-રાધી છે, ને તે અપરાધની શિક્ષાને માટે તને તેની દરબારમાં લઈ જવા સારુ અમે આવ્યા છીએ. માટે ચાલ, આગળ થા; વિલંબ કર-વાનું કામ નથી. તારા જેવા દુષ્ટ પ્રાણીઓને બાંધીને લઈ જવા સારુ અમે આ પાશ ધારણ કરીએ છીએ, પણ શું કરીએ? તારે નિમિત્તે કોઈ પુણ્યવાન્ મહાત્માઓએ સર્વેશ્વર એવા અચ્યુતપ્રભુના નામની ગર્જના

* વિશ્વ એ વિશ્વમાના અનેક દેહો-અંડજ, ઉદ્ભિજ્જ, સ્વેદજ ને જરાયુજ ભોગવી, તેમાં કષ્ટ સહી, કોઇક દેહમા કંઇક સત્કર્મથી ને પરમાત્માની કૃપાથી પ્રાણીને મનુષ્યદેહ મળે છે, કે તે દેહદ્વારા સત્‌ને જાણે † ટીકા-કાલે હરિ ભજીશું, મોટા થઇને હરિ ભજીશું વગેરે આળસ; ને તેમા જ હરિ ભજવાનુ ભૂલી જવું, એ રૂપ નિદ્રા. ‡ માયા-મિથ્યા મોહ

કરી, જેથી તે મહાપ્રભુના માનાર્થે અમે તારાપર પાશ નાંખી શકતા નથી; પણ ચાલવામાં વિલંબ કરીશ તો આ તીક્ષ્ણ અંકુશ તથા મુદ્ગરો તારે અર્થે જ છે. અલ્યા મૂઢ! આ દેહાદિક સાથે સંબંધ રાખનારા સર્વ પદાર્થો, કે જે મિથ્યા છે, તેમાં તેં મારાપણું માન્યું; ને એવી મતિરૂપ બંધન તને, તારા એ જ અજ્ઞાનથી પ્રાપ્ત થયું છે; અને તેથી જ તારે આ ક્લેશનો સમૂહ વહોરવો પડ્યો છે. તે આ મિથ્યા શરીરને સત્ય માની, મારુ મારુ કરી, વિષયોવડે પુષ્ટ કર્યું; વિષયોનું જ સેવન કર્યું, ને રક્ષણ કર્યું. તેં અજ્ઞાનનો નાશ કર્યો નહિ, પણ કોશેટાના કીડાપેરે તું વિષયોમાં બંધાઈ રહ્યો. આ અનાત્મ પદાર્થમાં જ આત્મબુદ્ધિ રાખી; અને મહામોહરૂપી મગરમચ્છના પેટમાં તણાઈ જઈ, જે આત્મજ્ઞાન માટે તેં પ્રતિજ્ઞા કરી હતી–અચ્યુતપ્રભુના માર્ગમાં થઈ પ્રવાસ કરી, ત્યાં પહોચવાની પ્રતિજ્ઞા કીધી હતી, તેનો ભંગ કરી, બુદ્ધિની કલ્પેલી અનેક અવસ્થાઓને સત્ય માની તે ભોગવવામાં મચ્યો રહ્યો! હે દુર્બુદ્ધિ! તું વિષયોરૂપી ઝેરથી ભરેલા અપાર સમુદ્રમાં એ કારણે જ અહુણાં ગળકાં ખાય છે, એ શું થોડો અપરાધ છે?" એટલામાં બારણા આગળ બેઠેલામાંના એક દૂતે અંદર આવીને કહ્યું; "આટલો બધો વિલંબ શા માટે કરો છો? શું તમને એ જીવપર દયા આવે છે?" પછી તે જીવાત્માને ઉદ્દેશી કહ્યું; "ચાલ, વહેલો થા; શું તું અહીં કોઇની સહાય ઈચ્છે છે? તારા કરેલા અપરાધોથી તો કોઈ પણ અહીં છોડાવે તેવું નથી, આગળ થા." એટલું કહી તેની સાથેના બીજા દૂતે, મુદ્ગરના બે ત્રણ પ્રહાર કીધા; એટલે મોટી ચીસ નાંખીને તે પરવશ થયેલો જીવાત્મા, ત્યાંથી બહાર નિકળવા માટે તત્પર થયો, પણ ત્યાંથી નિકળવું તેને ઘણું જ દુષ્કર લાગ્યું. જે દેહમાં રહી પોતે જન્મ પર્યંત અને સુખ (તામસી ને રાજસી સુખ–વિષયજન્ય સુખ) ભોગવ્યાં હતાં, તે દેહને મૂકીને પરવશ થઈ જતાં તેને બ્રહ્માંડ તૂટી પડવા જેટલું દુઃખ થયું. આ દેહ જે ત્વચા, માંસ, મેદ અને હાડકાંઓનો સમૂહ છે, તેમાં જેણે, અનાત્મજ્ઞ બુદ્ધિથી, અભિમાન ધરી સત્ય માન્યું છે, તેને શાંતિ થતી નથી. મૂઢબુદ્ધિ ને અનાત્મજ્ઞ, આ દેહને જ 'હું' માને છે; કંઈક સમજુક જીવને 'હું' માને છે; પણ એ સર્વને અંતે અશાંતિ જ છે. એવી જ અશાંતિ આ મૂઢ જીવને થાય છે. તે વારંવાર પાછો વળીને પોતાના ત્યાગ કરેલા દેહ ભણી જોવા લાગ્યો, ને નિઃશ્વાસઉચ્છ્વાસ નાંખી રુદન કરવા લાગ્યો. 'આવો ઉત્તમ મનુષ્યદેહ મને પ્રાપ્ત થયો હતો,

છતાં તેને આશ્રયીને મ્હેં સત્કર્મ ન કર્યું, રે સત્કર્મ તો શું, પણ મ્હેં દુષ્ટે ઉલટાં કુકર્મો જ આચર્યાં, કે જેથી મારી આ દશા થઈ છે. હું યમદૂતોને અધીન થયો છું, અને કોણ જાણે હવે આગળ મારૂં શું થશે. જો થોડોક કાળ પણ આ દેહ મને પુનઃ મળે તો હું કંઇક સત્કર્મ કરું. હું અહીંથી જ આ સર્વ કુટિલ કુટુંબનો ત્યાગ કરીને અચ્યુત માર્ગે ચાલ્યો જાઉં;' એમ તે અહુણાં વિચાર કરતો હતો.

તથાપિ હજી પણ આ જીવાત્માને ઘરમાંથી નિકળવું ગમતું નથી. તેને પોતાની એકેક સમૃદ્ધિ જોઇને મોટો શોક થાય છે કે, 'આમાંનો એક પણ પદાર્થ હવે મારા કામમાં આવનારો નથી. હવે એ મારા નથી. રે! જ્યાંસૂધી મારા હતા, ત્યાંસૂધી મેં એનો કશો પણ સદુપયોગ કર્યો નહિ. મને મળેલો આ અમૂલ્ય દેહ પણ સત્કર્મમાં મેં ન જ યોજ્યો. મેં આદિ તથા અંતથી રહિત, અદ્વિતીય, વિશુદ્ધ, વિજ્ઞાનમય, પ્રશાંત, સત્ય પરબ્રહ્મનો વિચાર જ ન કીધો; પણ ભ્રાંતિ પામેલો માણસ જેમ ભ્રમથી રૂપારૂપે પ્રતીત થતા છીપમાંના પ્રકાશને સત્ય રૂપું માને છે, તેમ જ મેં આ જગતના સર્વ ભોગ્ય પદાર્થોને જ સત્ય માન્યા. પણ રે હાય! વિવર્તરૂપે રહેલા સર્વ પદાર્થો મિથ્યા છે; આ સર્વ દૃશ્ય પદાર્થો કલ્પિત છે; નાશવંત છે; દેહ ને તેના સંબંધી સર્વ પદાર્થો અસત્ય છે. પણ મારા જેવો જગતમાં કોણ હશે કે, જેને સત્યાસત્યનો વિચાર જ થયો નહિ હોય? ને નિત્ય, આનંદમય, વિજ્ઞાનમય, પરાત્પર પ્રભુને જાણ્યા જ નહિ હોય!" એવો ખેદ કરતાં વળી તે પેલા ક્રૂર દૂતોના મારથી મહાભય અને ત્રાસ પામીને પોતાના ભવિષ્યની ચિંતા કરવા લાગ્યો કે, 'અત્યારથી જ જ્યારે હું આ દૂતોને સ્વાધીન થઇને આટલી અસહ્ય પીડા ભોગવું છું, ત્યારે આગળ હવે તેઓ મને ક્યાં લઈ જશે, ને મારી કેવી દુરવસ્થા કરશે? જેના અનુચરો–દૂતો આવા ભયંકર અને ક્રુર છે, તેઓનો સ્વામી યમરાજ તે કેવો ભયંકર હશે? તે મને શી શિક્ષા કરશે? ત્યાંથી મને કોણ છોડાવશે? હાય! જે સમર્થ પ્રભુના નામની ગર્જના છેક અંતરિક્ષમાં થયલી સાંભળવાથી આ દૂતોએ મને તુરત તેમના ભયંકર પાશમાંથી મુક્ત કર્યો, તે પવિત્ર પ્રભુને મ્હેં પાપીએ છેક જ વિસારી દીધા! જે સમર્થનું એક પવિત્ર નામ માત્ર જ આવા મહદ્ભયમાંથી પ્રાણીને છોડાવે છે, એવું હું અચ્યુતપથના પાંથિકોને મોઢે વારંવાર સાંભળતો હતો, છતાં ધન યૌવનાદિ મદને લીધે, મ્હેં તેનાપર શ્રદ્ધા ન કરી! રે! એ વિના બીજું પણ મેં કંઈજ સદા-

ચરણ ન કર્યું. રે! અહીં પડી રહીને મેં અચ્યુતમાર્ગનો ત્યાગ કર્યો તો ખેર, પણ તે માર્ગે જનારાઓની વારંવાર આગતાસ્વાગતારૂપ સેવા પણ કરી હોત તોયે કદાચ તેથી હું આ ક્રૂર પુરુષોના હાથમાંથી છૂટવા પામત. પણ હવે હું શું કહું? કોનો વાંક કાઢું? પેલી સ્વાર્થિણી દુષ્ટાએ જ-માયારૂપ સ્ત્રીએ મને પરાણે જગતમાં બાંધીને આ યમદૂતોને સ્વાધીન કર્યો છે; ને હવે મારા દુઃખને માટે નહિ, પણ પોતાના જ સ્વાર્થની હાનિને માટે તે મોટું આક્રંદ કરે છે. આ કુટીલ સ્ત્રી ને સ્વાર્થી કુટુંબને* મેં પોતાનાં માન્યાં, તે મેં કેટલું અવળું આચર્યું છે?' આવો મહાશોક અને પશ્ચાત્તાપ તે જીવાત્મા કરતો હતો, એટલામાં પેલા દૂતોમાંથી એક જણે તેને લોહમુદ્ગરનો ધક્કો મારીને કહ્યું, "અરે દુષ્ટ! હવે તું શામાં લલચાઈ રહ્યો છે? જે તારું વહાલામાં વહાલું શરીર, કે જેવડે તું આ લોકમાં હતો, ને જે તને દયાળુ પ્રભુએ તેના પવિત્ર માર્ગે જવા સારુ આપ્યું હતું, તે તો તું આડે માર્ગે યોજી યોજીને અંતે ખોઈ બેઠો; અને તારાં કરેલાં કર્મોનો હવે અકાળે શોચ કરવા મંડેલો તું, જે શરીરને જન્મજન્માંતરને અન્તે, મહા કષ્ટ વગર પ્રાપ્ત કરી શકે તેમ નથી, તેનો હવે શોચ કેમ કરે છે? જેના હૃદયમાં ક્ષણ-ભર પણ અહંકારની નિવૃત્તિનો વિચાર થતો નથી, જે દેહમા જ આસક્ત રહે છે ને દેહી વિષયોમાં જ લુબ્ધ રહે છે, તેનું કલ્યાણ ક્યાં છે? તારો આત્મા દેહથી ભિન્ન છે, એનું તને જ્ઞાન થયું નથી, પણ આત્મા જ દેહ છે, એવું દૃઢ થયું હતું, તેથી વિષયો ભોગવવા માટે શું તું આ દેહ ઇચ્છે છે? એ તારા અજ્ઞાનને માટે શું કહેવું? હવે તો તને છેવટના ન્યાયને સારુ યમલોક પ્રત્યે અમે લઈ જઈશું, જ્યાં તું તારા અપરાધોની શિક્ષા ભોગવીશ. પણ અહુણાં તો ત્યાંથી થોડા કાળમાં પાછા વળીને આ લોકમાં પાછા આવી તું સત્કર્મમાં પ્રવૃત્ત થાય ને પુણ્યલોક પ્રાપ્ત કરે, એ આશા રાખવી વ્યર્થ છે. અરે મૂર્ખ! હાથમાં આવેલું અમૃત જે જીવ પી શકતો નથી, તે અમૃત વહી ગયા પછી પસ્તાય તેમાં શો અર્થ સરે!" એમ કહીને બે દૂતો આગળ થયા, ને બીજા બે તે જીવાત્માની પાછળ રહીને ચાલવા લાગ્યા.

પુરદ્વારથી બહાર નિકળતાં સૂધી તો તેઓએ ધીમે ધીમે ચાલ્યા કીધું, પણ સીમાડો વટાવતાં જ તેઓ તે જીવાત્માને લઈ અંતરિક્ષ માર્ગે મોટા વેગથી ચાલ્યા. આ વેળા તેઓએ જીવાત્માને બહુ કઢંગી રીતે

* કામ ક્રોધાદિક ષડ્રિપુ.

અદ્ધર ઉંચકી લીધો હતો. આપણા વિમાનવાસીઓ, જેઓ વિમાનને પુરદ્વારપર સ્થિર કરીને એક ચિત્તે આ સર્વ જોયા કરતા હતા, તેઓએ પણ તે જીવાત્માને ઘણે દૂર પહોંચી ગયેલો જોઈ, થોડીવારમાં વિમાનને તેની લગોલગ પહોંચાડી દીધું.

ક્ષણભરમાં તે ભયંકર દૂતો, તે જીવાત્માને લઇને અંતરિક્ષમાંથી નીચે આવવા લાગ્યા, ને કોઈ એવી અપરિચિત કરાળ કંટક ભૂમિપર ઉતર્યા કે જેને જોતાં જ મહા ત્રાસ ઉપજે. એ જોઈ વિમાન વિરાજિત મહારાજા વરેપ્સુ, ગુરુચરણમાં નમન કરીને કૃતાંજલિપૂર્વક બોલ્યો; "કૃપાનાથ! આ પુરુષો તે અનાથ જીવને અહીં ક્યાં લાવ્યા? અહીં તો પુરદ્વારમાંનું અથવા જગન્નરમાંનું કોઇ જ નથી. ત્યાંના સરખો કોઇ પણ દેખાવ દૃષ્ટિએ પડતો નથી. આ તો જેટલું દેખાય છે, તેટલું સઘળું બહુ અમંગળ અને કષ્ટરૂપ જ દેખાય છે. આ પવન ઉષ્ણ અને દુર્ગંધવાળો વાય છે; તાપ અસહ્ય પડે છે; પેલી માર્ગમાંની રેત તપી ગઈ છે. વળી ત્યાં ઠારોઠાર વેરાયલા પાષાણના અણિયાળા ટુકડા તથા મોટમોટા કાંટા, ભાલોડા જેવા ઉભા થઇ રહેલા છે. છાયાને માટે ક્યાંય વૃક્ષ તો જોવામા પણ આવતું નથી, પણ પેલાં છેટે છેટે વૃક્ષો દેખાય છે, તે શેનાં હશે? એવાં દુર્વૃક્ષો મ્હેં કદી જોયાં નથી. તેઓપર પત્રનું તો નામ જ નથી, પણ થડથી ટોચ સૂધી સઘળે ભાલા સરખા કાંટા જ છે. વળી ઘણા તાપને લીધે ચોમેર ઝાંઝવાની વરાળોને લીધે આખું આ મહાઘોર અરણ્ય ભડભડાટ બળતું હોય એવું ભાસે છે. આવા દુઃખરૂપ સ્થળે એ યમદૂતો એ જીવાત્માને કેમ લાવ્યા છે? જુઓ, તે જીવને ધગધગતી રેતીમાં ઉભો કીધો છે ને ઉપરથી તેને મુદ્ગરનો માર મારે છે. (પછી બીજા પુણ્યજનો પ્રત્યે જોઇને રાજા બોલ્યો) આ કારી ચીસો તમે સૌ સાંભળો છો? તે એ જીવાત્માની છે. રે! તે બિચારા અનાત્મજ્ઞનું આ નિર્જન અરણ્યમાં કોણ સગું? તેને આવા અગ્નિસમાન તપેલા દુર્ગમ્ય માર્ગમાં દૂતો ચાલવાનું કહે છે. તેના કુમળા પગ અડવાણા છે, આખું શરીર પણ ઉઘાડું છે; ઉપર અસહ્ય તાપ અને નીચે આવો દુસ્તર માર્ગ, એમાં કોઇથી પણ ચલાય નહિ, ત્યાં ચલાવે છે; અને એ જીવ ચાલી શકતો નથી, ત્યારે દૂતો તેને માર મારે છે. હવે તેની શી ગતિ!" એટલું કહીને રાજા પુનઃ બોલ્યો, "આ તેના જેવી જ પણ જાણે ઘણે દૂરથી સંભળાતી હોય તેવી દયામણી ચીસો સૌ સાંભળો. ગુરુદેવ! એ વળી કોની ચીસો છે? તે ક્યાંથી સંભળાય છે?" એ સાંભળી

મહાત્મા વામદેવજી બોલ્યા; "રાજા, એ ચીસો આ જીવના સરખા બીજા પતિતોની છે. તે અહીં, આ અરણ્યમાંથી જ સંભળાય છે. આ મોટા વિસ્તારવાળું ઘોર અરણ્ય એવા પતિતોને યમલોકમાં જવાનો માર્ગ છે. એ બહુ દુસ્તર છે. આ માર્ગે થઈ આવી અસહ્ય કષ્ટની યાતનાઓ જગન્નગરમાં રહી ઈશ્વર, પુણ્ય, જ્ઞાન અને ભક્તિ વિસરી જઈ કરેલા પાતકોને ફળરૂપે ભોગવતા અનાત્મજ્ઞ પ્રાણીઓ, કે જેઓ અચ્યુતમાર્ગ ભૂલી ગયા છે; જેઓએ વિષયોની ઇચ્છાવાળા બની, દેહરૂપી ગેહને નિરન્તરનું સ્થાન માની, વિષયોની જ કામના કીધી છે; દેહને જ આત્મા માની લીધો છે ને વિષયોના અનુસંધાનમાં તત્પરપણું દાખવ્યું છે, તેથી સંસારરૂપ બંધનમાં પડી નિત્યની અચલિત બ્રહ્મભાવની વાસનાપર પ્રીતિ ન કરતાં તેનો ઉલટો ક્ષય કરી, સંસારરૂપ વાસનાના બંધનને તોડી ન નાંખતાં, તે વાસના વધવા દીધી છે; વાસનાનું જ ચિંતન કર્યા કીધું છે ને બહારની-વ્યવહારની ક્રિયાથી વાસનાને દૃઢ કરી, ને વધતી જતી વાસનાથી સંસારમાં વિંટળાઈ વળી, નવા સંસારને જન્મ આપ્યો છે; તથા પરમાત્માએ ઠરાવેલો નિયમ, કે સઘળા કાળમાં સઘળી અવસ્થાઓમાં ચિંતન, ક્રિયા ને વાસનાનો ક્ષય કરવો, તેથી વિપરીત વર્તી સ્ત્રી પુત્ર, પૈસો, દેહ, ગેહ ને અનિત્ય પદાર્થો, તેને સત્ય-સર્વસ્વ-ત્રાતા માની તેમાં પ્રીતિ ધરીને, અપુણ્યવાળાં જ કર્મો કીધાં છે; અને એમ વાસનાવશ વર્તી માત્ર અપુણ્યવાળાં જ કર્મોમાં નહિ પરન્તુ પાપકર્મમાં પણ પ્રવૃત્ત થઈ ન કરવાનું કીધું તથા કરવાનું ન કીધું, એવા અધમોને જવાનો આ માર્ગ છે; આને યાતનામાર્ગ કહે છે. જૂઓ, પેલો પ્રાણી ફરીને ચીસો પાડે છે. તે ચાલી શકતો ન હોવાથી દૂતો તેને મારતા જાય છે, ને પોતાની સાથે ચીચોટિયું પકડી ઘસડતા જાય છે. શરીરમાંથી છૂટતા પ્રસ્વેદો અને નેત્રમાંથી પડતી અશ્રુધારાઓ પણ આ ઉષ્ણ પવનના સપાટાથી તત્ક્ષણ સૂકાઈ જાય છે. આવા સુખસાધનોથી ભરપૂર વિમાનમાં રહેલા છતાં, આપણને પણ અસહ્ય તાપથી મોટો ત્રાસ થાય છે, ત્યારે એ નવીન દેહ ધરેલા અને વસ્ત્રાદિ રહિત જીવાત્માને કેટલું બધું કષ્ટ થતું હશે, તેનો વિચાર તમે જ કરો. તેના બંને પગમાં મોટા મોટા કાંટા ભોંકાયા છે, તે કાઢવાને નીચો નમવા જાય છે, એટલામાં વાંસાપર મુદ્ગર પડે છે; ને ચાલવામાં વિલંબ થતી હોવાથી, તેવી જ અવસ્થામાં બીજો દૂત વળી તેને ઘસડીને આગળ ચાલે છે. જેઓ કરવાનું નથી કરતા ને ન કરવાનું કરે છે, તે બંનેનું સમાન ફળ આ જ મળે છે. આમાંના કેટલાકોએ પ્રભુને

ભજ્યા જ નથી, જાણ્યા જ નથી. કેટલાકોએ સંસારને જ ભજ્યો છે, તે સર્વની આવી જ અવસ્થા છે, અહો કષ્ટ! અહો કષ્ટ!"

અતિશય દયાર્દ્ર બની ગયેલો રાજા વરેપ્સુ બોલ્યો; "કૃપાનાથ! મારા મનમાં પ્રશ્ન થાય છે કે, જ્યારે મરનાર પ્રાણીનો એક દેહ છૂટ્યા પછી આવો બીજો દેહ પ્રાપ્ત થાય છે, ત્યારે તે દેહના આચ્છાદનરૂપ વસ્ત્રાદિક કેમ પ્રાપ્ત નથી થતાં, કે જે આવા કષ્ટમાં કામ લાગે?" વામદેવજી બોલ્યા; "એ પણ પ્રાપ્ત થાય જ; પરંતુ દેહની પેઠે અચૂક પણે નહિ. આ દેહ તો તેને પૂર્વ દેહમાં રહેતી વેળાએ પણ સૂક્ષ્મરૂપે પ્રાપ્ત હતો જ. પૂર્વનો સ્થૂલદેહ નષ્ટ થઈ જતાં, તે દેહે કરીને કરેલાં કર્માનુશાસન ભોગવવા માટે, અત્યારે પ્રગટપણે સૂક્ષ્મદેહરૂપે દેખાય છે. તે પણ માત્ર આપણને જ; બીજા મનુષ્યોને તે દેખાતો નથી. એ લિંગદેહ છે. પણ સ્થૂલદેહમાં રહેતાં છતાં, તેના ભોજન આચ્છાદનાદિક માટે પ્રાપ્ત થયેલી સામગ્રીમાંથી તેણે થોડી ઘણી જો પરોપકારાર્થે વાપરવારૂપે પરબ્રહ્મ પ્રીત્યર્થે અર્પી હોય તો, તે તેને આ સ્થળે અવશ્ય કામ લાગતે અને નહિ તો તેને તે વિના જ રહેવું પડે. આ નિર્ભાગી પ્રાણીએ પરોપકારાર્થે કંઈ વાવર્યું હોય, એમ ભાસતું નથી. સાંભળો, તે પેલા દૂતો પ્રત્યે કંઈક કહે છે."

દુઃખથી અને મારથી ત્રાસ પામેલો તે જીવાત્મા, બહુ દયામણી રીતે, અશ્રુધારા પાડતો, હાથ જોડીને દૂતોને કહેવા લાગ્યો; "હે યમાનુચરો! મુજ અનાથપર જરાક દયાદૃષ્ટિ કરો. આ અગ્નિ સરખા તાપથી હું અતિશય ત્રાસ પામ્યો છું અને મને ઘણી તૃષા લાગી છે. આ તાપની જવાળાથી મારો કંઠ રુંધાય છે ને આંખે તમ્મર આવે છે, કૃપઃ કરી આટલામાં કોઈ જળાશય હોય તો દેખાડો." એ સાંભળી એક દૂતે, ધમ્મ દઈને વાંસામાં મુદ્‌ગરનો ગોદો મારી કહ્યું; "ચાલ પાણી પીનારા! શું આખા જન્મારામાંએ કોઈ ગરીબ તૃષાતુરને કદી પાણી પાયું છે કે અત્યારે પાણી માગે છે?" આવી મહાદુરવસ્થામાં રગડાતે પીટાતે, તે જીવ ઘણેક દૂર નિકળી ગયો. એવામાં, તે દુઃખદાયી માર્ગની બાજુએ એક મોટું ઘટાકાર વૃક્ષ આવ્યું. તેની છાયા નીચે વાળી ઝાડીને કચરા કાંટા વગરની સ્વચ્છ જગ્યા કરી મૂકી હતી. ત્યાં આગળ શીતળ જળની એક ગોળી, ભીના વસ્ત્રથી ઢાંકી મૂકેલી હતી, અને જોડે એક પાત્રમાં કંઈક ખાવાનો પદાર્થ ઢાંક્યો હતો. એ સઘળું છેટેથી જોતાં જ, ઉગ્ર તૃષાથી અકળાયલો તે જીવાત્મા, જો કે પરાધીન હતો અને અશક્ત બની ગયો હતો તોપણ, કઠિન મન કરીને તે ભણી દોડ્યો; એમ સમજીને કે યમ-

દૂતો તેમની કુટિલતાને લીધે ના કહેતા હશે, પણ આ જળ આયતું જ તૈયાર છે, ને છાયો પણ છે, માટે ક્ષણવાર ત્યાં જઈ શરીર ટાઢું કરું, ને પાણી પી લઉં પણ દોડીને કેવી રીતે જઈ શકે? પછવાડેથી દૂતે તુરત તેના પછવાડાના ભાગમાં અંકુશ ભરાવી ખેંચ્યો, ને બીજાએ ઉપરથી ધડાધડ બે ચાર મુદ્‌ગર ખેંચી કાઢ્યા. તે અનાત્મજ્ઞ, દેહને અને તેના ભોગોને સર્વસ્વ માનનારો ભાગ્યહીન જીવ, તત્કાળ ચકરી ખાઇને નીચે પડ્યો, અને મૂર્છિત થઈ ગયો.

એટલામાં તે જ માર્ગે થઇને તેની આગળ ચાલતો એક બીજો જીવાત્મા, પોતાની સાથેના દૂતોને માર્ગમાં ઉભા રાખીને તે વૃક્ષતળે આવ્યો; અને યથેચ્છપણે પેલા ઢાંકેલા પાત્રમાંથી ભક્ષ્યપદાર્થ લઈ ખાવા લાગ્યો. પછી જળ પી થોડીવાર શાંત થઇને દૂતોના બોલાવવાથી પાછો ચાલવા લાગ્યો. એણે પગમાં સારા સુંવાળા જોડા પહેર્યા હતા, શરીરે ઉજ્જવળ વસ્ત્ર પહેર્યાં હતાં, ને માથે છત્રી ઓઢી હતી, તેથી માર્ગની ક્લિષ્ટતા સંબંધી તેને કશું દુઃખ થતું નહોતું; તેમ દૂતો પણ તેને કશો ત્રાસ આપતા નહોતા. એ જોઈ, આ મૂર્છામાંથી સાવધ થયલા ભાગ્યહીન જીવે મોટા આક્રોશપૂર્વક વિલાપ કરવા માંડ્યો; "અહીં તો સઘળું પોતાનું જ પોતાને કામ આવતું દેખાય છે. હું લોકોને મોઢે સાંભળતો કે "હાથે તે સાથે;" પરંતુ મેં દુષ્ટે તે લોકવાણી તુચ્છ ગણી કાઢી. મારે મન તો તે લોક જ સત્ય હતો, આ લોકની વાત મેં માની જ નહિ. ન શાસ્ત્રને માન્યાં; ન ગુરુજન ને શિષ્ટજનનાં વચન પ્રમાણ્યાં; સન્તોને નહિ પણ ઠગ-ધૂર્ત એવાને-વ્યવહારને તારક ગણ્યા-સંસારમાં લદબદ્યો! હવે કોણ સહાય કરે? ખરેખર મેં પાપીએ કોઈ તૃષાતુરને પાણી પાવા જેટલો પણ ઉપકાર કર્યો નથી, તો મને સુખ ક્યાંથી મળે? આ કોઈ પુણ્યાત્મા મારી આગળ જાય છે; તેને કશું દુઃખ નથી. રે, મેં કદી, જેને ઇશ્વર, પ્રભુ, પરમાત્મા, પરબ્રહ્મ, અદ્વૈતબ્રહ્મ કહે છે, એમાંના કોઇનો વિચારે કીધો નહિ, તેમ હું લોકશાસ્ત્ર ને વાણીથી પુણ્યકર્મ તરફ પણ પ્રેરાયો નહિ" એમ વારંવાર નિસાસા નાંખી, કપાળે કર પછાડીને રડતો કકળતો તે જીવ ચાલતો થયો પછી પેલા દૂતોમાંનો એક બોલ્યો; "ભાગ્યહીન પ્રાણી! પુણ્યવાન્ પ્રાણીને દુઃખ હોય જ નહિ. આ તારી અગાડી ચાલનારા જીવને જો! આવા દુઃખદ માર્ગમાં પણ તે કશો ક્લેશ ભોગવતો નથી. એણે પ્રભુપ્રીત્યર્થે નિષ્કામનાથી, નિરંજન પ્રભુને ઓળખીને, ઘણાં પુણ્ય કર્મો કર્યાં છે, ઘણાં દાન કર્યાં છે, પોતાને

શરીરે દુઃખ વેઠીને પણ ઘણાને ઉપકાર કર્યા છે, ને પ્રભુની કૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા અન્ન અને વસ્ત્રાદિક સર્વ ભોગ્ય પદાર્થોનો, પ્રભુને અર્થે જ, એટલે પરોપકાર અર્થે જ ઉપયોગ કરેલો છે. મનુષ્યલોકમાં ભૂખ્યાને અન્ન, તરસ્યાને જળ, ને અવિદ્યાવાળાને વિદ્યાદાન આપવું, એ તો મનુષ્ય માત્રનું કર્તવ્ય જ છે–અર્થાત્ એ આપવાથી પુણ્ય થશે, માટે આપવું જોઈએ એમ નહિ, પણ એ વિદ્યા, અન્ન, જળમાં સૌ પ્રાણીનો ભાગ છે, તે તેને અવશ્ય આપવું જ જોઈએ. વળી એ જીવ સર્વમાં સર્વત્ર બ્રહ્મભાવથી જોઈને સંસારને અનુસરતો હતો. પણ માયા-વડે ઠગાયલો પુરુષ જ બ્રહ્મમાં ભેદ જુએ છે, ને જે બ્રહ્મને વિષે ભેદ જોઈને, 'હું ને મારું' કરી બેઠો છે, તે વારંવાર જન્મમરણના ક્લેશ ભોગવે છે, ને અચ્યુતપ્રભુને ભૂલી જવાથી મહાકષ્ટને પામે છે. જે જીવ દ્વૈત અને અદ્વૈત એવો જે ભેદ કલ્પે છે, તે મહાકષ્ટ પામે છે; પણ જે જીવ જગતમાં અભેદ દૃષ્ટિવાળો છે, તે જ ક્લેશથી મુક્ત રહે છે. પણ તેમાંનું તું કશું સમજ્યો કે કરી શક્યો નથી, તેં તો ઉલટું–પરાયા અને એક ઘડીને માટે વિશ્રામ સારુ મળેલા પદાર્થોનો ઇચ્છામાં આવે તેવો દુરુપયોગ કર્યો છે. પુરદ્વારના વિશ્રામાલયમાં આજ પર્યંત રહીને તેં જે જે કર્મો કર્યાં છે, તે શું તું ભૂલી ગયો છે? તું ભોગેચ્છા માત્રનો જ સ્વામી હતો. પણ તેં એટલું જાણ્યું નહિ, કિંવા જાણવાનો વિચારે કીધો નહિ, કે ભોગેચ્છા માત્ર બંધ છે, ને તેનો ત્યાગ તે જ મોક્ષ છે. આગળ પાછળનો વિચાર કર્યા વગર દૃઢ ભાવનાથી જે જે પદાર્થોનું ગ્રહણ–સેવન–પ્રીતિ–મમત્વ–તે જ વાસના છે. તેં ભોગોની વાસના ત્યજી નહિ, પણ વધારી; દેહવાસના ત્યજી નહિ, પણ વધારી; હવે સુખની કેમ ઇચ્છા કરે છે?"

આવું સાંભળી મોટો નિઃશ્વાસ મૂકી તે જીવાત્મા મહા અસહ્ય દુઃખનો અનુભવ કરતો ગળતે આંસૂડે ચાલવા લાગ્યો. માર્ગ ઉત્તરોત્તર અધિક વિકટ આવવા લાગ્યો. ગ્રીષ્મનો અપાર તાપ ઓછો થતો જવાથી હવે ટાઢ વાવા લાગી. ધીમે ધીમે ટાઢ એટલી તો વાવા લાગી કે, જાણે હિમાલયપરની હેમંતઋતુ સામટી જ ત્યાં વસી હોય! એવી ટાઢમાં કોમળ નૂતન દેહધારી તે જીવાત્માને શરીરે વસ્ત્ર નહિ, અને પગમાં પાદરક્ષાએ નહિ, તેથી એ વિકટ માર્ગે ચાલવું કેટલું દોહેલું હશે, તેની વાસનાબંધથી બંધાયલા જીવને કલ્પના થવી પણ દુર્લભ છે. આ વેળાએ તે પુણ્યહીન જીવે પોકેપોક મૂકીને રડવા માંડ્યું. એ દુઃખમાંથી છોડા-

વનાર પોતાનો કોઈ પણ ત્રાતા જાગશે, એવી અપેક્ષાથી દશે દિશામાં જોવા માંડ્યું, પણ ત્યાં કોણ હોય? ઉલટા યમદૂતો તાડન કરીને તેને શીઘ્ર ચાલવાનું સૂચવવા લાગ્યા. એટલામાં કર્મના ભોગે એક મોટો કાંટો તેના પગમાં એવો તો ભોંકાયો, કે જે પગની પાટલી ભેદીને ઉપર નિકળી આવ્યો. તે કાઢવાને તેણે નીચે વળીને ઘણોય પ્રયત્ન કર્યો પણ તે નિકળ્યો નહિ અને નિરુપાયે યમોના મારના ડરથી એમનો એમ રડતો ને ખોડંગાતો તે ચાલ્યો. કેટલેક ચાલતાં એક મોટો કાંટાળો પર્વત આવ્યો. એ પર્વત ઘણો ઉંચો હતો ને ઘણીક અણિયાળી શિલાઓથી, કંટક વૃક્ષોથી, તથા વિંછી, સર્પ, વ્યાઘ્ર આદિક પ્રાણીઓથી ભરપૂર હતો. એનાપર ચઢવાને બાંધેલો કે કોતરેલો માર્ગ નહોતો, પણ પથરાના ખડાઓને ટેકી ટેકીને ચઢવાનું હતું. વચ્ચે હજારો હાથ ઉંડાં એવાં કોતરો હતાં, કે જેમાં નાંખી નજર પણ પહોચતી નહોતી. એવા દુર્ગમ પર્વતો જોઇને અર્થાત્ દુઃખના ડુંગરને જોઇને જ તે જીવાત્મા થરથર કંપવા લાગ્યો અને યમદૂતોને લળી લળીને પ્રાર્થના કરવા લાગ્યો કે; "હે યમાનુગો! ઘણી થઈ; દયા કરો, દયા કરો! મને અશક્તને ચાલવાને કોઈ સુગમ માર્ગ બતાવો. આ વિકટ પર્વત ઉપર હું કેમ કરીને ચઢી શકીશ?" યમદૂતોએ તેને કહ્યું, "અરે મૂર્ખા! દયા કોણ કરે? દયા તો એક સર્વેશ્વર અચ્યુત કરે છે, અને અમારું કામ તો પતિતોને શિક્ષા કરવાનું જ છે. તેં કોઇનાપર કોઈ દહાડે પણ દયા કરી છે કે, અત્યારે અમારી પાસે દયા માગે છે? જે કોઇપર દયા કરતો નથી, તે કોઈ પાસ દયા માગવાનો અધિકારી નથી. સત્વર ચાલ, એ પર્વતપર થઇને જ પેલી મેર જવાનું છે." એ પાપી જીવાત્મા શું કરે? નિરુપાયે પોતાના કર્મે હાથ પછાંડી પોકેપોક મૂકતો તે પર્વતપર ચઢવા લાગ્યો. ચઢાણ બિલકુલ કઢંગુ હોવાથી થોડેક ચઢે, ને ત્યાંથી આખડીને હેઠો પછડાય; એમ કરતાં કેટલેક ઊંચે ચઢ્યો, એટલામાં એક ખોમાંથી મોટા ભમરા ઉડ્યા, તે એના ઉઘાડા આખા શરીરપર વળગી પડ્યા! ત્રાહિ! તોબા! તે ચીસેચીસ પાડવા લાગ્યો. એટલામાં અંધારામાં પૂરુ એક પત્થરની ટોંચને હાથ ભરાવી પગલું ભરવા જતો હતો તેવામાં, તેમાં છૂપાઈ બેઠેલા મોટા ઝેરી વિંછીએ જોરથી તેને ડંખ માર્યો. અરે ત્રાસ! અહો કષ્ટ! આ ડંખથી એકાએક ચમકી કારમી ચીસ પાડીને ઝબકતાની સાથે જ તે જીવ એક અણિયાળી શિલા સાથે પછડાયો. આટલું છતાં પણ ઉપરથી માર પડવાની બ્હીકથી જેમ તેમ કરી,

પરાકાષ્ઠાએ તે પાછો ચઢવા લાગ્યો. ભમરાઓના ડંખોથી અને ઠારોઠાર પછડાઇને વાગવાથી, તેનું સૂક્ષ્મ શરીર, આખું રુધિરવડે ખરડાઈ ગયું હતું, તેથી માંસ જેવું જાણીને વજ્ર સરખી ચાંચોવાળા મોટા ક્રૂર કાગડા તથા ગીધો વારંવાર તેની ઉપર ઝપાટા મારતા હતા. આ સઘળું તેને ઓછું હતું, તેથી વળી તેની સાથેના એક દૂતે, એક મોટો પથરો લઈ તેને માથે ઉપડાવ્યો, ને કહ્યું કે, "અલ્યા! તું એકલો જ ક્યાં જાય છે? લે આ તારી માલમતાનો વારસો. એનાપર તારી ઘણી પ્રીતિને લીધે એને મૂકીને તારાથી કેમ જવાય?"

આ સઘળો પ્રકાર જોઈ રહેલા વિમાનવાસીઓ, હવે તો ઘણો ત્રાસ પામ્યા. વરેપ્સુ હાથ જોડીને ગુરુજી પ્રત્યે કહેવા લાગ્યો; "હે કૃપાનાથ! આ તો સીમા ઉપરાંતની યાતના છે. મને લાગે છે કે, આવા નિર્દય યમદૂતો કારણ વગર માત્ર પોતાના કુતૂહલથી જ તેમના હાથમાં આવેલા દીન પ્રાણીઓને પીડે છે." ગુરુ વામદેવજી બોલ્યાઃ "વરેપ્સુ, તું રાજા થઇને કેમ ભૂલે છે? કોઈ અપરાધીને તેના ઘોર અપરાધની શિક્ષા માટે દેહાંતદંડ કરવામાં આવે, તેથી શું રાજા નિર્દય ગણાય? એમાં તો ધર્માધર્મનો નિર્ણય કરનાર ન્યાય જ કારણ છે; અને તેમાં પણ સાક્ષાત્ ધર્મમૂર્તિ યમરાજનો ન્યાય તો કેવળ નિષ્કલંક છે; ને એથી જ એમનું નામ ધર્મરાજ પડ્યું છે. પણ એ જીવાત્મા દૂતોને શું કહે છે, તે સાંભળ."

જીવાત્મા બોલ્યો; "હે યમાનુગો! મને દીનને જેમ બને તેમ વધારે પીડવાને જ તમે રાજી છો? મારી આવી દશા છતાં હું આ ભારે પાષાણ ઉપાડીને પર્વતપર શી રીતે ચઢી શકીશ?" એક દૂત બોલ્યો; "અલ્યા દુષ્ટ! તારા જેવા હૃદયશૂન્ય થઇએ તો તો એથી પણ મોટો બોજો ઉપડાવીએ; તારી કૃતિ તું એટલીવારમાં ભૂલી જાય છે? એક બ્રહ્મવેત્તાની આર્તવાણીની પ્રાર્થના છતાં, ક્રોધે ભરાઈ તેં તેને જે પથરો માર્યો હતો, તે જ એ નથી?" દૂતોના મુખથી, પોતે આગળ આચરેલાં કર્મનું યથાર્થ વર્ણન સાંભળીને, તેને માટે અતિશય પશ્ચાત્તાપ કરતો તે જીવાત્મા, છાનોમાનો આગળ ચઢવા લાગ્યો, ત્યારે એ સઘળું સાંભળી અહીં વિમાનવાસીઓના મનનું પણ સમાધાન થયું, અને હવે પછી શું થાય છે, તે જોતા તેઓ સ્વસ્થ બનીને બેઠા.

પેલો જીવાત્મા થાકીને કેવળ અશક્ત બની ગયો હતો, તો પણ કઠણ હૃદય કરીને ડગલાં ભરતો હતો, એટલામાં એક તિરછી શિલાપર ચઢવાનું આવ્યું. શિલા ઠારોઠારથી ફાટીને વેરાયલી હતી, ને તેની જોડમાં જ એક

મોટી, હજારો હાથ ઉંડી ખીણ હતી. શિલાપર જાળવીને પગ દેવા જતાંજ તેમાંનો ફાટેલો ભાગ ખસ્યો; ને લાગલો જ તે જીવાત્માને સાથે લઇને ધડડડ કરતો પેલી ખીણમાં ઝીંકાયો. પડતાં પડતાં તે જીવે, “અરે પડ્યો ! પડ્યો !” એવી ફાળ ભરી બૂમ પાડવાની સાથે જ સઘળા વિમાનવાસીઓ પણ બૂમ પાડી ઉઠ્યા, ને બહુ ખેદ કરવા લાગ્યા. તે હવે તો પૂરો જ થઇ ગયો હશે, નીચે તે અને ઉપર પથરા પડ્યા છે, એટલે તેને છુટવાવામાં કંઈ મણા રહી નથી. હવે તો તે મરી ગયો હશે ! પણ સૂક્ષ્મ* શરીરનું મૃત્યુ થતું નથી; મૃત્યુ સ્થૂલદેહને જ છે, તેથી વામદેવજી બોલ્યા; “હજુ કેમ ભૂલો છો ? હવે તેને મરવું કેવું ? મરવું તો સ્થૂલદેહને જ હોય, ને આ તો હવે તેનો યાતનાભોગી દેહ છે ! એ જ સૂક્ષ્મદેહ છે, એટલે એવડે તો તે પોતાનાં પૂર્વકૃતકર્મોનાં ફળરૂપે, યાતનાઓનો જ અનુભવ કરે છે. અને આથી મરણ તો નહિ, પણ મરણાંત કરતાં પણ વિશેષ દુઃખ થાય છે.”

તે જીવાત્માને પડ્યો જોઈ એ દૂત ખીણમાં ઉતર્યા, ને કેટલીક વારે તેને શોધી કાઢીને બહાર ખેંચી લાવ્યા. ખીણમાંનો એક મોટો ઝેરી સર્પ તેના પગે વળગેલો હતો, જેને યમદૂતો ઘણોય મારતા હતા પણ છૂટતો નહોતો. મારથી તે જીવનાં અંગેઅંગ ચૂરેચૂરા થઈ ગયાં. તેમાં વળી આ સર્પનું હળાહળ ઝેર આખે અંગે વ્યાપી ગયું, તેથી તે અપાર દુઃખમાં પૂરાઈ જઇને મૂર્છિત સરખો થઈ ગયો. પછી બહાર લાવીને દૂતોએ તેને ભોંયપર નાંખ્યો. તો તે ઘણાં ધીમે ધીમે દુઃખનાં ડસકાં લેતો હતો, ને જરા હાલતો પણ હતો. આવું જોઈ તે યમોએ તેને પાશવતી ગળેથી બાંધ્યો; ને જેમ કોઈ નીચ અંત્યજ, સુવેલા શ્વાનને ઘસડી જાય છે, તેમ જીવને પોતાની પાછળ ઘસડાતો લઈને ચાલવા લાગ્યા. તેઓએ બહુ ઉતાવળે ચાલવા માંડ્યું થોડીકવારે એ વિકટ પર્વતને ઓળંગી

---

* ટીકા—મૃત્યુ થયા પછી—દેહ પડ્યા પછી પુણ્યપાપભોક્તા લિંગદેહ રહે છે. આ લિંગની કાયા સોળ પદાર્થોની બનેલી હોય છે.—પાંચ જ્ઞાનેન્દ્રિય—કાન, ત્વચા, નેત્ર, જિહ્વા, નાસિકા; પાચ કર્મેન્દ્રિય—વાણી, હાથ, ચરણ, ગુદા, ઉપસ્થ; અગ્યારમું મન, અને પાચ વિષયો—શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ આ સોળ પદાર્થોથી લિંગદેહની ઘટના થયેલી હોય છે. આને કેટલાએક વાસનાદેહ પણ કહે છે આ દેહ—જો કે પાર્થિવ દેહ નથી, તો પણ તેને દશ ઇંદ્રિયો છે જેનો તે તે ઇન્દ્રિયોમા ઇન્દ્રિયત્વ ધર્મ રહે છે તેઓની સાથે સંબંધ હોય છે, મન એ ઉભયાત્મક એટલે જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય ગણાય છે અને તે સર્વના એક નાયકરૂપ છે. જીવ જે સૂક્ષ્મદેહ-લિંગદેહમા રહેલો હોય છે, તે નિરાકાર છતાં પણ ઇન્દ્રિયોદ્વારા વિષયોનો યથાર્થ અનુભવ કરે છે. વિષયો સુખ દુ:ખ સમિશ્ર હોય છે, તેથી સૂક્ષ્મદેહવાળો જીવ, પોતાનાં કર્મો પ્રમાણે સુખદુઃખાત્મક વિષયોનો અનુભવ કરે છે.

તેઓ આગળ ચાલ્યા, તો જેમાં ખડ્ગની ધાર સરખી તીક્ષ્ણ પાન્યો ઉગી હતી, એવું વન આવ્યું. માર્ગમાં પાથરેલી ને ઉભી ઠરેલી ચોધારી તરવારોમાં થઇને ચાલવું ને એ પાન્યોના વનમાં ચાલવું બરાબર હતું. તે વનમાં કપાતો ને છુંદાતો તે જીવ ઘસડાયો જતો હતો. ત્યાંથી આગળ ગાઢો અંધકાર આવ્યો. તે માર્ગમાં સઘળે તીવ્ર અણીવાળા શંકુઓ ઉભા રોપી મૂકેલા હતા. અંધારામાં ચાલવું ને વળી માર્ગમાં ઠારોઠાર ભાલાઓની વચ્ચે ચાલતાં તે જીવ ભચોભચ વિંધાઈ જતો હતો. તેની બહુ દયામણી ચીસો વિમાનવાસીઓમાં સંભળાતી હતી. એ પ્રમાણે યમપુર જતા અસંખ્ય પાપીઓનો સંઘ, આ જીવાત્માની પેઠે અપાર કષ્ટ સહન કરતો ચાલ્યો હતો; અને તેઓના વારંવારના ત્રાહિ ત્રાહિના પોકારો સાંભળ્યા પણ જતા નહોતા. માર્ગમાં કોઈવાર ગાઢાં ક્ષાર જળ આવતાં; કોઈવાર ઉના લાહે જેવા કાદવમાં થઇને તેઓને ચાલવું પડતું; કોઇવાર તપાવેલી વેળુમાં, કદી ત્રાંબા સરખી તપેલી ભૂમિમાં, કદી ઘણા ગાઢા ધુમાડાઓમાં, દાવાનળમાં, કઠંગાં ચહાણોમાં, ભયંકર ગુફાઓમાં અને વિષ્ઠા, મૂત્ર, પરુ ઇત્યાદિ કુત્સિત પદાર્થોથી ભરેલા ઊંડા ધરોમાં થઇને તેઓને, બહુ બહુ દુઃખ વેઠી ચાલવું પડતું હતું. આગળ ચાલતાં વળી કોઈવાર માર્ગમાં ઉના ખળખળતા પાણીની વૃષ્ટિ થતી હતી, કોઇવાર પાષાણ વરસતા હતા, કોઈવાર અગ્નિ વરસતો, કોઈ સ્થળે નર્યું રુધિર વરસતું, તો કોઇવાર શસ્ત્રની અને ખારા કાદવની વૃષ્ટિઓ, એ જીવોપર થતી હતી. એટલા દુઃખમાં વળી જો ઉતાવળે ન ચલાય તો ઉપરથી યમદૂતો લોહમુદ્ગરોથી તાડન કર્યા જતા હતા. કેવળ કષ્ટ જ કષ્ટ! વિશ્રામ કે સુખનું તો, સંસારમાં ભોગેચ્છાથી–વાસના વધારનાર જીવોને સ્વપ્નું પણ નહોતું. એ સઘળા દુઃખરૂપ માર્ગમાં પેલો પુરદ્વારમાંનો જીવ ઘસડાયા કરતો હતો.

આગળ જતાં મહાઘોર માર્ગ આવ્યો. છેટેથી ઘણો અમંગળ ધૂમ્મસ વરસતો દેખાયો, ને ખમી નહિ શકાય એવી દુર્ગંધ આવવા લાગી. કાગડા, ગીધ અને એવાં બીજાં માંસાહારી ઘોર પક્ષીઓના કર્કશ શબ્દો દશે દિશાઓમાં સંભળાવા લાગ્યા. નજીક જઈ પહોંચ્યા ત્યારે જણાયું કે, તે એક ભયંકર અને પાપરૂપ મોટા વિસ્તારવાળી નદી હતી. પ્રાણીઓના હાડકાં અને તુંબલાના (માથાના) તેના કિનારા બનેલા હતા; અને માંસ તથા રુધિર જેવા રૌદ્ર પદાર્થોનો તેમાં ગાઢો કાદવ જામ્યો હતો. સેવાળને ઠેકાણે તેમાં પ્રાણીઓના માથાના વાળ તરતા હતા.

ફીણવાળું રુધિર, પાચ અને એવા અભ્રચના ઉત્પન્ન કરનારા પદાર્થો તેમાં જળને ઠેકાણે જોસબંધ વહેતા હતા. જેવી એ નદી ભયંકર હતી તેવા જ તેમાં ભયંકર મચ્છ, કાચબા, મોટા ક્રૂર મગર, શિશુમાર, જળસર્પો, સોય જેવાં મુખવાળા કીડા અને લોહી ચૂસી લેનારી જળો ઇત્યાદિ માંસને ભેદનારાં જળચરો ખદબદતાં હતાં. નદીના બંને કાંઠાપર ને નદીની ઉપર, વજ્ર સરખી ચાંચોવાળાં ગીધો અને કાગડાં આદિ માંસાહારી પ્રાણીઓ, ઉડાઉડ કરી રહ્યાં હતાં. ઉકળતી કઢાઇની અંદર જેમ ઘી ઉછાળા મારે, તેમ ઉછાળા મારતી એ ભયંકર નદી એવા મોટા વિસ્તારમાં વહન કરતી હતી, કે તેનો સામો કાંઠો જ દેખાતો નહોતો. યમપુર જનારા જીવોને એ નદી ઉતારીને સામે કીનારે લેઈ જવામાં આવતા હતા.

પુરદ્વારમાંના પેલા મૂર્છિત પ્રાણીને તે નદીના કિનારાપર જઇને યમદૂતોએ ઝીંકયો. મહાદુઃખથી પીડાતો તે જીવ, શ્વાસ પણ ઘણા ત્રાસથી લઈ શકતો હતો, ને ચાલી શકવું તો દુર્લભ જ હતું. દૂતોએ તેને જેમ તેમ બેઠો કરીને પૂછ્યું; "અલ્યા પ્રાણી, આ તારા કર્મનો સંચય ઉછાળા મારી રહ્યો છે તે જો, એમ થાકી ગયે ચાલે તેમ નથી. હજુ તો ઘણે દૂર જવાનું છે. ચાલ ઉભો થા ને આ નદી ઉતરીને પેલી તરફ ચાલ. પણ અલ્યા જીવ! એને સુખેથી તરી જવાય એવું કોઈ પણ પુણ્યકર્મ તેં કર્યું છે?" પણ એ જીવ તો ઘોર ગર્જના કરતી અપાર દુઃખરૂપ નદીને જોતાં જ ગતચેતન થઈ ગયો હતો; તેથી તત્કાળ તેને ગળે પાશ નાંખીને, પૂર્વની પેઠે તે યમદૂતો તેને નદીમાં ઘસડતો લઈ ચાલ્યા. તે પ્રાણી નદીમાં ઘસડાતો હતો, ડચકાં ખાતો હતો ને તેના ગળાના પાશની દોરી ઝાલીને યમદૂતો અદ્ધર ચાલતા હતા એ જ રીતે બીજા અસંખ્ય જીવોનો સમૂહ એ દુઃખરૂપ અથાગ ઊંડી નદીમાં પડેલો હતો. ત્યાં કોઈ જીવ, પાશથી બંધાઇને ખેંચાતા હતા, કોઈ અંકુશાદિક શસ્ત્રની અણીઓથી વિંધાતા હતા, કોઇને નાકથી વિંધીને, તો કોઇને માછલાં પકડવાના ગળવડે તાળવેથી વિંધીને ખેંચવામાં આવતા હતા. કેટલાકોની પાસે તો લોઢાં વગેરેનો ભાર ઉચકાવ્યો હતો, ને ઉપરથી પુષ્કળ માર પડતો હતો. આ વેળાએ તે પ્રાણીઓની દયામણી બૂમોનો મોટો કોલાહલ થઈ રહ્યો હતો. આવાં અસહ્ય દુઃખોને જોઇ, તેઓ પોતાનાં પાછલા કુકર્મોને, પ્રભુની વિસ્મૃતિને, અપરાર્થ બુદ્ધિને, વિષયાસક્તપણાને, અધર્માચરણને, આત્મરસાયણ વર્જવાને, સદ્‌ગુરુના ઉપદેશનો તિરસ્કાર કરવાને, નિંદ્ય વર્તનને, દેહવાસનાને, જગતની ઉપાધિમાં

લીનતાને, કામને, સંકલ્પને, અશ્રદ્ધાને, અધૃતિને, નિર્લજ્જતાને, મનના વિકારોને, બુદ્ધિના વિપ્લવને, ઇંદ્રિયોના નિરંકુશિતપણાને, મનના નિગ્રહની વિમુખતાને, પરબ્રહ્મથી થયલી વિમુખતાને, ક્રોધમાં થયેલાં કુકૃત્યોને, લોભમાં લલચાઈ વાસનામાં લપસી જવાને ને સંસારની આસક્તિને સંભારતા હતા; કોઈ મંદબુદ્ધિઓ ત્યાં પણ, "ઓ પુત્ર! હે ભ્રાત! રે મા! રે દ્રવ્ય! રે ઐશ્વર્ય! ઓ પ્યારી!" ઇત્યાદિની જલ્પના પણ કરતા હતા.

આ મહાત્રાસ જોઇને વિમાનવાસીઓ બહુ ખેદ પામ્યા. તેઓ ગુરુદેવને વિનતિ કરવા લાગ્યા કે; "હે કૃપાનિધે! આ રોમાંચક દુઃસહ પ્રસંગ તો હવે અમારાથી જોઇ શકાતો નથી. હવે બહુ થયું; માટે આટલેથી પાછા વળી પરમપવિત્ર અચ્યુતમાર્ગ પ્રત્યે પધારો." મહાત્મા વામદેવજીએ કહ્યું; "જ્યારે આ સર્વ જોતાં જ તમને ગ્લાનિ આવે છે ને ભયથી રોમાંચ થાય છે, ત્યારે તેમાં પડી દુઃખ વેઠનારાઓને કેમ થતું હશે? તેઓને જ્યારે આવી ઘોર યાતના ભોગવવી પડે છે, ત્યારે તેના પ્રમાણમાં તેઓની કરણી કેટલી અધમ, ક્રૂર ને નિંદ્ય હશે? વિશ્વનાં સુખ કે દુઃખનો કોઈ દાતા નથી; કોઈક તે આપે છે, ઉપજાવે છે, એમ માનવું, એ બુદ્ધિની અપૂર્ણતા છે; અને આ હું કરુ છું, એ અભિમાન મિથ્યા છે; તેમ તે કરાવે છે, તે સર્વને આપે છે, તે પ્રેરણા કરે છે, તે બુદ્ધિથી બતાવે છે, એ પણ અવિદ્યા જ છે. પણ આ જગત માત્ર પોતપોતાનાં કર્મથી જ ગુંથાયલું છે. ધૃતિ, ક્ષમા, દમ, શમ, અસ્તેય, શૌચ, ઇન્દ્રિયનિગ્રહ, બુદ્ધિ, વિદ્યા, સત્ય, એ સર્વ ધર્મનાં લક્ષણ છે; પરંતુ એને ત્યજીને અધમ કર્મને વિષે જેઓ લીન રહે છે, ને જે મૂઢો ભોગેચ્છામાં શ્રેય ગણી તેને અભિનંદે છે તે વારવાર જન્મ–ગર્ભવાસનાં દુઃખો, જરા–વૃદ્ધપણાનાં દુઃખો ને મૃત્યુનાં દુઃખો ભોગવે છે. જે મૂઢો આ નાશવંત જગતનાં સુખોને ને કર્મોને સર્વોત્તમ સુખનું સ્થાન માને છે ને પરમ હિત શું છે ને શ્રેય શું છે, તે જાણતા નથી, તેઓ એથી પણ હીણા લોકમાં વાસ કરે છે. સુકૃત્ય* પણ બંધનું કારણ છે, ત્યારે કુકૃત્યને માટે તો કહેવું જ શું? જગતમાં રહી રહી, જગતને સત્ય માની, ભય કે લજ્જા વગરનાં, દયા કે કરુણા વગરનાં કર્મો કરનારની આ જ ગતિ છે. આ ગતિ તેની જ છે, કે જેઓ વિષયોના ગુરુ છે;

* યજ્ઞાદિક, તપ ને વ્રતાદિક કામ્ય કર્મો પણ, જીવને બંધનમા જ નાખનારા છે, પણ મોક્ષ દેનારાં નથી.

આ ગતિ તેની જ છે, કે જેણે શ્રીહરિને જાણ્યા નથી, પૂજ્યા નથી; વિચાર્યા નથી; આ ગતિ તેની જ છે કે જે અનાત્મજ્ઞ છે. પણ હવે તમે ખેદ પામો ના. આપણે એ માર્ગમાં વધારે વાર નહિ રોકાઇએ; પણ તમારે આગળ બહુ જોવાનું બાકી છે. આ તો માત્ર યમલોકનો માર્ગ જ છે. પણ જ્યાં જવા પછી પ્રાણીઓનાં શુભાશુભ કર્મોનો ન્યાય થઈ, તેના કર્મ પ્રમાણે શિક્ષા કરવામાં આવે છે, તે સ્થાન જોવું અત્યાવશ્યક છે." પછી રાજા વરેપ્સુ હાથ જોડી બોલ્યો; "ગુરુદેવ, આ નરકરૂપ નદીની પેલીપાર ઉતરવું તો અપાર કઠિન છે, ત્યારે કદાચ કોઈ પુણ્યાત્મા પ્રાણી આવતા હશે, તેઓ પણ શું આવાં જ દુઃખ સહન કરી પાર ઉતરતા હશે?" ગુરુજીએ કહ્યું; "એમ કેમ હોય? પુણ્યકર્મીને માટે પાપકર્મીના જેવી જ સગવડ હોય તો નિયંતાના ન્યાયમાં દોષારોપ થાય. તેઓને માટે જૂદી સગવડ કરવામાં આવે છે. આ નદીને સુખેથી તરી જવા માટે વિતરણદાન કરવું પડે છેઃ અર્થાત્ સારી રીતે પોષણ કરી શકે તેવા સત્પાત્ર વેદવેત્તાને ગોનું* દાન કર્યું હોય, તેમ જ શક્તિ પ્રમાણે ગોનું પોષણ કર્યું હોય, તો તેવો પ્રાણી, આ નદી શ્રમ વિના પાર ઉતરી શકે છે. તેવાઓને ઉતરવાને માટે જુઓ પેલા કિનારાપર નાવ તયાર છે; અને એવાં વિતરણ-દાનથી આ નદી તરી શકાય છે. માટે જ આનું નામ વૈતરણી છે. પેલા કેટલાક પુણ્યાત્માઓ નાવમાં બેસીને જાય છે તે જુઓ."

આ પ્રમાણે વાતચિત થતાં થતાં તો વિમાન એવા વેગથી ચાલવા માંડ્યું કે, થોડીકવારે તેઓ વૈતરણી નદીને ઓળંગી ગયા. વૈતરણીમાં ગહન દુઃખ વેઠીને પાર ઉતરેલા પ્રાણીઓ, નાના પ્રકારનું આક્રંદ કરતા, માર્ગનાં અનેક દુઃખો સહન કરતા કરતા ને દૂતોનો માર ખાતા ખાતા ચાલ્યા જતા હતા. તેઓને જોતા જોતા વિમાનવાસીઓ વિમાનના મોટા વેગથી એક નગર ઉપર જઇ ચઢ્યા. યમલોકને માર્ગે ચઢેલા પાપી પ્રાણીઓને એ સ્થાને કંઈક વિશ્રાંતિ આપવામાં આવતી હતી. પણ ત્યાં

---

* ટીકા-ગો એટલે ઇન્દ્રિય, ગો-ગાય, ને ગો-સરસ્વતી-વિદ્યા-બ્રહ્મવિદ્યા અને ગો-પૃથ્વી, (દેહ પૃથ્વીનો ભાગ છે.) ગો-દાન એટલે ઇન્દ્રિયો એવી રીતે સ્વાધીન-નિગ્રહમાં-કરી દેવી કે જેનાથી વિકાર-વાસના ઉદ્ભવ થવા પામે નહિ દાન એટલે આપવું. ઇન્દ્રિયોને આપવી એટલે તેના વશમાંથી છૂટવું સરસ્વતી એટલે વિદ્યા પરમાત્માનું જ્ઞાન મેળવી, તેનો બીજાને ઉપદેશ કરવો, એ પણ ગોદાન ગો-પૃથ્વી એટલે દેહ દેહની મમતાનો ત્યાગ કરી, આ દેહને પરમાત્માને અર્પવો એટલે તેમાં લીન કરવો, ને ગાયનું દાન એટલે બ્રહ્મવેત્તાઓનો નિર્વાહ કરવા માટે ગાય, જે સર્વ રસોની દાતા છે તે આપવી એમ ગોદાનના અર્થ છે સામ્પ્રત બ્રહ્મબન્ધુઓનો ગોદાનવિધિ તો મિથ્યા પેટ ભરવાનાં કાંકાં છે.

વધારે વાર ન ટકવા દેતાં પાછા તેઓને માર્ગસ્થ કરવામાં આવતા હતા. અહીં સહજ વિશ્રામ લઈ, તેઓ પોતાનાં સ્રીપુત્રાદિ સ્વજનોના તથા ઘરના સુખને સંભારી નિસાસા નાંખતા, ત્યારે તે નગરવાસીઓ તથા યમદૂતો તેઓને કહેતા હતા કે; "અરે મૂઢો! ઓ અનાત્મજ્ઞો! રે પાપાત્માઓ! કોનાં ઘર ને કોનાં સ્વજન ને કોનું દ્રવ્ય? તેઓની પ્રીતિને અર્થે કરેલાં કર્મો જ હવે તો આ લાંબા માર્ગે તમારે ભોગવવાનાં છે. અત્યારે તમારાં પોતાનાં કર્મો માટે પસ્તાઓ છો, ત્યારે બાળકથી તે વૃદ્ધપણા સૂધી સૌના જાણીતા આ માર્ગથી શું તમે અજાણ્યા હતા? કદાચ અજાણ્યા હતા, તો સદ્‌ગુરુના મુખથી કે પવિત્ર પુરુષદ્વારા શાસ્ત્ર કેમ શ્રવણ ન કર્યું? હવે તો કર્યાં કર્મ ભોગવો!" તે સાંભળી નિરાશ થઈને રુદન કરતા એ જીવો પાછા માર્ગે થતા હતા. એ સર્વ જોતું જોતું વિમાન આગળ ચાલ્યું, ત્યારે વરેપ્સુના પૂછવાથી વામદેવજીએ જણાવ્યું કે, "આ આપણે જોયું તે સૌમ્યનગર. એ આ મહામાર્ગનો પહેલો વિસામો છે. એ નગર પ્રાણીઓને કંઈક સુખરૂપ છે."

આમ વાતચિત ચાલતાં ચાલતાં, મનોવેગથી ઉપડેલું તે વિમાન ત્યાંથી સેંકડો કોશ દૂર આવેલા એક બીજા નગર ઉપર જઈ પહોંચ્યું. તેને દેખાડી ગુરુજી બોલ્યા; "રાજા, આ બીજો વિસામો છે ને એનું નામ સૌરિપુર છે. અહીં જંગમ નામનો મહાભયંકર રૂપવાળો એક રાજા વસે છે-એને જોઈ ભય પામેલા પ્રેતોને, તેઓના મરણ પછી થયેલા *પુણ્યાદિક કર્માનુસારે અહીં કંઈક અન્નોદક પ્રાપ્ત થાય છે; અને એ જ પ્રમાણે હવે પછી આવનારાં સર્વ વિશ્રામ સ્થાનોમાં પણ પ્રેતો પોતાની પછવાડે અપાયલાં પુણ્યાદિકનું ભક્ષણ કરી નિર્વાહ કરે છે. આગળ દેખાય છે તે ગંધર્વપુર છે. એ છેટેથી નગર હોય, એમ પ્રેતોને દેખાય છેઃ ને તેથી તેઓ થાક્યા હોવાથી ત્યાં વિશ્રામ કરવા તલપી રહે છે. પણ પાસે આવતાં ગંધર્વનગરની પેઠે જ તે અદૃશ્ય થઈ જવાથી, અનાત્મજ્ઞ ને પાપકર્મથી પૂરા જીવો, નિરાશ થાય છે. પછી આવે છે તે, અનેક દુઃખોવાળું દુઃખપુર, પછી નાનાક્રન્દપુર, પછી સુતપ્તપુર, અપાર ભયવાળું રૌદ્રપુર, દુઃખરૂપ વૃષ્ટિ જ્યાં થયા કરે છે એવું પયોવર્ષપુર, ને એ પછી હેમાળા કરતાં સોગણી ટાઢ જ્યાં વરસે છે એવું શીતાઢ્યપુર

---

* મરણ પછી પુત્રાદિકે કરેલી ક્રિયારૂપ પુણ્યને અનુસારે એટલે કે ત્રિપાક્ષિક, શ્રાદ્ધ વગેરે કરીને તેના પુત્રાદિકે જે અન્નોદક તેના નિમિત્તે પુણ્યાર્થે આપ્યું હોય, તે પ્રેતો ત્યાં ખાય છે.

છે; તથા છેલ્લું જણાય છે તે બહુ ભીતિપુર છે." એ સર્વને ઓળંઘીને વિમાન આગળ ચાલ્યું; ને કેટલીક વારે યમપુરની સમીપ જઇ પહોંચ્યું.

અતિશય મોટા વિસ્તારવાળી યમપુરીને ચાર* મુખ્ય દ્વાર હતાં. તેમાંના દક્ષિણ દિશા ભણીના મહાદ્વાર આગળ જઇને આ મહામાર્ગ અટકતો હતો, ત્યાં આગળ જઇને એ પુણ્યજનોનું વિમાન પણ અંતરિક્ષમાં સ્થિર થઈ ગયું.

વિમાન ઉભું રહેતાં જ તેમાંથી પુણ્યજનો હેઠે જોવા લાગ્યા; ત્યારે ગુરુ વામદેવજીએ કહ્યું; "જુઓ, આ જણાય છે તે યમપુર! માર્ગમાં આપણે જોતા આવ્યા, તે સર્વ પાપી પ્રાણીઓને અપાર દુઃખોને અંતે અહીં આવવાનું છે. અહીં તેઓનો ન્યાય થશે." પછી રાજા વરેપ્સુ બોલ્યો: "કૃપાનાથ! યમપુર તે આજ કે? મેં જોયું ત્યારે તો તે ઘણું જ દિવ્ય, શોભાયમાન અને આનંદપ્રદ હતું!" વામદેવજીએ કહ્યું; "હા, એ સત્ય છે; પણ આ નગર ઘણા જ મોટા વિસ્તારવાળું ને અતિ વિચિત્ર છે. તેં જોયું હતું, તે જ યમપુર આ છે; પણ તેં જોયું હતું અથવા તને જ્યાં લાવવામાં આવ્યો હતો, તે સ્થાન આ નહોતું. પુણ્યવાનોને, ધર્મિષ્ઠોને અને પાપરહિત જીવોને પણ છેવટના ન્યાયને માટે આ નગરમાં લાવવામાં આવે છે ખરા, પરંતુ તેઓને જૂદા જ માર્ગે થઇને અને જૂદી જ રીતથી લાવવામાં આવે છે. તને લાવવામાં આવ્યો તે માર્ગ કેવો હતો, ને ત્યાં ગયા પછી કેમ થયું, એ સઘળું તે સ્વમુખે પૂર્વે અમને કહ્યું છે જ. આ નગરનાં ચાર દિશાનાં ચાર મહાદ્વાર છે. તેમાંના પૂર્વ, પશ્ચિમ અને ઉત્તર દિશાનાં ત્રણ દ્વાર પુણ્યાત્માઓને માટે છે. ત્યાં કોઈ જાતનું દુઃખ નથી. આ છેલ્લું દક્ષિણદ્વાર, જે મહા ભયંકર તથા દુઃખરૂપ છે, તે પાપીઓને પ્રવેશ કરાવવા માટે છે. તેં જેવી જોઈ હતી, તેવી યમસભા અને નગરરચના પણ પાપીઓના જોવામાં આવતી નથી, તેમ તેવું સૌમ્ય-શાંત-યમરાજનું સ્વરૂપ પણ તેઓના જોવામાં આવતું નથી. તેઓનાં કર્મે તો અહીં પણ માર માર ને ભય ભય જ છે. (પછી સૌને ઉદ્દેશીને બોલ્યા) અનાત્મજ્ઞ ને સંસારાસક્તના પેલા મોટા સંઘને હવે જુઓ. ઘણે દુઃખે તેઓ આટલે સૂધી આવી પહોંચ્યા છે, તોપણ હજુ યમદૂતો તેઓને મારતા જ ચાલે છે. તેઓ દ્વારમાં પેઠા, આપણે પણ ચાલો, તેઓનું હવે શું થાય છે તે જોઈએ." પછી વિમાન ધીમે ધીમે તેઓના ઉપર અંતરિક્ષમાં ઉતરવા લાગ્યું.

* પ્રથમ ઉત્તરનું દ્વાર બ્રહ્મવેત્તાઓનું, બીજું પશ્ચિમ દ્વાર પુણ્યાત્મા પ્રાણીઓનું, ત્રીજું પૂર્વનું દ્વાર ભક્તિશિરોમણિઓનું ને ચોથું દક્ષિણ દ્વાર પાપાત્માઓનું છે

પછી મોહમમતામાં લદબદ, વિષયાસક્ત, વ્યવહારકુટિલ અને પરમાર્થરહિત તે પાપાત્માઓને એક દુઃખરૂપ જગ્યામાં ઉભા રાખીને કેટલાક દૂતો એક મોટા દુર્ગવાળા સ્થાનમાં ગયા. થોડીકવારે ત્યાંથી પાછા આવીને પ્રાણીઓને અંદર લઇ ગયા. વિમાન પણ દુર્ગ ઉપર જઈ ઠર્યું. વિમાનમાંથી દુર્ગમાંની સર્વ વ્યવસ્થા યથાસ્થિત દેખાતી હતી, અંદર એક ઘણા જ વિસ્તારવાળી ભવ્ય મહાસભા હતી. તેના મધ્યમા કાજળના મોટા પર્વત સરખા શરીરવાળો એક વિકરાળ પુરુષ, તેવા જ વિકરાળ કાળા મહિષ ઉપર બેઠેલો જણાતો હતો! તેનું સ્વરૂપ એવું ભયંકર હતું કે, તે જોતાં જ પ્રાણીઓ, વાયુથી હાલતાં પાંદડાંની પેઠે ધ્રુજવા લાગ્યાં. વિમાનમાંના પુણ્યજનો સુદ્ધાં તેને જોતા એવા ભયભીત બની ગયા કે તેઓ પોતાનો મનોદય એક બીજાને કહી શકવાને પરસ્પર સામું પણ જોઈ શકયા નહિ. એ પુરુષનું સ્વરૂપ જગન્નગરમાં પુણ્યજનોએ જોયેલા પેલા કાળપુરુષને બહુ અંશે મળતું હતું, ને તેથી તેને પણ સૌ કાળ જ જાણવા લાગ્યા. કાળપુરુષ કરતાં એનામાં ફેર એટલો હતો કે, એને ચરણ બે, ને હાથ બત્રીશ* હતા. સઘળા હાથોમાં વિજળી સરખાં ચકચકિત નાશકારક આયુધો ધારણ કરેલાં હતાં; પ્રલયના મેઘ સરખી તે પોતાના કરાળમુખથી ગર્જના કરી રહ્યો હતો; વિશાળ વાવ અથવા કૂવા સરખાં ઉંડાં તેનાં લાલ નેત્રો અગ્નિ સરખાં સળગી રહ્યા હતાં; ગુફા જેવી તેની મોટી નાસિકા અને મુખમાંથી બંને જડબાં આગળ બહાર નિકળેલી મોટી કરાળ દાઢો વર્ણી શકાય નહિ, તેવો ભય ઉત્પન્ન કરતી હતી. એ મહા ભીષણ પુરુષે અનેક આયુધો ઉપરાંત, વળી સૌથી મોટો એક ભયકર કાળદંડ ધારણ કરેલો હતો. તેની તરફ આંગળી કરીને ગુરુ વામદેવે કહ્યું; "જુઓ. આ પોતે જ યમરાજ! ને આ જ તેનું મુખ્ય કાળ (યમ) સ્વરૂપ! પુણ્યાત્માનો ન્યાય કરનારા ધર્મરાજ પણ એ જ છે! આ વેળાની તેની સભા અને સભાસદો પણ ભયંકર છે! એની જમણી બાજુએ

---

* યમરાજનું સ્વરૂપ શાસ્ત્રમા આ પ્રમાણે વર્ણવેલુ છે

पापिष्ठास्ते प्रपश्यति यमरूपं भयंकरम् । दण्डहस्तं महाकायं महिषोपरि संस्थितम् ॥
प्रलयाम्बुधनिघाषं कज्जलाचलसंनिभम् । विद्युत्प्रभायुधैर्भीमं द्वात्रिंशद्भुजसयुतम् ॥
योजनत्रयविस्तार वापीतुल्यविलोचनम् । दंष्ट्राकरालवदनं रक्ताक्षं दीर्घनासिकम् ॥
मृत्युज्वरादिभिर्युक्तश्चित्रगुप्तोपि भीषणः । सर्वे दूताश्च गर्जंति यमतुल्यास्तदंतिके ॥
तं दृष्ट्वाभयभीतास्तु हाहेति प्रवदन् खलाः ॥

જે મોટો વિકરાળ નર ઉભો છે, તે પ્રધાન ચિત્રગુપ્ત છે. ડાબી બાજુએ કાળો કરાળ, પાશ તથા દંડધારી પુરુષ છે, તે મૃત્યુ છે. પેલા અનેક પ્રકારના ક્રૂર શરીરવાળા ઘાતક પુરુષો ઉભા છે, તે સઘળા જ્વરો અને રોગો છે. જુઓ એ સઘળાઓ કેવી ડરામણી ગર્જનાઓ કરી રહ્યા છે! એમની સન્મુખ આવી ઉભેલા પેલા પાપીઓનો ન્યાય જુઓ!"

એટલામાં પ્રધાન ચિત્રગુપ્તે, યમરાજની આજ્ઞાથી, ત્યાં આવી ઉભેલા સર્વે પ્રાણીઓનાં પાપ પુણ્ય કર્મો નિમેષમાં કહી સંભળાવ્યાં; ને તે તે પ્રમાણે તેઓનાં શાસન નિર્માણ થયા પછી, પાછો ચિત્રગુપ્ત પ્રાણીઓને સંબોધીને કંઈ કહેવા લાગ્યો, એટલે સૌ તે સાંભળવા લાગ્યા; "અરે દુષ્ટકર્મીઓ! ઓ દુરાચારી પાપાત્માઓ! અહંકારથી ભરેલા કુટિલો! દયાહીનો! તમને પાપનું આચરણ કરતી વેળાએ વિચાર કેમ નહિ આવ્યો? અને હવે, વિના કારણ કેમ કંપો છો? કામ, ક્રોધ, લોભ, આદિકને વશ થઈ જઇને જે જે પાપકર્મો તમે કર્યાં છે, તે સઘળાનું ફળ તો કેવળ દુઃખ જ છે, તે ભલે હવે તો ભોગવો! પાપ કરતાં તમે હર્ષ પામતા હતા, લજવાતા નહોતા, ત્યારે અહુણાં કેમ નીચું ઘાલો છો? પણ હવે તેવા જ હર્ષથી એનું ફળ ભોગવો! મૃત્યુલોકમાં અનેક ગુપ્ત અને પ્રગટ પાપકર્મો કીધાં, ઠગાઈ કીધી, હિંસા કીધી, દ્રોહ કીધો, અસત્ય બોલ્યા; વ્રત, તપ, દાન એમાંનું કંઈ ન કીધું, પરમ પ્રભુને સંભાર્યો જ નહિ, પણ રાત્રિ દિવસ વિષયનું જ રટણ કીધું, મિથ્યાત્વને ભજ્યા, ને સત્યનો ત્યાગ કીધો, અને લોક તથા રાજાથી તે છૂપાવ્યું; જગન્નગરમાં દ્રવ્ય, બળ ઇત્યાદિ ઉપાયો વડે નિરપરાધી ઠર્યા; પણ અત્ર આ ધર્મસ્વરૂપ યમરાજનો પવિત્ર ન્યાય તો ધનવાન્ ને નિર્ધન, બળવાન્ ને નિર્બળ, પંડિત ને મૂર્ખ, રાજા ને રંક, પુણ્યાત્મા ને પાપિષ્ઠ ઇત્યાદિ સર્વને માટે સમાન જ છે. અહીં કોઈનું જૂઠું, કપટ, છલ કે પક્ષપાત ચાલતાં નથી. જાઓ, તમારાં જન્મપર્યંત કરેલાં કુકર્મોને માટે તમોને આ ધર્મરાજના દૂતો જ્યાં લઈ જઈ જેવી શિક્ષા ભોગવાવે તેવી ભોગવો."

પ્રધાન ચિત્રગુપ્તની એવી દુર્ધર આજ્ઞા થતાં જ નિર્દય દૂતો, તે પાપિષ્ઠોને ચડપોચડપ પાશવડે બાંધી લઇને ત્યાંથી ખેંચી ચાલ્યા; અને એક અપાર વિસ્તારવાળા મહાદુઃખરૂપ સ્થળે લઈ ગયા. ત્યાં તેમના સરખા અસંખ્ય ભાગ્યહીન પ્રાણીઓ દુઃખના પોકાર કરી રહ્યા છે; તેમની બહુ કરુણાજનક ચીસોથી સાંભળનારનાં હૃદય ભેદાઈ જાય છે; તેઓને થતી અસહ્ય શિક્ષાઓ અને તેમના શરીરોની અનેક રીતે કર-

વામાં આવતી દુર્દશાઓ જોઈ કંપારો છૂટે છે; દયાવાન્ અંતઃકરણના મનુષ્યને એ જોતાં જ મૂર્છા આવી જાય છે. ત્યાં જે જૂદાં જૂદાં અસંખ્ય સ્થાનો, શિક્ષાને માટે નિર્માણ કરી રાખેલાં છે, તેમાં પાપાત્માઓના સમૂહને સૌ સૌનાં પાપકર્મ પ્રમાણે વહેંચી દેવામાં આવે છે. આ આવનારા જીવોની પણ તેવી જ દશા થઈ.

લોઢાના મુદ્ગરો, ગદાઓ અને તોમરાદિક વડે મારવા માંડ્યાથી નિશ્ચેષ્ટ થઈ જતા તે પ્રાણીઓને જોઇને યમદૂતો બોલ્યા; "અરે દુષ્ટો! રે દુરાચારીઓ! તમે પ્રથમ કેમ ન ચેત્યા? એક ગ્રાસ અન્ન તો શું, પણ સોંઘામાં સોંઘું જળ સુદ્ધાં તમે કોઇને આપ્યું નહિ; સત્ય ને સારુ લાગે તેવું આદરવચન પણ કોઇના પ્રતિ બોલ્યા નહિ; સત્ય ને પરદ્રોહમાં જ, વિષયમાં ને વાસનામાં જ મચ્યા રહ્યા, તો હવે તે પાપનાં ફળ ભોગવો." એવી રીતે ઘણાંક કઠોર વચનો કહીને કેટલાકોને એક મોટા વજ્ર સરખા કાંટાવાળા અને અંગાર સરખા બળતા વૃક્ષે ઉંધા ટીંગાડ્યા; કેટલાકોને કરવત જેવા અસ્ત્રવડે ઉભા વહેરવા માંડ્યા; કેટલાના અંગના કુહાડાવતી કાપી તુકડા કરીને શ્વાનોને ખાવા સારુ નાંખવા માંડ્યા; કેટલાકોને કમર લગી ભોંયમાં દાટીને ઉપરથી અસહ્ય માર મારવા માંડ્યો; કેટલાકોને યંત્રમાં નાંખીને શેરડીની પેઠે પીલવા માડ્યા; કેટલાકોને બળતા અગ્નિમાં નાંખીને લોઢાના ગોળાની પેઠે ધમવા માંડ્યા; કેટલાકોને ઘી અથવા તેલની કડકડતી કઢાઇઓમાં નાંખી તળવા માંડ્યા; કંઈકને અંધારા અને ઘણા ઉંડા કુવામાં નાંખી દીધા; કોઇને ઘણા ઉંચા પર્વતપરથી નીચે ખડબચડી પાષાણ ભૂમિપર પટકવા માંડ્યા; કેટલાકોને વિષ્ઠામૂત્રથી ભરેલા ખાડા કે જેમાં વજ્રની સોય સરખી ચાંચવાળા કીડાઓ ખદબદી રહ્યા હતા, તેમાં હડસેલી મૂક્યા; ને કેટલાકને એવી ક્રૂર ભૂમિમાં જઇને રાખવામાં આવ્યા, કે જ્યાં ઘણી મોટી ને તીણી ચાંચવાળાં ગીધો અને કાગડાઓ, તેઓના શરીરમાંથી માંસ તથા આંખ તોડી ખાવા લાગ્યાં. એમ આ પાપી જીવોને દુઃખમય સ્થાનોમાં લઈ જઈ રાખ્યાં.

આ સઘળું જોઈ, વિમાનવાસીઓ દિગ્મૂઢ બની ગયા. વરેપ્સુ હાથ જોડી મહાત્મા બટુક પ્રત્યે કહેવા લાગ્યો; "કૃપાળુ સદ્ગુરુ! અત્ર તો સર્વત્ર દુઃખ, દુઃખ ને દુઃખ જ જોવામાં આવે છે. આ જૂદાં જૂદાં અનેક દુઃખાલયોમાં અનેકાનેક અસહ્ય સંકટો ભોગવતા આ દીનપ્રાણીઓના દુઃખોદ્ગારોનો અતિ કઠોર કોલાહલ, આખા ગગનમંડળમાં વ્યાપી રહ્યો છે. તેઓની દુર્દશા દૃષ્ટે જોઈ જતી નથી; તેમ તેઓની દયામણી દુઃખ-

મય ચીસો કાને સાંભળી શકાતી નથી. આ મહા અમગળ પ્રદેશ છે; અત્ર સુખ, સુંદરતા કે શુભ વસ્તુનું તો સ્વપ્નું જ છે! અત્ર હવે અમારાથી રહી શકાતું નથી. શરીરે કંપારો છૂટે છે, રોમ ખડાં થઈ જાય છે, હૃદય મહાખેદથી પૂરાઈ ગયાં છે, અને કોટ્યવધિ યોજનપર પણ, કિંચિત્ વિશ્રાંતિ કે સુખનો અંશ હશે કે નહિ, એ માટે મનમાં મોટી શંકા થાય છે અને તેથી મન કિંચિત્ પણ વિકળતા તજી હેઠું બેસતું નથી. હવે તો ઘણું થયું. આ દુઃખમય કારાગારો ગમે તેવા મોટા ન્યાયપુરઃસર નિર્માણ થયાં હોય ને ગમે તે હેતુથી નિર્માણ કરવામાં આવ્યા હોય, તેમ જ તેઓનો નિયામક યમરાજ ગમે તેવો ન્યાયી હોય; પરંતુ અમને તો હવે અહીં એક નિમિષ પણ સો દુકાળ વર્ષો જેટલી દુસ્તર લાગે છે. કૃપા! કૃપા! દેવ! કૃપા! આપ અમને પાછું પવિત્ર અચ્યુતમાર્ગનું દર્શન કરાવો."

એ સાંભળી મહાત્મા ગુરુ વામદેવજી, સર્વ પુણ્યજનોને ઉદ્દેશીને રાજા પ્રત્યે કહેવા લાગ્યા; "રાજા! હવે તમે સૌ કંટાળી ગયા છો, તેથી આપણે અહીંથી શીઘ્ર જ પાછા વળીશું. નીકર જોવાનુ તો હજુ ઘણું બાકી છે. તમે જે સઘળાં દુઃખમય-યાતનારૂપ સ્થાનો જોયાં એ નરકો છે; એ સર્વ, જગતના જીવો, કે જેઓ માયા-સંસારને સત્ય માની મૌજ ભોગવવામાં, કર્મ અકર્મ સમજ્યા નથી તેવા કુકર્મીઓને, તેમનાં કુકર્મની શિક્ષા થવાને અર્થે નિર્મ્યાં છે. આ નરકલોક ઘણો વિસ્તૃત છે, ને તેમા જૂદી જૂદી યાતનાઓવાળાં અસંખ્ય નરક છે. જે મનુષ્ય જગત્પુરમાં રહીને જન્મપર્યંત જેવી કૃતિ કરે છે, તેવું તેનું સારુ વા નરતું ફળ તેને પરલોકમાં ભોગવવું પડે છે. જગત્પુર નિવાસીઓને માટે આ પણ એક પરલોક છે; પણ તેમાં માત્ર પાપીઓને લાવવામાં આવે છે. તમને જ્યારે આ નરકો દૂર રહીને જોવા માત્રથી જ આટલો બધો વિષાદ ઉત્પન્ન થાય છે, ત્યારે તેમાં પડીને અસહ્ય દુ.ખનો અનુભવ કરનારાઓને કેમ થતું હશે વારુ? ખરેખર! આ દેખાવ જ ઘણો દયાજનક છે, તથાપિ તેઓને તે દુઃખ કંઈ અકારણ આપવામાં આવતું નથી. તેઓએ જગત્પુરમાં રહીને એવી કૃતિ કરી હોય છે, કે જેના પ્રમાણમાં આ દુઃખો બહુ ઓછાં છે. જેઓ ત્યાં કેવળ સ્વતંત્ર મનસ્વી બની જાય છે, અને પોતાને માથે આ લોક કે પરલોકમાં કોઈ નિયંતા જ નથી, એમ માનીને ઉન્મત્તપણે, ઈચ્છામાં આવે તેવી રીતે વર્તે છે; થોડા સ્વાર્થ સારુ બીજા હજારો પ્રાણીઓને મોટું દુઃખ થતું હોય,

તેની જેઓ ગણના કરતા નથી; દયાનો તો જેઓના અંતરમાં લેશ પણ હોતો નથી; કામ, ક્રોધ, લોભ અને મદાદિકને વશ થઈને જેઓ ગમે તેવું અઘટિત કાર્ય કરે છે; પોતાની પેઠે બીજાને પણ દુઃખ થતું હશે, એ વાત જેઓના લક્ષમાં જ હોતી નથી; તેઓનું કોઈ હિત કરે કે અહિત કરે, પણ જેઓને સૌની સાથે વગર કારણે વૈર જ હોય છે; જેઓ હૃદયના ઘણા કઠોર, કપટી, મેલા, નિરંતર પારકું અહિત ચિંતવનારા, વિના કારણે પણ સદા અનૃત જ બોલનારા અને જૂઠો જ વ્યવહાર કરનારા છે; વળી પરદ્રોહ કરવો, પારકી સ્ત્રી અને પારકું ધન હરણ કરવું, ને પારકાને અપવાદમાં નાંખવો, એ તો જેમનો સ્વભાવ જ છે; ગમે તેવાં અઘટિત કર્મો કરીને પણ ઉદર અને ઇંદ્રિયનું પોષણ કરવું, એટલાને જ જેઓ પોતાનું કર્તવ્ય સમજે છે; પારકાનું હિત કે મોટાઈ જેઓથી જરાએ સહન થતી નથી, પણ જો કોઇને દુઃખમાં કે વિપત્તિમાં પડેલું જુએ તો તેઓ ઘણો હર્ષ પામે છે, એવા મહા અધમ જનો, કિયો અધર્મ અને કિયું પાપ કરવાને ચૂકતા હશે? જેઓની રહેણી અને કરણીરૂપ આખું જીવિત કેવળ પાપમય હોય છે, તેવા દુષ્ટોને આ નરકની યાતના શું કંઈ વિશેષ છે કે? લો ચાલો હવે.”

એટલું બોલતાં બોલતાં તો વિમાન સડસડાટ કરતું આકાશ માગ ઉપડ્યું, ને શીઘ્રતાથી માર્ગ કાપતું જગત્પુર ભણી આવવા લાગ્યું. જતી વેળાએ તો માર્ગમાંનું સઘળું જોતાં જોતાં જવું હતું, તેથી વિમાન અપાર વેગવાળું છતાં પણ તેઓને ઘણોક સમય વીતી ગયો, પણ આ વેળાએ તેમ નહતું. સાયંકાળ થવા આવ્યો એટલે પુણ્યજનો સૌ ગુરુદેવને વંદન કરીને સ્નાન સંધ્યાદિક કરવાને ચાલ્યા ગયા.* રાત્રિ પડતાં જ સભાસ્થાન ગોઠવાઇ ગયું. નિત્યનિયમ પ્રમાણે શ્રી અચ્યુતના કીર્તનનો આરંભ થયો. આ અદ્ભુત વિમાનમાં સમગ્ર આનંદમય લીલાનો સમાવેશ હોવાથી, અને તેમાં પણ પરમાનંદદાયી અચ્યુત કીર્તનના રંગ તરંગમાં નિમગ્ન થઇ જવાથી દુર્દર્શન યમમાર્ગ જોતાં જોતાં અતિશય ત્રાસ પામેલા સૌ પુણ્યજનો, અનુપમ સુખનો અનુભવ કરવા લાગ્યા. વચ્ચે વચ્ચે વારંવાર અચ્યુત નામની જયગર્જનાઓ થતી હતી, કીર્તનના અને નામધ્વનિના કર્ણપાવન શબ્દોની સાથે વીણા, વંશી આદિક વાદ્યોના સ્વતઃસિદ્ધ મધુર સ્વરો થઈ રહ્યા હતા. તેવામાં, અંતરિક્ષવિષે થઇને જનારાં કેટલાંક

* વિમાનમાં જ સમયે સમયે સ્નાનાદિક કરવા સારુ નદી, સરોવર ઇત્યાદિ સ્થાનો પ્રાપ્ત થઈ જતા હતાં, એવું વિમાન અદ્ભુત હતુ, તે વિષે આગળ કહી ગયા છીએ જ.

દિવ્ય વિમાનોનો સમૂહ તે અદ્દ્ભુત પ્રકાર જોઈને સ્થિર થઈ ગયો. પુણ્યજનોના વિમાને અત્યાર સૂધીમાં ઘણોક માર્ગ કાપ્યો હતો, ને રાત્રિ પણ બહુ વીતી ગઈ હતી, તેથી તે હવે ધીમું પડી ગયેલું હોવાથી અન્ય વિમાનોમાંના દેવાદિક અને અપ્સરાદિક ગણો, એ કીર્તન વગેરે સઘળો દિવ્ય પ્રકાર સારી રીતે જોઈ શક્યા; અને તેથી બહુ વિસ્મિત બની જઈ, અતિશય પ્રેમાવેશના લીધે તેઓ પણ સૌ સાથે ઉપરાઉપરી અચ્યુત નામનો જયધ્વનિ કરવા લાગ્યા. એક સામટો થયેલો ભગવન્નામ-ધ્વનિ આખા આકાશમાં વ્યાપ્ત થઈ ગયો, સૌ પ્રેમાનંદમાં મગ્ન થઈ ગયા. કીર્તન સમાપ્ત થયું ને પુણ્યજનોને વિમાનવિષે પોતપોતાનાં શયનસ્થાનો પ્રત્યે જઈ વિશ્રામ લેવાની આજ્ઞા મળી, એટલે તેઓનું ચપળ વિમાન બીજાં સર્વ વિમાનોને* ત્યાં જ મૂકીને, મોટી ત્વરાથી પાછું ગતિ કરવા મંડી ગયું ને સર્વ પુણ્યજનો નિદ્રાવશ થઈ ગયા. પણ ગુરુ-ભક્તિપરાયણ મહારાજા વરેપ્સુએ નિદ્રાને આદર આપ્યો નહોતો. તેને તો હજુ સમર્થ ગુરુદેવની તથા તેમનાં વૃદ્ધ માતાપિતાની ચરણસેવામાંથી નિવૃત્ત થવાને બહુ વાર હતી. નિત્યનિયમ પ્રમાણે પ્રથમ વૃદ્ધજનોને નિદ્રિત કર્યા કેડે તે ગુરુદેવ પાસે આવીને ચરણ તળાસતો બેઠો. પોતાના મનમાંની અનેકાનેક શંકાઓ ને ધર્મનાં રહસ્યો, તે તેમને પૂછતો હતો ને ગુરુદેવ તેનું શાસ્ત્રથી તથા અનુભવથી ઉત્તમ પ્રકારે સમાધાન કરતા હતા. એમ કરતાં કરતાં જ્યારે ગુરુદેવ નિદ્રિત થઈ ગયા, ત્યારે તે તેમનાં ચરણ આગળ જ લોટી પડ્યો.

એ પ્રમાણે હવે સઘળું શાંત થઈ ગયું, ત્યારે તે અતુલ વેગથી ચાલતું અદ્દ્ભુત વિમાન, છેક જગન્નગર તથા પુરદ્વારને પણ વટાવીને આગળ, અચ્યુતપથ ઉપરના કોઈ એક અતિ રમ્ય સ્થળપર જઈ અંતરિક્ષમાં સ્થિર થઈ ગયું.



* જેઓ માર્ગે જતા કીર્તન શ્રવણ કરવા થંભ્યાં હતા, તે વિમાનો.

# તૃતીય બિંદુ-તૃતીયઃ સોપાનઃ

## અનેક માર્ગ દર્શન

चित्तस्य शुद्धये कर्म न तु वस्तूपलब्धये ।
वस्तुसिद्धिर्विचारेण न किंचित्कर्मकोटिभि ॥ विवेकचूडामणिः

અર્થ-કર્મ, ચિત્તની શુદ્ધિને માટે છે, વસ્તુની પ્રાપ્તિ માટે નથી વસ્તુની સિદ્ધિ તે વિચારથી થાય છે, કોટિ કર્મોથી લેશ પણ સિદ્ધિ થતી નથી

આનંદપ્રદ ઉષઃકાળ થયો. પ્રાચીમાં ધીમે ધીમે અરુણ પ્રભા જણાઈ. વિમાનમાં નિત્ય નિયમ પ્રમાણે વરેપ્સુ આદિ પુણ્યજનો ચડપોચડપ નિદ્રા તજીને બેઠા થવા લાગ્યા. અચ્યુત નામની વારંવાર જયગર્જનાઓ થવા લાગી. બહુ મધુર સ્વરથી પ્રાતઃસ્મરણનો આરંભ થયો. પ્રભાતનો પ્રશાંત સમય, મંદ મંદ વાતો સુગંધમય પવન, પુણ્યજનોનો ઉત્સાહ અને તે સાથે અત્યંત પ્રેમાળ ભાવથી ગવાતું સર્વ સમર્થ પ્રભુનું મંગળમય ગુણગાન-એ સર્વ વસ્તુનું ઐક્ય, એ સાક્ષાત્ ભગવદ્‌ભક્તિની મનોહર મૂર્તિને પ્રકટ કરે તેવું હતું. પ્રાતઃસ્મરણ થઈ રહ્યા પછી તુરત સર્વ પુણ્યજનો સ્નાન સંધ્યાદિક પ્રાતઃકર્મ કરી લઇને તત્પર થઈ ગયા, ને સદ્‌ગુરુદેવને વંદન કરીને આસનોપર બેસી ગયા. સૂર્યોદય થયો. ઘણી મોટી ગર્જનાથી ભગવન્નામનો તથા ગુરુનામનો જયધ્વનિ થઈ રહ્યો ને સૌએ નીચે-ભૂમિ ભણી દૃષ્ટિ કરી. ત્યાં અતિ સુંદર લીલા વિરાજમાન હતી. તે દૃષ્ટે પડતાં જ બહુ હર્ષિત થઇ ગયેલો વરેપ્સુ, ગુરુ વામદેવજીને કહેવા લાગ્યો; "કૃપાનાથ! અહો! આજે તો આપણે પાછા છેક આપણા પવિત્ર અચ્યુતપથ ઉપર (એટલે જ્યાંથી પશ્ચાદવલોકન સારુ પાછા વળ્યા હતા, તે જ મકાન ઉપર) આવી પહોચ્યા છીએ. કેવો સુખમય પવિત્ર પંથ છે! ફળ ફૂલની ખીલી રહેલી આ વનવાટિકાઓ જોઇને નેત્રને કેટલું બધું સુખ થાય છે! અહા! તેમાંનાં સુઘટ્ટ

સુંદર વૃક્ષોમાં ભરાઈ, બોલી રહેલાં આ કોકિલાદિક પક્ષીઓ, સૂર્યોદય થયો જોઈ નિદ્રા તજી દઈને, મધુર ટૌકાઓથી જાણે અચ્યુતપ્રભુના અદ્‌ભુત ગુણ દર્શાવી રહ્યાં છે!" પછી સામે દૃષ્ટિ કરીને તે બોલ્યો; "અહો! આ તો પેલું પુણ્યરૂપ અચ્યુતતીર્થ જ આવ્યું, નહિ ગુરુમહારાજ?" પછી સર્વ પુણ્યજનોને ઉદ્દેશીને બોલ્યો; "જુઓ, પેલાં, ઉંચાં અચ્યુત મંદિરનાં સ્વર્ણશિખરોનાં દર્શન થાય છે! આ અતિ મંગળરૂપ ભવ્ય શંખધ્વનિ સૌ સાંભળો! આ ઘણઘણાટ કરતા ઘંટાનાદ, મધુર આલાપ કરતી નોબતો અને ઘેરાં દુંદુભિનો તાલસહ નાદ, સમર્થ પ્રભુની અગાધ શક્તિ-સમૃદ્ધિનું વર્ણન કરી બતાવે છે!"

એ સાંભળી સઘળા પુણ્યજનો જયગર્જના કરતા ઉભા થઈ, તે ભણી જોઈને કહેવા લાગ્યા કે; "ખરે જ આપણે પૂર્વે જોયેલા અચ્યુતતીર્થ ઉપર આવી પહોંચ્યા છીએ. અહો! કેવી સુખમય ભૂમિ છે! દુઃખમય નરકલોક જોઇને ત્રાસ પામેલા મનને હવે જ પૂરેપૂરી શાંતિ થશે. રે પ્રભો! એ ક્રૂર માર્ગ તો સ્વપ્ને પણ ન જોવડાવો! આવો પરમ સુખમય પવિત્ર માર્ગ તજીને જે કૃપણો એ ક્રૂર પંથે જાય, જવા જેવી કૃતિ કરે છે, તેઓનાં દુર્ભાગ્યની પરિસીમા જ છે!"

એ સાંભળી મહાત્મા બટુકે કહ્યું; "વિચાર કરો કે, જે સ્થળે જવાનો માર્ગ આવો સુખરૂપ છે, તે સ્થળ કેવા સુખથી ભરપૂર હશે? અને વળી જેની અપાર સત્તાથી એ સુખ પૂર્ણ બન્યું છે, તે સત્તાધીશ પ્રભુ કેવા સુખરૂપ હશે? જેને વેદનું તત્ત્વ જાણનારા પુરુષો આત્યંતિક સુખ-અપાર સુખને નામે ઓળખાવે છે, જે કેવળ બુદ્ધિથી જ અનુભવી શકાય છે, પણ ઇંદ્રિયાદિકથી નહિ અનુભવી શકાય એવું છે, તે જ એ (પ્રભુ) છે. અરે, વધારે તો શું, પણ સુખમાં જે સુખપણું છે, આનંદમાં જે આનંદપણું છે, તત્ત્વમાં જે તત્ત્વપણું છે, ઐશ્વર્યમાં જે ઐશ્વર્યપણું છે, તે જ એ પ્રભુ છે. આ પવિત્ર માર્ગની પથદર્શિકામાં પણ એ સંબંધે એક ગાથા કહી છે કે, सुखमात्यंतिकं यत्तद्बुद्धिग्राह्यमतींद्रियम् ॥ ત્યાં જે આત્યંતિક સુખ છે, તે કેવળ બુદ્ધિથી ગ્રાહ્ય અને અતીન્દ્રિય છે, ને તે ત્યાં અનુભવાય છે.' એ સાંભળી વરેપ્સુ આદિ પુણ્યજનો બોલી ઉઠ્યા; "કૃપાનાથ! એ વાત યથાર્થ છે. જ્યારે એ સુખધામના સ્વામીની એક માત્ર પ્રતિમાને લીધે આ આખું તીર્થ સુખપૂર્ણ છે, તો પછી તે પ્રભુ સ્વયં જ્યાં બિરાજતા હશે, ત્યાંના આત્યંતિક સુખનું શું કહેવું? ગુરુદેવ! કૃપા કરી એકવાર ફરીને એ અચ્યુતમૂર્તિનાં દર્શન કરાવો."

એવી સર્વની પ્રાર્થના ઉપરથી વિમાન તુરત અચ્યુતમંદિર આગળ જઈ સ્થિર થયું, ને તેમાંની મહામનોહર અચ્યુતમૂર્તિનું, સર્વે બહુ પ્રેમથી દર્શન કરવા લાગ્યા. એટલામાં ઘણાક યાત્રાળુઓનો સમૂહ તે અચ્યુતમૂર્તિને વંદન કરી કરીને ત્યાંથી બહાર નિકળતો તેઓના જોવામાં આવ્યો. તેઓ ભણી હાથ કરીને, ગુરુ વામદેવજી બોલ્યા; "અરે! આ મનુષ્યો કોણ, તે તેં ઓળખ્યા?" રાજા વરેપ્સુ બોલી ઉઠયો; "કૃપાનાથ! આ તો પેલા જગન્નગરમાંના પાંથિકો! અને પેલો સૌની આગળ છે, તે તેઓનો ભોમિયો મહાત્મા સત્સાધક! શું હવે તેઓ અહીંથી ચાલવાની તૈયારીમાં છે?" વામદેવજી બોલ્યા; હા; તેઓનો તીર્થવાસ પૂરો થયો, માટે હવે તેઓ પાછા અચ્યુત પથે ચઢશે; કેમકે તેમનાં પોતાનાં ભાતાં પોટકાં પણ જુઓ, તેઓ લઇને નિકળ્યા છે." ત્યારે વરેપ્સુ બોલ્યો; "કૃપાનાથ! પણ કેટલાક તો તદ્દન પોટકા વગરના છે, ત્યારે કેટલાકોને માથે આગળ કરતાં પણ વધારે બોજો થયો છે, એમ કેમ?" વામદેવજીએ કહ્યું, "એમાં પણ બહુ જાણવા જેવું રહસ્ય છે. આ પવિત્ર પંથે ચઢેલા પ્રત્યેક પાંથિકની આત્મનિષ્ઠા કેવી છે, તે એ ઉપરથી સ્પષ્ટ જણાય છે, આપણે પ્રત્યક્ષ જોઈએ છીએ કે; આ માર્ગે ચઢેલા પંથીને, દેહનિર્વાહ સંબંધી કશા સાધનની અપેક્ષા નથી, ભોજન પાનાદિ જે સમયે જે જોઇએ તે સર્વ ભગવદિચ્છાથી તૈયાર જ છે; તો પછી એ ભાતાનાં પોટલાં શાને ઉપાડી કષ્ટ સહેવું જોઇએ! તમે તમારુ જ દૃષ્ટાંત જુઓ. જ્યારથી આપણે યજ્ઞવાટમાંથી આ પુણ્ય વિમાનમાં બેઠા છીએ, ત્યારથી આપણને કોઈ પણ સમયે કશી વસ્તુની ન્યૂનતા જણાઈ છે? કિંવા કશું સાધન કે ભક્ષ્ય કે પેયપદાર્થ આપણે સાથે લીધું છે? નહિ જ. છતાં સર્વ વસ્તુ ઇચ્છાનુસાર પ્રાપ્ત થાય છે. આ વિમાનનો આવો અદ્ભુત પ્રભાવ અને સર્વ સુખપૂર્ણતા* તો આપણા સર્વના જાણવામાં છે જ; તે સાથે આપણને પૂર્ણ વિશ્વાસ છે કે, યથાકાળે જે જોઇશે તે યદૃચ્છાથી મળી જ રહેશે, અને તેથી આપણે કેવળ આ માર્ગાવલોકન અને સમયે સમય અચ્યુતકીર્તનાદિકમાં જ પરાયણ હોઇને, સર્વથા નિશ્ચિંત જ છીએ. એ જ પ્રમાણે એ પાંથિકોએ પણ કેવળ નિશ્ચિંત રહીને માર્ગક્રમણ કરવું જોઇએ; નહિ તો આ પવિત્ર પંથે ચઢવાનું શું સાર્થક્ય? મૂર્ખ પાંથિકો હાથમાં આવેલી અમૂલ્ય વસ્તુની મહત્તા જાણ્યા વગર, તેને સહજમાં ખોઈ નાંખે છે; અથવા તેને ગમે તેવા કાર્યમાં વાવરે છે, જેથી

* સર્વ સુખપૂર્ણતા—સઘળા સુખોથી પરિપૂર્ણ હોવાપણું.

તેવડે થવો જોઈતો અપૂર્વ લાભ થતો નથી ને ફળમાં માત્ર પરિશ્રમ જ તેના ક્રમે રહે છે. મેં હમણાં જ તમને કહ્યું કે, 'આ ઉપરથી એ પાંથિકોની આત્મનિષ્ઠા જાણવામાં આવે છે' તે શું? આ અચ્યુતપંથે ચઢેલા પ્રત્યેક પાંથિકે આટલી વાતનું તો નિત્ય સ્મરણ રાખવાનું છે કે 'જગનગર જે કેવળ, ક્ષણભંગુર એટલે કાળપુરુષના ભક્ષ્ય તરીકે તેના મ્હોંમાં પડેલું છે; તેમાં હું ઉત્પન્ન થયેલો ને તેમાં જ વસનારો હોવાથી કાળના ભક્ષ્યરૂપ જ છું; તેમાં જ આળસુપણે પડ્યો રહું તો તે કાળ મને નિશ્ચે ખાઈ જશે ને મારો સમૂળો નાશ થશે, માટે તેમ ન થવા દેતાં, કાળથી બચવા માટે હું ત્યાંથી નાસી છૂટીને ઘણે કષ્ટે આ અભયપથે ચઢ્યો છું; માટે અહીં જો હવે હું પ્રમત્ત* રહીશ, કિંવા જગન્નગરની પેઠે દુરાશાગ્રસ્ત† રહીને મિથ્યાલોચના‡ મૂકીશ નહિ, તો જે નિર્ભયસ્થાને જવા હું પ્રતિજ્ઞા કરી નિકળ્યો છું, ત્યાં ન જઈ શકતાં માર્ગમાં જ રઝળી મરીશ; કિંવા પાછો તે કાળપુરુષના મુખમાં જઈ પડીશ; એવો જે વિચાર થવો, એ પણ એક જાતની આત્મનિષ્ઠા છે. યોગી માત્રને મત્ત બની પરમાત્માની પ્રાપ્તિ થવી, એ મનોનિગ્રહપર આધાર રાખે છે; તેમ જ દુઃખક્ષય, પ્રબોધ ને અક્ષય શાંતિનો આધાર પણ તે જ છે. ચિત્ત જ સંસારવાસના ને અર્થનું કારણ છે. ચિત્તથી જ જગત્ છે. ચિત્ત ક્ષીણ થયું કે સૌ ક્ષીણ થયું. માટે મહાત્મા વસિષ્ઠ કહે છે કે, ચિત્ત સ્થિર કરવું; અને આવી ચિત્તની સ્થિરતા તે જ આત્મનિષ્ઠા. આવું અનુભવનાર પાંથિક તો સમયે સમય બહુ સાવધ રહીને, જેમ બને તેમ પોતાની સાથના બોજાને ખાઈ ખર્ચીને કિંવા એકદમ ફેંકી દઇને ઓછો કરી નાંખે છે, ને પછી નિશ્ચિંતપણે પરિશ્રમ રહિત, માર્ગક્રમણ કરે છે; પણ જેઓ માત્ર દેખાદેખીથી ચાલી નિકળેલા છે ને માર્ગની મહત્તા જાણતા નથી, તેઓ વગર સમજે આવા માર્ગે પણ મિથ્યા બોજો-કર્મબલ ઉપાડી ક્લેશ વેઠે છે. તેઓના મનપરથી જગન્નગરમાં થયેલો લાંબા સમયનો દૃઢ ને ઉલટો સંસ્કાર ખસતો નથી. જેમ ઘણીક નિર્ધનતાને અંતે

---

* પ્રમત્ત એટલે પ્રમાદગ્રસ્ત, ગાફેલ. † દુરાશાગ્રસ્ત–ખોટી આશાઓ, જેવી કે કાલ સૂધીનો તો ભરોસો નથી, ને મનમા એવી આશા હોય છે કે, અરે, આ ધનને હું દાનપુણ્યાદિકમા ખર્ચી નાખીશ, તો આગળ શુ ખાઇશ? એ રહેવા દેઇશ તો મારે ખાવા કામ લાગશે, અમુક તો મારે આગળ ભોગવવા થશે, અમુક પ્રાપ્ત કરુ તો આગળ સુખી થાઉં, એવી મોટી ખોટી આશાઓના ઓઘમા નિરંતર દુ ખ જ ભોગવે ને એટલામા મૃત્યુ આવી પહોચે એટલે થયુ–બધુ પત્યુ. ‡ ખોટી આલોચનાઓ એટલે જેનો કશો અર્થ નહિ, ને જે કોઈ રીતે પ્રાપ્ત થઈ ન શકે, એવી વસ્તુઓનું ચિંતવન.

ધનવાન થયેલો કૃપણ મનુષ્ય, પોતાને અખૂટ ધન મળ્યું હોય તો પણ, તેમાંથી વાવરી કે ભોગવી શકતો નથી, પણ ઉલટું તેનું બહુ પરિશ્રમથી રક્ષણ કરી તેને વધારવાનો ભારે પ્રયત્ન કરે છે; અને પછી દૈવયોગે કદાચ ચૌરાદિકના કે એવા બીજા ઉપદ્રવથી તે ધન હરાઈ જાય, ત્યારે તે બિચારો પૂર્વે હતો તેના કરતાં પણ વધારે દુઃખી થઈ જાય છે; તેની પેઠે આ બોજો ઉપાડી મરનાર મૂર્ખ પંથીઓ પણ માર્ગનું સત્ય રહસ્ય–તત્ત્વ ન સમજવાથી, અંતે ઉભયભ્રષ્ટ જેવા થાય છે અર્થાત વચમાં જ રખડે છે." એ સાંભળી કેટલાક પુણ્યજનો બોલ્યા; "અહો, કોઈ સામાન્ય લૌકિક માર્ગે જવું હોય તો પોતાની સાથે ખાવા પીવાનું રાખવું જ પડે, ન રાખે તે દુઃખી થાય; ત્યારે આ પવિત્ર માર્ગે તેનાથી ઉલટો જ પ્રકાર! કેવો ચમત્કાર! પ્રભુ અચ્યુત પોતાના શરણાગતોપર કેવા દયાળુ છે, એ આ ઉપરથી સ્પષ્ટ દેખાય છે."

એટલામાં મહાત્મા બટુકે સૌને કહ્યું; "હવે એકાગ્ર ચિત્ત થઈ, એ પાંથિકો ભણી નીચે દૃષ્ટિ રાખો; જેથી હમણાં તમારી શંકાનું વધારે દૃઢ અને પ્રત્યક્ષ પ્રમાણપૂર્વક સમાધાન થઈ જશે."

### નિષ્કામપણાની આવશ્યકતા

અચ્યુત–પરબ્રહ્મ માર્ગે વળેલા સઘળા પાંથિકો, એ પવિત્ર ક્ષેત્રમાંથી બહાર નિકળી રહ્યા, ત્યારે તેઓના ભોમિયા સત્સાધક સહિત તેઓએ ક્ષેત્રને વંદન કરીને મોટી જયગર્જના કરી; અને પ્રભુ અચ્યુતનું મંગળ નામોચ્ચારણ કરતાં કરતાં રસ્તે પડ્યા. અચ્યુતતીર્થનો વિસ્તાર ઘણો મોટો હતો. પંથીઓ સુમારે એક પ્રહરથી ચાલ્યા કરતા હતા, તોપણ તે ક્ષેત્રની સીમા પૂર્ણ થઈ નહિ. કેટલીકવારે એક વિશ્રામ આવ્યો. ત્યાં એક સુંદર ઉતારો હતો. પાસે એક નિર્મળ ગંગા સરખા પવિત્ર જળનું ઝરણું પણ વહેતું હતું. ઉતારાની આસપાસ ઋષિના આશ્રમની પેઠે અનેક સુંદર વૃક્ષોની ઘટા આવી રહી હતી. નાની નાની પુષ્પવાટિકાઓ, પ્રફુલ્લિત પુષ્પોવડે પંથીઓનાં મનને બહુ હર્ષ ઉપજાવતી હતી. તેઓપર ગુંજારવ કરતા ભ્રમરો અને વૃક્ષોપર કલરવ કરતાં પક્ષીઓ, પોતાના આનંદિત મધુરા શબ્દો વડે, તે સ્થળની રમણીયતા, ઘણાં સ્વાદિષ્ટ ફળો તથા પુષ્પોથી ભરપૂર હોવાપણું સૂચવતાં હતાં. મધ્યાહ્ન થવા આવ્યો, તે સંધિમાં આ સુંદર વિશ્રામસ્થાન પણ આવ્યું. તે જોઈ, સૌએ ત્યાં બપોર ગાળવાનો ઠરાવ કર્યો. તુરત તેઓનો અગ્રણી મહાત્મા સત્સાધક, પોતાનાં વસ્ત્રાદિક ઉતારીને મધ્યાહ્ન સંધ્યાદિક નિત્યકર્મ કરવા માટે નિર્મળ જળપ્રવાહ

ભણી ચાલ્યો. તેને જોઈ શ્રદ્ધાળુ પંથીઓ પણ ત્યાં ગયા, ને સ્થિરચિત્ત કરી સંધ્યાવંદનાદિક કરવા લાગ્યા.

આપણા પુણ્યજનો પણ તેઓની સાથે જ અંતરિક્ષમાં ચાલ્યા આવતા હતા, તેઓ આ પ્રકાર સ્થિરપણે જોવા લાગ્યા. પછી ગુરુ બટુકે કહ્યું; "આ મોટા સંઘનો અગ્રણી પેલો સત્સાધક અવશ્ય ઘણો મોટો પુરુષ છે. મહાત્મા પુરુષનાં સર્વ લક્ષણ એનામાં સર્વાંશે જણાય છે. પોતે ઉત્તમ ધર્માચરણ કરીને લોકોમાં તેનું દૃષ્ટાંત બેસાડીને, લોકોને ધર્મમાર્ગ પ્રતિ વાળવા, એ સત્પુરુષનું લક્ષણ છે. આ માર્ગની પથદર્શિકામાં એ માટે સ્પષ્ટ કહેલું છે કે,

"यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्त्तते ॥

અર્થ—શ્રેષ્ઠ પુરુષ જે જે આચરે છે, તે તે જોઈને ઇતર જનો પણ આચરે છે, તે જે વાત પ્રમાણ કરે છે, તે જ લોકો પ્રમાણ કરે છે, ને તે પ્રમાણે વર્તે છે.

"એ વચન આપણે અત્યારે પ્રત્યક્ષ જોઈએ છીએ. આ મહાત્મા સત્સાધક જો આળસ કરી, સંધ્યાવંદન કરવા ન ઉતર્યો હોત તો, એ સઘળા પંથીઓ પણ ન ઉતરત ને બપોરનો સમય મિથ્યા ગપાટાઓમાં જ પૂરો કરી દેત, પણ પોતાના ગુરુનું જોઈને સઘળાઓ ઈશ્વરોપાસનામાં તલ્લીન થઈ ગયા છે. પણ વારુ, શું તેઓને જ સંધ્યોપાસના કર્તવ્ય છે, ને આપણે હજુ સમય થયો નથી?" એ સાંભળી સૌ પુણ્યજનો પણ તુરત વિમાનમાં સંધ્યોપાસના કરવા ચાલ્યા ગયા.

સંધ્યાદિક કર્મથી નિવૃત્ત થઈ, પાછા તેઓ પોતપોતાનાં આસનોપર બેસી ગયા. નીચે સૌ પંથીઓ પણ ઉતારામાં આવી ટીમણ કરવા બેઠા. જેમની પાસે ભાતું હતું, તેઓ પોટલાં છોડીને બેઠા ને કેટલાકોએ વૃક્ષઘટામાંથી મીઠાં વનફળો લઈ આવી, પ્રભુને અર્પણ કરી, તે પ્રસાદ આરોગ્યો. ટીમણ કરી રહ્યા, એટલે તેઓ તો રમ્ય વિશ્રામસ્થાનની શોભાનું અવલોકન કરવા લાગ્યા. તે સ્થળના મધ્યમાં એક બહુ સુંદર મંડપ હતો. તેની આસપાસ સુંદર પુષ્પસ્તબકો ખીલી રહ્યાં હતાં. એ સ્થાન અમૂલ્ય પાષાણોથી રચેલા એક ભવ્ય પ્રાસાદ સરખું જણાતું હતું. તેની અંદરથી બેઠકો ને અનેક વિધનાં ક્રીડાસ્થાનોની શોભા તો વર્ણવી શકાય તેવી નહોતી; પણ તેમાં એક રચના એવી હતી, કે જેનાપર સર્વ પંથીઓનું એકે સમયે ચિત્ત ચોટયું. તે મંડપમાં એક વિશાળ ભીંતપર ચિત્રેલું અતિ વિચિત્ર ચિત્ર હતું. તેમાં એક આખા નગરનો દેખાવ

હતો: માંહે વિચિત્રતા એ હતી કે, એમાં જેટલાં મનુષ્યો હરતાં ફરતાં ને કામકાજ કરતાં હતાં, તેટલાં સર્વેએ, કંઈ ને કંઈ વાહન સહિત હોવા છતાં શરીરપર કે મસ્તકપર, અનેક પ્રકારનો ભાર ઉપાડેલો હતો. ઉત્તમ વસ્ત્રાલંકાર સજેલી સુંદર નાજુક સ્ત્રીઓ, સુશોભિત રથોમાં, મ્યાનામાં કે પાલખીમાં બેઠેલી છતાં, મસ્તકપર મોટા ભારવાળી ગાંસડીઓ ઉપાડીને બેઠેલી હતી. સ્વરૂપસુંદર યુવાનો, કોઈ અશ્વપર, કોઈ પાલખીમાં તો કોઈ રથમાં વિરાજેલા છતાં, ખભે ને માથે મોટા મોટા ગાંસડા પોટલા ઉપાડેલા હતાં. એ જ પ્રમાણે ઘણાક વૃદ્ધ સ્ત્રીપુરુષો ને બાલબાલાઓ આદિ સર્વ નાગરિકો કોઈ ગાડીમાં, ગાડામાં, નાવમાં, હાથી, ઘોડા કે ઉંટપર અને એવાં નિર્જીવ સજીવ ગમે તેવાં વાહનોપર હોવા છતાં, તેઓએ માથે કંઈ ને કંઈ ભાર ઉપાડેલો જ હતો, એમાં એક કોરે રાજાનો મોટો રસાલો હતો. તેમાંનો રાજા પણ શૃંગારેલા મોટા હાથીપર, રત્નજડિત અંબાડીમાં બેઠેલો છતાં, તેને માથે એક વજનદાર ગાંસડો હતો! આવું જોઈ બહુ આશ્ચર્ય પામેલા સૌ પંથીઓ, પરસ્પર કહેવા લાગ્યા કે; “અહો! આ કેવું વિચિત્ર ને કેવું અબુધપણું કે, પોતે વાહનપર હોવા છતાં, વળી માથે બોજો ઉપાડે છે! એમ શા માટે કર્યું હશે, તે સમજાતું નથી. શું એથી કંઈ વાહનનો બોજો ઓછો થવાનો હતો? સૌએ જો પોતાનો બોજો વાહનપર મૂકયો હત, તોપણ સઘળું વજન તો વાહન ઉપર જ આવવાનું હતું, ત્યારે આ મિથ્યા ભાર ઉપાડી મરવું, એ કેટલી બધી મૂર્ખતા! આ તો કદાચ કોઈ ચતુર ચિતારાએ, જોનારને હસાવવા માટે, રમત સરખી રચના કરી મૂકી હશે! નહિ તો આખું નગર આવી ઉંધી બુદ્ધિનું હોય નહિ! આ સાંભળી તેઓના ગુરુરૂપ મહાત્મા સત્સાધક બોલ્યો; “ખરેખર, આ તો કંઈ વિચિત્ર જ દેખાય છે? પણ પેલું ઉપરના ભાગમાં મોટા સુવર્ણાક્ષરોથી લખેલું દેખાય છે, એ શું છે? આનું નામ તો નહિ હોય કે?” ત્યારે એક પંથી તેને ઝટઝટ વાંચી લઈને બોલ્યો; “હા હા, મહારાજ! એમ જ દેખાય છે. પણ કંઈ સમજાય તેવું નથી. ‘मुक्कर पुर!’ એટલે શું?” એ સાંભળી સત્સાધક, ‘તેનો શો હેતુ હશે’ એ જાણવા માટે વિચારમાં પડ્યો. એટલામાં વળી તે પંથી ફરીને બોલ્યો; “કૃપાનાથ! એ નામની નીચે વળી બીજું પણ કંઈક પદ્યરૂપમાં લખેલું છે:-

“चित्रं न चित्रं न स्तुतिर्विचित्रा पांथेपु चैतत्परमं विचित्रम् ।

“अध्वानमाप्ता ह्यभयं तथापि हढं प्रसक्ताः खलु स्वायभारे ॥

"અર્થ-ચિત્ર પણ વિચિત્ર નથી, તેમ માર્ગ પણ વિચિત્ર નથી, પરંતુ પાંથિકોમાં આ પરમ વિચિત્રપણું જોવામાં આવે છે; કારણ કે, તેઓ અભય માર્ગમાં આવ્યા છતાં પણ વાસનારૂપી ટીમણના ભારપર અત્યંત આસક્તિ રાખી બેઠેલા છે"

આ પદ્ય વાંચતાં જ મહાત્મા સત્સાધક બોલી ઉઠયો; "વાહ વાહ ! ધન્ય પ્રભુ તારા આ દેશને ! આ પદ્ય તો આપણી શંકાને માટે આપણને ખરેખર પ્રત્યુત્તર જ આપતું હોયની શું એવું છે ! ને આ વિચિત્ર નગર (ચિત્રેલા) નું मुकुर पुर એવું નામ પણ હવે આ ઉપરથી યથાર્થ જ છે ! અહો ! હે પંથીજનો ! આ સુવર્ણ પદ્ય આપણને શું કહે છે તે જુઓ ! રે તે આપણને કેવો લાભકારક ઉપદેશ કરે છે તે વિચારો. જેમ પોતાના મુખપરનું કલંક મનુષ્યને એમ ને એમ દેખાઈ આવતું નથી, પણ જો સામે મુકુર એટલે દર્પણ હોય તો તે પ્રત્યક્ષ દેખાય છે; તેવી જ રીતે આ મુકુર પુર પણ આપણને દર્પણરૂપ થઇને આપણી ઘણી ભૂલ દેખાડી આપે છે, અને તે પેલા પદ્યવડે સ્પષ્ટીકરણ કરે છે, ને આપણા આશ્ચર્યને હસી કાઢીને કહે છે કેઃ-

"હે પંથીઓ ! તમે આ ચિત્રને વિષે, તેમ જ આ માર્ગને વિષે 'વિચિત્રપણું માનો છો; પણ જેવું મોટું વિચિત્રપણું (આશ્ચર્ય) તમા- 'રામાંના મૂઢ પંથીઓમાં દેખાય છે, તેવું આ ચિત્રમાં કે આ માર્ગમાં 'નથી. આ ચિત્રમાંનું વિચિત્રપણું-ઉલટાપણું તો એક જોવા માત્ર જ છે; 'પરંતુ તમારું તો બધું કર્તવ્ય જ ઉલટું અને આશ્ચર્યવત્ મૂર્ખપણાથી 'ભરેલું છે. કાળના ભયથી તમે તમારુ સર્વસ્વ ત્યાગ કરીને અભય પંથે 'ચડેલા છો, અને માર્ગમાં કોઈ વસ્તુની ખોટ નથી, છતાં માત્ર એક 'બોજારૂપ ખાવાના ભાતાનાં પોટકામાં જ આસક્ત બની જઇને, તેને 'બહુ પરિશ્રમથી ઉંચકી રહ્યા છો; એ શું વાહનમાં બેસીને માથે ભાર 'ઉપાડવા કરતાં પણ અધિક મૂર્ખતા ભરેલું નથી ?' આવો ભાવાર્થ તે પદ્યમાં સમાયલો છે ને તે અક્ષરે અક્ષર સત્ય છે. જે જીવ મિથ્યા કામનાથી રહિત એટલે તદ્દન નિષ્કામ-નિઃસ્પૃહ થાય છે, તે જ આ માર્ગે ચઢે છે. જગન્નગરમાં આપણે જે જોઇએ તે સુખસાધનો હતાં, છતાં કાળપુરુષના ભયને લીધે, તે સર્વ મિથ્યા જ હતાં; માટે તેની પુનઃ કામના કે સ્પૃહા-તેનો સંગ સેવન-તે તો મિથ્યા જ કામના કહેવાય. જ્યારે આપણે જગતની કામનાનો ત્યાગ કરી કેવળ નિષ્કામ થઈ અહીં આવ્યા છીએ, અને હવે તેમાંની કોઈ વસ્તુની આપણને અહીં આવશ્યકતા નથી, કેમકે આપણને જે જોઇએ તે અહીં યદૃચ્છાએ મળે છે, છતાં

આપણે પણ આ પોટકાનો મિથ્યા ભાર ઉપાડી મરીએ, તો આપણી મૂર્ખતાનો પારાવાર નથી કે? એ તો પાછું તેનું તે જ થયું. એ પોટકામાં બંધાયલી આસક્તિ પાછી જોતજોતામાં વધી જઇને આપણને પાછા કાળપુરુષને હસ્તગત કરી દે, એમાં સંશય નથી; અને એમ થયું ત્યારે તો અહીં સૂધીનો સર્વ પરિશ્રમ એળે ગયોની? એટલું જ નહિ, પણ આપણો નાશ આપણે હાથે કરીને જ કરી લીધો, એમ જ સમજવું કેની? એટલા માટે, આ સુવર્ણ પદ્મ અને આ આખું મુકુર પુરનું વિચિત્ર ચિત્ર આપણને તેમ જ આપણ સરખા આખા માર્ગના સર્વ પંથીઓને એવી સૂચના કરે છે કે—ચાહે તો ભયથી કે પ્રીતિથી સર્વસ્વનો ત્યાગ કરી, સઘળો ભાર તેના ઉપર મૂકીને, આ માર્ગે આવનાર પંથી, સમર્થ અચ્યુતપ્રભુનો શરણાગત છે; માટે, શરણે આવવા ઇચ્છનારના સર્વ યોગક્ષેમને તે જ વહન કરે છે;* તેથી તમે સૌ વાતે નિશ્ચિન્ત થાઓ; ને આ ક્ષુલ્લક તથા દુઃખદાયી વસ્તુમાં આસક્તિ કરાવનારુ હુંપણું અને મારાપણું, એનો સમૂળો ત્યાગ કરો; કેમકે હવે તમારે 'હું' અને 'મારુ' કહેવાનો અવસર રહ્યો નથી. આ અભય અચ્યુતપંથે ચઢીને તમે અચ્યુતપ્રભુને શરણે આવ્યા ને શરણે આવ્યા એટલે સર્વ રીતે તેના જ થયા. હવે વિચારો કે, તમે પોતે જ જયારે તેના થયા, તો પછી તમારુ શું રહ્યુ? અને જયારે તેને અધીન થાય, ત્યારે હુંપણું—હુંપણાનું અભિમાન પણ શાનું રહેવું જોઇએ? વળી આ માર્ગ એવો ચમત્કારી છે, કે જે પથી હુ ને મારુ ભૂલી ગયો, જેની મિથ્યા કામના મરણ પામી, ને જે કેવળ નિઃસ્પૃહપણે ચાલ્યો, તેનો સઘળો ભાર આપોઆપ ઓછો થઈ જાય છે, ને તે કેવળ શાંતિના સ્થાનરૂપ અચ્યુતપુર પ્રત્યે પહોંચી જાય છે. આપણી આ પથબોધિનીમાં પણ એક ગાથા એવા જ અર્થવાળી છે કેઃ—

" विहाय कामान्य सर्वान्पुमांश्चरति निःस्पृहः ।
निर्ममो निरहङ्कारः स शान्तिमधिगच्छति ॥ "

અર્થ—જે જીવ સર્વ કામના-વાસના તજી નિઃસ્પૃહ થઈ વિચરે છે તથા જેની અહંતા મમતા ટળી જાય છે, તે જ શાંતિ પામે છે.

---

* अनन्याश्चिन्तयंतो मा ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम्॥

અર્થ—જે જનો મારુ અનન્ય રીતે ચિંતવન કરી ઉપાસે છે, તેવા નિત્યયુક્તોનો યોગક્ષેમ હુ વહન કરુ—ચલાવું છુ.

"માટે હવે આ વાતને સારી પેઠે લક્ષમાં લઈ, જેમની પાસે બોજો છે, તે સઘળો બોજો અહીંજ વિસર્જન કરીને આગળ ચાલો. આ જળ-પ્રવાહમાંનાં જળચરો, વૃક્ષોપરનાં પક્ષીઓ ને બીજાં વનચર પ્રાણીઓ તમારું ભારરૂપ ભાતું ક્ષણવારમાં પૂરું કરી નાંખશે. લ્યો, ચાલો હવે સમય થઈ ગયો છે ને આપણે હજુ સાંજ સૂધીમાં ઘણો માર્ગ કાપવાનો છે."

આટલું કહી સત્સાધક ચાલવાને તત્પર થયો. તુરત જ કેટલાક બુદ્ધિમાન્ અને અંતર્નિષ્ઠ પંથીઓએ ધબોધબ પોતાના માથાપરનાં ભાતાં છોડી નાંખીને જળમાં તથા ઝાડોની નીચે વેરી દીધાં; અને ફોરા ફુલ થઈ નિશ્ચિન્તપણે છૂટે હાથે, તાળીઓ પાડતા ને હસતા રમતા ચાલવા લાગ્યા. આટલું થયા છતાં હજુએ તે સંઘમાં એવા ઘણાક મનુષ્યો હતા, કે જેમનાં અંતઃકરણને આ વાતનો એક છાંટો પણ લાગ્યો નહોતો. તેવાઓ તો હજુ પણ પોતાનાં પોટલાં જેવાં ને તેવાં જ ઉપાડીને ચાલતા હતા.

## કર્મમાર્ગો-યજ્ઞમાર્ગ

સંઘ ચાલતો થયો. પુણ્યજનોનું વિમાન પણ ધીમે ધીમે તેની પાછળ અંતરિક્ષમાં તરવા લાગ્યું. પછી ગુરુ વામદેવજી બોલ્યા; "વરેપ્સુ! આ મૂર્ખ પંથીઓની જડતા જોઇ? કશું ઉદાહરણ કે કશો ઉપદેશ તેઓના કામમાં આવ્યો? મુકુરપુરનું ચિત્ર કેવો સુસ્પષ્ટ સચોટ ઉપદેશ કરે છે, ને મહાત્મા સત્સાધકે તેનું કેવું ઉત્તમ વ્યાખ્યાન કહી બતાવ્યું, છતાં મૂર્ખાઓને તેનો કશોય અર્થલાભ થયો નહિ! જેઓના મનપર હુંપણા અને મારાપણાનો ઘણા લાંબા કાળથી* દૃઢ સંસ્કાર થઈ ગયેલો છે, તેઓની આસક્તિ એકાએક શી રીતે છૂટે? પેલી મેર દૃષ્ટિ કર! જો! કેટલાંક સ્ત્રીપુરુષો પોતાના માથાપર, ખભે, કાખમાં ને હાથમાં અનેક જૂદાં જૂદાં પોટલાં, જાણે કંઇક મોટા જોખમનાં હોય, ને ઘણાં વજનદાર હોય, તેમ ઉપાડી શકતાં પણ નથી, છતાં મથી મથીને ઉપાડી જાય છે. અરે! આટલી બધી મૂર્ખતા છતાં તેઓ આવા પવિત્ર પથે ચડ્યા છે, એ માત્ર સત્સાધકના પ્રથમોપદેશથી અને આવેશમાં આવેલા અધિકારી પંથીઓની દેખાદેખીથી જ છે. પણ જો, હવે શું થાય છે તે."

ઘણીક વાર સૂધી એવી રીતે એ સંઘ ચાલ્યો ગયો. માર્ગની બંને

---

* ઘણો લાંબો કાળ તે માત્ર આ જન્મનો જ નહિ, પણ અનેક જન્માંતરોનો સમજવો, કેમકે દેહ તો પ્રતિજન્મે બદલાય છે, પણ આત્મા તેનો તે જ રહે છે, એટલે તેને પડેલી સારી માઠી ટેવો પણ તેની તે જ રહે છે.

બાજુએ સુંદર સફલ* કુસુમ તરુઓની હારો, છાયા માટે છવાઈ રહી છે; થોડે થોડે અંતરે બંને પાસ મીઠાં અમૃત સરખાં જળનાં સરોવર, કુંડ, વાવ આદિક સ્વચ્છ જલાશયો આવી રહેલાં છે; ઠારોઠાર જાતજાતના †નિર્લેપ–નિર્બાધ્ય અને પવિત્રપણે બનાવેલા પકવાન્નાદિ પદાર્થોનાં સદાવ્રતો સ્થાપન કરેલાં છે. જે પંથીઓ એવું ધર્માર્થ અન્ન ગ્રહણ ન કરે, તેવાઓને તેનો યોગ્ય બદલો લઈને આપવાનો ઠરાવ પણ હતો. અનેક જાતનાં સ્વાદિષ્ટ ફળો, માર્ગમાંનાં વૃક્ષો નીચે, જોઈએ એટલાં પડેલાં છે. તેવડે અન્ન કરતાં પણ વધારે તૃપ્તિ મળે છે. આટલી બધી સગવડ છતાં પેલા અજ્ઞાત પથીઓ તેમના કર્મનાં ભાતાં ઉચકી મરે છે, એ મોટું ખેદપ્રદ હતું. વિમાનવાસી વરેપ્સુ રાજા, મહાત્મા બટુક પ્રત્યે વારંવાર ખેદ પ્રદર્શિત કરે છે, એટલામાં તે મહાત્માએ સર્વનું ચિત્ત ખેંચ્યું કે, "જુઓ, વળી પાછો એ સર્વ પંથીઓ માટે એક મોટો ભૂલાવો આવ્યો છે." એ સાંભળી વરેપ્સુ બોલ્યો; "હા કૃપાનાથ! માર્ગમાં આગળ જતાં અનેક ફાંટાઓ ફૂટેલા દેખાય છે તે જ કે? સદાનો અગ્રણી સત્સાધક પણ જુઓ, ત્યાં જ આગળ અટક્યો. હવે કેમ થાય છે તે જોઈએ."

સત્સાધકને ઉભો રહ્યો જોઈ સર્વે પથી તેની પાછળ ખેંચાઈને ઉભા રહ્યા. સર્વની સામો ફરીને આંગળીવતી દેખાડતો સત્સાધક મોટેથી જણાવવા લાગ્યો; "સાવધ થાઓ! સાવધ રહો! વળી સંકટ આવ્યું છે. હવે આપણે ખૂબ સાવધ થઈ આગળ ડગલું મૂકવું જોઈએ. આપણે પુરદ્વારમાં જોઈને આવ્યા, તેના સરખી બીજી અનેક ભૂલવણીઓ આપણા માર્ગમાં આવવા માંડી છે, તેથી ખરા સનાતન સરળ માર્ગને ભૂલી જઈ, ભય ભરેલે બીજે માર્ગે ચઢી જવાનો ડગલે ડગલે મોટો ભય રહે છે. જૂઓ! જૂઓ! અહીંથી આપણા માર્ગની બંને બાજુએ બે મોટા પવિત્ર, રમ્ય અને સમૃદ્ધ માર્ગો આરભાય છે. માર્ગના ખરા રહસ્યથી અજાણ્યો મનુષ્ય કદાચ એ માર્ગે ચઢી જાય તો તે કંઈ તેને એકાએક દુઃખ, સંકટ કે ભયપ્રાપ્તિ થતી નથી; તેમ જ તેનાથી એ માર્ગે થઈને નિર્ભય અવિનાશી સુખધામ એવા અચ્યુતપુરને વિષે પણ જઈ શકાતું નથી. એ માર્ગને અનુસરવામાં, માર્ગના નિયંતાઓ તેને કેટલાક સમય સૂધી ઉત્તમ પ્રકારનું સ્વર્ગનું કે કોઈ બીજું સુખ ભોગવાવે છે; પરંતુ તેનો નિર્માણ કરેલો સમય પૂરો થયો કે, તુરત ત્યાંથી તેને હાંકી કાઢવામાં આવે છે."

---

* સફળ કુસુમ=ફળવાળા તથા પુષ્પોવાળાં–વૃક્ષો † નહિ અભડાય તેવા

સત્સાધકના એ છેલ્લા શબ્દો પૂરા થતાંની સાથે જ તે માર્ગોના મૂળ આગળ આવેલા એક ભવ્ય ભવનમાંથી, કોઈ દિવ્ય પુરુષ ત્વરાથી ચાલીને એ સંઘ ભણી આવતો દેખાયો. તે ઘણો તેજસ્વી ને સુશોભિત હતો. તેની આકૃતિ કંઈક વિલક્ષણ પ્રકારની હતી. તેના મસ્તકપર સુંદર સુવર્ણ સરખો તેજસ્વી જટામુકુટ આવી રહ્યો હતો. કર્ણોમાં કનકનાં કુંડળ, કંઠમાં રુદ્રાક્ષમાળા, બગલમાં દર્ભનો પૂળો તથા મૃગચર્મનું આસન, એક હાથમાં સ્રુવ તથા સ્રુક્, એક હાથમાં ઘૃતપાત્ર, એક હાથમાં સમિધ તથા એક હાથમાં શ્રુતિસમૂહ (વેદસંહિતાનું પુસ્તક) ધારણ કરેલાં હતાં. આખે શરીરે યજ્ઞભસ્મ લગાવી દીધી હતી. ધૂમથી વિંટાયલા ધુંધવાતા અગ્નિ સરખો તે દૂરથી દીસતો હતો. એ ઘણો ત્વરિતપણે ચાલતો હતો; છતાં શાસ્ત્રની આજ્ઞાની બહાર એક પગલું પણ ભરવાને બહુ ડરતો હોય, તેવો લાગતો હતો. પોતાનાં નિત્ય નૈમિત્તિક* કર્મરૂપ તપના અનુષ્ઠાનના તેજથી તે એવો પ્રજ્જ્વલિત દેખાતો હતો, કે ઝાઝીવાર સૂધી તેના સામે પણ જોઈ શકાતું નહોતું! મહાત્મા સત્સાધકના છેલ્લા શબ્દો સાંભળીને તેનો પ્રત્યુત્તર કરવા તત્પર થઈ રહેલો તે, સંઘની સમીપ આવતાં જ, બહુ ગભીર અને અસ્ખલિત વાણીથી બોલ્યો, "અહો મહાત્મન્! આપનાં દર્શન માત્રથી સિદ્ધ થાય છે કે, આપ કોઈ મોટા તત્ત્વજ્ઞ† અને પવિત્ર પુરુષ છો, ને આ સમગ્ર પંથી સમાજના અગ્રણી હોવાથી મોટા માર્ગવિત‡ જણાઓ છો, છતાં તમારા સંગીઓને વિપરીત ઉપદેશ કેમ કરો છો? આ પવિત્ર અને સનાતન માર્ગના રહસ્યને જાણનાર મહાત્મા કદી એની નિંદા કરતા નથી." એ વચન સાંભળી એની તેજસ્વી આકૃતિ પરથી એ કોઈ દેવ હશે એમ સમજી, સત્સાધક નમન કરીને બોલ્યો; "નારાયણ! નારાયણ! કૃપાસિંધુ, કહો આપ કોણ છો? ને મેં આ માર્ગની નિંદા કરી, એવું શા ઉપરથી તમે માનો છો!" તે પુરુષે ઉત્તર દીધું; "હું આ માર્ગનો રક્ષા કરનાર અધિકારી છું ને જે માર્ગને અનુસરવાથી, દિવ્ય લોકને વિષે જઈ, ચિરકાળ પર્યંત દિવ્ય સુખના ભોક્તા થવાય છે, તે માર્ગે ચઢવાની તમારા સંગીઓને તમે ના કહો છો, એ આ પવિત્ર માર્ગની નિંદા નહિ ત્યારે શું?" સત્સાધક બોલ્યો; "દીયા

---

* સ્નાન, સંધ્યા, પંચમહાયજ્ઞ, દેવાર્ચન ઇત્યાદિ પ્રતિદિન અવશ્ય કરી લેવાનાં કર્મ તે નિત્ય કર્મ અને કોઈ પ્રસગને જ અનુસરીને કરવાનાં તે નૈમિત્તિક કર્મ-જેમ પિતાની મરણ તિથિ આવે એટલે પિતૃશ્રાદ્ધ કરવું ઇત્યાદિ. † તત્ત્વ—પરમાત્મસ્વરૂપ તત્ત્વને જાણનારા. ‡ માર્ગવિત—માર્ગ જાણનારા.

માર્ગને માટે આપ કહો છો? જે પવિત્ર માર્ગે અમે ચઢ્યા છીએ, તે તો સદા સર્વદા સ્તુત્ય જ છે; પણ આ બે નવા, એટલે આ મુખ્ય માર્ગની શાખાઓ સરખા દેખાતા માર્ગોને માટે જ હું તો કહું છું. એ માર્ગો ક્યાંના છે, કે જેઓને માટે મેં કહેલા શબ્દો આપે નિંદારૂપ માન્યા?" એ સાંભળી તે માર્ગાધિકારીએ કહ્યું; "એ પવિત્ર માર્ગો અનેક અદ્‌ભુત દિવ્ય લોકોને વિષે જવા માટેના છે. ત્યાં જનાર પ્રાણી ચિરકાળ પર્યંત ઘણા સુખોનો ભોક્તા થાય છે." સત્સાધકે કહ્યું; "અસ્તુ! પણ એથી શું વળ્યું? આ માર્ગે થઈ દિવ્ય લોકમાં જનાર પ્રાણી ચિરકાળ દિવ્ય સુખ ભોગવે; પણ એ લાંબો સમય પૂરો થતાં તેની શી ગતિ?" માર્ગાધિકારીએ ઉત્તર કર્યું; "લાંબો સમય પૂરો થવાની વાત જ કેમ કરો છો? ત્યાં જનાર તો અક્ષય સુખનો ભોક્તા થાય છે. રે! રે! તમે આ શ્રુતિપ્રતિપાદિત માર્ગના મહિમાથી કે તેના નામથી પણ અજાણ્યા છો?"

સત્સાધકે કહ્યું; "ના, છેક તો એમ નથી; પણ આપના જેવો પૂરેપૂરો અનુભવ તો ક્યાંથી જ હોય? માટે અમારા સર્વપર કૃપા કરી એનું સવિસ્તર માહાત્મ્ય જણાવો." એ સાંભળી માર્ગાધિકારીએ કહ્યું; "અનેક પ્રકારનાં દિવ્ય સુખ આપનારો, તેમ જ અવિનાશી એવા પરમપદ પ્રત્યે જવાનો આ માર્ગ છે ને એને અનુસરનાર પ્રાણીને સતત અમુક અમુક પ્રકારની નિયમિત ક્રિયાઓ અર્થાત્ કર્મો કરવાં પડે છે, તેથી એનું નામ કર્મમાર્ગ છે. હું એ માર્ગનો નિયામક હોવાથી મારું નામ પણ કર્મદેવ છે." સત્સાધકે પૂછ્યું; "એ માર્ગે જનારને સતત કયી કયી ક્રિયાઓ કરવી પડે છે, ને તે શાને માટે?"

કર્મદેવ બોલ્યા; "હે બ્રહ્મન્! તમે જ્યાંથી આવ્યા, તે જગત્પુરમાં વસનારા તેમ જ આ અભય પંથે ચઢનાર કોઈ પણ પ્રાણી, શરીરવડે, તેમ જ મનવડે, નિરંતર કંઈ ને કંઈ ક્રિયા કર્યા વિના, ક્ષણ પણ રહી શકતો નથી; કારણ પ્રાણી માત્ર, પ્રકૃતિ-ઈશ્વરી માયા-ને અધીન છે, એટલે એ પ્રકૃતિના ગુણો તે સર્વની પાસે પરાણે ક્રિયા કરાવે છે તમારી પાસે તમારી માર્ગબોધિની તો હશે જ. હોય તો જુઓ, આ ગાથા તેમાં છે-

"नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत्।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः॥

"એમાં કહ્યું છે કે 'કોઈ પણ પ્રાણી એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતો નથી, કેમકે સર્વને બાંધી રુંધીને પ્રકૃતિના ગુણો કર્મમાં જ પ્રેરે છે.' એવી પ્રકૃતિને વશ રહેનારા પ્રાણીઓ જે જે ક્રિયાઓ કરે છે,

તેનું નામ કર્મ. હવે જ્યારે પ્રાણી માત્ર એ પ્રમાણે નિરંતર ક્રિયા-કર્મ કર્યા જ કરે છે, ત્યારે તે ક્રિયાનો વ્યવહાર કેવળ મિથ્યા જ ન થતાં ઉત્તરોત્તર તેઓની અભિવૃદ્ધિ ને ઉન્નતિ જ કરનારા થાય, અને છેવટે તેઓને ઉત્તમ ગતિએ પહોંચાડે, એટલા માટે તેઓનું કલ્યાણ વિચારીને, સૃષ્ટિના આરંભમાં જ સૃષ્ટિકર્ત્તાએ તે ક્રિયાઓને કલ્યાણકારી વ્યવહારો સાથે નિયમિતપણે જોડી દીધી. એ જે સૃષ્ટિકર્તાએ સ્થાપેલા ક્રિયાઓના-કર્મના કલ્યાણકૃત નિયમો પ્રયોગો-તે યજ્ઞો છે. એ પ્રમાણે કર્ત્તાએ જ્યારે સૃષ્ટિ-પ્રજા ઉત્પન્ન કરી, ત્યારે તે સાથે જ તેનાં કર્મ-ક્રિયાઓ પણ ઉત્પન્ન થયાં; તે કર્મોના ઉપર કહ્યા પ્રમાણે યજ્ઞરૂપ કલ્યાણદાયક નિયમો પણ સાથે જ ઉત્પન્ન કર્યા; ને તે પ્રત્યેકના નિયામક અને યોગ્ય ફળદાવા અધિકારી અમુક અમુક દેવતાઓને ઠરાવ્યા. પછી સમસ્ત પ્રજાને તેણે આજ્ઞા કરી કે, 'આ યજ્ઞને યોગે તમે વૃદ્ધિ પામો; ને એ (યજ્ઞ) તમારા ઇષ્ટ મનોરથ પ્રાપ્ત કરાવનારા થાઓ.' જુઓ પથબોધિની પ્રસ્થાન પહેલું જેમાં આ અર્થની સ્પષ્ટ ગાથા છે.-

"सहयज्ञाः प्रजाः सृष्ट्वा पुरोवाच प्रजापतिः ।
अनेन प्रसविष्यध्वमेष वोऽस्त्विष्टकामधुक् ॥

"અર્થ-પૂર્વે યજ્ઞાધિકારી પ્રજા સર્જી પ્રજાપતિએ* કહ્યું કે, આનાથી તમે વૃદ્ધિ પામો. એ તમને ઇચ્છિત આપનાર કામધેનુ થાઓ.

"એ ઉપરાંત વળી તે સૃષ્ટિપિતાએ કહ્યું છે કેઃ-

"देवान्भावयतानेन ते देवा भावयंतुवः ।
परस्परं भावयंतः श्रेयः परमवाप्स्यथ ॥
इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुङ्क्ते स्तेन एव सः ॥

"આ ગાથામાં એમ પણ કહ્યું છે કે, આ યજ્ઞવડે તમે દેવોને સંતુષ્ટ કરો, ને તેથી દેવો તમને આનંદ આપે. એમ પરસ્પર-એક બીજાને સંતુષ્ટ કરતા થકા તમે મોટું સુખ મેળવશો, એટલે તમારી કરેલી યજ્ઞ-રૂપ ક્રિયાથી તૃપ્ત થઇને દેવતાઓ તમને ઇચ્છિત સુખભોગ આપશે.

---

* સૃષ્ટિની ઉત્પત્તિ તો અચ્યુત પરમાત્માની માયા શક્તિ (પ્રકૃતિ) વડે થાય છે, પણ તેમાં સૌથી પહેલા ઉત્પન્ન થવાને પરમાત્માએ સૃષ્ટિના મુખ્ય નિયામક અધિકારી ઠરાવીને, બ્રહ્મદેવને અધિક સૃષ્ટિ ઉત્પન્ન કરવાની આજ્ઞા આપી. એટલે તેમના થકી બીજી સર્વ સૃષ્ટિ ઉત્પન્ન થવા લાગી. એટલા માટે બ્રહ્મદેવના સ્રષ્ટા, સૃષ્ટિકર્ત્તા, સૃષ્ટિપિતા, પિતામહ, ઇત્યાદિ નામો છે.

પણ તેઓની પ્રસન્નતાથી મળેલા પદાર્થો યજ્ઞક્રિયાદ્વારા તેઓને અર્પણ કર્યા વિના જ ભોગવવામાં આવે તો તે ખરેખરુ ચોરીનું જ કામ સમજવું. એ દેવો તે જ સર્વ સુખના દાતા, સર્વ કામના પૂર્ણ કરવાવાળા પરમ પ્રભુ છે, ને તેને જ પામવા એ જ જરૂરનું છે. એટલા માટે, હે સાધો! સૃષ્ટિના આરંભથી જ તે સૃષ્ટિકર્ત્તાની આજ્ઞાથી એ યજ્ઞરૂપ કર્મ પ્રવૃત્ત થયેલાં છે, જે પરમ કલ્યાણપ્રદ હોવાથી, અચ્યુતમાર્ગે ચઢેલા પંથીને અવશ્ય કરવાં પડે છે, ને એથી જ તરી જવાય છે-મુક્ત થવાય છે. આ પવિત્રપંથ 'કર્મમાર્ગ'ના નામથી પ્રસિદ્ધ છે."

એ સાંભળી સત્સાધકે પૂછ્યું; "સૃષ્ટિકર્ત્તાની, પ્રજાઓ પ્રત્યેની એ આજ્ઞા આપે કહી બતાવી તે તો ઠીક પણ યજ્ઞને યોગે જ પ્રજા ઉન્નતિ ને વૃદ્ધિ પામે છે એ શી રીતે, કે જેથી એ યજ્ઞકર્મ અવશ્ય ગણાય?" કર્મદેવે ઉત્તર આપ્યું; "હે બ્રહ્મન્! જેમ કોઈ સુંદર નવપલ્લવ અને ફલ-પુષ્પાદિ સમૃદ્ધિથી અતિશય શોભી રહેલું તથા અનેક પ્રાણીઓને આહાર, નિવાસ અને છાયાદાનથી પોષી રહેલું સુવૃક્ષ, શી રીતે ટટાર નિરાધાર ઉભું રહ્યું છે, કેમ વધે છે ને શાથી લીલું રહ્યું છે, એવો કોઈ વિચાર કરવા માંડે તો તેને બહારથી તેનું કશું કારણ સમજાશે નહિ; પણ આંત-ર્દૃષ્ટિથી વિચારી જોતાં જણાશે કે, એ વૃક્ષને સુપોષિત થવાનો માર્ગ તેનાં મૂળ છે ને મૂળદ્વારા ભૂમિના પેટમાંથી જળ સાથે તેણે ચૂસેલો પોષક રસ, તેના પ્રતિ અંગોમાં જઈને તેને જીવાડે છે તથા વધારે છે. તેવી જ રીતનો આ સમસ્ત પ્રજાને યજ્ઞકર્મ સાથે સંબંધ છે. પ્રથમ, પ્રાણી માત્રની ઉત્પત્તિ ને વૃદ્ધિ શાથી થાય છે, એનો વિચાર કરીએ તો સ્પષ્ટ જણાશે કે, એ કામ અન્નનું છે. જે પ્રાણીનો જે આહાર, તે તેનું અન્ન. પોતપોતાને અનુકૂળ આહાર કર્યા વિના પ્રાણી જીવી કે વધી શકતાં નથી. એ અન્નની ઉત્પ-ત્તિનો આધાર અંતરિક્ષમાંથી થતી જળની વૃષ્ટિ છે, ને વૃષ્ટિ યજ્ઞના પુણ્યથી થાય છે. સૃષ્ટિકર્ત્તાએ યજ્ઞ ઉત્પન્ન કરીને તેને નિયામક દેવતાઓને ઠરાવ્યા છે, તે જ દેવતાઓ અંતરિક્ષમાંથી થતી વૃષ્ટિરૂપ ક્રિયાના પણ નિયા-મકો છે; જેઓ પ્રજાએ ભૂમિપર આચરેલા યજ્ઞરૂપ કર્મથી પ્રસન્ન થઈને; તેઓની વૃદ્ધિને સારુ જળ વરસાવે છે. આ વાર્તા સામાન્ય મનુષ્યના વિચારમાં ઉતરી શકે તેવી નથી; પણ પવિત્ર પથબોધિનીમાં એને સ્પષ્ટ રીતે વર્ણેલી છે. જુઓ પ્રસ્થાન પહેલામાંઃ—

"अन्नाद्भवंति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥

कर्म ब्रह्मोद्भवं विद्धि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥

"અર્થ—પ્રાણીઓ અન્નથી ઉત્પન્ન થાય છે, અન્ન પર્જન્ય એટલે જળ-વૃષ્ટિથી નિપજે છે, પર્જન્ય યજ્ઞથી થાય છે, યજ્ઞની ઉત્પત્તિ કર્મથી છે, કર્મ વેદથી છે, વેદ અક્ષર બ્રહ્મથી થાય છે, તેથી સર્વવ્યાપી પરબ્રહ્મ યજ્ઞમાં નિત્ય વસે છે.

"તેટલા માટે સર્વમાં વ્યાપીને રહેનારું એ બ્રહ્મસ્વરૂપ યજ્ઞને વિષે તો સર્વદા ભરપૂર છે, અર્થાત્ યજ્ઞ એ પોતે અચ્યુત પરબ્રહ્મ જ છે. શ્રુતિમાં કહ્યું છે કે यज्ञो वै विष्णुः॥ (યજ્ઞ એ વ્યાપક પરમાત્મા છે) આવો આ સનાતન યજ્ઞરૂપ કર્મમાર્ગ છે. આ જે બે માર્ગો દેખાય છે, તે તેના જ ભેદ છે. એક શ્રૌત અને બીજો સ્માર્ત, અર્થાત્ એકમાં શ્રુતિ એટલે વેદમાં બતાવેલા નિયમો પ્રમાણે યજ્ઞક્રિયા કરવામાં આવે છે, ને બીજામાં સ્મૃતિ એટલે ધર્મશાસ્ત્રમાં બતાવેલા નિયમોથી યજ્ઞક્રિયા થાય છે. એવે રૂડે માર્ગે ચઢવાની તમે તમારા સંગીઓને ના કહો છો, એ જ એની નિંદા છે. એમ કરવાથી તો તમે સર્વેશ્વર અચ્યુતપ્રભુની આજ્ઞાનો ભંગ કર્યો કહેવાશે ને તમે મોટા દોષભાગી થશો. જુઓ પથબોધિની.—

" एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।
" अघायुरिन्द्रियारामो मोघं पार्थ स जीवति ॥

અર્થ—આમ પ્રવૃત્ત થયેલા ચક્રને જે અનુસરતો નથી, તે પાપી જીવતરવાળો, કેવળ ઇન્દ્રિયોને જ પોષનાર છે ને પોતાનું આયુષ્ય વ્યર્થ ગુમાવે છે.

"એવી રીતે, હે સાધો! ચાલતું આવેલું ચક્ર, જે મનુષ્ય આગળ ચલાવ્યો જતો નથી, તેનું આયુષ્ય પાપરૂપ છે; ઇંદ્રિયોના સુખમાં જ તે રમનારો હોવાથી તેનું જીવવું વ્યર્થ છે."

કર્મદેવનું આવું સપ્રમાણ વચન સાંભળી, સત્સાધક બોલ્યો; "હે દેવ! આપે કહ્યું તે યથાર્થ છે, ને કર્મમાર્ગ આદરણીય, આચરણીય ને નિઃસંશયી છે; કેમકે તે માર્ગે થઈને પણ અવિનાશી અચ્યુતપુર પ્રત્યે પહોંચાય છે. પરંતુ તે માર્ગે જનારને વચમાં કોઈ કોઈ વાર મોટો અટકાવ થઈ જાય છે, તેથી તેઓ આગળ ન જઈ શકતાં, પાછા આવી પડે છે, એમ મેં સાંભળ્યું છે; તો કહો વારુ, આ માર્ગના નિયામક માત્ર આપ એકલા જ છો, કે બીજો પણ કોઈ છે ખરો?" ત્યારે કર્મદેવે કહ્યું; "આ માર્ગપર બીજાનો પણ અધિકાર છે. હું અધિકારી છું, પણ મારું કામ પ્રત્યેક કર્મની પરિપાટી જાળવી રાખવાનું છે; અને મારા કરતાંય મોટો અધિકારી એક બીજો છે, એનું નામ કામદેવ,- એની

મોટી સત્તા છે, ને જ્યાંથી તમો આવ્યા, તે જગત્પુરથી માંડીને આ માર્ગના સઘળા ભાગોપર તેનો જ અધિકાર છે.”

તે સાંભળી સત્સાધક બોલ્યો; “ધન્ય! ધન્ય! ઠીક કહ્યું; યોગ્ય સ્મરણ આવ્યું! અમે કહીએ છીએ તે જ એ. એ જ આ માર્ગમાં સઘળે વિઘ્નકર્ત્તા છે! બિચારા મોટા પરિશ્રમથી ચાલીને આગળ ગયેલા પંથીઓને પણ અટકાવનાર એ જ છે, ને એ જ તેઓને થોડાક સુખમાં લલચાવી રખડાવીને પાછા પાડનાર છે. હે દેવ! હું કંઈ આ સનાતન કર્મમાર્ગની નિંદા કરતો નથી; પણ મારું પ્રથમથી જ કહેવાનું એ છે કે, એમાં સૌથી મોટું વિઘ્ન, પંથી માત્રને એ કામદેવનું નડે છે. હજારો ને લાખો પંથીઓમાંથી કોઈ એકાદો જ પંથી કામદેવની સત્તાને ઓળંઘીને આગળ અચ્યુતપુર ભણી જઈ શકતો હશે. માત્ર આપના મુખથી આ મારા સાથીઓને વધારે સ્પષ્ટીકરણ કરવાને જ મેં આપને પ્રશ્ન પૂછ્યો છે. નહિ તો અચ્યુતપુર સૂધીના સમગ્ર માર્ગનું યથાર્થ રહસ્ય જેમાં વર્ણવ્યું છે, એવી આ પથબોધિની અમને સર્વને પ્રભુની કૃપાથી મળી છે, અને અમે સતત એના આધારે જ ચાલ્યા જઇએ છીએ. આ કર્મમાર્ગની નિંદા કોઈ પણ પંથી કરી શકે જ શી રીતે? આપ તો કર્મમાર્ગમાં શ્રૌત અને સ્માર્ત એવા બે ભેદ જણાવો છો, પણ અમે તો છેવટ પર્યંતના સઘળા માર્ગને કર્મમાર્ગ જ જાણીએ છીએ; કેમકે કોઈ પણ માર્ગના અનુયાયીને થોડી ઘણી પણ ક્રિયા તો કરવી જ પડે છે. વધારે તો શું, પણ માત્ર માર્ગે ચાલવું, એ પણ એક ક્રિયા જ છે, અને ક્રિયા માત્રનો સમાવેશ કર્મમાં વિલીન છે. પ્રાણી માત્રનું ઉત્પન્ન થવું કર્મમય છે, જીવવું કર્મમય છે ને છેવટે મૃત્યુવશ થવું, એ પણ કર્મમય જ છે. આ સમગ્ર સૃષ્ટિ કર્મમય છે. પણ જ્યાં જ્યાં તમારા શ્રેષ્ઠાધિકારી કામદેવની સત્તા છે, ત્યાં ત્યાં સઘળે એ કર્મ, તેના આચરનારને પરાણે બંધન કરાવનાર તથા આઘા મોકલીને પાછા હડસેલનાર થાય છે. એટલા જ માટે, હે દેવ! અમે આ વચલો, નાહનો-સેરડા સરખો ને સૌથી સાદો માર્ગ જ અચ્યુતપુર જવા માટે યોગ્ય ગણ્યો છે; કેમકે એમાં ઘણું કરીને કામદેવનો ઝાઝો પગરવ ન હોવાથી તથા પ્રભુ અચ્યુતની સત્તાથી, તે વિઘ્ન કરી શકતો નથી. બાકી કર્મ તો એ માર્ગે ચાલતાં પણ અમારે તેવાં જ (શ્રૌત સ્માર્ત વિધિને અનુસરતાં જ) આચરવાં પડે છે. પણ તમારા જેવી દૃઢ આસક્તિ-કામનાથી તો નહી જ અને તેથી કરીને, તેની પદ્ધતિમાં, સમયે કંઈક ફેરફાર જેવું દેખાય

છે. શૌચ, સ્નાન, ભોજન, પાન ઈત્યાદિ કાયિક કર્મો તો સર્વત્ર સરખાં જ છે. એ જેમ આવશ્યક એટલે કર્યા વિના ચાલે જ નહિ તેવાં હોવાથી, નિત્ય પ્રત્યે આસક્તિ વગર કરવાં જ પડે છે; તેવી જ રીતે બીજાં વાચિક ને માનસિક આદિ સર્વ કર્મ પણ અમે આસક્તિ એટલે પ્રીતિ વગર, કિંવા તેમાંથી કંઈ ફળ મળશે, એવી કામના રાખ્યા વગર જ કર્યા જઇએ છીએ. કહો વારુ, હવે અમે કર્મમાર્ગના નિંદક છીએ કે પોષક?" એટલું કહી, સૂર્ય સામી દૃષ્ટિ કરીને મહાત્મા સત્સાધક પાછો બોલ્યો; "હવે; કૃપાનાથ! હવે તો અમે આજ્ઞા લઇએ છીએ; કેમકે સમય થોડો છે, ને ચાલવું ઘણું છે. આપને આપેલો પરિશ્રમ ક્ષન્તવ્ય ગણશો." કર્મદેવે આજની રાત્રિ ત્યાં જ રહેવા આગ્રહ કર્યો, ત્યારે તેણે જણાવ્યું કે: "આપ જેવા સત્પુરુષનો સમાગમ એક ઘડી પણ વધારે થવાથી ઘણો મોટો લાભ છે; પરંતુ આ માર્ગમાં અમને ક્ષણે ક્ષણે તમારા વડા અધિકારી કામદેવનો મોટો ભય છે; એના છળ-બળિયા સ્વભાવથી અમે જાણીતા છીએ. એ ક્ષણમાં પથીના મનને ભ્રમિત કરી દઈ, અનેક પ્રકારનાં સુખની લાલચ દઈને, આગળ જતા અટકાવી પાડે છે. વળી એ મોટો સ્મરણગામી* હોવાથી, તેમ જ સ્વેચ્છાનુગામી† હોવાથી, ક્યાંય ન હોય ને ક્ષણમાં આવી ખડો થાય છે. માટે હવે, હવે તો સર્વેશ્વર પ્રભુ અચ્યુતના સ્મરણપૂર્વક પ્રણામ કરીએ છીએ." એમ કહી કર્મદેવને વંદન કરીને અચ્યુતપ્રભુના જય-ધ્વનિ સાથે સત્સાધકનો સંઘ ત્યાંથી ચાલતો થયો.

## કામાગમન

મોડું થઈ જવાની બીહીકથી, એકચિત્ત થઈને સર્વે પંથીઓ સત્સાધકની પછવાડે પછવાડે શ્રી અચ્યુતપ્રભુનું સ્મરણ કરતા કરતા ત્વરાથી ચાલ્યા જતા હતા. થોડોક પંથ કાપ્યો, તેટલામાં વળી સત્સાધક આખા સંઘને ચેતાવીને કહેવા લાગ્યો; "પ્રિય પંથીઓ! નિષ્કામ અચ્યુત માર્ગીઓ! સાવધ રહેજો, જાગ્રત રહેજો! કોઇના કહેવાપર લક્ષ આપશો નહિ; કેમકે વળી આપણે માથે એક મોટું સંકટ આવે છે." એ સાંભળી કેટલાક પંથીઓએ પૂછ્યું; "મહારાજ, હજુ વળી શું સંકટ આવનાર

---

* સ્મરણગામી એટલે સ્મરણ કરતાં વંત ત્યાં જઇ પહોંચનારો.

† સ્વેચ્છાનુગામી-પોતાની જ્યાં જ્યાં જવાની ઇચ્છા માત્ર થાય ત્યાં ત્યાં તત્કાલ જઈ પહોંચનારો. જુઓ, કામ-ફળપ્રાપ્તિ ઇચ્છા-એ મનુષ્યના મનમાં સ્મરણ થતાં પૂર્વે ઉત્પન્ન થાય છે. એને જ એ માર્ગના વડા અધિકારીનું રૂપક આપેલું છે.

છે? જુઓની પેલો સામે કોઈ એક સુંદર પુરુષ આવતો દેખાય છે! એ તો ઘણો તેજસ્વી ને પવિત્ર હોય એવો લાગે છે; શું એને જ આપ સંકટરૂપ કહો છો?" સત્સાધક બોલ્યો; "હા, હા; એ જ! એ જ! એ જ આપણું સકટ. એ જ આપણને પાડનાર! એ પવિત્ર નથી, પણ મહા મેલો છે, દુષ્ટ છે. એ જ મનુષ્ય પ્રાણીની ઇચ્છા ન હોય તોપણ પરાણે બળાત્કારથી વાસના તરફ પ્રેરી પાડે છે! એ જ સૌને પવિત્ર માર્ગથી ભ્રષ્ટ કરે છે, એ જ ડૂબાડે છે, ને એ જ આવા સન્માર્ગે–અતિ પવિત્ર માર્ગે ચઢેલા ને અથાગ પરિશ્રમથી આટલે સૂધી, કિંવા આથી પણ આગળ ગયેલા પંથીને, ગમે તેવા ભૂલાવામાં નાંખી ફસાવીને, પાછા જગતમાં રગડાવે છે." એ સાંભળી પંથીઓ બોલ્યા; "એ કોણ છે મહારાજ?" સત્સાધકે ઉત્તર દીધું; "એ તો રાજરાજેશ્વર કામદેવ,* જેની આપણે હમણાં વાત કરતા આવ્યા એ જ–આ માર્ગોનો મુખ્યાધિકારી કામદેવ! એ મોટો બારવટિયો છે. એની ભૂખ કેમે કરી તૃપ્ત ન થાય એવી છે. એ અતિ ઉગ્ર છે, મહાપ્રપચી, કુટિલ અને મહાબળવાન્ છે. આ પવિત્ર માર્ગને વિષે, કિંવા આ આખા લોકને વિષે એ જ મોટો વૈરી છે. આપણી આ પથબોધિનીમાં એની યથાર્થ ઓળખાણ કરાવીને વારંવાર એનાથી બચતા રહેવા માટે આજ્ઞા કરી છે. જુઓ પ્રસ્થાન પહેલું–

"काम एप क्रोध एप रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥
धूमेनाव्रियते वह्निर्यथाऽऽदर्शो मलेन च
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥
आवृत ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण दुष्टेन दुष्पूरेणानलेन च ॥
इंद्रियाणि मनो बुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनाम् ॥

"અર્થ–એ જ કામ, ક્રોધ પણ એ જ. કેમકે કામ એ આવ્યો હોય ને અને કંઇક ખમવું પડે કે તુરત ત્યાં ક્રોધ ગમે ત્યાંથી આપોઆપ આવી ચઢે છે. એની રજોગુણથી ઉત્પત્તિ છે. જેમ અગ્નિને ધૂમાડો ઢાંકી નાખે છે, સ્વચ્છ દર્પણને મેલ ઢાંકી કાઢે છે, ને ઓરની જાળથી જેમ ગર્ભ ઢકાઈ–વિટાઈ જાય છે, તેવી રીતે આ આખા જગતને એ કામે પોતાની જાળમાં ઢાંકી દીધેલું છે એ દુષ્ટ કામરૂપ નિત્યનો વૈરી, ને કદી તૃપ્ત-

* કામ એટલે અહીંયાં પ્રાકૃત જન જે અર્થ કરે છે, તે મલિન વાસના નહિ, પરંતુ ફળની ઇચ્છાથી થતા કર્મ જ જાણવાં. રાગ, (અભિલાષા, ઇચ્છા) -

થાય એવો અગ્નિ છે. મોટા જ્ઞાની પુરુષોના જ્ઞાનને પણ તેણે પોતાની મોહજાળના આવરણથી ઢાંકી દીધું છે! મનુષ્યના ઉપર કેવી રીતે એ પોતાની સત્તા ચલાવી શકે છે તે જુઓ; મનુષ્યની ઇન્દ્રિયો, મન અને બુદ્ધિ એ તેનું (કામનું) આશ્રયસ્થાન કહેવાય છે. પ્રથમ તે તે સ્થાનોમાં બળાત્કારે પેસી જઇને ત્યાં એ પોતાનો મુકામ કરે છે, ને પછી તત્કાલ એ દેહધારી મનુષ્યના જ્ઞાનને ઢાંકી કાઢીને તેને મોહમાં ફસાવી દે છે.

"એટલા માટે એનાથી મનુષ્યે બહુ જ ચેતતા રહેવાનું છે." જે કામના છંદમાં ફસાયો તેના જપ, તપ, વ્રત, દાન, જ્ઞાન, ભક્તિ સર્વે ઐશ્વર્યહીન થઈ જાય છે."

એટલી વાતચિત કરતાં કરતાં તો અતિ ચપલ અને દર્શન માત્રથી જ પ્રાણી માત્રને મોહિત કરી નાંખનારો તે દેવ સંઘની સમીપ આવી પહોંચ્યો, ને પોતાનાં ચાતુર્યથી ભરેલાં મધુરાં વચનોથી સર્વનું ચિત્ત આકર્ષણ કરી કહેવા લાગ્યો; "અહો! હે સર્વ પુણ્યશાળી જનો! હે ભાગ્યવંતો! આવા નિર્ભય અને પવિત્ર પંથને વિષે પણ જાણે પછવાડે કોઈ મોટો ભય આવતો હોય, તેની પેઠે તમે સૌ કેમ આટલા બધા ઉતાવળા દોડ્યા જાઓ છો? શું કોઈ તમારા માર્ગનો ભોમિયો ખોવાઈ ગયો કે આગળ ચાલ્યો ગયો છે, ને તેની ખોળમાં આમ દોડાદોડી કરો છો? કે માર્ગથી ભૂલા પડ્યા છો? ખરેખર, કોઇએ તમને ભમાવ્યા છે, ને તેથી તમે ખરો સુગમ તથા શીઘ્ર ફળપ્રદ* માર્ગ મૂકીને આડ માર્ગે ચઢી ગયેલા જણાઓ છો, ઉભા રહો! ઉભા! ગભરાશો નહિ; તમારે સારે ભાગ્યે જ હું અનાયાસે અહીં આવી ચડ્યો છું. શું અહીંથી થોડેક પાછળ એ સુંદર ધુરંધર માર્ગો છે, તે અહીં આવતાં તમે જોયા નહિ? એવા સમૃદ્ધ માર્ગ મૂકીને આગળ ચાલ્યા આવ્યા, એ જ તમારી મોટી ભૂલ થઈ છે. ત્યાં પાછા ફરીને તે કર્મમાર્ગે વળો. આખું વિશ્વ કર્મને અધીન છે, ને સારાં કિંવા નરતાં કર્મનું જ ફળ સુખદુઃખાદિરૂપે પ્રાણીઓ ભોગવે છે. કર્મ કેમ કરવાં ને તે તેઓનું ઉત્તમ ફળ શી રીતે મેળવી શકાય, તેને માટે એ કર્મમાર્ગ નિર્માણ થયેલો છે. એ જ માર્ગ આચરવા યોગ્ય છે ને તેમાં તત્કાલ સિદ્ધિ મળે છે. જુઓ, તમારી પથબોધિની પણ એ વાતની સાક્ષી આપશેઃ–

"क्षिप्रं हि मानुषे लोके सिद्धिर्भवति कर्मजा ।

"અર્થ–મનુષ્યલોકને વિષે કર્મમાર્ગે ચઢેલા મનુષ્યને ત્વરિત સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

"આવું છતાં તમે આવો મિથ્યા પરિશ્રમ કેમ વેઠો છો? પાછા વળો, પાછા આવો, હું તમને ઉત્તમ શ્રેયસ્કર માર્ગ દેખાડું, જ્યાં જવાથી

* ઝટ ફળ આપનારો.

તમે થોડા સમયમાં મોટા સુખના ભોક્તા થશો. અલ્યાઓ! તમે જાણ્યા વિચાર્યા વગર આગળ ચાલી આવ્યા છો, તો પણ ચિન્તા નહિ! હજુ તો આગળ ઘણેક સૂધી મારી જ સત્તા છે. પણ એથી આગળ જવામાં ફળ નથી. આ તમે જાઓ છો, તે તો નિરાશ્રય માર્ગ છે, કેવળ ઉદાસીન માર્ગ છે! જેમાં કરેલાં કર્મનું કશું ફળ જ નહિ. હર! હર! મિથ્યા જ પરિશ્રમ! એવો કોણ બુદ્ધિહીન હોય કે, મોટા પરિશ્રમથી અનેક અન્ન સામગ્રીઓ એકઠી કરી, તેનો સુંદર પાક બનાવીને, પેટમાં ક્ષુધા હોવા છતાં તે સ્વાદિષ્ટ પાકનું ભોજન ન કરે, ને માતેલા સાંઢને ખવરાવી દે? સમર્થ અચ્યુતપ્રભુએ જ સઘળાં કર્મનાં ફળ નિર્મી મૂક્યાં છે, તેઓનો અનાદર કરી મિથ્યા પરિશ્રમ શા માટે વહોરવો?"

એવાં એવાં અનેક મોહિત વચનોથી મોહિત કરતાં તેણે કેટલાક-પર છાપ પાડી; પણ તે આવ્યો ત્યારથી જ મહાત્મા સત્સાધક પોતાના સંગીઓને આગળ કરતાં પણ વધારે ત્વરાથી ઘસડ્યો જતો હતો ને મોટે મોટે કહેતો હતો કે; "સંભાળજો! એ સર્વ બગાડશે. એની વાણી મધથી ભરપૂર છે, પણ અંદર હલાહલ છે, માટે તે કોઈ સાંભળતા નહિ. દોડો, ચાલો, જલદીથી તેની મર્યાદા વટાવી દો." એટલું છતાં કામે પોતાનું બોલવું બંધ કર્યું જ નહિ. કેટલેક સૂધી તેઓની સાથે ચાલતા જઈને પણ તેણે પંથીઓને પાછા વાળવાનો પ્રયત્ન કર્યો. વળી ફરીને તે બોલ્યો; "અરે મૂર્ખ પંથીઓ! તમે મારુ કહ્યું ન માનતા દોડ્યા જાઓ છો, તેમાં મારુ કંઈ બગડતું નથી; પરંતુ એ માર્ગે ઘણા આગળ જઈને પણ અંતે કંઈ ફળ ન જોવાથી નિરાશ થઈ પાછા પડ્યા છે તેમ તમે પડશો, પણ તેટલો સમય મિથ્યા રખડી જ મરશોઃ હમણાં જ મારું વચન માનીને સુખીઆ થાઓ. જુઓ કર્મમાર્ગ ફળ આપ-વામાં કેવો ઉદાર છે! ચાતુર્માસ્ય યજ્ઞ કરનારને અક્ષય્ય સુકૃત પુણ્ય-થાય છે, જેથી તે ચિરકાળ સ્વર્ગસુખ ભોગવે છે; સોમયજ્ઞ કરનાર અક્ષય્ય એટલે કદી નાશ ન થાય તેવું સુખ ભોગવે છે. અરે વધારે તો શું, પણ એક માત્ર શરીરનો મળ દૂર કરનારુ સ્નાન સરખું સાધારણ નિત્ય કર્મ, પણ મોટા ફળનું આપનારું છે, તો પછી બીજાં શ્રેષ્ઠ કર્મોનું તો શું જ કહેવું? માટે હે પંથીઓ! તમારા ભલાને માટે થતું મારુ કહેવું અત્યારે નહિ માનો, તો આગળ જ્યારે મોટું ભયંકર નિરાશારણ્ય આવશે, ને તેમાં તમે સઘળી રીતે નિરાશ થઈ જશો, ત્યારે આ હાથ આવેલી તક ખોઈ નાંખવા માટે તમને ભારે પસ્તાવો થશે."

આ તેનાં છેલ્લાં વચન સાંભળી, અસ્થિર ચિત્તના પંથીઓ ગભરાયા, ને તત્કાળ ધીમા પડી ગયા. એકનું જોઈને બીજો, ને બીજાનું જોઈને ત્રીજો, એમ ઘણાક જણ કામની જાળમાં ફસાયા. મહાત્મા સત્સાધકે ઘણાએ વાર્યા, છતાં ભ્રમિત થયેલા તેઓ ખરાખોટાનો વિચાર ઝટ ન કરી શકવાથી, પાછળ પડી ગયા. સંઘનાથી તેમને છેટું પડી ગયું! થયું. કામને એટલું જ જોઈતું હતું. તે તેઓને અનેક આશાઓમાં લલચાવતો ને રીઝાવતો પાછા વાળી કર્મમાર્ગ ભણી લઈ ચાલ્યો.

આ સઘળો પ્રકાર જોઈ રહેલા વિમાનવાસીઓ તો આ વેળાએ કેવળ સ્તબ્ધ જ બની ગયા. કામદેવની ચમત્કારિક સત્તાને માટે તેમને મોટું આશ્ચર્ય થયું. વરેપ્સુએ મહાત્મા બટુકપ્રત્યે કહ્યું; “ગુરુદેવ! ખરેખર આ પવિત્ર માર્ગમાં કામદેવ, એ તો મોટો વિઘ્નકર્તા છે. જુઓ, મહાત્મા સત્સાધકના સંઘમાં તેણે ભંગાણ પડાવ્યું. તેણે આ ઘણાક પંથીઓને પાછા વાળીને ખરા માર્ગથી ભ્રષ્ટ કર્યા. હવે કોણ જાણે તે બિચારા ભોળા લાલચુઓને કેવા એ કુમાર્ગમાં રઝળાવી મૂકશે? શિવ! શિવ! આવા માર્ગમાં એવા અધિકારીને કેમ યોગ્ય ગણ્યો હશે?” એ સાંભળી બટુકે કહ્યું; “રાજા! તારા સમજવામાં ફેર છે. કામ એ કંઈ અંતઃકરણથી દુષ્ટ કિંવા પંથીઓનું અનિષ્ટ કરનારો નથી, અને કદાચ તેવો હોય તો પણ એની અત્રે આવશ્યકતા છે. કામ એ સઘળા પંથીઓનો શુદ્ધ પરીક્ષક છે. અચ્યુતપંથ જેવા નિર્ભય અને સીધા માર્ગે તો નિરુપદ્રવપણે સૌએ ચાલ્યા જાય ને છેક અચ્યુતપુર સુધી જઈ પહોંચે; પણ તેટલે સુધી જવાથી જ માત્ર શું વળ્યું? ત્યાં જવા પછી પણ પુરમાં પ્રવેશ કરવો, એ સર્વથા દુર્લભ છે. કેટલો મોટો અધિકાર અને અંતઃકરણની કેટલી બધી ઉત્તમ સ્થિતિ થાય ત્યારે જ પંથીઓને પુરપ્રવેશ કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે. એટલા માટે કાચા પોચા હૃદયના સહજ શ્રદ્ધાવાન–સહજ આત્મનિષ્ઠ–એવા અનધિકારી જનોને, કામ અહીંથી જ અટકાવી દે છે; અને દૃઢ અંતઃકરણને વધારે દૃઢ કરી આગળ વધારે છે. વારુ હવે માર્ગપર શું થાય છે, તેપર લક્ષ આપો. જુઓ પેલા પાછા વળેલાઓને તો કામદેવ એટલીવારમાં છેક કર્મમાર્ગપર લઈ ગયો; અને અનેક પ્રકારનો રુચિકર બોધ કરી, જેની જેવી ઇચ્છા, તેવાં કરવાનાં કર્મોને વિષે તે તેઓને યોજી દે છે. પણ સ્થિર મનનો સાધુ સત્સાધક હવે શું કરે છે તે જુઓ.”

કેટલીવાર સુધી તો મધ્યમપણે જેટલા રહ્યા, તેટલા પંથી જનોને

લઈ, મહાત્મા સત્સાધકે, પેલા કામનો ઉલટો બોધ ન સાંભળવો પડે ને તેની પોતાને તથા પોતાના સંગીઓને કશી અસર ન થાય એટલા માટે, એક સરખાપણે સડસડાટ ચાલ્યા જ કીધું. પણ જાણ્યું કે, હવે કામ ગયો છે, ને જેનાં ભાગ્ય ફરી વળ્યાં તેવા કેટલાક પંથીઓને પણ તે પાછા વાળતો ગયો છે, ત્યારે તે જરાક ધીમો પડ્યો, ને કહેવા લાગ્યો કે; "પ્રિય પંથીઓ! કામ એ કેવો બળવાન્ અને વિઘ્નરૂપ છે, તે હવે તમે સારી રીતે જાણ્યું હશે. જુઓ, આપણામાંના ઘણાક કાચા મનના ને અસ્થિર બુદ્ધિના આત્મરસાયનથી વિમુખ–જીવો હતા, તે તેના ભોગ થઈ પડ્યા છે. રે રે! હવે તે બિચારાનો, અંતે કાળપુરુષના મુખમાં ગયે જ છૂટકો છે. આરંભમાં કામ તેમને કદાચ થોડું ઘણું સુખ દેખાડશે, પણ તેમાં શું વળ્યું? માટે આપણા સંઘમાં જે હવે બાકી રહ્યા છે, તેઓ પ્રત્યે મારુ એટલું જ કહેવું છે કે, પ્રથમ આપણે સર્વ સ્થિરબુદ્ધિવાળા થાઓ અને આપણા પવિત્ર માર્ગનાં મુખ્ય તત્ત્વો સારી પેઠે સમજીને, તેનું વારંવાર મનન કરતા થાઓ. જેઓ કામને અધીન થયેલા છે, તેઓની બુદ્ધિ અનેક પ્રકારના ફાંટાવાળી હોય છે. તેઓ વેદનાં વચનોનાં પ્રમાણ આપીને પોકળ બડબડ કરે છે ખરા, પણ તેઓનો સિદ્ધાંત એવો હોય છે કે, જગતમાં બીજું કંઈ જ નથી; પણ શ્રેષ્ઠ એ જ કે, ઉત્તમ કર્મ કરવાં ને તેના ફળમાં સર્વસુખ–વૈકુણ્ઠ–કૈલાસ–ઇન્દ્ર લોકનું સુખ ભોગવવું. પણ એ મૂઢજનો એમ સમજતા નથી, કે એ કર્મોનું ફળ પાછું પુનર્જન્મ એટલે જગત્પુરમાં પાછા ફરીને ત્યાં કાળપુરુષના મુખમાં જઈ પડવું એ જ છે. એઓની દૃષ્ટિ માત્ર ઐશ્વર્ય ભોગ ભણી જ હોય છે, ને એથી કરીને અવિનાશી એવા અચ્યુતપુર પ્રત્યે જવા માટે દૃઢ પ્રવૃત્તિ કરાવનારી બુદ્ધિ તેઓની થતી નથી. પેલો કર્મદેવ તો બિચારો હજુ કંઇક સારો હતો, વધારે મમત કરતો નહોતો; પણ આ ચપળ કામદેવ અને તેના અનુયાયીઓ તો કર્મમાર્ગને નામે ઘણુક મિથ્યા ધાંધલ મચાવે છે. તેઓના કહેવાનો ને સમજાવવાનો મૂળ સિદ્ધાંત, માત્ર એ કર્મમાર્ગને જ અનુસરવું અર્થાત્ યજ્ઞાદિક ક્રિયાઓ કરવી, એનુ નામ જ કર્મ, એવો છે. એમાં એઓને ફળની આશા છે. પરંતુ અચ્યુતમાર્ગનો અને તદંતર્ગત આવેલા કર્માદિ સર્વ માર્ગોનો, ખરો સિદ્ધાંત, સર્વ પંથીઓના કલ્યાણને માટે, પરમ દયાળુ શ્રીઅચ્યુતપ્રભુએ સ્વત. ગુરુરૂપ થઇને, પોતાના એક પ્રિયતમ પથી પ્રત્યે કહ્યો છે. તે જ આ અચ્યુતપથબોધિનીને નામે આ લોકમાં પ્રસિદ્ધ છે તેમાં પ્રભુએ શ્રીમુખથી કહ્યુ છે કે.–

" कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥
कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥

"અર્થ-હે પ્રિયપથી! માત્ર કર્મ કરવાનો જ તારો તો અધિકાર છે, કર્મનાં ફળોને વિષે કદાપિ નથી. ફળની આશાથી કર્મ કરનારો તુ થઇશ નહિ, તેમ કર્મ સમૂળાં ન કરવા, એવા અનાદર પણ કરીશ નહિ. કેમકે જે સ્થિર બુદ્ધિમાન્ વિચારવત પથીઓ હોય છે, તેઓ કર્મના ફળની આશા મૂકી દેવાથી, જન્મબધના, એટલે જગત્પુરમાં પાછા જઈ પડવાના મોટા ભયથી મુક્ત થઇને, દુ:ખરહિત અચ્યુતપદ પ્રત્યે જઈ પહોંચે છે.

"વળી હે પંથીઓ! એ કર્મમાર્ગીઓ, કે જેઓ ફળ પામવાની ઇચ્છાથી કર્મ કરનારા છે, તેઓ જો પોતાના કર્મને વિષે વેદે કહેલા નિયમોથી કિંચિત્ પણ ભૂલ કરે, તો તેઓનાં તે કર્મો સર્વથા વ્યર્થ થાય છે ને પરિશ્રમ એળે જાય છે, કિંવા એથી ઉલટું તેઓ કર્મદેવના અપરાધી થઈ મોટું અનિષ્ટ ફળ ભોગવે છે. કહ્યુ છે કે, શાસ્ત્રવિધિ મૂકીને યજ્ઞ કરનારાઓનો યજ્ઞ, શત્રુરૂપ એટલે ઉલટું કરનારો થઈ પડે છે. એ એઓના માર્ગમાં એક મોટો ભય છે. તેવું આપણા સરળ માર્ગમાં કઈ પણ નથી. આપણે તો આપણાં આવશ્યક કર્મ નિષ્કામપણાથી કરતા જ રહીએ છીએ અને તે કરવામાં કદાચ આપણી કશી ભૂલ થાય તો તેનો આપણને પ્રત્યવાય લાગતો નથી; કારણ કે આપણુ મન તન સર્વદા શ્રીઅચ્યુતના સ્મરણમાં તથા ગુણ ગાવામાં પ્રવૃત્ત રહે ને આપણી બુદ્ધિ તે સમર્થ પ્રભુને ચરણે જઈ પહોચવાના વિચારોમાં સ્થિર થઇ રહે, તેથી તે કૃપાળુ પ્રભુ, આપણા સર્વ દોષ ક્ષમા કરે છે. પથબોધિનીમાં એની સ્પષ્ટ સાક્ષી છે. એમાં કહે છે કે, 'એમાં આરંભનો નાશ નથી ને પ્રત્યવાય લાગતો નથી.' વારુ, હવે એમ છે ત્યારે આપણે એ કામદેવાદિકની મન તથા બુદ્ધિને ભમાવનારી વાણી ન સાંભળતાં, બુદ્ધિને આપણા માર્ગમાં સ્થિર કરવી જોઇએ. ચાલો, હવે મોડું થવા આવ્યું છે, ને વિસામો છેટે છે; પણ વારંવાર તમને સર્વેને મારી ચેતવણી એટલી જ છે કે, કાચનો ચળકાટ દેખાડીને હીરો ખુંચવી લેનારા કામદેવથી સદા સાવધ રહેજો; તે તો નૂતન નૂતન રૂપધારી છે." એટલું કહી તે મહાત્મા ઉતાવળો ઉતાવળો આગળ ચાલ્યો.

## કર્મમાર્ગ-દાનમાર્ગ

થોડાક માર્ગ વટાવી તેઓ આગળ ગયા, એટલામાં વળી એક નવું પ્રસંગ દેખાયો. ચાલુ માર્ગની જમણી બાજુથી બીજો એક સુંદર માર્ગ

નિકળતો હતો. "એ માર્ગ આપણો નથી; તમે સૌ, બીજે આડું અવળું ક્યાંય ન જોતાં માત્ર મારી પછવાડે જ ચાલ્યા આવો." એવું સત્સાધક પંથીઓને કહેતો હતો, એટલામાં તે માર્ગેથી એક સુંદર, ધનાઢ્ય અને અનેક પ્રકારનાં વિચિત્ર સુખ ભોગવનારો હોય તેવો દિવ્ય પુરુષ, તે સંઘ ભણી આવતો દેખાયો. એની મુખમુદ્રા ઉપરથી સહજમાં દેખાઈ આવતું હતું કે, તે અતિશય ઉદાર મનનો હતો. તેણે ઉતાવળથી આવી પહોંચી સંઘની આગળ પાછળ ફરી વળીને, સત્સાધક આદિ સર્વ પંથીઓને પ્રેમથી નમન કર્યું; પછી મોટે, પણ નમ્ર સ્વરથી જણાવ્યું કે, "હે પુણ્યાત્માઓ! આ નિર્ભય માર્ગે આટલા બધા ગભરાયલા તમે કેમ જણાઓ છો? ગભરાશો નહિ, દોડાદોડ કરશો નહિ. દિવસ થોડો છે, એમ સમજી ઉતાવળ કરતા હશો, પણ હવે તો તમે પથિકાશ્રમની* સમીપમાં જ આવી પહોંચ્યા છો. આ સુશોભિત અને વિશાળ મંદિર દેખાય છે, એ જ તમારે ઉતરવાનું પથિકાશ્રમ છે. આ પવિત્ર માર્ગના સર્વ પંથીઓ એમાં ઉતારો કરે છે, કેમકે એમાં પંથીને સર્વ પ્રકારનાં સુખોની યોજના કરવામાં આવેલી છે. આ જુઓ, એની બંને બાજુએ બે પવિત્ર જળાશયો છે, જેમાંના એકનું જળ સ્નાનને અર્થે અને બીજાનું પાનને અર્થે વપરાય છે. આ પાસેની વાટિકા, જેમાં અસંખ્ય વૃક્ષો, અનેક પ્રકારનાં સ્વાદિષ્ટ પક્વ ફળોથી લચી રહેલાં છે, તે પણ પંથીઓના સુખાર્થે જ છે. વળી અહીંથી આગળ હવે નજીકમાં કોઈ બીજું પથિકાશ્રમ નથી, માટે પ્રિય બન્ધુઓ! તમે અહિં જ મુકામ કરો." મુખ્ય માર્ગની જોડે એ નિકળતો બીજો માર્ગ ને તેમાંથી આવેલા આ પુરુષને જોઇને, સત્સાધકના મનમાં મોટો ડર પેસી ગયો હતો કે, રખેને આ વળી કોઈ પેલા કામદેવ સરખો તેનો અનુયાયી હોય ને અમને ફસાવી તેના ગમે તેવા કામુક તથા નાશવંત માર્ગ પર લઈ જવાને લલચાવે; માટે આપણે અહીં ઉભા જ રહેવું નથી, એવો તેનો નિશ્ચય હતો, પણ અહીંથી આગળ નજીકમાં કોઈ બીજું પથિકાશ્રમ નથી, એવું તે પુરુષનું બોલવું સાંભળીને, તેમ જ તેના બોલવામાં હજી સૂધી તદ્દન નિસ્વાર્થપણું જોઇને, સત્સાધક તુરત ઉભો રહ્યો; ને સર્વ પંથીઓને એકઠા થવા દઈ, તેમને લઇને પેલા પથિકાશ્રમ તરફ ગયો. પેલો આવનાર નવીન પુરુષ પણ સંઘને ઉતારાની વ્યવસ્થા કરાવીને તુરત તો ત્યાંથી ચાલ્યો ગયો.

* પથિકાશ્રમ-ઉતારો. પથીઓને ઉતરવાનું સ્થાન, રાતવાસો કરવાનો મુકામ.

દિવસ થોડોક બાકી હતો, સાયંસંધ્યોપાસનાને વાર હોવાથી અવકાશ મળેલો જોઈ, સત્સાધક પોતાના સંઘવીઓ પ્રત્યે સમર્થ અચ્યુત પ્રભુનાં અદ્‌ભુત ચરિત્રોનું કથન કરવા લાગ્યો, ને તે કૃપાળુના અલૌકિક સામર્થ્યનું વર્ણન કરી, તેને જ શરણે જઈ રહેવું, એ સૌથી શ્રેષ્ઠ અભયસ્થાન છે તથા તેને શરણ જવા માટે આપણે જઇએ છીએ, તે જ સૌથી ઉત્તમ માર્ગ છે, માટે ગમે તેવા કારણથી પણ આ માર્ગપરથી પતિત ન થવાય, તે માટે પૂર્ણ સાવધાન રહેવું, એવું અનેક દૃષ્ટાંતોપૂર્વક દૃઢીકરણ કરવા લાગ્યો. એટલામાં પેલો માર્ગસ્થ દિવ્ય પુરુષ પાછો ત્યાં આવતો જણાયો. આ વેળાએ તેની સાથે બે મનુષ્યો બીજાં હતાં; એક નવયૌવના સ્ત્રી તથા એક અતિ સુશોભિત યુવાન્ પુરુષ હતો. એ બંનેપર સ્વાભાવિક રીતે સર્વનુ ચિત્ત ખેંચાતું હતું. તેઓ છેક પથિકાશ્રમમાં સંઘની સમીપ આવી પહોંચ્યા, ત્યારે પંથી માત્ર બીજી સો વાતો મૂકી દઈ એકી ટસે તેઓની સામે જોવા લાગ્યા, ને તેઓ અમારી પાસે આવીને બેસે તો ઠીક, એમ ઈચ્છવા લાગ્યા. માત્ર એકલા મહાત્મા સત્સાધકનું જ મન તેઓને જોઇને લોભાયું નહિ. આવતાં વેંત જ તે પ્રૌઢ પુરુષ વિનયપૂર્વક બોલ્યો; “અહો! ધન્ય છે! આવા વીરપુરુષો!–અરે આવા અચ્યુતપ્રિય* પુરુષો જ પરમ નાશવંત અને દુઃખમય જગત્પુરમાંથી આખી અણીએ નીકળી, આ પવિત્ર માર્ગે ચઢી શકે છે, ને માર્ગે ચઢીને પણ (સત્સાધક સામે આંગળી કરીને) આવા સત્પુરુષને અનુસરવાથી જ પરમ શ્રેય પ્રાપ્ત થાય છે. અહો મહાપુરુષ! આપ ધન્ય છો, કે જેથી આ જનસમૂહને કાળભયથી બચાવીને આટલે સૂધી લઈ આવ્યા છો, અને આપ સઘને લઇને દોડતા હતા, તે પણ મને લાગે છે કે, એ મહાભયને લીધે જ હશેઃ એ દોડાદોડીમાં જ વચ્ચે આવેલા અતિ શ્રેયસ્કર માર્ગને ઓળંગીને સૌ આગળ ચાલી આવેલા હશો. નહિ તો આપ પરમ સુજ્ઞ છતાં એવા પરમાવશ્યક માર્ગનું અતિક્રમણ કરો જ નહિ. પણ હશે! ચિન્તા નહિ; હજુ કંઈ આપ તેની પરિસીમાથી બહાર નિકળી ગયા નથી. આ આપણો પવિત્ર માર્ગ પણ તે મહામાર્ગનું અંગ જ છે; ને પરિણામે અપાર દિવ્ય સુખનાં સ્થાનો પ્રત્યે પહોંચાડનારો છે.”

તેનું આવું છેલ્લું વાક્ય સાંભળીને તો સત્સાધક પોતાના [illegible]

* અચ્યુતપ્રિય એટલે પ્રભુ અચ્યુત જ જેઓને પ્રિય છે એવા [illegible] [illegible] અચ્યુતને જેઓ પ્રિય છે એવા.

ચમકી ઉઠ્યો, કે ખરે જ આ તો પેલા કામદેવનો નહાનો ભાઈ! અરે! આણે તો છેતર્યા! અને તેવા ઉચાટમાં જ તે બોલી ઉઠ્યો; "વારુ, એ તો બધું ઠીક, પણ આપ કોણ છો? શું આપને પેલા કામે મોકલ્યા છે, કે જેથી વચમાં આવેલા શ્રેયસ્કર માર્ગની સ્તુતિ કરી રહ્યા છો?" એ સાંભળીને તે પુરુષ બોલ્યો; "બ્રહ્મન્! આપ શાંત થાઓ, નિર્ભય રહો. આ નિર્ભય માર્ગમાં આપને કોઈ વ્યથા કરી શકે તેમ નથી. માત્ર અમે તો, યથાર્થ શું છે, તે જણાવવાનો અમારો ધર્મ જ સાચવીએ છીએ. હું આ જોડે દેખાતા સુખદ માર્ગનો અધિકારી છું. એ માર્ગ તે કર્મમાર્ગનો માત્ર પ્રકારાંતર જ છે; ને તેમાં મુખ્યત્વે કરવાનું કર્મ ક્રિયા દાન હોવાથી, એનું નામ દાનમાર્ગ છે. હું એ માર્ગનો પરિપાલક હોવાથી મારું નામ દાનાધિપ છે. આ મારી સાથેનો યુવાન્ મારો પુત્ર છે. એનું નામ દ્રવ્ય છે. એ મારા દાનાધિપપણાના કાર્યભારમાં મુખ્ય સહાયક છે. પણ તેના કરતાં એ આ તેની સ્ત્રી–જેનાં કરુણા, દયા ને ઉદારતા નામ છે, તે વધારે સહાયકારિણી છે. અમારે માર્ગે આવનાર પંથીમાત્રને એ બંને જણ વારંવાર જોઈતા પદાર્થ પૂરા પાડી દાનકર્મ કરાવે છે, અન્નાર્થીને અન્ન, તૃષાતુરને જળ આપે છે; રોગીની પરિચર્યા કરે છે; કન્યાદાનો અપાવે છે; ને તેવડે પાંથિકોને અતિ પુણ્યવાન્ તથા ઉન્નત કરી, અનેક પ્રકારનાં દિવ્ય સુખ અપાવે છે. આપના સમસ્ત સંઘને પણ તેઓ તેવી જ રીતે દિવ્ય સુખ અપાવનારાં થાઓ."

એટલું કહીને વળી તે દાનાધિપ બોલ્યો; "હે સાધો! આપ જેનું અતિક્રમણ કરીને આવ્યા એ શ્રેયસ્કર માર્ગ–યજ્ઞમાર્ગની કંઈ હું જ સ્તુતિ કરતો નથી, પણ સર્વેશ્વર એવા સ્વતઃ અચ્યુત પ્રભુએ પણ કહેલું છે. જુઓ તમારી પથદર્શિકા પ્રસ્થાન ૩ જું.

"त्याज्यं दोषवदित्येके कर्म प्राहुर्मनीषिणः ।
यज्ञदानतप कर्म न त्याज्यं कार्यमेव तत् ॥
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥

"અર્થ–કર્મ એ સદા દોષવાળાં છે, માટે ત્યાગ કરવાં, એમ કેટલાક પંડિતો (જ્ઞાનીઓ) કહે છે, પણ એ યથાર્થ નથી યજ્ઞ, દાન અને તપરૂપ કર્મ તો કદી ન જ ત્યાગ કરવાં; કારણ કે એ યજ્ઞ, દાન અને તપ આદિ કર્મો તો પંડિતજનોને પાવન કરનારાં છે

"પણ હશે, કંઈ ચિંતા નહિ. આપ એ યજ્ઞમાર્ગ–કર્મમાર્ગને મૂકી આગળ આવ્યા, તે એક વિચાર કરતાં સારું થયું; કેમકે આપણો

આ દાનમાર્ગ, યજ્ઞમાર્ગનું અંગ જ છે, પણ તેના જેટલો કઠિન નથી. યજ્ઞની ક્રિયાઓમાં ડગલે ડગલે બહુ જ સાવધ રહેવા જેવું છે; અને અહીં તો માત્ર માર્ગે ચાલતા થયા કે, તુરત આ મારો પુત્ર દ્રવ્ય અને પુત્રવધૂ કરુણા તમારી સંગે આવશે, ને જે પંથીની જેવી જ્યાં જવાની ઇચ્છા તથા જેટલી શક્તિ હશે, તે પ્રમાણે તેને જોઈતાં સાધનો પૂરાં પાડી, તેને તે તે સુખમય સ્થાન પ્રત્યે પહોંચાડી દેશે. વળી તે ઉપરાંત એક પરમ સાધ્વી પરમાર્થ શ્રદ્ધા નામની દેવી છે, તે પણ વારંવાર આવીને સહાય કરતી રહેશે. આપણા આ દાનમાર્ગનું તત્ત્વ મુખ્ય એટલું જ છે કે, માર્ગે ચાલતા પંથીની પાસે જે કંઈ ઉપયોગી પદાર્થ કે નિર્વાહનું વા સુખનું સાધન હોય, તેનાપરથી પોતાની સત્તા ઉઠાવી લઈ, તેને બીજા કોઈ પાત્ર મનુષ્યના ઉપયોગ માટે શ્રદ્ધાપૂર્વક આપી દેવું, તે દાન. એ દાનકર્મનાં ફળ બહુ મોટાં છે. જેવું દાન, તેવું ફળ. દાનમાર્ગ એ મોટો પરોપકાર માર્ગ છે. પરોપકારશીલ અને દયાળુ મનુષ્યને તો આ માર્ગ અતિશય પ્રિય લાગે છે. તેઓ તો સ્વાભાવિકપણે જ દાનમાર્ગે વળે છે; અને આ માર્ગે ચઢેલો પંથી, પ્રભુ અચ્યુતને બહુ પ્રિય થાય છે. ખરેખર, જેઓ પરોપકારાર્થે અને દયાને લીધે પણ દાનમાર્ગે જતા નથી, તેઓ તો જગત્પુરમાંથી અહીં સૂધી આવવાનો પરિશ્રમ નિરર્થક જ વહે છે. તેઓ ઐહિક અને પારલૌકિક સુખના ભોક્તા ક્યાંથી જ થાય? માત્ર થોડાક પરિશ્રમથી અને કિંચિત્ વસ્તુ પરોપકારાર્થે સુપાત્રને દાન કરવાથી કેવા કેવા દિવ્ય લોકોમાં જવાય છે ને કેવાં દિવ્ય સુખ ભોગવાય છે, તે માટે શાસ્ત્રવચન શું છે, તે જુઓ. દાન અનેક પ્રકારનાં છે, પણ તેમાં દશ મહાદાન ગણાય છે:–

"कनकाश्वतिला नागा दासी रथमहीगृहा। 
कन्या च कपिलाधेनुर्महादानानि वै दश ॥

"અર્થ–સુવર્ણ, અશ્વ, તિલ, હસ્તી, દાસી, રથ, ભૂમિ, ઘર, કન્યા અને કપિલા ધેનુ, એટલી વસ્તુમાથી કોઈ પણ વસ્તુનું દાન કરવું, એ મહાદાન ગણાય છે

"એ દાનનાં ફળ બહુ મોટા છે. વિધિપૂર્વક માત્ર સુવર્ણની સો મુદ્રાઓનું દાન કરનાર પુરુષ બ્રહ્મલોકમાં જઈ પહોંચે છે ને ત્યાં બ્રહ્મદેવ સાથે આનંદથી રહે છે. વળી સર્વ શૃંગારથી યુક્ત અને દોષરહિત યુવાન્ અશ્વનું કોઈ સુપાત્રને દાન આપનાર મનુષ્ય સૂર્ય લોકને વિષે જઈ આનંદ કરે છે. તે જ પ્રમાણે પર્વણીપર તિલનું દાન કરનાર અશ્વમેધ યજ્ઞ જેટલા પુણ્યનો ભોક્તા થાય છે. હસ્તીનું દાન કરનાર સ્વર્ગ

કે શિવલોકમાં જાય છે, દાસીના દાનથી અક્ષય્ય સુખભોગ, રથદાનથી શિવલોકપ્રાપ્તિ, ભૂમિદાનથી સ્વર્ગાદિક દિવ્યલોક, ગૃહદાનથી બ્રહ્મલોક, કન્યાદાનથી પોતે અને પોતાના પિતરો સહિત બ્રહ્મલોક અને કપિલાધેનુના દાનથી પણ ઇચ્છામાં આવે તે સ્વર્ગ કે ચિરકાળ પર્યંત રહેવા માટે બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે. વળી એ ઉપરાંત બીજાં અસંખ્ય દાનો છે, જેઓ કરવાં સહેલાં છતાં અપાર પુણ્યપ્રદ અને ઉત્તમ સ્વર્ગસુખ આપનારાં છે. તો હે મહાજન! એવા પુણ્યપ્રદ માર્ગને અનુસરવાની કોણ ઇચ્છા ન કરે? રાત્રિપર્યંત આપ સર્વ પંથીઓ સહિત અહીં સુખેથી રહો! પ્રાતઃકાળ થતાંજ બીજી સર્વ ચિંતા મૂકી દઈ આ પુણ્યપંથે પ્રયાણ કરો. મારો પુત્ર અને સ્નુષા* (દ્રવ્ય અને ઉદારતા) બન્ને તુર્ત આપની સાથે તત્પર થશે, ને વારંવાર જોઇશે તેટલી સહાયતા આપશે. શ્રદ્ધાદેવી પણ સદા સાથે જ રહેશે."

આ પ્રમાણેનો દાનાધિકારીએ સપ્રમાણ ઉપદેશ કર્યો; ત્યારે કેટલાક પંથી, કે જેઓ અકામ† અચ્યુતપંથના ખરા તત્ત્વથી હજી પૂરા જાણીતા થયા નહોતા, તેઓ તો મનમાં નિશ્ચયપૂર્વક સમજ્યા કે, હવે આપણો ગુરુ મહાત્મા સત્સાધક આપણને આગળ ચાલવા માટે આગ્રહ કરશે નહિ; કેમકે આ દાનમાર્ગ તેને પૂરો સંમત હોય, એમ જણાય છે. પણ એટલામાં તો તે મહાત્મા, એ દાનાધિકારીને સંબોધીને બોલ્યો; "હે દેવ! આપે કહ્યું તે ઠીક છે. દાનમાર્ગ આપના વર્ણવ્યા પ્રમાણે અતિ પુણ્યપ્રદ છે, અને એથી પરોપકારરૂપ મોટો પરમાર્થ સિદ્ધ થાય છે. એથી દાનમાર્ગી અચ્યુતપ્રભુને પ્રિય થાય, એમાં શંકા નથી; કેમકે પ્રભુ અચ્યુતને પરોપકાર એટલે પારકાનું દુઃખ દૂર કરવું, અપેક્ષુની અપેક્ષા પૂરી કરવી, ને પ્રાણી માત્રનું ભલું કરી તેઓને સુખી કરવાં, એના સરખું બીજું કંઈ પ્રિય નથી. પણ આપના માર્ગે, પંથીને મોટામાં મોટો એક જ ભય નડે છે, તે તો આપ જાણતા જ હશો. આપના ઉપર મોટો અધિકારી કોઈ છે?" દાનાધિપે નમ્રપણે ઉત્તર દીધું; "હા, સઘળા કર્મમાર્ગોપર જેની સામટી સત્તા છે, એ કામદેવ અમારો વડો અધિકારી છે." સત્સાધક બોલ્યો; "થયું ત્યારે, એ જ મોટો ભય. એ કામદેવ સઘળા માર્ગાનુચારીઓને ભ્રષ્ટ કરે છે. તે પંથીઓને દાનાદિ કર્મ કરતી વેળાએ જ આવીને તે તે કર્મનાં ઉત્તમ ફળ માટે લલચાવે છે, એટલે

---

* સ્નુષા—દીકરાની વહુ. † અકામ—કશી પણ કામનાથી રહિત—ફળની ઇચ્છા વગરનો.

બિચારા તે ભોળા પંથીઓ ઉત્તમ દાનકર્મ આચરવા છતાં તેનાં ફળ ભોગવવા માટે પૃથ્વીપર-જગન્નગરમાં પડી, આવી દશાને પામે છે.

"दानं दत्वा वाञ्छति स्वर्गलोकं स्वर्गं गत्वा भुञ्जते दिव्यभोगान् ।
भोगान् भुक्त्वा क्षीयते पुण्यमेतत् क्षीणे पुण्ये मर्त्यलोके गतिर्वै ॥

"અર્થ-દાન આપીને દાતા તેના ફળવડે સ્વર્ગાદિકના સુખની વાંછના કરે છે, તેથી સ્વર્ગે જઈ દિવ્ય ભોગ ભોગવે છે, પણ એ ભોગરૂપ ફળ ભોગવવાથી દાનકર્મવડે થયેલું પુણ્ય ભોગવાઈ (ખૂટી) જાય છે; અને પુણ્ય ભોગવાઈ ગયું, એટલે નિશ્ચે મૃત્યુલોકમાં પાછું આવવું પડે છે.

"એ મૃત્યુલોક તે પેલું કાળપુરુષના મુખમાં પડેલું જગત્પુર, કે જેમાંથી અમે મહાપ્રયાસે નાસી છૂટીને આટલે સૂધી આવ્યા છીએ. એ જ પ્રમાણે, તમે હમણાં કહી ગયા, તે શ્રેયસ્કર યજ્ઞમાર્ગમાં પણ તમારા વડા અધિકારી કામદેવને લીધે બિચારા ભોળા પંથીઓની મહાદુર્દશા થાય છે. એ સંબંધે તો પૂર્વે પ્રભુશ્રી અચ્યુતે જ પોતાના એક પ્રિયતમ પંથી પ્રત્યે કહ્યું છે કે:-

" त्रैविद्या मां सोमपाः पूतपापा यज्ञैरिष्ट्वा स्वर्गतिं प्रार्थयंते ॥
ते पुण्यमासाद्य सुरेंद्रलोक-मश्नंति दिव्यान्दिवि देवभोगान् ॥
ते तं भुक्त्वा स्वर्गलोकं विशाल क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति ।
एवं त्रयीधर्ममनुप्रपन्ना गतागतं कामकामा लभंते ॥

"અર્થ-કર્મનું પ્રતિપાદન કરનારા, ત્રણે વેદોને* અનુસરીને ચાલનારા અને સોમરસ† પીનારા જે જનો યજ્ઞોવડે કરીને મારું યજન કરી, પાપોથી શુદ્ધ થઇને તેના ફળમાં સ્વર્ગની ઇચ્છા કરે છે, તેઓ પુણ્યવાન્ એવા સુરેંદ્ર‡ લોકને પામે છે, અને ત્યાં સ્વર્ગમા દેવોના જેવા દિવ્ય સુખભોગ તે ભોગવે છે. પછી તેઓ તે વિશાળ એવા સ્વર્ગલોકને ભોગવીને, પુણ્ય ભોગવાઈ રહ્યુ, એટલે પાછા મૃત્યુલોકને વિષે આવે છે એ પ્રમાણે જો કે તેઓ વેદોની આજ્ઞાનુસાર ચાલનારા છે, પણ કામના ભમાવ્યાથી ભોગની ઇચ્છા ધરીને કર્મો કરનારા છે, તેથી તેઓને વારંવાર આવાગમન§ પ્રાપ્ત થાય છે."

"હે માર્ગાધિપ! અમે પેલા ઘોર કરાળ કાળના પંજામાંથી છૂટવાની આશાથી આટલે સૂધી આવ્યા છતાં પણ, સ્વર્ગભોગમાં લલચાઇએ તો પાછું જગત્પુર જવાનું તો આવ્યું જ. ત્યારે એ માર્ગ આપ કહો છો, તેટલો શ્રેયસ્કર કેમ જ કહેવાય? અરે ના, હું ભૂલું છું માર્ગ

* વેદ ચાર છે, પરંતુ મુખ્યત્વે જેમા યજ્ઞાદિક કર્મક્રિયાઓ સવિસ્તર વર્ણી છે, એવા ઋગ્, યજુષ્ અને સામ એ ત્રણ મુખ્ય ગણાય છે; અને તેથી કર્મમાર્ગીઓ તેને વેદત્રયી કહે છે. † યજ્ઞક્રિયામાં ઉપયોગમા આવતી સોમવલ્લી નામની ઔષધિનો રસ. ‡ દેવતાઓના પતિ ઇન્દ્રનો લોક એટલે સ્વર્ગ. § જા આવ; જન્મ અને મરણ.

તો સઘળા શ્રેયસ્કર જ છે, પણ જેનો અધિકાર ચપલ કામદેવના હાથમાં છે, તે માર્ગોમાંથી પડવાનું નિશ્ચે છે, એટલે જે પથી પડ્યા, તે પંથીની દુર્દશા થયા વગર રહેતી નથી. વળી એ કામના ભમાવ્યાથી પંથીઓ યજ્ઞ-દાનાદિક માર્ગોમાં ચાલવાની પણ ભૂલ કરી નાંખે છે, એટલે તેઓનાં તે તે કર્મ યથાર્થ પણ થતાં નથી. હે દેવ! આપ જાણતા જ હશો કે, પ્રત્યેક કર્મ ત્રણ પ્રકારનાં છે. ઉત્તમ, મધ્યમ ને અધમઃ સાત્વિક કર્મ તે ઉત્તમ, રાજસી કર્મ તે મધ્યમ ને તામસી કર્મ તે અધમ છે. હવે જે કર્મ નિત્ય નિયમ પ્રમાણે, આસક્તિ રહિત થઇને, રાગદ્વેષ મૂકી દઇને અને ફળ મળવાની ઇચ્છા ન રાખતાં આચરવામાં આવે તે સાત્વિક કર્મ કહેવાય છે; પણ જે કર્મ, કામના ધરીને (ફળની ઇચ્છા રાખીને) કે અહંકારવડે મોટો ક્લેશ વેઠીને કર્યું, તે રાજસ કર્મ કહેવાય; અને જે કર્મ કરવાથી સારો કે માઠો શો પરિણામ આવશે, ધન અને સમયાદિકનો ક્ષય (નાશ) કેટલો થશે, પારકાઓને કેટલી પીડા થશે, અને આપણે એ કરવાને શક્તિમાન્ છીએ કે નહિ ઇત્યાદિ વિચાર ન કરતાં, મોહથી કરવામાં આવે, તે તામસ કર્મ કહેવાય છે.

"માટે હે માર્ગાધિપ! હું જાણું છું કે, ખાસ કરીને તે (કર્મ) માર્ગે ચઢેલા પંથીઓમાંથી તો કોઈ વિરલ પુરુષ જ કામને ન ગણકારતાં, એવું ઉત્તમ સાત્વિક કર્મ કરી શકતા હશે; અને તેવા મહાત્માને તો અંતે કૃપાળુ અચ્યુતપ્રભુ પોતાને માર્ગે જ ખેંચી લે છે. કોઈ કોઈ જનો જરા સાવધ હશે, તેઓ કદાચ મધ્યમ રાજસી કર્મ કરતા હશે, પણ તેઓ સ્વર્ગાદિકને ભોગવીને પાછા જગત્પુરમાં જઈ પડતા હશે, પણ બાકીના તો સઘળા અધમ-તામસી કર્મ જ કરતા હશે, એવો મારો નિશ્ચય છે; ને તેથી તેઓ अतो भ्रष्टास्ततोऽपि भ्रष्टाः એટલે અહીંનાએ નહિ, ને તહીંનાએ નહિ, ધોબીનો બળદ ઘાટનોએ નહિ ને ઘરનોએ નહિ, તેવા સમજવા."

આના પ્રત્યુત્તરમાં શું કહેવું, તેને માટે દાનાધિપ વિચાર કરતો હતો, એટલામાં મહાત્મા સત્સાધક પાછો બોલ્યો; "હે માર્ગાધ્યક્ષ! આ ઉપરથી આપ કદાચ એમ ધારતા હશો કે, આવી રીતે કહીને હું દાના-દિક કર્મમાર્ગનો નિષેધ કરુ છું; પણ તેમ નથી. એથી તો તે માર્ગનું તત્ત્વ ખુલ્લું થાય છે. અંધપરંપરાની પેઠે દાનાદિ માર્ગોમાં વળેલા પંથી-ઓને એ તત્વ શિક્ષણરૂપ છે. એ ઉપરથી દાન એ શું છે ને તે કેવી રીતે કરવું, એ તેઓના જાણવામાં આવશે. યજ્ઞ દાન આદિ જે જે કર્મો તમારે માર્ગે કરવામાં આવે છે, તે તે સર્વ કર્મો, અમારા આ નિર્દ્વન્દ્વ

શાંત અચ્યુતમાર્ગમાં પણ અવશ્ય કરવાનાં છે, પરંતુ તે માર્ગે જનારાઓના જેવા તુચ્છ હેતુથી નહિ, કશા ફળના હેતુથી નહિ, સ્વર્ગાદિ લોકોમાં જવાની ઇચ્છાથી નહિ, પણ આ પવિત્ર અચ્યુતમાર્ગે ચાલતાં તન મનની અતિશય પવિત્રતા રહેવી જોઈએ, ને તે ન રહે તો માર્ગથી પતિત થઈ જવાય, ને છેવટે અચ્યુતપુર પહોંચાય નહિ, તેટલા માટે શ્રી અચ્યુતાર્પણ કરીને કરવાનાં છે. તે કરવાથી સદા તન મન ઉત્તરોત્તર પવિત્ર-શુદ્ધ થતું જાય છે. અમારે માર્ગે છેવટે અખંડ પ્રેમાનંદ એવા સમર્થ અચ્યુતપ્રભુનો યોગ થવાનો છે; એટલા માટે ત્યાં જનારા પંથીઓને 'યોગી' એ નામથી અમારી માર્ગબોધિનીમાં ઓળખાવેલા છે. તો તે યોગીઓ અચ્યુતપ્રભુ સાથે યોગ થવા ઇચ્છનારાઓ-મથનારાઓ પોતાના ચિત્તની શુદ્ધિ થવાને માટે ફળની આસક્તિ મૂકી દઈને, પોતાના શરીરવડે, મનવડે, બુદ્ધિવડે અને કેવળ ઇંદ્રિયોવડે પણ કર્મ કરે છે. પથબોધિની પ્રસ્થાન ૧ લામાં કહ્યું છે કે,

"कायेन मनमा बुद्धया केवलैरिंद्रियैरपि ।
योगिनः कर्म कुर्वंति संगं त्यक्त्वात्मशुद्धये ॥

"અર્થ-કાયાવડે, મનવડે, બુદ્ધિવડે, કેવળ ઇંદ્રિયોવડે સંગ ત્યજી આત્મશુદ્ધિ માટે યોગીઓ પણ કર્મ કરે છે.

"પણ એના કરતાં તમારા દાનમાર્ગની વ્યવસ્થા ઉલટી છે. પ્રત્યેક કર્મ જેમ ઉત્તમ, મધ્યમ ને અધમ એવા ત્રણ પ્રકારનાં છે, તેમ પ્રત્યેક દાન પણ તેવાં જ છે. તમારે પંથે જનારાઓમાંના મધ્યમ તથા અધમ એ બે પ્રકારનાં જ દાન કરી શકે છે, પણ જે ખરો શ્રેયસ્કર ઉત્તમ પ્રકાર છે, તેને તેઓ આચરી શકતા નથી. પ્રત્યુપકારાર્થ એટલે કોઇએ કંઈ ઉપકાર કર્યો હોય, તેના બદલામાં તેને જે દાન આપવામાં આવે, કિંવા ફળની આશાથી, કે મનમાં ત્રાસ-ક્લેશ પામીને પરાણે આપવામાં આવે, તે દાન રાજસ એટલે મધ્યમ પ્રકારનું કહેલું છે; અને જે અયોગ્ય સ્થળે, અયોગ્ય કાળે, અયોગ્ય પાત્રને-દાન લેવા યોગ્ય ન હોય તેવા મનુષ્યને*, અહંકારથી, તેમ જ તિરસ્કારથી આપવામાં આવે, તે તામસ એટલે અધમ પ્રકારનું દાન કહેલું છે. પથબોધિની પ્રસ્થાન, ત્રીજામાં કહેલું છે કે,

" यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुन. ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजस स्मृतम् ॥
अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
अमत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥

* મહાભારતના વનપર્વમાં દાન ગ્રહણ કરનાર અધિકારી કોણ છે તે જણાવ્યું છે.

"અર્થ-ઉપકારના બદલામાં કે ફળનો ઉદ્દેશ રાખી (કે મને ધન મળે, પુત્ર મળે, સ્ત્રી મળે, સુખ મળે) કચવાતે મને જે દાન કરવું, તે રાજસ દાન છે,—અને દેશ કાળ વિચાર્યા વિના, અપાત્રને, અસત્કાર અને અપમાન સાથે દાન આપવામાં આવે છે, તે તામસ દાન છે.

"આવા બે પ્રકારનાં દાન જ તમારા દાનમાર્ગમાં થઈ શકે છે. મુખ્ય અધિકારી કામદેવની સત્તામાં રહીને કોઇથી પહેલા કે બીજાથી શ્રેષ્ઠ, નિષ્કામપણાથી દાન થઈ શકતું નથી; કેમકે એ પ્રકાર તો આ કહ્યા, તે પ્રકારથી નિરાળો જ છે. કંઈ પણ ઉપકારના બદલામાં તો નહિ જ, પણ આ મનુષ્ય આ દાન દેવારૂપ મારા ઉપકારનો બદલો વાળી શકશે નહિ, એવું જાણીને, યોગ્ય સ્થળે, યોગ્ય કાળે, યોગ્ય પાત્રને અને કશા ફળની આશા વિના, આ દાન આપવું એ મારુ કર્ત્તવ્ય જ છે, એમ સમજીને જે દાન આપવામાં આવે, તે સાત્વિક એટલે ઉત્તમ પ્રકારનું દાન કહેલું છે.

" दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्विकं विदुः ॥

"અર્થ-આપવું જ જોઇએ એમ માની, અનુપકારીને દેશકાળ કે પાત્ર અપાત્રનો ભેદ જોવા વગર જે દાન આપવામાં આવે છે, તે સાત્વિક દાન છે.

"અર્થાત્, અમારી પાસે જે કંઈ છે, અમને જે કંઈ પ્રાપ્ત થાય છે, ને જે જે કંઈ અમારા ઉપયોગમાં આવે છે, તે તે સર્વ પ્રભુ અચ્યુતનું છે, ને તેની કૃપાથી જ અમને મળ્યું છે; તો તે તે સર્વ તેની પવિત્ર આજ્ઞાને અનુસરીને, તેની પ્રીતિને અર્થે, તેને શરણે પડેલા એવા યોગ્ય મનુષ્યને આપવું, એમાં અમારાથી કશા પણ ફળની આશા શાની જ રખાય? એ તો માત્ર અમારું કર્તવ્ય જ કહેવાય. તે કર્તવ્ય સદા કરતા રહેવાથી અમારું મન પ્રભુ અચ્યુતના અપરાધરૂપ પાપમાં ન લેપાતાં, સદોદિત પવિત્ર થતાં જાય છે. તેથી ભૂખ્યાને આહાર, તરસ્યાને જળ, ઉઘાડાંને વસ્ત્ર, અશક્તને સહાય ને અજ્ઞાનને ખરો માર્ગ બતાવવારૂપ દાન કરવું, એ સદા અમારુ કર્તવ્ય જ અમારા પ્રત્યેક પંથીને સમજવાનું છે. તમારે માર્ગે થઇને પણ તેવાં જ કર્તવ્ય સાધી, સાવધ પંથી થોડા ઘણા ફેરમાં પડીને પણ, કદાચ નિર્ભયપદે* જઈ શકે; પરંતુ ચપળ કામની સત્તાને તોડીને કોઇથી આગળ જઈ શકાતું જ નથી. માટે આપ આપના સ્થાન પ્રત્યે પધારો. આ સંઘમાંથી તો કોઈ પંથી આપને માર્ગ આવશે નહિ." આવા અર્થવાળું સપ્રમાણ ભાષણ સાંભળી, નિરુત્તર થયેલો તે માર્ગાધિપ પ્રસન્નપણે બોલ્યો; "અહો મહાપુરુષ!

* ભય વગરના સ્થાને.

આપ ધન્ય છો! માર્ગનું ખરું તત્ત્વ પરિપૂર્ણ જાણો છો, તેથી આ અવશ્ય અનેક વિઘ્નદુર્ગોને* ઓળંઘીને સુરક્ષિતપણે અચ્યુતપુર પ્રત્યે જઈ પહોંચશો. આપના અકામપણાંથી મને મોટો સંતોષ થાય છે; તેથી પ્રસન્ન થઈ હું કહું છું કે, આ મારો પુત્ર અને પુત્રવધૂ તમારે માર્ગે, છેવટ પર્યંત સેવા કરવા તમારી સાથે આવશે." સત્સાધકે કહ્યું; "અમારે એઓનું કામ નથી; પવિત્ર અને સુખરૂપ માર્ગમાં એ તો ઉલટાં અમને ઉપાધિરૂપ થઈ પડે. અમારે જે વેળા જે જે જોઈએ, તે તે પ્રભુ અચ્યુતની કૃપાથી સદા તૈયાર હોય છે, તો ત્યાં દ્રવ્ય તથા ઉદારતાનું શું કામ? એઓ ભલે અહીં રહી આપની જ સેવા કરે." એ સાંભળી પરમ સંતુષ્ટ થઈને, દાનાધિપ ત્યાંથી ચાલ્યો ગયો.

સાયંકાળ થઈ ગયો હોવાથી, સંધ્યાવંદનાદિકથી પરવારી સર્વ પંથીઓ સાથે મહાત્મા સત્સાધક રાત્રિને વિષે શ્રીઅચ્યુતપ્રભુના સ્મરણ-કીર્તનમાં નિમગ્ન થઈ ગયો.

## કર્મમાર્ગ-તપવ્રત માર્ગ

સુખરૂપ રાત્રિ નિવૃત્ત થતાં જ સૌ જાગ્રત થયા. સ્નાન સંધ્યાદિ પ્રાતઃકર્મ કરી લઈ પ્રભુના માંગલિક નામની ગર્જના કરતો મહાત્મા સત્સાધકનો સંઘ ધીમે ધીમે પથિકાશ્રમથી બહાર નિકળીને માર્ગે પડ્યો. અંતરિક્ષમાનું પેલું દિવ્ય વિમાન પણ ગતિમાં આવવા લાગ્યું. વરેપ્સુ આદિ વિમાનવાસીઓ પણ ગુરુ વામદેવજીને વંદન કરીને, પોતપોતાને આસને સ્થિર થઈ ગયા.

સંઘ ચાલતો થયો. સર્વ પંથીઓને ઉદ્દેશી મહાત્મા સત્સાધક બોલ્યો; "હે અચ્યુતમાર્ગીઓ! સાવધ થાઓ! કાલના રાતવાસામાં જે જે પ્રકાર બન્યો, તે તે કોઈ ભૂલી ગયા નહિ જ હો ને એ ઉપરથી તમને સૌને આપણા માર્ગનું સત્ય તત્ત્વ પણ જાણવામાં આવ્યું જ હશે; છતાં એટલાથી પણ જો કોઈના સમજવામાં કદાચ સ્પષ્ટ ન આવ્યું હોય તો એક ચિત્તે ફરી સાંભળો. આ લાંબા અચ્યુતમાર્ગમાં અનેકાનેક ભુલવણીઓ, અનેક ઉપમાર્ગો ને કામ સરખા અનેક મોહક અધિકારીઓ આડા આવે છે ને આવશે, તો પણ તે સર્વથી બચવાને આપણે માટે સૌથી સહેલો એક જ ઉપાય નિરંતર સ્મરણમાં રાખવાનું આપણી પથબોધિની જણાવે છે કેઃ-જે પંથી સઘળા† કામોને તજી દઈ નિઃસ્પૃહ

---

* વિઘ્નરૂપ દુર્ગો-કિલ્લાઓ † કામના પેટાના અધિકારીઓ પણ સઘળા કામો જ ગણાય-તે સર્વને તજી દઈ અર્થાત્ સર્વ : કામનાઓને (ફ્લાશાઓને) તજી દઈને

થઈને ચાલ્યો જાય છે, અને જેને કશા પદાર્થપર મારાપણું કે હુંપણું નથી, તે પરમશાંતિના સ્થાનરૂપ અચ્યુતપુરને પામે છે; માટે એ પવિત્ર ગાથાનું મનમાં વારંવાર પઠન કરતાં, તમે સૌ આનંદે ચાલ્યા આવો, સમર્થ પ્રભુ અચ્યુત સર્વનું કલ્યાણ કરો.”

એવી રીતે ચાલ્યો જતો સંઘ, મહાત્મા સત્સાધકની કલ્યાણકારક અને અમૃત સરખી મિષ્ટ વાણીનું શ્રવણદ્વારા પાન કરતો, ઘણો આગળ વધ્યો. પણ એટલામાં વળી એક નવો પ્રસંગ દેખાયો. મુખ્ય પથની બાજુમાંથી બે નાના પણ ઘણા શુદ્ધ સુપ્રકાશિત અને જાણે તેપર થઈને ચાલનારાઓ માટે નિયમિત જ પગલાં ભરવા માટે તે રચી મૂક્યા હોય, તેવા મંગળ માર્ગો નિકળતા જણાયા. જ્યાં આગળથી એ બંને માર્ગો આરંભાતા હતા, ત્યાં તે બંનેનાં મૂળ આગળ એક સુંદર પર્ણશાળા હતી. ચોમેરથી સુંદર નવપલ્લવિત વૃક્ષલતાઓવડે આચ્છાદિત થયેલી તે પર્ણકુટિના દ્વાર આગળ એક નાના ચોતરાપર, મોટું કૃષ્ણાજિન બિછાવેલું હતું. તેની ચારેમેર જૂદા જૂદા પાંચ અગ્નિકુંડો રચેલા હતાં. તેમાં અગ્નિ પ્રજ્જ્વલિત હતો. આ પવિત્ર સ્થાન કોનું હશે, એવો વિચાર કરતાં સત્સાધકાદિ પંથીઓ આગળ વધતા જતા હતા; એટલામાં પર્ણશાળાની સામેથી એક નિર્મળ તેજસ્વી પુરુષ આવતો દેખાયો. તેનું શરીર ઘણું કૃશ, સર્વાંગ ભસ્મથી ચર્ચેલું, છતાં બહુ તેજસ્વી લાગતું હતું. મસ્તકપર ઘણા કાળની વધેલી લાંબી જટાનો મુકુટની પેઠે આડબંધ બાંધ્યો હતો. નખ બહુ વધેલા હતા. હાથમાં જળથી ભરેલું કમંડલું હતું, માટે જણાતું હતું કે, પાસેના કોઈ જળાશયમાંથી એ સ્નાન કરીને આવતા હતા.

તેની પવિત્ર આકૃતિપરથી એ કોઈ મહાત્મા હશે, માટે ચાલો આપણે તેને વંદન કરતા જઈએ, એમ સ્વાભાવિક જ સૌના મનમાં આવવાથી, સંઘ જરા ધીમો પડ્યો, ત્યારે તેઓની મનોવૃત્તિ પારખી લઇને મહાત્મા સત્સાધકે, તે મહાપુરુષને વંદન કર્યું ને સંઘને પણ વંદન કરવા દઈને, તુર્ત ચાલતા થવાની સૂચના કરી. એવું જોઈ વંદન કરનારાઓને, ‘કલ્યાણ! કલ્યાણ!’ ના આશીર્વાદ દઇને તે તપસ્વી બોલ્યો; “અરે સન્માર્ગવર્તીઓ! કલ્યાણ થવાની અને અપાર સુખ મેળવવાની ઇચ્છાવાળા છતાં આપો આપ જે આવી મળેલા, તેની પ્રાપ્તિના માર્ગોનું કયો અજ્ઞાત મનુષ્ય અતિક્રમણ કરશે? અહા! અતિ સુખરૂપ અંતરિક્ષ લોક, ઇંદ્રાદિ દેવોનો સ્વર્ગલોક, તપલોક, ચંદ્રલોક, સૂર્યલોક ને બીજા અનંત દિવ્ય લોક,

જેમાં અધિકાધિક દિવ્ય સુખ સંપત્તિઓ વિરાજિત છે, તે સર્વ સ્થળે, આ બે પવિત્ર માર્ગોપર થઈને જવાય છે, તેમાંનો આ તપોમાર્ગ છે. બીજો આ વ્રતમાર્ગ છે. બંને માર્ગો ઠેઠ અચ્યુતપુર સૂધી સાથે જ ચાલ્યા ગયેલા હોવાથી એક જેવા જ છે, તો પણ તપોમાર્ગ સ્વચ્છ, સાદો ને સીધો છે, ને વ્રતપંથ ઘણી સમૃદ્ધિવાળો છે. તપોમાર્ગીને શરીરે કેટલુંક આરંભમાં કષ્ટ તો વેઠવું પડે છે ખરુ, પણ અંતે ઇચ્છિત લોકમાં એ પહોંચાડી દે છે. વ્રતમાર્ગ પણ તેવો તો ખરો, પણ તેમાં બીજાં કેટલાંક સુખ હોવાથી કષ્ટ જણાતું નથી!” એટલામાં એક પરમ સાધ્વી સુશીલા, પ્રેમાળી, સુશોભિત છતાં ઘણાં સાદાં વસ્ત્રાભૂષણોવાળી સ્ત્રી ત્યાં આવી. એના ભણી હાથ કરીને તે બોલ્યો; “આ સતી સ્ત્રી એ બંને માર્ગોમાં પંથીને બહુ જ સહાય કરે છે. એનું નામ તપવ્રતશ્રદ્ધાદેવી છે. શીતકાળમાં શીત સહન કરવી, ઉષ્ણકાળમાં તાપ ને વૃષાકાળમાં જળોનો માર સહન કરવો, મોટા મોટા નિયમો પાળવા, આહારનો ત્યાગ, જળનો ત્યાગ, વાયુરુંધન,* એકાસન,† નિરાસન,‡ અગ્નિતાપન§ ઇત્યાદિ અનેક પ્રકારનાં તપ છે. તે આચરતાં શરીરને કષ્ટ પડવાથી પંથી કદાચ કંટાળીને માર્ગથી ઉતરી ન પડે, તે માટે આ સ્ત્રી તેને સહાય થાય છે, ને આ શ્રેષ્ઠ માર્ગથી ભ્રષ્ટ થવા દેતી નથી. તેમ જ મૌન,|| એકાશન,¶ નક્તાશન,$ અનશન,× પક્ષોપવાસ,** માસોપવાસ,†† ભૂમિશયન,‡‡ એકાન્નભોજન,§§ ગોપૂજન,|||| તરુસિંચન,¶¶ નિત્યાન્નદાન,$$ દેવવંદન,×× દીપપૂજન,*** દ્વિજપૂજન,††† માસસ્નાન‡‡‡ ઇત્યાદિ અસંખ્ય પુણ્ય-

---

* વાયુ-પ્રાણવાયુને ઘણા વખત સૂધી રુંધી રાખવો તે. † માત્ર એક જ આસને બેસવું, ત્યાંથી ખસવું કે ઉઠવુ નહિ તે ‡ આસન વિના એટલે ક્યાંય બેસવું જ નહિ, ઉભા જ રહેવુ કે ફરવું તે. § અગ્નિના ભડકાઓ કરી વચ્ચે બેસવું તે. || સુખેથી બોલવું નહિ તે. ¶ દિવસમા એક જ વખત ખાવું તે. $ પાછલો ચાર ઘડી દિવસ રહે, તે જ વેળાએ જમવું તે. × કશુંય ન ખાવું-નિરહાર રહેવુ તે. ** પખવાડીયાના લાગટ ઉપવાસ કરવા તે. †† મહિના સૂધી નિત્ય ઉપવાસ કરવા તે. ‡‡ પૃથ્વીપર સૂવુ મચો વગેરે સુખેથી સૂવાનાં સાધનનો ત્યાગ કરવો તે. §§ માત્ર એકજ અન્નનું દિવસમા એક જ વાર ભોજન કરવુ તે. |||| ગાયનું પૂજન, પોષણ ઇત્યાદિ કરવું તે ¶¶ વૃક્ષોને પાણી પાવું તે $$ નિત્યપ્રતિ ગરીબોને અન્નાદિક આપવુ તે (સદાવ્રત) ×× દેવ-સ્થાનોમાં દર્શનાદિકે જવું તે. *** દીવાનુ પૂજન કરવું તે ††† વિદ્વાન્ ધર્મજ્ઞ, ઉપદેશક એવા બ્રાહ્મણોનું પૂજન કરવુ તે. ‡‡‡ કાર્તિક, માર્ગશીર્ષ, માઘ, વૈશાખ ઇત્યાદિ માસોમાં અમુક તીર્થાદિકે અમુક વેળાએ વિધિથી સ્નાન કરવું તે.

પ્રદ વ્રતો; અને તપ્તકૃચ્છ્ર,* ચાંદ્રાયણ,† કૃચ્છ્રચાંદ્રાયણ‡ ઇત્યાદિ પાપનાશક પ્રાયશ્ચિત્તરૂપ વ્રતો પણ આચરવાં કઠિન હોવાથી, એ દેવી તેમાં પંથીને સર્વદા સહાયકારિણી છે. એ પંથીનું સદા કલ્યાણ ઇચ્છે છે. માટે, રે પંથીઓ! એ લાંબે પંથે આગળ જવું મૂકી દઈ આ સીધે શેરડે ચડો, ભૂલશો મા, એથી થોડે પરિશ્રમે દિવ્ય લોકમાં જઈ વસશો," એટલું કહી પેલી શ્રદ્ધાદેવીને તેણે આજ્ઞા કરી કે; "જા, તું આગળ થઇને તેઓને એ પવિત્રમાર્ગો પર–જેની જેવી જ્યાં જવાની ઇચ્છા હોય તે માર્ગ પર ચઢાવ." એ સાંભળી મહાત્મા સત્સાધક તે દેવીને નમન કરીને પછી તપસ્વી પ્રત્યે બોલ્યો; "હે તપોધન! આપને અને એ માતાસમ કલ્યાણકારિણી દેવીને અમારા પ્રણામ છે, એ દેવીની સત્તા માત્ર અહિંયાં જ નહિ, પણ આખા અચ્યુતપથપર પણ છે. માટે અમારા માર્ગમાં જ તે અમને સદા સહાયિની થાઓ; કારણ આપના આ તપવ્રત માર્ગો ઉત્તમ–શ્રેયસ્કર છે, પરંતુ અમારાથી તેપર ચાલી શકાય નહિ; કેમકે અમે સૌ નિઃસ્પૃહ–કશાની ગરજ ન રાખનારા છીએ ને અહીં તો તમારા અધિકારી કામને તાબે થવું પડે, એ કેમ સહેવાય? વળી અમારો માર્ગ પણ મહા તપોમય છે ને તેમાંના તપ, કે જેમાં સૌ વ્રતોનો પણ સમાવેશ થાય છે, તે તમારા કરતાં કેવળ નિરાળાં છે. શરીર, ઇન્દ્રિયો તથા મનની શુદ્ધિ કરવાને, તેમ જ તેઓને સ્થિર તથા વશ કરીને, પવિત્ર પ્રભુ અચ્યુતને માર્ગે દૃઢ પ્રવૃત્ત કરવાને અર્થે, તે તપો આચરવામાં આવે છે. એ તપ ત્રણ પ્રકારે કરાય છે; શરીરથી, વાણીથી અને મનથી. દેવ, દ્વિજ–સત્પાત્ર બ્રહ્મવિદ્યાસંપન્ન બ્રાહ્મણ, ગુરુ–બ્રહ્મવિદ્યોપદેશક, વિદ્વાન્, એઓનું પૂજન કરવું, સદા શરીરે પવિત્ર રહેવું, સૌ સાથે સરળ સ્વભાવે વર્તવું, બ્રહ્મચર્ય પાળવું અને અહિંસા એટલે પ્રાણી માત્ર પ્રત્યે દયાપૂર્વક ને નિર્વૈરપણે રહેવું, એ કાયિક એટલે શરીરથી કરવાનું તપ કહેવાય છે. કોઇના પણ મનને ઉદ્વેગ ન કરે તેવું છતાં સત્ય, પ્રિય અને હિતકારક હોય તેવું બોલવું તથા સ્વધર્મનું અધ્યયન કરવું, એ વાચિક એટલે

---

* ગૌમૂત્રનું જ માત્ર પાન કરી અમુક દિવસ પર્યંત કરવામાં આવતું વ્રત. † ચંદ્ર જેમ શુદમાં વધે છે ને વદમા ઘટે છે તેમ પડવાથી પૂનમ સૂધી એકેક ગ્રાસ ચડતા જઈ ત્યાંથી પાછા અમાસ સૂધી એકેકો ઉતારતા જવું ને તેટલા નિયમિત ગ્રાસ વિના કશું ન ખાવું તે તથા બીજા પણ અનેક પ્રકારનાં ચાંદ્રાયણ વ્રત છે તે. ‡ એ ચાંદ્રાયણનો જ પ્રકાર છે.

વાણીથી કરવાનું તપ કહેવાય છે. તેમ જ મનની પ્રસન્નતા, શાંતિ મૌન-મનનશીલપણું-ઇંદ્રિયોના વિષયોથી દૂર રહેવાપણું, અને અંતઃકરણની શુદ્ધતા-કપટરહિત શુદ્ધભાવ-નિખાલસપણું-એ માનસિક એટલે મન-વડે કરવાનું તપ કહેવાય છે. એ ત્રણ પ્રકારનાં તપ, કે જેને શ્રદ્ધાદેવીની મોટામાં મોટી સહાયતાવડે પંથીઓ આચરે, અને તેનાથી કોઈ પણ પ્રકારના ફળની કશી ઇચ્છા રાખ્યા વગર આચરવામાં આવે તો જ તે સાત્વિક એટલે શ્રેષ્ઠ તપ કહેવાય. પણ લોકોમાં મારો સત્કાર થાય, માન મળે, પૂજા થાય ઇત્યાદિને માટે દંભથી કરવામાં આવતું ચંચળ-અસ્થિર તપ, તે તો રાજસ એટલે મધ્યમ ગણાય છે; અને એથી પણ અધમ તામસી તપ તો દુરાગ્રહ ધરી દુઃખે કરીને આચરવા છતાં ઉલટાં માર્ગથી ભ્રષ્ટ કરીને નરકે લઈ જાય છે. માટે હે તપોધન! આપ તો એ સઘળા તત્ત્વને જાણનારા છો, છતાં અમને પ્રભુ અચ્યુતના સેવકોને ક્ષુલ્લક કામદેવના સેવક કરવા કેમ ઇચ્છો છો? કૃપા રાખજો. આપનો તપશ્ચર્યાનો સમય વીતી જાય છે ને અમારે ચાલવાનું મોડુ થાય છે." આટલું કહી શ્રદ્ધાદેવીને પુનર્વંદન કરીને, સત્સાધક પોતાના સંઘ સહિત ચાલતો થયો. તે તપસ્વી તત્કાળ પેલા પ્રજ્વલિત થયલા પંચાગ્નિની મધ્યમાં બેસી ગયો; ને ચિત્ત સ્થિર કરી જપ કરવા લાગ્યો.

## દેવતાદર્શન

સંઘને તપોધન આગળ વાર થઈ હોવાથી, મોડું તો થઈ ગયું હતું, પણ તેના બદલામાં આજે તેમને ચાલવાનું પણ થોડું હતું. સમય થવા આવ્યો, તે સાથે પાંથિકાશ્રમ પણ નજીક આવ્યું. તે દૂરથી દેખતાં જ સત્સાધક ઉતાવળો ચાલતાં પોતાના સંઘને ધીમો પાડી કહેવા લાગ્યો કે, "મિત્રો! આજે હવે આપણી ખેપ અહીં જ પૂરી કરવાની છે; માટે આ રમ્ય પાંથિકાશ્રમમાં સુખેથી ઉતરી, પેલી પવિત્ર જળવહન કરતી સરિતામાં સ્નાન સંધ્યાદિ કરો; ને સઘળા કર્મમાર્ગોને ઓળંઘીને, ચપલ ઘાતકી કામદેવના પાશમાં ન ફસાતા. જેની કૃપાથી આપણે અહીં સૂધી નિર્વિઘ્ને આવી પહોંચ્યા, તે સમર્થ પ્રભુ અચ્યુતનો આજે કીર્તનોત્સવ આરંભો."

સઘને પાંથિકાશ્રમમાં ઉતર્યો જોઈ, વિમાન પણ તે ઉપર જ અંતરિક્ષમાં સ્થિર થયું. સૌ વિમાનવાસીઓ સંધ્યાકાળ થવા આવ્યો હોવાથી નિયમ પ્રમાણે સાયંકાળનાં નિત્યકર્મમાં પ્રવૃત્ત થઈ ગયા. નિત્ય-નિયમ પ્રમાણે રાત્રિ થતા મંડપરચના થઈ, ને તેમાં સર્વ પુણ્યજનોએ ગુરુદેવની સમક્ષ અત્યાનંદે અચ્યુતકીર્તન કર્યું; અને પછી ગુરુવંદન કરી

કરીને તેઓ પોતપોતાના શયનસ્થાન પ્રત્યે જવા લાગ્યા; ત્યારે ગુરુ વામદેવજીએ કહ્યું, "આજે તમારે હમણાંથી નિદ્રાવશ થવું નહિ. ભૂમિ-પર આજે અચ્યુતમાર્ગીઓ અચ્યુતકીર્તન કરવાના છે, એવું તેઓના અગ્રણી સત્સાધકના બોલવા ઉપરથી આપણે જાણ્યું છે, તે કેમ ભૂલી જાઓ છો? આજે તેઓ સઘળા કર્મમાર્ગોને વટાવીને આ મુકામે આવી પહોંચ્યા છે. તેમ જ પવિત્ર અચ્યુતમાર્ગનો તૃતીય સોપાન પણ અહીં આગળ પૂરો થાય છે. કાલે તેઓ ચતુર્થ સોપાને ચઢશે. ચાલો સૌ સૌને આસને બેસી જાઓ, કીર્તન આરંભાયું જણાય છે. સાંભળો, આ કર્ણપાવન અચ્યુત નામનો માંગલિક અને મધુર ધ્વનિ સંભળાય છે." જુઓ, કેવા પ્રેમના પૂર્ણ આવેશમાં તેઓનો ઉત્સવ ચાલુ થયો છે! કેટલાક પ્રેમીલા પંથીઓ પ્રભુ અચ્યુતને નામે નૃત્ય કરી રહ્યા છે, કેટ-લાકો મધુર સ્વરે કીર્તન કરે છે, ને કેટલાકો તે સાથે વીણા, તાલ, મૃદંગ આદિ વાજિંત્રોને એક સ્વરમાં મેળવી વજાડે છે, આનું નામ સંગીતઅચ્યુતકીર્તન.* એ વાજિંત્ર આદિ સર્વ કીર્તનસાહિત્ય તેઓને આ પાંથિકાશ્રમમાંથી જ મળ્યું છે. જુઓ, પ્રત્યેક પંથીની કીર્તનમાં ચિત્તની કેવી એકાગ્રતા થઇ ગઈ છે! આવી એકાગ્રતા જો કેટલોક સમય સ્થિર રહે, તો અવશ્યમેવ પ્રભુ અચ્યુતનું ત્યાં પ્રાકટ્ય થાય; કારણ કે એ પરમ પુરુષ–આનંદમૂર્ત્તિ કેવળ પ્રેમભક્તિને અધીન છે. પ્રેમ એ ઐક્યનું ખરુ તત્ત્વ છે. ઐક્ય થતાં જ દ્વૈતાપત્તિરૂપ જડગ્રંથિ છૂટી જાય છે, જૂદાઈ જણાવનારુ અજ્ઞાનપટલ પડી જાય છે, અચ્યુતની અને આપણી વચ્ચે રહેલું અંતર ટળી જાય છે. પછી જે રહ્યો તે પોતે જ આનંદમૂર્ત્તિ!"

અચ્યુતમાર્ગમાં ઘણીવાર સૂધી એવી એકાગ્રતામાં કીર્તન ચાલુ જ હતું, એવામાં એક ચમત્કાર બન્યો. પથિકાશ્રમના દ્વારમાંથી કેટલોક પ્રકાશ પડ્યો. તે જોઈ ઘણાક પંથીઓનું ચિત્ત તે ભણી ખેંચાયું. ત્યાં એક સ્ત્રી આવતી દેખાઈ. એની મુખાકૃતિ જોતાં સૌને પરિચિત લાગી, પણ શરીરપર ધારણ કરેલાં દિવ્ય વસ્ત્રાભૂષણો તથા અંગનું દિવ્ય તેજ જોઈ સૌ વિચારમાં પડ્યા. સડસડાટ તેણી કીર્તનના મધ્યમાં આવી ઉભી રહી, ને જાણે બહુ જ પ્રસન્ન થઈ હોય તેમ 'જય જય' શબ્દ કરતી કીર્તન-કારોને આશીર્વાદ દેવા લાગી. મહાત્મા સત્સાધકે તો જોતાં વેંત જ તેને ઓળખી. તેણે તેનાં ચરણમાં લાંબો પડી સાષ્ટાંગ પ્રણામ કર્યા ને સર્વને

* સંગીત–ગાવું, વાદ્ય વગાડવું તથા નૃત્ય કરવું, એ ત્રણે પ્રકાર સાથે આચરવામાં આવે તેનું નામ સંગીત

તેમ કરવા સૂચવ્યું. તુરત પથિકાશ્રમમાંથી એક સુંદર આસન લાવીને તેપર તેને મોટા આદરપૂર્વક બેસાડી, ને સામે ઉભો રહી હાથ જોડીને તે બોલ્યો; "હે માત! હે દેવિ શ્રદ્ધા! મેં તો તને ઓળખી; પણ સ્થાનપરત્વે તારુ રૂપાંતર થયેલું જોઈ, આ પંથીઓ પ્રથમ ઓળખી શકયા નહિ. હે દેવિ! આ વેળા અહીં તારું આગમન ક્યાંથી?"

પ્રસન્ન મુખે તે દેવી બોલી; "હે સાધો તપોમાર્ગપર પેલા તપસ્વીની પરિચર્યા કરતાં મને જોઈ હતી, તે જ હું શ્રદ્ધા છું. જેવો પથ ને જેવો પંથી, તેવું રૂપ મારે ધારણ કરીને તેને સહાય કરવી પડે છે. આ આખા મહામાર્ગપર અનેક રૂપે દર્શન દઈ, હું સઘળા પંથીઓને તેમના જૂદા જૂદા શાખામાર્ગોમાં પણ સહાયતા કરુ છું. આ તમારો અચ્યુત કીર્તનનો પ્રેમોત્સવ જોઇને, અહીં સ્વાભાવિક ચઢી આવી છું. હું પંથી માત્રની સાથે અદૃશ્યપણે સદા રહું છું, પણ પ્રસંગ આવે પ્રગટ દર્શન દઉં છું. હે પુણ્યાત્મા! આજે તમે સૌ પંથીઓ ધન્યવાદને યોગ્ય થયા છો; કેમકે મહા ધીટ અને બળવાન્ કામદેવની જેમાં પૂર્ણ સત્તા છે, એવો કર્મમાર્ગ આજે તમે નિર્વિઘ્ને ઓળંગી ચૂકયા છો વળી આખા અચ્યુતમાર્ગના મુખ્ય વિભાગ, જે જૂદાં જૂદાં પ્રસ્થાનોના નામથી ઓળખાય છે, તેમાંનું પહેલું કર્મપ્રસ્થાન પણ અહીં જ પૂરુ થયું છે. હું ધારુ છુ કે, પંથીને પ્રભુ અચ્યુતનાં દર્શન થવામાં આડી આવતી પાપાદિક મલીનતાઓને દૂર કરનારી મહાપવિત્ર દેવી ચિત્તશુદ્ધિ પણ તમોને અહીં જ આવી મળશે, કામદેવની લાલચોમાં કિંચિત્ પણ ન લોભાતાં પોતાનાં સર્વ કર્મ નિસ્પૃહપણે અને વિધિપૂર્વક, માત્ર પ્રભુ અચ્યુતની પ્રસન્નતાને અર્થે, જેઓ સદા મને સગે રાખીને ફરતા રહે છે, તેઓને એ મહાદેવીનાં ચિત્તશુદ્ધિનાં અવશ્ય દર્શન થાય છે. કાલે તમારા બીજા પ્રસ્થાનનો આરંભ થશે. તેમાં પણ કામદેવની તો સત્તા આજુબાજુ ઘણેક સૂધી પ્રસરેલી જ છે. માટે તેનાથી વારંવાર સાવધ રહેજો. હું હવે જાઉં છું, પણ અદૃશ્યરૂપે તમારી સાથે રહીને તમને સદા સહાય કરતી રહીશ." એ છેલ્લો શબ્દ બોલતાંની સાથે તેણી ઉઠી ને પથિકાશ્રમના દ્વાર આગળ જતાં અદૃશ્ય થઈ ગઈ!

મોડું થઈ ગયું હતું, સૌ શ્રમિત પણ થયા હતા, તેથી કીર્તન સમાપ્ત કર્યું. પંથીઓ ટપોટપ નિદ્રાવશ થવા લાગ્યા. સત્સાધકની પણ આંખ ઘેરાવાથી તે આડો થયો, તેટલામાં સ્વપ્નસરખો તેને કંઈ આભાસ દેખાયો. જાણે તેને કોઇએ કહ્યું કે; "અરે પથી! ઉઠ! ઉઠ! સૂઈ કેમ

રહ્યો છે?" તત્કાળ ચડપ લઈને તે બેઠો થયો, ને સ્વસ્થ બની જૂએ છે તો પોતાની આગળ એક અદ્ભુત તેજોમૂર્ત્તિ આવી ઉભેલી છે! એ તેને ઓળખી તો શક્યો નહિ, પણ તેની મંગળમય આકૃતિ જોઈને, સ્વાભાવિક જ પૂજ્યભાવ ઉત્પન્ન થવાથી તેને વંદન કર્યું ને હાથ જોડી પૂછ્યું કે; "પૂર્વે કદી ન જોવાથી આપને હું ઓળખી શક્યો નથી; કૃપા કરી કહો, આપ કોણ?" તેનું ઉત્તર એવું મળ્યું કે; "હું કોણ છું, તે તું તારા અંતઃકરણમાં જ જો, એટલે આપોઆપ જાણી શકીશ!" એ ઉપરથી સત્સાધકે નેત્ર મીંચી અંતર્દૃષ્ટિવડે હૃદયમાં જોવા માંડ્યું, તો માંહિ જાણે એક નાનો સૂર્ય ઉગ્યો હોય, તેવો સ્વચ્છ પ્રકાશ દેખાયો; તેમાં બીજું કશું મલીનપણું જોવામાં આવ્યું નહિ; તેથી તેને સ્વાભાવિક આનંદ થયો. એટલામાં તે દિવ્યમૂર્ત્તિએ પુનઃ કહ્યું; સાધો! હવેથી હું એવા પ્રકાશરૂપે નિરંતર તારા હૃદયમાં જ નિવાસ કરીશ; કેમકે આજ સૂધી કુટિલ કામને-કર્મનાં ફળને ન ગણકારતાં, મોટા પરિશ્રમથી તેં માર્ગ વહન કર્યો છે." એ ઉપરથી સત્સાધક તુર્ત તેને ઓળખી, બોલ્યો; "અહો! શું આપ દેવી ચિત્તશુદ્ધિ! આપનું આજે દર્શન થશે, એવું મને શ્રદ્ધાદેવીએ જણાવ્યું હતું. કહો હવે હું શી આજ્ઞા ઉઠાવું!" તે દેવી બોલી; "તેં મારી સર્વ આજ્ઞા ઉઠાવી છે; હવે તો તારું પ્રિય મારે કરવાનું છે. તારા માર્ગને વિષે, હવે હું તારા ચિત્તમાં બેઠી બેઠી સર્વદા પ્રકાશ કરતી રહીશ; ને તેથી તને પ્રત્યેક વસ્તુનું યથાર્થ તત્ત્વ સમજાશે. જગત્પુરથી માંડીને છેક અચ્યુતપુર સૂધીમાં દૃશ્ય અને અદૃશ્ય એવું જે જે કંઈ છે, તે સર્વમાંથી સાર અને અસાર, ખરું અને ખોટું, કામનું અને નકામનું, સત્ય અને અસત્ય, એ તું યથાર્થ જાણી શકીશ; સારનું ગ્રહણ કરી શકીશ; અસારનો ત્યાગ કરી શકીશ; અને એ જ શુદ્ધ પ્રકાશ, જે તારા અંતરમાં તેં જોયો, તેવડે તેની અંદર જ સમર્થ અચ્યુતપ્રભુના વ્યાપક સ્વરૂપને તું જોઈ શકીશ. કલ્યાણ!"

એ બન્નેની એવી વાતચિત, જે કેટલાક સાવધ અને સજગ પંથીઓ, જાગમીંચમાં સાંભળી રહ્યા હતા, તે ચડપો ચડપ બેઠા થઇ ગયા, ને દેવી ચિત્તશુદ્ધિ આગળ આવી વંદન કરીને ઉભા રહ્યા. તેઓને પ્રસન્ન મુખે તે કહેવા લાગી; "તમે પણ આ સત્પુરુષના સંગથી પાત્ર થયા છો. તમારા હૃદયમાં પણ હું પ્રકાશરૂપે નિવાસ કરીશ. હું પ્રભુ અચ્યુતની દાસી છું, તોપણ તે સમર્થ પ્રભુની મારાપર ઘણી કૃપા છે, તેથી હું જ્યાં હોઉં, ત્યાં જ તે પોતે સ્વેચ્છાથી આનંદની લહરીરૂપે પ્રકટ થાય

છે. તે પ્રભુ સર્વથી નિર્મળમાં નિર્મળ ને પવિત્રમાં પવિત્ર છે. અંધકારથી સદા જ દૂર રહે છે, માટે જેનું અંતઃકરણ અપવિત્ર, પાપરૂપ મલથી મેલું, ને મારા પ્રકાશ વગરનું એટલે અજ્ઞાનરૂપ અંધારાવાળું હોય ત્યાં તે પધારતા નથી. મારામાં જે પ્રકાશ છે, તે તેમના તેજનો જ છે. દેહ તથા ઇંદ્રિયોનાં કર્મ,* મનનાં કર્મ,† નિત્ય કર્મ,‡ નૈમિત્તિક કર્મ,§ ને યજ્ઞ, દાન, તપ, વ્રત, તીર્થાદિક કર્મ, એ સર્વે સાધુ પુરુષો માત્ર મારી પ્રાપ્તિને અર્થે જ કરે છે; કેમકે હું પ્રભુ અચ્યુતનો મેળાપ કરાવનારી છું, પણ જેઓના હૃદયમાં, એ સર્વે કર્મો કરવા છતાં જરા પણ કામદેવની બતાવેલી લાલચ સંતાઈ રહી છે, તેઓ અહીં સૂધી આવી શકતા નથી; ને કદાચ કષ્ટે આ સાધુ (સત્સાધક સામો હાથ કરીને) પુરુષ જેવાના સંગથી આવે છે, તોપણ તેઓને મારી પ્રાપ્તિ થતી નથી; ઔને મારા વગર પછી તેઓ આગળ વધી શકતા નથી. કદાચ આવા સંઘના ભેળા એક બીજાની દેખાદેખીથી ઘસડાયા જાય છે. તોપણ થોડેક આગળ જતાં કોઈ ભુલવણી ચુકવણી આવી કે, તુરત તેમાં ફસાઈ પડે છે, ને વચમાં ને વચમાં રખડે છે. માટે તમે સૌ સાવધ રહેજો. કેમકે આગળ પણ હજુ ઘણેક સૂધી કામદેવની સત્તા છે. તમારાં કર્તવ્ય કર્મ કદી ચૂકશો નહિ, તેમ તેના ફળની આશા રાખશો નહિ, એટલે હું સદા તમારી સાથેની સાથે જ છઉં, તમારું કલ્યાણ થાઓ." એ છેલ્લા શબ્દ બોલતાં તે ઘણી અદ્ભુત રીતે તેજરૂપ થઈ ગઈ. એ તેજોમય પ્રકાશ તેની સમીપ ઉભેલા સત્સાધક આદિક પંથીઓમાં વહેંચાતો લય થઈ ગયો! આવું જોઈ સાનંદાશ્ચર્યમાં મગ્ન થયેલા તે જાગ્રત પંથીઓ, સત્સાધકની આ પરકલ્યાણની સર્વોત્કૃષ્ટ બુદ્ધિને માટે તેને નમન કરીને પોતપોતાની પથારીપર જવા લાગ્યા. પછી સત્સાધક બીજા સૂતેલા પંથીઓ સામે નિઃશ્વાસ નાંખી બોલ્યો; "અરે આ પંથીઓ માટે મને બહુ ખેદ થાય છે. તે બિચારાઓને દેવી ચિત્તશુદ્ધિનાં દર્શન થયાં નહિ. કોણ જાણે તેઓ હવે આપણી સાથે ક્યાં સૂધી નિભશે? હશે, ગમે તેમ છતાં

---

* જોવું, સાંભળવું, સ્પર્શવું, સુંઘવું, ખાવું, ચાલવું, સૂવું, શ્વાસ લેવો, બોલવું, મળમૂત્રનો ત્યાગ કરવો, ગ્રહણ કરવું, આપવું, પહેરવું, ઓઢવું, જવું, આવવું ઇત્યાદિ ક્રિયાઓ તે. † વિચાર કરવો, ચિંતન કરવું, ધ્યાન કરવું ઇત્યાદિ જે ક્રિયાઓ તે. ‡ સ્નાન સંધ્યા, પૂજન, સ્વાધ્યાય, પંચમહાયજ્ઞ ઇત્યાદિ નિત્યપ્રત્યે આવશ્યકપણે કરવાની જે ક્રિયાઓ તે. § નિમિત્ત આવી પડવાથી કરવાની જે ક્રિયાઓ તે,–જેમકે વિવાહ, શ્રાદ્ધ ઇત્યાદિ પ્રસંગોને નિમિત્તે કરવાની શાસ્ત્ર સંબંધી જે ક્રિયાઓ તે.

અચ્યુતપંથે ચડેલા છે, તો તેઓનો નાશ થશે નહિ. પ્રભુ તેમની રક્ષા કરો." પછી સૌ નિદ્રાવશ થઈ ગયા.

### માર્ગભ્રષ્ટોની ગતિ

આ પ્રકાર વિમાનવાસીઓ યથાવત્ જોઈ રહ્યા હતા, તેમણે સત્સાધકને એમ ખેદ કરતો જોઈ ગુરુ વામદેવને પૂછ્યું, "કૃપાનાથ! એ બિચારા સૂતેલા પથીઓ, કે જેઓને ચિત્તશુદ્ધિ દેવીનાં દર્શન નહિ થયાં ને જેઓને માટે સત્સાધક આમ ચિંતા કરે છે, તેઓની હવે શી ગતિ થશે? અને જયારે પછવાડેથી તે ચિંતા કરે છે, ત્યારે તે વેળાએ જ તેણે તેઓને કેમ જગાડ્યા નહિ? ચિત્તશુદ્ધિની પ્રાપ્તિ ન થઈ, તેથી શું તેઓનો અહીં સૂધી આવવાનો પ્રયત્ન મિથ્યા જશે?" વામદેવજીએ કહ્યું; "ચિત્તશુદ્ધિનાં દર્શન માટે તેઓને જગાડવા, એ સત્સાધકના હાથમાં નહોતું; કેમકે જેઓનો અધિકાર થયો હોય, તેઓને જ એ દેવીનાં દર્શન થાય છે. અધિકાર વિના કદાચ તે તેઓને જગાડત, તો તેણી તત્કાલ અદૃશ્ય થઈ જાત, કેમકે જે પંથી કશી પણ ફળની આશા રાખ્યા વગર પોતાનું કર્તવ્ય સમજીને નિરંતર પોતાનાં કર્મ અચૂકપણે કરતા આવ્યા હોય, તેઓને જ એ દેવી દર્શન દઈ અધિકારી બનાવે છે; પણ જેઓનું મન એવા નિષ્કામપણા માટે સ્વાધીન થયું નથી, છતાં શ્રદ્ધાદેવીનાં તો દર્શન પામેલા છે, તેઓને તે સદા સહાયિની દેવી શ્રદ્ધા, દુર્ગતિએ જવા દેતી નથી. આવા કલ્યાણ માર્ગે ચઢેલાની કદી દુર્ગતિ થાય જ નહિ. એઓ કદાચ મહાત્મા સત્સાધકની સાથે વધારે આગળ નહિ જઈ શકે, ને કર્માદિકની વાતો સંભારીને વચમાં ગુંચવાઈ રહેશે, તો આસપાસના ગમે તે શાખા માર્ગે થઈને, ઘણા પુણ્યથી પ્રાપ્ત થનારા પવિત્ર લોકને વિષે ચાલ્યા જશે, ને ત્યાં ઘણાક કાળ સુખ ભોગવીને જો કે પાછા જગન્નગરમાં જઈ પડશે ખરા, તથાપિ ત્યાં પવિત્ર અને શ્રીમાન્ એવા મનુષ્યને ઘેર જન્મ લેશે; અથવા કોઈ બુદ્ધિમાન્ એવા યોગીને* ઘેર જન્મશે. જગન્નગરમાં એવો જન્મ થવો, એ પણ અતિશય દુર્લભ છે; કેમકે ત્યાં જન્મીને તેને પૂર્વે પોતાની બુદ્ધિપર થયેલા સંસ્કારનું સ્ફુરણ થાય છે, અને ત્યાંથી જ પાછા તે આ પવિત્ર માર્ગે

---

* અચ્યુત માર્ગને યોગ એવી સંજ્ઞા છે, કેમકે એ માર્ગે પ્રભુ અચ્યુતનો યોગ (મળાપ) થાય છે, ને તે માર્ગે જનારા પથીઓને યોગી કહેલા છે. તો જે ઘરમાથી એ માર્ગે ઘણા પુરુષો ચઢેલા હોય, તેવા ઘરમા એ યોગભ્રષ્ટ (અચ્યુતમાર્ગથી ભ્રષ્ટ થયેલો) પથી જન્મે છે.

ચઢી, અચ્યુતપુર જવા માટે પ્રયત્નવાન્ થાય છે. એમ પ્રયત્ન કરતાં કરતાં પણ કદાચ ભૂલ થાય, મનકામનાને વશ થઈ જાય તો પણ અનેક વાર આવર્જન વિસર્જન–જન્મવું ને મરવું ને પાછું જન્મવું ને પાછું મરવું–એમ થતાં થતાં પણ, અંતે તે પંથી પાપથી મુક્ત થઈ શુદ્ધ થાય છે, ને છેવટે પરમ ગતિરૂપ એવા અચ્યુતપુર પ્રત્યે જઈ પહોંચે છે. આને માટે જે નિયમ છે, ને અચ્યુતમાર્ગે ચઢવાનું જ માત્ર કેટલું માહાત્મ્ય છે, તે પ્રભુ અચ્યુતે પોતે પોતાના એક પ્રિયતમ પંથી પ્રત્યે કહેલું છે, તે એ પથીઓને મળેલી પથબોધિનીમાં વર્ણવ્યું છે:–

"प्राप्य पुण्यकृतांल्लोकानुषित्वा शाश्वतीः समाः ।
शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥
अथवा योगिनामेव कुले भवति धीमताम् ।
एतद्धि दुर्लभतरं लोके जन्म यदीदृशम् ॥
तत्र तं बुद्धिसंयोगं लभते पौर्वदेहिकम् ।
यतते च ततो भूयः संसिद्धौ कुरुनंदन ॥
पूर्वाभ्यासेन तेनैव ह्रियते ह्यवशोऽपि सः ।
जिज्ञासुरपि योगस्य शब्दब्रह्मातिवर्तते ॥
प्रयत्नाद्यतमानस्तु योगी संशुद्धकिल्बिषः ।
अनेकजन्मसंसिद्धस्ततो याति परां गतिम् ॥

"એવો આ અચ્યુત માર્ગનો પ્રભાવ છે; કેમકે માર્ગે ચઢવાની ઇચ્છા માત્ર જેને ઉત્પન્ન થાય, તે મનુષ્ય પણ, શબ્દબ્રહ્મ જે વેદ, તેની એ પેલીમેર ચાલ્યો જાય છે, અર્થાત્ ઉત્તમ ગતિને પામે છે."

એટલું કહીને તે મહાત્મા બોલ્યા; "ઉઠો, હવે રાત્ર ઘણી ગઈ છે, માટે સૌ સૌના શયનસ્થાન પ્રત્યે ચાલ્યા જાઓ." ગુરુદેવની આજ્ઞા થતાં જ આખો પુણ્યજનસમાજ અચ્યુત નામની જયગર્જના સાથે ઉભો થયો, ને તેમનાં પાવન ચરણારવિંદને પ્રણામ કરીને વેરાઈ ગયો.



નહિ, ત્યાંસૂધી પરમધામ-અચ્યુતપુરમાં જવું મુશ્કેલ જ છે. પરમધામમાં-પરમાત્માના ધામમાં પહોંચવાનું કાર્ય માત્ર ક્ષુલ્લક શ્રમથી કે વાતોના તડાકાથી કે વરસ બે વરસના પ્રયત્નથી કે એક જ જન્મથી થતું નથી; પરંતુ અનેક જન્મોમાં, અનેક કાળ સૂધી, આત્માને શોધ્યો હોય, વિચાર્યો હોય, નિશ્ચય કીધો હોય કે એ એજ છે, બીજો નથી, એના ને મારામાં ભેદ નથી-સર્વત્ર અદ્વૈત બ્રહ્મ વ્યાપક છે-જીવ તે જ શિવ ને શિવ તે જ જીવ, એવું સ્વરૂપ બંધાય છે, ત્યારે પરમાત્માના ધામનો સાક્ષાત્કાર થાય છે. પરમાત્માના ધામમાં જવા માટે, આ સર્વ સ્થૂલ ભાવનાઓ કંઈજ સહાય કરતી નથી, પણ સર્વત્ર વાસુદેવમય-પરમાત્મારૂપ જ જોવાય અને આ પ્રાણી માત્ર તો એનાં રમકડાં છે, તે કંઈ પણ કરવાને સમર્થ નથી, એવો દૃઢ નિશ્ચય થાય, ત્યારે જ સાક્ષાત્કાર થાય છે. આત્માથી જૂદું જગત્ છે જ નહિ, એવા નિશ્ચય વગર, પરમધામની પ્રાપ્તિ થતી નથી. પણ એવા નિશ્ચયવાળા દુર્લભ જ છે. સત્સાધકના આ સંઘમાં, આત્મા ને જગતની અભિન્નતા માનનારા થોડા જ છે. વાસનાથી મુક્ત તેથીએ થોડા છે, જગત્ બંધનાં જે પોટકાઓ તેમના શિપર છે, તેના મોહથી મુક્ત પણ થોડા છે, એટલે જેઓ જગતના સ્થૂલરૂપપર મોહવાળા છે, તેઓ પડશે જ. દૃષ્ટિ કર, હજીએ આ સંઘમા કેટલાકોના માથાપર જૂદા જૂદા પ્રકારનાં પોટકાંઓ છે, તેનો તેઓ ત્યાગ કરવાની ઇચ્છા પણ કરતા નથી. જ્યાં સૂધી એ પોટકાંઓનો પ્રેમ જશે નહિ, ત્યાંસૂધી તેઓને માટે અચ્યુતપુરનાં દ્વાર ખુલ્લાં થવાનાં નથી."

ઢડમજલ આગળ ને આગળ ધસતો સત્સાધકનો સંઘ, તેના પ્રમુખપણા નીચે આગળ ને આગળ વધ્યો જતો હતો. આ અરસામાં કેટલાક પંથીઓ ઘસડપસડ ચાલતા, કેટલાક થાકી ગયલા હોવાથી, માથાપર પોતાનાં પોટકાંઓનો ભાર હોવાથી, અને અગ્નિ જેવો તડકો તપતો હોવાથી, નરમ થઈ ગયા હતા. તેઓ પાણી પાણી, ખાવું ખાવું ઝંખી રહ્યા હતા. જો કે સત્સાધકને આમાંનું કશું પણ થતું હતું નહિ. તે તો નિર્ગુણ નિર્વિકારી રહીને જ ચાલ્યો જતો હતો, ને પાછળના પથીઓને બોધતો હતો કે, "જરા ધૈર્ય ધરી, આગળ વધો, આગળ વધો, નિર્મળ જળ ને ઉત્તમ ભોજન તમારે માટે તૈયાર મળશે. જેઓએ ફોગટના પોટલાંનો ભાર માથે ઉપાડ્યો છે, તેઓને જ આ શ્રમ જણાય છે, બીજાને નહિ; માટે આ પોટકાં ફેંકી દો, કે જેથી તમો આનંદથી અનંત-આકાશમાર્ગમાં પ્રવેશ

મોટો પ્રસાદ પ્રાપ્ત થયો હોય, કંઈ અદ્ભુત-દિવ્ય સ્વતંત્રપણું આવ્યું હોય, જાણે આ દેહ હલકો ફૂલ જેવો થઈ ગયો હોય, તેવા આનન્દમાં તરવા લાગ્યા-કહો કે ડૂબી ગયા! કહો કે તરી પાર ગયા! સંઘનાં મનુષ્યો આ વિશ્વને પગ તળે જોઈ રહ્યાં અને સર્વે સમાધિમાં પડીને આત્માને આત્મા સાથે ભેટતા જોવા લાગ્યા.

આ સર્વે પ્રકાર આકાશવાસી વિમાનસ્થ જીવો જોતા હતા. તેઓ પણ આ પ્રકાર જોઈને સ્તબ્ધ જ થઈ ગયા; અને જે ધૂમ્રગોટાઓથી પંથીઓ જેમ અચેત થયા હતા, તેવી જ રીતે વિમાનવાસીઓ પણ અચેત થઈ પડત, પણ ગુરુ વામદેવજીએ સર્વેની સામે દૃષ્ટિ કરતાં કહ્યું; "સંભાળો, જે સ્થાનના અલૌકિક માહાત્મ્યથી પંથીઓ અચેત થઈ પડી, સમાધિ-રૂપમાં આવ્યા છે તે સ્થાનના ભોગ તમે થતા સંભાળજો! અત્ર જ સંભાળવાનું છે. આ સર્વનું કારણ અહંકાર છે. અત્ર પણ અહંકાર વસેલો છે. એ અહંકાર આ જગતનો નહિ. પણ અચ્યુતપુર જવાના માર્ગોનો છે. જે સ્થાન તમે જુઓ છો, તે યોગનું ધામ છે; અને અત્ર જૂદા જૂદા પ્રકારના યોગીઓ વસે છે. તેઓએ જગતને તજ્યું છે, પણ પરમાત્માના ધામમાં પ્રવેશ કરવારૂપ જે આમનિષ્ઠા છે, તેનું જુદા જ પ્રકારે સેવન કર્યું છે. ધૈર્યયુક્ત નમ્રભાવથી, પરમ ઐશ્વર્યની પ્રાપ્તિમાટે સંપૂર્ણ શ્રદ્ધાથી, સત્ય ને માનસિક હિંમતથી, વર્ષોનાં વર્ષો પર્યંત શિયાળો, ઉન્હાળો ને ચોમાસામાં, પ્રણવબ્રહ્મનું આરાધન કર્યું છે, પણ આત્માની એકતા પ્રાપ્ત કરવાને બદલે, મનુષ્યવ્યવહારમાં પણ મચ્યા રહેવું, અને તેમાંથી બીજાને તારવા, ને તે કાર્ય હું કરી શકીશ એવા અહંભાવથી, જે સત્ય છે, તે ગુમાવેલું છે. આ પણ યોગ છે. એ યોગ માનુષવ્યવહારની ઉત્કૃષ્ટતાનો છે. જે સુગંધીમય ધૂમ્રના ગોટાઓથી તમે તર થઈ ગયા છો, તે અનેક પ્રકારની સિદ્ધિઓ છે ને એ ગોટાઓથી કાળના મસ્તકપર પગ દેવાય છે, પણ કાળાંતરે એ કાળ આ સ્થાનમાં રહેલાઓને ઉથલાવી પાડે છે ને તેઓનો ભક્ષ કરે છે. અત્ર રહેલા યોગીઓ અનેક પ્રકારે સૃષ્ટિને ઉપયોગી થઈ પડે છે, ઘણાં દયાનાં ને પરોપકારનાં કાર્ય કરે છે, અનેકને સૃષ્ટિનું દર્શન કરાવવા સમર્થ છે, નિત્ય પરમાત્માને જુવે છે, યુગના યુગ સૂધી યૌવન ધારણ કરી રહે છે, ક્ષણમાત્રમાં આખા વિશ્વની વાર્તા જાણી શકે છે, વિશ્વની રેંટમાળનો ક્રમ પણ ફેરવી શકે છે, નવી સૃષ્ટિ સ્રજવાના સામર્થ્યવાળા છે; પણ તેઓ કાળના પાશનો નાશ કરી શકતા નથી. કારણ

કે તેઓ વાસના વગરના બન્યા નથી, તેથી પાછા પડે છે, અને જે સરળ રસ્તો અચ્યુતપુર જવાનો છે તે ચૂકવાથી, પાછા રગડામાં રગડાઇને, ઘણા કાળ સૂધી આ લોકના વૈભવો ભોગવ્યા પછી જ આ માર્ગે પાછા આવી શકે છે–અને ત્યારે જ જાણે છે કે, પોતાનો માર્ગ અસત્ય હતો; અને તેનો સંપૂર્ણ વિચાર થયા પછી, સર્વ વાસનાનો ક્ષય કરીને, બ્રહ્મમાર્ગ–અચ્યુતપથે પરવરીને સુખ ભોગવે છે. આ સર્વે સુગંધમય ધૂમ્રના ગોટા જણાય છે, તે તેઓની શક્તિ છે, કે જે શક્તિ ઘણી ચમત્કૃતિવાળી છે. જેઓ કાળના કાળ સૂધી પરબ્રહ્મને જાણવાને ને જોવાને મથે છે ને જુવે પણ છે, તેઓ આમ પાછા પડે છે. તેનું કારણ તેઓનો અહંકાર ને વાસના નિર્મળ ન થવી એ જ છે. તેઓ કામના રહિત બન્યા નથી, જગતના કલ્યાણમાં તત્પર રહેવારૂપ અહંકાર હોવાથી તેઓ સેંકડો વિક્ષેપોમાં–જેમ વાયુ મેઘને આણીને પાછો હઠાવે છે તેમ, તેઓ વિક્ષેપભાવને ભોગવે છે ને તેથી પડે છે. એટલા માટે, અહંકારનો નિગ્રહ કર્યા પછી ને સર્વ વાસનાનો ક્ષય કરવા સાથે, વિષયનું–જગતના કલ્યાણકારી કે અકલ્યાણકારી કોઈ પણ ભોગોનું ચિંતન થતું અટકાવવું જોઇએઃ નહિતર જેમ સુકાયલાં વૃક્ષને પાણી પાછું જીવાડે છે, તેમ અહંકાર તેઓના જગતના ચિંતનને જીવાડે છે." એટલામાં વરેપ્સુ બોલ્યો; "ગુરુદેવ! જુઓ પેલો કોઈ મહાત્મા, આ સંઘપ્રતિ આવતો જણાય છે, તે કોણ છે?" ગુરુ બોલ્યા; "વત્સ! એ આ માર્ગનો સ્વામી છે અને આ માર્ગે આવનારા પંથીઓનું એ સંરક્ષણ કરે છે. એણે પુરુષાર્થ નિરવધિ સાધેલો છે ને આનંદ સાક્ષાત્કાર પ્રાપ્ત કરીને, પરમ જ્યોતિના સૂક્ષ્મતર તત્ત્વને જાણ્યું છે. એ પરાર્થની જ મૂર્તિરૂપ છે. એની પાછળ જે દેવી ચાલે છે, તે કેવળ બુદ્ધિની જ વિલાસિની છે અને એ યોગીન્દ્ર એ દેવીની સહાયતાથી અનેક મહાત્મા ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવે છે. એ કેવળ જ યોગમૂર્તિ છે, તેથી એ જે માર્ગે મહાત્માઓ ઉત્પન્ન કરી શકે છે, તે ઘણો વિકટ અને દુસ્તર છે; અને એવા દુસ્તર માર્ગે જવામાં, એ મહત્તા માને છે. એનો જે નિશ્ચય છે તે અચળ છે અને એ નિશ્ચય પૂર્ણ કરવા માટે અનેક બ્રહ્માંડોનો ચૂરો થઈ જાય, ગમે તેવો સંહાર થઈ જાય, ઘણા જીવો એના માર્ગે આવે ને તેઓ અટવાઇને પાછા પડે, તેની એને જરા પણ ચિંતા નથી, એમ એનું સુખ દર્શાવે છે–અને તેમાં એ આનંદ માને છે ને મનાવે છે. એના જ્ઞાનથી ઘણા ભોગો એને મળ્યા છે અને ઘણા

ભોગો લીધા છતાં પણ તૃપ્ત થયો નથી; તેથી વારે વારે નવા નવા ભોગો લેવાને એ તત્પર હોવાથી જ, હમણાં પણ એ સંઘ તરફ આવ્યો છે. જે યોગક્રમનો વિધિ રાખ્યો છે, તેને એ જરા પણ આવો ખસેડવા તત્પર નથી; અને એ વિધિથી ઘણા ભોગો પાછા પડે, તેની પણ એને દરકાર નથી; એની સંગે જે દેવી છે, તે એની શ્રદ્ધા છે. એ શ્રદ્ધા જો સ્વરૂપમાં નિર્ગુણ બને છે તો પરમ ધામમાં સહજ જવાય, પણ એ ઉપાધિ સાથે લાડ લડાવે છે ત્યારે પાછા પડાય છે. જુઓ, એ યોગી, પોતાની ભવ્યતા દર્શાવતો, પોતાનાં દિવ્ય જીવનને શોભાવતો, અનેક તરંગોમાં રંગાતો, પ્રેમ વગરનો ને ઉદાસીનપણાથી ઘેરાયલો, આ પથિકોપ્રતિ લક્ષ રાખીને આવે છે. સાંભળો, એ શું કહે છે ?”

અચ્યુતપુર જવાના માર્ગ તરફ આવતા તે યોગીની કાંતિ, ભવ્યગંભીર, કોઇને પણ દૃષ્ટિપાતથી જ ગભરાવતી હોય તેવી, પરંતુ કૃશ, કંઇક ઉદાસીનતાવાળી પ્રેમ ને ભક્તિ રહિત હતી. તેની દૃષ્ટિ નિશ્ચળ અને ચિત્તવૃત્તિ સ્થિર હતી. તે અનેક સૂક્ષ્મ ગણત્રીઓને ગુંથતો ગુંથતો માર્ગમાં પણ ચાલતો હોય તેવો જણાતો હતો. તેનું પગલું જ્યાં પડતું, ત્યાં અચળ હતું, પણ કંઇક કંપતું હતું. જ્યોતિર્મય તેજોબિન્દુનાં ગૂઢ તત્ત્વથી તે અદ્ભુત અસર કરવાને શક્તિમાન્ હતો. આવી શક્તિનો તેણે પ્રયોગ આરંભ્યો ને આ સંઘના પ્રાણીઓની જીવનશક્તિ પર અદ્ભુત ને ગૂઢ અસર કરી મૂકી. જીવધારી જંતુઓ આ શક્તિમાં તણાયા; માત્ર સત્સાધક જ બચ્યો ને તેને આશ્રયે જે રહ્યા હતા, ને જેઓ પ્રવાસનાં ભાતાં પોટલાં વગરના હતા, તેઓ જ તણાતાં બચ્યા.

તે મહાત્મા આ સઘપ્રતિ આવ્યો, તે જોતાં જ સત્સાધક વિચારમાં પડી ગયો કે, “આ કોણ માર્ગદર્શક છે ? અહો ! એની પૂઠે પરવરતી આ દેવીનાં મે દર્શન કીધાં છે ખરાં, પણ આજનો તેનો ચહેરો ઉદાસીન હોવાથી તે કોણ છે, એ જાણી શકાતું નથી. છે તો પરિચિત પણ મહાત્મા કોણ ? એનાં દર્શનથી જે આનંદ હોવો જોઇએ, તે થતો નથી; પણ હૃદયસ્થાનમાં ઉદાસીનતાનો ઉદ્ભવ થાય છે. એના મનોવિકારો તો વિશુદ્ધ છે, અને એ કામને ઓળંઘી ગયેલો જણાય છે. કેમકે એની પૂઠે પળતો કાળ, એના દૃષ્ટિપાતથી થરથર કંપતો જણાય છે, પણ તે દૂર કેમ થયો નથી ? એની સાથે આ સંઘમાં જે કેટલાક છે, તેની પાસે જેવાં પોટકાં છે તેવાં પોટકાં શાનાં ?” એટલામાં તે મહાત્મા સંઘ સમીપ આવ્યો ને સત્સાધકને ઉદ્દેશી, તેણે ઘણા યોગ્ય ઉદ્ગાર કાઢ્યા,

"અચ્યુતપંથ પ્રવાસી! અત્ર અટક! આ જ તે તેજોમય સ્થાન છે કે, જ્યાં અચ્યુતનારાયણ વસે છે. આ સ્થાનકમાં, અનેક કાળ રહેવાથી પણ, કાળનો ભય નથી, કાળ કંપાવતો નથી અને પરમાત્માનો આનંદ સાક્ષાત્કાર થાય છે. જે ગૂઢ માર્ગે તું જાય છે, તેનો પાર અત્ર જ છે. તારી ધારણા તત્ત્વવિચારથી શુદ્ધ થઈ છે, માટે અત્ર શોભ, અને પ્રણુવ-બ્રહ્મનો સાક્ષાત્કાર કર. અત્ર રહેવાથી તું અનેક પરોપકાર કરી શકશે, અનેકનાં જીવન સાર્થક કરી શકશે, અનેકને તારી શકશે. આ વિશ્વમાં અનેક દુર્ઘટ કાર્ય કારી શકશે, ને એમાં જ અભેદતા અનુભવશે. આ માર્ગ પોતાના પંડની વાસનારહિત છે, અત્ર બંધનું નામ નથી; પણ અત્ર નિત્ય વિશ્વલીલા નિરખી આકાશના પોલાણુમાંથી અને તારાઓના ચલનમાંથી જે દિવ્યતા–ભવ્યતા જણાય છે, ને તેમાંથી પરબ્રહ્મનું પરમ તત્ત્વમય જ્ઞાન પ્રાપ્ત થાય છે ને તે જ્ઞાનવડે આત્માની શુદ્ધિ થાય છે, ને તેથી પરમ તત્ત્વમાં લીન થવાય છે. એ સર્વ આ સ્થાનકમાં છે. પરબ્રહ્મના અપાર ગૂઢ આ માર્ગમાં-વિશ્વના અંધારાગારમાં રહેલી ગૂઢ ને ગુપ્ત વાતો ગુપ્ત રહી શકતી નથી. એ પણ ગુપ્ત વાતો જાણી અનેક લાભ, અમે જીવધારી જંતુઓને આપી શકીએ છીએ; અને તે જંતુઓ તરીને પાર પડે છે."

સત્સાધકે પૂછ્યું, "આપ કોણ મહાત્મા છો?" તે યોગીએ કહ્યું; "હું આ માર્ગનો ભોમિયો છું. મારું નામ યોગ છે ને આ માર્ગનું નામ યોગમાર્ગ છે. આ માર્ગની મહત્તા વિશ્વમાં વખણાઈ છે ને સાક્ષાત્ પરમાત્માએ સ્વમુખે પણ વર્ણવી છે. યોગથી શ્રેષ્ઠ સાધન બીજું એકે નથી આ યોગથી પરમેષ્ઠીપદ, મહેન્દ્રપદ, સાર્વભૌમપદ, રસાધિપત્ય, યોગસિદ્ધિ ને અપુનર્ભવ પ્રાપ્ત થાય છે. આ માર્ગમાં રહેલો જીવ, ચાહે ત્યાંસૂધી આ લોકમાં, દેવલોકમાં, ઈન્દ્રલોકમાં, વિષ્ણુ કે શંકરલોકમાં રહી શકે છે, ને સર્વ ઈચ્છિત કાર્યો કરી શકે છે. અમે મનુષ્યોપર અનેક ઉપ-કાર કરીએ છીએ. ઘણાઓને અમારા યોગબળથી દ્રવ્ય, સંતાન, ઐશ્વર્ય આપીને તેઓને જગતમાં મોટા મહાત્મા બનાવીએ છીએ. આ માર્ગથી બીજો શ્રેષ્ઠ માર્ગ પરમાત્માએ રચ્યો નથી. એ માર્ગથી જે જાય છે, તે સર્વ સુખોનો ભોક્તા થાય છે. અત્ર સકલ વિશ્વની સર્વ લીલાઓ છે, ને એ લીલામાં મગ્નમસ્ત રહેનારાઓને જન્મમરણનો વર્ષોનાં વર્ષો સૂધી ને કાળના કાળ સૂધી ભય રહેતો નથી. આ સ્થાનમાં સર્વ લીલા પ્રાપ્ત થાય છે. અત્ર રહેલાઓ ઉન્હાળામાં શિયાળો ને શિયાળામાં ઉન્હાળો કરી શકે છે; આ પૃથ્વીની ધરીને ચાહે ત્યારે ફેરવી શકે છે; ચન્દ્ર-

સૂર્યને પોતાને વશ વર્તાવી શકે છે ને સૌથી મોટું સામર્થ્ય આ છે, કે તે ચાહે તો નવી સૃષ્ટિ પણ રચી શકે છે. આ માર્ગમાં એકનિષ્ઠ થયેલો પંડે જ સ્રષ્ટા છે. ત્રણ લોકની ગતિ તે એક સ્થાનમાં રહીને જાણી શકે છે ને ત્રણ લોકને સ્વસ્થાનમાં બેઠો બેઠો નિમેષ માત્રમાં તે જોઈ શકે છે. આવા શ્રેષ્ઠસ્થાનમાં તમો કલ્લોલ કરો, ને પછી યોગમાર્ગે જઈ પરમાત્માને પામો. તપસ્વીથી પણ યોગી શ્રેષ્ઠ છે, જ્ઞાનીથી પણ યોગી શ્રેષ્ઠ છે, કર્મીથી પણ યોગી શ્રેષ્ઠ છે."

સત્સાધકના સંઘવાળાઓ આવું ઉત્તમ સ્થાન મળ્યું, એટલે ત્યાં જ રહેવાને તત્પર થઈ ગયા; પણ સત્સાધકે જણાવ્યું કે; "અહો મિત્રો! તમે આ સ્થાનથી લલચાતા નહિ. આ યોગમાર્ગ કામયોગમાર્ગ છે. અહિંયાં પણ પેલા મહાત્મા કામદેવની આણ ફરે છે ને અહિંયાં રહેનારને પાછું પડવું પડે છે; જુઓ તમારી પથબોધિની, તેમાં પરમાત્માએ સ્પષ્ટ જણાવ્યું છે કે, કામનાવાળા યોગીને અયોગી થવું પડે છે. આ મહાત્મા કહેશે કે, આ યોગમાર્ગે જનારા યોગીને ભ્રષ્ટ થવાનો ભય ખરો કે નહિ? તેને અહંતા મમતા ખરી કે નહિ?"

મહાત્મા યોગીએ કહ્યું; "હા-હશે! પણ અમારી અહંતા મમતા જનસુખાર્થે છે, પરહિતાર્થે છે, સ્વસુખાર્થે નથી! અમે લોકોપકાર કરી શકીએ છીએ ને જે અયોગ્ય માર્ગે વર્તે છે, તેને શાસન પણ કરીએ છીએ. આવા પ્રયાસમાં પડ્યા છતાં પણ અમે કાળને ઓળંગી જઇએ છીએ. આગળ જેણે કાળનું અતિક્રમણ કીધું, તેનાથી વધારે બળવાન્ કેટલાંક પાંટકાં [illegible] આ દિવ્યજ્ઞાન બળવડે, અમે ગમે ત્યારે પણ સપૂર્ણ મોક્ષન[illegible] છીએ. વેદમાં, યજ્ઞમાં, તપમાં, દાનમાં, જે પુણ્યરૂપ કહ્યું છે, તે સર્વને અમે જાણી, અતિક્રમણ કરી જઈ, પરમ સ્થાનને પામીએ છીએ. માટે આ માર્ગે વળી મોક્ષને પામો."

સત્સાધકે કહ્યું; "ત્યારે હાલનો તમારો પ્રયાસ માણસ રહીને, માણસ કરતાં ચઢતા થવાનો જ રહ્યો. તમે કહો છો કે, ગમે ત્યારે મોક્ષ થાય છે. તેપરથી સમજાય છે કે, કામનાયુક્ત કર્મ કરવાથી તમારે પુનઃ જન્મ-મરણને અધીન રહેવું પડે છે; અને માણસમાંથી માણસ થવા માટે જ ઉઠાવેલા શ્રમ માટે, અધિક દંડ ભોગવવો પડે છે, અને આવો વ્યર્થ પ્રયાસ, જે માર્ગપરથી આવ્યા, તે જ માર્ગપર પાછા જવા માટે કરવો પડે છે. હે સંત! વાસ્તવિક રીતે તો આ કામયોગમાર્ગથી દિવ્યજ્ઞાન પ્રાપ્ત થઈ શકતું નથી; અને આત્માની એકતાએ થતી નથી. પણ એ

કામયોગના સેવનથી લોકકલ્યાણની વાસનાનું બળ વધે છે, ને તે બળ વધવાથી તથા વિદ્યામદાદિકથી અહંભાવ પામીને, ન્યાય અન્યાય–પુણ્ય કે પાપનાં કર્મ તપાસવાની વાસનાવૃત્તિ રહેવાથી તથા તેમાં ક્રોધવશ કે શાંતિવશ થઈ, આશીર્વાદ કે શાપ આપવાથી, જે વાસનાનો ક્ષય થવો જરૂરને છે, તેને વધારવી પડે છે. એમ આ વાસનાબંધનવડે ભ્રષ્ટ થવું પડે છે, પુનઃ જન્મ લેવો પડે છે ને ત્યાં રહી, પાછો મોક્ષ-સિદ્ધિ માટે પ્રયત્ન કરવો પડે છે. તેમાં જો સફળ ઉતર્યા તો પછી જ પરબ્રહ્મને પ્રાપ્ત થવાના માર્ગપ્રતિ વળાય છે ને ત્યારે જ મોક્ષને પમાય છે. પણ ખરો યોગી તે જ છે કે, જે કર્મ માત્રનો ત્યાગ કરે છે. કેવળ અક્રિય જ યોગી છે, ને તે જ મોક્ષને પામે છે. કર્મબળમાં કે કર્મફળમાં જે આસક્ત, તે યોગી ગણાતો નથી. શ્રીવ્યાસજીનું વચન છે કે,

"न पारमेष्ठ्यं न महेन्द्रधिष्ण्यं न सार्वभौमं न रसाधिपत्यम् ।
न योगसिद्धीरपुनर्भवं वा मय्यर्पितात्मेच्छति मद्विनान्यत् ॥"

ભગવાનના અંશાવતારી વ્યાસનાં આ વચન પ્રમાણે, જેઓને પર-મેષ્ઠી પદાદિની પ્રાપ્તિની ઇચ્છા જ નથી, ને જેણે પરબ્રહ્મમાં આત્માર્પણ કીધું છે, તે જ યોગી છે. તમારા માર્ગમાં તે નથી, પણ તેમાં અનેક કામનાઓ વસે છે; અને જેટલા જેટલા સંબંધ, આ જીવ પોતાના મનથી પ્રિય ગણે છે, તેટલા તેટલા શોકના ખીલા તેના હૃદયમાં સેવાય છે. યોગથી પરમેષ્ઠી પદાદિકની જે પ્રાપ્તિ છે, તેને આપ પ્રિય ગણો સારૂ એ વાસના ખરી કેની? સકળ સસારનું ચરિત્ર નિરખવાની ઇચ્છાનું ઓને શી? પણ એ સર્વે મોક્ષ માર્ગે વળનારાને ખીલારૂપ છે, રસાધિપપના યોગમાર્ગથી દિવ્યજ્ઞાન પ્રાપ્ત થાય છે ખરું, અને તે મનુષ્ય વ્યવહારની ઉત્કૃષ્ટતા પર્યંત લઈ જાય છે, ને તેમાંથી પરમ કાર્ય સધાય છે, તથા તેથી આનંદ થાય છે; પણ એમાં સમાયલી લોકવ્યવહારને અંકુશમાં રાખવાની જે તૃષ્ણા તે નીચમાં નીચ ઝનુનના ભોગ બનાવે છે. એમ એ વળી મલિન વાસના છે, અને એ વાસના છે તે જ ભ્રષ્ટ કરે છે, ને તેથી શાતા મળતી નથી. જેમ આ માર્ગમાં આનંદ છે, તેમ કલેશ પણ છે. જ્યાં સૂધી લોકવાસના, દેહવાસના–સ્વસામર્થ્ય વાસના–અહંકાર વાસ-નાનો ક્ષય થયો નથી, ત્યાં સૂધી પરમઆનન્દને માર્ગે વળાતું નથી, તો પહોચવાની તો વાત જ શી? અમને માત્ર આનન્દને માર્ગે જ જવાની, અને ત્યાં જ રહેવાની કામના છે; માટે તમારો માર્ગ ઉત્તમ હોય તો ભલે, અમો તો તમારી આજ્ઞા માગીશું. કાળના કાળ સૂધી જીવવાની,

અને તેમાં રહી, વેળાએ કવેળા, કાળના ભોગ થવાય તેવી જેની કામનાઓ છે, ને જે પરમ યોગને જાણવાથી વિમુખ રહ્યા છે, તેને જ માટે આ માર્ગ કલ્યાણકારી હશે! અમારે તે ગ્રાહ્ય નથી જ. જે સ્થિર ચિત્તમાં રહેલો યોગ બ્રહ્મભાવમાં તાતાથૈ કરી રહ્યો છે, તે જ નિષ્કામ યોગ અપરોક્ષ સાક્ષાત્કારમાં મસ્ત કરાવી, અચ્યુતમાર્ગે વાળે છે. વળી આ અમારી પથબોધિનીમાં તમારા આ માર્ગથી શ્રેષ્ઠ માર્ગ એક કહ્યો છેઃ

संतुष्ट सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मे भक्तः स मे प्रियः ॥

"અર્થ–સંતુષ્ટ, સતતયોગી, યતાત્મા, દૃઢ નિશ્ચયવાળો અને મન તથા બુદ્ધિ પ્રભુમાં જ અર્પેલાં છે તે જ પ્રભુનો ભક્ત ને પ્રિય છે.

"પુનઃ કહ્યું છે કે, 'સુકૃત કરેલા જનો પ્રભુને ભજે છે. એવા મનુષ્ય ચાર પ્રકારના છે; આર્ત, અર્થાર્થી, જિજ્ઞાસુ ને જ્ઞાની.' એમાંના તમે અર્થાર્થી છો ને તેથી કામનાયુક્ત છો. પણ અમને આજ્ઞા છે કે, એક નિત્ય મુક્ત અને ભક્ત જ્ઞાની જ પરમાત્માને પરમ પ્રિય છે! ને નિષ્કારણ અનન્ય પ્રેમલક્ષણા ભક્તિથી એકાકાર થયેલા ભક્તો પરમાત્મામય જ બને છે. આવો ભક્ત પરબ્રહ્મને બહુ પ્રિય છે. એમ એ જ્ઞાનભક્તિમાર્ગ તમારા માર્ગથી શ્રેષ્ઠ છે; તો અમે કેમ તેથી નીચા માર્ગમાં રહી શકીએ? અમે આજ્ઞા લઈશું! રામ રામ!"

આટલું બોલી સત્સાધકે, જય મહેશ્વરની ગર્જના કરીને પોતાનો સંઘ આગળ ચલાવ્યો. આ વેળાએ પણ કેટલાક પાંથિકો, કે જેઓને માથે કેટલાંક પોટકાં હતાં તેઓ, તે પોટલાંને ફેંકી દેઈને આગળ ચાલ્યા. પણ કેટલાક પંથીઓ તો ત્યાં જ રહ્યા. તેઓ માંહોમાંહે કહેવા લાગ્યા કે; "જે યોગથી આખું વિશ્વ આપણા હાથમાં માળાના મણકા પેરે રમ્યા કરે છે, અને જે યોગથી, ગમે તે દુર્ઘટ કાર્ય કરવાની શક્તિ આવે છે, તેવા યોગથી, સહજ શ્રમથી આપણે અચ્યુતપુરમાં જઈ શકીશું તેમ છે, તો શા માટે આપણે બીજા વિકટ માર્ગે અગાડી વધીએ? અને કોકટમાં શ્રમ વેઠીએ? અત્ર રહેવાથી આપણે અનેકનું કલ્યાણ કરી શકીશું. એનાથી વધારે લાભ પણ શો હોય?" આવા વિચારથી ત્યાં રહેતા જીવોને, સત્સાધકે કહ્યું કે; "આટલે સુધી આવ્યા પછી જ્યાંથી કદી પણ પડવાનું નથી, જેનાં દર્શન પછી બીજું દર્શન જ નથી, તે ત્યજી, જ્યાંથી પડવાનો ભય છે ત્યા રહેવાનો વિચાર કરીને, શા માટે આટલો બધો શ્રમ એળે જવા દો છો? જાણો કે, જે અચ્યુતસ્થાન છે, જે

કાળથી મુક્ત છે, ને જેનાથી અગાડી કંઈ જ નથી, તે તરફ, એકનિષ્ઠાવાળા પાન્થિના જે પગ ઉપડે છે, તે કશા પણ સંકલ્પ વિના જ ઉપડે છે. તમે આ મિથ્યા સંકલ્પ શા માટે કરો છો, કે આ માર્ગથી ઉંચા દિવ્ય સ્થાનમાં જવાશે? પણ અંતરમાં અનુભવ હોવા વિના, પરમ સ્થાનની દિવ્યતા અન્ય જાણી ન શકે! જેમ નદીના વેગમાં લાકડું ગમે ત્યાં ઉંચા નીચા સ્થાનમાં તણાઇને જઈ પડે છે, તેમ પામર જીવો, કે જેઓ અમૃતના સ્વાદને જાણતા નથી તેઓને, દૈવ અહંકાર યુક્ત ઉપભોગ તરફ તાણી જાય છે. એવી જ, હે પાંથિકો! તમારી ગતિ છે."

આટલું કહી, પેલો મહાત્મા યોગી ને તેની સાથવાળી પેલી દેવી–યોગશ્રદ્ધા–વિદાય થતા પાંથિકોપર કંઈ પણ અસર કરે, તે પૂર્વે તે સ્થાનપર આણેલાં દિવ્ય ભોજનોનો–સિદ્ધિઓનો ત્યાગ કરીને, સત્સાધક ને તેની સાથના બીજા પંથીઓ આગળ વધ્યા.

આકાશમાં વિરાજતા વિમાનવાસીઓ, સત્સાધકની આ દૃઢતા જોઇને ચકિત થઈ ગયા. તેમાં રાજા વરેપ્સુ વધારે ચકિત થયો. તેને વિચાર થયો કે, "જે યોગથી હજારો યોગીઓ પરમ ધામમાં જઈ વસ્યા છે, તેવા યોગીઓના યોગમાર્ગનો અનાદર કરીને, સત્સાધક આગળ ચાલ્યો, તેનું કારણ શું? અને આ પરમધામ, સકળ દિવ્ય પદાર્થથી ભરપૂર છે, તે જો બ્રહ્મધામ ન હોય તો બ્રહ્મધામ કેવું હશે?" તે જાણવાની ઇચ્છા થઈ! તેનો મનોભિપ્રાય ગુરુદેવ જાણી ગયા, તેથી બોલ્યા કે; "જે યોગથી પરમ ધામને પમાય છે, તે યોગ તે નિર્વિકલ્પ સમાધિયોગ છે. કેવળ જ શ્રવણ મનનથી તે પ્રાપ્ત થતો નથી; પરંતુ એકાકારતા–નિદિધ્યાસન–થાય છે ત્યારે જ તેનો ઉદય થાય છે. જેને સર્વ એક જ છે, જે સુહૃદ્, મિત્ર કે શત્રુ વગરનો, કોઇના પણ સબંધ વિનાનો, પક્ષપાતરહિત, નિષ્ક્રિય, ભાઈ, સાધુ કે પાપી જેને મનથી સમાન છે, તે જ યોગી છે. તે એકાંતમાં જ રહે છે, એકલો જ રહે છે, આત્માપર આસક્ત છે, ચિત્ત તથા દેહ સ્વાધીનમાં છે, આશારહિત જ છે, જેણે આવરણ શક્તિને નિર્મૂળ કીધી છે, જે નિત્ય આત્મયોગ જ સાધે છે, તે જ યોગી, ને તે જ માર્ગે જવું, તે જ સત્ય યોગમાર્ગ છે. આત્મામાં જ આત્માનો જેણે લય કીધો છે, ને પરમાત્મામાં જે એકાકાર છે, તે જ યોગી છે. પણ જેઓ અહંકારવશ છે, વાસનાવશ છે, કર્મ કરવામાં સિદ્ધિઓ મેળવવામાં, મેળવેલીનું ફળ ભોગવવામાં ને તેનો ઉપયોગ કરીને કોઇનું કલ્યાણ ને કોઇનુ અકલ્યાણ કરવામાં જે જીવ પ્રવૃત્ત છે,

તે યોગી નથી, પણ માત્ર તપથી કર્મમાં પ્રવૃત્ત થયેલો, ને મનુષ્યમાં જ મનુષ્ય રહેલો વાસનાલીન જીવ છે. તેનામાં ઉત્તમ ગતિ છે ખરી, પણ મર્ત્યતાના જે ખાડાના કાદવમાં ખરડાયો છે, તેમાંથી ઉન્નત સ્થાનમાં જવાની તે જે આશા રાખે છે, તે નિરાશાજન્ય ફાંફાં જ છે. તેનામાં વાસનાઓ વસે છે. તે વાસનામાંથી છૂટવાને માટે વિશુદ્ધ ભાવનાના વિચારમાં જે નિમગ્ન રહેવું જોઇએ, તેને આ યોગીઓ જાણતા જનથી. તેમનામાં પ્રેમ છે, પણ એ પ્રેમ હલકામાં હલકા ને નીચમાં નીચ માણસમાં હોય, તેવો પણ બની જાય છે. એ પ્રેમ એ ભોગવૃત્તિનો, અહંકારનો જ પ્રેમ છે! આવા પ્રેમી ને વાસનાવાળાઓને ભૂલચૂક થવાનો સંભવ છે; ને તેવી ભૂલ થઇ કે, જે કાળ એમની આસપાસ ફર્યા કરે છે, તે ઝડપ દેતો કે, વળગી પડે છે ને તેઓને ભ્રષ્ટ કરે છે. જે યોગી છે, તે જ્ઞાનામૃતથી તૃપ્ત અને કૃતકૃત્ય રહે છે; તેને કંઇ કર્તવ્ય નથી-હોય તો તે તત્ત્વવિત્ થયો નથી, એવું શ્રુતિવાક્ય છે. આ યોગીઓનું આટલું સુભાગ્ય છે કે, પોતાના સંસ્કારના યોગથી ભ્રષ્ટ થયા પછી પણ, જેમ કોઈ પણ કલ્યાણ કરનાર દુર્ગતિને પામતો નથી, તેમ એ પણ પામતો નથી. એ નવા જન્મમાં પૌર્વદેહિક બુદ્ધિયોગ પામે છે, ને તેમાં રહી, પૂર્વના સંસ્કારને યોગે, સાવધ રહી, સર્વ વાસનાનો લય કરેથી તે શબ્દબ્રહ્મ-પરમાત્માને પામે છે.”

મહાત્મા વામદેવ, આ પ્રમાણે વિમાનવાસીઓને વાતો કહે છે, તેટલામાં સત્સાધકનો સંઘ આગળ ચાલ્યો ગયો. આ વેળાએ, ઘણા પંથીઓ પોટલાં વગરના જણાતા હતા. પણ પંથીઓ ઘણા થોડા હતા. જગન્નગરમાંથી સંઘ નિકળ્યો ત્યારે અસંખ્ય પંથીઓ તેની સાથે હતા, પણ હવે તો પાંચ પદર જ જણાતા હતા. એમા પણ કેટલાકના માથાપર ભાર છે ખરો, પણ તેઓની ચાલવાની ઝડપથી જણાય છે કે, આ ભાર ઘણો હલકો થયલો છે.

આ પ્રમાણે પાંથિકોને ઝડપથી ચાલતા જોઇ, વરેપ્સુએ ગુરુદેવને પૂછ્યું કે; “દેવ! આ પંથીઓ હવે ઘણા ઝડપથી દોડે છે, અને તેમના માથાપરનો ભાર ઓછો થયો જણાય છે, તેનું કારણ શું?” ગુરુદેવ બોલ્યા; “વત્સ! અચ્યુતપુરમાં પ્રવેશ કરવા માટે જીવની વાસનાનો ક્ષય થવો જોઇએ. જગન્નગરમાંથી નિકળેલા સર્વ જીવોની વાસનાનો ક્ષય થયો નહોતો, ને તેનાં પોટલાંના ભારને લીધે તેઓથી જલદી જલદી ચલાતું નહોતું. વાસનાનો ભાર ઘણો મોટો છે, ને તે ભાર ન હોય તો જીવનો મોક્ષ જ છે. વાસનાક્ષયના બે માર્ગો છે, એક તો સગુણ ઉપાસના ને બીજી નિર્ગુણ ઉપાસના. સગુણ ભાવનાવાળા સગુણોપાધિવાળા રહે છે,

પણ તેઓના અંતઃકરણની શુદ્ધિ થયા વિના, અચ્યુતપુરમાં જવાતું નથી; પણ જેઓ નિર્ગુણભાવનાવાળા છે, તેઓની સામે જ અચ્યુતપુર છે. આમાં કેટલાકના માથાપર સગુણોપાધિક પોટલાં છે; પણ આ પોટલાં ઘણાં હલકાં છે, તેથી તેઓ ઝડપથી અગાડી વધ્યા જાય છે. નિર્ગુણભાવનાવાળા, સત્સાધક વગેરે તો, છડેછાંટ ચાલ્યા જાય છે."

આટલામાં સંઘ એક મુકામપર આવી પહોંચ્યો. અત્રે પણ એક સારો આશ્રમ હતો. ઘણાક પંથીઓને ક્ષુધાતૃષા જેવી કશી પીડા જ નહોતી. તેઓ તો નિરાંતે બેસી હરિકીર્તન કરવા લાગ્યા. કેટલાક જેઓમાં કંઇક વાસનાનો અંશ હજુએ હતો, તેઓને ક્ષુધાતૃષા લાગી; પણ કલ્પવૃક્ષની પેઠે, તેઓની ઇચ્છા વિના જ, પેટ ભરાઈ ગયુ હોય, તેમ ઓટકાર આવ્યા, ને શાંત થયા. આખા દિવસના થાકેલા હતા, તેથી સર્વે આરામ લેવા ગયા. સત્સાધક એક સ્થાનમાં સૂતો. તેને નિદ્રા, તંદ્રા, આહાર કે તૃષા હતી જ નહિ. તે જાગ્રત અવસ્થામાં સૂતો સૂતો અનેક બ્રહ્મતરંગોમાં રમવા લાગ્યો.

આ વખતે આકાશમાં ચાલતું વિમાન પણ ત્યાં જ થંભી રહ્યું; અને સત્સાધકને જે જે તરંગો થતા હતા, તે દિવ્યદૃષ્ટિથી જોતા સાંભળતા હતા. સત્સાધક થોડીક ક્ષણુ નેત્ર મીંચી પડી રહ્યો છે, પણ તેવામાં તે એકાએક બોલી ઉઠયોઃ—

"શાંતિ દેવી, શાંતિ દેવી, શાંતિ સર્વ વ્યાપી;
માયા ત્યાગી, મુક્ત હુવો, વાસના સર્વ ભાગી—શાંતિ૦
નિર્વિકલ્પ બ્રહ્મ બન્યો છુ, બન્યો છુ વિરાગી;
અવિદ્યા અંધારું નાઠું, જોઉં છુ જગ્ત જાગી—શાંતિ૦
હું છુ બ્રહ્મ હું છુ સગ્રહ્મ, કૃષ્ણનો ઉપાસી,
સર્વ વ્યાપી હું રહ્યો છુ નિર્ગુણનો છુ ભાગી—શાંતિ૦

આ પછી તે વિચારતરંગમાં રમવા લાગ્યો. તે સ્વતઃ બોલ્યો; "જગત્ ગયું, વાસનાનો ક્ષય થયો, હવે હું તેજરૂપમાં લીન છું, ને તેમાં જ લીન રહીશ. જેનો જેપર પ્રેમ, તેમાં તેનો વાસ. હવે મારે કશું લાગતું વળગતું નથી. માર્ગમાં આવતી અહંતા મમતાનો નાશ થયો છે તો હવે અચ્યુતપુરમાં જ પ્રવેશ થશે. કલ્પાન્તે ગમે તે રચના વિશ્વવ્યવસ્થાનુસાર થાય, પણ તેમાં પિંડબ્રહ્માંડૈક્ય અનુભવતાને બાધ નથી. મુક્તનું સુખ કલ્પાન્તરસ્થાયી સુખથી પણ અધિક છે—તેનું વર્ણન કેમ થાય? છતાં આ માર્ગમાં આવતા અનેક પથિકો તેથી કેમ દુર્ભાગી રહે છે? એ કૌતક જ છે. ખરેખર.

મમત્વની દૃઢતા જ દુઃખનું કારણ છે

એમ મને નિશ્ચયપૂર્વક જણાય છે. કોઇએક પુરુષે કમાઈ કમાઇને એક લાખ રુપિયા એકઠા કર્યા છે, ને તે 'મારા છે' એવી વાસનાથી

કોઈને એક પૈ પણ તેમાંથી આપતો નથી કે વાપરતો નથી–તે જતા રહે કે ઓછા થાય તેનો તેને ભય રહે છે, ને તેથી શોક થાય છે. પણ પૂર્વજન્મસંસ્કારથી વૈરાગ્ય પ્રાપ્ત થયો ને સર્વ ત્યજી વનમાં જતો રહ્યો, તે વેળાએ, 'મારા છે,' એવી વાસના જતી રહેવાથી, તે દ્રવ્ય કોઇ લૂટી જાય, વાપરી નાંખે, ફેંકી દે, આપી દે, કે બળી જાય, તેનો તેને કશો શોક થતો નથી. એમ મમત્વની દૃઢતા, એ જ દુઃખનું કારણ છે. પણ તે મમત્વ જેમાં થાય છે, તે મનનો નિરોધ, એ સુખની પ્રાપ્તિનું સ્થાન છે. જીવે સર્વથા આ મમત્વનો ત્યાગ કરવો જરૂરનો છે. પણ

## માન્યામાં જ મમત્વ છે

જીવે જેને પોતાનું માન્યું છે, તેમાં જ મમત્વ છે. જગન્નગરમાં મેં જોયું કે, એક માણસ પાસે પોપટ હતો. તે મરી ગયો ત્યારે તે રડવા લાગ્યો. એક સંતે તેને પૂછ્યું કે, 'ભાઈ! શા માટે રડે છે?' ત્યારે તે મૂઢબુદ્ધિ બોલ્યો કે, 'મારો પોપટ મરી ગયો! અહા! તે મારા ઘરમાં રહેતો હતો, મારા દાણા ખાતો હતો, ઘરમાં કલાબકોર કરી મૂકતો હતો; તે મરી ગયો તો કેમ ન રોઉં?' સંતે કહ્યું, 'મૂઢાત્મા! તારા ઘરમાં ઘણાએ ઉંદરડા રહે છે, તેઓ તારા જ દાણા ખાય છે, રાત ને દિવસ ઘણો શોરબકોર કરી મૂકે છે, તેપર તારો પ્રેમ નથી ને આ પોપટનો કેમ શોક કરે છે?'

આ ઠીક ઉપદેશ છે. પણ સત્ય તો આ છે કે તે પુરુષે પોપટ 'મારો છે!' એમ માન્યો છે. મારો માનવાનું કારણ તેની સુંદરતા મનમાં વસી છે, પણ ઉંદરડાની સુંદરતા તે મનુષ્યના મનમાં વસી નથી. તે 'મારા નથી' એમ માન્યાથી તેને શોક થતો નથી! એ મારું મનાવનાર મન છે, એ મનને કોઇ પણ તરફ ઢળી પાડવા દેવું નહિ જોઇએ; અને તેમ થયેથી જ શાંતિ વળે છે. મન જ સર્વનું કારણ છે. એક વિષયી પુરુષની પાસે આંખો મીંચાવીને એક સુંદર કુટડી સ્ત્રીને ઉભી કરીએ, અથવા એક ગાયનશોખીન પાસે, કાનમાં પુમડાં દબાવીને ગાયન કરીએ, તો તેથી તેને કશી પણ અસર થશે નહિ. આનંદ થશે નહિ, મોહ થશે નહિ. જો સ્ત્રીમાં આનંદ હોય તો તે સામી ખડી છે, છતાં કેમ આનંદ નથી? સુખ નથી? ગાયનમાં આનંદ હોય તો, સામે જ મનુષ્ય ગાય છે, કેમ આનંદ થતો નથી? એ પરથી જણાય છે કે, સ્ત્રીમાં સુખ નથી, ગાયન-માંએ સુખ નથી, દ્રવ્યમાંએ સુખ નથી, પરન્તુ જે આનંદ થાય છે, તે મને માની લીધેલા મમત્વ–અહંકારમાંથી જ આપણને પ્રતીત થાય છે.

એ આનંદ મોહમાં ને મને માનેલી સુંદરતામાં જ છે. જગન્નગરમાં એક શેઠનો ગુમાસ્તો છે, તેને વરસ દહાડે પાંચસોનું વર્ષાસન મળે છે. શેઠનું કામકાજ તે જ કરે છે. પણ શેઠને લાખની ખોટ જાય છે કે લાખ મળે છે તો તેને હર્ષ નથી ને શોક નથી; કેમકે તેને એ ધન મારુ છે, એવો મમત્વ બંધાયો નથી.

"એ જ નગરમાં મેં આ પણ જોયું છે કે, એક શેઠને એક છોકરો હતો. તેને માટે એક ધાવ રાખી હતી. છોકરાની સુખાકારી માટે ધાવ પરેજી પાળતી હતી. પણ તે છોકરો મરી ગયો ત્યારે ધાવને શોક થયો નહિ. તેને મનથી તો એક છોકરો ગયો તો બીજો છોકરો પાળવા મળશે એમ માન્યું છે, તેથી તેને દુઃખ થતું નથી. ખરું દુઃખ તો તેની માતાને જ ઉપજ્યું હતું; કેમકે તેણે 'મારો છોકરો' એમ માન્યું હતું, ને તેમ જ દૃઢ કીધું હતું. આ સર્વ મને મનાવ્યું છે. સકળ સંસાર તે મન જ છે, ત્રણ લોક પણ મન છે, મનથી સુખ, દુઃખ, કાળ ને રોગ છે. મનથી સંકલ્પ ને મનથી જીવન છે. માયા, શોક, મોહ એ સર્વ મન જ છે. સ્પર્શ, રૂપ, રસ, ગંધ, કોશ, એ સર્વ મન જ છે. સમુદ્રનું પાન કરાય, મેરુ પર્વતને જડમૂળથી ઉખેડી નંખાય, અગ્નિનું પ્રાશન પણ થાય, પરંતુ મનનો નિગ્રહ તેનાથીએ કઠણ છે. એ નિગ્રહ કરનાર જ તરી જાય છે.

### દુઃખનું કારણ 'હું' ને 'મારું'

એવું જે મને મનાવ્યું છે તે જ છે; અને તે જ વાસનાને વધારનાર ને બ્રહ્મમાર્ગમાંથી પાડનાર છે, ને તેથી જ જગન્નગરમાંથી, આ સંઘસંગે આવેલા ઘણા પંથીઓ પાછા પડ્યા જાય છે. જો એ મારું મારુ મનમાંથી નિકળી જાય તો મનુષ્યની વાસના ક્ષય પામે. એ મારુ મારુ મનાવનાર મને માની લીધેલું મમત્વ જ છે. એક શાહુકાર વેપાર અર્થે દેશાંતર ગયો હતો. ત્યાં વીસ વરસ થઈ ગયાં, પણ ઘેર આવ્યો નહિ. કાગળપત્રથી સર્વ કુશળ સમાચાર મળતા હતા. ઘેર એક પુત્ર મૂકી ગયો હતો, પણ તે નહાનો હતો. તેવી અવસ્થામાં જ મૂકીને તે શાહુકાર દેશાંતર ગયો હતો. ઘણાં વરસ થયાં પોતાના પિતા ઘેર આવ્યા નથી; તેથી તે પુત્ર તેને મળવા માટે નિકળ્યો. બીજી તરફ પિતા પણ ઘેર આવવાને નિકળ્યો. માર્ગમાં આવતી કોઈક ધર્મશાળામાં બંનેનો ઉતારો થયો છે, સામસામા રહેલા છે; પણ એકબીજાને ઓળખતા નથી. દૈવેચ્છાથી તે છોકરાને કોલેરો થયો. આ વેળાએ, તેની સાથે તેનાં છોકરાં ને સ્ત્રી હતાં, તેની સપુરત, તે છોકરાએ એ શાહુકારને કરવા

પણુ માંડી. તે શાહુકારે જણાવ્યું કે, "ભાઈ, અમે ક્યાં ને તમે ક્યાં! અમારે તો કાલે ચાલ્યા જવાનું છે, માટે કોઈ બીજાને સોંપો." તે શાહુકાર તો આટલું કહી, પોતાની ઓરડીમાં આવી, જે રસોઈ બનાવી હતી તે આરોગવા બેસી ગયો; અને તે જ ક્ષણે પેલા છોકરાનો આત્મા તેનો દેહ ત્યજીને ચાલ્યો ગયો. પણુ તે શેઠ તો, પોતાને આ માણસના મરણથી સ્નાને નથી ને સૂતકે નથી એમ માની, મહાપ્રસાદ અડાવવા બેસી જ રહ્યો! આ પ્રસંગે, તે મરણુ પામેલા માણસની ધણીઆણી, આક્રંદ કરવા લાગી કે, 'હાય! હાય! મારું કેવું દુર્ભાગ્ય કે સસરાજીનો પણુ સમાગમ થયો નહિ! તે તો દૂર જ રહ્યા! નહિ તો આ છોકરાં-ઓની બરદાસ્ત લેતે. એ જગજીવન સસરાજી! આ તમારા પુત્રની સંભાળ લો!' આમ બૂમો પાડી ખૂબ રડી. આ વેળાએ, તે શેઠના નોકરે પૂછ્યું કે, 'તમારો સસરો કોણુ?' તે બાઇએ નામનિશાન સાથે જણાવ્યું, જે સર્વ વાત તે શેઠ જમતાં જમતાં સાંભળતો હતો. તે ફડાક દેતો કે, સર્વ સામગ્રી પડતી મૂકી ઉઠ્યો ને તે સ્ત્રી પાસે જઇને સર્વ સમાચાર પૂછતાં પોતાનો જ પુત્ર મરણુ પામ્યો છે તે જાણી, 'હા પુત્ર! હા વીર!' એમ આક્રંદ કરતો મૂર્છા ખાઇને પડ્યો.

આ ઉપરથી જણાય છે કે, જ્યાં સૂધી 'મારુ' એ મમતા નથી ત્યાં સૂધી શોક થતો નથી, ભય લાગતો નથી પણુ 'મારુ' માન્યું અને 'હુ, હું' એમ અહંકાર ઉત્પન્ન થયો કે, સર્વ વાસના આવી વળગે છે. આ જ પ્રમાણે એક બીજા શેઠની પણ વાતનું મને સ્મરણુ થાય છે. કેટલાક પૈસા પોતાની સ્ત્રીને સોંપી, એક શેઠ કમાવા માટે પરદેશમાં ગયો હતો. કર્મ ધર્મ ચોગે તેની સ્ત્રી પાસેના પૈસા જતા રહ્યા, ને તેને ઉદરનિર્વાહ માટે, ભીખ માગી જેમ તેમ દહાડા કાઢવાનો સમય આવ્યો. બીજી તરફ શેઠ પુષ્કળ પૈસા કમાઇને પાછા ફર્યા ને મનમાં તરંગ કરવા લાગ્યા કે, ઘેર જઇને સ્ત્રીને અમુક દાગીના કરાવીને સંતોષ આપીશું ને તેનું વિરહદુઃખ શાંત પમાડીશું, ને અમુક વસ્ત્ર આપી આનંદ પમાડીશું. હવે પોતાને ઘેર આવતાં રસ્તામા એ શેઠે પડોશના એક ગામની ધર્મ-શાળામાં ઉતારો કીધો. તે જ તેની ગૃહિણી કે જેનાં લાડકોડ પૂરાં પાડવાના તરંગોમાં તે શેઠનું મન આનંદમાં લહરીયાં લે છે, તે જ તેની સ્ત્રી ભીખ માંગતી માંગતી ત્યાં આવી ચઢી! તેણે ઘણા કાલાવાલા કરીને માત્ર એક જ પૈસો માંગ્યો કે, તે ત્રણુ દિવસની ઉપવાસી છે, માટે પૈસામાંથી મમરા લઈ દેહને આધાર આપે! તે વેળાએ જરા પણુ દયા

બતાવ્યા સિવાય, તે શેઠે, જે ઘરવાળીને આનંદ પમાડવા માટે અનેક તરંગો મનમાં કીધા હતા ને કરતો હતો તેને, પોતાના નોકરો પાસે ધક્કા મરાવી, ભારે અપમાન અપાવી, હાંકી કાઢી. તે સ્ત્રી ફાટાંતૂટાં વસ્ત્ર પેહેરી, પેટમાં પગ ચાંપીને, ધર્મશાળાના ઓટલાપર રાતની રાત પડી રહી. હવે સવાર પડતાં, શેઠના ગુમાસ્તાઓએ શેઠાણીને પીછાણી ને શેઠને જઈ વાત કહી, ત્યારે શેઠ તુરત દોડતા દોડતા આવી શેઠાણીને વળગી પડ્યા ને રાત્રિના અપમાન આપ્યું હતું, તે માટે ભારે શોક કીધો.

આ પરથી જણાય છે કે, મારું માન્યું છે ત્યાંસૂધી શોક કે હર્ષ થાય છે. આ સર્વ કારણ મનનું છે-માટે મનને મારવું-નિરોધ કરવો, કે જેથી મમત્વ બંધાય નહિ. મમત્વ થાય છે કે, તત્ક્ષણે શોકહર્ષ થાય છે. એ મમત્વનો નાશ થયો કે શોકહર્ષ પણ નાશ પામે છે, ને શોક કે હર્ષ, મારુ કે તારું નાશ પામ્યું ને અદ્વૈત બ્રહ્મભાવ પ્રાપ્ત થયો, ત્યાં નિત્યની અપૂર્વ આનંદમય સ્થિતિ થઈ રહે.

માયાવશ જીવ

નિશ્શંક, મને જ સઘળું માન્યું છે, તેથી મન જ બંધ તથા મોક્ષનું કારણ છે; મનમાં જ આનંદ ને શોક છે; પણ સામા પદાર્થમાં નથી. જો સામા પદાર્થમાં આનંદ હોય તો, વિષયી પુરુષની આંખે પાટો બાંધી સુંદર અપ્સરા જેવી સ્ત્રીને ઉભી રાખીએ, પણ તેને આનંદ થતો નથી; કેમકે ચક્ષુદ્વારા તેની સુંદરતા જણાતી નથી. તે સારી છે કે નઠારી છે, તે મન જણાવતું નથી, ને મને જણાવ્યા વગર આનંદ થતો નથી. માટે મનને રોધીને, આ જગતમાંથી સર્વ વાસનાનો ક્ષય કરવો, એ જ પરબ્રહ્મપ્રાપ્તિનો ઉપાય છે. જેમ ઇંધન વિનાનો અગ્નિ પોતાના જ સ્થાનમાં સમાઈ જાય છે, ને કશો ઉપદ્રવ કરી શકતો નથી, તેમ જ માયિક વસ્તુ પરના પ્રેમની વૃત્તિનો ક્ષય થવાથી, મન-ચિત્ત પોતાના મુખ્યસ્થાનમાં શમે છે.

સ્વપ્નમાં રાજાની કંગાલિયતનું દુઃખ, જાગ્રતના રાજસુખમાં નથી; જાગ્રતના રાજવૈભવનું સુખ, સ્વપ્નની કંગાલિયતમાં નથી. તેમ જ બ્રહ્મમાં જગતનો સંકલ્પ નથી-તેમ જગતમાં બ્રહ્માનન્દનું સુખ પણ નથી. પ્રશ્ન થશે કે, એકમાં બધું કેમ? તેપર એક વાત યાદ આવે છે. કોઈક રાજા કોઈક વેશ્યાવશ પડ્યો હતો. વેશ્યા કહે તેમ જ વર્તે. તેનું રાજાપણું વેશ્યા સમક્ષ નિર્જીવ હતું. તે વેશ્યાની ભલામણપરથી રાજાએ એક ખરા અપરાધીને મુક્તિ આપી. પણ એ જ વેશ્યાને રાજા સમક્ષ જ ન્યાયમંદિરમાં ઉભી રાખી હોત તો તે રાજાને ભરમાવી શકત નહિ. વેશ્યા

એ માયા છે. રાજા એ જીવ છે. માયાવશ જીવ મિથ્યા સંકલ્પ કરી ફસાય છે, પણ તે માયાને લાત મારી દૂર કાઢે તો કેમ ફસાશે? નહિ ફસાય. એ માયાનું જોર જેણે તોડ્યું છે, તે જ અચ્યુતપુર જઈ શકે છે. પણ ઘણા જીવની

### જ્ઞાન થયા છતાં સ્થિતિ તેની તે જ

રહે છે, તેનું કારણ શું? તેને પરમશાંતિ પ્રાપ્ત થતી નથી, તેનું કારણ શું? તેનું કારણ પ્રત્યક્ષ છે. એક રોગી છે. તે નિત્ય વૈદ્ય પાસે જઈ ઔષધ લે છે. વૈદ્ય એવી ઉત્તમ માત્રા આપે છે કે, રોગ જાય ને સુખી થાય. પણ જે પથ્ય-કરી, પાળવાની તે આજ્ઞા કરે છે તે, તે રોગી પાળતો નથી-પણ તેલ મરચું વગેરે મન માન્યું ખાય છે; તેથી તેનો રોગ કેમ જાય? તે ન જ જાય, પણ ઉલટો રોગ વધે તો તેમાં આશ્ચર્ય શું અને રોગ ન જાય તેમાં વૈદ્યનો દોષ શો? તેમ મહાવાક્ય ઉપદેશરૂપ तत्त्वमसिनो બોધ મળ્યો, તે યથાર્થ જાણ્યો હોય, તથાપિ સંસારની વિષય વાંછના કાયમ રહે તો શાંતિ કેમ થાય? અને તેમાં ગુરુ ને શાસ્ત્રનો દોષ શો? જેણે વાસનાનો ક્ષય કીધો છે, તેને જ મહાવાક્યનું ફળ થશે, પણ આસક્તિવાળાને તે મળશે નહિ. છરી છે તે મીણમાં પેસશે, પણ પત્થરમાં પેસશે નહિ. પત્થર જેવા આસક્તિથી ભરપૂર ચિત્તવાળાને કશી પણ અસર થતી નથી, તો શાંતિ ક્યાંથી થશે? પણ જે નિર્ગુણ ભક્તિવાળા હશે, ને જેનો વૈરાગ્ય દૃઢ હશે, તે જીવને ઉપદેશ ચોંટશે ને તે સ્વરૂપસ્થિતિને જાણશે. અનેક કાચમણિ છે, પણ ચંદ્રોદયથી ચન્દ્રકાંત જ દ્રવવા માંડે છે; અનેક પક્ષી છે, પણ મેઘઘટાથી મયૂર જ પ્રસન્ન થાય છે; અનેક જળનાં ફૂલો છે, પણ સૂર્યોદયથી કમલ જ પ્રફૂલ્લ થાય છે; તેમ લાખો જીવો છે, પણ અધિકારી-સંસ્કારી-શ્રદ્ધાવાન્-આત્મામાં પરમાત્માને જોનારો પરબ્રહ્મસ્વરૂપ જાણવાનો ઉપદેશ ગ્રહી શકે છે, ને તે જ મુક્તિમાર્ગપર જઈ શકે છે.

### એક કાળે જ કેમ બને?

પણ આ મહત્ કાર્ય એક કાળે કેમ બને? એ તો અનેક કાળે બની શકે. મંડ્યા રહેવાથી બની શકે. નિત્યના વૈરાગ્ય અને અભ્યાસથી બની શકે. કોઇએક રાજા મહાપરાક્રમી હતો. તે પરણ્યો. પ્રથમ સમાગમ વખતે તેની રાણીએ કહ્યું કે, આપ તો સમર્થ છો; માટે આપના આ પ્રથમ સમાગમે મને ગર્ભ રહે, ને પરાક્રમી પુત્ર જન્મે, તેમ ગર્ભદાન દો! રાજા કહે એમ શી રીતે બને? ગર્ભ તો સમયે જ રહે છે, તેને માટે તું યોગ્ય હોવી જોઈએ. રાણી બોલી, તો શું તમે પુરુષત્વહીન છો કે મારા સ્ત્રીપણામાં કંઈ ખામી છે? રાજા કહે, તેમ નથી,

પણ ઋતુકાળે જ ગર્ભ ધારણ થાય. તેમ જ 'બ્રહ્માસ્મિ,' એ જ્ઞાન તુરતાતુરત થઈ જાય, એમ બને નહિ. જેઓએ બહુ કાળનો શ્રમ વેઠી, ભોગ ભોગવી છૂટી, વૈરાગ્ય વૃત્તિમાં પ્રવેશ કીધો છે, નિષ્કામી બની રહ્યા છે, આત્માને શોધ્યો છે, વાસનાનો ક્ષય કીધો છે, સર્વ કર્મનો ત્યાગ કરી એકલી આત્મજ્ઞાન ભક્તિ જ જાણી છે, જેઓની ચિત્તવૃત્તિ નિર્મળ થઈ છે, ને જેઓના કંઈક અપૂર્ણ સંસ્કાર હોય તે પૂર્ણ થાય છે, ત્યારે જ બ્રહ્મપ્રાપ્તિ થાય છે ને અચ્યુતપુરમાં પ્રવેશ કરાય છે.

### વાસના ત્યાગ જ શ્રેષ્ઠ છે

પણ આ સર્વ સંકટનું મૂળ વાસના છે. એ વાસનાનો ત્યાગ કરવા માટે નિર્મળ ને દૃઢ વૈરાગ્ય હોવો જોઈએ. પ્રિય પુત્ર અથવા સ્ત્રીના મરણથી, દ્રવ્યના હરણથી, શરીરના રોગથી કે કોઈ બીજા કારણથી, જગતપરની આસક્તિ ન્યૂન થાય, જગતપરનો ભાવ ઉઠી જાય, સર્વને અસાર સમજે, એ દૃઢ વૈરાગ્યે નથી ને વાસનાનો ક્ષયે નથી. પણ ઉપદેશથી, વિચારથી, શોધનથી, અનુભવથી એમ નિશ્ચય થાય કે, જગત્ મિથ્યા છે ને તે પછી સર્વનો ત્યાગ કરે, તે જ દૃઢ વાસનાત્યાગ કહેવાય. એક પુરુષને ઘેર દશ કોટી ધન છે પણ તેપર નાગ બેઠા છે ને તેથી દ્રવ્ય વપરાતું નથી, પણ તે જોઈ જોઈ દુઃખી થાય છે. કોઈના ઉપદેશથી તેલ કકડાવી તે નાગપર રેડી, નાગને ભસ્મ કીધો, તેથી તેના મનને સુખ થયું, પણ દ્રવ્યનું સુખ થયું નહિ, કેમકે તે પંડે મરણ પામ્યો. તેમ જ જગતમાં રહી, બીજાની કામના રહે કે વાસના રહે–સ્વર્ગલોક મળે, ઇંદ્રલોક મળે, તેવી વાસનાનો, સ્મશાન વૈરાગ્યવાળાએ ત્યાગ કીધો નથી, તેથી તેને એકલા વ્યવહારના ત્યાગે જ સુખ થશે નહિ. જગતને મિથ્યા જાણ્યા ને પ્રવર્ત્યાથી દુઃખની નિવૃત્તિ થાય છે, પણ અન્યલોકની પ્રાપ્તિની કામના હોવાથી પરમાનંદની પ્રાપ્તિનું સુખ મળતું નથી. બ્રહ્માનંદની પ્રાપ્તિ આત્માને જાણ્યા સિવાય થતી નથી. આત્માને જાણવો, તે વાસનાક્ષય વગર બનતું નથી; વાસનાક્ષય વગર પરમાનંદની પ્રાપ્તિ નથી; એકાગ્રતા વગર આત્મસુખ મળતું નથી; એ આત્મસુખ એક જન્મે નહિ, પણ અનેક જન્મે પ્રાપ્ત થાય છે. આજે આ જીવના અનેક જન્મ સાર્થક થવાથી, તે અચ્યુતપુર જશે અને અચ્યુત પ્રભુમાં લીન થઈ જશે. જય હરિ !"

આવા આવા અનેક તરંગોમાં સત્સાધક તણાતો તણાતો, થોડા સમયમાં શાંત થઈ ગયો.



# પંચમ બિંદુ—પંચમ સોપાન

## ભક્તિમાર્ગ

आत्मारामापि मुनयो निर्ग्रन्था अप्युरुक्रमे ।
कुर्वन्त्यहैतुकीं भक्तिमित्थंभूतगुणो हरि ॥ श्रीमद्भागवत.

અર્થ—આત્મારામ થયે સતે, જગતની માયાની ગ્રંથિ તૂટ્યા સતે પણ મુનિઓ, મહાવિક્રમવાળા વિભુની નિર્હેતુક ભક્તિ રાખે છે—હરિ પ્રેમભક્તિરૂપ જ છે.

નિર્મળ પ્રભાત થયું. વનપક્ષીઓ મધુરસ્વરે બોલવા લાગ્યાં. સુગંધમય પવન મંદ મંદ વાવા લાગ્યો. અરુણોદયથી દિશાઓ રક્તવર્ણી પ્રકાશવા લાગી. જળાશયોમાં કમળો ખીલવા લાગ્યાં. એવું જોઈ, પાછલી રાતનો ઉજાગરો છતાં, પ્રાતઃસંધ્યોપાસનાનો અમૃતસમ સમય વહી જશે એમ ધારી, મહાત્મા સત્સાધક ચડપ લઈને બેઠો થયો; અને પોતાની જિહ્વાને પ્રાતઃસ્મરણ નિમિત્તે પ્રભુ અચ્યુતનાં મંગળ નામોનો ઉચ્ચાર કરવા માટે, મીઠે અને ઉંચે સ્વરે બોધ કરવા લાગ્યોઃ—

"श्री केशवाच्युत मुकुंद रथांगपाणे । गोविंद माधव जनार्दन दानवारे ॥
"नारायणामरपते त्रिजगन्निवास । जिह्वे जपंति सततं मधुराक्षराणि ॥
"अच्युताच्युत हरे परमात्मन् । रामकृष्ण पुरुषोत्तम विष्णो ॥
"वासुदेव भगवन्ननिरुद्ध । ईश्वरेति सततं जप जिह्वे ॥

"અર્થ—હે જિહ્વા! તુ નિરંતર હે કેશવ, હે અચ્યુત, હે મુકુંદ, હે રથાંગપાણે (ચક્રપાણિ), હે ગોવિંદ, હે જનાર્દન, હે દાનવારે, હે નારાયણ, હે અમરપતે, હે ત્રિજગન્નિવાસ,* એવાં સંબોધનપૂર્વક, પ્રભુ શ્રી અચ્યુતના નામોવાળા મધુર અક્ષરોનો જપ કર હે જિહ્વા, તુ નિરંતર હે અચ્યુત, હે હરે, હે પરમાત્મન્, હે રામ, હે કૃષ્ણ, હે પુરુષોત્તમ, હે વિષ્ણો, હે વાસુદેવ, હે ભગવન્, હે અનિરુદ્ધ, હે ઈશ્વર, એવા પ્રભુ શ્રી અચ્યુતનાં કારણ નામોનો ઉચ્ચાર કર

* સર્વ સ્વર્ગો, સઘળાં પાતાળો અને આ મૃત્યુલોકરૂપી જગત્ ઇત્યાદિ ત્રણે જગત્ કે જેમાં આખા વિશ્વનો સમાવેશ થાય છે, તેમા વ્યાપી રહેલા એવા પ્રભુ અચ્યુત.

"કારણ કે;

"अक्षरं हि परं ब्रह्म अच्युतेत्यक्षरत्रयम् ।
तस्मादुच्चरितं येन ब्रह्मभूयाय कल्पते" ॥

"અર્થ-શ્રી 'અચ્યુત' એ ત્રણ અક્ષરો સાક્ષાત્ અવિનાશી પરબ્રહ્મરૂપ છે, એટલા માટે જે એનો (સતત) ઉચ્ચાર કરે છે, તે બ્રહ્મપ્રાપ્તિ (અચ્યુતપ્રાપ્તિ) ને યોગ્ય થાય છે."

તેનો જિહ્વા પ્રત્યેનો બોધ સૂતેલા પંથીઓને પણ જાગ્રત કરવાના સંબોધનરૂપ હતો. અચ્યુતનાં નામસ્મરણમિશ્રિત એની અમૃતમય વાણીથી પંથીઓ ચડપોચડપ જાગ્રત થઈ, શૌચસ્નાનાદિક કાર્યમાં પ્રવૃત્ત થવા લાગ્યા.

અહીં અંતરિક્ષમાં વિમાનસ્થ પુણ્યજનસમાજ પણ તે વેળાએ તત્પર થઈ આસનાસીન થયેલો હતો. મહાત્મા સત્સાધકનું એ પ્રમાણેનું અચ્યુતસ્મરણ સાંભળી, મહારાજા વરેપ્સુ બટુકને વંદન કરી બોલ્યો; "હે ગુરુદેવ! આ સત્સાધક પોતાની જિહ્વાને સમર્થ અચ્યુત પ્રભુનું સ્મરણ કરવા સૂચવે છે, ત્યારે તેમાં કેશવ, મુકુંદ, ગોવિંદ, કૃષ્ણ ઇત્યાદિ નામો બોલવાનું કેમ કહે છે?" બટુકે કહ્યું; "ઓ રાજા! એ કેશવાદિક સર્વ નામો પ્રભુ અચ્યુતનાં જ છે. જૂદા જૂદા તેના ગુણોપરથી તેનાં તેવાં તેવાં અસંખ્ય નામો પ્રસિદ્ધ થયાં છે. તે કૃપાળુ પ્રભુ અનંત અદ્ભુત ગુણોના સાગરરૂપ છે, તેથી તેનાં અનંત નામ છે. તે અનંત શક્તિમાન્ છે. તે અનંતરૂપી છે. તે અનંત આનંદમય છે. જો, હવે તે અનંત સામર્થ્યવાન્ પ્રભુનાં મંગળ નામોનો ધ્વનિ કરવાને પંથીઓ તૈયાર થાય છે. આજે તેઓનામાં નવો ઉત્સાહ અને નવું ધૈર્ય પ્રસરેલું દેખાય છે."

પથિકાશ્રમના દ્વાર આગળ આવી પ્રથમ સત્સાધક ઉભો રહ્યો ને મોટેથી સઘળા પંથીઓને ઉદ્દેશી કહેવા લાગ્યો કે; "હે અચ્યુતમાર્ગીઓ! આજે હવે આપણે નવલપંથે પ્રયાણ કરવાનું છે. ઉત્તરોત્તર અચ્યુતપુર હવે સમીપ આવતું જાય છે. હવે પ્રત્યેક પંથી, અચ્યુતમાર્ગ રક્ષક સાધનો જેવાં કે નિર્મળ મન, મનોનિગ્રહ, વાસનાક્ષય, દૃઢ વૈરાગ્ય, પરમ શ્રદ્ધા, નિર્ગુણ ભાવનાથી પૂર્ણ હોવો જોઇશે. માટે માર્ગના આરંભમાં આપણ સર્વને જે સાધનો, માર્ગના અધિકારીઓ પાસેથી પ્રાપ્ત થયાં છે, તે પ્રત્યેક જણની પાસે છે કે નહિ તે તપાસો; કારણ કે સાધન વગરના મનુષ્યને દરેક વેળાએ વચમાં જ અટકી પડવાનો સંભવ રહે છે." એવી તે મહાત્માની સૂચના થતાં જ, પ્રત્યેક પંથી પોતપોતાની પાસેનાં સુવર્ણપત્રો, કે જે તેઓને પુરદ્વારમાંથી મળ્યાં હતાં તે, અને પથબોધિનીનાં પુસ્તકો ઉઘાડાં કરી, તેને બતાવી બતાવીને બહાર નિક-

ળવા માંડ્યા. સર્વે નિકળી રહ્યા પછી, ઉપરાઉપરી અચ્યુત નામની જયગર્જના કરીને, સંઘ પવિત્ર પંથે ચાલતો થયો. તે પ્રસગે સત્સાધક બોલ્યો; "મારા પુણ્યવાન્ પંથીઓ! આપણામાંથી જે જનોને દેવી ચિત્ત-શુદ્ધિનાં દર્શન થયાં છે, તેઓને તો હું પૂરા ભાગ્યવંતા જાણું છું: કેમકે તેઓને હવે આપણા માર્ગમાં ઠેઠ સૂધી, આડું અવળું સમજાવીને કોઈ ફસાવી શકશે નહિ. દેવી ચિત્તશુદ્ધિના પ્રતાપથી હવે તેઓનામાં સત્યા-સત્ય-નિત્યાનિત્યનાં યથાર્થ નિર્ણય કરવાની બુદ્ધિ અને નિર્વાસનાપણું પ્રાપ્ત થયું છે; તોપણ આપણે સૌને હજુ પેલા છળબળિયા કામદેવથી ઘણું ચેતતા રહેવાનું છે. હજુ માર્ગમાં તેની સત્તા ગુપ્તપણે વસેલી છે. તેમાં પણ વધારે ચેતવાનું એ છે કે, તે કામદેવ કદાચ આઘો પાછો હોય, તો તેના જ સરખી અદ્ભુત શક્તિવાળી તેની સ્ત્રી આશાદેવી, પથીઓને વારંવાર પોતાના સેંકડો પાશ નાંખીને ફસાવી દે છે; પણ તે હજુ દૂર છે. તે તો હું તુર્ત જ સૌને ઓળખાવી દઇશ."

એટલું કહીને તે પુનઃ બોલ્યો; "અહીં સૂધી ચાલી આવવાનો ભારે પરિશ્રમ વેઠ્યા છતાં તેના ઉત્તમ ફળરૂપે થવું જોઇતું ચિત્તશુદ્ધિ દેવીનું દર્શન, જે પંથીઓને અદ્યાપિ પર્યંત થયું નથી, તેઓને માટે મને બહુ જ ખેદ થાય છે. તોપણ હજુ કંઈ બગડી ગયું નથી. એ પવિત્ર દેવીની પ્રાપ્તિ માટે એક સુલભમાં સુલભ ઉપાય મારા જાણવામાં છે; તેનું અવલંબન કરવાથી અવશ્ય શ્રીઅચ્યુત પ્રભુની પ્રિયા દેવી ચિત્તશુદ્ધિ પંથીઓને પ્રાપ્ત થાય છે."

એટલું કહીને વળી તે મહાત્મા બોલ્યો; "પ્રિય પંથીજનો! પ્રાણી માત્રનું ચિત્ત, અવિદ્યાના અંધકારમાં ઢંકાયલું હોય છે, તેથી તેઓને ખરો માર્ગ સૂઝતો નથી, ને સત્યાસત્યનો વિચાર થઈ શકતો નથી; તો પછી તેમાં સમર્થ અચ્યુત પ્રભુનો પ્રવેશ તે ક્યાંથી જ હોય? અચ્યુત પ્રભુ તો અંધકારથી પર છે. જીવમાં જે અંધકાર રહેલો છે તે અંધકાર શાનો છે, કે જે આખા ચિત્તમા વ્યાપી જઇ તેને અશુદ્ધ-મલીન કરી નાંખે છે, તે જાણવું આવશ્યક છે. મનુષ્ય પ્રાણી જે કંઈ કર્તવ્ય કરે છે, તે સર્વ પોતાના ચિત્તમાં નિશ્ચય કરીને કરે છે. જે કર્તવ્યકર્મથી બીજા કોઈ પ્રાણીને દુઃખ થવા સંભવ નથી, તેમ પોતાને તે કર્યા વગર છૂટકો નથી, તેમ જ પરંપરાથી ચાલતા આવેલા અને સત્પુરુષોએ સ્થાપેલા માર્ગથી જે કર્મ કોઈ રીતે ઉલટું નથી, તેવું કર્તવ્ય કર્મ કરવાથી, કરનારનું ચિત્ત શુદ્ધ જ રહે છે; પણ તેના કરતાં ઉલટું કર્તવ્ય કરવું, એ પરમ માર્ગમાંથી ભ્રષ્ટ કરનાર છે. તેનાથકી ચિત્તમાં અંધકાર વ્યાપ્તમાન્

થાય છે. અજ્ઞાનીની જે વાસના છે, તે જ અંધકાર ને તે જ પાપ: પાપ એટલે જગતની વાસના! એ જ પ્રાણીને નીચે પાડનાર છે. તેટલા માટે તેનુ પાતક* એવું નામ પડેલું છે. જેમ જેમ પાપ વધતું જાય છે, તેમ તેમ અંધકાર વધતો જાય છે, ને પવિત્ર ચિત્તને અપવિત્ર કરી ઢાંકતો જાય છે. પાપ એ ગાઢી મલીનતા છે. જેમ કોઈ સ્વચ્છ દર્પણમાં, સામેની હરકોઈ વસ્તુનું યથાર્થ પ્રતિબિમ્બ પડે છે, પણ તે જેમ જેમ મેલથી ઢંકાતું જાય છે, તેમ તેમ વસ્તુનું પ્રતિબિમ્બ તેમાં ઝાંખું પડે છે ને સઘળું મેલું થઈ જતાં પ્રતિબિમ્બ પડતું જ નથી; તેવી જ રીતે, મનુષ્યનાં ચિત્તને પણ પાપરૂપ કાળો મેલ ઢાંકી દે છે-અને તે મલીન-અપવિત્ર થઈ જાય છે. તેને કઈ સહજ કારણ મળતાં જ લાગલું તે નીચ માર્ગે દોરાઈ જાય છે, ને પછી તે અસહ્ય દુઃખો સહન કરે છે. એવું એ પાપ પ્રાણી માત્રના અહિતરૂપ છે. તે કેમે કર્યો ન ખસે તેવો ચીકણો મેલ છે, ગાઢામાં ગાઢો અંધકાર છે, ને દુ ખ માત્રનું બીજ છે. પણ જેમ કોઈ ધાતુપાત્ર ઘણા મેલથી ઢંકાઈ કાળું થઈ ગયું હોય તેને પૂર્વ જેવું સ્વચ્છ-તેજસ્વી કરવા સારુ, ખટાશવાળા પદાર્થવડે સારી પેઠે માંજવું પડે છે, ત્યારે જ તે ઘણાક પ્રયત્નને અંતે શુદ્ધ થાય છે; તેમ પાપરૂપ મેલથી, મેલા થયેલા મનુષ્યપ્રાણીના ચિત્તને શુદ્ધ કરવાને પણ નિષ્કામ કર્મ કરવારૂપે સારી પેઠે મંજન કરવું પડે છે; કારણ કે કામ્ય કર્મો તો સઘળાં આપણે આ સમગ્ર કર્મમાર્ગોને વિષે આજ પર્યંત જોતા આવ્યા તેમ, પેલા કામદેવને લીધે દૂષિત થયેલાં છે; તેથી, ચિત્તને શુદ્ધ કરવાને બદલે ઉલટું તેને ઘણું મેલું કરી નાંખે છે. પણ જેને કામદેવ દૂષિત ન કરી શકે એવું બળવાન્ એક જ કર્મ સુપ્રસિદ્ધ છે, કે જે કરવાથી ચિત્ત બહુ શીઘ્ર શુદ્ધ થઈ જાય છે. એટલું જ નહિ પણ જો તે કર્મ યથાર્થ અને નિર્મળ પ્રેમ-ભક્તિ શ્રદ્ધાવડે કરવામાં આવે છે તો, દેવના દેવ અને સર્વેશ્વર એવા શ્રીઅચ્યુત પ્રભુ પંથીને અચ્યુતપુર પહોચવા પહેલાં માર્ગમાં પણ કવચિત્ આવી મળે છે. પૂર્વે આવું ઘણીકવાર બન્યાનાં બહુ ઉદાહરણો પ્રસિદ્ધ છે."

એટલુ કહી વળી તે બોલ્યો, "પ્રિય પંથીઓ! આ ઉપરથી તમને સ્વાભાવિક શંકા થશે કે, એવું કર્મ તે કિયું હશે, કે જેવડે પંથીનાં સમગ્ર પાપ દૂર થઈ, ચિત્ત શુદ્ધ થાય? તેના સમાધાન માટે સાંભળો,

* પાતક એટલે પાડનારુ, ખરા માર્ગથી-ઉત્તમ માર્ગથી-ઉચ્ચસ્થિતિએથી પાડનારું જે હોય તે-પાપ.

એવું સર્વોત્કૃષ્ટ કર્મ તે માત્ર પ્રભુ શ્રી અચ્યુતને શરણે જવું તે જ છે. એ સમર્થનું શરણું સમગ્ર પાપ અને સમગ્ર શોકદુઃખને દૂર કરનારુ છે. એ માટે એકવાર શ્રીઅચ્યુત પ્રભુએ સ્વતઃ પોતાના એક પ્રિયપંથીને કહ્યું છે કે:—

"सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥"

"અર્થ—સર્વ ધર્મનો પરિત્યાગ કરીને મને એકને જ તુ શરણે જા, હુ તને સર્વ પાપમાથી મુક્ત કરીશ, શોક મા કર."

એ સાંભળી સંઘમાંનો એક પંથી બોલ્યો; "મહારાજ! જ્યારે અચ્યુત પ્રભુને શરણે જવું, એજ મુખ્ય કર્મ છે, ત્યારે તો આ પંથે ચઢેલા આપણ સર્વે તેને શરણે જ જઈએ છીએ! પણ અચ્યુત પ્રભુનું સ્થાન તો હજી ઘણું છેટે છે, એટલે તત્કાલ આપણુને તેનું શરણ કેવી રીતે પ્રાપ્ત થાય ને આપણે સર્વ પાપોથી કેમ મુક્ત થઈ શકીએ?"

મહાત્મા સત્સાધક બોલ્યો; "તમે ઘણું ઉત્તમ પ્રશ્ન કર્યું. આપણે સમસ્ત પંથીઓ આ પવિત્ર અચ્યુતપંથે ચઢ્યા, ત્યારથી જ તે કૃપાળુ પ્રભુને શરણે પડી ચૂકયા છીએ, એ સત્ય છે. કાળપુરુષના ભયથી નાસીને આણીમેર પગલું ભર્યું, એટલેથી જ શ્રીઅચ્યુતનું શરણ પ્રાપ્ત થયું સમજવું, અને તે વેળાથી જ પગલું ભરનાર ઘણીક રીતે, કાળપુરુષથી નિર્ભય થયો છે, એ વાત પણ આપણે પ્રત્યક્ષ અનુભવતા આવ્યા છીએ. એ પ્રમાણે પંથે ચડેલો જે પ્રાણી સીધે સીધો ક્યાંય પણ ન અટકતાં, અચ્યુતપુર પહોંચી ગયો, તે તો પાર જ પામી ગયો; તે સદા સર્વદા નિર્ભય થઈ ગયો. પણ એમ માર્ગે સીધે સીધા પહોંચી જવું, એ કેટલું કઠણ છે? એ તો આપણ સૌ જોતા આવ્યા છીએ. મનુષ્યનું શરીર ઇન્દ્રિયોને આધીન છે, ઇન્દ્રિયો મનને આધીન છે, મન સદા અસ્થિર અને ક્ષણમાં લપટાઇ–ફસાઈ જનારુ છે. માટે બીજે ક્યાંય ન ફસાતાં એ મન જ જ્યારે પૂર્ણ ભાવનાથી અચ્યુત પ્રભુને શરણે પડે, ત્યારે, યથાર્થ અચ્યુતશરણ પ્રાપ્ત થયું સમજવું. એ માટે પ્રભુએ પોતે પેલા પંથીપ્રત્યે કહેલું છે કે.—

"मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे॥"

"અર્થ—તુ સઘળેથી તારા મનને ખેંચીને માત્ર મારે વિષે લગાડ, મારી ભક્તિ કર, મારુ પૂજન કર ને મને વંદન કર; તો હુ સત્ય પ્રતિજ્ઞાપૂર્વક કહુ છુ કે, તુ મને જ આવી મળીશ, કારણ તુ મને પ્રિય છે

"એમ અચ્યુત પ્રભુને વિષે મન લગાડવું-સ્થિર કરવું. એ વડે, સૌથી શ્રેષ્ઠ કર્મ જે અચ્યુતશરણગતિ, તે સિદ્ધ થાય છે. પ્રભુ પરમાત્મામાં મન સ્થિર કરવા માટે ઉપલી અચ્યુતમુખની ગાથામાં, 'મારી ભક્તિ કર' એવી જે આજ્ઞા કરી, તે મુખ્ય સાધનરૂપ છે. 'ભક્તિ કર' એ શબ્દનો સીધો અર્થ સમજવા માટે 'મારુ પૂજન કર,' એ આજ્ઞા પ્રભુએ ફરીને કરી છે, અને 'મને વંદન કર' એ ઉપલી બંને આજ્ઞાઓ-ભક્તિ કર-પૂજન કર-નો સહેલો પ્રકાર બતાવવારૂપ છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, સમથ ભય, ત્રાસ, દુઃખ, શોક, તાપ ઇત્યાદિથી છૂટવાને માટે એ સમર્થ પ્રભુ અચ્યુતનું શરણ, એ શ્રેષ્ઠ સાધન છે ને તે પ્રાપ્ત થવા માટે એ સમર્થ પ્રભુની ભક્તિ, એ મુખ્ય સાધન છે.

"ભક્તિ એટલે ભજવું, અનુસરવું, સ્મરવું, સેવવું. અચ્યુતની ભક્તિ કરવી, એટલે અચ્યુતને ભજવો અર્થાત્ તેને અનુસરવું, તેની આજ્ઞાઓ પાળવી, તેની પ્રસન્નતા મેળવવી, તેને સંભારવો, તેની સેવા કરવી, તેના ગુણ ગાવા, તેને વિષે દૃઢ નિર્ગુણ પ્રીતિ કરવી. અચ્યુત ભક્તિના અનેક પ્રકાર છે. તે સર્વ પ્રકારોમાં સૌથી સહેલો, ને પહેલો પ્રકાર અચ્યુતસ્મરણ છે. ચિત્તમાં વારંવાર પ્રભુ અચ્યુતને સંભારવો, તેનું નામ અચ્યુતસ્મરણ છે. વારંવાર અચ્યુતને સ્મરવાથી ચિત્ત શુદ્ધ અને તેને વિષે પ્રીતિવાળું થાય છે. નિર્ગુણ પ્રીતિ થતાં જ પ્રભુ અચ્યુત તેમાં પ્રકાશરૂપે પ્રકટ વિરાજે છે. પણ એ ચિત્ત તો આપણે આગળ કહી ગયા, તે પ્રમાણે ઇંદ્રિયોમાં લુબ્ધ હોવાથી અસ્થિર અને મલીન છે, એટલે વારંવાર પ્રભુનું સ્મરણ કરે જ શાનુ? માટે તેને ધીરે ધીરે ને ક્રમે ક્રમે એ કામે લગાડવું જોઇએ. ચિત્ત જ્યારે ઇંદ્રિયો સાથે ગુંચવાયેલું ને ગાઢ સબંધવાળું છે, ત્યારે તે ઇંદ્રિયદ્વારા જ તેને અચ્યુતસ્મરણનો અભ્યાસ પાડવો જોઇએ. હસ્તપાદાદિ કર્મેન્દ્રિયો કરતાં ચક્ષુ શ્રવણાદિ જ્ઞાનેન્દ્રિયો એ કાર્ય વધારે સારુ કરી શકે છે. ચક્ષુઇંદ્રિય અચ્યુત પ્રભુની દિવ્ય મૂર્ત્તિ, સૃષ્ટિલીલા ઇત્યાદિનું અવલોકન કરવા સાથે જ તે કૃપાળુનું સ્મરણ કરાવે, ત્યારે શ્રવણ ઇંદ્રિય તે સર્વેશ્વરનાં ગુણ, કથાચરિત્ર, કીર્તન ઇત્યાદિને સાંભળવાથી ચિત્તમાં તેનું સ્મરણ કરાવે છે. એ બંને કરતાંએ વળી પોતે જ પ્રભુનુ સ્મરણ કરીને, ચિત્તને પણ સ્મરણ કરાવે, એવી જ્ઞાનેન્દ્રિય તો વાચા છે. એને બહારના સાધનની અપેક્ષા રહેતી નથી. માટે સૌથી પહેલો તેને જ અચ્યુતના ગુણનો અભ્યાસ પડાવવો જોઇએ. એ સ્મરણભક્તિના પણ અનેક પ્રકારો છે. અચ્યુતના ગુણોનું સ્મરણ,

તેનાં ચરિત્રોનું સ્મરણ, તેનાં રૂપોનું સ્મરણ, તેનાં નામોનું સ્મરણ ઇત્યાદિ. એ સર્વમાં નામસ્મરણ એ સૌથી સહેલો પ્રકાર છે. અનંત શક્તિમાન્ અચ્યુત પ્રભુનાં પવિત્ર નામો અનંત છે. તેમાંથી જે જે સાંભરી આવે, તેમ જ ઉચ્ચારવામાં સહેલાં લાગે, તેઓને કિંવા તેમાંના એકાદ નામનો વાચા ઉચ્ચાર કરે, તે નામસ્મરણ. સ્મરણને માટે કીયું નામ લેવું, એનો પ્રથમ નિશ્ચય કર્યા વગર, પ્રભુનાં તો અસંખ્ય નામ હોવાથી, તેમ જ તે પોતાના જાણવામા ન હોવાથી, સ્મરનાર પંથી, આ સ્મરુ કે તે સ્મરું, એવી ભાંજગડથી ગુંચવાડામાં પડે નહિ, તેટલા માટે, પૂર્વે આ માર્ગે થઇને અચ્યુતશરણે પહોચી ગયેલા તથા અચ્યુત પ્રભુને અત્યંત પ્રિય થઈ પડેલા એવા મહાનુભાવ પવિત્ર પંથીઓએ, બીજા પછવાડેના સર્વે પંથીઓને સારુ ઉત્તમ પ્રકારના નિયમો બાંધ્યા છે. પ્રથમ તો જગત્પુરને વિષે અજ્ઞાનના અંધારામાં પડી રહી, અંતે કાળપુરુષના મુખમાં જઈ પડનારા મનુષ્ય પ્રાણીને તે અંધકારમાંથી જાગ્રત કરીને, ત્યાંથી વેળાસર નસાડી, આ નિર્ભય પથે ચઢાવનાર જે સત્પુરુષ, તે જ એ પ્રાણીનો તારનાર ગણાય. માટે એ પંથીએ તેને જ શરણે જવું જોઇએ, તેની જ શિક્ષા માનવી જોઇએ, તેની જ આજ્ઞા પાળવી જોઇએ, ને અનન્યભાવથી તેની જ સેવા કરવી જોઇએ. અભય માર્ગે-કલ્યાણ માર્ગે ચઢાવનાર હોવાથી તે એનો ગુરુ છે; એમ તેને અનુસરવાથી તે એનો માર્ગમાં આવતા અનેક સંકટ મોહમાંથી મુક્ત કરે છે; ભૂલાવા ને વિટંબણાઓથી બચાવે છે, અને માર્ગમાં સાથે રહીને જોઈતાં સર્વ સાધનો પૂરાં પાડે છે. અચ્યુત શરણપ્રાપ્તિનાં સરળ સાધનરૂપ જે અચ્યુત નામ-સ્મરણ, તેનો પણ ગુચવાડો દૂર કરી તે સરળ ઉપદેશ કરે છે. એવા પવિત્ર ગુરુદેવની મેં પોતે પણ બની શકે તેટલી સેવા કરી છે; ને તેમની કૃપાથી મને આ સર્વોત્કૃષ્ટ માર્ગના સર્વ સિદ્ધાંતો પ્રાપ્ત થયા છે."

આ સાંભળી સર્વ પંથીઓ એકે સાથે બોલ્યા; "કૃપાનાથ! ત્યારે જેવા પવિત્ર ગુરુનો અનુગ્રહ આપને થયો છે, તેવા જ પવિત્ર ગુરુદેવ અમને સર્વને આપ મળેલા છો, તો અમારે પણ હવે આ માર્ગમાં શી ન્યૂનતા રહે? અમે સર્વ આપને શરણે છીએ, આપના ભક્ત છીએ, આપના અનુયાયી છીએ, અને આપના આજ્ઞાપાલક છીએ; માટે અમારા-પર કૃપા કરી, અચ્યુત નામસ્મરણનો નિશ્ચયપૂર્વક સરળ ઉપદેશ કરો. આપ જ અમારા ત્રાતા છો, ને કાળ પુરુષના નાશકારક પાશમાંથી મુક્ત કરી, અભયપદના દાતા પણ આપ જ છો. અમે ફરીથી પ્રાર્થીએ છીએ

કે, અમે તો આપને શરણે છીએ. આપની કૃપાથીજ અમને પામરોને સર્વથા, અલભ્ય એવું સમર્થ અચ્યુત પ્રભુનું સુખપ્રદ શરણ પ્રાપ્ત થશે.” આ પ્રમાણે પ્રાર્થના કરીને તે સર્વ પંથીઓ તત્કાલ મહાત્મા સત્સાધકનાં ચરણમાં નમી પડ્યા, ને ચરણરજને વારંવાર વંદન કરવા લાગ્યા. ત્યારે તે દયાળુ મહાત્મા બોલ્યા; “બ્રહ્મપદના જિજ્ઞાસુઓ! સમર્થ અચ્યુત પરબ્રહ્મની, તેના નિર્માણ કરેલા આ બ્રહ્મમાર્ગપર કેટલી પ્રીતિ છે, ને તે માર્ગના અનુયાયીઓપર કેટલી બધી કૃપા છે તે દર્શાવવા, તે કૃપાળુ, વારંવાર પોતાના એ માર્ગના ભેદ સ્પષ્ટ કરવાને અને માર્ગના પંથીઓને તેનાં સફળ સાધનો પ્રકટ કરી આપવાને, કોઈ પ્રીતિપાત્ર પંથીને વિષે, પોતાની અદ્ભુત જ્ઞાનશક્તિ પ્રેરે છે, કિંવા કોઇવાર સ્વતઃ જ પંથીરૂપ ધરીને બીજા અજ્ઞ પંથીઓના અગ્રણી બની, આ માર્ગપર વિચરે છે. પૂર્વે એવું ઘણીકવાર બન્યું છે અને અચ્યુતના પ્રીતિપાત્ર પંથીઓએ, તેની પ્રેરેલી જ્ઞાનશક્તિવડે સ્મરણભક્તિ માટે અનેક સાધનો પ્રકટ કર્યાં છે. તેઓએ અચ્યુતનાં અનંત નામોમાંથી ઉત્તમોત્તમ સહસ્ર નામ એકઠાં કરી, તેનો એક સાથે પાઠ થઈ શકે, તે સારુ સ્તોત્રો બાંધ્યાં છે; અને તેમાંથી પણ અતિ વિખ્યાત એવાં ઘણાંક નામ નિવડી લઈ, શત નામ સ્તોત્ર, તથા તે કરતાં પણ નાનાં મુખ્ય મુખ્ય નામોનાં ટૂંકાં સ્તોત્રો, પંથીઓને અહર્નિશ સ્મરણ કરવા સારુ બાંધ્યાં છે. વળી તે કરતાં પણ સરળ, અમુક એક નામપર જ અભ્યાસ રાખવાને સૂચવેલું છે. તેવું એક નામ પણ ટૂંકું, થોડા અક્ષરવાળું, ઉચ્ચારમાં સહેલું, અદ્ભુત ને ગૂઢ અર્થ-સામર્થ્યવાળું હોય, તે પરમ ગણ્યું છે. એ ઉપરાંત સ્મરનારને કદી ભૂલાય નહિ ને નિરંતર તેની લગ્નિ રહે તે સારુ, પ્રભુના નામ સાથે ‘હું તેને-અચ્યુતને શરણે છું,’ એવા અર્થવાળાં પદ જોડેલાં છે. એવાં નામ સૌથી ઉત્કૃષ્ટ ગણાય છે. એ પરમ પાવન કરનારો મંત્ર છે. તેને સ્મરવાથી, ‘હું પ્રભુ અચ્યુતને શરણે છુ,’ એવી પંથીના મનને સદા ભાવના રહે છે. આવી રીતે એ સ્મરણભક્તિ સાધવાને સારુ એક જ અર્થનાં પણ અનેક પ્રકારનાં સાધનો છે. તેમાંથી પોતપોતાની રુચિ, પ્રીતિ ને સ્મરણભક્તિ પ્રમાણે, પંથીઓ ગ્રહણ કરે છે. એ સ્મરણનો હેતુ એવો છે કે, જેમ અવિવેકીને વિષયોને વિષે, કદાપિ પણ ટળે નહિ એવી જે પ્રીતિ, તેવી જ પ્રીતિ તમારામાં રહો, ને તમારુ સ્મરણ-ધ્યાન મારા હૃદયમાંથી ક્ષણભર પણ દૂર થશો નહિ-સદા જ તમારામાં પ્રીતિ રહેજો, અથવા ‘મારુ શરણું પ્રભુ અચ્યુત છે, તેના

વગર સર્વ મિથ્યા છે,' એવો પંથીના ચિત્તમાં દૃઢ અધ્યાસ બંધાવો જોઇએ. તેટલા માટે તે નામસ્મરણ સતત–અહર્નિશ–સદાકાળ થતું જ રહેવું જોઇએ. એ માટે સ્વતઃ પ્રભુ અચ્યુતની જ આ પથબોધિનીમાં પવિત્ર આજ્ઞા છે કે; 'મારે વિષે મન બુદ્ધિ અર્પિત કરવાથી તું નિઃસંદેહ મને જ આવી મળીશ, તેટલા માટે (મન બુદ્ધિ મારે વિષે સ્થિર થઈ રહે તે માટે) સર્વ કાળ મારુ સ્મરણ કર. કારણ કે, જે અનન્ય ચિત્તથી સદા સર્વદા મારું સ્મરણ કરે છે, એવા નિરંતર સમાધાનવાળા યોગી અર્થાત્ પંથીને હું પ્રાપ્ત થવો બહુ સુલભ છું. એટલા માટે, હે પંથીઓ! એ અચ્યુતનામસ્મરણરૂપ સાધન, સર્વ સાધનો કરતાં શ્રેષ્ઠ છે ને સર્વ સાધનો કરતાં સુલભ છે; તો પછી તે સાધવાને કાં વિલંબ કરવો. ચાલો, ત્વરા કરો, આગળને મુકામે હું તમને સમસ્ત પાપોનો નાશ કરનારાં મને સદ્ગુરુપરંપરાથી* પ્રાપ્ત થયેલાં ભગવાન્ અચ્યુતનાં પરમ પાવન નામોનો ઉપદેશ કરીશ."

એ સાંભળી સંઘ, તે મહાત્માની પછવાડે હર્ષભેર ચાલવા લાગ્યો. એ હર્ષમાં ને ઉમંગમાં થોડાક સમયની અંદર તેઓ ઘણા આગળ નિકળી ગયા. થોડા સમયમાં માર્ગ ઉપર એક અતિ રમણીય સ્થાન આવ્યું. ઘણીક જાતનાં સુવૃક્ષો, ફલ પુષ્પાદિક સમૃદ્ધિવડે ગાંવઠ થઈ, ધીમાં પવનની લહરોને જાણે ગાંઠતાં જ ન હોય, તેમ મંદ મંદ હાલી રહ્યાં હતાં. તેઓમાં થઈને આવતો વાયુ અનેક પ્રકારના સુગંધવાળો હોવાથી બહુ સુખકર લાગતો હતો. મધ્યાહ્ન પણ થવા આવેલા હતા. તેથી આવી સુખમય ભૂમી જોઈ પંથીઓને બહુ આનંદ થયો. એ સુંદર વૃક્ષઘટા માર્ગપર અને આસપાસ ઘણા વિસ્તારમાં હતી. તેમાં થઇને કેટલીકવાર સૂધી ચાલ્યા જતાં, તેઓને એક આહ્લાદક પવિત્ર સરિતાનાં દર્શન થયાં. માર્ગની પશ્ચિમ દિશાના દૂરના સુંદર પર્વતમાંથી ઉતરી પવિત્ર અચ્યુત માર્ગને પોતાના પાવન અને મૌક્તિકવત્ સ્વચ્છ ઉદકવડે વિશેષ પવિત્ર અને

* સદ્ગુરુપરંપરાથી એટલે પોતાને જે સદ્ગુરુ પાસેથી વિધિપૂર્વક ઉપદેશ મળેલો, ને તે ગુરુને તેના ગુરુ પાસેથી મળેલો, ને તે ગુરુને તેના ગુરુ પાસેથી મળેલો, એમ ઉત્તરોત્તર સર્વના ગુરુ એવા અચ્યુત પરબ્રહ્મના મુખ્ય પ્રત્યક્ષ સેવકથી ઉત્પન્ન થયેલો નામ-મંત્ર, અનુક્રમે ઉતરતો, પોતાના સદ્ગુરુને પ્રાપ્ત થયો હોય, તેની પાસેથી તેની સેવા સ્વાગતાવડે તેને પ્રસન્ન કરીને મેળવવામાં આવે તે મંત્ર, સદ્ગુરુ પરંપરાથી પ્રાપ્ત થયેલો કહેવાય છે. તે જ યથાર્થ ફલદાતા થાય છે. સદ્ગુરુ પરંપરા વગર ગમે ત્યાંથી–અધિકાર વગરના મનુષ્ય પાસેથી જો કે તે જ મંત્ર પ્રાપ્ત થયો હોય, તો પણ તે તેવો ફળદાતા હોતો નથી, માટે અધિકારી જીવે સદ્ગુરુને શરણે જવું આવશ્યક છે

સુશોભિત કરતી તે સરિતા, સૂર્ય સન્મુખ વહન કરતી હતી. તેના ઉત્તર તટપર એક સુંદર પથિકાશ્રમ આવેલું હતું. સરિતાનાં બંને તટ, ઉત્તમોત્તમ વૃક્ષઘટાથી, અને તેમાંનાં ખીલેલાં વિચિત્ર કમળપુષ્પોથી ઢંકાયલાં હતાં.

તટપર આવતાં જ આનંદ પામેલા સર્વ પંથીઓને, મહાત્મા સત્સાધકે, તે પુણ્યરૂપ જળમાં સ્નાન કરવાની આજ્ઞા કરી. સ્નાન કરી શુદ્ધ થઈ તેઓ જળમાં પૂર્વાભિમુખે કૃતાંજલિપૂર્વક* ઉભા રહ્યા, ત્યારે તે મહાત્મા તટ ઉપર ઉચ્ચસ્થાને ઉત્તરાભિમુખ ઉભો રહી, સૌ રુડી રીતે સાંભળી શકે તેવી ગંભીર અને મધુરી વાણીથી, પ્રભુ અચ્યુતને નમન કરીને બોલ્યો; "પંથીઓ! अ અક્ષર નકાર વાચક છે, માટે अ એટલે નથી, અને च्युति એટલે પતન–વિનાશ જેને તે अच्युत, અર્થાત્ નથી પતન–પાછા પડવું, જન્મવું મરવું જેને શરણે ગયેલાઓને તે જ अच्युत! જે સદા સર્વદા અવિનાશી છે, સ્વતંત્ર છે, ને જેના શરણાગતોને–ભકતો–સેવકોને–પણ પુનઃ આ દુઃખરૂપ સંસાર એટલે કાળના ભક્ષ્યરૂપ જગત્પુરમાં કદી આવવું પડતું નથી, તેટલા માટે આપણો પ્રભુ अच्युत નામથી ઓળખાય છે. તેની શક્તિ અનંત છે, તે અનંતગુણ સાગર છે, તેનાં અનંત રૂપ છે ને તેથી જ તે તે રૂપ ગુણને અનુસરીને તેનાં નામ પણ અનંત છે. જેમ એક જ મનુષ્ય અનેક વ્યહારના કાર્યોમાં જોડાવાથી તે તે કાર્ય વ્યવહારને અનુલક્ષીને તેનાં અનેક નામો ધરાય છે, તેમ જ પ્રભુ અચ્યુતનાં નામો માટે સમજવાનું છે. તેનાં અનંત રૂપગુણો ઉપરથી સમસ્ત વેદો, ઉપનિષદો, શાસ્ત્રો ને પુરાણાદિકોએ તેને અનંત નામોથી ગાયેલો છે. તેમાંથી ઉત્તમોત્તમ ગુણોવડે ગ્રથિત એવાં વારંવાર સ્મરણ કરવા યોગ્ય નામનો સમૂહ ઉદ્ધૃત† કરીને, તેનાં અનેક સ્તોત્રો બંધાયાં છે. તેમાંનું એક લઘુ સ્તોત્ર તમારે નિત્ય સ્મરણ કરવા માટે હું તમને સંભળાવું છું, તે તમે સર્વ એકાગ્રચિત્તે શ્રવણ કરોઃ—

अच्युत केशव माधव मोहन, ईश हरे ।
श्रीपुरुषोत्तम हरि जगदीश्वर, जप जिह्वे ॥ १ ॥
सर्वेश्वर नारायण वामन, ईश हरे ।
भक्तसखा जनपाल सुरेश्वर, जप जिह्वे ॥ २ ॥
लीलाधर भूधर गिरिवरधर, ईश हरे ।
श्रीगोपाल प्रणतपातकहर, जप जिह्वे ॥ ३ ॥

* હાથ જોડીને. † ચુટી કાઢી

अवतारिन् आनंदरूप शिव, ईश हरे ।
राम कृष्ण गोविंद गदाधर, जप जिह्वे ॥ ४ ॥
कालांतक शरणागतवत्सल, ईश हरे ।
एक अखंड अनामय शंकर, जप जिह्वे ॥ ५ ॥
विश्वेश्वर विश्वपिता विश्वंभर, ईश हरे ।
व्यापक विष्णु महायोगीश्वर, जप जिह्वे ॥ ६ ॥
देव दयानिधि दुःखदुरितहर, ईश हरे ।
दीनबंधु दयानिधि दामोदर, जप जिह्वे ॥ ७ ॥
धर्मसहाय विधर्मविनाशक, ईश हरे ।
ध्यानगम्य धरणीश धराधर, जप जिह्वे ॥ ८ ॥
नारसिंह नरकांतक नरवर, ईश हरे ।
नटवर नाथ जगन्नाटकवर, जप जिह्वे ॥ ९ ॥
परब्रह्म परिपूर्ण परात्पर, ईश हरे ।
पुण्यश्लोक प्रभु परमेश्वर, जप जिह्वे ॥ १० ॥
प्राणनाथ पुंडरीकाक्ष जय, ईश हरे ।
पद्मनाभ पावन पीतांबर, जप जिह्वे ॥ ११ ॥
फणिधरशायि फणाधरमर्दन, ईश हरे ।
बलिमर्दन बलभद्र बलानुज, जप जिह्वे ॥ १२ ॥
भवनाशन भगवान् भक्तपति, ईश हरे ।
भावरूप भयहारक भूधर, जप जिह्वे ॥ १३ ॥
मायापति मधुसूदन मुकुंद, ईश हरे ।
मत्स्यादिक तनुधारि महीधर, जप जिह्वे ॥ १४ ॥
मुरलीधारि मुरारि मुक्तिपति, ईश हरे ।
यादवेन्द्र यशनिधि यज्ञेश्वर, जप जिह्वे ॥ १५ ॥
राघव रतिवरतात रमापति, ईश हरे ।
लोकनाथ लक्ष्मीवर विठ्ठल, जप जिह्वे ॥ १६ ॥
वासुदेव वैकुंठ वेदमय ईश हरे ।
श्रीधर सागरशयन चक्रधर, जप जिह्वे ॥ १७ ॥
त्रिभुवनतात अनंत तिमिरहर, ईश हरे ।
स्वयंप्रकाश अनादि आदि विभु, जप जिह्वे ॥ १८
इति अच्युतपदपति नामस्तव शुभकारी ।
शुद्धभाव सह पठत निरंतर भवहारी ॥ १९ ॥

पाप समूल विनाशक शुद्धिप्रद चित्तम् ।
श्रीअच्युतपद दर्शनदायक परम हितम् ॥ २० ॥*

પુનઃ મહાત્મા સત્સાધક બોલ્યો, "કોઈ જીવથી આ સર્વનું સ્મરણ ન રહે તેને માટે, એના કરતાં પણ ઘણું ટૂંકું અચ્યુતનામાષ્ટક પણ છે તે સાંભળો. એ તો સતત જિહ્વાગ્રે રહી શકે તેવું છેઃ-

"अच्युतः केशवो विष्णुर्हरिः सत्यं जनार्दनः ।
हंसो नारायणश्चैवमेतन्नामाष्टकं शुभम् ॥"

"એમાં મંગળ (શુભ) રૂપ પ્રભુનાં આઠ જ નામ છે-અચ્યુત, કેશવ, વિષ્ણુ, હરિ, સત્ય, જનાર્દન, હંસ અને નારાયણ. વળી એ કરતાં પણ અતિ સુગમ એક જ નામનો અભ્યાસ રાખનારને માટે નારાયણ, જનાર્દન, અચ્યુત, ગોવિન્દ, કેશવ ઇત્યાદિમાંથી ગમે તે એક, અને એથી પણ ટૂંકું ને હ્રસ્વાક્ષરવાળુ નામ, રામ, કૃષ્ણ, વિષ્ણુ, હરિ, હર, શિવ ઇત્યાદિમાંથી ગમે તે એક હ્રસ્વાક્ષરવાળું ટૂંકું નામ, ગમે તે અવસ્થામાં છતાં પણ પંથી વિના પરિશ્રમે અસ્ખલિતપણે નિરંતર જપી શકે છે; અને તેનો સારી પેઠે અભ્યાસ પડવાથી, કોઈવાર એકાંતમાં પોતે જપનારનું ચિત્ત એવું એકતાર થઈ જાય છે, કે જેથી પોતે કોણ છે ને ક્યાં છે, એ વાતની પણ તેને સ્મૃતિ રહેતી નથી-તે કેવળ જ અભેદતા અનુભવે છે અને જ્યાંથી પ્રાપ્ત થવા વિના જ વાણી મન સાથે પાછી હઠી જાય છે, તેવા અચ્યુતાનંદનો લહાવો લે છે. એવી રીતે પોતાપણાની અત્યંત વિસ્મૃતિ થતાં જ એક નવી વાસના જન્મે છે-તે સર્વત્ર બ્રહ્મને જ જોઈ રહે છે ને તેને જોવાને જ મથે છે. તેનું લૌકિક મન મૃતઃપ્રાય થાય છે, ને બીજું અલૌકિક મન ઉત્પન્ન થાય છે. તે ઉન્મત્ત પેરે સર્વત્ર વિચરે છે, નવીન વાસનાના જન્મથી તે દિગંબર, સાંબર કે ચિદંબર રહે છે. પણ તેને જગતની કોઈ પણ જાતની વાસના રહેતી નથી; તથાપિ તેનામાં એક નવી વાસના જન્મ પામે છે, ને તેમાં જ જીવન્મુક્ત દશાનો અનુભવ લે છે. જો કે જીવન્મુક્તોની આવી જે વાસના તે વાસના નથી, પણ એ તો શુદ્ધ, સત્ય એ નામનું સત્તાસામ્રાજ્ય છે, ને તે સ્થિતિમાં અદ્વૈત સાક્ષાત્કાર અનુભવે છે-એ જ સર્વેશ્વર અચ્યુત પ્રભુનો સાક્ષાત્કાર છે! એમ થાય તો તે પછી શું થયું? સર્વોત્કૃષ્ટ અલભ્ય લાભ મળવા પછી શું બાકી રહે? જે અલભ્ય લાભ પ્રાપ્ત થતાં, તેના કરતાં બીજો કશો જ અધિક લાભ નથી. તે જ વિધિપૂર્વક પ્રાપ્ત

* પ્રાચીન.

કરેલો એ જ ગુપ્ત મંત્ર, ગુરુએ બતાવેલાં વિધાન સાથે, ઘણા પરિશ્રમથી સાધીને, ઘણે કાળે સિદ્ધ કર્યો હોય, તો તે મંત્ર તેનો યોગ્ય પ્રસંગ આવતાં, યોજતાં વેંત અતિ અદ્ભુત રીતે શીઘ્ર કાર્ય કરી દે છે અને વાસનાયુક્ત જીવ, મુક્ત થઈ જાય છે.

"પ્રિય પંથીઓ! આપણું મુખ્ય કર્તવ્ય શું છે? ભગવચ્છરણમાં લીન થવું એ જ. પણ એ ક્યારે થાય? આપણું ચિત્ત જ્યારે શુદ્ધ-નિર્મળ થઈને, જગતની સર્વ વાસનાનો ક્ષય કરીને તેના ચરણમાં દૃઢ ચોટે ત્યારે જ થાય. પણ ચિત્ત તો જગત્પુરમાં અનેકવાર જન્મીને આચરેલાં અસંખ્ય પાપોવડે લેપાવાથી, મહા મલીનતર છે. તેની તે દૃઢ મલીનતા દૂર કરવાને, પ્રભુ અચ્યુતનું સ્મરણ, એ અતિ ચમત્કારિક ઔષધ છે. તે ઔષધ દયા કરીને આપનાર સદ્ગુરુ એ કૃપાળુ વૈદ્ય છે. અચ્યુત નામ સ્મરણરૂપ એ ઔષધમાં પાપરૂપ મળને બાળી નાંખવાનું જેટલું સામર્થ્ય છે, તેટલું બીજા કશા પ્રયોગમાં કે સાધનમાં નથી.

"अज्ञानादथवा ज्ञानादुत्तमश्लोकनाम यत् ।
संकीर्तितमघं पुंसो दहेदेधो यथाऽनल. ॥

"અર્થ—જાણીને અથવા વગર જાણ્યે પણ જો ઉત્તમશ્લોક એવા ભગવાન્ અચ્યુતનું નામ સકીર્તન કરવામાં આવે છે, તો તે કીર્તન કરનાર પ્રાણીનું સમગ્ર પાપ, જેમ ઇંધણાના ઢગલાને અગ્નિ બાળી નાખે, તેમ બાળી નાખે છે"

"એ ઉત્તમશ્લોકના ગુણોનું સ્મરણ કરાવનારાં નામોનો ઉચ્ચાર કરવાથી, પાપી મનુષ્ય જેવો શુદ્ધ-પવિત્ર થઈ જાય છે તેવો, આપણે કર્મમાર્ગોમાં જોતાં આવ્યા તેવા, તપ, વ્રત, યજ્ઞ, યોગસાધનાદિ અનેક સાધનરૂપ ઘણાંક પ્રાયશ્ચિત્ત કરવાથી પણ શુદ્ધ થતો નથી. તેવાં પ્રાયશ્ચિત્તો અત્યંત શોધક એટલે પાપમૂલક અવિદ્યાનો સમૂળો નાશ કરવા રૂપે, અંતઃકરણને અત્યંત સ્વચ્છ કરનારાં હોતાં નથી. એકવાર પ્રાયશ્ચિત્ત કરીને અંતઃકરણ ધોયું હોય, પણ થોડા સમય પછી પાછું તે *અસન્માર્ગે પ્રવર્તે તો તે હતું તેવું ને તેવું થઈ રહે છે. પણ અચ્યુતના ગુણોનું †સ્મારકનામ તો તે પાપને ધૂવે છે, એટલું જ નહિ, પણ ત્યાંથી આરંભીને અંતઃકરણને સત્વર સન્માર્ગે વાળે છે, અને જ્યાંસૂધી પાપ ધોવાયું નથી, ત્યાંસૂધી ચિત્ત સન્માર્ગે વળતું પણ નથી. એ પરબ્રહ્મનું પવિત્ર નામ જાણી જોઇને તો શું, પણ માત્ર કોઈ જાતના સંકેતથી—અર્થાત્ કોઈ મનુષ્યનું તેવું નામ હોય તેને બોલાવવા સારુ તે નામ લેવાથી—પરિ-

---

* અસન્માર્ગે—ખોટે માર્ગે, ઉલટ માર્ગે, પાપમાર્ગે † સ્મરણ કરાવનારું.

હાસથી-હાસ્ય ભાવથી, કોઇના ચાળા પાડવારૂપે લેવાથી અથવા ઠઠ્ઠાથી પણ જો લેવામાં આવે, તો તે અશેષ પાપને હરણુ કરનારું છે, એમ તત્વોનું રહસ્ય જાણનારાઓનો નિશ્ચય છે.*

"એ અવિનાશી પરમાત્માનું નામ માત્ર, સર્વ પાપનો જ નાશ કરે છે, એમ નહિ, પણ સમગ્ર તાપ-દુઃખનો પણ નાશ કરે છે. એના સ્મરણ માત્રથી જે પુણ્ય થાય છે, તે ત્રણે લોકમાં બીજાં સર્વ પુણ્યકર્મોથી મોટું છે. તત્ત્વ વાક્ય એ છે કે, ભગવાન્ અચ્યુતનામસ્મરણનું પુણ્ય ગંગાદિ સર્વ તીર્થોવડે થતા પુણ્યથી પણ મોટું છે, સમગ્ર વેદાધ્યનના પુણ્યથી પણ મોટું છે, અશ્વમેધાદિ યજ્ઞોના પુણ્ય કરતાં પણ મોટું છે; એ દેહને ત્યાગ કરી પરલોકમાં ગમન કરતા પ્રાણાત્માને, મોક્ષધામને-અચ્યુતપુરને માર્ગે લઈ જનારા ભોમિયારૂપ છે; આ સંસારરૂપ મહાવ્યાધિના ઔષધરૂપ છે, ને સમસ્ત દુઃખ ક્લેશનો નાશ કરનારુ છે; અને એ પણ વળી તે કૃપાળુના અનંત નામોમાંથી બહુ જ ટૂંકું ને હ્રસ્વાક્ષરો વાળું-હ અને રિ હરિ-એ બે અક્ષરનું જ નામ, સતત જીભે લીધું હોય તોપણ તે પૂરતું છે. જેમ અનિચ્છાએ પણ અડકવામાં આવે તો અગ્નિ પોતાના સ્વભાવથી જ અડનારને બાળે છે, તેમ 'હરિ' એ નામોચ્ચારણનો, પાપનું હરણ કરવાનો સ્વભાવ જ છે. તે ગમે તેવા દુષ્ટાત્માએ સમર્યું હોય તો તે તેનાં પાપનું હરણુ જ કરે છે. એ પવિત્ર પુરુષનું નામ એટલું બધું પવિત્ર છે અને એટલું બધું સરળ-સગવડ ભરેલું છે, કે તે ભજનાર સ્મરનારને તેના ભજનોના સ્થાનનો, ભજવાના સમયનો, કે ભજવાની સ્થિતિનો, કશો નિયમ રાખવાની આવશ્યકતા નથી. અમુક ઠેકાણે જ તે ભજાય, અમુક સમયે જ તે સ્મરાય ને અમુક સ્થિતિમાં હોઇએ તો જ તેનું સ્મરણ થાય, એવો કશો નિયમ નથી. યજ્ઞકર્મ કરવું હોય તો તેમાં સમયનો નિયમ અવશ્ય છે; દાન કર્મ, સ્નાન કર્મ ને બીજાં ઉત્તમ જપાદિક સર્વ કર્મો કરવા માટે, સમયાદિકનો નિયમ આવશ્યક છે-તે તે કર્મો તો શાસ્ત્રે કહેલા અમુક સમયોમાં જ થાય; પણ ભગવાન્ અચ્યુતના નામસંકીર્તન માટે, તેવો કશો નિયમ નથી. તે તો ગમે ત્યારે અને ગમે તેવી સ્થિતિમાં પણ ભજાય. ચાલતાં, ઉભાં રહીને, સૂઈને, ખાતાં પીતાં, બેસતાં ઉઠતાં, પણ જો હરિ હરિ, અચ્યુત પ્રભુ, કૃષ્ણ એવો નામોચ્ચાર કરે તો તે પ્રાણી, પાપથી મુક્ત થઈ જાય છે.

* જુઓ પંચદશી ને શ્રીમદ્ભાગવતમાનુ અજામિલનુ ચરિત્ર.

"એનું કારણ એ છે કે, એ પવિત્ર પ્રભુનું નામ સ્વતઃ જ પરમ-પાવન અને મહાપતિતને પણ પવિત્ર કરનારું છે. માટે ચાહે અપવિત્ર હો, પવિત્ર હો, કિંવા ગમે તેવી અવસ્થામાં હો, પણ જે મનુષ્ય એ વાસુદેવ અચ્યુતનું સ્મરણ કરે છે, તે તેના શરીરની બહારથી ને અંદરથી અંતઃકરણમાંથી-પણ શુદ્ધ-પવિત્ર બને છે. હે પ્રિય પંથી જનો! એવું ઉત્તમોત્તમ અચ્યુત શરણપ્રાપ્તિનું સાધન, અચ્યુતનામસ્મરણ છે, માટે તમે સૌ આળસ મૂકી, તે પ્રભુને વિષે પ્રેમભાવથી દૃઢ મન પરોવી, નિરંતર તેનું નામસ્મરણ કરો; પૂર્ણ સાવધ થઇને દૃઢ નિશ્ચયપૂર્વક તમારી જિહ્વા ઇન્દ્રિયને તેનું સ્મરણ કર્યા જ કરવાનો અભ્યાસ પાડો. અભ્યાસ પાડવાથી ગમે તે વેળાએ, ગમે તેવી અવસ્થામાં પણ તે તેનું સ્મરણ કરતી જ રહેશે. એમ કરતાં કરતાં, છેક અંતઃકરણમાં તેનો સંસ્કાર પહોંચી જશે, એટલે અંતરમાં તેની લય-લેહ લાગશે, કે અંતઃકરણ તેમાં લય-લીન થઇ જશે. એમ થાય એટલે બસ. પછી શું જોઇએ? પછી તો પ્રભુ અચ્યુત પાસે જ છે. તે તત્કાળ ઉદ્ધારી લેશે. આ લાંબે માર્ગે ચાલવાનો પરિશ્રમ સુદ્ધાં છોડાવી દઇને કદાચ એકદમ પોતાના પવિત્રધામ-અચ્યુત-પુરને વિષે લઇ જશે. માટે પ્રમાદ તથા આળસ મૂકી તત્પર થઇ જાઓ. તમારું કલ્યાણ થાઓ, કલ્યાણકર્ત્તા પ્રભુ તમારાપર પ્રસન્ન થાઓ."

એવી રીતનો અત્યુત્તમ ઉપદેશ શ્રવણ કરી, સર્વ પંથીજનો બહુ આનંદ પામ્યા, ને તેમાંથી પોતપોતાની રુચિ પ્રમાણે પ્રત્યેક જણે સતત સ્મરણ કરવા સારુ પ્રભુનું એકેક નામ, તે મહાત્મા પાસેથી, ફરી ફરીને સ્પષ્ટ રીતે, પૃથક્ પૃથક્ સાંભળી લીધું. સત્સાધકની આજ્ઞાથી પ્રભુ અચ્યુતની જયગર્જના કરી, તે કૃપાળુને વંદન કરી કરીને સર્વ પંથીઓ જળની બહાર નિકળ્યા.

પછી તે મહાત્મા ગુરુએ સર્વને એ પવિત્ર સરિતાના તટમાંથી, થોડી થોડી સુંદર શ્વેત મૃત્તિકા લેવડાવી, ને તેને જળમાં ઘોળી, તે-વડે પોતપોતાનાં લલાટ, કંઠ, બાહુ, હૃદય ઇત્યાદિ સ્થાનોપર, ઊર્ધ્વપુંડ્ર-ત્રિપુંડ્ર વગેરે, જેની જેવી ઇચ્છા હતી, તે કરવાની આજ્ઞા કરી. પછી સત્સાધક બોલ્યો; "પ્રભુ અચ્યુતના પવિત્ર મંત્રનો ઉચ્ચાર કરીને, સૌ ઊર્ધ્વપુંડ્ર કરો. એ ઊર્ધ્વપુંડ્ર ઉચ્ચસ્થાનના નિવાસીનો બોધ કરે છે, અર્થાત્ આપણો પ્રભુ અચ્યુત, સર્વનો ઈશ્વર હોવાથી, તે સર્વ કરતાં ઉચ્ચ સ્થાને બિરાજે છે, તેના કરતાં ઊંચે કોઇ જ નથી, તે જ સૌના ઉપર

છે, તે એ દર્શાવે છે. બીજું, ઊર્ધ્વપુંડ્ર આપણા ઉચ્ચ માર્ગનો પણ બોધ કરે છે, કે આપણો માર્ગ સૌથી ઉંચો છે ને ઉચ્ચસ્થાને જવાનો છે–ત્યાંથી નીચે–જગત્પુરમાં કે નરકાદિ સ્થાનમાં પતન થતું નથી. ત્રીજું એ ઊર્ધ્વપુંડ્ર આપણને ઉભા અડંગ–જાગ્રત–સાવધ રહેવાનું સૂચવે છે. બેઠેલા કે સૂતેલા એટલે આળસુ, પ્રમાદી, અસાવધ, અને ભક્તિ શ્રદ્ધા રહિત પંથીથી આ માર્ગે ચાલી શકાય તેવું નથી–અસાવધ પંથીને તો જોતજોતામાં કાલાદિક શત્રુઓ ફસાવી દે છે. ચોથું, ઊર્ધ્વપુંડ્ર આપણો માર્ગ સરળ, સીધો અને બને બાજુએ મર્યાદાબદ્ધ હોઈને સુરક્ષિત છે એવું સૂચવે છે; અને સરળ સ્વભાવથી રહીને, પૂર્વે થઈ ગયેલા મહાત્મા પંથીઓએ બાંધેલી મર્યાદાનું ઉલ્લંઘન ન કરતાં, સીધે સીધો જે ચાલ્યો જાય છે, તે પંથી સુખેથી અચ્યુતપુર પહોંચી જાય છે. પાંચમું, ઊર્ધ્વપુંડ્ર કરતી વેળા, અચ્યુતનામોચ્ચારણ કરવું, તે એવું સૂચવે છે કે, સરળ સાવધપણે વિચરવા યોગ્ય અને ઉચ્ચપદે લઈ જનારો એ અચ્યુત માર્ગ છે. તેમાં વિચરનાર પંથીને સૌથી વધારે સુરક્ષિત રાખનાર એ પુણ્યશ્લોક પ્રભુનાં નામોચ્ચારરૂપ મહામંત્ર છે; માટે પંથીઓએ સૌએ અત્યાવશ્યક એ અદ્વૈત પરબ્રહ્મના સ્મરણના મહામંત્રનો સતત જાપ કર્યા કરવો. ત્રિપુંડ્ર એ પરમાત્માની ત્રણે કાળની, ત્રણે કાર્યની, પરમ અદ્ભુત શક્તિ દર્શાવે છે. એ મહામંત્રો, જાપકની કાયાનું કવચ–બખતર છે, મનનો મળ ધોનાર ક્ષાર છે, પાપસમૂહનો પ્રલયાગ્નિ છે, ચિત્તની શુદ્ધિનું સરલ સાધન છે, મુક્તિમાર્ગનું મૂળ છે, અચ્યુતપથનો સેતુ છે, સકલ કલ્યાણનું નિધાન છે, દોષ માત્રનું શોષણ છે, પાવનથકી પાવન છે, મંગળથકી મંગળ છે, ભવરોગનું ઔષધ છે, જીવનું જતન છે, જીભનું અમૃત છે, સંસાર સિન્ધુની તરણિ–નાવ છે. એ મન્ત્ર જપવો, તે મનની સૌથી સારી કરણી છે ને તેથી પરિણામે નિશ્ચયપૂર્વક શ્રીહરિ ચરણનું શરણ પ્રાપ્ત થાય છે. માટે હે પ્રિય પંથીઓ! અત્યારથી આરંભીને હવે તમે સૌ, પોતાને પ્રાપ્ત થયેલા અચ્યુતનામરૂપ મહામન્ત્રનો સદાકાળ જપ કરજો; અને જ્યારે જ્યારે હૃદય શુદ્ધ થાય ત્યારે ત્યારે આ અચ્યુત શરણાગતનાં ચિહ્ન ધારણ કરજો. લ્યો, ચાલો હવે, સમય થઈ ગયો છે, માટે સામે પાર જઇ મુકામ કરીએ.” એવી આજ્ઞા થતાં જ, સૌ પંથીઓ તયાર થયા ને ઉપરાઉપરી હર્ષભેર અચ્યુતેશ્વરની જયગર્જનાઓ સાથે, એ પવિત્ર સરિતાને ઓળંગીને પેલે પાર આવેલાં રમ્ય પથિકાશ્રમને વિષે જઇ, મધ્યાહ્ન ગાળવા સારુ ઉતરી પડ્યા.

### અચ્યુતપુરદ્વારનું ઝાંખું દર્શન-સ્મરણ સમાધિ

નીચે અચ્યુત માર્ગપર થતી સર્વ ક્રિયા, અદ્દભુત વિમાનમાં રહેલા પુણ્યજનો ઇત્થંભૂત જોઈ રહ્યા હતા. તેઓએ પણ પથિકાશ્રમ ઉપર, એટલે કે તેમાંથી સઘળી ક્રિયા રુડી રીતે જોઈ શકાય તેવે સ્થળે, અંતરિક્ષમાં વિમાન સ્થિર કર્યું. બરાબર મધ્યાહ્ન થયા. પુણ્યજનો અને પાંથિકો પોતપોતાનાં સંધ્યોપાસનાદિક નિત્ય કર્મને વિષે પ્રવૃત્ત થઈ ગયા. સાંજ પડવા આવી, તોપણ પથિકાશ્રમમાંથી સંઘ નિકળ્યો નહિ. તેપરથી જણાયું કે, આજની રાત્રિ પણ આ પવિત્રાશ્રમમાં જ તેઓ ગાળશે. રાત્રિ થઈ, પુણ્યજનો નિત્ય કર્મથી પરવારી ગુરુ વામદેવજી સહિત, પોતપોતાનાં આસનો પર બેસી ગયા; અને સૌ પુણ્યાત્માઓ પથિકાશ્રમને વિષે એકાગ્રતાથી જોવા લાગ્યા.

ત્યાંનો આજનો રંગ કંઇ જૂદા જ પ્રકારનો હતો. છેટેથી જાણે ભમરા ગુંજી રહ્યા હોય તેવો મધુરો અને એક સરખો અટૂટ શબ્દ પથિકાશ્રમમાંથી સંભળાતો હતો. તે શબ્દ શાનો છે, એ જાણવા સારુ, વિમાનવાસીઓ તદ્દન શાંત થઇને સાંભળવા લાગ્યા, ત્યારે તેમને સ્પષ્ટ જણાયું કે, એ તો પ્રત્યેક પંથીએ, ગુરુ પાસેથી પ્રાપ્ત કરેલા અદ્વિતીય અચ્યુતનામમન્ત્રના સ્મરણનો ધ્વનિ છે. પ્રથમ અચ્યુતનામસ્તોત્ર ગાવારૂપે રાત્રિનું કીર્તન કર્યું. પછી સર્વ પંથીઓ પોતપોતાનાં પૃથક્ પૃથક્ આસનોપર સ્થિર થઈ બેઠા અને પછી અચ્યુતનામમન્ત્રનું એકાગ્ર મને સ્મરણ કરવા લાગ્યા. કોઈ કોઇના સામું કે બીજે ક્યાંય આડું અવળું પણ જોતા નહોતા; કોઇની સાથે કિંચિત્ પણ વાત કરતા નહોતા; સૌની દૃષ્ટિ પોતાની નાસિકાના અગ્રભાગ ઉપર અચળ હતી. હસ્તપાદાદિ અવયવ સમેટેલા છે, મુખેથી સરિતાના સરળ પ્રવાહની પેઠે એક સરખો-અખંડિતપણે નામધ્વનિ થયા કરે છે; ઘણું કરીને સૌએ ટૂંકું અને હ્રસ્વાક્ષરવાળું 'હરિ' એ સરલ નામનો જાપ જપવો જારી કીધો હતો. જેમ જેમ સમય થતો ગયો અને રાત્રિ વ્યતીત થતી ગઈ, તેમ તેમ કેટલાક પાંથિકોને ત્યાં ને ત્યાં જ નિદ્રાદેવીએ ઘેરી લીધા, ને ધીરે ધીરે બેઠાં બેઠાં જ તેઓને નિદ્રાસમાધિ લાગી ગઈ. કેટલાક સાવધ પંથીઓ પોતાના મુખથી થતાં મંગળ નામોચ્ચારણ સાથે એકતાર થઈ જવાથી સ્થિરચિત્ત બની ગયા, કેટલાકોને નામસ્મરણ સાથે એવી લય લાગી ગઈ, કે તેમનો શ્વાસોચ્છ્વાસ પણ પેસવા નિકળવારૂપ લોમવિલોમ (ઉલટી સુલટી) ગતિ મૂકી દઇને, માત્ર એક સરખો બહિઃપ્રવાહ કરવા લાગ્યો.

એમ કરતાં કરતાં થોડીકવારે કેટલાકો જડવત્ સ્તબ્ધ બની ગયા. કોઈ કોઈ તો ઉન્મત્તની પેઠે ઉભા થવા લાગ્યા, કેટલાકનાં શરીર કંપિત થઈ રોમાંચિત થઈ ગયાં, કેટલાકો મોટેથી ધ્વનિ કરવા લાગ્યા, ને કોઈ કોઈ તો જાણે આનંદના ઓઘમાં ઝીલતા હોય તેમ, 'અહો! બ્રહ્મ!' 'અહો! અચ્યુતપ્રભુ!' ઇત્યાદિ ધ્વનિ કરવા લાગ્યા.

એ સર્વ કરતાં વળી એક પંથીની તો વિલક્ષણ સ્થિતિ જોવામાં આવી. તે પ્રથમ તો એકમને નામસ્મરણ કરતો હતો. તેમાં જાણે એકતાર થઈ જઈ, પોતાની સામે કોઈ પ્રિયતમ પદાર્થને પ્રત્યક્ષ જોતો હોય, તેમ નેત્ર ઉઘાડી સ્થિર દૃષ્ટિ જોડીને જોવા લાગ્યો; તે થોડીવારે એકદમ ઉભો થઈ જઈ; "વાહ! વાહ! ધન્ય! ધન્ય! અહોજન્મ! અહોભાગ્ય! અહોગુરુ!" એવા શબ્દો ઉચ્ચારતો આસનપરથી એકદમ બહાર પથિકાશ્રમના ચોક ભણી દોડ્યો. બહાર આવતાં આવતાં અકસ્માત્ જાણે તેને મોટી ઠેસ વાગી હોય, તેમ તે લથડ્યો, ને "અહા! હે નાથ! હે સ્વામિન્! હે કૃપાળુ! હે સર્વેશ્વર! હે પ્રભુ અચ્યુત! હું દીન પામર સર્વથા આપને શરણે છું!" એટલા શબ્દો બોલતાં, ભોંય પડતાંની સાથે જ ત્યાં એક અતિ અદ્ભુત મહાપ્રકાશ પ્રકટ થયો, ને તેમાં તે જોતજોતાં ઢંકાઈ ગયો; અર્થાત્ તે મહાપ્રકાશના અપાર તેજથી પેલા વિમાનવાસી આદિક સર્વજનો અંજાઈ ગયા, ને ત્યાર પછી ત્યાં શું થયું, તે કશું જોઈ શકયા નહિ.

થોડીકવારે તે પ્રકાશ અદૃશ્ય થયો. આશ્ચર્યચકિત થઈ ગયેલા સત્સાધક આદિ સર્વ પંથીઓ, આ શું થયું, તે જાણવાની ઉત્કંઠાથી, તત્કાલ બહાર ચોકમાં આવ્યા ને જૂએ છે તો ત્યાં એક પંથી જાણે દંડવત્ પ્રણામ કરતો હોય તેમ, લાંબો થઈ, હાથ જોડીને ભૂમિપર ઉંધો પડેલો હતો. તેને એવી દશામાં અચેત સરખો પડેલો જોઈ, ઘણાક પંથીઓ મોટા સાદ કરીને બોલાવવા લાગ્યા, ને શરીર ઢંઢોળીને ઓળખવા લાગ્યા. મહાત્મા સત્સાધકે તુરત તેને ઓળખીને કહ્યું, "અરે! આ તો પેલો પવિત્ર પ્રેમાળ પથી! શું એને તમે અચ્યુતતીર્થમાં અચ્યુતપ્રતિમાનું પ્રેમાવલોકન કરતાં દિગ્મૂઢ થઈ ગયેલો જોયો નહોતો? એ પરમ પ્રેમી* છે, ને આજે સૌની સાથે પ્રેમભક્તિપૂર્વક અચ્યુતના સ્મરણમાં તલ્લીન થઈ જવાથી, તે કૃપાળુ પ્રભુએ, આજે તેને કંઇક ચમત્કાર બતાવી ભાગ્યશાળી કર્યો હોય, એમ લાગે છે. અહિંયાં પેલા કરાળ કાળ પુરુષની ભીતિનો તો લેશ પણ સંભવ નથી, પણ માત્ર

* અહિંયાં પ્રેમી એટલે નિષ્કામ ભક્તિમાન્ સમજવો.

પ્રેમાવેશમાં જ તે આમ અચેત થયેલો લાગે છે; માટે ચાલો, ફોરે ખસો, આપણે તેને જાગ્રત કરીએ."

એમ કહી તે મહાત્મા તેની પાસે જઇને બેઠા, ને મસ્તકે તથા શરીરે હાથ ફેરવી, મીઠે સ્વરે બોલાવા લાગ્યો; "હે પ્રિય પંથી! હે અચ્યુતપ્રિય! * તું શા કારણથી આમ પડેલો છે? સાવધ થા, સાવધ થા." આવા બે ત્રણ સાદ કરવા સાથે તેને સારી પેઠે ઢંઢળ્યો ત્યારે નિદ્રામાંથી જાગતો હોય તેની પેઠે તે, બેબાકળા સરખો, ચોમેરે દૃષ્ટિ ફેરવતો, બેઠો થયો; ને મહાત્મા સત્સાધકને પોતાની પાસે ઉભેલો જોતાં જ, "અહા! ધન્ય ગુરુવર્ય! બસ! આપે કૃતાર્થ કીધો!" એવા શબ્દો બોલવા સાથે તેના ચરણમાં પાછો પૂર્વવત્ નમી પડ્યો. સત્સાધકે હાથ ઝાલી ઊઠાડીને તેને પ્રેમથી પોતાના હૃદય સાથે ચાંપ્યો ને આ શો પ્રકાર બન્યો હતો, તે જણાવવા આજ્ઞા કરી. તેણે પુનઃ ચરણ વંદી, કર જોડીને કહ્યું; "કૃપાળુ ગુરુદેવ! અહા! સદ્ગુરુનો મહિમા અગાધ છે. એવું હું ઘણીકવાર મહાત્મા પુરુષોને મુખે સાંભળતો, તે મેં આજે પ્રત્યક્ષ અનુભવ્યું. આપ કૃપાળુના પારમાર્થિક ઉપદેશમાંથી, સૌ પંથીઓ સાથે હું જગત્પુરમાંથી કાલભય જાણી, નાસીને આ અભય પંથે ચઢ્યો, તે સર્વ આજે મને સફળ થયું. હું આજે ખરેખરો નિર્ભય થયો! અચ્યુતતીર્થમાં જોયલું દિવ્ય પરબ્રહ્મરૂપ આજે મેં અહીં પ્રત્યક્ષ દીઠું છે! શું દીઠું? ના, ના બસ એ જ સ્વરૂપમાં હું લીન થઇશ! રે થયો છું. પણ તેનું વર્ણન ન થઈ શકે, એ તે એ જ! અન્ય નહિ! અહો! અચ્યુતતીર્થમાથી નિકળ્યા ત્યારનું એ અદ્ભુત સ્વરૂપ મારી દૃષ્ટિ સમીપ રમણ કરતું હતું; પણ જ્યારે આપે મને તે કૃપાળુના નામમન્ત્રનો† ઉપદેશ કર્યો, ત્યારથી તો, જ્યારે જ્યારે હું તે નામમન્ત્ર ઉચ્ચારુ છું, ત્યારે ત્યારે તે ઘનશ્યામ પ્રતિમા મારા હૃદયમાં ખડી થવા સાથે, મારાં રોમેરોમ ખડાં થઈ જાય છે, ને પ્રેમાવેશથી જાણે હું તેને ભેટી પડું એમ થાય છે. પણ એ શી રીતે બને!! એવા જ આવેશમાં આજે સૌની સાથે હું નામધ્વનિ કરતો બેઠો હતો, તેવામાં હૃદયને વિષે દેખાતા

---

* અચ્યુતપ્રિય—અચ્યુત પ્રભુને અતિ પ્રિય એવા હે પથી! કારણ કે એવા અચ્યુતપદપ્રેમી પથીઓ, અચ્યુતને સૌ કરતા વધારે વહાલા છે.

† ઉપર જ્યા જ્યા નામમન્ત્ર શબ્દ વાપર્યો છે, ત્યા ત્યા સગુણોપાધિક ભક્તિપક્ષે ઈશ્વરનો નામોચ્ચાર ને નિર્ગુણ ઉપાસના પક્ષે વાસનાક્ષય અને પરબ્રહ્મરૂપમાં લય થવાનુ સાધન સમજવુ.

સ્વરૂપાનંદમાં મીચેલાં નેત્ર ઊઘડી ગયાં ને સ્વરૂપાનુસંધાન થઈ ગયું. મારી સામે પણ પ્રત્યક્ષ એ જ અદ્‌ભુત મૂર્ત્તિ રમણ કરતી મારા જોવામાં આવી. તેનું તેજ અપાર હતું. સૂર્ય, ચંદ્ર, તારા, વિદ્યુત્ કે અગ્નિના પ્રકાશથી પણ તે પ્રકાશ શ્રેષ્ઠ હતો. તેના પ્રકાશમાં જ સર્વ હતું. સામું જોઈ જ ન શકાય તેવું હતું. છતાં પ્રેમાવેશમાં જ તેને ભેટી પડવાને એકાએક હું દોડ્યો. હું તત્કાળ અદ્‌ભુત દિવ્ય મૂર્ત્તિનાં ચરણારવિંદમાં જ સ્વાભાવિક રીતે જઈ પડ્યો. મારાં મનને નિશ્ચય હતો કે, મારે અને સર્વને માટે સૌથી નિર્ભયસ્થાન માત્ર એ જ છે, તેથી મેં તે મહામંગલ મંજુલ યુગલ* ચરણારવિંદને વળગી પડી, તે બંનેના મધ્યમાં મસ્તક મૂકી દીધું. પણ વાર એટલી જ થઈ કે, હું કંઈ પ્રાર્થના કરું, ને નેત્ર ઉઘાડી તે વડે એ મહા મંગલસ્વરૂપને સારી રીતે અવલોકવા શક્તિમાન્ થવાની તે કૃપાળુ પાસે કિંચિત્ ભિક્ષા માગું, તે પૂર્વે તો મારી ભીડેલી બાથ મને ખાલી પડેલી લાગી ને મારા મસ્તક આગળથી તે મંગળ મંજુલ ચરણકમળ કોણ જાણે ક્યાંય અદૃશ્ય થઈ ગયાં! અહા! કૃપાનાથ! હવે મને પામરને ફરી તે ક્યાંથી પ્રાપ્ત થશે!! શું હું તે પરમ પૂજ્ય કલ્યાણકારી સ્વરૂપનું દર્શન કરવા પુનઃ કોઈક પણ સમય ભાગ્યશાળી થઈશ?"

તેનું આવું ભાષણ સાંભળી, સર્વે પંથીઓ વિસ્મય પામી ગયા. મહાત્મા સત્સાધકે બહુ હર્ષથી તેને પોતાના હૃદય સાથે ચાંપીને કહ્યું; "અહો! ભગવત્પ્રેમીજન! તું સૌ કરતાં મોટો ભાગ્યશાળી, કે તને એવો ભગવત્સ્વરૂપનો ભાસ થયો. તારા શુદ્ધ પ્રેમને વશ થઈ કૃપાળુ અચ્યુતપ્રભુ તને શીઘ્ર પોતાનો સાક્ષાત્કાર આપશે. બાપ, તને ધન્ય છે, તારું કલ્યાણ થાઓ." પછી તે સર્વ પંથીઓને કહેવા લાગ્યો, "પાંથિકો! જુઓ, આનું નામ જ અચ્યુતસ્મરણ! એ પ્રમાણે પ્રભુની દિવ્ય મૂર્તિને પ્રેમથી અંતઃકરણમાં જોવા સાથે મુખેથી સ્મરવામાં આવે, એ જ નામસ્મરણ શીઘ્ર ફળદાયી છે, અને એ પ્રકાર પ્રત્યેક પંથીને સાધ્ય થવા સારુ જ માર્ગમાં અચ્યુતતીર્થનું પવિત્ર દર્શન છે. અચ્યુતતીર્થમાંની અચ્યુત પ્રતિમા, પ્રત્યેક પંથીના અંતઃકરણમાં આલેખી રાખવાની છે; અંતર્ચક્ષુવડે† અહર્નિશ તેનું અવલોકન—શોધન કર્યા કરવાનું છે. આપણા આ પ્રેમાળ પંથીએ અર્થ યથાર્થ સિદ્ધ કર્યો છે; તો તેનું ફળ પણ તેને પ્રાપ્ત થવા માંડેલું આપણે સૌએ પ્રત્યક્ષ જોયું. અહા! અંતર્યામી

* યુગલ=બે; જોડ † અંતર્ચક્ષુ=અંતઃકરણમાનાં ચક્ષુ, અર્થાત્ મનોમય ચક્ષુ.

પ્રભુ અચ્યુત કેવા પરમ દયાળુ અને પ્રેમાધીન છે, કે પોતાનું માત્ર નામસ્મરણ કરનારને અને સ્વરૂપનું સ્મરણ-ધ્યાન કરનારને આવી મળ્યા વગર રહેતા નથી. માટે આપણ સૌ અંતરમાં તેના સ્વરૂપને જોતા જઈ, મુખેથી નામસ્મરણ કરતા જાઓ. ભૂતમાત્રનું નિદાન એ જ છે, કે તેને જે નિરંતર ભજે છે-અનુભવે છે-તે જ એ બ્રહ્મમાં લીન થાય છે. નિષ્કામ ભક્ત જ એ અચ્યુત પ્રભુમાં ઠરે છે. તે કૃપાના સાગરની લહર આપણા ઉપર અવશ્ય આવશે જ."

એટલું કહી વળી તે મહાત્મા બોલ્યો; "પણ પ્રિય પથિકો! પ્રભુના નામનો એવડો મોટો મહિમા મેં તમને સંભળાવ્યો ને આપણે સૌએ પ્રત્યક્ષ જોયો પણ ખરો; તો પણ એ ઉપરથી કેટલાક મૂર્ખજનો જેમ અવળે માર્ગે દોરાઈ જાય છે, તેમ ન થવા માટે તમારે સહુને સાવધ રહેવાનું છે. કેટલાક કુટિલો અને મિથ્યાચારી જનો એવો વિચાર ઠસાવે છે કે, 'જ્યારે પ્રભુનું નામ જ માત્ર સકલ પાપને નાશ કરનારું, સર્વ અપવિત્રતા મટાડરું ને પુણ્યના ભંડારરૂપ છે, ત્યારે તો હવે આપણને પાપને માટે શી ચિંતા છે, ને કીયું કુકર્મ આપણને નડવાનું છે? ગમે તેટલું પાપ થશે, તો પણ તે માત્ર પ્રભુનું એકાદ નામ ઉચ્ચારીને દૂર કરી દઇશું! વાહ! આ તો બહુ સારું થયું! હવે તો આપણે શાસ્ત્રમર્યાદાની, પરલોકની, કે નિયંતા આદિ કોઇની ભીતિ રહી નહિ! એમ માનીને યથેચ્છાચરણ કરવા માંડે છે, ને અંતે પાતકના ઓઘમાં તણાઈ મરે છે. પણ હે પુણ્યવાન્ પંથીઓ! ભગવાનના નામનો પ્રભાવ જાણીને કોઇએ પણ સદાચરણ કે સન્માર્ગ ત્યાગ કરવાનો નથી. જગતની વાસનાનો ક્ષય થયા વિના પરમાત્મા પ્રાપ્ત થતો નથી. જેની વાસનાનો ક્ષય થાય છે, તે જ જીવ શુદ્ધ આત્મા-પરમાત્માને પામી શકે છે, અન્ય નહિ. રાજાના રાજ્યમાં રહી મુખેથી તેના યશ ગમે તેટલા ગાય, પણ તેને માઠું લાગે તેવાં કાર્ય-તેના સ્થાપિત સદાચારની મર્યાદાનું ઉલ્લંઘન કરતો હોય, તેવા મનુષ્યને રાજા ક્યાં સૂધી ક્ષમા કરશે? અંતે ગમે તેવા દયાળુ રાજાને પણ, તેવા મિથ્યાચારી મનુષ્યને, રાજ્યરક્ષણાર્થ-ધર્મરક્ષણાર્થ અવશ્ય મોટી શિક્ષા કરવી પડશે. તે જ પ્રમાણે આપણે પણ સર્વ સમર્થ પરમ દયાળુ પ્રભુ અચ્યુતને કિંચિત પણ માઠું લાગે તેવું આચરીને અને તેના કરેલા નિયમનો ભંગ કરીને-કે જગત્ મિથ્યા છે ને પરમાત્મા જ સત્ય છે, એમ ન જાણી, મોહમાં રહીએ,

તો પછી ગમે તેટલું તેનું નામસ્મરણ* કરીએ, તો પણ શું ફળ થશે? તેને આપણે શી રીતે પ્રિય થઈ શકીએ? અને તે આપણાપર કેમ કરીને દયા કરે?" એ પ્રમાણે વાતચિત કરતાં તેઓ સૌ પથિકાશ્રમમાં આવ્યા, ને નામસ્મરણ કરતા કરતા થોડીકવારે નિદ્રાવશ થઈ ગયા.

બીજે દિવસે અરુણોદય પહેલાં, નિત્યનિયમપૂર્વક મહાત્મા સત્સાધક, અચ્યુતસ્મરણ કરતો પથારીમાંથી ચટપ લઇને બેઠો થયો. નામધ્વનિ સાંભળી એક પછી એક પંથીઓ પણ બેઠા થઈ, પ્રાતઃસ્મરણ કરવા લાગ્યા. પછી નિર્મળ સરિતાપર સ્નાનસંધ્યાદિ નિત્ય કર્મ કરવા સારુ ગયા. ત્યાંથી પરવારી સર્વ સંઘ એકત્ર થયો, ને સર્વેશ્વર પ્રભુ અચ્યુતના જયધ્વનિ સાથે તુરત જ માર્ગે પડ્યો. કેટલેક દૂર પહોંચતા મહાત્મા સત્સાધક બોલ્યો, "પ્રિય પથિકો! જો કે ઉત્તરોત્તર આપણો માર્ગ સરળ આવતો જાય છે ખરો, તોપણ જેવી કર્મમાર્ગમાં કેટલીક ભૂલવણીઓ, આપણામાંના અસ્થિર મનવાળા પંથીઓને સહજમાં ભોળવી નાંખવા માટે જણાતી હતી, તેવી જ આ માર્ગમાં પણ આવશે. માટે ગમે તેવી લાલચ જોઇને પણ કોઈ ભોળવાતા નહિ. આ જુઓ પેલી દૂર આપણા માર્ગની જમણી બાજૂ એક ભૂલવણી આવી છે. આ પ્રસ્થાનમાં પણ ઠેઠ સૂધી પેલા કામદેવની સત્તા તો છે જ; અને પંથીઓ-લાલચુ પંથીઓને આ શુભ શ્રેયસ્કર માર્ગથી ભ્રષ્ટ કરવામાં મુખ્ય કારણ-

---

* ટીકા–ભગવન્નામસ્મરણ એટલે અહિયા પરમાત્માને વિચારવો, એવો અર્થ ઘટાડવો ઉપાસના પક્ષે, પ્રભુનુ સ્મરણ પ્રભુસ્મરણ પ્રાણીને સર્વ પાપમાથી મુક્ત કરનારુ અને ઉક્ત ગુણોથી યુક્ત છે ખરું, પણ તેને જપનારે કેટલા અપરાધોથી બચવુ જોઇએ, એ માટે શાસ્ત્રકર્તાઓ આ પ્રમાણે કહે છે–સત્ પુરુષ, સજ્જન વા સત્પદાર્થ કે સદ્કર્મ–સન્માર્ગ, પ્રભુનામ ઇત્યાદિની નિન્દા, અનધિકારી, દુરાચારી એવા અસત્ જન આગળ સ્મરણનું માહાત્મ્ય કહી બતાવવુ તે· વિષ્ણુ, શિવ ઇત્યાદિ અનેક કારણપરત્વે ધારણ કરાયલા પ્રભુનાં જૂદા જૂદા સ્વરૂપોને વિષે નિન્દાત્મક ભેદબુદ્ધિ; વેદશાસ્ત્ર ઉપર અશ્રદ્ધા, મહાત્મા–ઈશ્વર અશી સત્પુરુષોની વાણીપર અશ્રદ્ધા, નામને વિષે અર્થવાદ (એટલે કે રામ નામ લઇને પૂર્વે નલ, નીલ વાનરોએ પાણી ઉપર પાષાણ તાર્યા હતા, તે ઠેકાણે અત્યારે કોઈ એક ઝીણો કાકરો પણ કેમ તારી શકતુ નથી? ઇત્યાદિ વિતંડા કરવી તે), વળી નામ જેવુ (સહેલું) સાધન છે તો પછી ગમે તેમ વર્તીશું તોય ચિન્તા નથી, એમ ધારીને નિષિદ્ધવત–ન કરવા યોગ્ય કર્મ–આચરણ આચરવા તે, ને એમ ધારીને જે વિહિત એટલે પોતાને યોગ્ય આવશ્યક કર્મ આચરવા જોઇએ તેનો ત્યાગ કરવો તે, અને અન્ય ધર્મો સાથે નામરૂપ સાધનની સરખામણી કરવી તે એવી રીતે પ્રભુના નામસ્મરણ કરનારને એટલા દશ અપરાધોથી બહુ જ સાવધ રહેવુ જોઇએ; નહિ તો નામસ્મરણનુ યથાર્થ ફળ થાય નહિ

ભૂત એ જ થઈ પડે છે. એટલા માટે પૂર્વે આ માર્ગે થઈને વિચરેલા મહાનુભાવ પંથીઓ, પ્રત્યેક પંથીને, નિષ્કામ બની, કંઈ પણ આશા-તૃષ્ણા-કામના-તે સત્ હો કે અસત્ હો, તેથી વિમુખ-નિઃસ્પૃહ થવું, એવી ખાસ આજ્ઞા કરી ગયેલા છે ને તેને અનુસરવું એ જ કલ્યાણકર્તા છે."

સગુણોપાધિ માર્ગો

આ પ્રમાણે વાતચિત કરતાં તેઓ કેટલીકવારે એક વિસામા આગળ જઇ પહોંચ્યા. બપોર થવાને હજુ કેટલીકવાર હતી, માટે મધ્યાહ્ન ગાળવા સારુ વિસામે ન ઉતરતાં, સંઘ આગળ વધવા માંડ્યો, તેટલામાં એક તેજસ્વી હૃષ્ટપુષ્ટ મનુષ્ય સંઘની સામે આવતો દેખાયો. એ શરીરે સુશોભિત છતાં બોલવામાં ઘણો ચતુર હતો, તેણે વસ્ત્ર લાલ પહેર્યાં હતાં ને લલાટમાં સિન્દૂરનું તિલક હતું. કંઠમાં કરેણનાં લાલ પુષ્પની માળા તથા હાથમાં હાથીદાંતની જપમાળા હતી. પોતાના વિચિત્ર વેશથી તે આખા સંઘનું ચિત્ત પોતાભણી ખેંચીને બોલ્યોઃ

ગણપતિ ઉપાસન

"હે પુણ્યવાનો! હવે તમે શાને માટે ને ક્યાં જવા માટે ઉતાવળ કરી રહ્યા છો? પ્રાપ્ય-પ્રાપ્ત થવા યોગ્ય પદાર્થની પ્રાપ્તિ થયા પછી શો ઉચ્ચાટ છે? મારા બોલવાનો મર્મ તમે સમજ્યા તો નહિ હો; માટે મારે કહેવું જોઇએ કે, જે નિર્ભયસ્થાન પ્રત્યે જવા સારુ તમે નિકળ્યા છો, ત્યાં જવાનો ખરો માર્ગ હવે તમને પ્રાપ્ત થઈ ચૂક્યો છે; માટે તેને ઉલ્લંઘીને આગળ વધવાની કશી આવશ્યકતા નથી. આ તમારી જમણી બાજુએથી આરંભાય છે, એ જ માર્ગ તમારે માટે આગળ વધવાનો છે ને એજ માર્ગ સત્ય છે, ને સર્વથી શ્રેયસ્કર, સરળ અને જ્યાં દુઃખનો લેશ પણ નથી, એવા સુખસ્થાન પ્રત્યે પહોંચાડે છે. એ સુખસ્થાનના અધિપતિ શ્રીગણેશ, કે જેને આખું જગત્ આદિદેવ તરીકે વંદે છે; ને જે સમગ્ર દેવગણ, મનુષ્યગણ, પિતૃગણ અને સંક્ષેપમાં સમગ્ર સૃષ્ટિગણના સ્વામી હોવાથી, જેનાં ગણપતિ, ગણાધિપતિ, ગણનાથ, ગણેશ ઇત્યાદિ અનેક નામો છે, તેવા સમર્થ પ્રભુની સાન્નિધ્ય આ માર્ગે થઇને જઈ પહોંચાય છે. એને શરણે થનાર મનુષ્ય સર્વ ઋદ્ધિ સિદ્ધિનો ભોક્તા થાય છે, કારણ કે તે સર્વ ઋદ્ધિ સિદ્ધિના પણ પતિ છે. વળી એ સર્વ વિદ્યાના પણ અધિપતિ છે, સર્વ મંગળના દાતા છે, વિઘ્ન માત્રના વિનાશક છે. એટલા માટે સર્વ વિદ્યાઓ, સર્વ શાસ્ત્રો ને સર્વ માંગલિક કાર્યોમાં સૌથી પહેલું તેમનું જ સ્મરણ-પૂજન થાય છે. માટે નિરંતર સુખ ભોગવવાની ઇચ્છાવાળા તમે, કે જે નાશવંત

જગત્પુરમાંના ત્રાસથી નાસી આવેલા છો, તે આ શુભ માર્ગે થઈને પરમસ્થાન પ્રત્યે ચાલ્યા જાઓ. કહેશો તો હું પણ ઠેઠ સૂધી તમારી સંગે આવીશ, કે જેથી માર્ગમાં કોઈ વાતની તમને અડચણ નડશે નહિ."

એ સાંભળી ઘણાંક પંથીઓનાં મન લલચાયાં, ને કેટલાકો ગણીને પછવાડે રહેવા માટે ટપોટપ બેઠા પણ ખરા; પરંતુ મહાત્મા સત્સાધકે તે ગણેશભક્તને નમસ્કાર કરીને એટલું જ પ્રત્યુત્તર દીધું કે; "અમે ઘણીક ઋદ્ધિ સિદ્ધિનો ત્યાગ કરીને આવ્યા છીએ, માટે અમારે તેની આશા નથી. વિઘ્ન ત્યાં છે કે જ્યાં નિર્વિઘ્નનું નામ નથી; જગતની સર્વ વિદ્યામાં અપરા વિદ્યા શ્રેષ્ઠ છે, જે અમને પ્રાપ્ત છે; જે માર્ગે અમે જઈએ છીએ તે માર્ગ મંગળમય જ છે; શાસ્ત્રના લફરામાં જે લપટાય છે તેનો છૂટવાનો આરો નથી. માટે અમે તો માત્ર આ સીધે સેરડે અચ્યુતપુર જવા ઇચ્છીએ છીએ; અમે સૌ શ્રી ગણેશને અમારા અચ્યુતપુર પ્રયાણ માર્ગમાં કોઈ પણ પ્રકારનું વિઘ્ન ન આવે માટે પ્રેમપૂર્વક પ્રણામ કરીને આગળ વધશું." એમ કહેતાં જ તેણે પંથીઓસહ આગળ ચાલવા માંડ્યું.

થોડેક આગળ જતાં વળી એક આડો ફંટાતો અતિ દેદીપ્યમાન રાજમાર્ગ આવ્યો. ત્યાંથી એક સૂર્ય સમાન તેજસ્વી પુરુષ આવી, પોતાના માર્ગનો સિદ્ધાંત પથીઓને સમજાવવા લાગ્યો. તેણે કહ્યું; "અહો ભાગ્યવાન્ પંથીઓ! સમસ્ત જગતને પોતાના પ્રકાશવડે જીવન આપનારા ને પ્રકાશનારા એવા હિરણ્યરૂપ સવિતા–સૂર્યદેવને મૂકી બીજા દેવને કોણ ઉપાસે છે? વેદત્રયી જેની ઉપાસના કરવાની અવશ્ય આજ્ઞા કરે છે; અને જેનું નિરંતર ગાન કરવાથી તેની ઉપાસનાના મહામંત્રનું 'ગાયત્રી' એવું પવિત્ર નામ પડ્યું છે. એ "ગાયત્રી" મંત્રમાં માત્ર એ જગત્પ્રકાશક દેવના સર્વોત્કૃષ્ટ તેજનું ધ્યાન કરવા સંબંધે કહેલું છે, અને સર્વ પવિત્ર યોગી મુનિજન, સર્વ મહાત્માગણ અને સર્વ સંસ્કારયુક્ત દ્વિજગણ, નિરતર એ સર્વોત્કૃષ્ટ તેજનું જ ધ્યાન કરે છે; તેનો જ સ્તુતિપાઠ ભણે છે ને સર્વ રીતે તેની જ ઉપાસના કરે છે. એ પ્રતાપી દેવનો ઉપાસક આ લોકમાં પરમ સુખી રહે છે. તે શરીરે આરોગ્ય તથા દારિદ્ર્યથી મુક્ત રહીને, અંતે તેના દિવ્ય લોકને વિષે જાય છે, ને ત્યાં તેના જેવા જ દિવ્ય શરીરવાળો થઈ અનંતકાળ સુખ ભોગવે છે; માટે હે પંથીઓ? નારાયણના બીજા રૂપ જેવા સૂર્યનારાયણની સમીપ જવાનો માર્ગ પ્રાપ્ત થયા છતાં, તેને અતિક્રમણ કરી આગળ ચાલવાની વૃત્તિ તમે કેમ ધારણ કરી રહ્યા છો?"

સૂર્ય ઉપાસન

એના ઉત્તરમાં ગુરુ સત્સાધકે કહ્યું; "હે દેવ! આપનું કહેવું યથાર્થ છે, પણ અમારે તો આ સીધે સેરડે અચ્યુતપુર પ્રત્યે જવું છે, કે જ્યાં સૂર્ય ચંદ્ર કિંવા અગ્નિ ઇત્યાદિ કોઇના પ્રકાશની આવશ્યકતા નથી ને જ્યાં આખો લોક જ સ્વતઃસિદ્ધ પ્રકાશમય છે, આનંદમય છે તથા ત્યાં ગયા પછી કદી પાછા આવવું પડતું નથી. આપનો માર્ગ શ્રેષ્ઠ છે એ સત્ય છે, પણ અમે તો દેવયાનમાર્ગે જવાની કામનાવાળા છીએ. એ અર્ચિમાર્ગ પરમ શ્રેષ્ઠ છે, એવું આ અમારી પથબોધિનીમાં જણાવ્યું છે; ને તેને જ અમે અનુસરનારા છીએ. મહાત્મા શુક, એ સૂર્યમંડળને ભેદીને જ્યાં ગયા છે, તે તરફ અમારું પ્રયાણ છે." એટલું કહીને, આ રાજમાર્ગ, જેને વેદોમાં પણ શ્રેષ્ઠ કહ્યો છે, તેનો ત્યાગ કરી, તે આગળ વધ્યો.

થોડેક દૂર જતાં એક સુંદર તેજસ્વી પુરુષ સામો મળ્યો. તેના ગળામાં તુલસી-કમળની માળાઓ, લલાટે ઊર્ધ્વપુંડ્ર તિલક, શરીરે નિર્મળ શ્વેત વસ્ત્રો ને મુખે હરિ, ગોવિંદ, નારાયણ, એવો નામોચ્ચાર કરતો, સૌમ્ય ચિહ્નો ધારણ કરેલો, તે જ રાજમાર્ગની જમણી બાજૂએ આવેલી એક અતિ રમ્ય આડગલી દેખાડીને સમગ્ર પંથીઓ પ્રત્યે તે કહેવા લાગ્યો; "હે પુણ્યવંતજનો! સમસ્ત ભક્તિ મુક્તિના દાતા, સર્વલોકના ઈશ્વર અને લક્ષ્મીના પતિ એવા વૈકુંઠવાસી વિષ્ણુ ભગવાનનો આ પરમ માર્ગ મનુષ્ય દેહમાં જન્મીને, અવશ્ય પ્રાપ્ત કરવા યોગ્ય છે. એની સત્તાથી જ સઘળું છે, એની કૃપાસંપાદન, એ જ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. એને શરણે થનાર અર્થાત્ એનું બાનું-શરણચિહ્ન ધારણ કરી, આ માર્ગે ચઢનાર પ્રાણી છેવટે એમના વૈકુંઠલોક-વિષ્ણુ લોકને વિષે જઈ પહોંચે છે, ને ત્યાં દિવ્ય ચતુર્ભુજ રૂપ ધારણ કરી, સદાકાળ સુખ ભોગવે છે. ભગવાન્ વિષ્ણુને શરણે થવાથી જગત્પુરનાં સમગ્ર દુઃખોથી તદ્દન મુક્ત થયેલો તે પંથી, વૈકુંઠમાં નિત્ય અધિકાધિક આનંદ માનતો થકો, પુનઃ કોઈ પણ કાળે તે દુઃખો પ્રાપ્ત થવાના ભયથી કેવળ મુક્ત જ બને છે. એવા આ વૈષ્ણવ માર્ગને ઉલ્લંઘી, આગળ વધવામાં કોણ જાણે તમોએ શું વિશેષ પ્રાપ્ત કરવા ધાર્યું છે? પણ એથી તો તમારી માર્ગની અજ્ઞાનતા જ જણાય છે, એ માર્ગમાં પ્રવેશ કરતાં જ કેવળ સુખ અને શાંતિનો લાભ થાય છે. અને સર્વ દુઃખનાં કારણો નષ્ટ થઈ જાય છે, તો પરિણામે તેમાં કેવું સુખ હશે, એ કંઈ કહેવું પડે તેમ નથી. તમે સૌ ઊર્ધ્વપુંડ્રધારી અને

વિષ્ણુ ઉપાસન

મુખેથી હરિનામોચ્ચારણ કરતા હોવાથી, સ્વાભાવિક વૈષ્ણવો જ છો, તો પછી આ અતિ પવિત્ર વિષ્ણુમાર્ગનું કેમ અતિક્રમણ કરશો? અહીંથી આગળ વધાતું જ નથી. એનાથી પર કંઈ જ નથી. ક્ષરથી પર જે અક્ષર કહેવાય છે, તે આ જ છે."

જેને રુચ્યું તે પંથીઓ પછવાડે ગળી ગળીને રહેવા લાગ્યા; પણ તેઓની સ્પૃહા કર્યા વગર, સત્સાધક તો એક સરખો ચાલતો જ રહ્યો, અને સાથેના પથીઓને ચેતાવતો રહ્યો કે; "અત્યારે આપણે વાત કરવા પણ ઉભા રહેવા જેવું નથી; કારણ ઘણે અંશે એ બધી ભૂલવણી-ચૂકવણીઓ છે; ને એ બધીનો સાર હું તમને આગળ જઇને કહી સંભળાવીશ. આપણા સંઘમાંથી જે જે પંથીઓ પાછળ રહી ગયા છે, તેઓ ખરા માર્ગથી ચલિત થયેલા છે, એમ જ સમજવું."

આગળ ચાલતાં કેટલેક દૂર પહોંચ્યા ત્યારે, વળી એક મસ્ત મદોન્મત્ત પુરુષ તેમને સામો મળ્યો. તેણે કપાળમાં કુંકુમથી પીયળ કાઢેલી, તેમાં ભ્રૂમધ્યભાગે સિંદૂરની, કાળી ઇત્યાદિ ભાતભાતની બિન્દીઓ કરી હતી. હાથમાં અનેક તાવીજ, દોરા, કડાં ને એવાં બીજાં વિચિત્ર આભરણો પહેરેલાં હતાં. આંખો ઘેરાયલી, લાલ અને વાણી વિવેક વગરની હતી. આવતાં જ લાગલો, જાણે પોતાના કરતાં સર્વને અજ્ઞાની સમજતો હોય, તેવા આડંબરથી કહેવા લાગ્યો કે; "અરે ઓ મૂઢો! જેઓ ખરી વસ્તુથી બહિર્મુખ રહેનારા અજ્ઞાનીઓ છે, તેઓ જ વગર સમજે ભટક્યા કરે છે! જે સત્તાને વિષે સમગ્ર જગત્ અને બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરાદિ જગત્પતિઓ બંધાયલા છે, એ મહાસત્તા—મહાશક્તિ જગતની ઉત્પન્ન કરનારી હોવાથી જગન્માતા, જગદંબા તથા જેનાથી સર્વ ધારણ કરાયલું છે એવી આદ્યશક્તિ, ઈશ્વરીને ઓળખ્યા વિના, જે કંઈ છે તે સઘળી વૃથા દોડાદોડ જ છે. જે આદિ માયા મહાશક્તિ જગદંબા, સર્વ પ્રાણીમાં અને સર્વ પદાર્થમાં શક્તિ—સત્તારૂપે વસી રહી છે, અને જે શક્તિને નામે જ ઓળખાય છે, તે સર્વના આધારરૂપ તથા સર્વની માતા છે. તે શરણે આવનારનું માતારૂપે લાલન પાલન કરે છે. એને ઘેર—એના લોકમાં જવાનો આ સુખમય માર્ગ છે, તેને ઉલ્લંઘીને તમે ક્યાં જાઓ છો? પાછા વળો, ચાલો હું તમને ત્યાં લઈ જાઉં. અરે! સાક્ષાત્ વિશ્વમાતાને મૂકીને અન્યને શરણે કોણ મૂઢ જાય? નાનું બાળક પણ પોતાની માતાને મૂકીને અન્ય સ્ત્રીનું સ્તનપાન કરતું નથી, તે પરથી તમે સમજો, ને ભ્રમણામાં ભટ-

શક્તિ ઉપાસન

કાવ નહિ. માર્ગમાં પ્રવેશ કરતાં જ જુઓ, એ તમને કેવા પ્રકારના લાડ લડાવે છે! રે! સર્વ પ્રકારનાં સુખ અને વૈભવ તો એ આદિ માતાના ઘરમાં જ છે.”

એના બોલવાને કશો આદર ન આપતાં, સંઘ સાથે સત્સાધક આગળ વધ્યો. પણ હવે સમય થવા આવ્યો હોવાથી મુકામ કર્યા વગર ચાલે તેમ નહોતું. થોડેક જતાં એક પથિકાશ્રમ આવ્યો, તેમાં સૌએ ઉતારો કર્યો. પાસેનું ઉપવન ઘણું સુશોભિત અને પથિકાશ્રમ આગળ થઈને વહેતી નહાની સરિતાની શોભાથી બહુ સુંદર હતું. સત્સાધક સહિત ઘણાક પંથીઓ તે નિહાળવા, અને તે સાથે સમય થવા આવ્યો હોવાથી સંધ્યાવંદનાદિક કરવાને, પથિકાશ્રમમાંથી બહાર ગયા. તે લાગ જોઈ, એક વિચિત્ર મનુષ્ય, પથિકાશ્રમમાં પેસી ગયો! અને માંહે રહેલા પંથીઓનાં મન વિહ્વળ થઈ જાય, તેવા પ્રકારનો બોધ કરવા લાગ્યો. પ્રથમ તેણે સત્સાધક આદિક સર્વ પંથીઓને કેવળ અજ્ઞાત જણાવ્યા. પછી કહ્યું; “અરે મૂર્ખાઓ? શું તમે સાક્ષાત્ જગદીશ્વરી મહામાયાને જાણતા નથી? અરે એના વિના જગતમાં છે જ શું? એને શરણે ન થયા, તેમણે બધો ભવ એળે ખોયો? આ લોક ને પરલોકનાં સુખ તો એના જ હાથમાં છે. જુઓ! આરંભમાં જ કેવો પ્રત્યક્ષ ચમત્કાર છે, કે મોક્ષ પામવાના બીજા સર્વ માર્ગો–રે સઘળા તુચ્છ માર્ગો, કે જેમાં અપાર દુઃખ, કષ્ટરૂપ સાધન, દુઃખે પળાય તેવા નિયમ, સુખનો ત્યાગ, વિરાગ, સ્મરણ, ભજન ને બીજાં અનેક વગોણાં છે; અને તેમ છતાં ચૂક્યા તો થઈ રહ્યું! પરંતુ આ ભગવતી ભવતારિણીના માર્ગમાં તેવા કોઈ પ્રકારનું કષ્ટ તો શાનું જ હોય, પણ ઉલટું પરમ સુખ છે. માતા જેમ પોતાના પ્રિય બાળકને લાડ લડાવે છે ને બાળક જે જે ઇચ્છા કરે છે, તે તે એ માતા પૂરી પાડે છે, તે પ્રમાણે આ જગન્માતા, તેના શરણાગત બાળકોને લાડ લડાવે છે ને સર્વ ઇચ્છાઓ પૂરી પાડે છે! આવો સુગમ માર્ગ મૂકી તમે શા માટે વહેમે ભરાઈને આગળ જવા ઇચ્છો છો? સમજો ને ઝટ ચાલો. હું તમને એ સુંદર માર્ગ દેખાડું. એ જગન્માતાના લોકને વિષે જવાનો એક માર્ગ તમે ઓળંગીને આવ્યા, તેના કરતાં આ બહુ સુખરૂપ છે. પણ એ ગુપ્ત માર્ગ છે. જેટલું સારું તેટલું ગુપ્ત અને અલભ્ય હોય છે. તેમ આ માર્ગ અતિ સરલ અને સુખરૂપ હોવાથી જ ગુપ્ત છે! માટે ચાલો, હું એ માર્ગનો ભોમિયો છું, તે તમને ત્યાં સહીસલામત લઈ જઈશ. ત્યાં તમને મોઢે માગી સિદ્ધિઓ

મળશે! ત્યાં પરમ પ્રેમસમાગમ થશે!" આવી તેની લલચામણી વાણી સાંભળી, જેઓની પાસે હજી પણ કેટલાંક સંસારભારનાં પોટલાંઓ હતાં, તેઓનાં મન દુષ્ટભોગની આશાઓના ઉભરાથી દોલાયમાન થઈ ગયાં! કેટલાકો તે ભક્તની સાથે ચાલ્યા પણ ખરા.

આ સઘળો પ્રકાર એકચિત્તે અંતરિક્ષથી જોઈ રહેલા મહારાજા વરેપ્સુ આદિ વિમાનવાસીઓ, ગુરુ વામદેવજીને નમનપૂર્વક પૂછવા લાગ્યા કે; "હે કૃપાળુ! મહાત્મા સત્સાધકના સંઘમાંથી જે પંથીઓ અચ્યુત-માર્ગ-સર્વની મધ્યમાં રહેલો શુદ્ધ શાંત નિરુપદ્રવ માર્ગ મૂકીને, આડા માર્ગોપર ચઢી ગયા છે, તેઓની પરિણામે કેવી સ્થિતિ થશે? અને તેઓમાં પણ પેલો મદમત્ત પુરુષ, દેવીના અતિ ગુપ્ત માર્ગનું નામ દઈને, પોટલાંના ભારવાળા પંથીઓને, સત્સાધકથી છૂપી રીતે ઘસડી ચાલ્યો છે, તે તેઓને ક્યાં લઈ જશે?" ત્યારે બટુક વામદેવે કહ્યું; "રાજા! આ પવિત્ર અચ્યુતમાર્ગ તો કેવળ સાદો, કોઈ પણ જાતની મિથ્યા લાલચો વગરનો અને સત્ત્વશીલ છે; તે અંતે-પરિણામે સાત્વિક સુખની પ્રાપ્તિ કરાવનારો છે. અને બીજા માર્ગો તો કોઈ રજોગુણી, કોઈ તમો-ગુણી અને કોઈ રજ-તમ-સત્વ એ ત્રણે ગુણથી મિશ્રિત છે. જે સુખ આરંભમાં વિષના સરખું લાગે છે-અર્થાત્ પ્રાપ્ત કરી લેવું અતિ કઠિન હોવાથી અને કોઈ જાતની ખોટી લાલચ વગરનું હોવાથી અપ્રિય લાગે છે, પણ પરિણામે-અર્થાત્ તેમાં યથાર્થ પ્રવેશ થયા પછી અમૃત સરખું મીઠું લાગે છે; અને જે કોઈ જાતના વિષયોથી નહિ, પણ આત્મ-વિચારમાં-પ્રભુ અચ્યુતની પ્રાપ્તિ થવા સંબંધી વિચારમાં મગ્ન એવી સુપ્રસન્ન બુદ્ધિથકી પ્રાપ્ત થાય છે, તે સુખ સાત્વિક કહેવાય છે. પણ જે સુખ વિષયો અને ઇંદ્રિયોના સંયોગથકી ઉત્પન્ન થાય છે, તેથી આરભે અમૃત સરખું મીઠું છે, પણ અતે નાશવંત હોવાથી, તેમ જ બીજાં દુઃખોને ઉદ્ભવનારું હોવાથી વિષ સરખું કડવું થઈ પડે છે, તે સુખ રાજસ છે; અને જે સુખ, આરંભે ને અતે પણ ચિત્તને મોહ ઉત્પન્ન કરનારું હોઈને નિદ્રા, આલસ્ય અને પ્રમાદ-ભૂલાવા થકી ઉત્પન્ન થાય છે, તે સુખ તે તામસ છે. આ ભેદથી જાણ કે, સાત્વિક સુખ વિના બીજાં સુખ, એ વાસ્તવિક જોતાં દુઃખરૂપ જ છે.

"પરમસાત્ત્વિક અચ્યુતમાર્ગના અનુગામીઓને આરંભથી માર્ગમાં કશો પ્રત્યક્ષ લાભ કે સુખ દેખાતું નથી, તેથી તેનો અંતિમ ગુણ નહિ જાણનારા બિચારા કામનાવાળા-જગતના સુખની ઇચ્છાવાળા-ફળની

કામનાવાળા અને વાસનાક્ષય વગરના જનો, તે સાદા, ફીકા, લુખા માર્ગને દુઃખરૂપ માનીને, બીજા દેખાવા સુંદર, પણ કીટ કંટકથી ભરપૂર આડમાર્ગોપર ચઢી જાય છે. ત્યાં તો જે હોય તે જ મળે. ત્યાં જનારા અનેક દુઃખમાં પડે છે. આપણે જે જે આડમાર્ગો જોયા, કે જેમાંના કોઇને પણ આદર આપ્યા વગર, આ સંઘનો અગ્રણી સત્સાધક અહીં સૂધી ચાલ્યો આવ્યો છે ને આગળ પણ એ જ પ્રમાણે ચાલ્યો જવાનો છે, તે તે આડમાર્ગો, કંઈ અચ્યુતપુર જતા નથી, પણ તે તે પરિણામે નાશવંત લોક પ્રત્યે પુનઃ ઘસડી જાય છે; ને તેના અનુગામીઓ, વાસનાવાળા હોવાથી, કામનાની વાસનાઓમાં ગુંચવાઈ, આગળ ચાલી ન શકતાં, માર્ગમાં જ રવડી મરે છે, દુઃખી થાય છે, ને અંતે પાછા જગત્પુરમાં જઈ વસવા વેળા આવે છે; અને ત્યાં જઈ, કાળના ભક્ષ થઈ, આવર્જન વિસર્જન-જન્મવું ને મરવું-એ જ ભોગ ભોગવે છે! પરમાત્મા વગરના માર્ગો, ભયપ્રવૃત્તિના જ માર્ગો છે. આવા માર્ગોમાંથી પાછા વળવા, ને બન્ધનાશક નિવૃત્તિમાર્ગે વળવાને સત્સાધકે બહુ બોધ્યા છે; અને બોધ્યા છતાં પણ જેને કોઈ પણ પ્રકારે અનુભવ થતો નથી, એવા નરાકૃતિને મટોડાના બાવાજી જ સમજવા અને તેને બોધ શી રીતે થઈ શકે?-શ્રેય એક છે; પ્રેય એક છે. જીવને એ બન્ને જૂદાં જૂદાં કાર્યમાં નૂતનરૂપે દર્શન દેઈ બંધ ઉપજાવે છે, પરંતુ એમાંથી જે શ્રેયનું ગ્રહણ કરે છે, તે કલ્યાણ-પરમ બંધનાશને મેળવે છે; અને જેને પ્રેમની લગનિ લાગે છે, તે અર્થથી રહિત થાય છે. હે રાજા! જીવને શ્રેયપ્રાપ્તિમાં વાસનાત્યાગ જ શ્રેષ્ઠ છે. જીવે દેહની વાસના ત્યજી, ભોગની પણ વાસના ત્યજવી; પછી ભાવ અભાવ બેને ત્યજવા; અને તે તજ્યાથી જ નિર્વિકલ્પ સુખનો ભોક્તા થશે. એ વાસના તે શું? પૂર્વાપરના પરિણામનો વિચાર કર્યા વગર, દૃઢ ભાવનાથી, જે પદાર્થોપર ચોટ, તે જ વાસના! ગુરુ બોધે, શાસ્ત્ર સમજે, વિચાર કરે, પણ વાસનાથી મુક્ત થયા વિના મુક્તિ જ નથી! આ સંઘમાં આવી રીતના મુક્ત થયેલા ઘણા થોડા છે, તેથી પાછા ચોરાસીના ફેરામાં અટવાય છે. તેમાં પણ છેલ્લો ગુપ્ત આડમાર્ગ, કે જે અચ્યુત માર્ગની ડાબી બાજૂએ આવેલો છે, ને જેને, પૂર્વ અહીં થઇને ગયેલા મહાત્મા અચ્યુતપંથીઓએ વારંવાર ત્યજેલો હોવાથી, તેના અનુગામીઓએ, તેને મોખરેથી ગુપ્ત સરખો કરી મૂક્યો છે; ત્યાં જનારને પાછા જગત્પુરમાં તો શું, પણ છેક નીચામાં નીચા નરકમાં પણ લઈ જઇને નાંખનારો તે થઇ પડે

છે. એટલા માટે પેલો મદોન્મત્ત પુરુષ જે મૂર્ખ પંથીઓને ઉલટું સમજાવીને પથિકાશ્રમમાંથી છાનોમાનો લઈ જવા યત્ન કરે છે, તે બિચારાઓની જે દુર્દશા થશે, તેને માટે બહુ ખેદ થાય છે!"

પુનઃ ગુરુ વામદેવ બોલ્યા; "પણ પુણ્યજનો! આ દેખીતો ભ્રષ્ટ માર્ગ, ક્રિયાઓથી જો કે ભ્રષ્ટ છે ખરો, પરંતુ પંથીઓને આવી રીતે ભ્રષ્ટ કરી નાશ કરવાનો હેતુ તેનો નથી, કિંતુ ખરા દૃઢ વિરાગી મનના પંથીઓની પરીક્ષાના હેતુથી નિર્મી રાખ્યો હોય, એમ ભાસે છે. જગત્પુર ઉપર જેને વિરાગ–અપ્રીતિ થયો હોય, એવો પ્રાણી અચ્યુત માર્ગે ચઢે છે અને તેમાં પણ જગત્પુરનાં, કે આઠ માર્ગોનાં ઇંદ્રિયજન્ય સમગ્ર સુખો ઉપર જેને દૃઢ વિરાગ થયો હોય તે જ પંથી, અયત્ન કરતાં છેક અચ્યુતપુર પહોંચે છે. તેવો દૃઢ વિરાગ ક્યારે સમજાય, કે જ્યારે આ ભ્રષ્ટ માર્ગપર આપણને જણાય છે તેવી, સર્વ વિષયપોષક સામગ્રીઓ અનાયાસે પ્રાપ્ત થવા છતાં, તેઓ સાથે ગાઢો સંસર્ગ થતાં પણ, જે મહાભાગનું મન, તેનો ઉપભોગ કરવા ભણી કિંચિત્ પણ ડગે નહિ, તેને જ ખરો વૈરાગ્યવાન્ જાણવો. પરદારા માતા જેવી, પરદ્રવ્ય મૃત્તિકા જેવું, સર્વ પ્રાણીપર પોતા જેવી જેની દૃષ્ટિ છે, તે જ સત્ય વિરાગી! એ વિરાગ જગતના ત્યાગથી જ થાય છે. એ જગત્ત્યાગ શી રીતે થાય? સ્ત્રી દ્રવ્યનો ત્યાગ થતાં જ જગતનો ત્યાગ થશે ને જગતનો ત્યાગ થયો કે સકલ મનોરથ પૂર્ણ થશે. જગતના જણાતા આ સર્વ પદાર્થો વિષયોથી ભરેલા છે. એ વિષયો આજ નહિ તો કાલે, વર્ષે, પાંચે કે પચીશે, જનારા જ છે, ત્યારે જીવે તેનો ત્યાગ કાં નહિ ખુશીથી કરવો? જે જીવ સ્વેચ્છાથી વિલાસો તજે છે, તે જ નિઃસીમ સુખ ભોગવે છે. પણ આ વિલાસસુખનો ત્યાગ વિરલ છે. તેનો ત્યાગી મહાત્મા પોતાની તે વિરક્તિનાં ફળરૂપે સુખમય અચ્યુતપદને પ્રાપ્ત કરી શકે છે; ને એવી રીતે સઘળેથી વિરક્તિ પામેલા ચિત્તથી જ અચ્યુત પરબ્રહ્મની અનન્ય ઉપાસના કરી શકાય છે. પણ તે વાતનો ખરો મર્મ ન જાણતાં, મૂર્ખ જનો આ વિષયાગારમાં પડીને, પોતાનો વિનાશ વહોરે છે. આ પંથીઓમાં જ્યારે ખરું ખોટું જાણવાની શક્તિ નહોતી, ત્યારે તેમણે પોતાના ગુરુરૂપ સત્સાધકના કહેવા ઉપર જ વિશ્વાસ રાખીને રહેવું જોઇતું હતું. અજ્ઞ મનુષ્યો પણ માત્ર શાસ્ત્ર કિંવા ગુરુનાં વચનોપર દૃઢ વિશ્વાસ રાખીને ચાલે છે, તો વિના પ્રયત્ને માત્ર શ્રદ્ધા–અંધ શ્રદ્ધા ભક્તિથી જ પોતાનું કલ્યાણ કરે છે. આ મૂઢ જનોએ તો મહાત્મા

સત્સાધકની પવિત્ર આજ્ઞાનો ભંગ કર્યો, તેનું જ આ ફળ–પાછું જન્મવું ને મરવું, એમ કાળનો વિલાસ ભોગવવો–તે મેળવશે. માટે હે પુણ્યજનો! પ્રત્યેક પંથી ઉપાસકે–સાધકે, પોતાના ઉપદેશક ગુરુની દૃઢ મનથી આજ્ઞા પાળવી, એ તેનો મુખ્ય ધર્મ ને પ્રથમ કર્તવ્ય છે. ચાલો હવે સમય થઈ ગયો છે. કીર્તનો આરંભ કરીએ."

હવે અહીં શું થયું તે જોઇએ. સ્નાનસંધ્યાથી પરવારી પંથીસમૂહસહિત મહાત્મા સત્સાધક અચ્યુત નામની ગર્જના સાથે પથિકાશ્રમમાં આવ્યો, ને સર્વ હેઠા બેઠા, ત્યારે આખા સંઘપર દૃષ્ટિ ફેરવી તે બોલ્યો; "અહો! કેવું આશ્ચર્ય છે! જુઓ, આપણે જગત્પુરમાંથી નિકળ્યા ત્યારે એટલા બધા મનુષ્યો આપણી સાથે આવવા નિકળ્યા હતા કે, સંઘને ચાલવાનો માર્ગ પણ નહોતો મળતો; અને અત્યારે આપણે કેટલા છીએ! માર્ગમાં વારંવાર આવેલી અનેક લાલચોને અને ભૂલવણીઓમાં લલચાઇ ફસાઈ પડતાં પડતાં, છેવટે અહીં સૂધીમાં આપણે માત્ર થોડાક જ બાકી રહ્યા છીએ, અને હજુ છેવટે અચ્યુતપુર પહોંચતાં સૂધીમાં કોણ જાણે શુંએ થશે? સર્વેશ્વર પ્રભુ અચ્યુતે પોતાના શ્રીમુખથી જ એ માટે સ્પષ્ટ કહેલું છે કેઃ–'હજારો મનુષ્યોમાંથી કોઈ એકાદ મનુષ્ય જ મને પામવા માટે પ્રયત્ન કરે છે; અને તેવા હજારો યત્ન કરનારા–મારે માર્ગે લાગેલા–મને ભજનારા મારે માટે સર્વસ્વ ત્યાગ કરનારામાંથી કોઈ એકાદ જ મને યથાર્થપણે જાણે છે.' અને જાણ્યા પછી પામવાનું તો દૂર રહે છે. આ પ્રમાણે પંથીઓને ખરા કલ્યાણ માર્ગથી પાછા પાડવાનું કામ જયાં જોઈએ ત્યાં પેલા દુષ્ટ કામદેવનું જ છે! આપણે આ ઉપાસનાસોપાનમાં ચઢી આવ્યા પછી પણ જે જે માર્ગો જોયા, તે પ્રત્યેક માર્ગનો બોધ કરનારા મનુષ્યો જો કે તે તે માર્ગના અનુયાયી સરખા દેખાતા હતા, પણ વાસ્તવિક જોતાં ગુહ્યપણે તેઓ એ કામદેવના જ અનુયાયીઓ હતા; કેમકે તે પ્રત્યેકના બોલવામાં જો તમે સમજ્યા હો તો, ગુહ્યપણે અનેક કામનાઓ–વાસનાઓ જ રડવડતી હતી. ગણેશનો ઉપાસક તે માર્ગે ચઢનારને ગણેશની કૃપાથી અનેક ઋદ્ધિ સિદ્ધિઓની પ્રાપ્તિની આશા બતાવતો હતો; સૌરમાર્ગી સૂર્યલોકને વિષે જઈ સૂર્યસમાન તેજસ્વી દેહથી અનંતકાળ સુખ તથા આ લોકમાં પણ સુખ ભોગવવાનું જણાવતો હતો; તે જ પ્રમાણે વિષ્ણુમાર્ગીઓ અને શક્તિમાર્ગીઓ પણ અનેક આશાઓમાં અને પરસ્પરની નિંદામાં મસ્ત જણાતા હતા. હજુ પણ એવા કેટલાક માર્ગો, ખરા માર્ગથી ભૂલ-

વનારા આવશે, જેનાથી સારી પેઠે સાવધ રહેવાનું હું તમને સૂચવું છું.”
એ પછી નિત્ય નિયમ પ્રમાણે અચ્યુતકીર્તન કરી સૌ નિદ્રાવશ થયા.

બીજે દિવસે પ્રાતઃકાળે સ્નાનસંધ્યાદિક આટોપી લઇને અચ્યુતનું સ્મરણ કરતો સંઘ આગળ ચાલ્યો. કેટલીકવાર સૂધી ચાલ્યા પછી એક મોટા જણાતા રાજમાર્ગમાંથી, એક ભવ્ય પુરુષ તેઓને સામો મળ્યો. તેણે આખે શરીરે ભસ્મનો લેપ કર્યો હતો, મસ્તકે પિંગટવર્ણી જટાનો આડબંધ બાંધી, કંઠમાં મોટા રુદ્રાક્ષોની માળાઓ પહેરી હતી; એક હસ્તમાં લોહનું મોટું ત્રિશૂળ, ને બીજા હસ્તમાં ડમરુ નામનું વાદ્ય, ડિમાક્ ડિમાક્ એવા મોટા શબ્દથી વગાડી પોતાના આવવાની તે જાણ કરતો હતો, ‘હર હર મહાદેવ, જય પાર્વતી-પતે, જય શંભો,’ ઇત્યાદિ શબ્દો ઉચ્ચારતો તે પંથીઓને સંબોધીને બોલ્યો; “અહો! ધન્ય ભાગ્ય છે તેમનાં, કે જેઓ કુશળપણે આ કલ્યાણરૂપ શિવમાર્ગે સૂધી આવી પહોંચે છે! હે પુણ્યજનો! આજે તમારો પ્રયત્ન સફળ થયો, કારણ તમે જગદ્ગુરુ અને સર્વના ઈશ્વર એવા શિવજીના લોક પ્રત્યે–પરમસુખરૂપ કૈલાસલોક પ્રત્યે જવાના માર્ગના મુખ આગળ આવી પહોંચ્યા છો. દેવના પણ દેવ એવા શંકરને શરણ થઈ, તેમના માર્ગને અનુસરનાર પ્રાણી, અવશ્યમેવ એ શિવલોકને વિષે જઈ, પરમ સુખ ભોગવે છે. શિવલોક–કૈલાસ, એ કેવળ આનંદનું અને સુખનું જ ધામ છે. શિવ કલ્યાણવાચક છે; શંકર ‘સુખકર્ત્તા’ છે–અર્થાત્ શરણે આવનારને અવશ્ય પરમ સુખના દાતા હોવાથી જ તેમનું નામ શંકર છે. ભગવાન્ શિવજીના શરણાગતને પરલોકમાં જ સુખ મળે છે એમ નહિ, પણ આ લોકમાંએ તે પ્રાણી પરમ સુખભાગી થાય છે; કારણ જગતમાં પોતાના ભક્તને ધન, ધાન્ય, પુત્ર પૌત્રાદિકનું સુખ આપવામાં પણ એ શંકર ભોળાનાથ જ સર્વમાં અગ્રગણ્ય છે. તે એવા કૃપાળુ અને પ્રસન્ન સ્વભાવના છે કે, થોડીક સેવાના બદલામાં, તેમના ભક્તને તે ઘણી સમૃદ્ધિ આપી દે છે. વળી શંકર ભગવાન્ સર્વના ગુરુ પણ છે! ચાલો તે શંકરને શરણે!”

શિવમાર્ગ

સામા ઉભા રહીને આ પ્રમાણે બોલતા તે શિવમાર્ગીને પ્રત્યુત્તર આપ્યા વિના ચાલે તેમ નથી એવું ધારી, મહાત્મા સત્સાધક બોલ્યો: “અહો! ભગવાન્ શંકર, કે જે અમારા અને સકલ વિશ્વના શ્રેષ્ઠ ગુરુ છે તથા ઈશ્વર છે, વળી પોતે સુખરૂપ છે, અન્યને સુખના દાતા છે, તેમને અમારા અનેકવાર પ્રણામ છે. અમે એમના માર્ગને ઉલ્લંઘતા

નથી, પણ એમણે બતાવેલા માર્ગને અનુસરીએ છીએ! પણ આપે વર્ણવ્યાં, એ સુખો તો આત્માનાં નથી, પરંતુ ઇન્દ્રિયોનાં છે. સાક્ષાત્ શંકરે પણ સ્વમુખે કહ્યું છે કે, 'ઇન્દ્રિયો પોતપોતાના વિષયો તૃપ્ત કરે, તેથી સુખ થતું નથી, માત્ર મનના ઔત્સુક્યની ક્ષણભર શાંતિ જ થાય છે.' શ્રીશંકર અનેક રૂપધારી છે, 'ત્રયી,' ત્રિમૂર્તિ, ને ૐ એ શ્રીશંકર છે. એમનું કૈલાસ એ આ લોકનું ધામ છે, પણ તે મહાદેવનું મુખ્ય ધામ તો 'તુરીય' છે, ત્યાં અમે જવા ઇચ્છીએ છીએ; કેમકે જે દેવે, સકળ જગતને નાશના મુખમાં મોકલનાર કામને ભસ્મ કીધો છે, તે દેવના મુખ્ય શ્રેષ્ઠ ધામમાં વાસ કરવો, એ શું અહો ભાગ્ય નથી? હરિ ને હર બન્નેને પ્રણામ! હરિ જ પ્રથમ છે, તે તરફ અમારું પ્રયાણ છે; કેમકે ત્યાં હર પણ વસે છે. આપે વર્ણવેલાં સુખો, સુખ નથી પણ વિષયો છે; અને એ વિષયોથી મનુષ્યને સુખ શી રીતે થાય? ભ્રાંતિવાળા જીવો જ એ દુઃખમાં સુખ કલ્પે છે. અમો તો સત્-ચિત્-આનંદથી શંકરના ભક્ત છીએ. આપને પ્રણામ! શંકરને પણ પ્રણામ! જય અચ્યુત!" એટલું કહી, નમન કરીને સંઘસહિત તે પોતાને માર્ગે ચાલતો થયો. તે વેળા, તે મહાત્માના બોલવાનો યથાર્થપણે ગર્ભિત અર્થ નહિ સમજવાથી કેટલાક પંથીઓ, એ શિવમાર્ગે જવાના લોભથી પછવાડે રહી ગયા.

હવેનો માર્ગ સીધો અને કોઈ પણ બાજૂએ શાખા કે ફાંટા વગરનો હતો. બંને બાજૂએ રહેલાં સુંદર ઘટાદાર વૃક્ષોની છાયાથી ઢંકાયલા, પોતાની મેળે ખરી પડેલાં, વિરંગી પુષ્પોથી સુશોભિત થયેલા ને અનેક પક્ષીઓના સુલલિત શબ્દોવડે કુજિત થયેલા તે માર્ગમાં થઇને, મહાત્મા સત્સાધક પોતાના સંઘસહિત ચાલ્યો જતો હતો તે વેળા તેના મનમાં વિચાર થઈ આવ્યો કે, 'વચમાં આવેલા અનેક માર્ગોનું અતિક્રમણ કરી, તેમના અનુગામીઓના* તે તે માર્ગ સંબંધી કરેલા બોધને ન ગણકારતાં, તથા તેમને તેનો પ્રત્યુત્તર પણ ન આપતાં, હું આ સંઘને એમનો એમ મારી સાથે ઘસડતો આવ્યો છું; પણ તેમ થવાથી માર્ગનું રહસ્ય નહિ સમજનારા એવા કેટલાક અજ્ઞ પંથીઓ, પછવાડે રહેતા ગયા છે, ને સાથે આવેલાઓ પણ જો કે ચાલી આવ્યા છે ખરા, પણ શંકાશીલ તો હશે જ; માટે તેઓનું હવે સમાધાન કરવું જોઇએ.' એમ ધારી, તેણે ધીમા પડીને સૌ પથીઓને સંબોધી, તેઓ એક સરખી રીતે સાંભળે, તેમ બોલવાનો આરંભ કર્યો.

* તે તે માર્ગને અનુસરનારા.

તે બોલ્યો; “મારા પ્રિય પંથીઓ! આપણને અહીં આવતા સૂધીમાં આપણા આ માર્ગમાં અનેક ઉપાસનામાર્ગો જણાયા છે. તે તે માર્ગના અનુયાયીઓએ, આપણને તેમના સંગી થવા માટે અનેક પ્રકારનો બોધ કર્યો; પરંતુ તેમાંના એકેને ન ગણકારતાં, તેમ જ તેમને કશો પ્રત્યુત્તર પણ ન આપતાં, આપણે સીધે સીધા ચાલ્યા જ આવ્યા છીએ. પણ એ સંબંધે તમારે કેટલુંક જાણવાનું છે. એ આડમાર્ગમાં યોગમાર્ગ, ગણેશમાર્ગ, સૂર્યમાર્ગ, વિષ્ણુમાર્ગ, દેવીમાર્ગ અને શિવમાર્ગ ઇત્યાદિ મુખ્ય માર્ગો છે! તે તે માર્ગીઓએ પોતપોતાના ઉપાસ્ય દેવને સર્વોત્કૃષ્ટ માનીને જ તેને શરણે જવું જોઇએ, તે વિના યથાર્થ ઉપાસના થઈ શકે નહિ, એમ કહ્યું છે. પણ પ્રથમ તો ઉપાસના જ કોની કરવી, એ સંબધે બહુ વિચાર કરવાનો છે. દૃશ્ય અને અદૃશ્ય, સ્થાવર અને જંગમ એવી સકલ સૃષ્ટિનો પિતા–નિયંતા–પ્રભુ તો માત્ર એક જ પ્રભુ છેઃ જગતમાં કંઈ બે પ્રભુ નથી. તે પ્રભુ–બ્રહ્મ નિર્ગુણ, અચિંત્ય અને ગૂઢ હોવાથી, સહજમાં તેની પ્રાપ્તિ થઈ શકતી નથી. તેની ઉપાસના કરવાનો, અર્થાત્ તેને શરણ જઈ તેને પ્રાપ્ત કરી લેવાનો માર્ગ સૂક્ષ્મતર છે. સર્વે ઉપાસકોનો આવશ્યક ધર્મ પણ એ અવિનાશી પરમેશ્વરને જ ઉપાસવાનો છે; પણ તે સર્વેશ્વરની ઉપાસના તો, આ જગત્પુરનાં તથા માર્ગનાં ઇંદ્રિયજન્ય નાશવંત સુખોની કામના ન કરતાં, માત્ર અવિનાશી એવા પરમપદ–સુખમય બ્રહ્મપદની પ્રાપ્તિ માટે, તે કૃપાળુ પ્રભુને અનન્ય ભાવે શરણ થવારૂપ જ કામના કરવાની છે. આપણી આ પથબોધિનીમાં કહ્યું છે કે, ઉપાસના સત્ય કેઈ, કે જે એમ અનુભવે છે કે, ‘હું સર્વભૂતને વિષે સમાનપણાથી રહું છું, અને મારે કોઈ દ્વેષ્ય નથી, કે મને કોઈ પ્રિય નથી, પણ મને ભક્તિથી જે ભજે છે તે મારામાં છે ને હું તેનામાં છું,’ આમ માનનારો જ સત્ય ઉપાસક છે. આવી ઉપાસના ખરા અધિકારી, શુદ્ધ અને દૃઢ મનના ઉપાસક વિના કેમ કરીને થઈ શકે? હવે જેઓની ઐહિક તથા માર્ગનાં ઇંદ્રિયજન્ય નાશવંત સુખોની ઉપાસના મટી નથી, તેઓને તો વિવિધ પ્રકારનાં સુખ મેળવવાની વિવિધ રુચિઓ હોય છે અને જ્યાં પોતાની રુચિને અનુસરતું સુખ પ્રાપ્ત થવાની આશા બધાય છે, ત્યાં જ પોતાનું સર્વોત્કૃષ્ટ ઉપાસ્ય દૈવત તેઓ માનીને, તેને અનુસરે છે. આપણે જોતા આવ્યા છીએ કે, યોગાદિ સર્વ માર્ગોના ઉપદેશકો પોતાના માર્ગમાં અનેક પ્રકારની ઐહિક સુખ સમૃદ્ધિ મળવાની લાલચ, પંથીઓને દેખાડતા હતા; જેમાં લલચાઇને આપણા સંઘમાંના

અનેક અસ્થિર મનના યાત્રાળુ જનો મુમુક્ષુઓ, જેઓની વાસનાનો ક્ષય થયો નહોતો તેવા પંથીઓ, તે તે માર્ગે વળેલા છે. પણ નિઃશંક તેઓ ખરા માર્ગથી પતિત જ થયા છે. પતિત એટલા માટે કે, પ્રથમ તો તેઓ ઐહિક સુખની લાલસાવાળા હતા. અનન્યભાવ વગરના-ભ્રષ્ટચિત્તવાળા હોવાને લીધે જ, તે તે માર્ગના અધિકારી દેવ, એટલે તે તે માર્ગને અંતે પ્રાપ્ત થનારા એ ગણેશાદિક દેવ પ્રત્યે, કે તેમના લોક ગણેશલોક, સૂર્યલોક ઇત્યાદિ પ્રત્યે પહોંચી શકવાના નથી. કદાચ કોઈ અનન્ય ભાવવાળો પથી દૃઢચિત્તે માર્ગે ચાલીને-ઉપાસના કરીને તે ઉપાસ્યદેવના લોક પ્રત્યે જઈ પહોંચે, તોપણ તે તે દેવ તથા તે તે લોક, ઘણા કાળને અંતે પણ, આપણા સર્વ શક્તિમંત પરમેશ્વર એવા અચ્યુતપરબ્રહ્મને વિષે, પરિણામ પામનારા-લય થઈ જનારા છે, એટલે તે તે લોકમાં જઇને પણ અવિનાશી સુખની આશા તો વ્યર્થ જ છે-અન્તે પણ તેને અચ્યુતપુર આવ્યા વિના ગતિ નથી. એટલા માટે પોતે અચ્યુત પ્રભુએ જ પોતાના શ્રીમુખથી તે સંબંધે પોતાના એક પ્રિયતમ પથી પ્રત્યે કહ્યું છે કે-

"कामैस्तैस्तैर्हृतज्ञानाः प्रपद्यंतेऽन्यदेवताः ।
तं तं नियममास्थाय प्रकृत्या नियताः स्वया ॥

અર્થ-જુદી જુદી કામનાઓવડે જેઓનું જ્ઞાન હરાઈ ગયેલું હોય છે એવા મૂર્ખ પથીઓ, અન્ય-મારા વિના બીજા દેવતાઓને ભજે છે-ઉપાસે છે, અને પોતપોતાની પ્રકૃતિને અનુસાર તે તે દેવતાઓને વિષે અનેક પ્રકારના નિયમોથી બધાય છે

"વળી પરમાત્માએ કહ્યું છે કે, 'જે જે મનુષ્ય, જે જે દેવતાને વિષે ભક્તિ રાખીને શ્રદ્ધાથી તેનું આરાધન-ઉપાસના કરવા ઇચ્છે છે, તેની તેની શ્રદ્ધા, તે તે દેવતાને વિષે હું સ્થિર કરું છું. કારણ કે સર્વ દેવતાઓનું દૈવત અને ઈશ્વર હું જ છું;' 'પછી તે મનુષ્ય તે શ્રદ્ધાથી યુક્ત બનીને, તે દેવતાની ઉપાસના કરે છે; ને મેં જ નિર્મી રાખેલું તે તે કામનાઓનું ફળ તેને પ્રાપ્ત થાય છે; કારણ કે સર્વનો નિયંતા હું છું; સઘળી સત્તા મારા જ હાથમાં છે.' પણ તેથી શો લાભ? એવા અલ્પબુદ્ધિ મનુષ્યોને તેમની ઉપાસનાનું જે ફળ મળે છે, તે તો નાશવંત હોય છે. એવી રીતે ઇચ્છા-કામના અને દ્વેષ-એઓ થકી જે સુખદુઃખો ઉત્પન્ન થાય છે-અર્થાત્ હરકોઈ પ્રકારની કામનાથી ઉપાસના કરીને જે સુખાદિક ફળ મેળવવામાં આવે છે, તેને લીધે પાછા જગત્પુરમાં જઈ પડવાના ગોટાળામાં-જન્મમરણના રગડામાં તે જઈ પડે છે. એ કામથી દ્રવ્ય, પુત્ર, કીર્તિ ઇત્યાદિ ભોગ ભોગવવાની જે ઇચ્છા

થાય છે, તે જ વાસના છે. એ વાસનાથી ભેદબુદ્ધિ થાય છે ને એ ભેદબુદ્ધિથી અંતઃકરણ આડું અવળું તણાય છે, ને તેથી બ્રહ્મલક્ષ્યથી દૂર થવાય છે. દેવગુર્વાદિમાં એક જાતની વાસનાયુક્ત શ્રદ્ધાથી બંધાય છે; પણ એ બંધાયલાને પાછું જગત્પુરમાં રવડવાનું જ છે અને 'એ પ્રમાણે જગત્પુરથી માંડીને છેક બ્રહ્મલોક પર્યંત (કે જેમાં સર્વ દિવ્ય સ્વર્ગો ને અંતરિક્ષમાંના સમગ્ર લોક પણ આવી જાય છે તેમાં વસનારા સર્વ પ્રાણીઓ) મનુષ્યો, દેવો, રાક્ષસો ઇત્યાદિ સર્વે, પાછા જગત્પુરમાં આવી પડવાના એટલે જન્મ મરણના મોટા ભયમાં જ રહે છે. પણ માત્ર મારે શરણે આવનાર પ્રાણી જ એ મોટા ભયથી–જન્મ મરણના દુઃખથી સદાને માટે મુક્ત થઈ જાય છે,' એમ શ્રીપ્રભુની આજ્ઞા છે. એટલા માટે જ આ દિવ્ય માર્ગે ચઢેલા દૈવી પ્રાણીએ, દૃઢ ભાવથી માત્ર તેનો જ આશ્રય કરવો; ને તેને જ પ્રાપ્ત કરી લેવાની લાલસા રાખવી, કે જેનામાં વાસ કીધા પછી પાછું જન્મવાનું જ નથી. માત્ર પ્રભુના ભક્તો જ તેની સમીપ જઈ શકે છે. પણ આ માર્ગે ચઢવા છતાં પણ બીજા દેવતાઓને ઉપાસનારા તો, તે તે દેવતાઓને જ જઈ મળે છે, એમ શ્રીમુખે જ કહ્યું છે. વળી, 'જેઓ દેવોની ઉપાસના કરે છે, તેઓ દેવલોક પ્રત્યે જાય છે, પિતરોની ભક્તિ કરે છે તેઓ પિતૃલોકમાં જાય છે, ભૂત પ્રેતાદિકની ભક્તિ કરનારા તેઓના લોકપ્રત્યે જઈ પહોંચે છે;' પણ પ્રભુ કહે છે કે, 'મારી ભક્તિ કરે છે, તેઓ તો મને આવી મળે છે' તેથી બીજે માર્ગે વળ્યા તો પાછો પુનરાવર્તન–જન્મ મરણનો ખટલો માથે આવ્યો જ જાણવો! કેમકે જે દેવાદિકો પોતે જ પુનરાવર્તનના ભયમાં છે, તેને આશ્રયે જનાર તે ભયથી શી રીતે મુક્ત થઈ શકે?

"માટે હે પ્રિય પંથીઓ? માર્ગમાં આવતા એવા શાખામાર્ગોમાં ને ભૂલાવાઓમાં ન ગુંચવાતાં, આપણે માત્ર પ્રભુ અચ્યુતની પ્રાપ્તિ સારુ, આ વચલે સીધે શેરડે જ ચાલ્યા જવાનું છે. એ પરમ પુરુષ અચ્યુત, કે જેને વિષે આ સમગ્ર પ્રાણીઓથી ભરેલી સૃષ્ટિ સમાયલી છે, ને જેના સામર્થ્યવડે હાલી ચાલી શકે છે, તે તો કેવળ તેના જ ચરણમાં અનન્ય ભક્તિ હોય છે તો જ પ્રાપ્ત થાય છે. એ પરમ પુરુષ અચ્યુતની જેઓને પ્રાપ્તિ થઈ, તેઓ તો મોટામાં મોટા ભાગ્યશાળી થયા; અને તેઓ તો સર્વ સાધન કરી ચૂક્યા. તેમના સંબંધમાં પ્રભુ અચ્યુતે શ્રીમુખથી કહ્યું છે કે, 'જેઓને હું પ્રાપ્ત થયો, તેઓ તો મહાત્માઓ બન્યા, ને તેઓને મહા સિદ્ધિ પ્રાપ્ત થઈ; અને તેથી તેઓને દુઃખના સ્થાનરૂપ તથા

અશાશ્વત–નાશવંત એવો જે જન્મ, તે પુનઃ પ્રાપ્ત થતો નથી; કારણ કે, મારું પરમ ધામ–શ્રેષ્ઠ સ્થાન, કે જે અવ્યક્ત, અક્ષર, બ્રહ્મ ઇત્યાદિ સંજ્ઞાઓથી ઓળખાય છે, તેને જ પરમગતિ કહે છે.' અને તે સ્થાન પ્રાપ્ત થયું, એટલે મનુષ્ય ત્યાંથી પાછો ફરતો નથી."

એટલું કહીને વળી મહાત્મા સત્સાધક બોલ્યો; "હે પુણ્યવાન્ પંથીઓ! એવા અચ્યુતધામ પ્રત્યે જવાનો આ જ પવિત્ર માર્ગ છે. માટે જ બીજા કોઈ પણ માર્ગને આપણે લેખવ્યો નથી. આ પુણ્યવંત પંથની એક બીજી પણ ચમત્કૃતિ છે તે તમે જુઓ. ગમે તેવો દુરાચારી મનુષ્ય હોય તો પણ, જો વિશુદ્ધ અંતઃકરણથી, અચ્યુત પ્રભુને શરણ થઇને, આ માર્ગે ચઢે છે તો, તે અંતે અચ્યુતધામ પ્રત્યે પહોંચી જાય છે, પણ નાશ પામતો નથી. એ માટે પ્રભુએ શ્રીમુખથી કહ્યું છે કે; 'કદાચ કોઈ મોટો દુરાચારી હોય, તોપણ તે જો મને અનન્ય ભાવથી ભજે છે, તો તેને સાધુ જ જાણવો; કેમકે તે ઉત્તમ માર્ગે વળેલો છે; અને તેથી તેની બુદ્ધિ ત્વરિતપણે ધર્મને વિષે લાગે છે; તથા તેને છેવટે અવિનાશી શાંતિ-સુખ પ્રાપ્ત થાય છે.' એપરથી આપણે નિશ્ચયપૂર્વક ધ્યાનમાં રાખવાનું છે કે, કાલાંતરે પણ, વિશુદ્ધિને પામેલો પ્રભુનો ભક્ત નાશ પામતો નથી.

"વળી હે પ્રિય પંથીઓ! આપણા આ અચ્યુતપંથમાં એવી પણ કશી અડચણ કે કશો પ્રતિબંધ નથી, કે અમુક મનુષ્યથી જ આ માર્ગે ચઢાય ને અમુક મનુષ્યથી ન ચઢાય. અચ્યુત પ્રભુને તો આપણે સૌ સરખા જ છીએ. તેટલા માટે આ માર્ગે ચઢવાની તે કૃપાળુએ સર્વને સરખી છૂટ આપી છે. તેમણે શ્રીમુખે કહ્યું છે કે, મારો આશ્રય કરનાર તે ચાહે સ્ત્રીજન હો, વૈશ્ય હો, શૂદ્ર હો, કિંવા ગમે તેવી પાપરૂપ નીચ યોનિમાં જન્મેલા મનુષ્યો હો, તો પણ તે પરમ ગતિને પામે છે, અને તે મારા પરમધામ પ્રત્યે જાય છે, તો પછી પુણ્યપવિત્ર કુળોમાં જન્મેલા મનુષ્યો, પુણ્યરૂપ કર્મ કરનારા બ્રાહ્મણો અને ભક્તિમાન્ એવા રાજર્ષિઓ, મારા પદને પામે,' એમાં કહેવું જ શું? માટે આ જે દેહ સૌને પ્રાપ્ત થયેલો છે, તે અનિત્ય અને અસુખ–દુઃખરૂપ છે તેથી, તેમાં ન લોભાતાં, પ્રભુને ભજો, તેની આજ્ઞાને અનુસરો, તેની ભક્તિ કરો, તે સંગે ઐક્ય કરો ને તેમાં જ લીન થાઓ. પ્રભુ કહે છે કે; 'સર્વ પ્રાણીઓને વિષે હું સરખો છું, અર્થાત્ મારે સૌએ સરખા છે, દ્વેષ્ય–અળખામણું કે કોઈ પ્રિય નથી;' 'પરંતુ જેઓ મને ભક્તિપૂર્વક ભજે છે, તેઓ મારે વિષે છે, ને હું તેઓને વિષે છું.' અર્થાત્ ભક્ત–જેની સકળ વિશ્વની વાસના ટળી ગઈ છે, તેની સાથે પરબ્રહ્મનું ઐક્ય સત્વર થઈ જાય છે.

"હે અચ્યુતમાર્ગીઓ! પ્રભુ શ્રીઅચ્યુતપરબ્રહ્મનાં આ વચનો ઉપરથી સહેજે આપણને જણાઈ આવે છે કે, નાશવંત જગત્પુરના અને કાળપુરુષના ત્રાસથી નાસી પોતાને શરણે આવનાર પ્રાણીઓ ઉપર તેમની કેટલી બધી દયા ને કેટલી બધી પ્રીતિ છે! જેઓ તે કૃપાળુને શરણ થવાને માર્ગે ચઢ્યા, એટલાથી જ પ્રસન્ન થઇને તેઓને અનેક પ્રકારની સહાય કરીને, પોતાને શરણે તે ખેંચી લે છે. એ સંબંધે તે સમર્થે પોતે જ કહેલું છે કે, 'હું સર્વ સૃષ્ટિનો ઉત્પન્ન કરનાર છું, ને આ સકલ વિશ્વ મારાથકી ચાલે છે, એવું જાણીને જ્ઞાનીજનો પ્રીતિપૂર્વક મને ભજે છે, સર્વદા મારુ કીર્તન કરે છે, ને મોટા પ્રયત્નથી, દૃઢ નિયમ ધારણ કરીને, ભક્તિથી નમ્ર થયા થકા, એક ચિત્તે મારી ઉપાસના-સેવા કરે છે. વળી મારે વિષે ચિત્ત પરોવીને, મારે વિષે નિર્ગુણ ભાવ રાખીને, પરસ્પરમાં મારા સંબંધી બોધ કરે છે, ને મારા ગુણાનુવાદ કથન કરવામાં સદા સંતોષ પામી, પોતાનું મન રંજન કરે છે, એવા વિશુદ્ધ ચિત્તવડે, પ્રીતિપૂર્વક મને ભજનારાઓને હું એવા પ્રકારનું બુદ્ધિરૂપ સાધન આપું છું, કે જેવડે તેઓ મને પ્રાપ્ત કરી લે છે. તેઓપર અનુગ્રહ કરવા માટે હું તેઓના અંતઃકરણમાં વાસ કરીને સુપ્રકાશિત જ્ઞાનદીપકવડે અજ્ઞાનમૂલક અંધકારનો નાશ કરું છું, એટલું જ નહિ, પણ એ પ્રકારે અનન્ય ભક્તિવડે મારુ ધ્યાન કરતા થકા જેઓ મારી ઉપાસના કરે છે, ને એવી પ્રીતિના બળથી જેઓનું ચિત્ત મારે વિષે બંધાઈ ગયું હોય છે, તેઓને આ મૃત્યુરૂપ સંસાર-સાગરમાંથી હું ત્વરિતપણે મારી પાસે ખેંચી લઉં છું.' એટલા માટે હે પંથીઓ! સર્વ કામના ત્યજી, તે એકની જ કામના કરો, પ્રકૃતિ વિકૃતિનો નાશ કરો, વાસનાનો વાસનામાં લય કરો, બ્રહ્મને વિષે જ મન જોડો, ને તેને જ વિષે બુદ્ધિને સ્થાપન કરો, કે જેથી તેનામાં જ નિરંતર આ મન-ચિત્ત વાસ કરી, અન્યપ્રતિ દૃષ્ટિ જ કરવાને અસમર્થ બની રહે!

"હે પ્રિય પંથીઓ! આવી મહત્તાવાળો આ શ્રેષ્ઠ માર્ગ છે, એ વાત સારી પેઠે લક્ષમાં લઇ, પ્રયત્નપૂર્વક ચિત્તને નિયમમાં રાખીને, શ્રદ્ધા સાથે મારી સાથે ચાલ્યા આવો; જેથી પરિણામે સુખરૂપ અચ્યુતપુર પહોંચશો. આપણે જગત્પુરમાંથી નિકળ્યા, તે અચ્યુતપુર જવા માટે જ; ત્યાં જવાથી જ કાળપુરુષના મહાભયથી મુક્ત થઇશું. કાળપુરુષના મૃત્યુરૂપ કરાળ મુખમાંથી હું બહાર ઉછળી પડ્યો, ને મેં તેને ક્ષમા-યાચનાપૂર્વક નિર્ભયસ્થાને નાસી જવા માટે પૂછ્યું, ત્યારે તે મહાત્મા

કાળપુરુષરૂપી ભગવાને પણ મને આ જ માર્ગે નાસી આવવાનું સૂચવ્યું હતું. તે વેળાએ જણાવ્યું હતું કે, 'હું, કે જે દેખાતી અને ન દેખાતી એવી સકલ સૃષ્ટિનો ભક્ષક હોવાથી મૃત્યુરૂપ છું, ને મારા આ કાળ-રૂપની જેમાંથી ઉત્પત્તિ થયેલી છે, ને ઘણા ચિરકાળને અંતે જેમાં પાછો મારો લય થઈ જશે; તથા સકલ સૃષ્ટિનો લય કરી નાંખનારા મારા સ્વરૂપનો પણ લય થઈ જવાથી, છેવટે જે સ્વતંત્ર મહાપુરુષ એકલો જ અવશેષ રહેશે, તે પરમપુરુષને શરણે જનાર પ્રાણી, મારા ભયથી તદ્દન મુક્ત થઈ જાય છે, અને તેને શરણે જવાનો આ બ્રહ્મૈક્ય જ માર્ગ છે.' આ તત્ત્વ ન સમજતાં, અચ્યુતમાર્ગનો ત્યાગ કરી, અસ્થિર ચિત્ત રાખીને, નિત્યસિદ્ધ જે માર્ગે આપણે ચાલીએ છીએ, તેનો ત્યાગ કરવો ને અન્ય માર્ગે ચઢી જવું અથવા માર્ગની અધવચમાં જ પ્રમાદથી રખડી મરવું, એના જેવી બીજી કઈ મૂર્ખતા ? અને વળી અહો ! આવા સમર્થ સર્વેશ્વર અચ્યુતપ્રભુ, કે જેનાથી વિશેષ તો શું, પણ જેના સરખુંએ કોઈ જ નથી, ને સર્વના નાશરૂપ એવા કાળપુરુષને પણ જેને શરણે જ રહેવું પડે છે, તેવા પ્રભુની પ્રભુતાનું કોણ વર્ણન કરી શકે ? અને તેવા સર્વસમર્થ પ્રભુને મૂકી, કોઈ અન્ય ક્ષુલ્લક દૈવતને-કામનાવાળા દેવને, પ્રભુ કરીને માને, તેની મૂર્ખતાનું પણ કોણ વર્ણન કરી શકે ? વિષયોનું ધ્યાન કરનારને, પદાર્થ અવિદ્યમાન હોય તોપણ, સ્વપ્નમાં પણ અનર્થ ઉપજાવનારા પદાર્થો જણાય છે, અને જે નથી ને જે નાશવંત છે તેનું પણ સ્મરણ રહે છે; તેટલા માટે અસન્માર્ગે લઈ જનારા પદાર્થોની ભક્તિ અને વિરાગવડે આસક્તિ ત્યજવી તથા જ્યારે એમ કરશો ત્યારે જ પરમધામમાં જવાશે. તત્ત્વજ્ઞાન સંપાદન કરવું, મનોનાશ ને વાસનાક્ષય કરવો, એથી જ ત્યાં પહોંચાશે. હવે સમય પણ થઈ જવા આવ્યો છે, ને આ પથિકાશ્રમ આવ્યો છે, માટે એ વાત હવે આપણે નિરાંતે કરીશું." પછી અચ્યુત પરબ્રહ્મની જયગર્જના સાથે તેઓ તે માર્ગની જમણી-બાજુપર આવેલા, વૃક્ષઘટાથી રમણીય પથિકાશ્રમમાં જઈ ઉતર્યા.

સાયંકાળનાં સ્નાન સંધ્યાદિક નિત્ય કર્મથી અને અચ્યુતકીર્તનથી પરવારી, સૌ પંથીઓ પોતાના ગુરુ સત્સાધકને વિંટાઇને બેઠા; ત્યારે તે મહાત્મા બોલ્યો; "પ્રિય સંગીઓ ! સમસ્ત વેદો, સ્મૃતિઓ, પુરાણો અને ટુંકામાં ઐહિક પારલૌકિક સર્વ શાસ્ત્રો, યથાર્થપણે કિંવા રૂપાંતરથી પ્રભુ શ્રીઅચ્યુતના જ ગુણોનું વર્ણન કરે છે. તે સર્વે છેવટે એકે શબ્દે જણાવે છે કે, સર્વેશ્વર તો પ્રભુ અચ્યુત જ છે, ને પ્રત્યેક પ્રાણીએ તેને

જ શરણે જવું આવશ્યક છે; કેમકે તે પ્રભુએ પોતાની અદ્‌ભુત સત્તાના સંબંધે થોડાકમાં કહ્યું છે કે;-'મારાથી શ્રેષ્ઠ હોય એવું બીજું કંઈ જ નથી, સૂત્રને આધારે જેમ અનેક મણિ પરોવીએ ને તે સ્વસત્તા-બળવાળા જણાય છે, પણ સર્વનો આશ્રય તો સૂત્ર જ છે, તેમ આ સર્વ મારે વિષે પરોવાયલું છે; અથવા એટલું બધું જાણવા કરતાં આટલું જ માત્ર પાકું ધ્યાનમાં રાખો, કે આ સમગ્ર જગતમાં એક અંશથી હું વ્યાપી રહ્યો છું, સર્વત્ર હું, હું ને હું જ છું, મારા વિના કંઈ જ નથી.'

" એવી રીતે સર્વ કરતાં શ્રેષ્ઠ, સર્વથી અધિક, સર્વથી પર, સર્વના અધિપતિ, સર્વથી પવિત્ર, સર્વથી શુભ, સર્વથી સમર્થ, સર્વશક્તિમાન, સર્વના કર્ત્તા, સર્વના હર્ત્તા, સર્વના પાલક પોષક, સર્વના પરમેશ્વર, સર્વથી સુખમય, સર્વનું દૈવત, સર્વમાં વ્યાપક અને સર્વમાં સમાન એવા પ્રભુ અચ્યુતને ભૂલી સુખની આશાથી જ્યાં ત્યાં ભટકે છે, એવા મહામૂર્ખની મૂર્ખતાનું ક્યાંસૂધી વર્ણન કરીએ? જેમ જળનો તરસ્યો મનુષ્ય, અતિ પવિત્ર પુણ્યરૂપ તેમ જ સર્વને વાપરવાને સરખી છૂટવાળી જળ વહન કરતી શ્રીમતી ભાગીરથી-ગંગાના તટ ઉપર રહ્યા છતાં, પોતાની તૃષા મટાડવા માટે કૂવો ખોદવા માંડે, એ જેટલું ડહાપણ ગણાય, તેટલું જ વાસુદેવ એવા પ્રભુ અચ્યુતને મૂકી બીજી ઉપાસના કરવાનું ડહાપણ જાણજો. અન્ય દેવતાઓની હીનતા દર્શાવવારૂપે હું કંઈ તેઓની નિંદા કરતો નથી; પણ પ્રભુ અચ્યુતનું તે સર્વ કરતાં શ્રેષ્ઠત્વ કેટલું છે, એનું યથાર્થ વર્ણન કરુ છું. કોઈ પણ દેવની કે સૃષ્ટિમાંના કોઈ પ્રાણીની નિંદા કરવી, એ પ્રભુ અચ્યુતના અપરાધરૂપ છે; કેમકે તે કૃપાળુએ પોતે જ પોતાની સ્થિતિ જણાવતાં કહ્યું છે કે, 'સર્વ દેવોનું દૈવત હું છું, સર્વનો આત્મા હું છુ ને સર્વમાં સરખો હું વ્યાપી રહ્યો છું.' એમ છે તેથી, સર્વરૂપે પ્રભુ અચ્યુત જ છે, ને તેથી જેની નિંદા કરીએ, તે પ્રભુ અચ્યુતની જ નિંદા કરી એમ ગણાય. આ ઉપરથી કદાચ તમારામાં કોઇને એવી શંકા થશે, કે અચ્યુત પ્રભુના વ્યાપકપણાને લીધે જ્યારે કોઇની પણ નિંદા એ અચ્યુતનિંદા જ ગણાય, ત્યારે પછી કોઇની પણ ઉપાસના કરીએ તે અચ્યુતોપાસના કેમ ન ગણાય? નિઃશંક, તે પણ અચ્યુતની ઉપાસના ગણાય, પણ એમાં કેટલોક ભેદ છે. એ માટે તે કૃપાળુ પ્રભુએ જ શ્રીમુખથી કહ્યું છે કે; 'જેઓ શ્રદ્ધાપૂર્વક અન્ય દેવતાઓને ભજે છે, તેઓ ખરુ જોતાં મને જ ભજે છે; પરંતુ તે મારી સેવા અવિધિપૂર્વક છે; વિધિપૂર્વક નહિ; કારણ કે હું જ સર્વ યજ્ઞો અને ઉપા-

સન આદિ ક્રિયાઓનો ભોક્તા–અધિકાર કરનારો–ગ્રહણ કરનારો અને પ્રભુ-નિયંતા, તે તે ઉપાસનાદિકનું ફળ આપનારો છું, એવું તેઓ જાણતા નથી. તેથી, ચ્યુતિ–પતન–જન્મ મરણ પામે છે.' જેમ કોઈ એક વૃક્ષ પોતાનાં મૂળ, થડ, ડાળાં, ડાળીઓ, પાંદડાં, ફૂલ અને ફલાદિક અંગોવડે ગમે તેટલું વિસ્તરેલું હોવા છતાં, પોતે એક જ છે; તેવી જ રીતે આખા વિશ્વરૂપે વિસ્તરેલો છતાં, પ્રભુ અચ્યુત એક જ છે. અને જેમ ડાળાં, પાંદડાં કે ફળ વૃક્ષનાં અંગ હોવાથી વૃક્ષ જ છે–જૂદાં નથી; તેમ વિશ્વમાંના પદાર્થો, પ્રાણીઓ, દેવતાઓ ઇત્યાદિ અચ્યુતનાં અંગ હોવાથી અચ્યુત જ છે. પણ જોવાનું એમ છે કે, વૃક્ષને જળ સિંચવાથી પરમ ફળ આપે છે, પણ જળ સિંચનાર જો તેનાં પાંદડાં, ડાળાં કે ફળ ફૂલ ઉપર સિંચે, તો તેથી પરમ ફળ ન મળે ને તેથી તેનું જળ સિંચવું, જેટલું અવિધિપૂર્વક ગણાય, તેટલી જ અન્ય દેવોની ઉપાસના કરવી, એ અચ્યુતની જ ઉપાસના છતાં, વિધિ વગરની ઉપાસના ગણાય. કેમકે ડાળાં પાંદડાંપર સિંચવાથી જેમ વૃક્ષનું પરમ ફળ મળતું નથી, પરંતુ મૂળમાં જળ સિંચવાથી જ સર્વાંગે વૃક્ષ આનંદ પામે છે ને ફળ આપે છે; તેમ અચ્યુતના અંગ પ્રત્યંગરૂપ અન્ય દેવતાઓની ઉપાસના કરવાથી પ્રભુ અચ્યુત પ્રસન્ન થતા નથી, પણ સકલવિશ્વવૃક્ષના મૂળરૂપ અચ્યુત પરબ્રહ્મની ઉપાસનાથી જ તેમના સહિત સકલ વિશ્વનાં દૈવતો સંતુષ્ટ થાય છે ને પરમ ફળ–મુક્તિ આપે છે. માટે સર્વને તે સર્વેશ્વરની ઉપાસના જ કર્તવ્ય છે. ચાલો હવે રાત્રિ ઘણી ગઈ છે, ને દિવસે ચાલવાના શ્રમથી થાકેલાઓને શ્રમનિવારણાર્થે વિશ્રામની જરૂર છે, માટે વિશ્રાંતિ લો." પછી ઉપરાઉપરી પ્રભુ અચ્યુતના પવિત્ર નામની જયગર્જનાઓ કરીને સૌ પોતપોતાને આસને જઈ અચ્યુતનું સ્મરણ કરતા કરતા વિશ્રાંતિ પામ્યા.





# ષષ્ઠ બિંદુ–ષષ્ઠ સોપાન

## વિજ્ઞાનભક્તિમાર્ગ

यश्च मूढतमो लोके यश्च बुद्धेः परं गतः ।
तावुभौ सुखमेधेते क्लिश्यत्यन्तरितो जनः ॥
उद्ध्वस्तमसदाभासमुत्पन्ननगरोपमम् ।
वर्षप्रोन्मृष्टचित्राभं जगत्पश्यत्यवासनः ॥

"અર્થ–આ જગતમાં જે અત્યત મૂઢ છે અને જે બુદ્ધિની પરાકાષ્ઠાને પહોંચ્યા છે, તે બે જ સુખ ભોગવે છે. વચમાં રહેનારા મનુષ્યને ક્લેશ જ થાય છે. વાસના-રહિત જ્ઞાની આ જગતને ઉજ્જડ થયેલું, અસત્, આભાસરૂપ, ગન્ધર્વ નગર જેવું, વરસાદથી ભુસાઈ ગયેલા ચિત્ર જેવું જુવે છે

પ્રાતઃકાળ થયો, પ્રભુ અચ્યુતનું સ્મરણ કરતા પંથીઓ જાગ્રત થયા; પછી સ્નાન સંધ્યાદિકથી પરવારી માર્ગે પડવાની તયારી કરવા લાગ્યા. મહાત્મા સત્સાધકે તેઓને પોતપોતાનાં માર્ગસાધનો સંભાળી લેવાની સૂચના કરીને નિકળવાની આજ્ઞા આપી. નિયમ પ્રમાણે મહામંગળ શકુનરૂપ પ્રભુ અચ્યુતના નામોની ભવ્ય ગર્જનાઓ કરીને સંઘ ચાલતો થયો. સમય ચઢતા પ્રહરનો હતો. ઋતુ વસંત હતી. માર્ગની બંને બાજુએ આવેલા અને વનસ્પતિની તરુણ સમૃદ્ધિથી ઢંકાયલા જળ ઝરતા નાના મોટા પર્વતો, વનમાંનાં તેમ જ માર્ગની બંને કોરપર આવેલાં જાતજાતનાં નવપલ્લવ તરુઓ, તેઓ પરથી ખરી પડતાં વિચિત્ર પુષ્પો, તેમને ખેરવીને તેમના ઉત્તમ પરિમળ સહિત વહતો મંદ મંદ પવન, તે વૃક્ષો પર બેઠેલાં ઉડતાં ને નીચે ફરતાં અનેક જાતિનાં નિર્દોષ પક્ષીઓ, તેઓના મધુરા કલરવો, ચોમેર આનંદપૂર્વક રમતાં ને દોડતાં નિરુપદ્રવ મૃગાદિ વનપશુઓ, વૃક્ષોનાં થડોમાં અને ઘટાઓમાં થઇને આવતાં બાળસૂર્યનાં કોમળ કિરણો, ને પવિત્ર પ્રેમભક્તિ સહિત ઉત્સાહી મન-વડે મહાત્મા સત્સાધકના મુખથી મનોહર સ્વરમાં ગવાતાં પ્રભુ અચ્યુતનાં

અવતારચરિત્રો–એ સર્વ ગમે તેવા નિરુત્સાહી પંથીના મનને પણ, ઉત્સાહ તથા આનંદમાં મગ્ન કરી દેતાં હતાં. આવા ઉત્સાહમગ્ન પંથીઓ આગળ વધતા ગયા, તેમ તેમ તેઓને માર્ગની આસપાસની અનેક દિવ્ય વસ્તુઓ દેખાવા લાગી. જગત્પુરમાં રહીને તેઓને જે તારા અને નક્ષત્રગણ માત્ર ચાંદરણીરૂપ, તેમ જ ઘણે દૂર દેખાતા હતા તે અહીં આગળ બહુ નજીકમાં અને મોટા તેજસ્વી મંડળના રૂપમાં દેખાવા લાગ્યા. તેથી આશ્ચર્ય પામી એનો મર્મ જાણવા સારુ તેઓએ મહાત્મા સત્સાધકને પ્રશ્ન કર્યો. તે પરથી તેણે કહ્યું, "પ્રિયજનો! એ પરથી જ તમે જાણી શકશો કે આપણે જગત્પુરમાં હતા, તે વેળા કેટલા બધા નીચાણમાં હતા, ને આ ઊર્ધ્વ માર્ગે ચઢતાં કેટલા બધા ઉંચે આવી પહોંચ્યા છીએ! આ આકાશમાં ચોમેર ઝળકી રહેલા નક્ષત્રગણો, તમે જગત્પુરમાં રહીને જોતા હતા તેવી આ ચાંદરણીઓ જ નહિ, પણ તે પ્રત્યેક વિવિધ પ્રકારની દિવ્ય સુખસામગ્રીઓથી ભરપૂર દિવ્ય ભૂમિઓ છે. જે વસ્તુ ઘણી દૂર હોય, તે જો કે ઘણી જ મોટી હોય તોપણ બહુ નાની લાગે છે, તે પ્રમાણે આ દિવ્ય મંડળો જગત્પુરથી ઘણાં ઉંચા હોવાને લીધે, તેમ જ આપણે જગત્પુરમાં વસતા હોવાથી આપણી દૃષ્ટિ પણ ત્યાંના મિથ્યા વ્યવહારોથી બહુ ટૂંકી હોવાને લીધે આપણને તદ્દન આ દિવ્ય સ્થાનો નાનાં દેખાતાં હતાં. આ ઉપરથી તમને સહજ જણાશે કે, આપણો માર્ગ ઉત્તરોત્તર કેટલો બધો ઊંચે જતો છે! ને જગત્પુરથી આપણે કેટલા બધા ઊંચે આવી ચઢ્યા છીએ! ખરે આપણે દિવ્યલોકની બહુ સમીપમાં આવી પહોંચ્યા છીએ. હવે એ સઘળાં દિવ્ય સ્થાનોને પણ અતિક્રમણ કરીને આપણે ઊંચે જવું છે–તે સ્થાન હવે દૂર નથી, પણ મહાશ્રમથી જવાય તેવું છે. સર્વના મહેશ્વર પ્રભુ અચ્યુતનો કદી નાશ ન થનારો લોક–અચ્યુતપુર તો આ સર્વ દિવ્ય લોકની ઉપર છે, સર્વથી પર છે, તેનાથી પર કશું જ નથી. ત્યાં સૂર્ય પ્રકાશતો નથી, નથી ચન્દ્રનો પ્રકાશ, કે નથી તારાનો ઝળઝળાટ, કે નથી વિદ્યુતનો ઝગઝગાટ. ત્યાં તો દિવ્ય પ્રકાશ જ પ્રકાશે છે, કે જેના પ્રકાશવાથી સર્વ વિશ્વ પ્રકાશે છે. વળી ત્યાં ગયા પછી આવર્તન જ નથી. એવા ઉંચામાં ઉંચા ને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સ્થાન પ્રત્યે જવા સારુ કેટલી સાવધતા ને કેટલા બધા પ્રયત્નની આવશ્યકતા છે, તે તમે જાણો છો જ. વળી માર્ગમાંની અનેક ભૂલવણીઓ–માયા, લાલચો–આશા, તથા વિટંબણા–કામક્રોધ એવા છે કે, ગમે તેવો સાવધ પંથી પણ લથડ્યા વિના રહે નહિ. છતાં

અન્ધશ્રદ્ધાને આશ્રયી વિચરનાર પંથીને પોતાને માર્ગેથી પતિત ન થવા દેવા માટે, કૃપાળુ પ્રભુ પોતે જ ઘણીક રીતે સહાય કરે છે. માર્ગની ભૂલવણીઓ, લાલચો ને વિટંબણાઓ, એ પ્રભુ અચ્યુતની ન કળી શકાય એવી દુસ્તર માયા છે. એવી દુસ્તર છતાં પણ એ માયા, પ્રભુને અધીન હોવાથી પ્રભુના શરણાગતને-ઉપાસકને-ભક્તને પજવતી નથી, એ માટે તે સમર્થનું જ વચન છે કેઃ-

"दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।
मामेव ये प्रपद्यंते मायामेतां तरंति ते ॥

અર્થ-એ અતિ દિવ્ય અને ત્રિગુણાત્મક મારી માયા-વિલક્ષણ શક્તિવાળી-બહુ દુસ્તર છે; પણ જેઓ મને અનન્ય ભાવે ભજે છે, તેઓ તે માયાને તરી જાય છે.

"માટે તે કૃપાળુને શરણે થયેલા આપણે તેના આશ્રયના બળથી જ સૌ વાતે નિડરપણે ચાલ્યા જવાનું છે." આ પ્રમાણે માર્ગ સંબંધી અને પ્રભુના સામર્થ્ય સંબંધી અનેક પ્રકારની વાતચીત કરતા તેઓ ઘણા ઉંચા સ્થાન સૂધી વધી ગયા. આ વેળા ઘણી દિવ્ય ભૂમિઓ તેઓને નીચ પરમાણુ જેવી જણાવા લાગી; અને ઉચ્ચસ્થાન સમીપમાં જણાવા લાગ્યું. મધ્યાહ્ન થયા, વિશ્રાંતિ લેવાની અપેક્ષા હતી. છેટે એક અતિ રમ્ય અને પુષ્પિતલતાઓથી ઢંકાયલું પથિકાશ્રમ પણ દેખાતું હતું. થોડી વારે તેઓ ત્યાં જઈ પહોંચ્યા ને હર્ષથી પ્રભુના નામનો જયઘોષ કર્યો. તે સાંભળી આશ્રમમાંથી એક સ્ત્રી બહુ હર્ષભેર આવીને દ્વાર આગળ બેઠી. તે અચ્યુતપંથીઓની બહુ પ્રેમથી સ્વાગત કરવા લાગી. તેના આદરથી સંતોષ પામેલા તેઓ અંદર જઈ ઉતર્યા ને નિત્યકર્માદિકમાં પ્રવૃત્ત થઈ ગયાં.

નિત્ય કર્મેથી પરવારી થોડીક વાર વિશ્રાંતિ લઈને સંઘ પાછો ચાલવા તૈયાર થયો. તે જોઈ તે સ્ત્રી, જે તેઓને પથિકાશ્રમના દ્વારપર આવકાર દેવાને સામી આવી હતી, તેણે ધીમે ધીમે અચ્યુતનું સ્મરણ કરી, હાથ જોડી, સંઘના અગ્રણી મહાત્મા સત્સાધક પ્રત્યે કહ્યું,-"હે સાધુ! ઉતાવળ કેમ કરો છો? અચ્યુતમાર્ગના સર્વ સંઘો આ મુકામે આખો દિવસ નિવાસ કરે છે, કેમકે અત્ર કશો ઉપદ્રવ નથી, શાતા છે, નિર્ભયતા છે; તો તમે માત્ર મધ્યાહ્ન ગાળીને કેમ ચાલ્યા? આગળ ક્યાં જઈને રાત્રિ રહેશો?"* એ સાંભળી સત્સાધક બોલ્યો; "સાધ્વી! આપ

* ટીકા-આ પથિકાશ્રમ તે ભક્તિધામ છે. બાઈ તે ભક્તિ છે ભક્તિ સફળ કરવા માટે બહુ કાળ, બહુ શ્રમ ને બહુ વિશુદ્ધિ જોઇએ; 'માટે એ ભક્તિધામમાં વધુ સમય રહેવાની સૂચના કરી.

કોણ છો, ને આવે શરીરે એકલાં અહીં ક્યાંથી? વળી તમને ક્યાંથી ખબર કે અચ્યુતપથના સંઘો સઘળા અહીં જ રાતવાસો કરે છે?" તે બોલી, "હે મહાપુરુષ! હું પણ આ તમારી સાથેના સઘળાની પેઠે એક અચ્યુતપંથી જ છું; પણ મારા એક નહિ કરવા જેવા અપરાધને લીધે આ દશાને પામી, મારા સંઘથી વિખૂટી પડી, પછવાડે રહી ગઈ છું. અને તે દિવસથી હવે હું એકલી સતત અહીં રહું છું. મેં બહુ કાળથી, બહુ વેળા જોયું છે કે, અહીં અચ્યુતપથગામીઓ સતત રાતવાસો કરે છે. હવે પછી આગળ આજ સાયંકાળ સૂધીમાં તમે પહોંચી શકો, એવો પથિકાશ્રમ નથી,* તેથી જ અત્યારે ચાલનારે રાતવાસો ક્યાં કરવો, એમ ધારીને સૌ અહીં જ મુકામ કરે છે." એ સાંભળી રાતવાસો ત્યાં જ કરવાની સૂચના સત્સાધકે કરવાથી, સૌ પંથીઓ નિશ્ચિતપણે તે મહાત્માને, તેમ જ પેલી સાધ્વીને વિંટાઈને બેઠા. તે બાઈનું શરીર બહુ કાંતિમાન્ અને પવિત્રતાને લીધે ભવ્ય લાગતું હતું. જો કે તેની અવસ્થા મધ્યમ હતી, તોપણ અચ્યુતપ્રભુ પ્રસન્ન થાય, એવા નિયમોરૂપ વ્રત ધારણ કરવાને લીધે અને સતત શિયળને (એક પતિ-અચ્યુતનું મનસા વાચા કર્મણાએ ધ્યાન સેવન કરવાને) લીધે તેનું વય કળી શકાતું નહોતું. લલાટમાં સુંદર કુંકુમચંદ્ર, શિરપર શિખામણિ, કંઠમાં મંગળસૂત્ર અને કરમાં કંકણ, એ ચિહ્ન ઉપરથી તે સુવાસિની હોવા છતાં પોતાના પતિથી કેમ વિખૂટી પડી હશે, એ પ્રશ્ન સૌના મનમાં ઉત્પન્ન થયો હતો. મહાત્મા સત્સાધકે પૂછ્યું, "સાધ્વી! તમારા અપરાધનો વૃત્તાંત જણાવશો?" પ્રથમ પ્રભુ સ્મરણ કરી, પછી તે સાધ્વી બોલી,† "આનંદથી ભલે સાંભળો. હે સાધુવર્ય! આપની પેઠે જ અમે પણ જગત્પુરવાસી હતાં. અજ્ઞાનપણાંને લીધે કાળપુરુષના સાધારણ ભક્ષ્ય તરીકે ત્યાં પડ્યાં રહ્યાં હતાં. કોઈ મહાત્મા સદ્ગુરુ જગદ્ધિતેચ્છુના‡ પ્રસાદથી મારા ભર્તારના જાણવામાં આવ્યું કે, અમો મોટા ભયમાં છીએ, માટે આ ભયંકર દુઃખરૂપ સ્થળેથી નાસી કોઈ નિર્ભયસ્થાન પ્રત્યે

* ટીકા–સજ્ઞાન ભક્તિ દૃઢ થયા પછી જિજ્ઞાસુ માટે બીજું સાધન શેષ નથી–સજ્ઞાન ભક્તિ જ મોક્ષનું સાક્ષાત્ સાધન છે. સજ્ઞાન ભક્તિ એટલે જાગીને વિચારીને, વાસનાનો લય કરવો, ને પછી બ્રહ્મમાં આત્માનો લય કરવો. † ટીકા–આ સાધ્વી તે ભક્તિ ને તેનો પતિ તે જ્ઞાન, જ્ઞાન વિનાની એટલે સર્વ વાસના–કામનાના લય વગરની ભક્તિ તે સગુણોપાધિક ભક્તિ, અને જ્ઞાન સહિત ભક્તિ તે નિર્ગુણોપાધિક ભક્તિ આ કથા પ્રસગ સમજવા માટે જિજ્ઞાસુને જણાવવાની જરૂર છે કે, જ્ઞાન સાથે સગુણોપાધિક ભક્તિ ન શોભે–તેથી પતન થવાનો ભય છે, કેવળ પરબ્રહ્મ પ્રાપ્તિનુ વિધાન જ્ઞાનસહિત નિર્ગુણોપાધિક ભક્તિ જ છે. ‡ આખા જગતનુ હિત ઇચ્છનારા, અહીં આત્મારૂપે રહેલા પરમાત્મા.

જવું જોઇએ. આવો વૃત્તાંત જાણીને તેઓ ઘેર આવ્યાં; અને પોતાની સાથે ઘરમાંની કશી પણ વસ્તુ ન લેતાં મને આવવાને કહ્યું. મેં આશ્ચર્ય પામીને પૂછ્યું, 'કૃપાનાથ! આપ એકદમ ક્યાં પધારો છો?' તેમણે કહ્યું, 'વાત કરવાનો વખત નથી, ટુંકામાં કહું છું કે, કોઈ નહિ જાણી શકે એવો આપણે માથે ભય છે. તે કોણ જાણે કેઈ વેળાએ આપણને પકડી પાડશે, તે કહી શકાતું નથી; માટે આપણે અહીંથી નાસી છૂટવું જોઇએ. તારે આવવું હોય તો તું ઉઠ, હું વધારેવાર અહીં રહેવાનો નથી.' હું મારા સ્વામીને બહુ પૂજ્યભાવથી જોતી હતી, તેમની આજ્ઞા પાળતી હતી, તો પણ મારા સ્ત્રીસ્વભાવને લીધે મેં ધાર્યું કે, વારંવાર જેઓ સ્ત્રીઓને અને ધનપુત્રાદિકને ધિક્કારે છે, અને ઘરનો ત્યાગ કરી જ્યાં ત્યાં ભટકતા ફરીને, બીજા પુરુષોને પણ પોતાના જેવા થવાનો બોધ કર્યા કરે છે, એવા સાધુઓનો સંગ કરવાથી, મારા સ્વામીને પણ એવું જ કંઇક ચેટક લાગેલું હશે. હશે, એ ગમે તેમ હોય, પણ મારે તો તેમની સાથે જ જવું. જ્યાં એ ત્યાં જ હું, સ્ત્રીથી સ્વામી વિખૂટાં કેમ રહેવાય! હું સાથે હોઇશ તો લાગ આવતાં પ્રયત્ન કરી, સમજાવીને ઘેર પણ લાવીશ.* વળી તેઓ પોતે જ મને સાથે આવવા આજ્ઞા કરે છે, તો પછી બીજું શું જોઇએ?

"અમે જગત્પુર છોડીને રાજમાર્ગપર આવ્યાં તો ત્યાં અમારા જેવાં ઘણાંક મનુષ્યો કોઈ જૂદે જ સ્થળે જતાં જણાયાં. અમો તેમની સાથે થઈ ગયાં, ને પુરદ્વારને વટાવી આ માર્ગે ચઢ્યાં. માર્ગમાં થાકી જવાથી અને અનેક પ્રકારનાં સુખ-વાસના-કામના મળવાથી, કેટલાંક મનુષ્યો તો જ્યાં ત્યાં અટકી પડતાં હતાં; પણ અમે તો દૃઢ નિશ્ચયથી અનેક આડમાર્ગોને ઓળંગી આગળ વધતાં ગયાં. હું મારા અજ્ઞાન† અને સ્ત્રીસ્વભાવને અનુસરી કામદેવની જાળમાં ફસાઈ જાઉં, એવું ઘણીક વાર બન્યું, પણ મારે તો પતિવ્રત, એટલે મારા સ્વામીથી (જ્ઞાનથી) છૂટી ન પડી શકું, એ કારણથી જ વારંવાર બચી ગઈ. પરંતુ છેવટે શક્તિમાર્ગ આગળથી મારું પ્રારબ્ધ વાંકું થયું. તે આદ્યશક્તિના ઘણાક ઉપાસકો, પંથીઓના જેવા જ થઇને અમારા સંઘ સાથે છાનામાના ચાલ્યા. એમાં કેટલીક સ્ત્રીઓ પણ હતી. તેમાંની એક સ્ત્રી‡ મારી સાથે થઈ. તેણે અનેક

---

* ટીકા-ઘર તે પરબ્રહ્મધામ. જ્ઞાન એકલુ ગોથા ખાય, પણ જો ભક્તિસહિત જ્ઞાન હોય તો તે સ્થિર વિશુદ્ધિ પામીને પોતાના નિત્યના અક્ષરધામમાં રહે.

† ટીકા-જ્ઞાનરહિત-સમજણ વગરની ભક્તિ જ અજ્ઞાન. ‡ એ સ્ત્રી તે વાસના ભક્તિ.

પ્રકારની રુચિકર વાતો કરીને મને પોતાની સાથે પ્રીતિમાં લુબ્ધ કરી દીધી. તેણે વાતચિત કરતાં કહ્યું કે; 'આદ્યશક્તિ સર્વ કામનાઓ પૂરી કરે છે, અપાર સુખ આપે છે;' ઇત્યાદિ કહીને ઘણીક લાલચો બતાવી. તેમાં માત્ર હું પતિવ્રતા, તેથી એટલી જ લાલચમાં મારુ મન લોભાયું કે, તે મહાદેવી અખંડ સૌભાગ્યદાયિની છે; અર્થાત્ મારા પ્રિય પતિની સાથે અનંતકાળ સૂધી હું આ લોકમાં રહી સુખ ભોગવીશ;* અને જો કે મારા સ્વામી આ વાતને હમણાં નહિ માને, પણ હું તે માર્ગે ચઢીશ, ત્યારે તે મહાશક્તિની સત્તાથી, તેઓ આપોઆપ મારી પાસે ચાલ્યા આવશે. આવી આશાથી મારું મન વિહ્વળ બની ગયું. તે દિવસે જે પથિકાશ્રમમાં અમે ઉતારો કર્યો હતો, ત્યાંથી બીજે દિવસે પરોઢીએ અંધારામાં સંઘ ચાલ્યો, તે વેળા મારી સખી સાથે હું પણ ગુપ્ત રીતે આડમાર્ગે ચઢી. સીધે માર્ગે જ અમે પાછાં વળીને આદ્યશક્તિમાર્ગ સૂધી જઇએ, તો કદાચ જાણ પડતાં મને કોઈ પાછું તેડી જાય, માટે આડ-માર્ગે થઇને તે મને લઈ ચાલી. ત્યાં અંધારુ હતું. ભૂમિ પણ એવી હતી કે, કોઈ ઠેકાણે મોટો ઉંડો ખાડો, તો કોઈ ઠેકાણે ડુંગરો, સ્થળે સ્થળે નાના મોટા પથરા, ને અનેક પ્રકારની એવી ઘીચ ઝાડી, કે તેમાંથી નિકળી શકાય નહિ. તોપણ હું શક્તિમાર્ગે જવાના ઉત્સાહથી કેટલુંક ચાલી. એવામાં તે જંગલમાંથી મેં એવો મોટો ભયંકર શબ્દ સાંભળ્યો કે, મોટા ત્રાસ અને આશ્ચર્યથી હું ચમકી ગઈ; અને કોઈ આમથી આવશે કે આમથી, એમ ભયની મારી નાસવા જાઉં છું, તો આગળ એક ઘણો મોટો ખાડો,† કે જેમાં મોટા મોટા અણીદાર પથરાઓ હતા, તેમાં હું ઉભીને ઉભી પડી! 'અરે! ઓ બહેન! હું પડી! પડી!' એમ મેં ઘણી ચીસો પાડી; પણ કોની બહેન ને કોનું કોઈ! થઈ રહ્યુ. એ અંધારામાં ત્યાંથી મારો ઉદ્ધાર કરવાને બદલે તે શક્તિભક્તાણી શ્રદ્ધા અદૃશ્ય થઈ ગઈ. પણ મારુ કર્મ મેં ભોગવ્યું. પથરાઓપર પડ-વાથી હું અપંગ થઈ ગઈ.

"અરુણોદય થતાં તે ખાડામાં કંઈક પ્રકાશ‡ આવ્યો, ત્યારે મેં ઊંચું

---

* ટીકા—આદ્યશક્તિ એટલે તો દૃઢવાસનાક્ષયનુ બળ આપનાર, આદ્ય એટલે જીવ સસારમાં આવ્યો તે જ ક્ષણથી વાશનાક્ષય, સસારમાં સાર નથી ને સર્વ અનિત્ય છે તે દૃઢપણે જાણવાથી થાય છે અને તેવુ જાણ્યા પછી પરબ્રહ્મને જાણનારી જે શક્તિ-ભક્તિ, તે પોતાના પતિ જ્ઞાન સાથે સદા જ રહી શકે છે. એ અખંડ હેવાતનવાળી છે—સૌભા-ગ્યવતી છે. † ટીકા—એ ખાડો તે કામનાનો-વાસનાનો સમજવો. ‡ ટીકા—જ્ઞાનપૂર્વક જાણ્યું કે, વાસના જ સંકટરૂપ છે, તેવો વિચાર.

જોયું, તો હું ઘણાક ઊંડાણમાં આવી પડેલી હતી; ને મારાથી કોઈ રીતે બહાર નિકળી શકાય તેવું નહોતું. સારે ભાગ્યે તે સ્થાન અચ્યુતમાર્ગથી ને પથિકાશ્રમથી ઘણું દૂર ન હોવાથી, મારી બૂમ માર્ગમાં જતું આવતું કોઈ પણ મનુષ્ય સાંભળશે, એટલી જ આશાથી મે જરા ધીરજ પકડી, પણ સંઘ તો ચાલ્યો, એટલે ત્યાં હોય કોણ? કેટલાંક અહોરાત્ર, મેં એ જ કારાગૃહ જેવા સ્થાનમાં પરમ દુઃખે ને આશાએ નિર્ગમ્યા. તે અરસામાં મારા સ્વામીના વિયોગનું ને તેમને છળીને કરેલા અપરાધનું દુઃખ તો મને અપાર જ થઈ પડ્યું. અહો! એક પતિવ્રતા પોતાના પતિને જ સર્વસ્વ માનનારી અને તેની સેવામાં જ પોતાનું સર્વ સાર્થક જાણનારીને, આવા પ્રપંચ ભરેલા છળકપટથી થયેલા વિયોગને લીધે, કેટલું બધું અસહ્ય સંકટ થયું હશે, એનો આપ સુજ્ઞ હોવાથી, પોતે જ વિચાર કરશો."

પુનઃ તે બોલી, "હે સજ્જન! એ નરકની શિક્ષાને વિષે મને મારા અપંગપણાંથી અસહ્ય પીડા થઈ. એ પીડામાં ને પીડામાં મારું મરણ થશે, તેવો મને ભય લાગ્યો! એમાં પણ મેં મારા પવિત્ર ભર્તારની કરેલી વંચના, તે પ્રિયતમનો હાથે કરીને વોહોરી લીધેલો અસહ્ય વિયોગ, ને એથી કરીને હવે મારે માટે તેમના મનમાં કેવા તુચ્છ વિચારોએ ઘર કર્યું હશે—એ સર્વ વાતનું સંકટ મને અતીવ અસહ્ય થઈ પડ્યું. એ ઉપરાંત હું પવિત્ર અચ્યુતમાર્ગથી ભ્રષ્ટ થઈ, એ સંકટ તો મને ભાલાની પેઠે હૃદયમાં સાલતું હતું. આવાં સંકટોમાં બે ત્રણ અહોરાત્ર વીતી ગયાં, ત્યારે હું તદ્દન મૃતઃપ્રાય થઈ ગઈ. મારી આંખ, કાન, આદિ જ્ઞાનેંદ્રિયો પણ હવે અશક્ત થઈ ગઈ. શરીર અને ઇંદ્રિયો બળહીન થઈ ગયાં, પણ આત્મબળ ધીમે ધીમે વધ્યું, તેમાં મહા ઉગ્ર શોકે-વિરાગે સહાયતા કરી. ઘણીકવાર સૂધી ગાઢ રુદન કરતાં કરતાં કંઠ બેસી ગયો, નેત્રમાં જળ ખૂટી ગયું, ને મસ્તક ખાલી પડવાથી શૂન્ય થવા લાગ્યું. તો પણ હૃદયનો ઉભરો તો ઉલટો વધતો જ જતો હતો. વારંવાર એમ થાય કે, 'અરેરે! કોઈ પણ દયાળુ મનુષ્ય—સદ્ગુરુ મારી ગરીબની બૂમ સાંભળે ને મને અહીંથી કાઢે, તો હું ગમે તેમ દોડમદોડ કરી રાત ને દિવસ એક સરખું ચાલીને મારા વિયોગી સ્વામીને જઈ મળું, ને મારા અપરાધની ક્ષમા માગું. મારા સ્વામીના જઈ મળવાના ઉભરામાં મારા શરીરની સ્થિતિ પણ હું ભૂલી જતી હતી! સદ્ગુણી દંપતી (જ્ઞાન-ભક્તિ)નો પરસ્પરનો પ્રેમાવેશ કેવો અદ્ભુત હોય છે! તેવો પ્રેમ

(વિજ્ઞાનભક્તિ) જો પ્રભુ અચ્યુતનાં ચરણમાં ઉપજે, તો તે કૃપાળુ પ્રેમ-સાગર, તે પ્રેમને અધીન થઈ, એક મુહૂર્ત માત્રમાં દર્શન આપે, એમાં સંશય નથી. એવા આવેશમાં ને એવી આશામાં મારાં નિસ્તેજ થઈ ગયેલાં નેત્ર પરાણે ઉઘાડી ઉઘાડીને ઊંચે જોતી હતી, પણ તે કોતરની ટોચપર આવેલાં અનેક પ્રકારનાં વૃક્ષો વિના કશું મારી દૃષ્ટિએ પડતું ન હતું. હું થાકી નિરાશ થઈ, છેવટે કંટાળી, આવાં દુઃખોમાં અહીં પડી રહેવા કરતાં, જેમ દુષ્ટ કામનાને લીધે અચ્યુતમાર્ગથી ભ્રષ્ટ થયેલા ઘણાકો કાળપુરુષના પંજામાં સપડાઈ જાય છે, તેમ મને પણ તે કાળ-નર પોતાના લાંબા હાથથી ઝડપી લે તો ઘણું સારું, એમ પણ થયું. પણ અરે, એમ થવાથી તો મારો નાશ થઈ જાય-અધોગતિ થાય; ને મારે માટે મારા સ્વામીના મનમાં સદાનો તુચ્છભાવ અને મારા મનમાં મારે હાથે વહોરી લીધેલું તેમનું સદાનુ વિયોગદુઃખ જન્મોજન્મ સાલ્યા જ કરે, ને હું કોઈ પણ સ્થળે વિશ્રાંતિ ન પામું.* મારા અપરાધ-સકામ ઉપાસનાની શિક્ષા મને પૂર્ણ મળી. વિચાર થયો કે, મેં અપરાધ પર-બ્રહ્મનો જ કર્યો છે, તો તેમના વિના અનુગ્રહ પણ બીજું કોણ કરશે? મારા સ્વામીને મુખે મેં વારંવાર સાંભળ્યું હતું કે, તે પ્રભુ પરમ દયાળુ છે, ક્ષમાનો ભંડાર છે, કરુણાનો સાગર છે, ને શરણે થનારનો રક્ષક છે; તેથી આ પરમ ઘોર સંકટમાં હું મારા અંતઃકરણથી તેમને શરણે થાઉં. એ જ પ્રભુ મારો અહીંથી ઉદ્ધાર કરશે-એવો નિશ્ચય થતાં મેં તે કૃપાળુની પ્રાર્થના આરંભીઃ-

"હે દયાસિંધો! હે સર્વેશ્વર પ્રભુ અચ્યુત! તમારો કોઈ કાળે નાશ-ચ્યુતિ-પતન ન હોવાથી, તેમ જ તમારે શરણે પડેલા-ઓને પણ તમારી પાસેથી કદી પતન થતું ન હોવાથી, તમારુ નામ અચ્યુત પડેલું છે. સકલ સૃષ્ટિના સ્વામી પોષક ને પિતા આપ જ છો, ને આ સર્વ આપનાથી જ ઉત્પન્ન થયેલું છે ને અંતે આપને વિષે જ લય થઈ જવાનું છે. આપ છો તેવા ને તેવા જ નિરંતર રહો છો. અમે સૌ પ્રાણીઓ આપનાં જ સંતાન હોવાથી, આપને સરખાં જ પ્રિય છીએ, તો પણ અમારામાંથી જેઓ પ્રીતિપૂર્વક આપને શરણે થાય છે, ને આપનું સ્મરણ કરે છે, તેઓ આપને અતિશય પ્રિય થઈ પડે છે; અને તેમને આપ મૃત્યુરૂપ જગત્પુરમાંથી ઉદ્ધારી આપની સમીપમાં ખેંચી લ્યો છો. હું દીન અપંગ અબળા છું; મન, વાણી અને કાયાએ

કીર્તન ભક્તિ

* ટીકા-જ્ઞાન વગરની ભક્તિની એ દશા વર્ણવી છે.

કરીને માત્ર તમારે જ શરણે પડેલી છું; તેનો આ મહત્સંકટમાંથી ઉદ્ધાર કરો. હે દીનબંધો! આપનું એવું વ્રત છે કે, ગમે તેવો નીચ, સઘળાં પાપથી પૂર્ણ, આખા જગતમાં નિંદાયલો પ્રાણી પણ જો એક વાર ખરા મનથી આપને, 'હે પ્રભો, હું તમારો છું' એવું કહે, તો તેનાં સર્વ અકાર્યને ન લેખવતાં, તેને આપ પોતાના લોકમાં તેડો છો. હું આ મહત્સંકટમાં છું; માતા, પિતા, ભ્રાતા, ભગિની, પુત્ર, કુટુંબી, મિત્ર, સ્નેહી કે સ્વામી ઇત્યાદિ કોઇના પણ સહાય વગરની થઇ પડેલી છું; અને હવે એ સર્વ સગાં સહોદરરૂપે મારે માત્ર આપ જ છો, તે તમારે શરણે આવેલીનો ઉદ્ધાર કરો. હે પ્રભો! આપ સર્વત્ર વસો છો, સર્વત્ર આપનાં પાણિપાદ* છે, માટે આપના પવિત્ર પાણિવડે મને અહીંથી ઉંચકી લ્યો. સર્વત્ર આપનાં નેત્ર અને મસ્તક વ્યાપેલાં છે, તે પવિત્ર નેત્રવડે મારી આ દુર્દશા જુઓ તથા આપના શ્રીમુખથી મને પોતાની કહીને બોલાવો; અને સર્વત્ર વ્યાપેલા આપના શ્રોત્ર–કર્ણવડે મારી આ દીનપ્રાર્થના શ્રવણ કરો. હે ક્ષમાવંત! મે કરેલા મારા સ્વામીના, પણ ખરુ જોતાં મારા સ્વામીના પણ સ્વામી એવા જે આપ, તેના અપરાધથી મારું હૃદય ઘણું કંપે છે. એ અપરાધવડે હું મહા પતિત થઈ છું, તો પણ આપની પતિતપાવનતા–ગમે તેવા પતિતને પણ પાવન કરવાની અદ્દ્ભુત શક્તિ જાણીને હું આપને શરણે આવી છું; માટે ક્ષમા કરીને આપ મને શરણે લો. હે પ્રભો! જગત્પુરમાં પ્રાણીઓને જે વારંવાર જન્મવા મરવારૂપ અપાર દુઃખ પડે છે; વળી જન્મીને વિવિધ પ્રકારના રોગ અને આધિવ્યાધિ ઉપાધિરૂપ દુઃખ પડે છે; અને અનેક જન્મોમાં અનેક દુરાચાર થઈ જવાથી, ઉત્તરોત્તર ગધેડાં, ભુંડ, કુતરાં, કાગડા ઇત્યાદિ નીચ યોનિઓમાં જન્મીને મહાદુઃખો વેઠવાં પડે છે; એમ અધમાધમ સ્થિતિ થતાં થતાં, છેવટે નરકમાં પડી અસહ્ય દુઃખો ભોગવવાં પડે છેઃ–એ સઘળું માત્ર આપ પરમ આનંદને ભૂલી, અનિત્ય આનંદની લાલસાનું જ ફળ છે અને તે પ્રમાણે હું પણ આપને ભૂલી જવાથી જ આ દશાને પામેલી છું, માટે તે અપરાધ ક્ષમા કરો. હે જગદીશ્વર! આપ જગતને અદશ્ય છો ને આપે બાંધેલા નિયમ પ્રમાણે જગત્ સતત ચાલ્યું આવે છે, પણ તેમાં જો કદાચ ધર્મનો ઉચ્છેદ થઇને અધર્મ વધી જાય છે, દુર્જનોનું બળ વધે છે ને સાધુઓને સંકટ આવે છે, તો તે આપથી

---

* પાણિપાદ-હાથ પગ सर्वतः पाणिपादं तत्सर्वतोक्षिशिरोमुखम् । सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत्य तिष्ठति ॥ એ ગાથામાં વર્ણવેલા અચ્યુતરૂપનું સ્મરણ છે.

સહન થતું ન હોવાથી, આપ તત્કાલ વિશ્વમાં પ્રકટ થઈને તે વધી પડેલા અધર્મનો અને દુષ્ટોનો ઉચ્છેદ કરી, ધર્મનું સંસ્થાપન કરો છો.* તેમ અસંખ્યવાર વિવિધરૂપે પ્રગટ થઈને અનેક ચરિત્રો આપે કર્યાં છે, તથા આપને અતિ પ્રેમથી ભજનાર જનોને આપે આપના આ પવિત્ર માર્ગનો પણ સ્વતઃ બોધ કરેલો છે—જે આપનાં પવિત્ર ચરિત્રો સકળ શાસ્ત્રોમાં ગવાઈ રહેલાં મારા સ્વામીના મુખથી મેં ઘણીવાર સાંભળ્યાં છે, અને એમ પ્રીતિથી આપનાં ચરિત્રો શ્રવણ કરવાં એનું નામ આપની श्रवणभक्ति છે, એમ મારા સ્વામીનો ઉપદેશ છે. હે સર્વેશ્વર! મારાપર કૃપા કરો! પાહિ! પાહિ!”

આટલું કહી વળી તે બાઈ સત્સાધક પ્રત્યે બોલી; “હે મહાપુરુષ! આ પ્રમાણે પ્રભુના ગુણ કીર્તનરૂપ પ્રાર્થના કરતાં કરતાં હું પ્રેમાવેશમાં, અચ્યુત પ્રભુ જાણે એટલામાં જ હોય તેમ મારી સહાયતા માટે બોલાવવા ને પોકારવા લાગી કે;—‘હે અચ્યુત, હે અવિનાશી, હે પરાત્પર, હે સર્વેશ્વર, હે હર, હે વાસુદેવ, હે વિશ્વંભર, હે કરુણાસાગર, દયા કરો; મને ઉદ્ધારો.’ આવી રીતે તેનું સ્મરણ કરતાં કરતાં અચ્યુતતીર્થનાં મેં ખૂબ ધારી ધારીને જોયેથી પ્રભુ અચ્યુતની અતિ અદ્ભુત સૌમ્ય દિવ્ય પ્રતિમાનું મને સ્મરણ થયું. તે જાણે મને અહીંથી બહાર કાઢવાને મારી સામે આવીને ઉભી હોય, તેમ ધારી હું તેનાં ચરણ પકડી લેવા માટે ઉભી થઈ! એવી રીતે પ્રેમાવેશ ચિત્તથી પ્રભુનાં ચરણનું સેવન કરવું, એનું નામ पादसेवनभक्ति કહેવાય છે. પણ જેવી હું બળ કરીને ઉભી થવા ગઈ, તેવો જ સાંધેસાંધા ને રુંગેરગમાં એવો તો મોટો આંચકો લાગ્યો, કે જેથી આંખે અંધારાં ને માથામાં ચક્કર આવતાંજ પાછી હું પછડાઈ પડી!† હું એકાએક બેશુદ્ધ-મૂર્છિત થઈ ગઈ!”

સ્મરણભક્તિ

એટલો વૃત્તાંત કહીને તે સાધ્વી ક્ષણવાર શાંત રહી, ને પંથીઓના સંઘમાં ચોમેર જોવા લાગી તો મૂર્છિત થયા પછી પોતાનું શું થયું, એ જાણવા સારુ તે સઘળાઓને તેણે બહુ આતુર બની ગયેલા જોયા.

---

* परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे ॥

એ ગાથાનું આ વાક્યમાં અનુકરણ છે.

† ટીકા—કારણ કે અહિયાં સુધીમાં—ભજન, કીર્તન, સેવા વગેરેથી વાસનાનો ક્ષય થતો નથી. એને ચિત્તશુદ્ધિની જરૂર છે.

તેઓ તેના મુખથી હવે કયો શબ્દ નિકળશે, એની વાટ જ માત્ર જોઈ રહ્યા હતા. એવું જોઈ તેણે તેઓને એ વૃત્તાંત જાણવાના અધિકારી સમજીને કહેવાનો આરંભ કર્યો; કારણ કે જિજ્ઞાસા વગરના અનધિકારી મનુષ્યને અચ્યુતવાર્તા કહેવી, એ તો એક અપરાધરૂપ છે. હવે જેમનાં ચરણારવિન્દમાં અપૂર્વ પ્રીતિ બંધાઈ હતી, એવા પ્રભુ અચ્યુતનું સ્મરણ કરીને તે બોલી:—

વાસનાબળ

'હે અચ્યુતપ્રિય! હે મહાત્મન્! હવે પછીની વાત બહુ જાણવા જેવી છે. તે ખાડામાં મારું શરીર શબવત્ થઈ પડ્યું ને જીવ ડૂબી ગયો ખરો, તો પણ મનની વાસના કે, જે ઇન્દ્રિયોનાં મૂળતત્ત્વો સહિત સદા જીવની સાથે રહીને તેને અવતરાવે છે, મરાવે છે ને અનેક સુખ દુઃખ મિશ્રિત અવસ્થાઓ ભોગવાવે છે, તે કંઈ મરી કે ડૂબી ગઈ નહોતી. બ્રહ્મવાક્ય છે કે; 'મન મરે ન માયા મરે, મરમર ગયે શરીર; આશા તૃષ્ણા ના મરે, કહે ગયે દાસ કબીર,' તેમ હજી મારી આશાતૃષ્ણાનો નાશ -વાસનાનો નાશ થયો નહોતો. તેણે તો ઉલટું, બીજાં સૌ તત્ત્વો શિથિલ થતાં પોતે એકલી પડવાથી બહુ જ પ્રબળ રૂપ ધારણ કર્યું હતું. એ વાસનામાં એવો ઉત્તમ ગુણ છે કે, જે પદાર્થપર એને યોજીએ, તે પદાર્થપર મનને બહુ દૃઢપણે આરોપિત કરી દે છે-પછી તેનો યોજનાર તેને સારે કે માઠે ગમે તેવે માર્ગે યોજે, તો તેને તેનું ભાન નથી-જેવે માર્ગે લાગે તેવી તે થઈ રહે છે. મારે પણ એમ જ બન્યું. મારા અતીવ સંકટને વિષે મેં મારી મનોવાસનાને પ્રભુ અચ્યુતનાં ચરણોમાં યોજી હતી; ને તે જ સમયમાં મારી મૂર્છિતાવસ્થા થઈ, ત્યારે તે મનોવાસનાએ ત્યાં જ પ્રબળતા પકડી. મારા આ સ્થૂલ-પાર્થિવ દેહનું મને ભાન જ રહ્યું નહિ; કારણ તે પોતે જ પોતાના બળથી એક નવીન દેહરૂપ બની ગયો, એટલે મારા જીવાત્માએ લાગલો તેમાં નિવાસ કર્યો.

"એ પ્રમાણે હું નવલ દેહવાળી થઈ, તોપણ મારો આ સ્થૂલદેહ મારાથી જૂદો પડેલો છે, એવું મારા જાણવામાં રહ્યું નહિ; કારણ, એ સ્થૂલમાં રહીને પણ 'હું' પણું રહે છે-જે વાસ્તવિક રીતે તો એ વાસનાને જ હોય છે. જેમ સ્વપ્નમાં ઉડનાર, દોડનાર દૂર ચાલી જનાર પ્રાણી, જો કે પોતાનો સ્થૂલદેહ પથારીમાં જ પડ્યો છતાં, ઘણે ઘણે પૃથક્ પૃથક્ અને દૂર દૂર સ્થળે જવાનો અનુભવ કરે છે, છતાં પોતે એ સ્થૂલથી જૂદો છે કે સંયુક્ત છે ઇત્યાદિનું તેને ભાન રહેતું નથી

તેવું જ આ પણ હતું. પરંતુ એ અવસ્થામાં-વાસનાદેહમાં હું કેવળ આરોગ્ય, સશક્ત અને કોઈ પણ જાતની ઉપાધિ વિનાની હતી, એ સ્થૂલનું દુઃખાદિક તો સ્થૂલની પાસે જ રહ્યું હતું.

"હવે મારી સત્ વાસના જે માર્ગે યોજાઈ હતી, તે જ કાર્ય મેં તો તુર્ત આરંભ્યું. પેલી, પરમ દિવ્ય અચ્યુત તીર્થમાંની અચ્યુતમૂર્તિ, જે મને વાસનારૂપે દૃગ્ગોચર થઈ હતી, તે કંઈ જતી રહી નહોતી. મને તે જોઈ પ્રત્યક્ષ અચ્યુતને મળવા સરખી ભાવના થઈ. તેથી અતિશય પ્રેમભાવવડે મેં આરંભમાં તે કૃપાળુનાં ચરણ સ્પર્શવા માટે જે પ્રયત્ન કર્યો હતો, કે જેને લીધે હું મૂર્છિત થઈ હતી, તે મેં એ વેળાએ પુનઃ સફળ કર્યો. પ્રભુનાં ત્રિલોકપાવન ચરણ સ્પર્શીને હું કૃતાર્થ થઈ. પ્રીતિનું બંધારણ એવું જ છે! અંતર્યામીપણે મારા પ્રેમને જાણીને તે સર્વેશ્વરે મને પોતાનાં ચરણનો પુનઃ સ્પર્શ કરવા દીધો. અહો! હે સાધુજન! ધન્ય ધન્ય તે પવિત્ર ચરણારવિંદ! અહો! શી તેની મૃદુતા! કેવી કોમળતા! જાણે પ્રફુલ્લિત કમળના ઉપર જ મારો કર ન ફરતો હોય! તેનો વર્ણ પણ તળિયાંના ભાગમાં તો ખરેખર ખીલેલા નવ કમળ સરખો ગુલાબી જ અને તેનો આકાર પણ અરવિંદનો જ. તળાં તે જાણે કમળનો મધ્યભાગ, ને સુંદર અંગુલીઓ તે જાણે કમળની મૃદુ પાંખડીઓ! તેના તળામાં જે અનેક પ્રકારની રેષાઓ, તેમાં પણ મુખ્ય રેષા પદ્મ એટલે કમળની હતી. આવાં કારણથી જ શાસ્ત્રોમાં તે પ્રભુચરણોને ચરણારવિંદ, ચરણકમળ, પાદાબ્જ ઇત્યાદિ નામો અપાયલાં છે. ઉપરના ભાગમાં જોઉં તો તે ઘનશ્યામવર્ણાં ચરણોની આંગળીઓનાં પ્રત્યેક નખરત્નો, જાણે અંધારી રાત્રે શ્યામવર્ણા આકાશમાં તેજસ્વી તારા ચમકતા હોય તેવાં દેખાતાં હતાં. આવાં મંગળમય ચરણારવિંદને વારંવાર સેવવા-સ્પર્શવાથી હું ધરાઈ નહિ, ત્યારે તેની ઉપર મારુ મસ્તક મૂકી દીધું. હજુ મારો પ્રેમ* વધતો જ જતો હતો, તેથી એટલેથી સતોષ ન થતાં તે ચરણ મારા મસ્તપર ધારણ કરવાની અને હૃદયમાં ચાંપવાની મને પ્રબળ ઊર્મિ થઈ આવી. તેણે એ બંને મંજુલ ચરણારવિંદ મારા મસ્તક ઉપર ધારણ કર્યાં અને મેં પ્રેમથી તેને મારા હૃદય સાથે ચાંપ્યાં. ત્રિલોકમંગળ એ ચરણારવિંદ મને સમગ્ર સુખનું સ્થાન અને

પાદસેવન-ભક્તિ

---

* ટીકા-અહીંઆ લૌકિક પ્રેમ ન સમજવો, પણ પરબ્રહ્મ કોણ ને જીવ કોણ, તેઓનો સબંધ શો, એ જાણવારૂપી જે શ્રમ તે જ પ્રેમ

સકલ સાધુસંતના આશ્રયરૂપ લાગ્યાં. તે સકલશ્રી, સમૃદ્ધિ, પ્રતાપ અને અદ્ભુત ઐશ્વર્યના ધામરૂપ હતાં. સર્વ દેવતાઓ, મહર્ષિઓ અને સાધુજનો જેનું ધ્યાન કરે છે, ને શિવ બ્રહ્માદિક સૃષ્ટિના ઈશ્વરો જેનું નિરંતર વંદન તથા સેવન કરે છે, એવાં તે અચ્યુતચરણારવિંદ, ધ્યાન કરનારના અંતઃકરણમાંનાં સર્વ પાપો—દુઃખ, વાસના તથા અજ્ઞાનનો સમૂળો નાશ કરે છે. ચરણ એ આખાં શરીરમાં નીચું અંગ છે; ને તેનાથી ઉપરનાં ઉત્તરોત્તર ચઢતાં અંગ વધારે ઉત્તમ છે. પ્રભુની મૂર્તિનાં તે તે અંગો કેવાં સુખમય હશે, તે જોવા ભણી મારી વાસના ઉદ્યોગી થઈ.*

---

* ટીકા—જીવાત્મા તથા પરમાત્માની એકતા સંબંધે, આ ભક્તિનો પ્રકાર નિરાળો જ છે. પરબ્રહ્મના શોધનમાં પ્રથમ તત્ત્વોનો વિચાર કરવો, એ ચરણભક્તિ છે; પચભૂતનો વિચાર તે કીર્તનભક્તિ છે, પચકોશનો વિચાર તે સ્મરણભક્તિ છે; પંચતત્ત્વ, પંચમહાભૂત, પંચકોશ એ સર્વથી હું ન્યારો છુ, એવો જે દૃઢ નિશ્ચય, તે અર્ચનભક્તિ છે; હુ કોણ એવી રીતે મહા વાક્યથી વિચાર કરવો, એ વંદનભક્તિ છે; આત્મા ને પરમાત્મા એક જ છે, પણ હુ બીજો નથી—અર્થાત્ આત્મા પરમાત્માની ઐક્યનો વિચાર, તે દાસ્યભક્તિ છે, 'તે તુ છે' એવો નિશ્ચય કરવો, તે સખ્યભક્તિ છે, આ સર્વ બ્રહ્મ છે, ઈશ્વરરૂપ જ છે, એમ દૃઢ નિશ્ચય થવો, એ આત્મનિવેદન છે, અને પરમાત્મા તથા આત્મા એક જ છે, એમ પરમાત્મામાં આત્માને લીન કરવો, એ અનન્ય ભક્તિ છે પ્રભુના સ્વરૂપની સેવા સંબંધે આમ સમજવાનું છે.—હું ક્યાંથી આવ્યો, કેમ આવ્યો, ક્યા જઇશ, મારુ શુ થશે એવો વિચાર થવો, એ ચરણપ્રક્ષાલન છે, સસાર અસાર છે, ને હુ મૃત્યુવશ માનવી એવા વિચારથી સસારમાંથી સરતા થવું, એ પ્રભુને સ્નાનાદિક ક્રિયાનો પ્રકાર છે હુ જીવ નથી, પણ બીજો કોઈ છુ, એવો વિચાર થવો, એ વસ્ત્રપરિધાન છે, હું પચભૂતથી ન્યારો છુ, પંચકોશથી ન્યારો છુ, એવો જે વિચાર તે અલકારપરિધાન ક્રિયા છે, જે તે છે તે જ હું છું, એવો નિશ્ચય તે પુષ્પચદનાદિક ક્રિયા છે, હું વિશ્વવ્યાપિ છુ, મારે આ જગત્ સાથે કંઈ સબધ નથી—હું કોઇનો નથી, ને મારો કોઈ નથી, એવો જે વિચાર તે મંગળ આરતિ છે, હુ જ એ છુ, એવો નખશિખપર્યંત અખડ એકરસ ભાવ પ્રકટવો, ને પરમાત્માનું અનુસધાન કરવુ, એ પરમ દર્શન છે પ્રભુના ચરણ એ તત્વવિચારનુ સ્થાન, ઘુંટી એ પચભૂત વિચારનુ સ્થાન, જાનુ એ પચકોશ વિચારનુ સ્થાન; કટિ એ દ્વૈત અદ્વૈતના ભેદ વિચારનુ સ્થાન, પેટ એ પરમાત્મા આત્માની એકતાના વિચારનુ સ્થાન; હાથ એ 'તે તુ છે' એ નિશ્ચયનુ સ્થાન; હૃદય એ, હું સર્વત્ર છુ, કોઇથી જૂદો નથી એવા નિશ્ચયનુ સ્થાન; કપોળ એ સર્વ વાસનાક્ષયનુ સ્થાન, મસ્તક એ વિજ્ઞાનબ્રહ્મને જાણવાનુ સ્થાન, અને મુખ એ હું જ પરબ્રહ્મ છુ, એમ જાણીને પરબ્રહ્મમાં લીન—લય લાગવાનુ સ્થાન છે—એવું વેદાતપક્ષે પરમાત્માની ઉપાસનાનુ સ્વરૂપ છે.

“પ્રથમ હું તેમનાં ચરણારવિંદથી તે છેક મુકુટ પર્યંત આખું સ્વરૂપ મીટ ભરીને જોવા લાગી; પણ સંતોષ પામી નહિ, ત્યારે મે ફરીથી તેમનાં એકેક અંગ જોવાનો આરંભ કર્યો.* સુંદર ભરાવદાર ગોળ પીંડીઓ, કદલીસ્તંભ સરખી જંઘાઓ, અતિ ગોળ અને પુષ્ટ નિતંબો, જગતના ઉત્પત્તિ સ્થાનરૂપ ગુહ્યાંગ, સિંહ કટિના સરખો કટિભાગ, ને તેનાપર બહુ છટાથી પહેરેલું વિદ્યુત્ સરખું તેજસ્વી કૌશેય પીતાંબર, ગંભીર નાભિ, અતિ મનોહર તથા ઉદાર વક્ષઃસ્થળ–હૃદય, પોતાની અદ્ભુત પ્રભા તથા શોભાથી દીપાવતો કૌસ્તુભ મણિ, તેમના અતિ વિશાળ અને સિંહના સરખા સ્કંધ, દિવ્ય બાહુ, તેપર ધરેલાં રત્નજડિત બાહુભૂષણો–બાજુબંધ, સુંદર પહોંચી, નવલકમલ ખીલ્યું હોય તેવા આરક્ત અને સુકોમળ હસ્ત-કમળ, ચન્દ્રસમા તેજસ્વી નખ અને અંગુલિઓ, સુંદર સુકોમળ કંઠપ્રદેશ, તેજસ્વી હીરકથી દીસ બની રહેલી ચિબુક, આરક્ત અધરોષ્ઠ, મંદ–મધુર હસિત મુખારવિંદ, હાસ્ય કરતાં ક્વચિત્ દેખાઈ જતી–જાણે મણિએ જડ્યા હોય તેવી તેની દંતપંક્તિ, સુંદર સુકોમળ નમણી નાસિકા, તાજા ખીલેલા રક્ત કમળની પાંખડી સરખાં અને લાવણ્યમય તેજની ખાણ સરખાં વિશાળ કોમળ નેત્ર, સુંદર વાંકદાર ભ્રુકુટી, ગોળ સુકોમળ ગાલ, વિદ્યુત્સમ શોભતા કોમળ કર્ણ, ઉચ્છ્રિત કપોળપર ઝૂલતી શ્યામ સ્નિગ્ધ કેશની લટો, ભ્રુમધ્યથી આરભાયલું ભવ્ય લલાટમાંનું કસ્તૂરી તિલક, મોતીની શેરો તથા મયૂરપિચ્છની ચન્દ્રિકાઓથી અલંકૃત કરેલો મહા શોભાયમાન મુકુટ જેનાપર શોહાવેલો હતો, એવું સર્વોપરિ કોમળ કેશા-વળિયુક્ત શ્રીમસ્તક, કંઠમાં પહેરેલી કમળપુષ્પોની લાંબી વનમાળા, ખભે નાંખેલો સુવર્ણનો પીત ઉપરણો તથા ક્રીડા સારુ કરમાં ધરેલું લાંબી દાંડી-વાળું પ્રફુલ્લિત કમળપુષ્પ–એ પ્રમાણે અંગ પ્રત્યંગો તથા વસ્ત્રાલંકારોનું પૂર્ણ પ્રેમથી અવલોકન કરી, વારંવાર હું તેનું પુનરાવર્તન કરવા લાગી; અને ખૂબ એકાગ્રતા કરીને, હવે પછી તે દિવ્યસ્વરૂપને કદી ન ભૂલી જાઉં એવી રીતે મેં મારા આત્મમંદિરમાં તેનું દૃઢ સ્થાપન કરી દીધું.

અર્ચનભક્તિ–ધ્યાનયોગ

“ હવે મારો પ્રેમ ઉત્તરોત્તર તે સ્વરૂપને વિષે વધતો જ જવા લાગ્યો.

---

* જાણનાર જાણે છે ને માને છે ક, પરમાત્માના અગો, વસ્ત્રાલકારો તે લૌકિક અલકારો જેવા નથી, પણ સર્વે દિવ્ય–કલ્પનામા નહિ આવે તેવા, અનિર્વચનીય, અકથ્ય છે પરતુ તે સમજાવવા કે સુકાબલો કરવાના શબ્દો, મૃત્યુલોકની વાણીમા ન જણાવાથી, તે સમજાવવા માટે જ તે ભાષાના વ્યાવહારિક શબ્દોનો પ્રયોગ કરાય છે.

મને તેનું અર્ચન કરવા ઇચ્છા થઈ. તે કૃપાળુ પ્રભુની ઇચ્છાથી મારી સઘળી મનોવૃત્તિઓ–જેઓ અંતઃકરણ સાથે સદા અદૃશ્યરૂપે રહે છે તે–તે વેળા અનેક પ્રકારની દિવ્ય પૂજનની સામગ્રીરૂપે થવા લાગી. ઉલ્લાસ-યુક્ત મનથી મેં પ્રભુની માનસિક સેવા માંડી. પુષ્પાંજલિવડે તેમને વધાવી લીધા. મનોમય પ્રકારથી વિધિપુરઃસર આ સર્વ અર્ચનવિધિ કરી, જે પ્રત્યેક જિજ્ઞાસુ જાણે છે, તું પણ જાણે છે, આ સંઘ પણ જાણે છે, તમારા હૃદયમાં તે ઠસેલું છે, એટલે આ આનંદપ્રકાર વિશેષ વર્ણવતી નથી."

એટલું કહીને તે સાધ્વી ક્ષણભર થંભી, પછી પાછી બોલી; "પછી એ કૃપાળુ પ્રભુ, મારે સર્વ કરતાં શ્રેષ્ઠ, પૂજ્ય, માન્ય, સેવ્ય છે, અને હું તેમને અધીન છું, એવું જણાવવા સારુ મેં તેમની આસપાસ અનેકવાર પ્રદક્ષિણા કરીને, તેમનાં ચરણા-રવિંદમાં સાષ્ટાંગ પ્રણામરૂપે વંદન કર્યું. 'હે પ્રભો! આપ સદા સર્વદા મારે વંદનીય છો, હું આપના પદકમળને પ્રેમથી નમું છું. આપ સર્વને વંદનીય છો. આખું વિશ્વ આપના આગળ નમ્ર છે. આપ દૃશ્ય અને અદૃશ્ય એવી સમગ્ર સૃષ્ટિમાંના પદાર્થો અને પ્રાણીઓ કરતાં શ્રેષ્ઠ છો. આપના કરતાં કોઇ અધિક નથી. માટે હે અનાથબંધુ! આપ હું કે જે મારા પ્રારબ્ધયોગથી આ સ્થાને કેવળ અનાથ રૂપ થઈ પડી છું, તેના ઉદ્ધારકરૂપે બંધુ થયા છો, તેનો બદલો વાળી, આપને પ્રસન્ન કરવા જેવું મારી પાસે કંઈ નથી; સઘળારૂપે માત્ર હું આપને વંદન કરુ છું. હે કૃપાસિંધુ! આપને માત્ર એકવાર એક જ પ્રણામરૂપે વંદન કરવાનું પણ મહાત્મા જનો ઘણું મોટું ફળ જણાવી ગયા છે. અશ્વમેધ જેવો મોટો શ્રૌત યજ્ઞ ફરી ફરી દશ વાર કરનારને જે મહત્પુણ્ય થાય, તે કરતાં પણ તમને વિશુદ્ધ અંતઃકરણથી શરણે થઇને જે એકવાર સાષ્ટાંગ પ્રણામ કરે છે, તેના કરતાં વધારે ફળભાગી થાય છે; કેમકે દશ અશ્વમેધ કરનાર તો તે પુણ્યથી દિવ્યલોકમાં જઈ અપાર સુખ ભોગવે છે ખરો; પણ તે પુણ્યભોગ પૂર્ણ થતાં પાછો તેને જગત્પુરમાં–મૃત્યુલોકમાં જન્મ લેવો પડે છે; અને તમને પ્રણામ કરનાર તો, તમારે શરણે થયો, માટે તેને ફરી જન્મવું પડતું નથી.* હે સર્વેશ્વર! હે વિશ્વરૂપ! આપ મારી આગળ આવા મનોહર મૂર્ત્તિમાન્ વિરાજેલા છતાં, અવ્યક્તરૂપે આખા વિશ્વમાં સર્વત્ર એક સરખા વસી રહ્યા છો. તે વિશ્વરૂપે આપ જ છો, તે જોતાં

વંદનભક્તિ

* एकोऽपि कृष्णस्य सकृत्प्रणामो दशाश्वमेधावभृथेन तुल्यः ।
दशाश्वमेधी पुनरेति जन्म कृष्णप्रणामी न पुनर्भवाय ॥

તો આખું વિશ્વ મારે નમનીય છે, ને હું વિશ્વમાંની, જડ કિંવા ચેતન સર્વ વસ્તુની આગળ નમ્ર છું ને તેટલા માટે, હે પરમપુરુષ! હે પરમેશ્વર! હું આપને સહસ્રવાર વંદન કરું છું. હું આપને પુનઃ પુનઃ નમસ્કાર કરું છું. આપ સર્વત્ર છો, ને સર્વરૂપ છો, માટે આપની આગળ પાછળ, આજુ બાજુ, ઉંચે નીચે ને સર્વત્ર આપને મારા નમસ્કાર છે.* હે પરાત્પર પ્રભુ! આપને જે નથી જાણતો તે જ જાણે છે, જે જાણે છે તે જાણતો નથી. આપ ગમે તેવા છો, પણ હું જાણતી નથી. ચંદનના ભારને વહેતો પશુ ભારને જાણે છે, પણ ચંદનને જાણતો નથી, એવી મારી દશા છે!'

દાસ્યભક્તિ

"મારા મનમાં હવે પ્રશ્ન થવા માંડ્યો કે આ સર્વેશ્વરની આગળ હું કેવા અધિકારમાં છું–અર્થાત્ કેવી ભાવનાથી મારે રહેવું જોઇએ ને કેવો સંબંધ ગણવો જોઇએ? હું તેમને શરણે છું, ને તે કૃપાળુ મારું શરણ્ય છે; તે પરમેશ્વર છે, ને હું તો તેમની અપાર સૃષ્ટિમાંનો એક દીનહીન જીવ છું, તે એક મહાતેજસ્વી સૂર્ય છે, ને હું તો અંધકારમાંનો એક ક્ષુલ્લક આગીઓ છું; તે સમર્થ તો મહાસમુદ્ર છે, ને હું તો એક બિંદુએ નથી; તે સૌથી સ્વતંત્ર છે ને હું તો તેમને અધીન છું; તે વિદ્યાસાગર છે ને હું તો અવિદ્યામાં ગુંચવાયલું એક ક્ષુલ્લક પ્રાણી છું; તે માયાપતિ છે ને હું તેમની પ્રબળ માયાના વશમાં છું; તે સર્વજ્ઞ છે ને હું અલ્પજ્ઞ છું; તે પરમ પાવન–અધમોદ્ધારણ છે ને હું અધમાધમ છું; અને તે મહામંગળ છે ને હું અમંગળ છું. પણ તે જો કૃપા કરીને પાવન કરી લે તો તેની ભક્ત થાઉં. વાસ્તવિક જોતાં તે મારા અંશી છે ને હું તેમનો અંશ છું. એવી રીતે સર્વ પ્રકારે તે મારા કરતાં શ્રેષ્ઠ, માટે તે સેવ્ય ને હું તેમની સેવકી; તે પ્રભુ ને હું તેમની દાસી.† હવે મારે સદા તેમની પરિચર્યામાં જ રહેવાનું છે! આવી ભાવનાથી હું હાથ જોડી, નમ્ર ચિત્ત કરી, તે કૃપાળુ મને શી આજ્ઞા કરે છે, તેની વાટ જોતી સન્મુખ ઊભી રહી."

---

* नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ।
नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ॥

† ટીકા–ભક્તિના નવ પ્રકાર છે. श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् । अर्चनं वंदनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ દાસ્યભક્તિ એ સાતમો પ્રકાર છે. ગીતામાં કહ્યું છે કે, સર્વ ધર્મનો પરિત્યાગ કરીને, મને એકને શરણે જા, તે પ્રકાર અત્ર વર્ણવ્યો છે. શરણ ત્રણ પ્રકારનાં છે. તેમાં હું તેમનો છું, તે પ્રકાર તે દાસ્યભક્તિ છે. એ શરણ મૃદુ છે, પણ તે મોક્ષનું દાતા છે.

એટલા સૂધી પોતાની મૂર્છાવસ્થાનું વર્ણન કરીને, સર્વ શ્રોતાઓને અચ્યુતભક્તિમાં તલ્લીન કરતી, વળી તે સાધ્વી બોલી; "એ પ્રમાણે ઘણીક વાર સૂધી સન્મુખ રહી એકાગ્રપણે દાસ્યભાવથી પ્રભુનું સ્વરૂપાનુસંધાન કરતાં કરતાં તેમની મુખમુદ્રા મારાપર બહુ પ્રસન્ન જોવામાં આવી. તે ઉપરથી, મેં મારા સ્વામીની કરેલી વંચના, અચ્યુતમાર્ગનો ત્યાગ ને એ સિવાય જગત્પુરથી માંડી આજપર્યંત જાણ્યે અજાણ્યે કરેલાં અનેક પાતકો ઇત્યાદિ મારા સર્વ અપરાધો, જાણે કૃપા કરીને તે પ્રિય નાથ, ક્ષમા કરતા હોય એમ મને ભાસ્યું. જેમ કોઈ સુજ્ઞ સખા–મિત્ર પોતાના અતિ પ્રિય સખાને ચાહે, સ્નેહી સ્નેહીને, પ્રિય પ્રિયને, માતા સંતાનને અને પતિ પોતાની પત્નીને, પરસ્પરની પ્રીતિના બદલામાં જેવાં ચાહે, ને તે પ્રીતિના સંબંધથી તેઓમાં જેવી એકતા દેખાય, તે કરતાં પણ વધારે ઐક્ય મને પ્રભુ સાથે દેખાયું! સખા પોતાના પ્રિય સખાને પ્રીતિના સંબંધમાં પોતાનું ગુહ્યમાં ગુહ્ય અને પ્રિયમાં પ્રિય કંઈ હોય, તે પણ આપી દે છે; તેમ આ કૃપાળુએ પોતાના એ ગુહ્યમાં ગુહ્ય સ્વરૂપનો અનુભવ કરાવીને, મને કૃતાર્થ કરી. સર્વેશ્વર પ્રભુની સાથે મને લગની લાગી! તે મારા અંગે અંગમાં વ્યાપી ગયા, જે અદ્દભુત દિવ્ય મૂર્તિ મારા નેત્રમાં હતી તે અદૃશ્ય થઈ ગઈ ને નવી મૂર્તિ હૃદયમાં ખડી થઈ. ત્યારે મેં જાણ્યું કે, ભલે એ મૂર્તિ જતી રહે, મારા હૃદયમાંથી એ ક્યાં જવાની છે?* હવે મને કોઇનો ભય નથી, એવું અભયદાન મળ્યું હોય એમ લાગ્યું. એ ઉપરાંત પણ વળી કોઈ બીજો મોટો ગુહ્ય લાભ મને તેમની પાસેથી થવાનો હોય, એવું મારાપર તેમની પ્રસન્નતા ભરેલી, મુખથી તથા કૃપાકટાક્ષ ઉપરથી મને લાગ્યું. અહો! તે કૃપાળુ પ્રભુ પોતાના શરણાગતને કેવા ને કેટલા ચાહે છે! અહો! હું ક્યાં ને તે ક્યાં! છતાં એક મારા જેવા ક્ષુદ્ર પ્રાણીનાપર તેમનો આટલો બધો પ્રેમ કે તે મારા હૃદયમાંથી ખસતા જ નથી. આવું સખાપણું જોઈ મારો સખ્ય પ્રેમ અથાગ વધી પડ્યો. મને ઉત્સાહ થયો કે, સખ્ય સંબંધમાં તે કૃપાળુએ જ્યારે મને પોતાના સ્વરૂપનો અનુભવ કરાવ્યો, ત્યારે તેના બદલામાં તેમને મારે શું આપવું?

સખ્યભક્તિ

---

* ટીકા–આ મધ્યમ શરણું છે. શ્રીકૃષ્ણ ગોપીઓનો હાથ તરછોડી નાસી ગયા ત્યારે ગોપીઓએ કહ્યું કે, "હે કૃષ્ણ, હાથ તરછોડી, બલાત્કારે જતા રહ્યા, તેમા શું આશ્ચર્ય! જો મારા હૃદયમાથી જાઓ તો જ તમારુ પરાક્રમ જાણુ." અત્ર વર્ણવેલો પ્રકાર તેવો છે.

"એમને આપવા યોગ્ય મારી પાસે શું હોય? એવી કયી વસ્તુ હોય કે જેનાથી તેઓ પ્રસન્ન થાય? વળી આ જગતમાં જે કંઈ છે, તે સઘળું તેમનું જ છે; અને મારી પાસે પણ જે કંઈ છે, તે સઘળું તેમનું જ છે; મારું કંઈ પણ નથી. તો પછી એમને એવું શું આપવું, કે જે મારું હોય? બીજું તો કંઈ મારુ નથી, પણ આ દેહ સુદ્ધાં મારો નથી. મન પણ મારું નથી, ને અંતઃકરણમાંની દૃઢ અહંકારગ્રંથિ, જેને હુંપણાનું અભિમાન છે, તના-પર આ કૃપાળુ પ્રભુનો આભાસ પડવાથી, 'જીવ' એવી સંજ્ઞા થાય છે, તે પણ મારો નથી. હવે કેમ કરવું? એ સહુ મારાં નથી, તો પણ તેઓનાપર 'મારાં છે' એવું દૃઢાભિમાન થઈ રહેલું છે, તો તે મિથ્યા-ભિમાન સમૂળું ત્યજી દેવારૂપે તે જ વસ્તુ તેમને અર્પણ કરવી જોઈએ. કામ્યકર્મના ફળના ત્યાગને મહાત્માઓ ત્યાગ કહે છે. પુત્રૈષણા ત્યજવી, વિત્તૈષણા ત્યજવી, સ્વર્ગાદિ લોકૈષણા ત્યજવી, નિર્વિષય મન કરવું, ચિત્ત-નિગ્રહ કરવો, ચિત્તાભાવ થવો, એમ આત્મરતિ આત્મતૃપ્ત જે છે, તે આત્મામાં જ સંતુષ્ટ રહે છે–તેને કંઈ કર્તવ્ય નથી–તેથી આત્મા જ અર્પવો, એ જ શ્રેષ્ઠ છે. આવા નિશ્ચયથી મેં મારુ તન–મન–ધનરૂપ સર્વસ્વ પ્રભુને અર્પણ કરવા ધાર્યું; અને તત્ક્ષણે મોટા પ્રેમાવેશથી હું તેમનાં ચરણા-રવિન્દમાં જઇ પડી; અને અહંકારગ્રંથિમાં પડેલો ચિદાભાસરૂપ જે મારો જીવાત્મા, તે મેં તેમને અર્પણ કરી દીધો! તેમના સ્વરૂપને વિષે મારી એકાગ્રતા થઈ*! તે ઉપર અનિવાર્ય પ્રેમ, અને તેના આવેશથી આ પ્રમાણે થયેલું આત્મનિવેદન–આત્માર્પણ–આત્મૈક્ય એ સઘળાથી હું તદ્રૂપ બની ગઈ. મને દેહનું કે જીવનું કશું ભાન રહ્યું નહિ. એ વેળાની મારી સ્થિતિ જ વિલક્ષણ થઈ રહી. પ્રથમ સાંસારિક દશા દેહને થાય છે; અર્થાત્ દેહરૂપે જ પ્રાણી દેખાય છે; દેહની સ્થિતિ ઇંદ્રિયો સહિત મનથી પ્રતિષ્ઠિત છે; ને એ મન, કે જે ઘણું ચપળ અને સઘળા વિકારો, વ્યવહારોમાં કારણરૂપ છતાં સ્વતઃ જડ અને પરપ્રકાશિત છે, તેને પોતાનો પ્રકાશ આપીને, ચિદાભાસ–પરમાત્માના પ્રતિબિંબ કિંવા અંશ-રૂપ જીવ જાગ્રત કરે છે. એ પ્રમાણે જાગ્રત થયેલું મન જ, પછી પ્રાણીને બંધન રૂપ થાય છે. પરન્તુ મનાદિક જડોનો સંઘ દૂર થયો,

આત્મનિવેદન ભક્તિ

* આ અવધિશરણું છે. ગોપીઓ અને શ્રીકૃષ્ણના સંબંધનું આ તાદૃશ્ય સ્વરૂપ છે. ભાગવતમાં વર્ણવેલી રાસલીલા, ગોપીપ્રેમ, કૃષ્ણને સ્વાત્માર્પણ, એ સર્વ આધ્યાત્મિક વિષયની ગૂઢતા, આત્મનિવેદન ભક્તિનું રહસ્ય સમજવાથી બુદ્ધિમાનને સહજ સમજાશે.

એટલે જીવાત્મા શુદ્ધ ચિદ્રૂપ-અર્થાત્ પરમાત્માનો અંશ હોવાથી અંશીની સાથે એકતાવાળો બને છે. તેની સ્થિતિ પછી સૌથી નિરામય, સુખમય, ચિન્મય અને સન્મય સચ્ચિદાનંદરૂપ છે. મારી સ્થિતિ પણ એ મનાદિક જડોનો સંગ દૂર થતાં જ, એવી વાસનારહિત થઈ રહી! મારું કંઈ નહિ! તેમ હું પણ કંઈ નહિ! તે પણ કંઈ નહિ! સર્વથા કેવળ પ્રભુ અચ્યુત જ. મને કશી સંજ્ઞા રહી નહિ. એવું મારુ નિઃસંજ્ઞપણું ઉત્તરોત્તર એટલું બધું તો વધી પડ્યું કે, મારી દૈહિક સ્થિતિનો જેમ લય થઈ ગયો હતો, તેમ જેને મે મારું સર્વસ્વાર્પણ કર્યું હતું એવા અચ્યુત સ્વરૂપનું સાવયવી નિરાવયવી-સાકાર નિરાકારપણું પણ ધીમે ધીમે લય જઈ જવા માંડ્યું; અને કેટલીકવારે સમૂળું તે અદ્‌ભુત સ્વરૂપ અદૃશ્ય થઇ ગયું!

"પણ મારા હૃદય-અંતરના ગુહ્યાગારમાં, જ્યાંનું, કોઈ પણ, કંઈ પણ જોઈ શકતું નથી, પણ પોતે જ પોતાવડે જે જોઈ શકે છે, ત્યાં એક નવી મૂર્તિ-નવું સ્વરૂપ-દિવ્યસ્વરૂપ દૃષ્ટિગોચર થયું. એક સ્વયંજ્યોતિર્મૂર્તિ પ્રગટ થઈ! અહો! ગુહાગ્રંથિ ભેદાવાથી, શોક શમી ગયો, પાપને પણ તે તરી ગઈ, વાસના પણ મરી ગઈ, વિશ્વ લય પામતું જણાયું! લય પામી ગયું. આ સ્વરૂપના સહજાનંદમાં વિહાર કરનારાની વિચિત્ર ગતિ કોણ જાણી શકે છે? તે ગૂઢ જ છે-જે જાણે છે તે જ જાણે છે. પાણીમાં રહેલા મત્સ્યની ગતિ કળાય, આકાશમાં ઉડતા પક્ષીની ગતિ કળાય, વાયુની ગતિ કળાય, પણ સહજાનંદ સ્વરૂપની ગતિ અકલિત છે. તે ગૂઢમાં ગૂઢ ને ગુપ્તમાં ગુપ્ત છે! અહો! તે જે જાણે છે તે જ જાણે છે; પણ જાણનાર બોલી શકતું નથી; જોનાર જોવડાવી શકતું નથી; સાંભળનાર સંભળાવી શકતું નથી. હવે મારી જે સ્થિતિ થઈ, તેનું વર્ણન હું કરી શકીશ નહિ; કારણ કે એને વર્ણવવા માટે મારી વાણીને પૂરતા શબ્દો મળશે નહિ; તેમ તેની સરખામણી માટે બીજું કોઈ ઉપમાન મારા જાણવામાં નથી. એટલા માટે એનું નામ અકથ-અનુપમ સ્થિતિ-એ જ બ્રહ્મદશા! નેતિ નેતિ!!

"એવી રીતે મને મૂર્છામાં મહામૂર્છા આપ્ત થઈ!! હે અચ્યુતપ્રિય મહાત્મા! એનું વર્ણન બહુ આનન્દપ્રદ છે. મને અધમ અજ્ઞાત કશા સાધન વગરનીને, માત્ર એક તેમની શરણાગત થયેલી જોઈને, આવી ઉત્તમોત્તમ બ્રાહ્મી સ્થિતિનું દર્શન કરાવ્યું, એ તે કૃપાળુ પ્રભુની કેટલી બધી કૃપાળુતા! આટલા માટે-જ મહાત્મા જનોએ તેમને 'કૃપાના સાગર' કહ્યા છે. એવી નિઃસંજ્ઞદશામાં કેટલો સમય વીત્યો હશે, તેનું મને સ્મરણ રહ્યું નથી.

"પછી મને એકાએક કંઈ સંજ્ઞા પ્રાપ્ત થઈ. તે વેળા મારી દૃષ્ટિ આગળ અતિ સાનન્દાશ્ચર્ય ઉપજાવતો નિર્મળ પ્રકાશ મેં જોયો. તે પ્રકાશમાંથી જાણે તે પ્રકાશનાં સંતાન જ હોયની, તેવા સુપ્રકાશિત બે સુંદર પુરુષો મારી પાસે નિકળી આવ્યા. તેઓ મને તે પ્રકાશમાં લઈ ગયા! દૃષ્ટિપાતથી જોયું તો પ્રકાશ જેના થકી પડતો હતો, તે એક વિચિત્ર વાહન છે, એમ મને લાગ્યું. તેમાં કેટલાક તેજસ્વી જનો બેઠેલાં મારા જોવામાં આવ્યાં. તે વાહન ભૂમિથી અદ્ધર આકાશમાં હતું; ને તેને વહન કરવાને પશુ, પક્ષી, મનુષ્ય ઈત્યાદિ કોઇની સહાયતા નહોતી, એવું જોઇ, મારા સ્વામી પાસેથી પૂર્વે સાંભળેલી વાત મને સ્મરી આવી કે, આ વાહન તે આકાશમાં અદ્ધર ચાલનારુ વિમાન જ હશે.* મને તેમાં બેસાડવામાં આવી, ને અંદર બેઠેલા જીવો બહુ પ્રીતિથી મારો સત્કાર કરવા લાગ્યા–જાણે કે તેઓ મારાં અતિ નિકટનાં પ્રેમી કુટુંબીઓ જ હોય! બહારથી જોતાં એ વિમાન મને વાયુસમુદ્રમાં તરતી એક નાની સરખી નૌકા જેવું લાગતું હતું, પણ માંહે ગયા પછી તો એનો વિસ્તાર ઘણો જ મોટો લાગ્યો. તેની શોભા અને રચનાનો પણ કંઇ પાર નહોતો. મારુ મન માંહિની રચના જોવામાં લીન થઈ ગયું હતું, એટલામાં નાનાં વિધનાં સુસ્વર વાદ્યોના, તેમ જ અચ્યુત નામના મંગળ શબ્દોના ધ્વનિઓ થયા. વિમાન ઉપડ્યું. વિમાન ચાલતી વેળા નીચે અને આસપાસ હું જોઈ રહી. હું બહુ ઉજળા પ્રકાશમાં હતી, તેથી નીચેની ભૂમિ, પદાર્થો ઈત્યાદિ સૌ મને બહુ ઝાંખાં લાગ્યાં–જાણે કે તેઓ એક સામાન્ય અંધકારમાં જ પડેલાં હોય! વિમાન આકાશમાર્ગે વેગમાં વધ્યું, પણ તે કેણીમેર જશે, ને મને ક્યાં લઈ જશે, એ માટે મને જરા પણ શંકા થઈ નહિ. હું તો માત્ર આસપાસ દેખાતી ભૂમિ ને અંતરિક્ષની અદ્‌ભુત ચમત્કૃતિઓ જોવામાં જ નિમગ્ન રહી. મારી જોડે બેઠેલાં પવિત્ર જનો સાથે વાતચિત કરવાનું પણ મને સ્મરણ રહ્યું નહિ. ઘણેક આગળ જતાં મેં નીચે ભૂમિપર જોયું તો એક સાદો અને શુદ્ધ શેરડો, બન્ને બાજુની લતાઓથી આચ્છાદિત થયેલો જોવામાં આવ્યો. તે ઉત્તર દિશા ભણી જતો હતો, ને ઉત્તરોત્તર બહુ ઉંચે ને ઉંચે સૂર્ય મંડળને ભેદીને જતો જણાતો હતો. તેનાપર અનેક મનુષ્યોનાં ટોળાં એક પછી એક ચાલ્યાં જતાં હતાં. એવાં ઘણુાંક ટોળાંને પાછળ મૂકીને અમારુ વિમાન આગળ

* ટીકા–લૌકિકમા જણાયલું, મનાયલુ વિમાન નહિ, પણ સ્વાત્મસ્વરૂપથી, જ્ઞાની જે અદ્ધર ને અદ્ધર, અવકાશમાં ઉડે છે, તે રૂપી વિમાન.

વધ્યું. તેણે જાણે એ નીચેના શેરડાના આધારે જ ચાલવું હોય તેમાં તેની સીમા છોડી નહિ, એથી મને તે શેરડાપરની સ્થિતિ જોવાનું સહજે બની આવ્યું. મે ધારી ધારીને જોવા માંડ્યું તો તેપર ચાલતાં મનુષ્યોના ટોળાંમાં, જાણે મારા સહવાસમાં આવ્યા હોય તેવા સર્વે જીવો પરિચિત લાગ્યા. તેઓ વારંવાર અચ્યુત નામની ગર્જનાઓ કરતા હતા. તે ઉપરથી મેં જાણી લીધું કે, એ શેરડો તે પવિત્ર અચ્યુત માર્ગ જ છે, ને આ પંથીઓના નાના મોટા સંઘો, તે કાળપુરુષના ભયથી નાઠેલાં જગત્પુરવાસીઓ છે.

"એક સંઘમાં સૌથી આગળ ચાલતા અને સાથેના પંથીઓને માર્ગનો બોધ કર્યા જતા એક પુરુષને મેં સારી પેઠે ઓળખ્યો. મારા પૂજ્યરૂપે ચિરકાળ પરિચયમાં આવેલી એની પવિત્ર મૂર્ત્તિ, પ્રેમાળુ મુખમુદ્રા તથા તેમાંથી ઝરતાં અમૃત સરખાં મધુરાં હિતકર વચનોએ મારા ચિત્તને તેના પ્રતિ એકદમ ખેંચી લીધું. તુરત મને સ્મરણ થયું કે, હું તેની અપરાધિની છું. આ વેળાએ પણ, તે ભૂમિપર અડવાણા* ચાલે છે, ને હું તેનાથી ઊંચે અંતરિક્ષમાં ને દિવ્ય યાનમાં વિચરું છું, એ પણ ઘણો મોટો અપરાધ છે. હર! હર! પતિવ્રતાના સંબંધમાં આ કેટલું બધું ઉલટું અને ખેદપ્રદ છે! હે અચ્યુતપથગામી મહાત્મા! તું સમજી તો ગયો જ હશે કે, એ પુરુષ તે કોણ? એ પવિત્ર પુરુષ તે અચ્યુતપુર જવા નિકળેલા મારાથી વિયોગ પામેલા મમ ભર્તાર! હે સત્સાધક! ઘણા દુર્ધર વિયોગને અંતે મારા સ્વામીને જોઈને મને અતિ આનંદાશ્ચર્ય થયું. પણ તે સાથે, મેં જાણી જોઈને કરેલા તેમના અપરાધથી મારા મનમાં તે વેળા ઘણી ગ્લાનિ અને વિષાદ પણ ઉપજ્યા. તોપણ એક વાતે મને ધીરજ હતી કે, તેમનો સ્વભાવ બહુ શાંત, પ્રેમાળ અને ક્ષમાશીલ છે, તેથી હું ચરણમાં જઈ પડીશ તો તેઓ મને જોતાં જ મારા સર્વ અપરાધને ભૂલી જશે, ને મારો અંગીકાર કરશે. હે પંથીવર! પ્રેમાળુ અને ધર્મશીલ સ્ત્રી પોતાના પતિવ્રતનો અને પુરુષ પોતાના સ્વામીપણાનો યથાર્થ ધર્મ જાણનાર એવાં દંપતીનો પરસ્પરનો પ્રેમ કેવો ઉત્કટ હોય છે, ને તે પ્રેમના પ્રબળ પ્રકાશમાં બીજી સર્વ વસ્તુ કેવી નિસ્તેજ થઈ જાય છે, તે આપનાથી કંઈ અજાણ્યું નહિ હોય. હું તે પ્રેમાવેશમાં કેવળ અંધપ્રાય બની ગઈ.† મને વિચાર થઈ

* ટીકા-કારણ કે ભક્તિ સાથે નથી. † ટીકા-અહીં ભક્તિ ને જ્ઞાનનો નિકટનો સંબંધ બતાવ્યો છે. જો કે ભક્તિ શ્રેષ્ઠ છે તે ઉપર છે, પણ જ્ઞાનરહિત તે શોભતી નથી.

આવ્યો કે, હું કેવી દુષ્ટ! કેવા કઠણ કાળજાની! કે મને અપરાધણને એટલું પણ ન સાંભર્યું, જે હું તેમનાથી છૂટી પડીશ તો પછી તેમની પવિત્ર સેવા કોણ કરશે? સ્વામીનાં સઘળાં જ કાર્યોમાં અંતઃકરણપૂર્વક સહાય થનારી હું વિયોગિણી થઈ છું, ત્યારથી તેમને આ એકાંતમાર્ગમાં કોણ સહાય કરતું હશે? પ્રતિદિન માર્ગે ચાલી થાકેલા મારા સ્વામીને ઉતારો આવતાં ત્યાં આસન કોણ પાથરી આપતું હશે? વનફલ આદિક ભક્ષ્ય સામગ્રી કોણ લાવી આપતું હશે? તેમના મુખમાંથી ઝરતું અચ્યુતકથામૃત કોણ પીતું હશે? એવી પ્રેમાળુ સેવાથી પ્રસન્ન થઈને તેમનાં મુખમાંથી નિકળતા, 'પ્રિયે! તારું કલ્યાણ થાઓ! કલ્યાણ થાઓ!' એવા આશીર્વાદ લેવાને કોણ ભાગ્યશાળી થતું હશે? એ તો જે થયું તે થયું પણ હવે પ્રત્યક્ષ મારા વિયોગી સ્વામીને જોવા છતાં હું કોની વાટ જોઈ રહી છું? ચાલ, હું તેમને જઈ મળું—આવા ઉભરાથી હું એકદમ ઊભી થઈને પડવાનો, કે વાગવાનો, કે મારે ને તેમને કેટલું છેટું છે, કિંવા મારી ને તેમની સ્થિતિમાં કેટલો બધો અંતર છે, તે કશાનો વિચાર કર્યા વગર, એકાએક નીચે જઈ પડવા માટે ઘણા બળથી ઉછળી; પણ શું કહું? જેમ સ્વપ્નમાં આવી પડેલો પ્રાણી તે ભયમાંથી છૂટવાને ઘણોય પ્રયત્ન કરે, પણ અથાગ પરિશ્રમ કરતાં પણ તેનાથી, જાણે પગ ભાંગી ગયા હોય તેમ નાસી શકાતું નથી, અને ઘણો અકળાવાથી એકાએક પડી જાય છે, તે સાથે જ તેની આંખ ઉઘડી જાય છે, ને જાગ્રત થતાં આખું સ્વપ્નું ને પેલો ભય એ સર્વ ક્યાંય જતું રહે છે, તેવી રીતે મારી પણ દશા થઈ. વિમાનમાં મને કોઈ રોકતું નહોતું, તો પણ ઘણો ઘણો પરિશ્રમ કરવા છતાં મારાથી કૂદી શકાયું નહિ. છેવટે જીવ ઉપર આવી જઈને હું જેવી ભારે બળથી કૂદવા જાઉં છું, તેવો જ વિમાને એકાએક આંચકો આપ્યો. તે સાથે વિમાન મોટા વેગથી આકાશમાં સમાઈ ગયું ને મારી દૃષ્ટિ આગળનો સર્વ દેખાવ અદૃશ્ય થઈ ગયો."*

---

* ટીકા—જ્યાંસૂધી જીવની સ્થિતિ, ભૂતના પૃથગ્ભાગને એકસ્થ અનુભવતી નથી ત્યાંસૂધી તે બ્રહ્મભાવને પૂર્ણપણે પહોંચતી નથી. એ પહોંચવા અનન્યતાની જરૂર છે—આ વિશ્વ બ્રહ્મ છે એવો ભાવ થયા વગર, પૂર્ણબ્રહ્મ પ્રાપ્ત થતું નથી. અહીં સૂધી જીવને કંઇક અવિદ્યાનું સ્થાન રહે છે—અજ્ઞાનસંગતિ રહે છે. જ્યાંસૂધી જ્ઞાનાભિમાન નાશ પામતું નથી, ત્યાંસૂધી વિશુદ્ધજ્ઞાન નથી. આ સંગતિનો નાશ હોવો જોઇએ. અવિદ્યાનો થોડો નાશ કથાલાપથી, થોડો શાસ્ત્રવિચારથી, પણ પૂર્ણ તો આત્મપ્રત્યયથી થાય છે. જાણ્યા પછી સર્વનો ત્યાગ કરવો, એવો શંકર સ્વામીનો આદેશ છે.

એ પ્રમાણે પોતાનું પૂર્વવૃત્ત કહીને તે અબળા સંઘમાં ચોમેર દૃષ્ટિ કરીને જોવા લાગી. તેમાંનાં સઘળાં પંથીજનો તેના મુખ સામું એકીદૃષ્ટે બહુ આતુરતાથી જોઈ રહેલાં દેખાયાં—એવી લાલસાથી કે હવે પછી તેના મુખમાંથી શું અદ્‌ભુત વૃત્તાંત નિકળશે! પછી સૂર્ય સામે જોઇને તે બોલી; "હે પ્રિય પંથીજનો! સ્વાત્મકથા આટલેથી જ આટોપું છું. સૂર્યનારાયણ અસ્તાચળના શિખરે પહોંચ્યા છે, તે આપણને સૂચવે છે કે, 'મને પોતાનું અથાગ તેજ આપીને આખા બ્રહ્માંડને પ્રકાશિત કરવાની આજ્ઞા કરનાર સર્વેશ્વર પ્રભુ અચ્યુત પરબ્રહ્મનું સાયંકાળનું ઉપાસન કરવાનો સમય થયો છે; માટે આપણે સૌએ આલસ્ય તજી દઈ સાયંસંધ્યારૂપ અચ્યુતોપાસન માટે તત્પર થવું.' આ સાંભળતાં જ પ્રભુના નામનો જયધ્વનિ કરી સર્વે પંથીઓ ઉભા થયા ને પથિકાશ્રમથી થોડેક દૂર વહેતી એક નિર્મળ સરિતા ઉપર સંધ્યોપાસન કરવા ગયા.

અંતરિક્ષમાં રહ્યા રહ્યા એકાગ્રપણે એ વૃત્તાંત શ્રવણ કરી રહેલા વરેપ્સુ આદિ વિમાનવાસીઓ પણ તુર્ત નિત્યકર્મમાં પ્રવૃત્ત થઈ ગયા.

સંધ્યોપાસનથી પરવારી સૌ પાંથિકો પથિકાશ્રમમાં આવ્યા. પછી પ્રેમ સહિત અચ્યુતકીર્તનનો આરંભ થયો. તે પૂરું થતાં મહાત્મા સત્સાધક પાછો પોતાના સઘ સાથે તે સાધ્વીને વીંટીને બેઠો, ત્યારે તેણે પ્રભુનું સ્મરણ કરીને પુનઃ બોલવાનો આરંભ કર્યો.

"હવે પછીનું વૃત્તાંત સંભારતાં મારુ હૃદય ભરાઈ આવે છે ને કંઠ બેસી જાય છે; કેમકે અંજલિમાં આવેલું અમૃત, હું અનન્યતાના અભાવને લીધે પી શકી નથી. મારું વિમાન ઘણા મોટા વેગથી કેટલીકવાર સૂધી અંતરિક્ષમાં ચાલ્યા જ કર્યું; તે વેળાના તેના અથાગ વેગને લીધે આસપાસનું કશું મારાથી જોઈ શકાયું નહિ, પણ એટલું તો જાણી શકાતું હતું કે, આકાશમાંના ઊંચામાં ઉંચા ઘણાક દિવ્ય મંડળોને પણ પછવાડે—નીચે મૂકીને વિમાન ઉત્તરોત્તર ઊંચે ને ઊંચે ચઢતું જાય છે. છેવટે તે કોઈ એવા ગાઢ આવરણમાં જઈ ચઢ્યું કે, જ્યાં પ્રકાશનું નામે નહોતું, પણ વાયુ અપાર હતો. એ અંધકારમય પડળને ભેદી દિવ્ય વિમાન આગળ વધ્યું. એ અંધકારથી વિમાનમાં બેઠેલાં જનોને કશો પણ ઉદ્વેગ કે વ્યથા થઈ નહિ; વિમાન પોતે જ પરમ પ્રકાશિત અને તેના વાહકો પણ પ્રકાશમય જ હતા, ને તેમાં બેસનારાં સૌ પ્રકાશરૂપ જ હતાં. આવરણરૂપ અંધકારનો અંત આવતાં ઉત્તરોત્તર કંઈ અવનવો દિવ્ય પ્રકાશ આવવા માંડ્યો. તેથી અમારાં સૌનાં દિવ્ય નેત્રો

પણ તેની પ્રભામાં મીંચાઈ જવા માંડ્યાં. એનાં દર્શન થતાં જ એ અવર્ણ્ય પુણ્ય પ્રકાશ જાણે અમને પોતાનું તે અદ્દ્ભુત તેજ દાન કરતા હોય તેમ દેખાયું. જેમ એક પ્રજ્જ્વલિત દીપકની શિખાને બીજી તૈલપૂર્ણ દિવેટ અડકાડતાં જ તેમાં પણ તેના સરખો નવો દીપક પ્રગટ થાય છે, તેવો પ્રકાર મને જણાયો; અર્થાત્ અમે સૌ તેવાં જ સુપ્રકાશિત બન્યાં; ને તે અનુપમ પ્રકાશમાં મહાલવા લાગ્યાં."

"હવે એક બીજો ચમત્કાર હું તમને કહું છું તે સાંભળો: તેવો ચમત્કાર ભોગવવાનો સમય આવતાં, અને ચિત્તને વિજ્ઞાનસંગી રાખવાથી ને વાસનાનો લય કરવાથી, તમને પણ તેનો અનુભવ થશે. મેં જોયો તેવો અનંત સૂર્યોની સામટી પ્રભા સરખો અદ્દ્ભુત પ્રકાશ, તે કંઈ માત્ર પ્રકાશ જ હતો, કે બીજું કંઇ હતું? અતિશય પ્રકાશ તો અતિ ઉષ્ણતા કરે! ઘણે દૂરથી આપણાપર પડતા માત્ર એક જ સૂર્યના પ્રકાશથી આપણને કેટલો બધો તાપ લાગે છે? ત્યારે અનંત સૂર્યો સરખો પ્રકાશ અને તેનો તાપ કોઇથી સહન થઈ શકે નહિ! પણ આ તેમ ન હતું. જેમ એ પ્રકાશ અનંત હતો, તેમ તેવડે થવી જોઇતી અપાર ઉષ્ણતાને બદલે ઉલટું અમને અપાર સુખ થવા લાગ્યું. એ સુખ કેવા પ્રકારનું ને કેટલું હતું, તે હું કહી શકું તેમ નથી; કારણ કે તે છેક જગત્પુરથી અહીં સૂધી અનુભવમાં આવતાં ઉત્તમોત્તમ સુખને પણ તેની સાથે કિંચિત્ સરખાવી શકાય તેવું નથી. એ અપાર સુખની પ્રાપ્તિ તો રહી, પણ આભાસ માત્ર દેખાતાં જ, અત્રનાં સર્વ સુખ કેવળ તુચ્છ ભાસે છે. એ સુખમય પુણ્ય પ્રકાશ આપણા સૂર્ય પ્રકાશની પેઠે અમુક સ્થળથી આવતો હોય ને અમુક સ્થળ ભણી જતો હોય તેમ નહોતું; એ તો જ્યાંનો ત્યાં સર્વત્ર સ્થાયી-અટળ-અચળ અને ભરપૂર હતો. તે ઉપરથી હું એને કેવે નામે તમારી આગળ ઓળખાવું, તે હું જાણતી નથી. સર્વત્ર સ્થાયી ને અચળ હોવાથી, તેમ જ ઉત્તમોત્તમ હોવાથી સત્-સત્યરૂપ હતો; પ્રકાશ હોવાથી ચિત્-ચૈતન્ય-જ્ઞાનરૂપ હતો; અપાર સુખમય હોવાથી આનંદરૂપ હતો. એટલા માટે એ ત્રણે નામ સંયુક્ત કરીને આપણે તેને (સત્-ચિત્-આનંદ) સચ્ચિદાનંદ કહીશું. એ સચ્ચિદાનંદ કેટલા અવકાશમાં હતો, એમ જાણવાની સૌને સ્વાભાવિક જિજ્ઞાસા થશે; તો તે માટે મને તો ત્યાં આવો પ્રત્યક્ષાનુભવ થયો છે:-"

"જેમ કોઈ જળથી ભરેલો અપાર મહાસાગર હોય છે તેવો તે હતો. પણ નહિ; એ ઉપમા એને વદન ક્ષુદ્ર ગણાશે; કેમકે મહાસા-

ગર ગમે તેટલો ગંભીર ને વિસ્તૃત છે, પણ તેની આસપાસ પાર-સીમા-કિનારો છે, આ તો પ્રકાશ નિઃસીમ-અપાર અગાધ છે!! એને શી ઉપમા અપાય? કદાચ સંકોચાઈને એટલી ઉપમા આપી શકાશે કે, જળથી ભરેલો મહાસાગર જેમ અપરિમિત છે ને તેમાં, તે જળથી જ ઉત્પત્તિને વૃદ્ધિ પામેલા અસંખ્ય મત્સ્યાદિ પ્રાણીઓ રહે છે, વિચરે છે, ને તેમાં જ લયની અવસ્થા પણ ભોગવે છે; તેવી રીતે એ અપાર સચ્ચિદાનંદસાગરમાં એક નાનામાં નાના મત્સ્યની પેઠે રહેલું આખું આ બ્રહ્માંડ તથા એવાં બીજાં અસંખ્ય બ્રહ્માંડો રહેલાં મારા જોવામાં આવ્યાં-જેઓ એ સચ્ચિદાનંદ સાગરમાં જ ઉપજે છે, વિચરે છે અને તેમાં જ લીન-સમાપ્ત થઈ જાય છે! આ ઉપરથી તમારા જાણવામાં આવ્યું હશે કે, એ સચ્ચિદાનંદ કેવો અગાધ, અપાર, અપરિમિત અને અનુપમ છે! એ અજ, અનિદ્ર, અસ્વપ્ન, અનામ, અરૂપ, એક, ચિન્મય અને સર્વજ્ઞ છે. તેને કાર્ય કે કારણ નથી, સમ નથી, અધિક નથી, એની પરાશક્તિ વિવિધ જાતની છે, તેને સૂર્યચંદ્ર પ્રકાશી શકતા નથી, તેને વાયુથી શોષણ થતું નથી, અગ્નિનો ત્યાં દાહ જ ક્યાંથી હોય! ત્યાં જે જાય છે તેને આવર્તન થતું નથી, તેના લાભથી અન્ય લાભ નથી, તેના સુખથી અન્ય સુખ નથી, તેના જ્ઞાનથી અન્ય જ્ઞાન નથી, તેનાં દર્શન પછી અન્ય દર્શન નથી, તેને જાણવા પછી અન્ય જાણવાનું નથી, તેને પ્રાપ્ત થયા પછી મન સમેત વાણી પાછી ફરે છે, તે જ અનાદિ પરબ્રહ્મ છે. તે સતે નથી તેમ અસતે નથી, તે સર્વત્ર હસ્તપાદવાળું છે, સર્વત્ર ચક્ષુ, મુખ, મસ્તક, શ્રોત્રવાળું છે. એના વિના ત્યાં બીજું કશું જ નહિ! સર્વત્ર એ જ પરિપૂર્ણ છે-બીજું કંઈ નહિ, એટલે શાને આધારે મારે દિશાઓ પણ કલ્પવી? કિંવા અમુક સ્થાનની કલ્પના કરવી? તેમ સૂર્ય ચંદ્રાદિક કાળમાન જણાવનાર પણ ત્યાં કોઈ નથી! તે સત્યરૂપ સનાતન છે-તેને આદિ, મધ્ય, અંત પણ શાનો હોય? આ ઉપરથી મને નક્કી થયું કે, દેશ, કાળ અને અવસાન રહિત એવું સચ્ચિદાનંદમય અચ્યુત પરબ્રહ્મનું એ મૂળ સ્વરૂપ છે, એમ મારા સ્વામીનાથ જ્ઞાનમૂર્તિ મને ઘણીકવાર કહેતા, તે આ જ! તે સ્વરૂપનો અનુભવ એટલે સાક્ષાત્કાર તો સર્વથી દુર્લભમાં દુર્લભ જ છે! તે પ્રભુની પૂર્ણ કૃપાનો પાત્ર થયેલો સર્વોત્કૃષ્ટ ભાગ્યવાન્ પ્રાણી જ તેને પ્રાપ્ત કરી શકે છે, એવું પણ તેઓ-મારા સ્વામી જ્ઞાનમૂર્તિ મને કહેતા; તે વાત સાંભરી આવતાં મને મારા પરમ ભાગ્યને માટે અપાર હર્ષ થયો.

મારા સ્વામી કહેતા કે, સચ્ચિદાનંદ અચ્યુત પરમાત્મા અખંડ એક જ છે, અદ્વૈત છે, અર્થાત્ પ્રત્યેક પ્રાણી પોતપોતાને એક બીજાથી જૂદા માને છે, તેમ ન છતાં સર્વ જીવોરૂપે પણ તે પોતે જ છે, એ અનુભવ સુદ્ધાં મને ત્યાં પ્રત્યક્ષ થયો. તરત હું મારા વિમાનમાં મારા સંગીઓ, વાહકો તથા મારા પોતાના ભણી જોવા લાગી, તો તે સર્વે એકરસ સચ્ચિદાનંદ જ જણાયા! સૌએ તન્મય જણાયા! તદ્રૂપ જણાયા! અહા! સર્વેશ્વર અચ્યુત પરબ્રહ્મની કેવી અકળ ગતિ! આવી રીતે અનેક કારણોથી મેં સુનિશ્ચિતપણે જાણ્યું કે, એ જ અચ્યુત—એ જ પરમાત્મા—એ જ પરબ્રહ્મ—એ જ અદ્વૈત—એ જ પૂર્ણ એ જ તે સર્વેશ્વરનું સચ્ચિદાનંદમય નિરાકાર અવ્યક્તરૂપ!! પણ ત્યારે તેમનું સાકાર અને વ્યક્તિમાન્ સ્વરૂપ કેવું હશે, એવી મને સ્વભાવિક ઊર્મિ થઈ; કારણ, મેં મારા સ્વામીદ્વારા જાણ્યું હતું કે એક જ બ્રહ્મ બે પ્રકારનું છેઃ નિરાકાર અને સાકાર, અવ્યક્ત અને વ્યક્ત."*

"એટલામાં એક અદ્ભુત ચમત્કૃતિ મારી દૃષ્ટિ આગળ પ્રાદુર્ભૂત થઈ! ઉકળેલા ઘીમાં થોડુંક જામેલું ઘી પડેલું હોય, તે જેમ એક જ છતાં સ્વરૂપ જૂદું દેખાય છે, અથવા શુદ્ધ જળથી ભરેલા પાત્રમાં પડેલો એક કરો—બરફથી જામી ગયેલા પાણીનો કકડો, જો કે જળ જ છે, છતાં ભરેલા જળ કરતાં તદ્દન જૂદો ને મનોહર શ્વેત લાગે છે, તેમ એ સચ્ચિદાનન્દની મને કોઈ અદ્ભુત આકૃતિ દેખાવા લાગી! અપાર વિસ્તારવાળું અને અત્યંત દિવ્ય એવું સચ્ચિદાનંદમય એક ભૂમંડળ તથા તે ઉપર તેવો જ સચ્ચિદાનંદમય આખો દિવ્યલોક મારી દૃષ્ટે પડ્યો. વિચિત્ર દિવ્ય ફૂલ પુષ્પોથી પરિપૂર્ણ એવી વૃક્ષવાટિકાઓના મધ્યભાગમાં વિરાજી રહેલાં અસંખ્ય મણિમય તેજસ્વી દિવ્ય મદિરો; તેમાં આનંદક્રીડા કરતા દિવ્ય લોકો તથા તેઓની તદ્દન નિર્દોષ અને દિવ્ય ક્રીડા સામગ્રીઓ; ત્યાં સર્વત્ર વિરાજી રહેલી અપાર સુખશાંતિ, નિર્દોષ, અવર્ણ્ય અદ્ભુત પ્રેમ—એ સર્વત્ર અનંતાશ્ચર્યમય હતું. એ સર્વની મધ્યમાં એક અપાર વિસ્તૃત અને શોભાની મૂર્તિરૂપ દિવ્ય અખંડ મણિમંદિર હતું. એમાં જ એ સમગ્ર સચ્ચિદાનંદમય દિવ્ય લોકની સઘળી સત્તા વિરાજમાન હોય, સમગ્ર સચ્ચિદાનંદરૂપ મહાધન એમાં જ નિધિ કરીને વસ્યું હોય, સમગ્ર, જાણવા યોગ્ય ને પ્રાપ્ત કરવા યોગ્ય, શરણ થવા યોગ્ય

* द्वे वाव ब्रह्मणो रूपे मूर्तं चैवामूर्तं च। બ્રહ્મના બે સ્વરૂપ છેઃ એક સાકાર અને બીજું નિરાકાર.

ને સતત ભજવા યોગ્ય પૂર્ણ સચ્ચિદાનંદ તત્ત્વનું એ જ મૂળ ધામ હોય; અજન્મા, અચિંત્ય, અતર્ક્ય, અકથ્ય અપાર, સ્વતંત્ર, સ્વયંપ્રકાશ એવા પૂર્ણ પુરુષોત્તમનો મુખ્ય દરબાર–સર્વોત્તમ સ્વધામ તે જ હોય એવો મને નિશ્ચય થયો. કારણ કે તે દિવ્ય મહા મંદિર વિષે મે અનંત સૂર્ય સરખા સુપ્રકાશિત સુકોમળ રત્ન સિંહાસન ઉપર વિરાજેલું એક મહાઅદ્દભુત, અતિ મનોહર, અતુલ તેજોમય અને લાવણ્યના ભંડારરૂપ એક સુલલિત બાળસ્વરૂપ જોયું. તે અતુલ તેજસ્વી છતાં સુપ્રકાશિત નીલમણિના સરખું શ્યામ અને નીલ કમળ સરખું સુકોમળ હતું. સૌદર્યવાન્ એવા કામદેવ કરતાં પણ કોટિગણું સુંદર હતું, એ મનમોહન બાળસ્વરૂપ જોતાં જ મને અચ્યુત તીર્થમાંની અચ્યુતમૂર્તિ, તેમ જ પેલા ખાડામાં પડ્યાં પડ્યાં મૂર્છિતાવસ્થામાં જોયેલી દિવ્ય ભગવન્મૂર્તિનું સ્મરણ–દર્શન–થયું. આ સ્વરૂપ નિઃસંશય તે જ હતું. પણ તેમાં એટલું તો મારે અવશ્ય કહેવું પડશે, કે અચ્યુત તીર્થમાંના અદ્દભુત સ્વરૂપ કરતાં ખાડામાં દેખાયેલું સ્વરૂપ અતિ દિવ્ય હતું; અને તેના કરતાં પણ આ સચ્ચિદાનંદ ધામને વિષે વિરાજેલું સ્વરૂપ તો સર્વોત્કૃષ્ટ ને અત્યંત દિવ્ય હતું. આ મુખ્ય હતું, તે ગૌણ હતાં. એક પ્રતિમારૂપે હતું, બીજું ધ્યાનસ્થ હતું. આ ત્રીજું સ્વરૂપ શુદ્ધ સાક્ષાત્ બ્રહ્મનું હતું. એવી રીતે એ ક્ષરપુરુષ–અર્થાત્ અચ્યુત તીર્થમાંની નાશવંત જડ પ્રતિમા તથા ક્ષર પુરુષ–ખાડામાં મૂર્છિત અવસ્થામાં મેં જોયેલું અચ્યુતરૂપ એ બંને કરતાં પણ એ સચ્ચિદાનંદ ધામને વિષે વિરાજેલો પુરુષ–બાળસ્વરૂપ પુરુષ અનિર્વચનીય, અકથ્ય, વાણીથી પર હતો; માટે એને પુરુષોત્તમ કે પરબ્રહ્મ એ નામથી આપણે ઓળખીશું. આ પવિત્ર પથબોધિનીમાં પણ શ્રી અચ્યુત પ્રભુએ પોતાને પુરુષોત્તમ નામથી ઓળખાવ્યા છે."*

"એવા સચ્ચિદાનંદ પ્રભુ અચ્યુતનાં પ્રત્યક્ષ દર્શન થતાં જ અમો સૌ કૃતાર્થ થયાં. એ સર્વેશ્વર પ્રભુની સેવામાં અસંખ્ય દાસદાસીઓ, કે જેઓ, તે કૃપાળુની હમણાં શી આજ્ઞા થશે, તેની વાટ જોતાં અનેક સેવોપચારો લઇને તત્પર ઉભાં હતાં; છતાં તે સર્વે પણ કેવળ સચ્ચિદાનંદમય અને તે પ્રભુના સ્વરૂપમય હતાં. ત્યાં જે જે કંઈ હતું, તે તે

---

* यस्मात्क्षरमतीतोहमक्षरादपि चोत्तम. ॥
अतोऽस्मि लोके वेदे च प्रथितः पुरुषोत्तमः ।
ક્ષરથી હું જુદો, ને અક્ષર થકી ઉત્તમ હોવાથી શાસ્ત્રમા ને વેદમાં પુરુષોત્તમ કહેવાઉં છુ

સર્વ કેવળ સચ્ચિદાનંદમય જ હતું. અન્ય જેવું કંઈ જ નહિ! જ્યાં અન્ય જેવું હોય ત્યાં અન્ય અન્યને દેખે, અન્ય અન્યને વદે, અન્ય અન્યને સુણે, અન્ય અન્યને મનમાં આણે, અન્ય અન્યને સ્પૃશે, અન્ય અન્યને જાણે; ત્યાં જે દ્રષ્ટા છે તે સ્થિર જળની પેઠે એકાકાર એક અદ્વૈત સચ્ચિદાનંદમય છે. એ જ બ્રહ્મલોક, એ જ પરમ ગતિ, એ જ પરમ સમ્પત્, એ જ પરમ આનદ! એવો એ સચ્ચિદાનંદ પ્રભુ અચ્યુતના નિવાસધામરૂપ આખો લોક જોઈ મને થયેલા આનંદનુ કોણ વર્ણન કરી શકે? સર્વાંશે મને નિશ્ચય થયો કે, એ જ અચ્યુત પ્રભુ, ને આ જ અચ્યુતપુર–બ્રહ્મલોક–અક્ષરધામ."

"અમારું વિમાન આવેલું જોઈ અનેક અચ્યુતપુરવાસી અચ્યુત સેવકો, પ્રભુ અચ્યુત સંગે, અનેક સુસ્વર વાદ્યોનો ઘોષ કરતા ને જય-ધ્વની કરતા સામૈયા માટે આવ્યા. વિમાનમાંના પ્રત્યેક હરિજનને દિવ્ય પુષ્પોથી વધાવી લઈ મોટા આદરમાન સાથે પુરને વિષે લઈ જવા માંડ્યા. આખું વિમાન ખાલી થઈ ગયું. પણ મને કોઈએ દિવ્ય સચ્ચિદાનંદમય ભૂમિમાં ઉતારી નહિ. સૌને અચ્યુતપુરમાં પ્રવેશ કરતાં જોઈ મને ધીરજ ન રહેવાથી હું મારી મેળે ઉતરી જવા માટે પ્રયત્ન કરવા લાગી, તો સામૈયે આવેલા અચ્યુત સેવકોને મારો નિષેધ કર્યો; ને કહ્યુ કે, 'અનન્ય ભક્તિથી રહીત હોય એવા કોઇ પણ પ્રાણીને અચ્યુતપુરમાં પ્રવેશ કર-વાનો અધિકાર નથી. પ્રથમ અનન્ય ભક્તિવડે તારા સ્વામીની સેવા કરવાથી જ, તું તારા સ્વામીથી પોતાની અનન્ય ભક્તિવડે પ્રાપ્ત થનાર અક્ષરધામમાં પ્રવેશ થવાના અધિકારને પામી છે. પણ પછીથી તારા સ્વામીની સેવામાં ભંગ પાડવાને લીધે, તારી અનન્યતાનો ભંગ થયો છે; ને તેથી હમણાં તને આ પ્રવિત્રપુરમાં પ્રવેશ કરવાનો અધિકાર નથી, માત્ર અનન્ય ભક્તિથી–પ્રેમભાવથી તે કરેલી તારા અચ્યુતપ્રિય પવિત્ર સ્વામીની સેવાનું–એટલી અધૂરી સેવાનું પણ કેટલું ઉત્તમ ફળ છે, તે પ્રત્યક્ષ જાણવા સારુ જ તને આ અચ્યુતપુરનાં દર્શન કરાવ્યા છે. જા, તને પાછો તારો પૂર્વ લોક પ્રાપ્ત થશે; ત્યાં પાછો અનન્ય ભક્તિનો પરિપાક થશે ત્યારે જ તું અહિં આવવા અધિકારિણી થઇશ"*

---

* ટીકા–ક્ષર અને અક્ષર એ બેથી જે ઉત્તમ તે પુરુષોત્તમ. નિર્વાસનામય થઈ માન, મોહ રહીત બની, સગદોષ ત્યજી, સુખ દુ:ખાદિથી મુક્ત થઈ, તીવ્ર વૈરાગ્ય, ને નિષ્કામ ભક્તિ સ્વીકારી, જીવ તે જ શિવ–પણ જીવ શિવનો ભેદ નહિ, એવી અદ્વૈત સ્થિતિ જેની થાય તે જ પુરુષોત્તમ–પરબ્રહ્મના ધામનો અધિકારી છે. એવું ત્યારે બને છે કે જ્યારે જીવ નિર્વાસનામય–અનન્ય ભક્ત બને છે

"પુનઃ ઘણાક અચ્યુતપ્રિય પંથીઓનો એક મોટો સંઘ, અચ્યુત નામની જય ગર્જના કરતો કરતો ત્યાં આવી પહોંચ્યો. તેઓનો આદર સત્કાર કરવાને એક મોટું સામૈયું અચ્યુતપુરમાંથી આવ્યું; ને અતિ હર્ષ-ગર્જનાઓ સાથે એક પછી એક પ્રત્યેક પંથીને અચ્યુતપુરમાંના મુક્ત હરિજનોએ વધાવી લીધા, પુરમાં પ્રવેશ કરતાં જ સર્વે અદ્‌ભુત દિવ્ય દેહવાન્ થઈ, અચ્યુતરૂપરમાં લીન થઈ, ભાગ્યના ભોગી થઈ જતા હતા. ત્યાંથી પતન કે પરાવર્ત્તન પામવાનો તેમને કશો ભય હતો નહિ. એ સંઘમાં મે મારા સ્વામીનું દિવ્ય સ્વરૂપ જોયું. તેમણે સૌથી પશ્ચાદ્ભાગે ઉદાસ મુખવડે અચ્યુતપુરમાં પ્રવેશ કર્યો અને સચ્ચિદાનંદ સ્વરૂપમાં લીન થઈ ગયા.* એ વેળાના સ્વામી વિયોગથી મને જે મહાવિષાદ ઉત્પન્ન થયો, તેનું હું વર્ણન કરી શકતી નથી. સ્વામી પરમપદને પામ્યા, ને હું રહી ગઈ; એવા અપરિહાર્ય વિયોગાવેશથી હું એકાએક બેશુદ્ધ બની ગઈ. ક્ષણવારમાં મારી દૃષ્ટિ આગળનું એ અદ્‌ભુત દર્શન તદ્દન અદૃશ્ય થઈ ગયું. પછી મને ક્યાં લઈ જવામાં આવી, કિંવા મારુ શું થયું ઇત્યાદિ કશું જ ભાન મને નથી. અહો! અચ્યુત પરબ્રહ્મની કેવી અદ્‌ભુત–અગમ્ય લીલા! કેવી વિચિત્ર ગતિ! સાક્ષાત્ સ્વરૂપ દર્શન થવા છતાં પણ પૂર્ણાધિકાર વગર પુરપ્રવેશ જ નહિ! અચ્યુત પરબ્રહ્મનું આવું સ્વાતંત્ર્ય છતાં પણ, તેને જાણ્યા વગર આપણા પેલા શુષ્ક તત્ત્વજ્ઞાનીઓ બ્રહ્મની વાતો માત્ર કરતાં શીખીને, 'अहं ब्रह्मास्मि' એમ ઝટ્ટ દઇને નિશ્ચય કરી બેસે છે, તેઓ કેટલા બધા મૂર્ખ છે!! તે પૂર્ણ પુરુષોત્તમ પરમાત્મા, ને આપણે સર્વ તેમના અંશભૂત આત્માઓ! તે તો આપણો સેવ્ય સ્વામી ને આપણે તેના સેવક; તેના હૃદયમાં આપણે નહિ, પણ આપણા હૃદયમાં તે; રે તે સર્વત્ર, અભેદતાએ સર્વ વ્યાપક, ચરાચરમાં તે જ, તે મારામાં ને હું તેનામાં–જ્યાં દૃષ્ટિપાત કરો ત્યાં પણ તે જ, એવી દૃઢભાવના આપણા અંતઃકરણમાં સ્થિર થવી, એના જેવું બીજું શ્રેયસ્કર નથી જ, પણ એ સમજવું ને સચ્ચિદાનંદમાં લીન થવું, એ બહુ મોટી ને ગૂઢ વાત છે!"

---

* ટીકા–જ્ઞાન અને ભક્તિવાળાનો પ્રવેશ પરબ્રહ્મધામમા થઈ શકે તે બતાવે છે. એકલું જ્ઞાન કે એકલી ભક્તિ–સગુણભક્તિ માટે બ્રહ્મપ્રાપ્તિ નથી, પણ બીજા સ્થાનો છે જ્ઞાનીની ભક્તિ ને ભક્તિમય જ્ઞાન વિશુદ્ધ હોય છે. ભક્તિ, જો જ્ઞાનરહિત હોય તો તે ફળ પ્રાપ્ત કરાવી શકતી નથી જ્ઞાન સહિત ભક્તિ તે નિર્ગુણ નિર્વાસનામય છે. જ્ઞાનને પછાડીથી અચ્યુતધામમાં પ્રવેશ થવાનુ કારણ એ જ, કે તે ભક્તિ રહિત એકલું છે.

"અસ્તુઃ એ પછી મારું શું થયું તે સાંભળો. મારી બેશુદ્ધ અવસ્થામાં કેટલો સમય વીત્યો હશે, તેની મને ખબર નથી. કોઈ સમયે એકાએક મને એવો મોટો જાણે આંચકો લાગ્યો, કે ખાડામાંથી તેના જોરથી તત્કાલ હું જાણે નિદ્રામાંથી ઉઠું, તેમ જાગ્રત્ ઉદ્ધાર થઈ ગઈ. મારું હૃદય શ્વાસથી ભરાઈ ગયું ને જોરમાં ધડકવા લાગ્યું. મારાં નેત્ર ઉઘડી ગયાં ને હું જોવા લાગી તો, વૃક્ષઘટાથી ઢંકાયેલા ને પાષાણાદિકથી પરિપૂર્ણ એવા પેલા ધરામાંથી કોઈ બે સજ્જન પુરુષો મને ઉંચકીને બહાર કાઢતા જણાયા. તેમના પકડવાથી મારા અવયવોમાં પીડા થઈ હતી, ને તેથી જ મને આંચકો લાગ્યો હતો. મને વ્યથિત થતી જોઇને તેઓએ પાછી સંભાળીને હેઠી મૂકી, તથા મીઠી વાણીવડે તેઓ મને ધીરજ અને શાંતિ આપવા લાગ્યા. તેઓની પવિત્ર, શાંત અને સુંદર મૂર્ત્તિ જોઇને મેં અચ્યુતસ્મરણપૂર્વક નમન કરી પૂછ્યું કે, 'આપ કોણ?' તેઓ બોલ્યા, 'અચ્યુતસેવકો! પ્રભુની આજ્ઞાથી અચ્યુત માર્ગપર વિચરી માર્ગથી ભ્રષ્ટ થઈ તારી પેઠે વ્યથિત થઈ પડેલા પંથીઓને પાછા માર્ગે ચઢાવીએ છીએ. તારા શરીરપરનાં અચ્યુત પંથીના સરખાં સૌમ્ય ચિહ્નો જોઈને અમે તને આ ધરામાંથી બહાર કાઢવા માટે આવ્યા છીએ.' મેં નિઃશ્વાસ મૂકી રુદન કરવા સાથે તેઓને પ્રાર્થના કરી કે, 'આ દુષ્ટાને હવે બહાર કાઢવાથી કશું ફળ નથી! હવે અહીં જ મરણશરણ થવા દો! મારા અપરાધનું ફળ મને મળ્યું છે, પુનઃ મળવા દો!' એ સાંભળી તેઓએ મારુ અશ્વાસન કરીને, તેમ કરવાનું કારણ પૂછ્યું; ત્યારે મેં મારો સ્વામીવિયોગરૂપ સઘળો પૂર્વ વૃત્તાંત કહી સંભળાવ્યો. તેઓએ કહ્યું, 'તું મહાભાગ્યવતી છે. તારા સરખો અચ્યુત સ્વરૂપાનુસંધાન કરનાર પંથી કંઈ સામાન્ય હોય નહિ. હે દેવિ! તારાં દર્શન થવાથી અમે કૃતાર્થ થયા છીએઃ તું ચિંતા મા કર. પ્રભુની ઈચ્છાને અનુસરવું, એ જ આપણું કર્તવ્ય છે. આપણો ખરો અધિકાર થતાં, તુરત જ તે પરમ કૃપાળુ પ્રભુ આપણને પોતાની પાસે ખેંચી લેશે. માર્ગમાં વિચરતાં તને જે અનુભવ થયો, તે કંઈ સર્વને માટે સામાન્ય નથી; પણ જે માર્ગે થઇને તારો પુણ્યાત્મા પતિ પરમ પદને પામ્યો, એ જ આ અચ્યુત માર્ગ સર્વ પથીઓને માટે સાધ્ય છે. પ્રયત્ન કરતાં તે જ માર્ગે થઇને તું પણ પાર પામી જઇશ,' મેં કહ્યુ, 'હવે માર્ગે કેમ કરીને ચલાશે? માર્ગે ચાલવાનાં સાધનરૂપ મારા પગ તો આપ જુઓ છો, તેમ તદ્દન ભાંગી ગયા છે.' ત્યારે તેમણે કહ્યુ કે, "તેં જે અદ્ભુત

સ્વરૂપનાં દર્શન કર્યાં છે, તે પ્રભુનું સેવન સ્મરણ તું અહીંઆંજ રહીને કરીશ, તો તારું ચિત્ત તેમાં દૃઢપણે પરોવાઇ જશે. તારી માર્ગે ચાલવાની ચિંતા દૂર થશે ને તારો ઉદ્ધાર પણ થશે; કારણ એ કૃપાળુએ પોતે જ તે માટે પોતાના શ્રીમુખથી કહેલું છે કેઃ-

" मय्यावेश्य मनो ये मां नित्ययुक्ता उपासते ।
तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।
भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥

"અર્થ—જેઓ મારે વિષે ચિત્તને સ્થિર કરીને નિત્ય મને ઉપાસે છે, તેઓને મૃત્યુરૂપ સસારસાગરથી હુ ઉદ્ધારી–ઉચકી લઉં છુ. મારે વિષે ચિત્ત લગાડનારાઓને ઉદ્ધારી લેવામાં વિલંબ કરતો નથી."

"પછી મેં પૂછયું, 'મેં પ્રત્યક્ષ જોયેલું સ્વરૂપ જો કે મને અંતરમાં જેવું ને તેવું જ દેખાય છે, એટલે તેનું દર્શન તો કરુ પણ સેવન શી રીતે કરુ? પ્રભુ પ્રત્યક્ષ વગર કેવી રીતે સેવા થઈ શકે?' તેમણે કહ્યું કે, 'અહો દેવી! તારા અંતરમાં તો સ્વરૂપાનુસંધાન થયેલું હોવાથી તારે તો સૌ વાત સહેલ છે. જેવું તારા ગુહ્યાગારમાં—હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાં—જે સ્વરૂપ દેખાય છે, તેના પૂજન માટે સર્વ માનસિક—મનોમય ઉપચારોથી તારે તેનું પૂજન કરવું. હે પ્રતિવ્રતે! તું હીનાધિકારિણી નથી, પૂર્ણાધિકારિણી છે; ને બ્રહ્મસ્વરૂપાનુસંધાન થયેલું હોવાથી તને પોતાની કરી લેવા માટે, પરમાત્મા વાર લગાડશે નહિ. તારુ કલ્યાણ થાઓ!' એમ કહી તુરત તેઓએ મને બહુ જ સંભાળથી બહાર કાઢી, આ સરિતામાં સ્નાન કરાવ્યું ને આ રમ્ય પથિકાશ્રમમાં મૂકી."

"માનસિક સેવાનો પ્રકાર તો અચ્યુતકૃપાથી મારા હૃદયમાં સ્ફુર્યો હતો જ; પણ મનની સ્થિતિ—વૃત્તિ બહુ ચપળ હોય છે, તેથી તેની બહિર્વૃત્તિઓ સ્થિર કરવા સારુ સર્વ કર્મેન્દ્રિયો તથા જ્ઞાનેન્દ્રિયોને પણ અચ્યુત સેવામાં લીન કરવા સારુ તે અચ્યુત સેવકોએ, મારી પાસેથી જતી વેળાએ મને અચ્યુત સેવાના બહિઃસાધનરૂપ એક લિંગ–ચિહ્ન અર્પણ કર્યું છે, જે આ મારા કંઠનો શણગાર છે."*

"હે મહાત્માપથીવર્ય! એ પ્રમાણે એ પરબ્રહ્મલિંગને નિત્યપ્રતિ હૃદયપ્રેમથી પૂજીને હું તેની આગળ કર જોડી મધુરાલાપથી તેના ગુણ ગાઉં છું, ને વારવાર અચ્યુત નામની જય ગર્જના કરી તેને પ્રણામ કરુ છું, અને પ્રાર્થના કરુ છું કે, 'હે પ્રભો! પરમ પવિત્ર અને આપનાં ચરણા-

* ટીકા—ભક્તિપક્ષે આ ચિહ્ન શાલિગ્રામ છે, જ્ઞાનપક્ષે પરબ્રહ્મનુ પ્રેમથી શોધન.

રવિન્દમાં સ્થિર ચિત્તવાળા મારા સ્વામીને તો આપે કૃપા કરી શરણે લઇ લીધા; પણ હું, કે જે મારા પોતાનાજ અપરાધથી* એવા મહાત્મા પતિની મહત્તાને ન જાણી વિયોગિણી થઈ છું, તેમ થવાથી આપના ચરણારવિન્દમાંથી પણ તિરસ્કાર પામી છું, અને એકલી નિરાધાર થઇ પડી છું, તેના તો સ્વામી સર્વ રીતે હવે આપ જ છો. માટે હે નાથ! હવે આ અપંગ અપરાધિણી અબળાપર કૃપા કરો! કૃપા કરો!† હે પંથીઓ! નિત્ય મારું હૃદય પ્રેમાવેશથી ને બ્રહ્મસ્વરૂપના વિયોગથી આકુળ વ્યાકુળ થઇ જાય છે, ઉભરાઈ જાય છે, કંઠ ગદ્ગદ્ થઇ જાય છે, શરીરમાંથી પ્રસ્વેદ છૂટે છે, નેત્ર અશ્રુથી ભરાઇ જાય છે, ને મારી આગળના પરબ્રહ્મલિંગના સ્થાનપર તેજોમય અચ્યુતરૂપ ખડું થઇ જાય છે, ને તેમાં એકતાર થઇ જાઉં છું. એ આવેશમાં હું મૂર્છિત સરખી થઇ જાઉં છું, ગાંડી થઇ દોડું છું, નાચું છું, હસું છું, પડું છું, રડું છું, જ્યારે શુદ્ધિમાં આવું છું, ત્યારે તેજોમય સ્વરુપ આ વિશ્વમાં લીન થતું જોઉં છું. આવી રીતે ઘણાક સમયથી હું પ્રભુ અચ્યુતનો વિયોગ વેઠ્યા કરું છું. કોઇવાર પોતાના પ્રિય પતિથી વિખૂટી પડેલી પ્રેમઘેલી પતિવ્રતાની પેઠે મારા સ્વામી અચ્યુતને મોટે સાદે બોલાવું છું; તો કોઈવાર પોતાના સર્વ સમર્થ, કૃપાળુ અને સંતાનવત્સલ માતાથી અરણ્યમાં વિખૂટી પડી ગયેલી એક બાળ કુમારિકાની પેઠે જગત્પિતા અચ્યુતને બોલાવું છું; અને કોઇવાર પોતાના પ્રિયપુત્રથી વિખૂટા પડેલા મમતાળુ પિતાની પેઠે પ્રેમથી પ્રભુને પોકારું છું. તો કોઇવાર પોતાનું ઘણાક કાળથી મોટા પરિશ્રમે કયાંઇ સંચેલું વહાલામાં વહાલું મહાધન ખોઇને નિર્ધન થઈ બેઠેલા કૃપણ મનુષ્યની પેઠે પ્રભુને માટે નિઃશ્વાસયુક્ત આક્રોશ કરું છું; તો કોઇ કોઇવાર ગાઢું રોઉં છું, ને કોઈ કોઇવાર તો તે કૃપાળુની મારા જેવી પામરપર થયેલી અઢળક કૃપા સાંભરી આવવાથી અપાર આનંદ પામું છું; અને કોઇ કોઇવાર મારી ને મારા સરખા બીજા પામર પંથીઓ, જેઓ સહેજ વાસનાથી અચ્યુતમાર્ગને છોડીને લપશી પડે છે, તેઓની સ્થિતિ જોઇ બહુ ખેદ પામું છું; ને કોઇવાર તેઓની થોડી

---

* ટીકા–જ્ઞાનરહિત બ્રહ્મોપાસન. કેવળ પરમાત્માના દર્શન, સ્મરણ, સેવનથી મુક્તિ નથી, પરન્તુ જ્ઞાનપૂર્વક જે સેવન–શોધન–તેથી મુક્તિ છે. પરમાત્માનુ સ્વરૂપાનુસધાન તે પરમાત્માને માયિક નહીં, પણ અમાયિક સ્વરૂપે નિરખવા, એ શક્તિ આત્મામા જ આત્માનો લય થવાથી આવે છે. † ટીકા–અહિયાંથી નિર્ગુણ પ્રેમ–બ્રહ્મજ્ઞાનભક્તિનું સ્વરૂપ દર્શાવાય છે.

બુદ્ધિને માટે ખડખડાટ હસી પડું છું. હું ચક્ષુ સતે અચક્ષુ છું, શ્રોત્ર સતે અશ્રોત્રી છું, જિહ્વા સતે અવાક્ છું, મન સતે મન રહિત છું, તો મારે દૃષ્ટિ શી, શ્રુતિ શી, વાણી શી, મનન ક્યાં? એવી અવસ્થામાં વળી કોઇ કોઈવાર આપના સરખા મહાત્મા પંથીઓ, આવા પુણ્યરૂપ સાધક સંઘોને લઇને અહીં આવે છે, તેઓનો પ્રેમથી સમાગમ કરું છું, ને તેઓના મુખથી સમર્થ પ્રભુનાં અનેક વિચિત્ર પુણ્ય ચરિત્રો* શ્રવણ કરી ભાગ્યવંતી થાઉં છું. પણ નિર્ભાગ્ય એટલા માટેજ છું કે, એવા સંતમહાત્માઓની પવિત્ર સેવા હું અપંગ હોવાથી કશી કરી શકતી નથી.† માત્ર દર્શન કરીને જ પોતાને કૃતકાર્ય માનું છું."

આવી રીતે તે મહા પતિવ્રતાના મુખથી ઝરતાં તેના ચરિત્રામૃતનું પ્રેમથી પાન કરી રહેલા સત્સાધકાદિ સર્વે પંથીઓ, જેઓ એકાગ્રપણે તેનાં સામું જોઇ રહ્યા હતા, તેઓ પ્રત્યે ઘણો જ નિકટ સંબંધ દર્શાવતી તે બોલી; "અહો! મારા પ્રિયબંધુઓ! હે મારા સુહૃદો! આપણા દયાળુ પિતા અચ્યુતના સમીપ જવા માટેના આ પવિત્ર માર્ગનો સોપાન અહીં પૂર્ણ થાય છે. તે સાથે આખા માર્ગનો છઠ્ઠો, ને જે ત્રણ પ્રસ્થાન કલ્પેલાં છે, તેમાંનું મધ્યમ અથવા બીજું પ્રસ્થાન પણ અહીંજ-આ પથિકાશ્રમે જ પૂર્ણ થાય છે. અહીંથી આગળ હવે ત્રીજું પ્રસ્થાન આરંભાશે, કે જેમાં સાતમા છેલ્લા પવિત્ર સોપાનનો સમાવેશ થાય છે. આ ત્રીજું પ્રસ્થાન બહુ કઠિન છે. આ માર્ગે જતો પ્રત્યેક સંઘ આ સ્થળે બહુ રાત્રિ આનંદોમાં નિર્ગમન કરે છે; મોટા પ્રેમભાવથી અચ્યુતસાધનાનું અનુષ્ઠાન કરે છે, ને તેમાં અદ્ભુત ચરિત્રોનું મનન નિદિધ્યાસન કરે છે. તમારો અને મારો આ છેલ્લો સમાગમ છે. કેમકે હું અપંગ અબળા અહીં જ પડી રહીશ, ને તમે સૌ પ્રભુના કૃપાપાત્ર હોવાથી કાલે પ્રાતઃકાળે ઉઠીને માર્ગે થઇ જશો, માટે ચાલો, આપણે સૌએ મળી મારા સંતોષને અર્થે એકવાર પુનઃ અચ્યુતકીર્તન કરીએ." એમ કરીને તેણે પથિકાશ્રમમાંથી તાલ, મૃદંગ, વેણુ આદિ સુસ્વર વાદ્યો, પંથીઓ પાસે મંગાવ્યાં ને ઉત્કટ પ્રેમાવેશથી અચ્યુતપ્રાર્થના આરંભી.

મૃદંગ, તાલ, વીણાદિક તંતુવાદ્યોના અતિશય મીઠા સ્વર, અને તે

---

* ટીકા—સ્વસ્વરૂપાનુસંધાનના પ્રકારો, જ્ઞાનપૂર્વક બ્રહ્મસ્વરૂપને જાણવાનો પ્રકાર.

† ટીકા—વિજ્ઞાન ભકિત કેવી છે, તે એકલી—કોરીમોરી—જ્ઞાનરહિત ભકિત દર્શાવી શકતી નથી, અહીંઆ ભકિત, પૂર્ણજ્ઞાન સહિત છે ખરી, પરન્તુ અહંકારગ્રન્થિ છૂટવા અર્થે આ વચનો છે.

સાથે અતિ પ્રેમાવેશથી મહાસતી અચ્યુતવ્રતાના મધુર કંઠવડે ગવાતા સ્તોત્ર કરતાં, તે વેળાના ઉત્કૃષ્ટ પ્રેમાનંદનું વર્ણન થઈ શકે તેવું નથી. સત્સાધકાદિક આખો સંઘ, અચ્યુતના પ્રેમાનંદસાગરમાં નિમગ્ન થઈ ગયો. મહાસતી અચ્યુતવ્રતાને એ વેળાએ પોતાના શરીરનું કશું ભાન રહ્યું નહિ; તેણી તે વેળાએ પોતાની દૃષ્ટે કંઈ અવનવું જોઈ રહી હોય ને તે સૌને દેખાડવા પ્રયત્ન કરતી હોય એવું જણાવા લાગ્યું. કીર્તન કરતી તે બોલી ઉઠી; 'હવે છું તવ પદકમલ મુઝાર!' તેની સાથે જ, તે અતિ ગદ્‌ગદિત થઈ ગઈ! તેણીએ જેવું મસ્તક નમાવ્યું, તેવીજ તે બ્રહ્મમય થઈ ગઈ!

ક્ષણવારમાં તેનાં શરીરમાંથી એક તેજોમય દિવ્ય અને સુંદર આકૃતિ નિકળી ને અદ્ધર અતરિક્ષમાં, જાણે કોઇની વાટ જોતી હોય તેમ ઉભી રહી! અને થોડીક ક્ષણ થઈ નહિ, એટલામાં પંથી સમૂહમાંથી એક બીજું એવું દિવ્ય સ્વરૂપ પ્રકટ થયું; ને તેની જોડે જ અંતરિક્ષમાં જઈ ઊભું. બંને સ્વરૂપ સાથે થતાં જ તેઓએ સત્સાધકાદિ પંથી સમૂહને કર જોડી નમન કરીને, અચ્યુત નામના જયધ્વનિ સાથે જણાવ્યું કે, "પ્રિય અચ્યુતપ્રિય બંધુઓ! જનોના સમાગમવડે અમારા સર્વ અંતરાય–વાસના દૂર થઈ જવાથી, અને અભેદપણાનો અનુભવ થવાથી અમે હવે અચ્યુતપુર જઇએ છીએ. જૂઓ પેલું ઊંચે આકાશમાં દેખાય છે તે સુપ્રકાશિત વિમાન! પ્રભુ શ્રીઅચ્યુતના પાર્ષદો અમને તેડવા આવ્યા છે. અચ્યુતકૃપાથી કદાચ અચ્યુતપુરમાં આપણા સર્વનો આજે જણાતો ભેદ ત્યાં ભાંગી જશે ને સૌ અચ્યુતરૂપમાં લીન થઇશું! અદ્વૈતપણે વસીશું! જય શ્રી બ્રહ્મરંગ!!"

એ છેલ્લા શબ્દો બોલતાંની સાથે જ તે બંને મહાપુણ્યપવિત્રાત્માઓ સડસડાટ ઉંચે જઈ વિમાનારૂઢ થઈ ગયા. વિમાન આકાશમાર્ગે ઉપડી ગયું! આ અદ્‌ભુત ચમત્કારથી કેવળ સ્તબ્ધ બની ગયેલા સર્વ પથીઓને મોટું આશ્ચર્ય તો એ થયું કે, જેની પ્રેમદશાને સૌ વારંવાર હસી કાઢતા, તે પ્રેમાળ પંથીના ભાગ્યનો આજે કંઈ પાર નથી! તેનું જ સ્વરૂપાનન્દસન્ધાન પરમ ફળનું દાતા છે! પ્રેમ જ બ્રહ્મ છે! પ્રેમ જ વિશ્વનું સત્ત્વ છે! પ્રેમ જ સર્વનું કારણ છે! હરિપ્રેમ ભક્તિરૂપ જ છે! પ્રેમીમાં તે નિરંતર વસે છે. પ્રેમ કહો, બ્રહ્મ ભણો, અદ્વૈત માનો, સૌ એક જ છે! બ્રહ્મ પ્રેમમય છે! પ્રેમ બ્રહ્મમય છે! પ્રેમ અદ્વૈત છે! અદ્વૈત તે જ પ્રેમ! અને તે જ બ્રહ્મસ્વરૂપ!!

# મહાબિન્દુ–સપ્તમ સોપાન

## કૈવલ્યપદપ્રાપ્તિ

न तद्भासयते सूर्यो न शशाङ्को न पावकः । यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥
यदानन्दलेशैः समानन्दि विश्वं यदाभाति सत्त्वे तदाभाति सर्वम् ।
यदालोचने हेयमन्यत्समस्तं परं ब्रह्म नित्यं तदेवाहमस्मि ॥

અર્થ–તેને સૂર્ય, ચંદ્ર કે અગ્નિ પ્રકાશી શકતાં નથી, ત્યાં જઈને આવર્તન થતું નથી, એ જ મારું પરમ ધામ છે. જેના આનંદલેશથી આ વિશ્વ સપૂર્ણ આનંદમય છે, જેના સત્ત્વભાવમાં સર્વનો ભાસ છે, જેના આલોચન પછી બીજા સમસ્ત હેય છે,–તે જ નિત્ય પરબ્રહ્મ હું છું.

પ્રભાત નિર્મળ પ્રભાત! એને પ્રભાત કહો, રસ કહો, આનન્દ કહો. સૂર્યનો પ્રકાશ નહોતો, તો પછી તેને પ્રભાત કેમ કહીશું? ચન્દ્રનો પ્રકાશ ન હતો, તો રાત્રિ ક્યાંથી? અંધકાર નહોતો, તો પ્રકાશ ક્યાંથી આવ્યો? ત્યાં સર્વ આનંદમય હતું, રસમય હતું, પ્રેમમય હતું, અદ્ભુત-વિચિત્ર-વાણીથી પર હતું. ત્યાં આ વ્યાવહારિક વાણીનું પ્રભાત થયું.

નિત્યનાં આહ્નિકથી પરવારી પંથીસમૂહ આગળ ચાલ્યો. માર્ગમાં ચાલતાં મહાત્મા સત્સાધકે કહ્યું; "અહો! અચ્યુતપ્રભુની લીલા કેવી અદ્ભુત અને અગમ્ય છે! પોતાના શ્રીમુખથી ભાખેલાં વચનોનું યથાર્થ જ દર્શન કરાવવાને કિંચિત્ પણ વિલંબ કરતા નથી, તે દયાનો ભંડાર છે, ક્ષમાનો સાગર છે, ને ન્યાયની પ્રત્યક્ષ મૂર્ત્તિ છે. એ સઘળું આપણને મહાસતી અચ્યુતવ્રતાના વૃત્તાંત ઉપરથી ઇત્થંભૂત જણાઈ આવ્યું છે! એ બધું પ્રભુની સગુણ–સજ્ઞાન–ઉપાસનાનું ફળ છે; નિર્ગુણ ઉપાસના એટલી સરળ કે સુખરૂપ નથી–જો કે પરિણામે તો તે પણ અચ્યુતપદે જ પહોંચાડનારી છે; પણ તેના ઉપાસકને બહુ કષ્ટ સહન કરવું પડે છે. એ માટે પ્રભુ શ્રી અચ્યુતે પોતે જ શ્રી સુખથકી કહેલું છે કે, 'જેઓ મારે વિષે–મારા સગુણ સ્વરૂપને વિષે સર્વદા ચિત્ત સ્થિર કરીને પરમ શ્રદ્ધા-

યુક્ત થઈ સતી અચ્યુતવ્રતાની પેઠે મને ભજે છે, તેઓ અત્યંત શ્રેષ્ઠ યોગી છે, એમ હું માનું છું; અને જેઓ અવિનાશી એવું જે મારું બ્રહ્મસ્વરૂપ, કે જે અમુક વસ્તુ છે એમ કહી શકાતું નથી, પણ જે અવ્યક્ત છે, સર્વત્ર પરિપૂર્ણ ભરાઈ રહેલું છે, પૂર્ણ છે, પૂર્ણનું પણ પૂર્ણ છે, પૂર્ણમાંથી પૂર્ણ લેવાય તો પણ પૂર્ણ જ રહે છે, પૂર્ણમાં પૂર્ણ ભળે તોપણ પૂર્ણ જ રહે છે, અચિંત્ય છે, કૂટસ્થ એટલે માયા પ્રપંચને વિષે હોવા છતાં સ્થિર છે, અચળ છે, ને નિત્ય છે, તેની જે ઉપાસના કરે છે; તથા સમગ્ર ઇંદ્રિયસમુદાયને સંયમ કરીને સર્વત્ર સમાન બુદ્ધિ રાખી, સર્વ પ્રાણીઓના હિતને વિષે તત્પર રહે છે, તેઓ પણ મને જ પામે છે. પરન્તુ એવી રીતે અવ્યક્ત બ્રહ્મસ્વરૂપ નિર્ગુણને વિષે જેઓનું ચિત્ત આસક્ત થયેલું છે, તેઓને બહુ બહુ ક્લેશ થાય છે; તે પાર પામે છે ખરા, પરન્તુ દેહવાન્ પ્રાણીને અવ્યક્ત એટલે વિદેહગતિનું જ્ઞાન થવું, એ મોટા કષ્ટનું કાર્ય છે.'

"એ પ્રમાણે વાતચિત કરતા તેઓ ચાલ્યા જતા હતા, એવામાં માર્ગની ડાબી બાજૂએ એક ફેરડો દેખાયો. તે કેવળ નિસ્તેજ અને સૂનો સટ દેખાતો હતો, તેની બન્ને બાજૂએ, વૃક્ષાદિકની શોભા કે છાયા વગરની હતી. તે રેતાળ કંટકમાર્ગ ઘણેક દૂર સૂધી, જળ, ફળ, ફૂલ કે પાન ઇત્યાદિની કશી પણ સગવડ વગરનો દેખાતો હતો. એને મૂકી સંઘ આગળ ચાલવા લાગ્યો, એટલામાં એક ઉદાસ અને તેજહીન મનુષ્ય, તે માર્ગેથી સંઘની આગળ આવી ઉભો રહ્યો. સંઘમાંના કોઈએ તેને આદર આપ્યો નહિ. તોપણ તે બોલી ઉઠયો; "અહો! કેવું આશ્ચર્ય છે કે, ભોળા ભાવિક લોકો, ગાડરિયા પ્રવાહની પેઠે, એક પછવાડે એક વગર સમજે તણાયા જ જાય છે! કોઈ સમજાવે તોએ સમજતા પણ નથી! આવા ઘણાક સંઘો વગર સમજે અંધપરંપરાથી આ માર્ગે થઈને ગયા છે; તેઓ ક્યાં સમાઈ ગયા છે, તે જણાતા પણ નથી! તેઓને ઘણીક રીતે મેં વાર્યા હતા, છતાં કોઈ સુવિચારવાન્ વિરલો જ સમજીને ત્યાંથી પાછો વળી, આ પરમ શુદ્ધ નિર્વાણને માર્ગે ચઢયો છે! અહો! કેવો મનસ્વી સિદ્ધાંત તેઓ લઈ બેઠા છે કે, જેનો કશો પાયો જ નથી. અચ્યુતપુર કેવું ને વાત કેવી! અલ્યા ઓ મૂઢો! અનેક સુખોનો ત્યાગ કરી અત્યંત કષ્ટ વેઠીને તમે જ્યાં જવા માટે અહીં સૂધી ચાલ્યા આવ્યા છો, ને જ્યાં જાઓ છો, ત્યાં શી વસ્તુ પ્રાપ્ય છે? અહો! મોક્ષ ક્યાં? અહો! બ્રહ્મ ક્યાં? વાસ્તવિક કંઈ જ નથી. આ જગત્ પ્રવાહી છે,

સતત ચાલ્યું આવે છે, ચાલ્યું જાય છે, ને તેમાં પ્રત્યેક પ્રાણીને પોતાનો કર્મવિપાક અવશ્ય ભોગવવાનો છે. કર્મ ખૂટ્યાં–ભોગવાઈ રહ્યાં એટલે સમાપ્તિ! ગ્રંથિ છૂટી જાય છે, ને છેવટે કંઈ જ રહેતું નથી. આત્માએ નહિ ને અનાત્માએ નહિ. કેવળ શૂન્ય જ! પરિણામે શૂન્ય જ, અન્ય કશું નથી. તેને અનેક રૂપો કલ્પીને તેની પ્રાપ્તિને માટે અનેક દુઃખરૂપ ઉપાયો કરવા, એ સ્વપ્નની વાત સત્ય કરવાને મથવા જેવું જ છે. જાણતા નથી કે, सदेव सौम्येदमग्र आसीदेकमेवाद्वितीयम् અગ્રે આ સત્‌રૂપ, એક જ તથા અદ્વિતીય હતું એટલે શૂન્ય જ હતું, ત્યાં બીજું શું હોય? કંઈ જ નહિ! શૂન્ય જ! પણ મૂઢને સમજાવે કોણ?”

આવી જ રીતે પરિણામે કંઈ જ નથી, કશું નથી, શૂન્ય છે, એવી અનેક વિચિત્ર વાતો કહેવા છતાં કોઇએ તેપર લક્ષ દીધું નહિ, કે પાછું વળીને તેના ભણી જોયું પણ નહિ; કારણ અચ્યુતવ્રતના પ્રત્યક્ષ ચરિત્ર ઉપરથી ને સર્વ વાસનાનો લય થવાથી સૌનાં મન બહુ જાગ્રત્ થઈ ગયેલાં હતાં; ને મહાત્મા સત્સાધકના ચલણપર જ શ્રદ્ધાળુ હતાં. એવી રીતે કેટલીકવાર ચાલતાં વળી એક બીજો માર્ગ આવ્યો.

આ માર્ગ પણ આપણા શુદ્ધ સનાતન મધ્યવર્તી અચ્યુતમાર્ગમાંથી જ ફાંટિયારૂપે ફૂટતો હતો. તે મોખરાપરથી તો ઘણો ભવ્ય અને શુદ્ધ સત્ત્વરૂપ દેખાતો, પણ આગળ જતાં લગભગ પેલા શૂન્યમાર્ગને મળતો જ હતો. આ સંઘ તેને છોડીને આગળ ચાલતો જોઈ, તેના મોખરાપર આવી રહેલી સુંદર મઢીમાંથી પરમહંસ દીક્ષા ધારણ કરેલો કોઈ મહાત્મા હોય, તેવો એક હૃષ્ટપુષ્ટ મનુષ્ય નિકળી સંઘ ભણી આવવા લાગ્યો. તેના મસ્તકના તથા દાઢી મૂછના સઘળા કેશ મુંડાવેલા હતા, કટિપર લજ્જા રક્ષણાર્થે એક કાષાયાંબર વીંટેલું હતું, એક હાથમાં જળનું કમંડલુ તથા બીજામાં એક પુસ્તક હતું. બીજાં મનુષ્યો પોતાને માર્ગે વળે ને પોતાને ઈશ્વરતુલ્ય માની તેઓ સૌ સેવા કરે, એવી જિજ્ઞાસાવાળો તે દેખાતો હતો. તે પોતાની મેળે જ સંઘને જોઇને બોલ્યો, “ભાઇઓ! લોકોની ભૂલ ભરેલી સમજ પ્રમાણે તમે પણ સૌ પરબ્રહ્મની શોધ કરવા નિકળ્યા છો કે શું? અરે! પરબ્રહ્મ તે શું ક્યાંય દૂર છે, કે અમુક ગુપ્ત ઠેકાણે છે? ના રે ના; તેમ નથી. તે તો આપણાં શરીરમાં જ છે. અરે! વધારે તો શું, પણ તમે પોતે જ તે છો! તમે સૌ અદ્વૈત જુઓ, કે ત્યાં જ બ્રહ્મ! એમ અભેદ જુવો, ને પોતે જ પોતાની મેળે પોતામાં જ પોતાને બ્રહ્મને જોઈ લો. એને માટે આવી કશી દોડાદોડ કે બીજા

કશા સાધનનું પણ કામ નથી. અહો! આ બધો પરિશ્રમ શાને માટે? શા અર્થે મુખેથી નિરંતર નામસ્મરણ કરીને જીભને દુખવી રહ્યા છો ને જાણે પછવાડે કોઇ મારા આવતા હોય, તેમ ભયભીત થયલાની પેઠે દોડી રહ્યા છો? એ કેટલું બધું અજ્ઞાન છે? નિશ્શંક, તમને કોઈ ખરા સદ્ગુરુનાં દર્શન થયાં નથી. ભોળા! રે ભોળા! હવે રખડપટ્ટી ત્યજી દઈ, સદ્ગુરુને શરણે થાઓ; તેઓ તમને તત્કાલ પરબ્રહ્મ દેખાડશે ને સઘળો પરિશ્રમ દૂર કરશે. तत्त्वमसि બ્રહ્મ તે તું પોતે જ છે, अहं ब्रह्मास्मि હું બ્રહ્મ છું, ઇત્યાદિ મહા વાક્યોનો ઉપદેશ મનમાં ઠસાવી, સર્વ ખટપટ મટાડી દો. એવા સદ્ગુરુઓનો સમાગમ આ ધુરંધર માર્ગને વિષે થશે; માટે આગળ જવાનો મિથ્યા પરિશ્રમ મૂકી દઈ, આ સુગમ માર્ગે દાન કરવાં પડતાં નથી, પુણ્ય કરવાં પડતાં નથી, તપ કરીને શરીરને દુઃખ દેવાની કે ઉપવાસાદિકથી ક્ષીણ કરવાની આવશ્યકતા રહેતી નથી, તીર્થોમાં ભટકવાનું નથી, યજ્ઞ, યાગ કે અધ્યયન કરવાનાં નથી, વારંવાર રામ રામ, કૃષ્ણ કૃષ્ણ ને હરિ હરિ કરીને મ્હોં દુઃખવવાનું કામ નથી. અત્ર તો સમજવાનું જ કામ છે, કે હું પોતે જ બ્રહ્મ છું–પછી તર્યા સાગર! ઉતર્યા પાર! એ સર્વ ગુરુ એક ક્ષણવારમાં સમજાવી દે છે. સાધનો–કર્મો કરવાથી તો તેનાં ફળ ભોગવવાં પડે, ને બ્રહ્મ જાણ્યું, એટલે ગુરુના ઉપદેશમાત્રથી જ પાપ પુણ્ય તો સૌ બળી જાય છે; પછી શું કરવાનું બાકી રહ્યું? બસ, સદા સર્વદા આનંદ આનંદ ને આનંદ જ! આવો આ મોક્ષના દ્વાર સૂધી લઈ જનારો માર્ગ છે, માટે ભૂલશો નહિ, ને આગળ દોડી મરશો નહિ."

આટલું બધું કહીને પોતાના સર્વ સિદ્ધાંતો તે ગાઈ રહ્યો, એટલે તેના ઉત્તરમાં મહાત્મા સત્સાધકે માત્ર એક જ વચન કહ્યું:–"હે મહાત્મન્! આપના નિર્માણ કરેલા વેદાંતમાર્ગને અને આપ જેવા વેદાંતીઓને હું પ્રણામ કરુ છું. જેઓ–

"कुशला ब्रह्मवार्तायां वृत्तिहीनाः सुरागिण· ।
तेप्यज्ञानतया नूनं पुनरायांति यांति च ॥ "

"અર્થ–જેઓ બ્રહ્મની વાતો કરવામાં કુશળ છતાં તેવી વૃત્તિ રાખી શકતા નથી, ને વિરાગહીન એટલે વિષયોમાં પ્રીતિવાળા હોય છે, તેઓ તેવી અજ્ઞાનતાને લીધે આગળ જઈ જઇને પાછા આવે છે, અર્થાત્ અવતરે છે અને મરે છે."

"અને તેઓનું દર્શન પણ મહદ્ અકલ્યાણ કરનારું છે, માટે આપ આપના સ્થાન પ્રતિ પધારો!!"

આ સઘળો પ્રકાર આપણા પેલા વિમાનવાસીઓ ઇત્થંભૂત જોઇ રહ્યા હતા. તેઓને ગુરુ વામદેવજીએ કહ્યું; "પુણ્યજનો! સંઘના અગ્રણી સત્સાધકે એ હૃષ્ટપુષ્ટ વેદાંતીને જે પ્રત્યુત્તર આપ્યો, તે કેટલે અંશે સત્ય છે, એ તમારા જાણવામાં આવ્યું? જુઓ, આપણે અંતરિક્ષમાં છીએ, માટે ઘણે દૂર સૂધી જોઇ શકીએ છીએ. એ શુષ્ક વેદાંતીઓનો માર્ગ છેવટે કેણી-મેર વળે છે? જુઓ, કેટલેક સૂધી તો તે સીધો દેખાય છે, પણ અંતે દક્ષિણ દિશા ભણી વળ્યો છે, ને પરિણામે છેક નરક સૂધી જઈ પહોંચે છે. એવા મિથ્યાચારીઓ, ભોળા મનુષ્યોને ભરમાવીને નરકમાં લઈ જવા માટે જ ઉત્પન્ન થાય છે. તેઓ લોકોને બ્રહ્મપ્રાપ્તિ માટે જપ, તપ કે યજ્ઞાદિ સાધનની, કિંવા ભજન, કીર્તન, શ્રવણ, મનન, નિદિધ્યાસન, નીતિ કૃતિની સ્વચ્છતા, નિર્વાસનામય થવા વગેરેની કશી આવશ્યકતા નથી, એમ સમજાવે છે, અને લોકોને પણ જેમ બને તેમ ખટપટ ઓછી થાય તેવું જોઇતું હોવાથી એ સિદ્ધાંત બહુ ગમે છે. જેથી દાન, પુણ્ય, પૂજન, અર્ચન, તપ, યજ્ઞ, ક્રિયા, કર્મ ઇત્યાદિ સર્વ માર્ગો છોડી દઈ તુર્ત તેઓ આ શુષ્ક વેદાંતીઓને માર્ગે વળે છે, ને અંતે મનોવૃત્તિઓ મલીન–જડ–ને વિષય-વાસનાને વશ થઈ જવાથી તેઓ નરકે જાય છે। એવા સાધનસંપત્તિ વગરનાં મનુષ્યોને પોતાનો માર્ગ દેખાડવાની કે પોતાના માર્ગની વિગત સુદ્ધાં કહી બતાવવાની પ્રભુએ પોતાના શ્રીમુખથી ચોખ્ખી ના કહેલી છે, તો પછી સ્વતઃ પ્રભુ પરબ્રહ્મની પ્રાપ્તિનું તો ત્યાં નામ જ શાનું હોય?

" इदं ते नातपस्काय नाभक्ताय कदाचन ।
न चाशुश्रपवे वाच्यं न च मां योऽभ्यसूयति॥"

"અર્થ–જેણે તપાદિક સાધન કરીને પોતાના ચિત્તને શુદ્ધ અને સ્વાધીન કર્યું નથી, મારે વિષે ને મારો માર્ગ દેખાડનારા સદ્ગુરુને વિષે જેને ભક્તિ નથી, કિંવા જે મારી નિંદા કરે છે, તેવા મનુષ્યને આ મારા માર્ગની વિગત, એટલે મને પ્રાપ્ત કરી લેવા સબંધીનું જ્ઞાન કદાપિ કહેવુ નહિ."

"એ પ્રમાણે પ્રભુ અચ્યુતે પૂર્વે કહેલું છે. પણ જૂઓ, મહાત્મા સત્સાધક પંથીઓ સાથે કંઇક વાત કરતો ચાલે છે. મહાત્માઓની સાધારણ વાતચિત કિંવા ઘરગતુ વ્યાવહારિક–વિનોદાદિ વાતચિતમાં પણ અક્ષર ને શબ્દ, સ્વાભાવિક રીતે તત્ત્વજ્ઞાનથી જ ભરેલા હોય છેઃ કારણ કે એમની સર્વે મનોવૃત્તિઓ ને વાસનાઓ કેવળ અચ્યુતપરાયણ થયેલી હોય છે."

ચાલતાં ચાલતાં મહાત્મા સત્સાધકને એક પંથીએ હાથ જોડીને પૂછ્યું; "ગુરુવર્ય! સતી અચ્યુતવ્રતાની પ્રશંસા કરતાં આપે જણાવ્યું કે,

એ સઘળું સજ્ઞાન ઉપાસનાનું ફળ છે, ત્યારે નિર્ગુણ ઉપાસના તેટલી સરળ નથી, તો તે કેવી છે તે કહો!" એના ઉત્તરમાં સત્સાધક બોલ્યો; "પ્રિયપંથી! પ્રથમ તો નિર્ગુણ એટલે અવ્યક્ત સ્વરૂપના ઉપાસકે, પ્રભુનું અવ્યક્ત એટલે સર્વત્ર એક સરખું વ્યાપી રહેલું સ્વરૂપ છે, એવી ભાવના કરીને તેનું ધ્યાન-અંતરમાં તે વાતનું દૃઢપણું કરવું, પણ તેવું અવ્યક્ત નિરાકાર સ્વરૂપ એકાએક શી રીતે જણાય? સમગ્ર જગદ્રૂપે તેને જોવાથી જ જણાય છે. પણ એવા લક્ષથી ચિત્ત વ્યગ્ર રહે છે, ને સ્વસ્વરૂપમાં પૂર્ણ રીતે ઠરતું નથી, તેથી તેણે જગતમાં તે પરમાત્માની જે મુખ્ય મુખ્ય વિભૂતિઓ છે, તેઓને વિષે તેની ભાવના ધરવી. સૂર્ય, ચંદ્ર, ઈંદ્ર, દેવો, વેદો, બ્રહ્મા, શંકર, વિષ્ણુ, અગ્નિ, વાયુ, પૃથ્વી, આકાશ, જળ, પર્વતો, સમુદ્રો, મુનિઓ, સંતો, વિદ્વજ્જનો, યજ્ઞો, પવિત્ર રાજાઓ, ગાયો, પવિત્ર વસ્તુઓ, શોભાવંત વસ્તુઓ, ચૈતન્યવાન્ વસ્તુઓ, પવિત્ર તીર્થો, નદીઓ, તેજસ્વી પદાર્થો, સત્વવાન્ મનુષ્યો, કવિઓ, સજ્જનો, સચ્છાસ્ત્રો ઇત્યાદિમાં પરબ્રહ્મનું વિશેષરૂપ એટલે વિભૂતિ જોવી. એથી પણ ચિત્ત ડોહોવાઈ જાય તો એ સર્વમાં શ્રેષ્ઠ અને મુખ્ય વિભૂતિ સૂર્યબિંબ છે, તેને વિષે ભગવદ્ભાવના ધરવી ને તેના તેજનું નિત્ય ધ્યાન ધરવું. પણ ભૂલી ન જવું કે, એ જ પરમાત્મા છે, તે તો માત્ર પરમાત્માની એક વિભૂતિ છે ને પરમાત્મસ્વરૂપનું ધ્યાન કે ભાવના ધરવાને માટે માત્ર સાધન છે. તેમાં જે તેજ છે તે પરમાત્મા-અચ્યુતનું છે, અને અચ્યુત તો એ સૂર્યનો પણ સૂર્ય છે, તેજનું પણ તેજ છે-એવું દૃઢ સમજી રાખવું જોઇએ. એ તેજોમય સ્વરૂપનું દૃઢ ધ્યાન-અભ્યાસ કરતાં કરતાં સાધ્ય થઈ જવાથી ચિત્ત સ્થિર થઈ જાય છે અને પછી સતી અચ્યુતવ્રતાને મૂર્છાને વિષે જે તેજોમય સ્વરૂપનું પ્રથમ દર્શન થયું હતું, તે દર્શનનો લાભ થાય છે; અને એમ થતાં અનુક્રમે પ્રભુના નિર્ગુણ સ્વરૂપનું જ્ઞાન આપોઆપ થાય છે. આનું નામ અવ્યક્ત ઉપાસના. એ ઉપાસનામાં સ્વાત્મસ્વરૂપમાં લય, એ મુખ્ય મંત્ર છે. એ પવિત્ર મંત્રમાં પ્રભુના ઉત્તમોત્તમ તેજનું ધ્યાન સમાયું છે; કે જે ધ્યાન કર્તાની બુદ્ધિને પરબ્રહ્મવિષે લીન કરે છે."

એટલું કહી સત્સાધક પુનઃ બોલ્યો; "પ્રિય પથીઓ! એ ઉપાસના કઠિન એટલા માટે છે કે, પ્રભુનું નિરાકાર-નિર્ગુણ સ્વરૂપ લક્ષમાં આવવામાં કસોટીએ ચઢવું પડે છે. એમાં કષ્ટ પણ પરમ છે. પ્રભુ અચ્યુતના ઉપાસકો-ભક્તો કેવા હોય, ત્યારે પ્રભુને પ્રિય થાય, એ પ્રભુ અચ્યુતે શ્રીમુખથી જ કહેલું છે કે, 'જે કોઇનો પણ દ્વેષ કરતો

નથી, જે સર્વ પ્રાણીઓનો મિત્ર છે, દયાળુ છે, હુંપણું ને મારાપણું જેને નથી, સુખ દુઃખ બન્ને જેને સમાન છે, જે ક્ષમાવંત, સર્વદા સંતુષ્ટ, સ્થિર ચિત્તવાળો, મનોનિગ્રહી ને દૃઢ નિશ્ચયવાળો છે, તથા પોતાનું મન અને બુદ્ધિ જેણે મને અર્પણ કરેલાં છે, એવો મારો ભક્ત મને પ્રિય છે. જેનાથી કોઈને દુઃખ થતું નથી, તેમ જ કોઈનાથી પોતે દુઃખને પામતો નથી; હર્ષ, ઈર્ષ્યા, ભય, ખેદ ઈત્યાદિ સર્વથી જે મુક્ત રહે છે, તે ભક્ત મને પ્રિય છે. જે કંઈ મળે તેમાં સંતોષ માને છે, સદા પવિત્રપણે રહે છે, સારાસારનો પૂરો વિવેક સમજે છે, આખા જગતથી ઉદાસ–વિરાગી રહે છે, કશાથી દુઃખ માનતો નથી, ફલની આશા ધારીને કશું કર્મ કરતો નથી, આનન્દમાં જે ઉછલાઈ જતો નથી, દુઃખથી જે ત્રાસ પામતો નથી, કોઈનો શોક કે કામનાની ઇચ્છા કરતો નથી, શુભ ને અશુભ બન્નેનો જેણે ત્યાગ કરેલો છે, ને મારે વિષે જે ભક્તિમાન્ છે, તે મને પ્રિય છે. વળી શત્રુ ને મિત્ર બન્ને જેને સરખા છે, માન ને અપમાન જેને બન્ને સરખાં છે, શીત અને ઉષ્ણ, સુખ અને દુઃખ એ પણ જેને સરખાં છે, સર્વ આસક્તિ થકી જે મુક્ત છે, નિંદા ને સ્તુતિ પણ જેને સરખાં છે, જે મિથ્યા બકવાદ કરતો નથી, પ્રારબ્ધવશાત્ જે કંઈ પ્રાપ્ત હોય તેમાં જ જે સંતુષ્ટ હોઈને, આ સ્થાન કે ઘર મારું છે, એવું જેને દુરભિમાન–વાસના–મમત્વ–હોતું નથી, જે સ્થિરચિત્તથી મારી ભક્તિ કરે છે, તે મનુષ્ય મને પ્રિય છે.' માટે હે પ્રિયપંથીઓ ! આપણે પણ તેવા થઈશું તો જ પ્રભુ આપણને પોતાના કરશે."

આ પ્રમાણે વાતચિત કરતાં કરતાં પંથીઓએ ઘણાંક સમય સૂધી ચાલ્યા જ કર્યું. આ સમયે કોઈના શિરપર, કે હાથમાં, કે બીજે એકે સ્થાને પોટલું જણાતું નહોતું, પણ સૌ છડાછાંટ જણાતા હતા, સદા ઉત્સાહી હતા, આનન્દી હતા, પ્રેમમગ્ન હતા, અલૌકિકતા અનુભવતા હતા, ભય રહિત હતા, વિશુદ્ધ હતા, વિશ્વપ્રિય હતા, વિશ્વવ્યાપી હતા, સર્વત્ર સમદૃષ્ટિવાળા હતા, ને સર્વત્ર સ્વસ્વરૂપને જોતા હતા. ચાલતાં ચાલતાં એક સુંદર પથિકાશ્રમ આવ્યું. ત્યાં મુકામ કીધો. જો કે તેઓ શ્રમિત જરાએ થયા નહોતા, તોપણ સાયંકાળ થતાં પોતાનાં સ્નાન સંધ્યાદિક નિત્ય કર્મ કરી લઇને નિયમ પ્રમાણે સૌ અચ્યુતકીર્તન કરવા તત્પર થયા. ઘણા સમય સૂધી આનન્દથી કીર્તનસ્મરણાદિ[+] કરીને તેઓ પોતાના ગુરુરૂપ સત્સાધકને

---

[+] ટીકા–અત્ર સ્વરૂપાનુસંધાન નામનું કીર્તન સમજવું ને સ્મરણ તે સચ્ચિદાનંદ સ્વરૂપની શોધ જાણવી.

વંદન કરી કરીને પોઢ્યા. મહાત્મા સત્સાધક પ્રભુનું સ્મરણ કરતો હતો. એટલામાં પોતાની પાસે કોઈ આવતું હોય, એવો આભાસ દેખાયો. તે એક તેજસ્વી અને સુંદર લાવણ્યમયી બાળા હતી. એને જોતાં જ તે મહાત્મા બન્ને કર જોડી ઉભો થયો ને વંદનપૂર્વક પ્રશ્ન કરવા જતો હતો, તે પૂર્વે જ, તે દિવ્ય બાળા પોતે જ બોલી ઉઠી; "હે અચ્યુતપ્રિય! હે વિદેહમુક્ત! તારું કલ્યાણ થાઓ! તારી આજ્ઞા પ્રમાણે અનુવર્તન કરનારા તારા સંગીઓનું પણ કલ્યાણ થાઓ. સર્વેશ્વર પ્રભુ અચ્યુત, એ જ અમારું સર્વસ્વ છે, અને અમે સર્વથા તેને શરણે છીએ. એવી સુદૃઢ ભાવનારૂપ તે પ્રભુની ઉપાસના તારે તથા તારા સંગીઓને અંગે પરિપક્વ થયેલી છે, તેના ફલરૂપે હું તારા ચિત્તને પ્રસન્ન કરવા આવી છું. હું પ્રભુ અચ્યુતની આજ્ઞાકારિણી અને પ્રિયતમા સખી છું. દેવી ચિત્તશુદ્ધિ મારી માતા થાય છે. હું ને તે જોડાજોડ જ રહીએ છીએ. જ્યાં હું રહું છું ત્યાંથી પ્રભુ અચ્યુત ક્ષણવાર પણ ખસતા નથી. મારું નામ-દેવી ચિત્તસ્થિતિ છે. હું જેનાપર પ્રસન્ન થાઉં છું, તેના ચિત્તને વિષે જઈને નિવાસ કરું છું, ને પછી પ્રસન્નતાપૂર્વક તે ચિત્તને કિંચિત્ પણ ચલાયમાન થવા દેતી નથી. કારણ કે મારે તો સદા સર્વદા પ્રભુ અચ્યુતનો જ સમાગમ છે, એટલે એમના કરતાં બીજી કયી વસ્તુ વધારે ઉત્તમ માનું, કે જેને માટે હું બીજે સ્થળે લલચાઈને જાઉં? ચૈત્યાંશથી જૂદું પડી ચિત્ જ્યારે આત્મા પરમાત્મા–પરબ્રહ્મ-સચ્ચિદાનંદમાં પ્રવિલય પામે અને અતિવિશુદ્ધ ને પરમ પવિત્ર થઇ અસત્વત્ થઈ રહે અને અભાવની અત્યંત ભાવનાથી ક્ષીણ થઇ જાય, ત્યારે જ એ ચિત્તની પરમ ગતિ જાણવી. તારી ગતિ એ જ છે. હે મહાત્મન્! હું તારાપર અત્યંત પ્રસન્ન છું, માટે આજથી હવે હું તારા હૃદયમાં જ નિવાસ કરીશ. અચ્યુત પ્રભુને હું બહુ પ્રિય છું, ને મને પ્રભુ અચ્યુતના ભક્તો બહુ પ્રિય છે, કેમ કે તેઓ અચ્યુત વિના બીજી કશી વસ્તુની અપેક્ષા કરતા નથી, અચ્યુત વિના બીજા કશાયની તેઓને કામના કે આશાએ હોતી નથી."

આવી તેઓની વાતચિત સાંભળીને બીજા અધિકારી પંથીઓ પણ ચડપોચડપ જાગી ઉઠ્યા; ને દેવી ચિત્તસ્થિતિના ચરણમાં નમન કરી કરીને ઉભા રહ્યા; તથા તે દેવી પોતાપર પણ કૃપા કરે એવી જિજ્ઞાસાપૂર્વક, પોતાના ગુરુ સત્સાધક ભણી જોવા લાગ્યા. સત્સાધક તેઓને માટે તેને પ્રાર્થના કરે, તે પહેલાં તો એ મહાદેવી પોતે જ પ્રસન્નતાપૂર્વક તેઓના પ્રત્યે બોલી; "પુણ્યવંત પથીઓ! તમારા સદ્ગુરુની

શુશ્રૂષાપૂર્વક આજ્ઞા ધારણ કરીને તમે જે અચ્યુત ભાવના દૃઢ કરી છે, એ માટે તમારાપર હું બહુ પ્રસન્ન છું; હું નિરંતર તમારા ચિત્તમાં વસીશ. તમારું કલ્યાણ થાઓ, બોલો પ્રભુ શ્રી અચ્યુતની સદા જય." એ છેલ્લા શબ્દો બોલતાંની સાથે તે તેજના બિંબરૂપ થઈને સત્સાધકાદિકમાં પ્રવિષ્ટ થઈ ગઈ.

આગળ વધતાં મહાત્મા સત્સાધકે કહ્યું; "હૃદયપ્રિય બંધુઓ!* ઘણાક પરિશ્રમને અંતે અચ્યુતકૃપાથી આપણે અહીં સુધી આવી પહોંચ્યા છીએ. તે સમર્થની કૃપાવડે સઘળાં વિઘ્નોથી બચીશું ને પાર પણ પામીશું. પણ હવે જબરી ઘાંટી આવે છે-એ આવનારી ઘાંટી સૌથી કઠણ છે. 'અચ્યુત પ્રભુ એ જ મારું સર્વસ્વ છે, બીજી કશી વાતની આશા-વાસના નથી,' એવું દૃઢપણે સમજનારા બંધુને અને અહંકાર ભાવનો નાશ કરીને સર્વત્ર વાસુદેવાત્મક બુદ્ધિ જેની થઈ છે, તેવાને તો કશી અડચણ આવે તેમ નથી; પણ કાચાપોચા બંધુઓ માટે મને બહુ ચિંતા છે. એ માટે આપણે તીવ્ર વૈરાગ ધારણ કરવો જોઇએ. કોઇ આપણું નથી, તેમ આપણે કોઇના નથી; આખું જગત્, જન્મ, મૃત્યુ, જરા, આધિવ્યાધિ આદિ દુઃખરૂપ દોષોથી ભરેલું હોવાથી, સારહીન છે, બંધનરૂપ છે, ને કાળના મુખમાં છે, એમ સમજી, કશી વસ્તુપર પ્રીતિ ન ધરતાં, કેવળ પ્રભુનાં ચરણમાં જ પ્રીતિ જોડીને ચાલનારને તો સૌ કલ્યાણકારી છે. માટે ચાલો, સાવધ થાઓ, ને અચ્યુત પ્રભુનું સ્મરણ કરો કે તે કૃપાળુ, આપણને સર્વ સંકટમાંથી પાર ઉતારી સાયુજ્ય પદમાં લીન કરે!"

સંઘ ચાલતો થયો. સર્વ પંથી થોડા આગળ વધ્યા. પણ નિત્યની પેઠે આજે કંઈ આનંદમય લાગતું નહોતું. જેમ પંથી ઉદાસ મનના દેખાતા હતા, તેમ તેઓનો માર્ગ પણ ઉત્તરોત્તર વનશોભા રહિત આવવા લાગ્યો. જેમ જેમ તેઓ આગળ ચાલ્યા, તેમ તેમ વૃક્ષો, જળાશયો, વનપશુઓ ઇત્યાદિ સર્વ સૌંદર્યને પછવાડે જ મૂકતા ચાલ્યા. હવે તો કેવળ ઉદ્ધ્વસ્ત-શૂન્ય અરણ્ય જ આવવા લાગ્યું. માર્ગે ચાલતા પથીઓને આહાર માટે ફળ ને પીવાના જળની આશા સુદ્ધાં ભંગ

* ટીકા-આ નવું સંબોધન છે, અત્યાર સુધી સત્સાધક સંગે ચાલતા હતા, તેથી પથી હતા-દ્વૈત જણાતા હતા, હવે તે ને એ સમાન થયા છે એક જ બન્યા છે-અદ્વિતીય બન્યા છે, તેથી 'બંધુ'નું સંબોધન આપ્યું છે.

થવા માંડી. આવા નિરાશારણ્યમાં* ચાલતાં તેઓને પોતાનો માર્ગ બહુ લાંબો થઈ પડ્યો. ઘણાક સહજ ઓછા જ્ઞાની તો થોડાકમાં જ થાકવા લાગ્યા. ચાલતાં ચાલતાં ઘણોક સમય વીતી ગયો; સૂર્ય માથે આવ્યો; તાપથી સૌ અકળાવા લાગ્યા; ઘણાકોને ક્ષુધા લાગી; કેટલાક તરસ્યા થયા ને કેટલાકો અશ્રદ્ધાળુ બની ગયા. તેઓને સત્સાધકે સમજાવ્યું કે, "આ છેલ્લી ઘાંટી ઉતરતાં જ આપણે શ્રીઅચ્યુતપુરના દ્વાર સમીપ જઈ પહોંચીશું."† તોપણ જેઓ પાસે કંઈક ગુપ્ત રીતે વાસનારૂપી પોટલાં હતાં, તેઓ થાકી જવાથી મરણિયા સરખા થઈ, ગળી ગળીને બેસી જવા લાગ્યા. એમ કરતાં કરતાં ઘણીકવારે થોડીક ભીનાશવાળી અને લીલાં તૃણાંકુરોથી છવાયલી પૃથ્વી આવવા માંડી, ત્યારે વળી જરા ધીરજ રાખી આગળ વધ્યા.

થોડેક છેટેથી તેઓને, માર્ગની વચ્ચે એક મોટું જળાશય ભર્યું હોય એવું દેખાયું.‡ જળની લાલસાથી બહુ હરખાઇને પંથીઓ ઉતાવળ કરી ત્યાં પહોંચી ગયા તો તે એક બહુ મોટા વિસ્તારવાળી અને પૂર્વ પશ્ચિમ વહેતી નદી હતી. તેની લંબાઇનો પાર જડે તેવું તો નહોતું જ, પરંતુ પહોળાઈ પણ એટલી બધી હતી કે, સામેનો કિનારો છેક દૃષ્ટિમર્યાદા સૂધી દેખાતો ન હતો. એ નદીમાં જળ ઘણું ઊંડું કે જોરથી વહન કરનારું નહોતું, પણ જળ ઉપર અસંખ્ય રંગવિરંગી કમળ પુષ્પો ખીલી રહ્યાં હતાં; તેમ જ જળમાં થનારી સુવેલીઓ પણ પુષ્કળ તરી રહી હતી. આ સઘળું જોઈ પ્રસન્ન થયેલા, ને જળમાં જઈ પડવાની તૈયારી કરી રહેલા

---

* ટીકા—જ્ઞાનીની પૂર્ણજ્ઞાન થયા પછીની સ્થિતિનુ આ વર્ણન છે. આ નિરાશારણ્ય તે જગતના સૌ પદાર્થપ્રતિ વિરાગવૃત્તિ. જગતપર વિરાગ પ્રાપ્ત થયે, દેહ સતે જે વ્યવહાર કરે છે, તે માત્ર એક પુતળા પેરે કરે છે. અરણ્ય એ જ્ઞાની થયા પછીની વૈરાગ્યવાળી સ્થિતિ છે. એમાં જે તાપ તે બ્રહ્મપ્રાપ્તિમા થતો વિલંબ—અધૈર્ય; ક્ષુધા તે પરમપદની પ્રાપ્તિ સત્વર થવાની ઇચ્છા અને અશ્રદ્ધા તે જગતના મિથ્યાત્વ સબંધી સશય

† ટીકા—સત્સાધકે જે છેલ્લી ઘાંટી કહી, તે જીવને મરણ સમયની ઘાંટી છે આખી જીંદગી આત્મતત્વવેત્તા રહ્યા છતાં—પ્રભુ ભક્તિમા તત્પર રહેવા છતા—અંતકાળે વાસનાનો અંકુર અકસ્માત્ ફૂટી નિકળે છે, જેથી પાછા જન્મમરણના ફેરામાં પડવું પડે છે; માટે સૌથી વધારે સભાળવાનો એ સમય છે. ભરતાદિ આ ઘાંટીમા સપડાયા હતા, માટે એ ઘાટીમાં બહુ સાવધ રહેવાનુ છે અંતકાળે જેવી મતિ તેવી ગતિ, એમ પણ કહે છે.

‡ ટીકા—જ્ઞાનીની અતકાલ વેળાની સ્થિતિમા, કેટલાક જ્ઞાનીને સત્વોનું દર્શન થાય છે, તે મોહમા પણ કેટલાક પથી બધાઇને પાછા પડે છે, માટે જીવને દેહના દેઠ સૂધી સ્વસ્વરૂપમાં નિમગ્ન રહી, સભાળી, વિશ્વમાં—પછી તે આ લોક હોય કે બીજો ઉચ્ચ લોક—દેવલોક—વૈકુંઠ—કૈલાસ હોય, ત્યા પણ તેણે વાસનાથી અલિપ્ત રહેવાનું છે.

પંથીઓને કિનારાપર જ અટકાવી મહાત્મા સત્સાધકે ચેતવણી આપી કે; "પ્રિયબંધુઓ ! તમે સૌ નિરાશારણ્યમાં ચાલીને બહુ કંટાળ્યા તથા થાકી ગયા છો, એ હું જાણું છું; પણ તેથી હવે કશી ઉતાવળ કરવાની જરૂર નથી. કેમકે આ મહાવિસ્તારવાળી સરિતા ઉતરીને આપણે પેલે પાર જ જવાનું શેષ છે. પેલી મેર બહુ સુખમય માર્ગ છે. પણ આ સરિતા ઉત-રવી ઘણી કઠિન છે.* જગત્પુરથી અહીં સૂધી આવેલા પંથીઓના સત્વની પૂરેપૂરી પરીક્ષા કરવાને જ જાણે આ સરિતા માર્ગમાં નિર્માણ થઈ હોય, એમ લાગે છે. કેમકે એમાં નીર બહુ ઉંડું ન હોવાથી નાવ તરી શકતું નથી; તેમ અજાણ્યાથી પગે ચાલીને માંહે જઈ પણ શકાતું નથીઃ કારણ કે માંહે ચીકણો કંપ સરખો અપાર કાદવ હોવા ઉપરાંત મગરાદિક જલચર પ્રાણીઓનો પણ બહુ ભય છે. તમે સૌ તરસ્યા થયા છો ખરા, પણ એ જળ પીવા યોગ્ય નથી. માટે કિનારા ઉપરથી જ સાચ-વીને ચાલ્યા આવો. અહીં વધારે ખોટી થવાનું શ્રેયસ્કર નથી. હું આગળ થાઉ છું ને તમે સૌ એક પછી એક એવી રીતે મારે પગલે પગલે ચાલ્યા આવો કે પડાય નહિ;† કેમકે આ નાનો, જળમાં ઢંકાયલો માત્ર એક જ માર્ગ પેલે પાર જવા માટે છે; તેના ઉપર થઇને બે માણસો પણ સાથે ચાલી શકતા નથી, એવો એ સાંકડો હોવાથી તમને હું એક પછી એક હારમાં ચાલવાનું કહું છું. વળી એ માર્ગ નિરંતર જળમાં ઢંકાયલો‡ રહે-વાથી, તેની બંને બાજૂઓ સેવાળ-માયાથી પૂરાઈ ગયેલી રહે છે, ને તેથી જો ચાલનાર જરા પણ પ્રમાદ કે અસાવધ થઈ આડું અવળું જૂએ છે. તો તુરત તેનાપરથી લપશીને જળમાં પડે છે, ને ફરી કંઈ કાળપર્યંત પાછો માર્ગપર આવી શકતો નથી. માટે પૂર્ણ સાવધ થઇને મારી પૂઠે ચાલો." આમ કહી તે જળમાં આવેલા માર્ગપર જઈને ઉભો રહ્યો. તેની આટલી ચેતવણી મળવા છતાં પણ, ક્ષુધા તૃષા§ અને તાપાદિ પરિશ્ર-

---

* ટીકા-આ સરિતા તે છેવટની વાસના સમજવી કોઈ પણ પદાર્થપર દૃઢ ભાવના તે જ વાસના. છેવટની વાસના તે મનમા એવી ઇચ્છા થવી કે, 'હુ બ્રહ્મને પામીશ.' 'હુ જ્ઞાની છુ તેથી જ આ અવસ્થાને પામ્યો છુ' એવો હર્ષ થવો એ છે એમાથી 'હૂં' એ વાસનાનો લય થતો નથી, ત્યાં સૂધી તો એવી વાસના પણ ગમે તેવી ઉપાસના ને ગમે તેવા તત્વજ્ઞાનનો નાશ કરે છે. એ છેલ્લી ઘાંટી દુ સાધ્ય છે એ સાધ્ય થવાથી મોક્ષ થાય છે-પરબ્રહ્મ મંદિરમા પ્રવેશ થઈ શકે છે

† ટીકા-અર્થાત્ હુપણાનુ અભિમાન ત્યજી બ્રહ્મમય બનો.

‡ ટીકા-જેને ગુહ્યાગાર કહે છે, ત્યા નહિ જણાય તેવે સ્થળે પણ વાસના રહે છે

§ ટીકા-અહીંઆ ક્ષુધાતૃષા વ્યાવહારિક નહિ પણ દૈવી સમજવી ક્ષુધા એટલે અધૈર્ય, તૃષા એટલે કંઈ છે કે નહિ એવો સશય; તાપ એટલે વાસનાનો છૂટતી વખતનો તડફડાટ.

મથી અકળાયલા પંથીઓ, જળ પીવાને બ્હાને નદીમાં ઉતરવા લાગ્યા. જે પંથીઓ પરમ શ્રદ્ધાળુ અને સદ્‌ગુરુ એવા મહાત્મા સત્સાધકને વિષે પૂર્ણ ભક્તિમાન્ હતા, તેઓ તો તેની આજ્ઞા હતી તે જ પ્રમાણે માત્ર પંક્તિબન્ધ માર્ગપર જઈ ઉભા; પણ જેઓ શ્રદ્ધાળુ છતાં પૂર્ણ વિરાગે પહોંચ્યા નહોતા, તેઓ પોતાનો તાપ સમાવવાને, ક્ષુધા સમાવવાને અને હાથે કરીને પોતાનો નાશ વહોરી લેવાને, જળમાં પડ્યા! સત્સાધક ઘણોય ના પાડે, મોટેથી હાંકો મારી મારીને તેમને આઘે ન જતાં કિનારેથી જ નિકળી જઈ માર્ગે ચઢવાનું કહે, પરન્તુ તેઓ જળની સુંદરતા જોઈ, જેમ જેમ આઘે જતા ગયા, તેમ તેમ કાદવમાં ખૂંપતા ગયા; ને જોતજોતામાં કોઈ કમર સૂધી તો કોઈ છાતી સૂધી ને કોઈ ગળા સૂધી તેમાં ખૂંપી ગયા ને જેમ જેમ નિકળવાનો પ્રયત્ન કરે, તેમ તેમ વધારે ઊંડા ખૂંપતા ગયા! આવું જોઈ મહાત્મા સત્સાધકને તો ધર્મસંકટ આવી પડ્યું; કેમકે જો પ્રત્યક્ષ ડુબેલા ને ખૂંચેલાઓને બ્હાર કાઢ્યા વગર આગળ ચાલે તો નિર્દય અને સ્વાર્થિપણાંનો તેનાપર દોષ આવે ને તેઓને કાઢવા જાય તો પોતે જ તે છૂપા કાદવમાં ખૂપીને તેઓની પેઠે નાશ પામે!! આવું છતાં પણ અત્યંત દયાના આવેશથી તે મહાત્મા તેઓને પાછા નિકળી જવા માટે કહેતાં કહેતાં ગળગળો થઈ ગયો; ને પોતે જળમાંના છૂપા માર્ગપર ઉભો હતો, ત્યાંથી હાથ લંબાવી તે ખૂંપેલાઓને ખેંચી કાઢવાનો પ્રયત્ન કરવા લાગ્યો. જેઓ તેની નજીક હતા,* તેવા કેટલાક પંથીઓએ તેના હાથ પકડી લીધા, ને ઘણાક ખેંચાણને અંતે મહાપ્રયાસે તેઓ માર્ગપર આવ્યા.† બાજા કેટલાકો તો વધારે હાલચાલ કરવાથી ઉલટા વધારે ને વધારે ઊંડા ખૂંપી જવા માંડ્યા.‡ અહો! મનનો સ્વભાવ કેટલો બધો ઉછૃંખલ છે! આટઆટલું વારવા છતાં પણ જેઓએ માન્યું નહિ, તેઓની કેવી દુર્દશા થઈ, એવું પ્રત્યક્ષ અનુભવી રહેલા થોડા ઘણા પંથીઓ, જેઓ માત્ર જળપ્રતિ નજર ન કરતાં, માર્ગસ્થ થવા તત્પર થઈ ઉભા હતા, તેઓ ઘણા ખિન્ન હૃદયે સત્સાધકને આગળ ચાલવા વિનતિ કરવા લાગ્યા. પણ તે મહાત્મા અટક્યો, ને અધીર સ્વભાવવાળા તે બંધુઓને ઉદ્દેશી કહ્યું. "ક્ષણભર રથંસો! અચ્યુત નામનું ધ્યાન

---

* ટીકા—પૂર્ણ શ્રદ્ધાળુ વિરાગવાનજ્ઞાન સહિત ભક્તિવાળા ને વાસનાથી છુટવા મથનારા.

† ટીકા—સ્વરૂપાનુસધાન તો કાયમ રહ્યું, પણ જે વાસના હતી, તે ભોગવીને એક જન્મમાં છૂટ્યા. ‡ કા—ચારમાથી એકની ન્યૂનતાવાળાઓ થોડા કાળ જગતમાં રહ્યા પછી છૂટ્યા.

એટલામાં અતિ અદ્ભુત પ્રકાશ જે સતી અચ્યુતવ્રતાએ વર્ણવ્યો હતો, તે મહાપ્રકાશ આવ્યો. ત્યાં એ પથીઓનું પોતાનુ કારણ-દેહાભિમાન ગળી ગયું ને સ્વયપ્રકાશરૂપ બન્યા. તેમાં જ અચ્યુતપુરની લીલા જોવા લાગ્યા. બીજા સર્વ દિવ્ય મંદિરોમાં સૌથી શ્રેષ્ઠ અચ્યુત શિખરોવાળુ દિવ્ય મણિમય પ્રભુ અચ્યુતનુ નિજ મંદિર, અચ્યુતના પ્રેમી સેવકોને પોતાના અદ્ભુત તેજવડે આદર આપતુ હતું. અચ્યુતપુરના દ્વાર સમીપ જઈ પહોંચતા પહેલાં તો ઘણાંક દિવ્ય વાદ્યો અને દિવ્ય સામગ્રીઓ સહિત અચ્યુતસેવકો તેઓને લેવાને આદરથી સામા આવ્યા; ને મોટા સત્કાર સાથે સત્સાધકાદિક પંથીઓને ભેટ્યા. પરસ્પર મહત્પ્રેમ સહિત જયગર્જનાઓ કરી સામૈયું તેમને લઈને પાછું વળ્યું. સર્વ પંથીઓએ, પુણ્યરૂપ મંદિરના દિવ્યાસનપર વિરાજતા અચ્યુતમાં અંતઃપ્રવેશ કર્યો, કે તત્ક્ષણે દિવ્ય બની સૌ પંથીઓ તે બ્રહ્મસ્વરૂપમાં લય પામી ગયા! અહોભાગ્ય! મહાભાગ્ય!! ધન્ય ભાગ્ય!!!

## ઉપસંહાર

પુરપ્રવેશ ને નિજમંદિર સુધીનું સર્વવૃત્ત, વરેપ્સુ આદિ વિમાનવાસીઓ ઇત્થંભૂત અવલોકન કરી શક્યા; પણ નિજમંદિરની અંદરના મહત્પ્રકાશમાં તેઓની ગતિ ચાલી નહિ. સત્સાધકાદિ પંથીઓને પ્રકાશમાં પ્રકાશરૂપ થઈ ગયેલા જોઇ, આગળ તેઓ ક્યાં ગયા, તે તેમનાથી જોવાયું નહિ મહારાજા વરેપ્સુએ એકવાર અનુભવ કર્યો હતો, તે પણ આ વેળા સૌની સાથે વિક્ષિપ્ત ચિત્તથી આગળનો પ્રકાર જોઈ શક્યો નહિ. તેણે સૌ પુણ્યજનો સાથે, સદ્ગુરુ દેવ ઋષિપુત્ર વામદેવજીને પ્રાર્થના કરી, ત્યારે બટુક વામદેવજીએ કહ્યું, "પુણ્યજનો! અધિકાર વિના વસ્તુપ્રાપ્તિ ક્યાંથી હોય? તે પંથીસમાજ તો સર્વ વાસનાથી મુક્ત અને અભેદ અનુભવતો હોવાથી-અચ્યુતપરાયણાંતઃકરણવાળો હોવાથી પરમપદને પામ્યો છે! જેની એ દશા, તે જ મુક્ત દશા! એ જ સાયુજયમુક્તિ! તેઓની પરમભક્તિ, અને અચ્યુતપ્રાપ્તિ માટે તેમણે સહન કરેલા અપાર પરિશ્રમથી-આત્મશોધનથી શુ તમે અજાણ્યા છો? તેઓને નિષ્કામ ભક્તિ માટે તો ધન્ય ધન્ય છે!" ત્યારે પુણ્યજનો સૌ એકેક શબ્દે બોલ્યા; "કૃપાનાથ! તેઓનો પરિશ્રમ યથાર્થ છે! અમે પણ આપના કૃપાપ્રસાદથી, હવે અચ્યુતપદ વિના બીજી આશા કે કામના કરનારા નથી. આપે અગ્નિસ્નાન કરાવ્યું, ત્યારથી જ અમે અચ્યુતપુરની આશાથી સમસ્ત આશાઓનો-દેહાભિમાનનો-વાસનાનો-ત્યાગ કરી, દેહ આપણા-

દિકને પણ તુચ્છ કરીને, આપની સન્મુખ આવ્યા છીએ, તો હવે અમને દુરાશા–કુવાસના કે સુવાસના કેમ જ બાધ કરશે? આપ તરણતારણ છો, માટે તારો! તારો! પાર ઉતારો! આપ અમારી નૌકા છો, માટે અમને તારો!” આમ બોલતાંની સાથે જ સૌ પુણ્યવંત જીવો–જે સર્વ સાધનસંપન્ન હતા તેઓ, ગુણાતીત, સમદર્શી, બંધનમુક્ત થઇ ગયા, તેઓ અશરીરી જણાવા લાગ્યા; પ્રિયાપ્રિયનો ભાવ પણ દૂર થઈ ગયો, અભિમાનગ્રન્થિ છેદાઈ ગઇ; તેઓ અકામ, નિષ્કામ, આપ્તકામ, આત્મકામ બની રહ્યા! નિસ્સંગી, નિરર્ગલ બની ગયા અને સ્વસ્વરૂપના સહજાનંદમાં વિહરવા લાગ્યા.

આવી સ્થિતિ ભોગવતા વિમાનવાસીઓમાં અતિ અદ્ભુત થયુંઃ સૌ વિમાનવાસીઓ અશરીરી અવસ્થામાં હતા, અને સર્વ કારણથી રહિત હતા તેવામાં જ એકાએક વિમાન અલોપ થઈ ગયું, ને સર્વે જાણે નભામંડળમાં તારાગણોની માફક અદ્ધર રહેલા પોતાને જોવા લાગ્યા. સો જ્ઞાન છતે, વિભ્રાંત જેવા જણાયા અત્ર સૌ ભયરહિત હતા. પરંતુ વિમાનની એ ગતિ થતા જ સર્વની સ્થિતિ ભયરહિત, વાસનારહિત થઈ ગઈ. તત્ક્ષણે સૌ એક સ્વરૂપ જણાવા લાગ્યા. નહિ રાજા વરેપ્સુ; નહિ ગુરુ વામદેવ, કે નહિ પુણ્યસમાજ! સર્વત્ર વાસુદેવમય જ જણાયું! સૌ અદ્વૈત સ્વરૂપ થઈ જતાં જ, એક દિવ્ય પ્રકાશ દશે દિશામાં વ્યાપી રહ્યો! અને તેમા તેઓ ક્યાં સમાઈ ગયા, તે જણાયું નહિ!

કવિઓને દિવ્ય નેત્ર હોય છે, જ્ઞાનીઓને પણ દિવ્ય નેત્ર હોય છે. તેઓની ગતિ સર્વત્ર છે. જો કે અમે કવિ નથી, જ્ઞાની નથી, પણ કોઈ અમને દિવ્ય નેત્રવડે દેખાડે છે કે, જે પુણ્યસમાજ સમાઈ ગયો, તેમાંના દરેકની દિવ્ય દેહની પ્રાપ્તિ થઈ હતી. તેવામાં જોયું તો અસંખ્ય સુસ્વર દિવ્ય અચ્યુત વાદ્યોના નાદ કરતા અચ્યુત સેવકો તેમના સત્કાર માટે સામા આવ્યા છે. કદીએ ન જોયેલા એવા અદ્ભુત દિવ્ય દેહધારી પ્રભુ અચ્યુતના સરખા જ દેખાતા પાર્ષદોને જોઇને સર્વ પુણ્યજનો ઉત્કટ પ્રેમોત્સાહથી ભેટી પડ્યા છે! અને તેમની સાથે અભેદપણાને અનુભવવા માંડ્યું છે!’ તત્કાલ એ સર્વ સમાજ પુરપ્રવેશ કરી પરમ રમણીય મૂર્તિ

* ટીકા–પ્રભુને શરણ થવાના ત્રણ પ્રકાર છે હું પ્રભુનો છુ, પ્રભુ મારા છે અને હું ને તે એક જ છીએ, અર્થાત્ હું તે જ છુ પ્રથમ શરણ જો કે મૃદુ છે તોપણ એમાં ભેદબુદ્ધિ રહે છે, જે હોવી નહિ જોઇએ; છતા એ શરણ પણ શ્રેષ્ઠતાને પહોંચાડે છે. એમાં જીવની વૃત્તિ શ્રેષ્ઠ છે, ને તે પરમાત્માને મહદ્ભાવથી જોય છે તે માર્ગે છે કે, “હે નાથ!

પ્રભુના નિજધામ આગળ જાય છે; ને સર્વેશ્વર, સર્વ સમર્થ, સર્વ કામ પ્રભુ અચ્યુતને ભેટી સદાસર્વદાને માટે કૃતાર્થ થયા છે! તદાકાર જ બની ગયા છે! કૃપા, કરુણા, સુખ, સામર્થ્ય ને પ્રેમાદિકના પૂર્ણસાગર પ્રભુ અચ્યુતે પોતાના તે પ્રત્યેક ભક્તને, અપાર પ્રેમથી નિજહૃદય સાથે ચાંપ્યા છે; ને નિજસમ અભય કરી નિજધામમાં નિવાસ કરાવ્યો છે.

ત્યાં સર્વત્ર ચિદાનંદમય પ્રકાશ વ્યાપી રહ્યો છે. સર્વ એક સ્વરૂપ અદ્વિતીય જણાય છે. ત્યાં ચંદ્ર નહિ, સૂર્ય નહિ, દેવ નહિ, દાનવ નહિ, માનવ નહિ, ત્યાં પિતા નહિ, માતા નહિ, સ્ત્રી નહિ, પુત્ર નહિ, ધન નહિ, ત્યાં કામ નહિ, ક્રોધ નહિ, ભેદ નહિ; ત્યાં બ્રાહ્મણ નહિ, ચાંડાલ નહિ! પુણ્ય નહિ, જોનાર નહિ, જોવાનું નહિ; ત્યાં હ્રસ્વ નહિ, દીર્ઘ નહિ; ત્યાં શ્વેત નહિ, રક્ત નહિ, પીત નહિ, શ્યામ નહિ, કોઈ પણ પ્રકારનો રંગ નહિ; ત્યાં દ્રષ્ટાની દૃષ્ટિનો વિપરિલોપ નહિ—એવી અનંત અભિન્નતા વ્યાપી રહી છે! ત્યાં સર્વ અવિનાશી છે! પોતાથી અન્ય કંઈ જ નહિ કે, પોતાથી જુદું કંઈ પણ જૂએ! એકલું અદ્વિતીય-બ્રહ્મ-પરમાત્મા-પ્રેમ! ત્યાં જે છે તે કોઈ જાણતું નથી. ત્યાં ચક્ષુની ગતિ નથી, વાણીની ગતિ નથી, મનની પણ ગતિ નથી. ત્યાં શું છે, તે અમે જાણતા નથી; જાણતા હોઈએ છતાં તે જણાવાય શી રીતે, તે પણ જાણતા નથી. જેણે જાણ્યું છે તેણે જણાવ્યું નથી—જે જાણે તે જ જાણે છે. વળી જેઓએ જાણ્યું છે તે કહી શકતા નથી, અને જેઓ કહી શકે છે, તેઓએ જાણ્યું નથી. પરંતુ જે જાણે છે તેનાથી તે અન્ય છે, તેમ જે જાણતા નથી, તેનાથી તે અધિક છે! પણ જે જાણે છે તે તો જાણે છે. અમે કહીએ છીએ કે, ए ते ज छे! ए ते ज छे! અને પુનઃ કહીએ છીએ કે ए ते नथी! ए ते नथी! સર્વેશ્વર! સર્વાત્મા! ભક્તવત્સલ! પ્રેમમૂર્તિ! સચ્ચિદાનંદ! જય! અદ્વિતીય-આત્મા-પરમાત્મા-બ્રહ્મ-પરબ્રહ્મ પ્રેમ! શાંતિ! જય!

---

આપણા વચ્ચે ભેદ છે, છતાં હુ તમારો જ છુ. તમે મારા છો એમ નથી ઉદાહરણ કે, “જેમ તરગ સમુદ્રનો છે, પણ સમુદ્ર કાંઈ તરંગનો નથી” બીજો પ્રકાર મધ્યમ છે. ગોપીઓએ એમ માન્યુ કે, કૃષ્ણ અમારા છે, તેથી તે કહે છે કે, “હે કૃષ્ણ! હાથ તરછોડી, બળ કરીને તમે જતા રહ્યા, તેમાં કંઈ અદ્ભુત નથી. આ અમારા હૃદયમાંથી જાઓ ત્યારે પરાક્રમ!” ત્રીજુ શરણું શ્રેષ્ઠ છે તેમાં સર્વ વાસુદેવમય છે, એ જ એક પરમ પુરુષ ઈશ્વર છે, એવુ અનન્ય હૃદય થઈ જતાં તે જ સ્વરૂપમાં વિલસવું, એ સર્વોત્તમ છે અત્ર અવધિ શરણું છે, છતાં બીજા બે ગૌણનો પ્રથમ સંગ રખાવ્યો છે. ગીતાના ૧૮ મા અધ્યાયના ૬૫-૬૬ શ્લોકમાં જે શરણું દર્શાવ્યુ છે, તેમાં જે અવધિપ્રકાર છે, તે જ આ છે.

# ઉપસંહાર

मल्लानामशनिर्नृणां नरवरः स्त्रीणां स्मरो मूर्तिमान्

गोपानां स्वजनोऽसतां क्षितिभुजां शास्ता स्वपित्रोः शिशुः ।

मृत्युर्भोजपतेर्विराडविदुषां तत्त्वं परं योगिनां

वृष्णीनां परदैवतेति विदितो रंगं गतः साग्रजः ॥

અર્થ-શ્રીકૃષ્ણ જ્યારે પોતાના વડાબંધુ બળદેવની સાથે કંસની સન્મુખ રંગભૂમિપર દાખલ થયા, ત્યારે ભિન્ન ભિન્ન લોકોએ શ્રીકૃષ્ણને ભિન્ન ભિન્ન રૂપે જોયા હતા. મલ્લોએ વજ્ર જેવા જોયા હતા, ઉત્તમ મનુષ્યોએ એક મહાત્મા જેવા જોયા હતા, મથુરાની સ્ત્રીઓએ મૂર્તિમાન્ કામદેવરૂપે જોયા હતા, ગોવાળીઆઓએ પોતાના સબંધીરૂપે જોયા હતા, દુષ્ટ રાજાઓએ દંડ દેનારરૂપે જોયા હતા, માતાપિતાએ બાળક સ્વરૂપે જોયા હતા, ભોજપતિ કંસે મૃત્યુરૂપે જોયા હતા. મૂર્ખાએ લોહીથી ખરડાયલા હોવાથી બીભત્સરૂપે જોયા હતા, યોગીઓએ પરમતત્ત્વરૂપે જોયા હતા અને યાદવોએ પરમ દૈવતરૂપે જોયા હતા.